# 'ગદ્યકાવ્ય વિશેષાંક

નવેમ્બર – ડિસેમ્બર ૧૯૮૪નો 'કવિલોક'નો અંક 'ગદ્યકાવ્ય' વિશેષાંક તરીકે પ્રકટ થશે. આ અંક છૂટક મળી શકશે નહિ. એ અંકની બધી જ સામગ્રી પાકા પૂંઠાના અમેરિકન બંધાઈના પુસ્તકરૂપે તરત જ પ્રકટ થશે. આ પુસ્તકની કિંમત ૨૪ રૂપિયા રહેશે. ડિસેમ્બરના અંત સુધીમાં આગોતરા ગ્રાહક થનારને તે રૂપિયા પંદરમાં જ મળશે. ૧૫ રૂપિયાનો મ. ઑ. કરી તમારી નકલ સુરક્ષિત કરી લેશો. વાર્ષિક ગ્રાહક થનારને આ અંક નિયત લવાજમમાં જ મળશે.

આ અંકમાં 'ગદ્યકાવ્ય'ને લગતા વિવેચન-લેખો પ્રકટ થશે. આ અંકના લેખકો છે સર્વશ્રી નિરંજન ભગત, ચંદ્રકાંત શેઠ, ધીરુ પરીખ, અશીર ફ્રેલ્ડર, નલિન રાવળ, દિનેશ કોઠારી, ભોળાભાઈ પટેલ, રઘુવીર ચૌધરી, નલિની માડગાંવકર વગેરે. આ ઉપરાંત ગુજરાતીનાં અને અન્ય ભાષાનાં નીવડેલાં ગદ્યકાવ્યોનો સંચય પણ એમાં હશે. આ પ્રકારનું આપણી ભાષામાં આ પ્રથમ પ્રકાશન હશે.

પ્રત્યેક કાવ્યરસિકે વસાવવા જેવાં પ્રકાશનો

# નવ્ય કવિ શ્રેણી

કવિલોક ટ્રસ્ટે નવ્ય કવિઓના કાવ્યસંગ્રહોનું પ્રકાશન કરવા 'નવ્ય કવિ શ્રેણી'નો આરંભ કર્યો છે. આ શ્રેણીમાં નીચેના પ્રથમ બે કાવ્યસંગ્રહો પ્રગટ થઈ ગયા છે :

**૧. પરંતુ** — **વિનોદ જોશી**

**૨ પાર્થિવ** — **જગદીશ વ્યાસ**

પ્રત્યેક સંગ્રહ ૫૨ પૃષ્ઠનો છે. નેચરલ શેઈડના ભારે કાગળ પર સ્વચ્છ મુદ્રણ અને મધ્યવર્તી દોરીની બંધાઈવાળા આ આકર્ષક પ્રત્યેક સંગ્રહની કિંમત રૂપિયા સાત છે. પરંતુ 'કવિલોક'ના ગ્રાહકને આ પ્રત્યેક સંગ્રહ માત્ર રૂપિયા પાંચમાં મળી શકશે. 'કવિલોક'ના તમારા વાર્ષિક લવાજમ સાથે આ બે કાવ્યસંગ્રહોના રૂ. ૧૦ ઉમેરીને મોકલી, આ લાભ સવેળા મેળવી લેશો. હવે પછી આ શ્રેણીમાં પ્રકટ થશે યજ્ઞેશ દવેનો કાવ્યસંગ્રહ ૩૧મી ડિસેમ્બર સુધીમાં આગોતરા ગ્રાહક થનાર માટે માત્ર રૂ ૪–૫૦

વ્યવસ્થાપક : કવિલોક

લાવણ્ય, વિજય પાર્ક, નવરંગપુરા, અમદાવાદ ૩૮૦ ૦૦૯

શરદ વિ. સં. ૨૦૪૦ કવિલોક સપ્ટેમ્બર-ઓક્ટોબર ૧૯૮૪

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि ।

## નવી કવિતા

નવી કવિતા વિશે એક શબ્દ પણ ઉચ્ચારતાં પહેલાં મને એના વિરોધીઓના પૂર્વગ્રહો યાદ આવ્યા વિના રહેતા નથી. એની પ્રત્યેના પક્ષપાત કરતાં ય એ વિરોધ વધારે વાચાળ હોવાથી કવિતા વિશેની આછી આછી વિભાવના પણ રોળાઈ ગઈ છે. છતાં એક વસ્તુની નોંધ લેવાની છે કે એ વિરોધે એના બહિરંગમાં જ અટવાયા કીધું છે, અને જેને લીધે નવી કવિતા, નવી કવિતા બની છે તે વાત વિસારે પડી છે. હું માનું છું કે 'કવિતા એટલે શું?' એ પ્રશ્ન છાનો કે ચાહન પણ દૃઢતાથી જગવીને પછી ખંતથી એના ઉત્તરની ખોજ કરતાં જે સૂઝ્યું તેને ઉપયોગમાં લીધું હોય એવું તો ગુજરાતી સાહિત્યમાં પહેલી જ વાર નવી કવિતાના હાથે બન્યું છે. એમાંથી નવી કવિતાને એક દૃષ્ટિ મળી છે, કવિતાના આત્માને જ જઈ વળગવાની. કવિતાના આત્માના મહત્ત્વ ઉપર એણે જે ભાર મૂકી બતાવ્યો છે તેથી કવિતાનાં સ્વરૂપ ને સ્વભાવ જ પલટાઈ ગયાં છે. કોઈ પણ વિષય કે કોઈ પણ ભાવ કવિતાને અણખપતો રહ્યો નથી : યતિભંગ, શ્રુતિભંગ, છંદોભંગ વગેરેનું સ્વાતંત્ર્ય તો તે યથેષ્ટ ભોગવે છે જ, પણ કાવ્યવાણી ને કાવ્યરૂપમાં પણ એણે ખૂબ અખતરા કર્યા છે. એમ કહી શકાય કે કવિતા આઝાદ બની છે.

યશવંત શુક્લ

('શબ્દાન્તરે'માંથી)

# અખાના છપ્પાના પાઠ અને અર્થ–૪

શિવલાલ જેસલપુરા

(ગયા અંકથી ચાલુ)

૨૧૫

ભણ્યાગણ્યા ભલ પાકે પંચ,
ન્યાય ઉકેલે જાણે સંચ
સભાપતિ થૈ બેસે મધ્ય
પણ આતમની નવ જાણે વિધ્ય
અખા ક્યાંય ન કુંવારી ગાય,
ઠાલા આવ્યા ને ભૂલા જાય ૨૧૫

ઉપરના છપ્પાની ત્રીજી લીટીના પૂર્વાર્ધનો પાઠ ઉ અને મ.માં ઉપર મુજબ છે નિ.માં 'અખા જાયમ ક્યાંય ન કુંવારી ગાય' છે સ.માં 'અખા ક્યાં જાન કુંવારી ગાય?' એવો પાઠ છે ફાર્બસ સભાની ક્રમાંક ૨૬૭ (ઉ ૨), ૩૩૬ (ઉ ૩), ૩૪૯ અને ૯૨૬વાળી પ્રતોના 'અખા જાયમ કાંઈ ન કુંઆરી–કુંવારી ગાય' પાઠ છે, અને ક્રમાંક ૩૬૨વાળી પ્રતમાં 'અખા કોઈ ન કુંવારી ગાય' પાઠ છે

મ.એ આ છપ્પાનો ગદ્યાનુવાદ આ પ્રમાણે કર્યો છે 'વિદ્વાનો ભલે પંચમાં પોતાની બડાઈ હાંકે, સંસારનો સંચ–કરામત જાણતા હોઈ ન્યાય ઉકેલે અને સભાપતિ થઈ વચ્ચે બેસે પણ તેઓ આત્માની રીત જાણતા નથી બ્રહ્મભાવ ન અનુભવનાર, કુંવારી સ્ત્રીના જેવા તેઓ બ્રહ્માનંદની વાત ક્યાંથી કરે? તેઓ તો ખાલી આવ્યા હતા અને સંસારમાં ભૂલા પડીને જાય છે '

નિ.એ કરેલો ગદ્યાનુવાદ આ પ્રમાણે છે "ભણ્યાગણ્યા માણસો ભલે પંચમાં પહોંચે (પંચ તરીકે ન્યાય કરવા બેસે), અને જાણે જાતુની કરામત કરતા હોય તેમ ન્યાય નામના પ્રશ્નો ઉકેલે, બધાની વચ્ચે તેઓ સભાપતિ થઈને બેસતા હોય છતાં આત્માની વિધિ તેઓ જાણતા નથી – આત્મજ્ઞાન વિનાના છે કુંવારી ગાય ક્યાંય સાંભળી નથી. એ તો ખાલી હાથે આવ્યા અને વલખાં મારતા જાય છે '

આમાંનો પહેલી બે લીટીનો ગદ્યાનુવાદ લગભગ સ્વીકારી શકાય એવો છે પરંતુ ત્રીજી લીટીનો ગદ્યાનુવાદ સ્વીકારી શકાય એવો નથી એ અર્થ અસંગત છે અને છપ્પાના તાત્પર્યને પ્રગટ કરતો નથી

શ્રી જયંત કોઠારીએ 'ફાર્બસ સભા ત્રૈમાસિક'ના ૧૯૮૩ના ઑક્ટોબર–ડિસેમ્બરના અંકમાં આ છપ્પાના અર્થની ચર્ચા કરી છે તેમાં તેમણે આ લીટીના અર્થ વિશે લખ્યું છે "'નિ.'એ પાંચમા ચરણનો અનુવાદ 'કુંવારી ગાય ક્યાંય સાંભળી નથી' એવો કર્યો છે તે ઘણું નવાઈભર્યું છે આ વાત તો અહીં તદ્દન અર્થહીન ભાસે છે" પછી લખે છે "'કુંવારી એટલે પ્રિયતમને ન પામેલી, પ્રેમના અનુભવ વિનાની 'ગાય' એટલે પોતાના અનુભવનો આનંદોદ્ગાર કરે અનુભવ વિનાની 'કુંવારી' શાનું ગાન કરે? આતમની વિધ નહીં જાણનારા ને સભાપતિ થઈ બેસનારા પર અખાનો આ પ્રહાર છે મહેતાએ અખાના આ મર્મને સમજીને પ્રસ્તુત પંક્તિનો અનુવાદ કર્યો છે "બ્રહ્મભાવ ન

નુભવનાર, કુંવારી સ્ત્રીના જેવા તેઓ બ્રહ્મતત્ત્વની ત ક્યાંથી કરે ?"

પરંતુ શ્રી કોઠારીના "અનુભવ વિનાની 'કુંવારી' નું ગાન કરે છે ?" અને મ.ના "તેઓ બ્રહ્મ-ત્વની વાત ક્યાંથી કરે ?" એના અર્થ અનુક્રમે ાન ન કરે' અને 'વાત ન કરે' એવા થાય. પ્પાનો જે પાઠ છે તેમાંથી આવો જ અર્થ નીકળે. ણ તેમાંની આ હકીકત સત્યથી વેગળી છે પ્રેમના. નુભવ વિનાની કુમારિકાઓ અને કન્યાઓ ગૌરી-ત વખતે તેમજ રાસગરબામાં પ્રેમગીતો ગાય છે ો ક્યાં કોઈથી અજાણ્યું છે ? અને છપ્પાના ર્થને બંધ બેસાડવા માટે પણ 'ગાય છે' એવા ર્થની જરૂર છે.

આવો અર્થ પાઠમાં 'ક્યાંય'ને બદલે ક્યાં' હોય (એટલે ચરણને અંતે પ્રશ્નાર્થ પણ હોય) તો નીકળે. તો આ ચરણનો અર્થ આવો થાય: "જેમ પ્રેમના અનુભવ વિનાની કુંવારી સ્ત્રીઓ પ્રેમનાં ગીતો ગાય છે તેવી રીતે આ બુદ્ધિ-શાળી લોકો બ્રહ્મભાવ અનુભવ્યા વગર બ્રહ્મની મોટી મોટી વાતો કરે છે." આ અર્થ છપ્પાના તાત્પર્ય અને પછીના ચરણ સાથે સુસંગત છે, જેમાં અખાનો ધારદાર કટાક્ષ વ્યક્ત થાય છે : "તેઓ તો આ દુનિયામાં આવ્યા હતા તેવા જ, ઊલટાના ભ્રમમાં ભૂલા પડીને જીવન પૂરું કરે છે."

અને ખરેખર જે પ્રતોને આધારે ઉપરોક્ત પાઠ આપવામાં આવ્યો છે તેમાંની કેટલીકમાં 'અપા કાંહાં ન કૂંઆરી–કુંવારી ગાઈ–ગાય' છે, તો કેટલીકમાં અખા જ્યમ કાંહાં ન કુંવારી ગાય' પાઠ છે. 'કાંહાં'નું અર્વાચીન ગુજરાતીમાં 'ક્યાં' રૂપ થાય તેને બદલે 'ક્યાંય' કરવાથી ઉપર બતાવી છે તેવી અર્થની વિપરીતતા સર્જાઈ છે. સાચો પાઠ 'અખા કાંહાં (ક્યાં) ન કુંવારી ગાય ?' ગણાય.

૧૬

ટેઢી પાગ ટાકરને ઠામ,
જો નહિ જાણ્યો આતમરામ.
મરડી મૂછ મુખ વંકા બોલ,
અલ્યા, કાલ વાગશે ઢીલા ઢોલ.
અખા વરણાગી વણસી જશે;
ભૂંડાં ભગળ ઉઘાડાં થશે. ૨૨૬

બીજી પંક્તિમાં ઉ., મ. અને ત્રિ.માં ઉપર મુજબ પાઠ છે. બધી હસ્તપ્રતોમાં 'વંકા'ને સ્થાને 'વાંકા' છે અને 'અલ્યા'ના ઉમેરણને બાદ કરતાં ઉપર મુજબ પાઠ છે, માત્ર સ.માં 'ટાકર'ને સ્થાને 'ઠાકર' પાઠ છે, જેનો અર્થ બંધ બેસે એવો નથી.

ઉ.એ 'ટાકર'નો અર્થ 'ઉજ્જડ, કઠણ, રણકી જમીન જેવું તાલિયું માથું (?)' નોંધી સમજૂતી આવી આપી છે : "તાલવાળા માથાના સ્થાને વાંકી પાઘડી મૂકવાથી શી શોભા વધવાની છે, જો..."

'ટાકર'ના અર્થ પરત્વે મ. અને ત્રિ. ઉ. ને અનુસરે છે. મ. અનુવાદ આવો આપે છે: "જો તું આત્મતત્ત્વ નહિ સમજી લે તો કાલે જ્યારે મોતનાં નગરાં વાગશે ત્યારે આ ટાલિયા માથા પર વાંકી પાઘડી, વળ ચઢાવેલી મૂછ અને વાંકા બોલ એ બધી તારી વરણાગી વણસી જશે..." ત્રિ.નો અનુવાદ આ પ્રમાણે છે: "જો આત્મારૂપી રામને

માણસે ન જાણ્યો તો તે ટાલિયા માથા ઉપર વાંકી પાઘડી મૂકવા જેવું છે મૂછને વળ ચઢાવી મોઢેથી ગર્વભર્યાં વચનો તું ભલે બોલે, પણ યાદ રાખ કે થોડા જ વખતમાં એ અભિમાન– એ ટેઢાપણું – નાશ પામશે ..."

શ્રી જયંત કોઠારીએ આ છપ્પાના અર્થની ચર્ચા 'ફાર્બસ સભા ત્રૈમાસિક'ના જાન્યુઆરી–માર્ચ, ૧૯૮૪ના અંકમાં કરી છે. તેમની વાત સાચી છે કે "'ટાકર'ના 'ઉજ્જડ, કઠણ રણુકી જમીન' એ અર્થને 'સાર્થ જોડણીકોશ'નો ટેકો છે. પરંતુ એમાંથી તાલિયા માથા સુધી જવાનું સાહસિક લાગે છે. તાલિયું માથું જ શા માટે એનો કોઈ ખુલાસો નથી. વળી અન્વય સાથે પણ કેટલીક છૂટ લેવી પડી છે. જોશીને 'શી શોભા વધવાની છે' એ અંશ, ને ત્રિવેદીને 'મૂકવા જેવું છે' એ અંશ ઉમેરવો પડ્યો છે અને મહેતાને પહેલી પંક્તિના સ્વતંત્ર અન્વયને બદલે આખા છપ્પાનો અન્વય કરવો પડ્યો છે."

તે પછી તેમણે (૧) પહેલી પંક્તિનો અન્વય આ પ્રમાણે આપ્યો છે: "જો આત્મારામને જાણ્યો નહીં તો ટેઢી પાગ એ ટાકરને ઠામ (એટલે **ટાકરની સમાન**) છે." (૨) 'ટાકર'ને 'ટેઢી પાગ માટે વપરાયેલું'' ઉપમાન ગણ્યું છે. અને (૩) અખાએ 'ટેકરા'નું 'ટાકર' કર્યું હોય એવી સંભાવના રજૂ કરી છે વધુમાં આ પંક્તિની આવી સમજૂતી આપી છે: "આત્મારામને ન જાણ્યો હોય તો વાંકી પાઘડી ખાલી ટેકરા જેવી એટલે કે એના પોતાના વિશિષ્ટ મહિમા વિનાની, તુચ્છ, નકામી છે, ગૌરવ તો આત્મારામને જાણવામાં જ છે, એમ અખાનું કહેવું હોય."

પરંતુ (૧) પંક્તિનો અન્વય તેમણે કર્યો છે તેવો નહિ પણ આવો થાય: "જો આતમરામને જાણ્યો નહીં તો ટાકરને ઠામ ટેઢી પાગ (જેવી હાલત થાય) છે: (૨) 'ટાકર' ટેઢી પાગનું ઉપમાન નથી, પણ આતમરામને ઓળખ્યા વિનાની હાલત એ 'ટેઢી પાગ'નું ઉપમાન છે. (૩) 'ટાકર'નો 'ટેકરો' નહિ પણ 'કઠણ, સપાટીવાળી, લપસી પડાય એવી સાફ' એવો અર્થ, સ્વીકારીને પંક્તિના ઉત્તરાર્ધ સાથે પૂર્વાર્ધનું દૃષ્ટાંત બરાબર, આ રીતે, બંધ બેસાડી શકાય છે:

"આત્માને ઓળખવામાં ન આવે (અને બીજા ઉપાયો અજમાવવામાં આવે) તો સપાટ અને કઠણ (ટાકર) જમીન (ઠામ) ઉપર ચાલતાં (માથા ઉપર અભિમાનમાં મૂકેલી) વાંકી પાઘડી (પડી જતાં થતી ભૂંડી હાલત) જેવી થાય છે."

'ટાકરને ઠામ'ને બદલે 'ટાકર ને ઠામ' એવો પાઠ પણ લઈ શકાય.

'ફાર્બસ સભા ત્રૈમાસિક'ના એપ્રિલ–જૂન, ૧૯૮૪ના અંકમા શ્રી કાન્તિલાલ શાહે આ છપ્પાની પહેલી પંક્તિના પાઠ અને અર્થ આ પ્રમાણે સૂચવ્યા છે: "ટેઢા પાગટા કરતે ટામ છે: અર્થાત્ ત્રાજવાનાં બે પલ્લાં સરખાં કરવાની વાત છે. અહીં સીધી કે વાંકી પાઘડીની વાત જ નથી. તમે લોકો જેને 'બેલેન્સ ઑવ્ માઇન્ડ' કહો છો તેની – મનના ત્રાજવાને સમતોલ કરવાની વાત છે." વધુમાં તેમને લાગ્યું છે કે "જૂની હસ્તપ્રત પરથી પ્રેસ-

નકલ કરનારે પાગટા કરતે ઠામ વાંચવાને બદલે પાગ ટાકરને ઠામ વાંચ્યું અને ઉતાર્યું'. પાગ શબ્દ સ્વીકારવામાં એટલે કુદરતી રીતે જ ટેક્કાં ને બદલે ટેડી વંચાયું." પરંતુ બધી હસ્તપ્રતોમાં 'ટેડાં' કે 'ટેડી' નહિ પણ સ્પષ્ટ 'ટેઢી' લખેલું છે. વળી તેમણે કરેલો અર્થ, પંક્તિના ઉત્તરાર્ધ સાથે બંધ બેસે એવો કે સુસંગત નથી.

એમ તો સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની 'અખાની વાણી' ભાગ ૧ના ચાણાક અંગના છપ્પા ૨૨૫માં આ લીટી આ પ્રમાણે છે: 'ડાંડી પાઘડાં કર ને ઠામ, જો નેં જાણ્યા આતમરામ.' આ પાઠને કોઈ હસ્તપ્રતનો ટેકો નથી. તેમ તેનો સુસંગત અર્થ પણ કરી શકાતો નથી.

'કાલે વાગશે ઢીલા ઢોલ'નો 'વરણાગી વણસી જશે' એ અર્થ અથવા તો 'અહીં ઘડપણની વાત છે' (કાન્તિલાલ શાહ) એ હકીકત સ્વીકારી શકાય એવી છે. પણ મ.નો 'મોતનાં નગારાં વાગશે' એ અર્થ નકારી શકાય એવો નથી. 'મોતનાં નગારાં' 'ઢીલા' શા માટે એનો ખુલાસો પણ થઈ શકે તેમ છે. અમુક આદિવાસીઓમાં મૃત્યુ પછી ધીમી થપાટે ને વિલંબિત લયમાં ઢોલ વગાડવાનો રિવાજ છે, અને ગામડાંમાં હજુ પણ લગ્ન પછી કન્યાને સાસરે વળાવતી વખતે ઢોલી આ રીતે ઢીલો ઢોલ વગાડે છે, જે કરુણ વાતાવરણને અનુકૂળ રહે છે. તે પરથી 'ઢીલા ઢોલ વાગશે' એટલે 'મૃત્યુ આવશે' એવો અર્થ કરવામાં મુશ્કેલી રહેતી નથી.

૧૭

ખાટા થયે ખટી નહિ વળો,
    કાં ધાટા થઈ ગોવિંદથી ટળો ?
એક મેલો મંત્ર, બીજો કુતર્ક,
    એ સાધકને મુખે મૂકે નર્ક.
અખા ઈશ્વરને નહિ છેતરે,
    લાંબો દાંતો વહેલો ખરે. ૨૨૭

આ છપ્પાની પહેલી લીટીના ઉત્તરાર્ધમાં ઉ., સ. અને મ.માં ઉપર મુજબ 'ધાટા' પાઠ છે. ઉ.એ ઉપયોગમાં લીધેલી અને તે ઉપરાંત ૩ એમ કુલ ૧૧ પ્રતોમાંથી એક જ પ્રતમાં 'ધાટા' પાઠ છે, જ્યારે ૧માં 'ધાધા', ૩માં 'ધાટુ–ટ્રુઆ' ૨માં 'ધાઢુઆ', ૧માં 'ધટૂવા', ૧માં 'ધટવા' અને ૧માં 'ગાટુઆ' પાઠ છે. આમ, વધુ પ્રતોમાં 'ધાટુઆ'–'ધાઢુઆ' પાઠ છે.

ઉ. અને મ.એ 'ધાટા'નો 'કઠણ' એવો અર્થ આપ્યો છે, જેને 'સાર્થ જોડણીકોશ'નો ટેકો છે. પણ વધુ પ્રતોમાં 'ધાટુઆ–ધાઢુઆ' પાઠ છે. ગુજરાતમાં ટ–ઠ નો અને ગ–ઘનો અભેદ–મહાપ્રાણત્વની હેરફેર સર્વવિદિત છે. તે પરથી ધાઢુઆ–ગાઢુઆ–ગઢિયા=ધૂર્ત, છેતરનાર, શઠ એમ અર્થ બંધ બેસે છે. તે જોતાં 'ધાટા'ને સ્થાને 'ધાટુઆ–ધાઢુઆ' પાઠ લેવો જોઈએ.

૧૮

મારે મોટો હુન્નર જડચો,
    જે ઈશ્વરરૂપી જહાજે ચઢચો.

પંચ સહિત ઊતરિયો પાર
પગ ન બોળું જળસંસાર
હું હસતા રમતો હરિમાં ભળ્યો,
અખા જાણ્યું ત વળણે વળ્યો ૨૪૮

શ્રીજી સોટીના ઉત્તરાર્ધનો પાઠ ઉપર પ્રમાણે મ મા 'વળો'ને સ્થાને 'વળ્યો' નિમા 'અજાણ્યુ ત એમ વલણે વળ્યો' અને સમા 'અખા જાણે ત વાણે વળ્યો' પાઠ છે ઉએ નોંધેલી સંજ્ઞા ૨ અને ૩વાળી પ્રતામા અનુક્રમે 'અજાણ્યો ત એ વલણે વળ્યો' અને 'અખા જાણ્યુ તે એ વલણે વળ્યો' પાઠ છે પણ તેમણે એ નોંધ્યા નથી આ ઉપરાંત ફા ગુ સની ક્રમાંક ૩૪૮વાળી પ્રતમા 'અજાણ્યુ ત એમ વલણે વળ્યો,' ક્રમાંક ૩૬૨વાળી પ્રતમા 'અજાણ્યુ ત એ વલણે વળ્યો' અને ક્રમાંક ૮૨૬વાળી પ્રતમા 'અજાણ્ ત્યા એ વલણે વળ્યો' એવા પાઠ છે

ઉ કે સએ છપ્પાના શબ્દાર્થ કે સમજૂતી આપેલ નથી, મ અને નિએ છપ્પાના ગદ્યાનુવાદ આપ્યા છે મએ આપેલો ગદ્યાનુવાદ આ પ્રમાણે છે "મને એક મોટો કસબ જડી ગયો અને ઈશ્વરરૂપી જહાજે ચડી ગયો જેથી સંસારના જળમા પગ પલાળ્યા વિના પંચ મહાભૂત સહિત ભવપાર ઊતરી બ્રહ્મમા ભળી ગયો માટે તમે સમજો તો આ માર્ગે વળો નિનો ગદ્યાનુવાદ આવો છે "મને તો મારો કસબ જડી ગયો જે હું ઈશ્વરરૂપી નાવમા ચઢી બેઠો પંચભૂતના શરીર સાથે જ હું સંસાર સાગરની પાર ઊતર્યો હવે હું ફરીવાર સંસારના જળમા પગ નહિ બોળું (સંસારના બંધનોમા ફરી નહિ બંધાઉં) હસતો રમતો હું હરિમા ભળ્યો છું અજાણ–અજ્ઞાન હતા તે આ રીતે જ્ઞાનને માર્ગે વળ્યો"

આમા 'પંચ સહિત ઊતરિયો પાર'નો અનુવાદ, તમાના રહસ્યને પ્રગટ કરતો નથી. અહીં 'પંચ મહાભૂત સહિત કે પંચભૂતના શરીર સાથે જ ભવપાર કે સંસારની પાર ઊતર્યાની વાત નથી પણ પોતે પંચમહાભૂત–દેહભાવથી મુક્ત થયો અને તે સાથે સંસારથી પણ પર થઈ ગયો એમ અખો કહે છે

શ્રીજી સીગીના ઉત્તરાર્ધના મનો અનુવાદ 'મા તમે સમજો તો આ માર્ગે વળો' બરાબર નથી તમનો પાઠ 'વળ્યો' છે તનો આવો આજ્ઞાર્થ અર્થ કેવી રીતે થઈ શકે? ઉવાળા પાઠનો પણ આવો અર્થ થાય 'તમે જાણો–સમજો તે માર્ગે વળો' પણ અહીં (જ્ઞાનમાર્ગે) હરિમા ભળ્યાનો ઉલ્લાસ ગાનાર અખો જાણો – સમજો તે મા વળવાનો ઉપદેશ આપે ખરો! છપ્પાના પૂર્વાર્ધ સાથે આ પાઠ સુસંગત નથી.

'અજાણ્યુ તે એ વલણે વળ્યો'નો અર્થ આવો થા 'જેનાથી અજાણ હતા તેવા માર્ગના આ વળા (જ્ઞાનમાર્ગ) તરફ અખો વળ્યો' આ અર્થ પૂર્વા સાથે સુસંગત અને સ્વાભાવિક છે વળી બહુમતી કુલ ૪–પ્રતાનો તેને ટેકો છે તથી ત પસંદ કર જોઈએ (ક્રમશ

# યુદ્ધ-નિમંત્રણ

રાજેન્દ્ર શાહ

શૂર્પણખા : (રાવણના મહાલયમાં પ્રવેશી)
ક્યાં છે ?
ત્રણેયે લોકનો જેતા ભાઈ ક્યાં ? કુંભકર્ણ શી
એને યે ઊંઘ છે આવી ? કશે ઉન્નત ગર્વથી
શીર્ષ એ ધરશે ? જેની સ્વસાની આ દશા થતી.

રાવણ : (વિશ્રાંતિખંડમાંથી બહાર આવતાં)
આવ, છે દૂભવી કોણે ?
(શૂર્પણખા નિકટ આવે છે.)
છિન્નનાસા ?
(શૂર્પણખા કાન ઉપરથી કેશ આઘા કરે છે)
ન કર્ણ ? રે....
કોણ છે કૃત્યથી આવા ઊભેલું મૃત્યુ-ઉંબરે ?

શૂર્પણખા :
વ્યર્થ આક્રોશ છે તારો, વ્યથા લેશે તને નથી.
ચારેયે બાજુથી લંકા રક્ષિતા છે સમુદ્રથી.

રાવણ :
દુઃખ છે તેથી છે તારી વાણી ભરી કટાક્ષથી.
વક્રતા ત્યજીને બોલ.

હું જ છું ક્ષુબ્ધ લજ્જિત.
બોલ, આ કરનારું છે કોણ ? છે કોણ ઉદ્ધત ?

શૂર્પણખા :
દક્ષિણાપથના ઘાડા દંડકારણ્યને વિષે
તારુણ્યે ગરવી કાયા બ્રહ્મચારી તણી લસે.

રાવણ :
ભેદ સીધો હવે પામું, મુગ્ધાશી તું ગઈ હશે.

શૂર્પણખા :
હાંસી સૂઝે તને ? મારે કહેવું કૈં નથી હવે.

રાવણ :
રીસ એવી નહીં બેનાં, મારું યે હૈયું જો દ્રવે.
હસતાં હસતાં ઝીલી જાણીએ સર્વ વેદના.
વેર તો વળશે નિશ્ચે, શંકાથી ધર ખેદ ના.
હા પછી ?

શૂર્પણખા :
પછી તો....

તિલોત્તમા સમું રૂપ લીધ, ઉલ્લાસ લાસ્યમાં.
રેલીને હાવથી પૂર્ણ લાલિમા નેત્ર આસ્યમાં.
નિમંત્રતી વિલાસાર્થે વાંછી, શિલાસને સ્થિત
એને; અડોલની પાસે સંચરું છું હું સસ્મિત.
શૂન્યશાં લોચનો એનાં, ઉછંગે થાપ મેં દીધી.
ત્યાં તો એક ઉછાળો લૈ માનહાનિ મહા કીધી.

રાવણ :
નામ તું જાણતી એનું ?

શૂર્પણખા :
એને સૌમિત્ર સૌ કહે.
ગોદાવરી નદીતીરે પર્ણની કુટિરે રહે.

રાવણ :
સૌમિત્ર !

શૂર્પણખા :
છે ન એકાકી બંધુ ને બંધુની વધૂ
ત્રણે યે સંગમાં માણે વન્યજીવનનું મધુ.

રાવણ :
અલમ્ મેં ઓળખી લીધાં, છે ને એ રામજાનકી?

શૂર્પણખા :
હવે છે ઊઘડી તારી આંખ, શંકા રહી નથી.

રાવણ :
ખર, દૂષણ ને ત્રીજો ત્રિશિરા-બંધુની તને
સાંપડી સાહ્ય ના? સૌ એ સમર્થ: એવું ના બને.

શૂર્પણખા :
ત્રણે યે રણમાં પોઢ્યા સૈન્ય સંગાથ મૃણ્મય.

રાવણ : (નેત્રમાં દશ્ય નિહાળે છે)
મિથિલા નગરી, ચાપ, નિજી સામર્થ્ય વ્યત્યય.
(મનોમન)
દાહ જે હૃદયે, શેણે શમે તે હજી ચિંતવ્યું
નહીં મેં, આ નિમિત્તે તે સ્પષ્ટ દૃષ્ટિમહીં થયું.

શૂર્પણખા : (રા.ના નેત્રમાં દીપ્તિ આવેલી નિહાળી)
જાણતી, મનમાં તેં જો ધર્યો સંકલ્પ કૈં તદા
વિઘ્નોના અદ્રિની પાંખો કાપીને યે ફળે સદા.
કિંતુ આ અંગની લાધી વિકૃતિ ના સહી જતી.

રાવણ :
આકળી તું ન હો, હૈયે હો આશ્વસ્ત ધરી ધૃતિ.
અશ્વિની બંધુઓ બંને અંગક્ષત નિવારશે;
આછું યે ચિહ્ન ના કોઈ મુખે તારા રહી જશે.
કૈંક એવું કરું જેથી રહે ના નાક એમનું;
ઉપચાર નહીં જેનો કાલાન્તરે ય તે સમું.

શૂર્પણખા :
વીર મારા...

રાવણ :
હવે તું લે વિશ્રાંતિ રમ્ય હર્મ્યના
એકાન્તે; પરિચર્યામાં રહેશે અષ્ટ અંગના.

દ્વારપાલિકા :
આમ, આ બાજુથી આવો.
(શૂર્પણખાનું અંદરના ખંડમાં જવું)

રાવણ :
કોને હું ગુપ્ત મંત્રણા
કાજ નિમંત્રું ?—જે રાખે નહીં કર્તવ્યમાં મણા
લેશે; કિંતુ મહર્ષે જે આહુતિ પ્રાણની ધરે;
છલતંત્ર વિશે જેનું વળી નૈપુણ્ય હો ખરે.
એક મારીચને એવો લહું. આ ગોપ્ય વાતમાં
ઇતનું કામના : હું જ મળું એના નિવાસમાં
દૂર સાગરને તીર, વ્યોમને માર્ગ સત્વર.

મારીચ ૦ (ગવાક્ષમાંથી સમુદ્રને નિહાળતાં)
નીલકોમલ આ વારિ, વારિથી વિદ્ધ અશ્મર!

આશ્ચર્યવત ન્યાળું આ સંસૃતિ, કાર્ય-કારણ !

(દૂરના આકાશમાં આ તરફ ધસી આવતુ કંઈક જોઈ)

મહાબાજ સમા વેગે આવે કોણ ?

(જરા સ્પષ્ટ થતાં)

દશાનન !

સ્વયં ! આગળથી કૈંક, સંદેશો પાઠવ્યા વિના !

ઓચિંતી મનમાં એવી જાગી શી હોય કામના ?

અંદેશો–વામ બાહુને કંપ–આસન્ન કાલનો ?

જે હો...સત્કારું હું દ્વારે...મિથ્યા તર્ક નકામનો.

(ગવાક્ષથી ઊતરીને દ્વારે જઈ)

સ્વાગતમ્,

ધન્ય હું, ધન્ય આજ એકાંત આલય.

રાવણ : (નિવાસમાં પ્રવેશતાં)

અધુના દિનચર્યા શી ? દેહે સ્વાન્તે નિરામય ?

મારીચ :

વિશ્રાન્ત છું, વિવિક્તે આ ગાળતો શેષ જીવન.

(મંત્રણાખંડમાં રાવણ આસનસ્થ મારીચ પાદ્ય લાવી ધરે છે.)

રાવણ : (પાદ્ય લેતાં)

અનુદ્યોગ તજી ઊઠ, કર્મની લાધી છે ક્ષણ,

મારીચ.

મારીચ :

આપની આજ્ઞા જાણવા કર્ણ ઉત્સુક.

રાવણ :

પૂર્ણ ક્યારેય કીધું'ના કાર્ય કૈં એવું અદ્‌ભુત,

નિર્માયું માત્ર છે તારે કાજ : અન્યનું ના ગજું.

મારીચ :

સદ્‌ભાવ આપનો મારા પ્રત્યેનો; નહિ છો હજુ

એવું કૈં પારખું દીધું નથી, જાણું.

રાવણ :

વિનમ્રતા

તારી વિદ્યાથી શક્તિથી ભેદતત્ત્વે તું અગ્રતા

પામે મંત્રી મહીં સર્વ....

(મારીચ અપલક દૃષ્ટિએ સાંભળે છે.)

દંડકારણ્યને વિષે

સ્વર્ણમૃગ થઇ તારે જવું સોહામણા મિષે

બંને અવધ વીરોને કર્ષવાનાં કુટીરથી

આઘે ઘાડાં વને–રાખી મધ્યઅંતર તીરથી

સંધાયું ન રહે એવું. શેષ જે તે કરીશ હું.

મારીચ :

ધીર ! આ મૃગયા શાને નિમિત્તે ? કથ્ય હો કહો.

રાવણ :

યથાસમય તું એનો પામશે મર્મ.

મારીચ :

જે ચહો

આપ કર્તવ્ય તે મારું.

(મનમાં)

રામના શરનો મને
પૂર્વાનુભવ છે પાકો. એ જ છે એક પક્ષ ને
લંકાધિપતિ આ પક્ષે : નિહાળું પરિણામને
સ્પષ્ટ. નિર્ણયમાં તેથી દ્વિધા રે'તી નથી હવે.

રામ :

હવે ગોદાવરીતીરે કાલક્ષેપ કર્યા વિના.

સીતા :

આર્યપુત્ર જુઓ ...

રામ :

શું છે ?

સીતા :

જુઓ ત્યાં મૃગસ્વર્ણિમ.
કેવું સોહી રહ્યું લીલાં તૃણે ! ને ગ્રીવ બંકિમ
કરીને, દૃષ્ટિને સ્થૈર્ય ન્યાળતું આપણી ભણી !

લક્ષ્મણ :

અહો અદ્ભુત ! આવું તો અરણ્યે ના લહ્યું કદી.

રામ :

માયાવી....

લક્ષ્મણ :

તો હણો એને . .

સીતા :

હણો; મારી કંચુકી થાય હેમની.

રામ :

જાનકી, વનવાસીને ઐશ્વર્ય-લાવણ્યની સ્પૃ
કેમની ?

લક્ષ્મણ :

બંધુ ક્યારેયે એમણે કોઇ કામના.
કીધીના: અભિલાષા આ આજે પૂર્ણ થવી ઘં

રામ :

ઠીક. જેમ તમે ઇચ્છો તેમ. નિર્દોષ સંકટે
મુકાયું. જે થનારી તે દુર્ઘટનાની જાણ ન
એને:નેત્ર મહીં જોઉં વિધાતાની પ્રતારણ
તણી ઝાંખી ય ના છાયા· લાવ કોદંડને શર

(લક્ષ્મણ ધનુષ્ય ને બાણ લાવે છે)

લક્ષ્મણ :

આશંકાથી હવે લાગે એને હૈયે સ્ફુર્યો ડર
ધીમે દૂર જતું, જોતું ડોક વાળી ફરી ફરી.
જાઉં હું, પળમાં વિદ્ધ લાવું મારે ખભે ધરી

સીતા :

નહીં વીર; હજો આજે લ્હાણુ એ આર્યપુત્ર

રામ :

પરિહાર્ય નહીં, સીતે, વાણી ઉમંગ સૂર
(લક્ષ્મણને)
આ પ્રદેશ હજી મુક્ત નથી રાક્ષસ-ક્લેશથ
ગમે ત્યારે ગમે ત્યાંથી આંગણે છલવેશથી
આવે મોહક કે રૂદ્ર રૂપેઃ સાવધ સં

હીને રક્ષજે આર્યા. જો પેલું અવ ઉદ્યત
લોચનાર્થ દેખાતું. કરું પીછો પ્રવેગથી.

આગળ મૃગ, પાછળ રામની દોડ, ઘડીકમાં બંને
જર બહાર)

તા :

નમાં સ્વપ્ન જોતી હોય તેમ)

આવશે હમણાં વસ્તુ લઈ રાઘવ હેતથી.
ચુકી સોહશે કેવી ? જે વળી માર્ગ–પોષની
ડી નિવારશે મારા અંગના વર્મશી બની.

યાં દૂરનો રામસદશ અવાજ)

રીચ :

ાહ લક્ષ્મણ, હે ભ્રાતા....

તા :

મને વિઘ્ન કે નડ્યું.
રાથી બંધવા દોડો....

ક્ષ્મણ :

રો ના દુઃખ આવડું.
યારે યે કોઈ ના હાનિ થનારી રામચંદ્રને.
ાવોદ્રેકે થતી શંકાઃ–એવી વૃત્તિ સમગ્રને
ળો.

તા :

આર્ત આ ચીસ....

ક્ષ્મણ :

શુદેહે પિશાચની.

અંતકાલતણી.

સીતા :

ના....ના....એમને આવી આંચની.
સ્વસ્થ આમ તમે મારા ભણી શું જોઈ છો રહ્યા ?
બ્હારનું ખરતાં મ્હોરું છતા ભીતરના થયા.

લક્ષ્મણ :

તમે ના, ડાકિની શંકા બોલે વા ભય કલ્પિત.
રે આવાં વેણને લીધે આપણે બેઉ લજ્જિત.

સીતા :

મિથ્યા વાદ નહીં....

લક્ષ્મણ :

આજ્ઞા મને છે ગુરુબંધુની
રક્ષવા તમને આંહીં, ને એ આદેશ ભંગની
તમારી જલ્પના !

સીતા :

જાવ, જોવા હું માગતી નથી
તમારું મુખ....

લક્ષ્મણ :

જાઉં છું, આજ્ઞાપાલન–ધર્મથી
ચ્યુત, દોષ વહોરીને. આલેખું આડ જે અહીં,
કોઈ ઓળંગી તે રેખા આવી ના શકશે મહીં.
તમે યે પગલું એની આ બાજુ મૂકશો નહીં,
અધીરાં થઈ ને.

(લક્ષ્મણનું જવું)

સીતા :

પાછું વળી જોયું નથી. ગયા
તેજની ગતિએ હરિણહાર. સૂનાં દગો થયાં.
કાળજું વીંધતા તો યે બોલ એ અંતરિક્ષના.

(સીતા અન્યમનસ્ક સ્થિતિમાં: રાવણનું ત્યાં આવવું)

રાવણ :

ભિક્ષાં દેહિ, હે દેવી, શાની એકાંત મૂર્છના?

(સીતાનું ઝબકી જવું)

સીતા :

પધારો, વનમાં પામો જે તે કંદફલાદિ છે.
આપું હું આપને.

રાવણ :

ભદ્રે! એકાકિની ક્યાં મિષે
રહેતી તું અહીં? કોની પ્રાપ્તિનું તપ આદરી?

સીતા :

વૈદેહી જાનકી છું હું. ને રઘુકુલમાં વરી
આપ્તકામ છું હું, સાધો! વિશ્રાંતિ લો ઘડીકની
લાવું હું પાદ્ય ને ખાદ્ય.

રાવણ :

પરિવ્રાજકને વળી
ક્લાન્તિ શી? ચાલવું મારે સદા.

સીતા :

(કુટીરમાં જતા) આવી હું સત્વર.

(ફલાદિ લાવે છે ને આપવા જાય છે ત્યાં)

રાવણ :

વચ્ચે ઉંબરથી આડી અંકનાનો અનાદર
એવું દીધું લીધું બન્ને ગણાતું શુચિકર્મના
ખુલ્લામાં આવીને પાત્ર ભરો : સંસિદ્ધ ભાવ
થાય અંતરની.

(સંક્ષુબ્ધ સીતા : વિચારે છે–રેખા ઓળંગવા
આજ્ઞાનું ઉલ્લંઘન છે; ન ઓળંગવામાં અતિથિ
અનાદર. એ તો ન થાય. રેખાની બહાર આ
ભિક્ષા આપવા જાય છે ત્યાં રાવણ કટિએથી એ
ઊંચકી લે છે ને સાધુવેશ દૂર કરે છે.)

સીતે, ચલો લંકેશને ઘર.

સીતા :

છોડ રે કપટી છોડ...

રાવણ :

હવે ના છૂટશે કર.

(રાવણ સીતાને લઈ આકાશ માર્ગે તરફ)

સીતા :

રામ લક્ષ્મણ ક્યાં છો? રે ધાઓ વિના વિલંબ
દુષ્ટ રાક્ષસના પંજામાંથી મુક્ત કરો મને

(રાવણની છાતી પર બન્ને હાથની મુઠ્ઠીઓ
પ્રહાર કરે છે)

રાવણ :

વજ્રને પદ્મનો સ્પર્શ. રમ્ય આ તારું ત

(સીતાના આક્રંદે જટાયુનું ઊડી આવવું)

જટાયુ :

સીતાજીને હરી વ્યોમમાર્ગથી જાય રાવણ !
થોભ; રે ભાગતા ચોર; ધિક્ તારું શૌર્ય, ઉન્મદ.
રંક ભિક્ષુક મિથ્યા છે સૌ તારી કીર્તિ સંપદ.
નિંદ્ય કર્મ ત્યજી વૈદેહીને મૂક સમાદરે :
નહિ તો વૃદ્ધને યે તું પ્રીછ યુદ્ધ કશું કરે.

(પાંખાળા પર્વતની જેમ જટાયુ રાવણ પર ત્રાટકે છે.)

જાનકી જમણે તારે અંક તેથી પ્રહાર ત્યાં
કરું ના : પણ આ તારાં વામ અંગ વિદારવાં.

(પ્રતિપ્રહારથી બચતાં બચતાં રાવણના વામ અંગને પાંખથી ને તીક્ષ્ણ ચાંચથી પીંખી-વીંધી નાખે છે, પણ આખરે ખડ્ગના ઘાથી પાંખ કપાતાં ઢળી પડે છે. રામલક્ષ્મણ આવી પહોંચે એ બીકે રાવણ સીતાને લઈ ઉતાવળે લંકા તરફ પ્રયાણ કરે છે. જટાયુનો એને ઉદ્દેશી છેલ્લો ઉચ્ચાર.)

રામરોષાગ્નિમાં તારું કુલ નષ્ટ થતું લહું.

*

(અંતઃપુરમાં રાવણ-મંદોદરી)

મંદોદરી :

વીરશ્રેષ્ઠ, મુખે દીપ્તિ, – ઉલ્લાસે નેત્ર રક્તિમ્,
છટાળી અંગની ભંગિ નહીં શાને ? પરિશ્રમ
તમે જાણો નહીં કાંયે; ન વા બ્રહ્માંડમાં ભય.
યુદ્ધ ઉત્સાહને દેતું સર્વદા, જાણું નિશ્ચય.
તે છતાં...

રાવણ :

દયિતે. યુદ્ધ સ્વેચ્છાએ આણ્યું આંગણે.
જટાયુ પંખીના કિંતુ શબ્દ એ મર્મને ખણે.

મંદોદરી :

શબ્દના અસ્ત્રને છોડે રણે પક્ષો પરસ્પર
એ તો આવેશની વૃદ્ધિ અર્થે, પ્રસંગ–નિર્ભર.

રાવણ :

રુઝાતા વ્રણ કાયાના, મર્મના તે સમા નહીં
માંહ્યલા શૂલની પીડા આજ પર્યંત મેં કહી
નથી, તેની હવે આવી ઘડી; વિશ્રંભિની, કથું.
ત્રણેયે લોકની સર્વરિદ્ધિ તૃપ્તિ ન દે : વધુ
વ્યાપને વાસના વાંછે. રંક ભિક્ષુક માગણ
સમી મેં તામસી કીધી તપસ્યા ઇષ્ટ આગળ.
પ્રાપ્તની શક્તિ જાણી છે જે થતી ક્ષીણ ભોગથી.
મહત્તા ત્યાગની જાણું : એક તૃષ્ણાવરોધથી
સીતાનો સ્પર્શ હું પામી શક્યો ના.પૂર્વથી જ રે
પંથ સંમોહને પ્રેર્યો અવિદ્યાનો લીધેલ મેં.
હવે...

મંદોદરી :

જાગૃતિ. દેહીના પુનર્જન્મ સમી. હવે
અર્પી દો જાનકી રામચંદ્રને.

રાવણ :

એ ન સંભવે.
મૃત્યુના મુખથી જાણે યાચતો હોઉં જીવન.

નિત્યની કથની એવી રહેશે લોકને મન.
અર્પશે 'કુલીન'ની લાગે લાંછના. ને ન એ વળી
ત્યાગ : વાળવું પાછું જે લીધું અન્યનું હરી.

મંદોદરી :

એક પ્રશ્ન થતો, સ્વામી, સ્વયંવર પ્રસંગને
આટલાં વરસો વીત્યાં પછીથી સહસા તમે
વૈદેહીને હરી લાવ્યા; ને તે યે છલના કરી;
એમાં સામર્થ્યની તો કૈં કસોટી ના થતી ખરી.

રાવણ :

યથાર્થ ..

મંદોદરી :

તો પછી આવું કાર્ય શા હેતુથી કર્યું ?

રાવણ :

જે કાર્મુક લઈ ખેલી જાનકી શૈશવે-કર્યું
એમાં મન હતું મારું : સંધાને પાછું એહને.
લીધો હતો પુરા સ્કંધે મારે કૈલાસઅદ્રિ
એવો ગર્વ હતો હૈયે. એક હું અદ્વિતીય છ
સ્વયંવર સમારોહે માનતો : પણ ના ત
જેટલું યે ખસેડી હું શક્યો ચાપ, પરાભ
પામ્યો : રાહુગ્રસ્યા સૂર્યસમો ત્યાં નષ્ટગૌરવ
ને પ્રત્યંચા ચડાવામાં રામથી ક્ષણમાત્રમ
ભાંગ્યું : ગર્વ ગળ્યો મારો શક્તિ ના રહી ગાત્રમ

મૃત્યુથી યે વધુ કારી વ્યથા છે માનહાનિની
કેટલાં અધિકાં ઐશ્વર્યોની છે ભૂમિ ધારિણી
શોભને ! અપમૃત્યુની યાતનાને સહી રહ્યો
ત્યારથી; ટાળવા એને કોઈ પ્રસંગ સાંપડ્યો
ન'તો આજ લગી: લાધ્યો તે હાવાં ભગિની તણા
અંગછેદે, વિનાશે ય ખરાદિ શૂરવૃંદના
જાનકીના મિષે યુદ્ધે લંકાને તટ રામને
નિમંત્રીને, નિમંત્ર્યું છે મેં માગ વીરમૃત્યુને..
વીરમૃત્યુને. –

## હા એ જ કરુણાળુ/ઉશનસ્

જે રાત્રિઓ વિરહિણી તણી રોવરાવતા
ઊંડી ઊંડી વીજવીશૂળની વેદનાથી,
હા, એ જ આર્દ્ર કરુણાળુ જ, એ દગો દિને
દે તોરણોથી શણગારી ય ઇન્દ્રચાપનાં !
જેણે ઉનાળુ ક્ષિતિનેત્ર ઉજાગરાળી
રાતો દીધી સળગતી ઉડુ–દીપ્ત–તપ્ત,
એણે જ દીધ, કરુણા–ઘનવર્ષણોથી
પૃથ્વીવધૂની મુખકાન્તિ નિખારી તૃપ્ત !
જે ગાઢ ઘાસની રૂવેલ પથારી પાથરી
ખુલ્લી ઉનાળુ ધરતી તણી એબથી દ્રવી
સ્થંડિલનાં વિતત સ્થંડિલ ઢાંકી દે છે,
હા એ જ આર્દ્ર કરુણાળુ પડું પડું થતી
ખંડેર-ભીંત પર ચાદર લીલ કેરી
ઓઢાડતા મખમલી, અઃએ મંઝારની !

## એક વિરહમાસી/જયન્ત પાઠક

આસોમાસો આવીઓ શરદપૂનમની રાત
સ, ત્યાંથી આરંભ આ અંત વગરની વાત !
ળજું કારતકકાતર્યું માગશરવેતર્યું મંન
ષ–માહની ટાઢને ન્હોરે ઉઝરડ્યું તંન;
ગણના દિન દોહ્યલા, ચૈતર ચાંપી આગ
ખ ન વૈશાખે ફળી, જેઠે બાળ્યા બાગ;
ષાઢ ગાજ્યાં વાદળાં વીજળીઓ ઝબકાર
વસો ગણતાં વેઢને પડ્યા કારમા વાઢ;
વણ વરસ્યો સામટો, ના જલ, ઊની લ્હાય
દરવે વાદળ ગળ્યાં નીર ન નયણે માય;
શાદીપ વિજોગની લાંબી વાટે બળે
મે–દૂસકે આંખપો, મેંશ–મોગરા વળે.

## સ્વર્ગ/દેવજી મોઢા

ધરા છોડીને કો નવતર-સ્થળે આવી ગઈ હું,
અજાણ્યા કો પર્યાવરણ મહીં ફેંકાઇ ગઈ હું;
અહીં ના છે હૈયાં જહીં ઊછળી રહે ભાવ ભરતી,
અહીં ના છે આંખો ઑંસુવન તણી ધાર ઝરતી !
અહીં ખુલ્લું ચારે ગમ, શિર પરે ના ગગન છે;
નથી આંહીં પૃથ્વી, જલ પવન કે ના અગન છે,
અહીંનાં વાસીમાં કશું ન કરવાની લગન છે,
અહીં તો સૌ સ્વાર્થો નિજનિજ તણા-માં મગન છે.
છતાં લોકો આવા અધમ સ્થળને 'સ્વર્ગ' ભણતા,
વસ્યાં માંહીં તેને વળી નસીબદારે ય ગણતા;
મને તો કો પૂછો : કશી કશી વ્યથા આંહી સહું હું.
જરા પૂછો, મારા અનુભવની દાસ્તાન કહું હું !
હશે કો દિ ક્યાંયે સ્વરગ જશું કે વિશ્વસરમાં,
હશે તે પૃથ્વી પે સ્વજન–વીંટળાયેલ ઘરમાં

## સપનાંની ગઝલ/હેમન્ત દેસાઈ

આ સપનાંને સંચરવા ડાઘુઓ દ્વારેં ઊભેલા છે-
એ જન્મોજન્મથી તેડ્યા વગર આવી પૂગેલા છે !
ઊગે જ્યાં સૂર્ય ઓળખનો તમે અંધારમાં સરતાં
તમારા બોલ પણ ભણકારના જલમાં ડૂબેલા છે!
અચાનક વાતની વડવાઈઓ વીંધી વહી જાતાં
તમે હસતાં છતાં પણ કંઠમાં ડૂમા ભરેલા છે !
ઈજન આપું ઊલટનું લો, નિસાસા આમ ના મૂકો
પ્રસંગો સૌ વિખેરી દો જે હમણાં સાંભરેલા છે!
હજુ પણ હાથ લંબાવો તો સરગમ એ બજી રહેશે
કે જેથી આપણા જિવતરના દીવા ઝળહળેલા છે!
તમારા હાથની મેંદીના રંગોનું જતન કરજો –
મેં જન્મોજન્મથી અભિસાર એના આદરેલા છે!

## અંતલગી/હરિકૃષ્ણ પાઠક

અંત લગી વહેવું'તું
પણ આ ખટક ક્યાંક આવી ગૈ
ને બસ અટકી ઊભા.
અટક્યા એવું કે
ના આમ જરી યે
તેમ જરીયે
ચસકે ખોડ્યા પાય
માંહ્ય ને માંહ્ય છળી જૈ મરીએ.
ભરીએ ઊંડા કૈં નિશ્વાસ
એવા છાના
કે આ આંખોની કીકી યે
અમથું સ્હેજ ન ફરકે.
અંત પગી કહેવું'તું
ઊંડે ઊંડે મનમાં
એક પડ્યું છે મોતી
ઝળકે કેવું....
એની ઝળહળ ઝળહળ ઝાંય
ઝળકતી કેવું
ઊંડે ખળકે કેવું ગીત
–પણ આ જીભ વળી ગૈ લોચો.
અંત લગી સહેવું'તું
પણ આ જરઠ સામઠું લોહી
નસોમાં વહેતું
કેવળ વહેવા ખાતર,
શ્વાસ ચાલતો કહેવા ખાતર,
એને કશું ન અડકે સ્હેજ
તેજ ભેજ કે હેજ બધું યે એકસરીખું
–અને તો ય સૌ એવું સમજે
અમને કોઈ મરમ લાધ્યો છે!

## દૃશ્યપટ

પન્ના નાયક

શાંત ચિત્તે બેઠેલા દીવાનખાનાને
સમજાયું નહીં
કે પાગલ હવાની મદદથી
મર્કુ પર્કુ થતું વૃક્ષ
શાને મથે છે
બારીની તડમાંથી અંદર આવવા?
કોઈની સ્મૃતિરૂપે વિણાયેલાં
પુસ્તકોમાં સંઘરાયેલાં
ચપટાં પીળાં પર્ણો એને પાછાં જોઈતાં હશે?
કે પક્ષી
ખુરશી રૂપે આકારાઈ ગયેલા
એના સાથીમાં એનો જીવ તરસતો હશે?
અને ફૂલાવરવાઝનાં સૂકાં આકર્ષક ફૂલોમાં
એને શો રસ?
(ગઈ વસંત પછી તો એ ગોઠવાયાં છે જ ક્યાં?)
દીવાનખાનું
આવા વિચારમાં ને વિચારમાં
શૂન્યમનસ્ક થતું ચાલ્યું
ને બહાર
બારી ને વૃક્ષની વચ્ચે
પડી ગયો
તાજા જ વરસેલા સ્નોનો
ધોળો પડદો....

## સમુદ્રતટે

વીરું પુરોહિત

સમુદ્રતટ ઉપર મેં પૂગીફલ દીધું ખોડી!
ને થોડીવારમાં ખોબો ભરીને આઢરી કોડી!
જો! તરંગો ઉપર બેસીને કોઈ આવે છે.
આ તરફથી યે અચાનક શું જાય છે દોડી?
એક નૌકાના ખાલીપાનું ગીત ગૂંજે છે,
રેતમાં તરફડે છે માછલી આંખો ફોડી!
ગામમાંથી લઈને આવો જાળ મોટીમસ,
વેદના સરકી ગઈ છે બટકણી ગલ તોડી!
ફૂંજડીવૃંદ જ્યાં ચકરાય છે એ દીશામાં,
એક કન્યાનાં નયન ધસમસે છે ઘર છોડી!
પાછલી રાતનાં એક વૃદ્ધ લેઈને ફાનસ,
આગલા જન્મનાં પગલાંને રહે છે જોડી!

## સ્થિતિ

અભિજિત શુક્લ

ઘા, વકરવું, ફૂઝવું, ખણવું સતત,
આ તબેલાનું જ હણહણવું સતત.
આમ પાટીમાં સદા વસવું અને
એકડેથી સો સુધી ગણવું સતત.
થઈ શકી ક્યાં આંખ મધપૂડો કદી?
તો ય ઘટનાઓનું બણબણવું સતત!
'કાલ મઘમઘશે અમારી ઓસરી'
—થાંભલાના કાનમાં ભણવું સતત.
હું તળેટીમાં રહી વલખ્યા કરું,
શિખરે ઝાલરનું રણઝણવું સતત.

## આંખ ખોલે છે ફકત

ભરત વીંઝુડા

ખોલ, કહેતાં આંખ ખોલે છે ફકત
ને જુએ છે દ્વાર, બારી, ભીંત, છત.
સાદ આપો તો ય હોંકારો ન દે
ભીંત પણ પાડે છે જ્યાં પડઘા તરત.
બારીઓ થોડીક કોમળ હોય છે
દ્વાર સુધી ઘર નહીં તો છે સખત.
ખાનગી કંઈ વાત થઈ શકતી નથી
સાવ અડકીને જ ઊભું છે જગત.
પોતપોતાની સમજ પણ હોય છે,
હોય છે જ્યારે સહુનો એક મત.
જ્યાં સુધી આ માર્ગ લઈ જાશે તને
ત્યાંથી એ લઈ આવશે અહીંયાં પરત.

## ક્યાં જવું?

અજય પુરોહિત

એક ટહુકાની તરસની રાવ લઈને ક્યાં જવું.
પંખીઓના કાળજાના ઘાવ લઈ ને ક્યાં જવું?
શ્વાસમાં પણ કોણ ધીમું આ સ્મરણ થઈ ફરકતું;
ટેરવાંથી સ્પર્શવાના દાવ લઈને ક્યાં જવું?
ક્યાંક ભીનો સૂર્ય મારા શ્વાસ પર તૂટી પડે,
આંખના અંધારનો દેખાવ લઈ ને ક્યાં જવું?
સાંજને પણ આજ મુઠ્ઠીમાં ભરીને હું ફરું?
વાર તિથિ માસનો ઢોળાવ લઈ ને ક્યાં જવું?
જિંદગીની આ રમતમાં હાર્યો છું હું શબ્દથી.
શ્વાસના વણઝારનો સરપાવ લઈને ક્યાં જવું?

## - અલગ/કિસન સોસા

પૂર ચહેરાની નદીનું એ તરી આવ્યો અલગ
આંખના કાંઠા ઉપર આવી ઊભો ચહેરો અલગ
એ નિમિલિત નામના અસ્તિત્વનો નકશો અલગ
હોઠના શબ્દો જુદા એ આંખનાં સ્વપ્નો અલગ.
શ્વેત ફૂલોની વિશાખે ખીલવે રક્તિમ ફૂલ
આ વસન્તે બાગમાં એ છોડનો છણકો અલગ.
એ અડીખમ મૌન સાથે સ્હેજ અફળાયો અવાજ
ચોતરફ વિચ્છિન્ન તણખાએ પડ્યો પડઘો અલગ.
તે પછી જાણ્યું અમે કે શખ્સ એ શાયર હતો
એકસરખી ભીડમાં લાગ્યો'તો એ ચહેરો અલગ.
એક ક્ષણના મોડ પર આવી અડોઅડ થૈ ગયો
કૈં સમય સુધી સતત ચાલ્યા કર્યો રસ્તો અલગ.

## પીપળો/શશિશિવમ્

સૂરજ પીએ પીપળો પલપલ
કિરણો રમે પર્ણમાં કોમલ. —સૂરજ૦
પરોઢની પહેલી પળ જાગે,
આભ ઊઘડે પ્રભાત રાગે;
સરકતો સૂર્ય ભીતરનાં જલજલ. —સૂરજ૦
બપોરના આતપ શીળાતો,
સંધ્યાનો ચહેરો નજરાતો;
વાયરો કલરવ કરતો કલકલ. —સૂરજ૦
શશાંક નિર્મલ થઈ મલકાતો,
હરખ ગગનનો શો છલકાતો !
રાતનું ફરકે આખું મલમલ. —સૂરજ૦

## દુનિયામા

ભરત વીંઝુડા

ક્યાંક વરસાદ થાય સીનામાં
ને હું ભીંજાઉ છું પસીનામાં.
હું છબી થઈ ગયો છું વર્ષોથી
ઓળખાતો નથી અરીસામાં.
કેમ ઘરમાંથી બહાર નીકળવું
ને જવું ગામના બગીચામાં ?
સાવ ડૂબી ન જાય એ રીતે
છે બરફ જેમ પૃથ્વી દરિયામાં.
આ બધી કલ્પનાની વસ્તુને
કઈ જગાએ મૂકું હું દુનિયામાં.

## કેમે ય !

વિપિન પરીખ

એક વળી રવિવાર ગયો, ડચકિયાં ખાતો.
પવિત્ર રવિવાર, છુટ્ટીનો રવિવાર.
ક્યાં ગયા બધા મિત્રો ? ક્યાં ગયાં પત્ની બાળકો!
પત્ની મિત્રો આમ જ હાથતાળી દઈ ચાલી ગયાં
ને બાળકો તો ભાઈ, મોટા થઈ ગયાં !
સૌ સૌની Company પાર્ટી, Fun !
છ દિવસ તો ખેંચી ખેંચીને કાઢી નાખ્યા
ને આ એક
સાતમો ....

## ત્રિપદીઓ

ઉદયન ઠક્કર

એક કલરવતી કેડી પર ચાલ્યા,
અમે ગમતાને હારે રાખીને
જો ઈશારાની એડી પર ચાલ્યા !

કીચુડ કીચુડ કમાડ ખોલીને
ઝીણું ઝરણું રણક ઝણક ચાલ્યું
તામ્રવર્ણો પહાડ ખોલીને !

કેટલી ખુશખુશાલ જગ્યા છે !
પીપળે હીંચશું, કે આંબલિયે ?
એ સિવા ક્યાં કોઈ સમસ્યા છે....

ન કોઈ ભીંસ, કોઈ અડચણ છે,
નયનમાં સાફ હવાનો સુરમો,
ઘૂંટીમાં ઘાસ તણું કંકણ છે.

કાબરો જાય છે પુકારીને:
આસમાને ન કોઈ ટ્રાફિક છે,
તો ય કાં ચાલે હોર્ન મારીને ?

કૂણું આ ઘાસ એમને ભાવે,
ગેરકાનૂની ગાયો ધુમ્મસની
મારા આંપા મહીં ઘૂસી આવે.

ગાઢ વર્ષામાં ટપકતા પહાડો:
નિહાળી ખીણના વળાંકોને
પાણીપાણી થઈ જતા પહાડો !

મળી આવ્યાં, ઝરણ મળી આવ્યાં,
ટહેલતાં ટેકરીએ, અલગારી
સોનવર્ણાં સ્મરણ મળી આવ્યાં !

ઘેર જવાનો સમય આવ્યો છે,
પીપળે કલરવો ય અસ્ત થયા
વિખેરાવાનો સમય આવ્યો છે.

ગામડેથી હું શહેર આવું છું,
પછી રસ્તા ઉપર બળદ માફક
ઘાસની યાદદાસ્ત ચાવું છું.

### નીકળ્યું મરેલું/સતીન દેસાઈ

એવું કિનારાને લાગ્યું'તું ઘેલું
કે પાણીમાં પડતું હું મેલું.
રેતીનું હાડ થઈ ગળવું શેં રોજનું
મોજ થઈ મોજમાં હું રેલું.
બારબાર માસ મારું ભીંજાવું કેવું
કે ફરકે ન એકે પતંગિયું !
ચૌદ-ચૌદ લોકમાં દરિયાની આણ
એણે વાદળનાં પીંછાને રંગિયું !
સાત-સાત ભોગળને એકસાથ તોડીને
સૂરજને હું યે અટેલું.
છોળછોળ ખૂંપતી આ દરિયાઈ આંખ
જાણે ખીણોમાં થીજેલું સીસું,
માછલું જ બસ એક જાણે કે અજવાળું
હોય નહીં એટલું લીસું.
એકવાર મુકીને લાગ્યું'તું હાથ
એ માછલું ય નીકળ્યું મરેલું !

# દિવસો જ દિવસો

પ્રફુલ્લ પંડ્યા

આ દિવસો–
ઉપર-નીચે જવા-આવવાના.
ઉપર પહોંચાય એટલે ઉપર પહોંચ્યાની
જાહેરાત કરવાના
અને અભિનંદનો ઉઘરાવવાના.
છેક દડદડતા નીચે આવી પડાય
નિજની તળેટીમાં ત્યારે
મોં વીલું કરીને ખુલાસાઓ આપવાના.

આ દિવસો—
મધરાતે હાઈ વે પર ખોડકાઈ ને પડેલી માલવાહક
લૉરીના ડ્રાઇવરની ચિંતાના;
લક્ઝરી બસમાં વિડિયો જોતાં જોતાં
નિષ્ફળ ગયાની,
સફળ થયાની, પ્રતીતિ કરવાના.

આ દિવસો—
સૌને મનાવવાના કે મહેરબાની કરી
ગેરસમજ કરશો નહીં–આવડતનો ગેર ઉપયોગ
હું કરતો નથી હું તો ભોટ છું
અને માત્ર કવિતા લખીને
જીવતો રહેવા માંગું છું.
વિવેચકો વિના પણ હું કવિ છું તેમ મિત્રોને
ઘૂંટાવ્યા કરવાના આ દિવસો—

આ દિવસો—
cheat કરી જતાં મહાનુભાવોને
સલામ ભરવાના
અને આપણે કોઈકની સાથે cheating
કરતા પકડાઈ જઈએ ત્યારે
માફી માંગવાના.

આ દિવસો—
સેટ થયા વિનાની જિંદગીની કેસેટ વગાડવાના
અને એના કર્ણમધુર સંગીતનું શ્રવણ કરી
પાછળથી કમને પણ 'ક્યા બાત હૈ' એવું કહેવાના.

આ દિવસો—
મનના ટેપરેકોર્ડરની ઘરઘરાટી સાંભળવાના
અને રેડિયો પર ન પકડાતું સ્ટેશન પકડવાના.

આ દિવસો—
એકએક શ્વાસ લઈ ને એકએક નિઃશ્વાસ છોડવાના

અવાજ ગુમાવી ચૂકેલા અવાજ માટે
મથામણ કરવાના અને
એમ ધન્ય ધન્ય થઈ જવાના.

આ દિવસો આવું તે કૈં કેટલું યે દેખવાના
અને દેખીને દાઝવાના.
આ દિવસોની આમ તો કોને પડી છે ?
મને ય નહીં;
પણ મારે આજે ભારપૂર્વક કહેવું છે

કે આ દિવસો એટલે તો આ દિવસો
મજા પડે તેવા આ દિવસોમાં
મજા એટલે પડી છે કે
આ દિવસોને આ દિવસો તરીકે લેવાની
મજા ઔર છે.
આમ એનું કાંઈ મહત્ત્વ નથી;
પરન્તુ
આવો હરેક દિવસ લાખલાખ રૂપિયાનો છે.
અને કરોડો રૂ.ના દિવસો મારી પાસે
Ballanceમાં
એકઠા થયા હોવા છતાં
હું આમાંના એક પણ દિવસને વેચી દેવા
માગતો નથી.
હું સ્પષ્ટ છું મારા આવા
દરેક દિવસની તસવીર ચીતરી લેવા માટે;
જો કે એ થોડુંક અઘરું છે,
પરન્તુ તો હું કહીશ કે
આ દિવસો—
મારા જોયેલા દિવસોનું
ચિતરામણ કરવામાં નડતી
મુશ્કેલીઓ વેઠવાના.

## એક ગીત/મનહર જાની

મેં તો કમખામાં મોરલો ગૂંથ્યો રે
મોરલો ગૂંથ્યો રે મોરલો....
ઊડ ઊડ અડિયલ પોપચે
બેઠું પારેવડું
આંખ્ય વરાંસે હું સૂઈ
અજવાળું મીંચું
મારા સપનામાં સાથિયો ઊગ્યો રે
સાથિયો ઊગ્યો રે સાથિયો....
ફળિયા વચ્ચે લીમડો
લીમડે બોલે કાગ
ઓંઝરિયાળા જીવમાં
ઘમકે ઘૂઘરમાળ
મેં તો કાયાનો કેવડો સૂંઘ્યો રે
કેવડો સૂંઘ્યો રે કેવડો....
છાતી છલવલ ચાકળો
નજરું નવસર હાર
ચિતડું સરરર ચૂંદડી
મરજાદું મોઝાર
મેં તો લોચનમાં દીવડો મૂક્યો રે
દીવડો મૂક્યો રે દીવડો....

## મારું અસ્તિત્વ/મફત ઓઝા

સતીશ,
વિશ્વામિત્રીને આરે
વાવેલું મારું અસ્તિત્વ
હવે ઘટાટોપ થઈ પથરાયું છે તારા નગરમાં.
હવે
નદી તારા શહેર મધ્યેથી નહિ
મારામાં વહે છે છેલ્લાં બે-એક વર્ષથી.
એમાં
એક સોનેરી મચ્છ
ફૂલોનું આકાશ લઈ સળવળે છે સતત....
મારે
ફૂટતી કૂંપળો પર
કોતરવી છે લિપિ વમળની, પણ
હવાને ક્યાં ફૂટ્યા છે હાથ ફોરમના ?
વહેતા જળમાં
ઊગી ગયેલું ઘાસ — પડછાયો મારો
ચરી જાય છે મૃગજળ લંબાવી ડોક—
સતીશ,
શિકારી સૂર્યને કહે પાછો વાળે એનો રથ.

## 'અસંભવિત'

પ્રીતિ શાહ-સેનગુપ્તા

આકાશ ફાટી જવા માગે તો
એને સાંધી દઈએ,
દરિયો ફૂટી જવા માગે તો
એને નાથી દઈએ,
ધરતીને પાતાળમાં સમાઈ જતી પણ
કદાચ અટકાવી શકાય;
પણ યશોધરાને,
શકુંતલાને,
ઊર્મિલાને,
મને
છોડીને જવા ઉત્સુક તમને
કોણ રોકી શકે ?

## વાતાવરણ પણ ક્યાં હતું ?

અશોકપુરી ગોસ્વામી

દેહથી છૂટા પડેલા મનને કારણ ક્યાં હતું ?
—ને, તમે રોકી શકો એવું ય સગપણ ક્યાં હતું ?
આ સમયના ચાકડા પર પીંડ જેવા આપણે
ચાકડા કે પીંડને રજભાર વળગણ ક્યાં હતું ?
રોજ પરપોટા સમી ઘટના સતત બનતી રહે
આમ જોવા જાવ તો ઘટનાને ઘડપણ ક્યાં હતું ?
એક બીજાથી અજાણ્યાં આ નગરનાં લોકમાં
આપણું કે'વાય એવું એક પણ જણ ક્યાં હતું ?
કેમ ત્યાં વરસાદ ઘૈ વરસ્યો નહીં હું, પૂછ ના.
ત્યાં અનુક્રમ એ વિશે વાતાવરણ પણ ક્યાં હતું ?

* કવિલોક સપ્ટેમ્બર–ઑક્ટોબર ૧૯૮૪

## જો

મધુકાન્ત કલ્પિત

તને જોતાંની વાર મારો ચ્હેરો છેકાઈ ગયો, જો.
રંગીન રૂમાલ વડે ચહેરો લૂછ્યો
ને અરે ! આખોયે ચ્હેરો રૂમાલમાં,
આંગળીઓ હારબંધ ફૂંફાડા પ્હેરીને
ધસમસતી નીકળી રૂઆબમાં.
જરા અડતાં હું જોરુકો કેવો ભોંકાઈ ગયો, જો.
થોભ્યો જરાક, અટલે....પડછાયાં કરસાબંધ
ચાલ્યા અદ્દલ મારી ચાલે,
સામે દેખાય એ જ મારી હકરાત !
કે હું સાચમાચ કોઈના હવાલે ?
મને પ્હેર્યો, ને એકદમ કેવો ઢહોળાઈ ગયો, જો.

## પ્રતીક્ષામાં

હીરુ શુક્લ

પ્રસંગોને પંપાળતાં પંપાળતાં
આંગળીઓ પણ ઓગળી ગઈ છે
આઘાતોના દ્રાવણમાં !
છતાં
આ ઠૂંઠા હાથ
હજુ યે સળવળી રહ્યા છે
કોઈ પ્રસંગની પ્રતીક્ષામાં !

## માનસ

### નલિન પંડ્યા

અંધારામાં ભાખોડિયાં ભરતો હાથ
વસ્તુના આકારોને સ્પર્શે.
માનસમાં ચિતરાયેલી
પાની પ્રમાણે
ચંપલને ઓળખવું,
નાક–આંખના અંતર અને
વળાંક પ્રમાણે
ચશ્માં ઓળખીને પહેરવાં.
બે સાંઠા જેવા પગના
ચિતરામણ પ્રમાણે
પેન્ટને ઓળખવું,
શર્ટ ઠીકઠાક કરવું,
મોં પરનો પ્રસ્વેદ લૂછવો,
એમ જ સ્વીચ
હાથને ન લાધતાં
ફરી પાછા હાથ ભ્રમણ કરવા માંડ્યા.
પુસ્તક-સ્પર્શ,
શબ્દ-સ્પર્શ,
અર્થ-સ્પર્શ,
સ્પર્શાસ્પર્શ.
સ્પર્શેન્દ્રિયની ખંડ લીલા
ચહેરો બાળી ખંડ પોકારે.
આ બળેલી કાયાને
બે ખુલ્લી ઠીમણાં જેવી આંખો
અને ઝંડ જેવી કાયાનો આંધળો કસબ.
આંધળી બારી, આંધળાં બારણાં
બૉલરૂમમાં સર્જાતી આંધળી ક્રીડા;
અને નૃત્યાંગનાની આંધળી નગ્નતાથી
આંખમાં ઍસિડ ટપકે.
છતાં
માનસમાં વસ્તુકથા રૂપે
નકશો ચિતરાતો જાય.

## પિલાતને°

### ભગવતપ્રસાદ ચૌહાણ

હાથ ધોવાથી નથી થતો શાંત
સત્યનો સળગતો જ્વાળામુખી,
પરંતુ
સળગી ઊઠે છે
કરુણાભીનું આકાશ
સાગરોના વડવાનલોથી;
ટોળાના સેતાનની ભૂખાવળવી ચીસોમાં
ભલેને હોય ઝંઝાવાતોના ફુત્કારો,
લોહીને તો ફૂટે છે પાતાળમાં યે
આકાશ ને ચીસ
હજી યે ક્યાં સુકાયા છે
કાઈનના° હાથ પરના ડાઘ ?
પ્યાલાના વાદળો પાછળ ડોકયા જ કરશે
ક્રુસવીંટ્યા સૂરજ,
અને વિસ્તરતી જ રહેશે
આકાશ અને પૃથ્વી ઉપર
વીંધાયેલા સંબંધોની મરુભોમ.

---

**પિલાત** : ઈસુને ક્રૂસે જડવાની સજા કરનાર રોમન સૂબો. તેણે આ સજા ફરમાવતાં પહેલાં વાસણ મંગાવી પોતાની નિર્દોષતા સાબિત કરવા હાથ ધોયા હતા.
**કાઈન** : પૃથ્વી પરનો પ્રથમ ખૂની; જેણે સગા ભાઈ હાબિલનું ખૂન કર્યું હતું.

## વર્ષા પછી

ઇન્દ્રકુમાર ત્રિવેદી

આકાશમાં
પડેલાં હતાં
ભૂખરાં કાળાં વાદળાં
જાણે હાથીઓનાં ટોળાં;
પણ
હવે ત્યાં માત્ર
ક્યાંક ક્યાંક ધોળા ધોળા હંસ જેવાં વાદળાં.
જાણે વર્ષા સ્નાન કરી પરવારેલા
પલાંઠીવાળી બેઠેલા પર્વતો,
જાણે લાગે છે ધ્યાનસ્થ યોગીઓ.
અને
આ દોડતી નદીઓ
સાગરમાં જવા
વહ્યા જ કરે છે........વહ્યા જ કરે છે....
નિજમાં નિમગ્ન
એવાં સરોવરો સ્વાનંદે લે છે હિલ્લોળા.
ને
ઝળક્યાં કરે છે
જલ દર્પણશાં
કૂવા-વાવ
ત્યારે
ધીરે ધીરે વાદળ પાછળથી
ડોકિયું કરી સ્મિત-કિરણો વેરે છે
સચરાચરનો પિતા સૂર્ય.
અને
હર્ષવતી તૃણાંબરા વસુંધરાના અંકમાં
ખેલી રહ્યું છે આખુંય વિશ્વ !

---

[ પ્રગટ થનારા કાવ્યસંગ્રહ 'સંનિવાસ'માંથી ]

## ઊંચકો મને

લલિત વર્મા

અર્થોની હારમાળમાંથી ઊંચકો મને,
શબ્દોના કારમાળમાંથી ઊંચકો મને.
મારે અજર અમર નથી થવું જરાય પણ,
આ કાળઝાળ કાળમાંથી ઊંચકો મને.
સ્હેજે સલામતી નહિ જણાય ત્યાં સુધી
દર્દોની દેખભાળમાંથી ઊંચકો મને.
હું તરફડું છું તેમ તો વધુ ફસાઉં છું,
આ પારધીની જાળમાંથી ઊંચકો મને.
કચડાવું તો મટે ખીલી અને ખર્યાં પછી,
પુષ્પો ભરેલ ડાળમાંથી ઊંચકો મને.
આ સમતુલા તણી મથામણો મટે પછી
ઉલાળ ને ધરાળમાંથી ઊંચકો મને.
પીડા અતીત, વર્તમાન, ભાવિની મટે;
આ વક્તની વચાળમાંથી ઊંચકો મને.
અહીંયાં રતનનું છે જ નહીં મૂલ્ય સ્હેજ પણ
પથ્થર તણી આ પાળમાંથી ઊંચકો મને.
અક્ષતનું સ્પષ્ટ રૂપ થઈ શકે પછી પ્રગટ,
પડેલા 'લલિત' પરાળમાંથી ઊંચકો મને.

## ચશ્માંની આડ લઈ

### દિલીપ જોશી

ચશ્માંની આડ લઈ ખેલંદી આંખ લોલ લૂછીને ખિસ્સામાં મૂકજો.
ભીડમાંથી વરસેલા એકાદા ચ્હેરાનું ટળવળવું સપનામાં મૂકજો.
સાંજકના અજવાળે લીંપેલી ઓસરીનો પડછાયો ઓગળવા લાગે,
ભાંભરતી સીમ સાદ પાડે રે ઉંબરે ને ઝાલરો ઝણઝણવા લાગે;
દૂર દૂર વમળાતાં ઘરનો અણસાર નભે એક એક પગલામાં મૂકજો.
ભીડમાંથી વરસેલા એકાદા ચ્હેરાનું ટળવળવું સપનામાં મૂકજો.
છૂટાં પડચાંની વાત એવી તો વસમી કે પગમાં આળોટે રે કેડી,
દોમ દોમ વિસ્તરવા ઝંખે હળવાશ અને લાવે કોઈ સ્મરણોની ખેડી;
ભવભવનો સૂર મૌન ભીતરમાં ધરબીને આષાઢી ટહુકામાં મૂકજો.
ચશ્માંની આડ લઈ ખેલંદી આંખ લોલ લૂછીને ખિસ્સામાં મૂકજો.

## ફળિયામાં રોપી છે કેળ/હરીશ જોશી

ફળિયામાં રોપી છે કેળ,
સૈ, હવે કૂંપળ ફૂટવાની થૈ વેળ.
આંખોને શણગારી લાભ–શુભ આંજીને ખુલ્લાં મેલ્યાં છે કમાડ,
સોળ સોળ વરસોથી ગોરંભ્યો આભમાં થાતો ઝીણેરો ઉઘાડ,
અવસરનાં દોમ દોમ અજવાળે ઝળકે છે, ભીતરની અંધારી નેળ.
સૈ, હવે........
ફાગણના ફાગ કોઈ ગાતું ને સંભળાતાં શંકર–પારવતીનાં ગાણાં,
પરદેશી પંખીને પિયરના આંગણામાં નાખું છું દિવસોના દાણા,
ઘડી કોઈ સાફો ને ઘડી ઘરચોળાની વચ્ચે થઈ જાય સેળભેળ.
સૈ, હવે.......
સપનાંઓ સીંચી ઉછેરેલી લાગણીએ વૈશાખી ફૂલ એક મ્હોરતું,
પાછલી પરોઢ ભીના વાયરાની સંગાથે આવીને કોણ મને ચોરતું,
મેંદી મૂકેલ મારી જમણી હથેળીમાં ઊપસ્યો છે મરમાળો મેળ.
સૈ, હવે......
ફળિયામાં રોપી છે કેળ......

## વર્ષા પછી

ઇન્દુકુમાર ત્રિવેદી

આકાશમાં
પડેલાં હતાં
ભૂખરાં કાળાં વાદળાં
જાણે હાથીઓનાં ટોળાં;
પણ
હવે ત્યાં માત્ર
ક્યાંક ક્યાંક ધોળા ધોળા હંસ જેવાં વાદળાં.
પણે વર્ષા સ્નાન કરી પરવારેલા
પલાંઠીવાળી બેઠેલા પર્વતો,
જાણે લાગે છે ધ્યાનસ્થ યોગીઓ.
અને
આ દોડતી નદીઓ
સાગરમાં જવા
વહ્યા જ કરે છે........વહ્યા જ કરે છે...
નિજમાં નિમગ્ન
એવાં સરોવરો સ્વાનંદે લે છે હિલ્લોળા.
ને
ચળકયાં કરે છે
જલ દર્પણશાં
કૂવા-વાવ
ત્યારે
ધીરે ધીરે વાદળ પાછળથી
ડોકિયું કરી સ્મિત-કિરણો વેરે છે
સચરાચરનો પિતા સૂર્ય.
અને
હર્ષવતી તૃણાંબરા વસુંધરાના અંકમાં
ખેલી રહ્યું છે આખુંય વિશ્વ !

[પ્રગટ થનારા કાવ્યસંગ્રહ 'સંનિવાસ'માંથી]

## ઊંચકો મને

લલિત વર્મા

અર્થોની હારમાળમાંથી ઊંચકો મને,
શબ્દોના કાટમાળમાંથી ઊંચકો મને.
મારે અજર અમર નથી થવું જરાય પણ,
આ કાળઝાળ કાળમાંથી ઊંચકો મને.
સ્હેજે સલામતી નહિ જણાય ત્યાં સુધી
દર્દોની દેખભાળમાંથી ઊંચકો મને.
હું તરફડું છું તેમ તો વધુ ફસાઉં છું,
આ પારધીની જાળમાંથી ઊંચકો મને.
કચડાવું તો મટે ખીલી અને ખર્યા પછી,
પુષ્પો ભરેલ ડાળમાંથી ઊંચકો મને.
આ સમતુલા તણી મથામણો મટે પછી
ઉલાળ ને ધરાળમાંથી ઊંચકો મને.
પીડા અતીત, વર્તમાન, ભાવિની મટે;
આ વક્તની વરાળમાંથી ઊંચકો મને.
અહીંયાં રતનનું છે જ નહીં મૂલ્ય સ્હેજ પણ
પથ્થર તણી આ પાળમાંથી ઊંચકો મને.
અક્ષતનું સ્પષ્ટ રૂપ થઈ શકે પછી પ્રગટ,
પહેલા 'લલિત' પરાળમાંથી ઊંચકો મને.

## ચશ્માંની આડ લઈ

### દિલીપ જોશી

ચશ્માંની આડ લઈ ખેલંદી આંખ લોલ લૂછીને ખિસ્સામાં મૂકજો.
ભીડમાંથી વરસેલા એકાદા ચ્હેરાનું ટળવળવું સપનામાં મૂકજો.
સાંજકના અજવાળે લીંપેલી ઓસરીનો પડછાયો ઓગળવા લાગે,
ભાંભરતી સીમ સાદ પાડે રે ઉંબરે ને ઝાલરો ઝણઝણવા લાગે;
દૂર દૂર વમળાતાં ઘરનો અણસાર નભે એક એક પગલામાં મૂકજો.
ભીડમાંથી વરસેલા એકાદા ચ્હેરાનું ટળવળવું સપનામાં મૂકજો.
છુટ્ટાં પડ્યાંની વાત એવી તો વસમી કે પગમાં આળોટે રે કેડી,
દોમ દોમ વિસ્તરવા ઝંખે હળવાશ અને લાવે કોઈ સ્મરણોની બેડી;
ભવભવનો સૂર મૌન ભીતરમાં ધરબીને આષાઢી ટહુકામાં મૂકજો.
ચશ્માંની આડ લઈ ખેલંદી આંખ લોલ લૂછીને ખિસ્સામાં મૂકજો.

## ફળિયામાં રોપી છે કેળ/હરીશ જોશી

ફળિયામાં રોપી છે કેળ,
સૈ, હવે કૂંપળ ફૂટવાની થૈ વેળ.
આંખોને શણગારી લાભ–શુભ આંજીને ખુલ્લાં મેલ્યાં છે કમાડ,
સોળ સોળ વરસોથી ગોરંભ્યો આભમાં થાતો ઝીણેરો ઉઘાડ,
અવસરનાં દોમ દોમ અજવાળે ઝળકે છે, ભીતરની અંધારી નેળ.
સૈ, હવે........
ફાગણના ફાગ કોઈ ગાતું ને સંભળાતાં શંકર–પારવતીનાં ગાણાં,
પરદેશી પંખીને પિયરના આંગણામાં નાખું છું દિવસોના દાણા,
ઘડી કોઈ સાફો ને ઘડી ઘરચોળાની વચ્ચે થઈ જાય સેળભેળ.
સૈ, હવે.......
સપનાંઓ સીંચી ઉછેરેલી લાગણીએ વૈશાખી ફૂલ એક મ્હોરતું,
પાછલી પરોઢ ભીના વાયરાની સંગાથે આવીને કોણ મને ચોરતું,
મેંદી મૂકેલ મારી જમણી હથેળીમાં ઊપસ્યો છે મરમાળો મેળ.
સૈ, હવે......
ફળિયામાં રોપી છે કેળ......

# હું, કીડીઓ અને હાસ્ય

## કિશોરસિંહ સોલંકી

આજુબાજુ દૃષ્ટિ નાખી એક ખૂણામાં હું મારા શરીરને ગોઠવું છું હવે મને કંટાળો વરતાય છે બારી ઉઘાડું છું વાંચવા પુસ્તક ખોલું છું. મારા પુસ્તકના બધા જ અક્ષરો કીડીઓ થઈને ફરવા માંડે છે કીડીઓ મને વીંટળાઈ વળે છે હું છૂટવાનો પ્રયત્ન કરું છું-છૂટી શકતો નથી ઝીણીઝીણી કીડીઓ મારા અંગેઅંગમાં-રુંવાટેરુંવાટે હવે ફેલાઈ ગઈ છે હું છૂટી શકતો નથી-સહી શકતો નથી કીડીઓ મારા રુધિરમાં ભળી ગઈ છે મારા હૃદયની ચાલતી ક્રિયામાં કીડીઓ મહત્ત્વનો ભાગ ભજવતી થઈ ગઈ છે હું વિચારું છું પણ ત્યાં જ બધી કીડીઓ હસવા માંડે છે તેમનું હાસ્ય ધીમે ધીમે બહાર નીકળે છે-મારામાંથી હું પણ હવે કીડીઓના હાસ્યમાં ભળી જાઉં છું હાસ્ય ઊંઘવા ઇચ્છે છે-ઊંઘી શકતું નથી વાંચવા ઇચ્છે છે-વાંચી શકતું નથી. એને તો જોઈએ છે અંધારું .. કંટાળેલું હાસ્ય બારી વાટે બહાર જવાની ઇચ્છા રાખે છે મારા રુધિराભિસરણમાં કીડીઓ પોતાનું કામ કર્યે જ જાય છે કીડીઓ મને ખાય છે-હું ખવાતો જાઉં છું હાસ્ય મારી બહાર નીકળી ગયું છે હોઠવેંત દૂર આવેલા ટાવરમાં જઈને સમાઈ જાય છે, પણ આ કીડીઓ તો કીડીઓને હવે એક જ રસ રહ્યો છે-મારી કબર ખોદવાનો પણ પેલું હાસ્ય તો બિચારું ટાવરના બાર આંકડામાં કચડાતું કંટાળી ગયું છે હાસ્યને તો કોઈ નદીકાંઠે શીતળ છાંયમાં બે ઘડી બેસીને વિશ્રામ કરવો હતો

ટાવરમાંથી હાસ્ય નાસી છૂટે છે ઘવાયું ઘવાયું રખડતું મારી ખોદાતી કબરની લીલી માટીમાં છુપાવાનો પ્રયત્ન કરે છે, પણ ત્યાં જ બધી કીડીઓ તેને જોઈ જાય છે પોતાના ખોવાયેલા હાસ્યને પાછું મળેલું જાણી આનંદ છે પણ હાસ્ય તો ખોદાતી કબ્ર જોઈને હસી ઊઠે છે હું હાડપિંજર થઈ જોઈ રહ્યો છું-હાસ્યને, કીડીઓને, કબરને કીડીઓ મારી કબર ખોદે છે હાસ્ય પહેરો ભરે છે હું કોઈ 'સ્નેહીના સોણલા મતાવે' ગાતો ગાતો સૂઈ જાઉં છું-સમયની સ્લેટમાં ક્ષણની પેન વડે મારું નામ ઘૂંટીને. કીડીઓ આવ-જા કરે છે પહેરો ભરતું હાસ્ય કબ્રને કાંઠેથી ફરીથી નાસીને મારા માથા ઉપર ઘણું ઝીંકતું હોય એમ ટાવરમાં ડંકાયા કરે છે એક બે પાંચ

## સોળ વરસના છોકરાનું ગીત

### દીપક ત્રિવેદી 'દીપ'

સોળ વરસના ખેતર વચ્ચે દાતરડું ઝીંક્યું રે....ઘચ્ચક ! પરિયું ફૂટી નીકળી !!
ફચ્ચ....ઝાટકો માર્યો રાતો ચોળ...હડફ્! છોકરિયું ફૂટી નીકળી !!
લીલ્લમ્ ખેતર વચ્ચે સોંઘેસટ્ટ થઈ ઊભો'તો લાગ્યો તરગાળાનો વેશ !
શેઢે વડલો કરતો ઝૂલંઝૂલ કહેતો નથી વેશ—લવલેશ !!
વળી એમ થાતું કે આંખે છરકા મારી...ધમાક્ધમ્મ્ ! થાંભલિયું ફૂટી નીકળી !
સોળ વરસના ખેતર વચ્ચે દાતરડું ઝીંક્યું રે....ઘચ્ચક ! પરિયું ફૂટી નીકળી !!
તડકો સોંસરવો નીકળીને સોનેરી થઈ જાતો...બ્હાપો સોનેરી થઈ જાતો !
પવન કાનમાં ગુસપુસ–ગુસપુસ હું લ્હેરી થઈ જાતો...બ્હાપો...હું લ્હેરી થઈ જાતો !!
સોળ વરસની ઘુઘરિયુંમાં લાગી ઝીની ઠેસ ..ધનક ! ઝાંઝરિયું ફૂટી નીકળી !
સોળ વરસના ખેતર વચ્ચે દાતરડું ઝીંક્યું રે....ઘચ્ચક ! પરિયું ફૂટી નીકળી !

## ધીંગી ધારે

### બારીન મહેતા

ધીંગી ધારે ભીંજવ્યાં, નયણાં કોરા કાચ,
બંધ પોપચે વાંચ, અખ્ખર મેલ્યા સામટા.
દાધારિંગા ઝાડવાં, ફૂણું ભેજલ ઘાસ,
તીખા તેજલ શ્વાસ, ક્યાં લગ ઝાલું છાતીએ ?
મરડે મીઠા ઓરતા, આંખે આંજી મોર,
રૂંવે રૂંવે શોર, ઝંખે સોડમ ફૂંફૂની.
આ પા ધ્રૂજે કંઠમાં ભીના ફૂમાદેવ,
માલીપા તતખેવ, રણઝણ ખાટી ફોરતી.
ખટમીઠા આ સૂરમાં, સળગે તીખી વાટ;
સૂને હૈયા-ઘાટ, ઊતરો સાજણ સોણલે.

## કાવડ

### લલિત ત્રિવેદી

રોજ સુક્કાતો જાય છે આ વડ
હું સીંચું જળ અને ઊગે છે ખડ !
છે સડક જેવી બારણામાં તડ
બંધ કમરો ય થૈ ગયો ઉજ્જડ !
છાંયડા તીર્થધામ જેવા દૂર ...
બેસવું થૈ ગયું હવે કાવડ.
ડાળ પર રહેવાનું ગમે છે હજી
મારું સુક્કાપણું ય છે અણઘડ !
ઓરડા જેવડા આ બિસ્તરમાં
રાતના જેટલી પડે સાંકડ !

## ઊભાં

### કરસનદાસ લુહાર

કેટલાં કંજૂસ ઊંચાં ઝાડ ઊભાં !
છાંયડી પગમાં દબાવી તાડ ઊભાં.
નામ સૂરજનું અડ્યું ને ખળખળી ગ્યા,
જે હતા અક્કડ બરફના પહાડ ઊભા.
તીડ-ટોળે ભૂખ ઉપરથી પડે તો–
ખેતરો ક્યાં જાય–ફરતી વાડ-ઊભાં ?
ધન્ય ધણકારા ! તમારું ભાગ્ય કે આ
ફૂલ જેવા હાથ પકડી નાક ઊભા !
પંખીઓ સાથે ઊડી ગ્યાં પાંદડાં પણ,
ઢયો, ઢળી પડતાં હવે આ ઝાડ ઊભાં !

## વગડા વચ્ચે

### લાલજી કાનપરિયા

વગડા વચ્ચે તલાવડી ને તલાવડીમા નીર
અમથું માથાબોળ નાહીને અમે ભીંજવ્યાં ચીર
–વાગ્યું જળનું તાતું તીર !
વાદળ નામે ગામ, ગામમાં દોમદોમ ભીનાશ
મનને મેલ્યું રમતું છુટ્ટું મેઘધનુની પાસ
–ઊગ્યું રોમ રોમ આકાશ !
લીલાતરીની જાજમ છે આ, જાજન માથે મોતી
હથેળીઓમાં કૈંક જનમના સ્પર્શોને હું જોતી
–થાકી ખુદને ગોતી ગોતી !
ફળિયે ઊગ્યું ફૂલ, ફૂલમાં પતંગિયાની ભાત
સુગંધ સરખી વહેવા લાગે એક અમૂલખ વાત
–પીગળે ટહુકે ટહુકે જાત !

## વિષે

### એસ. એસ. રાહી

ન પૂછો નદીને તરાપા વિષે,
હવેસાં જ જાણે છે જાસા વિષે.
મદારી ને જંબૂરિયો મશગૂલ છે
ને લોકો વિચારે તમાશા વિષે.
તમે જોડણીકોશ જોઈ જજો
મળી જાશે શબ્દો દિલાસા વિષે.
દિવાલેથી કંકુ ખરે છે છતાં
ભૂવો કેમ ચિંતિત છે થાપા વિષે ?
ત્યાં શ્રદ્ધ ઝૂકે છે એ જાણું છું હું,
વધુ કોણ જાણે છે કાબા વિષે ?

## તું છે

### હનીફ સાહિલ

પુષ્પ–અંકિત લિબાસમાં તું છે
એટલે કે સુવાસમાં તું છે.
હું ઉઘાડું છું દ્વાર ધુમ્મસનાં,
સ્તબ્ધ ઝાંખા ઉજાસમાં તું છે.
રણ બનીને જે વિસ્તરી ગઈ છે
એ ચિરંજીવ પ્યાસમાં તું છે.
આ પ્રતીક્ષા બની ગઈ બારી,
વિસ્મરણના નિવાસમાં તું છે.
આવ, નિસ્તેજ થાય છે આંખો;
આવ, આછરતા શ્વાસમાં તું છે.
માત્ર શબ્દો જ ગોઠવે છે હનીફ,
આ ગઝલના વિકાસમાં તું છે.

# પ્રેમાનુભૂતિની ભીતરી ભીનાશનું ગાન !

યોસફ મૅકવાન

## ઝીણા ઝીણા મેહ

ઝીણા ઝરમર વરસે મેહ
ભીંજે મ્હારી ચુંદલડી;
એવો નીતરે કૌમારનો નેહ,
ભીંજે મ્હારી ચુંદલડી.
આજે ઝમે ને ઝરે ચંદ્રીની ચંદ્રિકા,
ભીંજે રસિક કોઈ બાલા રે.
ભીંજે સખી ! ભીંજે શરદ અલબેલડી,
ભીંજે મ્હારા હૈયાની માળા;
હો ભીંજે મ્હારી ચુંદલડી.
વનમાં પપૈયો પેલો પિયુ પિયુ બોલે,
ટહુકે મયૂર કેરી વેણાં રે,
ટમટમ ટમટમ વાદળી ટમકે,
ટમકે મ્હારા નાથનાં નેણાં :
હો ભીંજે મ્હારી ચુંદલડી.
આનંદ કન્દ ડોલે સુંદરીના વૃંદને
મીઠા મૃદંગ પડછંદા રે :
મંદ મંદ હેરે મીટડી મયંકની
હો રે મ્હારા મધુરસ ચંદા !
હો ભીંજે મ્હારી ચુંદલડી...

—ન્હાનાલાલ

ઊર્મિકવિતાના ઉદ્દગાતા ભલે નરસિંહરાવ રહ્યા પણ કવિ ન્હાનાલાલે તો ઊર્મિકવિતાના હીંડોળે ઝુલાવી ગૂર્જર ગીરાને. માનવચિત્તના ઋજુ સ્પંદનોને-સંવેદનોને, શબ્દનાદલયે અને સંગીતના સાયુજ્યે ભાવવિલોલ ગીતોની રસલ્હાણ પીરસી કવિએ ગૂર્જર કવિતાને સમૃદ્ધ કરી છે. વસંતના વૈતાલિક એવા આ કવિના મધુર ગીતોમાં ચિત્રાત્મકતાની પડછે ગૂંથાતી ભાવોર્મિ અર્થના આકાશને જેમ જેમ ઉઘાડે છે તેમ તેમ તે વધુ ઇન્દ્રિયગ્રાહ્ય બને છે. જેમ વસંતનો તેમ વર્ષાનોય મહિમા કવિએ અંતરની આરતથી કર્યો છે. 'ઝીણા ઝીણા મેહ' એમનું એક સુંદર હૃદ્ય ઊર્મિગીત છે.

ઝરમર વરસતા મેહની મીઠાશની એક માદક અસર હોય છે...હવાની હળવી ફુવાર રોમેરોમમાં ઝંકૃતિ જગાડી જાય છે ત્યારે ચિત્તની ભૂમિમાં પડેલા વર્ષાના સંસ્કારોની મહેક અસ્તિત્વમાં ફેલાઈ જાય છે. એના આનંદે કવિ બાલમુકુન્દ જેવા તો ગાઈ ઊઠે છે–

**આ શ્રવાણ નીતર્યો સરવડે કોઈ ઝીલોજી...**
**પેલાં રેલી ચાલ્યાં રૂપ હો કોઈ ઝીલોજી...**

સરવડે નીતરતાં શ્રાવણને અને તેમાં રેલીને ચાલ્યાં જતાં રૂપને ઝીલવાનું કહેવામાં કવિહૃદયનો કેવો નિર્મમ આનંદ પ્રગટ થયો છે! તો 'ઝીણા ઝીણા મેહ'ની નાયિકા એ આનંદને આમ પ્રગટ કરે છે–

ઝીણા ઝરમર વરસે મેહ
ભીંજે મ્હારી ચુંદલડી

'મ્હારી' બોલતાં બોલતાં તો જાણે મોઢું ભરાઈ જાય છે ને એ મુગ્ધ હૃદયનો ઉદ્ગાર સરી પડે છે–

ઓલ્યો નીતરે કૌમારનો નેહ

આ નાનકડી જ પંક્તિમાં પ્રેમાનુભૂતિની ભીતરી ભીનાશ આપણામાં છાઈ વળે છે અને 'મેહ' અને 'નેહ'ના પ્રાસથી આરંભાય છે કાવ્યનો વિસ્તાર નાયિકાનું મન અને ઝરમરતા ગગનનું ભાવબિંબ અહીં આકારાય છે એ બન્ને વચ્ચેની અનુસંધાન-રેખા બને છે નાયિકાનો આ ઉદ્ગાર

ભીંજે મ્હારી ચુંદલડી

ઝરમર વરસતા મેહમાં ભીંજાતી ચુંદલડી કૌમારના નીતરતા નેહમાં ય ભીંજાતા શરીરસૌંદર્ય નીખરી ઊઠે છે જાણે સ્વપ્ન ઉમંગોની ભીનાશ —

ઓલ્યો નીતરે કૌમારનો નેહ

કેવો છે આ ઝરમરતા મેહનો જાદુ! એનો સ્વભાવ જ છે ખીલવી દેવાનો અહીં નાયિકા પોતે જ પોતાનાથી લગાર દૂર સરી જાણે કે પોતાના ભર્યાસૌંદર્યને નિહાળે છે રસમુગ્ધ નારીનું આવું ભાવસભર સ્વપ્નરોમાંચ ચિત્ર દૃષ્ટિ સમક્ષ ખડું કરતાં રોમાંચ જગાડે છે જાણે કોઈ 'રસિક બાલા'ના અંગેઅંગમાંથી રંગ ઝમે છે, ઝરે છે ઝમીઝમીને ઝરતા નીરની માધુરીના ભારના ચિત્તસ્મર 'આજે' કાવ્યાર્થ ક્રિયાવિશેષણથી વ્યંજિત થાય છે પછી તરત જ એ 'રસિક બાલા'–(પોતાનું જ અન્ય રૂપ) નાયિકાને સંબોધે છે ભીંજે સખી!

એક જ વાર આવતું આ સંબોધન ખરું – ગીતનું કેન્દ્રબિન્દુ છે નાયિકાના અન્યમનસ્ક ભાવનું એટલું સ્વાભાવિક આલેખન થયું છે તેટલું જ તે સૂચક પણ છે હવે 'મેહ' ખસી ગયો, ને કૌમારના નીતરતા 'નેહ'ની અનુભૂતિના તરંગ વિસ્તરતા લાગ્યા બાહ્ય પરિવ્યાપ્ત ઝરમરતા મેહ નાયિકાના અંતરની વાતમાં રૂપાંતરિત થયો એનો ઉલ્લાસ, એનો આનંદ અછતો રહેતો નથી – 'હો ભીંજે મ્હારી ચુંદલડી'ની આંતરે આંતરે થતી પુનરુક્તિમાં એ સઘન પુષ્ટિ પામે છે

'ભીંજે શરદ અલબેલડી'

'રસિક બાલા'ના પ્રકૃતિ સાથે તદ્રૂપ – તલ્લીન બનેલા ચિત્તનું ભાવસંવેદન અહીં ઝિલાયું છે અભિધાની સ્થૂળ રેખાને ઓળંગી જતું કલ્પન વ્યંજનાનો વિશાળો વ્યાપ દોરી આપે છે ત્યારે કાવ્યસૌંદર્ય કેવું તગતગી રહે છે! ફૂટડી શરદ બન્ને તરફથી ભીંજાય છે એની પ્રતીતિ શું ઓછી મનોરમ કહેવાય?

'ભીંજે મ્હારા હૈયાની માળા'

હૈયાની માળા—સ્વપ્નો કે હૃદયના ધબકાર! કે બંને? ને તરત પછી અંતરના આનંદની અવધિ– 'હો ભીંજે મ્હારી ચુંદલડી'માં

પછીની પંક્તિઓમાં વાતાવરણના રંગ નીતાર વચ્ચે પ્રેમન રસસૌંદર્યની પ્રતીતિ છે પિયુ પિયુ બોલતો પપૈયો ને મેના ટહુકતા મયૂરો વચ્ચે, ટમટમ

ટમકતી વાદળી વચ્ચે, કલ્પન-સર્જક ક્રિયાપદ 'ટમકે' વડે નાથના ટમકતાં નેણાંનું ચિત્તપ્રાસાદિક ચિત્ર આંખો સમક્ષ એવું તો દોરાઈ જાય છે કે કાવ્યાન્તે પણ ટમકી રહે છે આપણ માં.

ઝીણા ઝરમરતા મેહમાં રસતરબોળ પ્રકૃતિની આનંદલીલાનો વિસ્તાર, બાહ્ય જ ન રહેતાં સંપૂર્ણ રીતે અંતરનો બની ગયો...ને તેથી જ ગગનમાં રેલતી ચંદ્રિકાની શીતળતા પ્રસરી રહી! ભીંજવી રહી!

રાસે ચઢેલી સુંદરીઓના વૃંદમાં–ઊંડા અંતરમાં મૃદંગના મંજુલ પડછંદા ગાજી રહે છે. ચોમેર છલકતા રસસૌંદર્યમાં મયંકની મીટડી (નાયિકાને તો નાથનાં નેણાં) હેરે છે. સ્થૂળ વ્યક્તિત્વનો લોપ થયો ને દિવ્ય આલોકમાં ગૂંથી રહ્યું રસિકબાલાનું ચિત્ત. 'મંદ મંદ હેરે મીટડી મયંકની'માં પ્રકૃતિનો નાયિકાના આંતરજગત સાથે, અને '**હો રે મ્હારા મધુરસ ચંદ્દા**'માં નાયિકાના હૃદયનો પ્રકૃતિ સાથે સુસંવાદી લય સહજ રીતે સ્ફૂટ થાય છે. ને મેહનો કાવ્યોચિત વિનિયોગ અહીં સૂક્ષ્મસંવેદનમાં આકારાયો છે.

આમ, '**ઝીણા ઝીણા મેહ**'માં નારીહૃદયનો સુકુમાર પ્રણયભાવ આપણને ય ઝરમર નહીં અઢળક ભીંજવે છે. ને નેહના રસમાં તરબોળ કોઈ કવિ મન ગાઈ ઊઠે છે.

**'મન ભરીને મતવાલો મોર ન્હાયો.'** ☐

# કેટલાંક અવલોકન

બલવંત જાની

## ૧ 'ઊર્મિનાં શિલ્પ'ની ગઝલો

'ઊર્મિના શિલ્પ' એ 'રાઝ' નવસારવીનો પ્રથમ ગઝલસંગ્રહ છે. એક ગઝલકાર તરીકે તેઓ સુખ્યાત હતા. પણ આટલે મોડે ય એમની રચનાઓ ગ્રંથસ્થ થાય છે, એ આનંદની ઘટના છે.

બહુધા, વિફલતા અને વેદના આ ગઝલોમાં કેન્દ્રસ્થભાવ રૂપે છે. પણ એ ભાવનુ કલામાં રૂપાંતર કરી શકવાની જે તરકીબ તેઓ કરે છે એ કારણે પ્રસ્તુત સંગ્રહની કેટલીક ગઝલોને ગઝલકવિતા કહી શકાય. છંદદોષને પણ જતો કરી દેવાનું મન થાય. કારણ કે આપણને નિસ્બત હોય છે કવિતા સાથે.

શી જિંદગીની આથી વધુ દુર્દશા હશે !
મરશું તો સાથ સુખની ફક્ત કલ્પના હશે.
શંકા ભરી નજરથી જુઓ છો તમે મને ?
લાગે છે કંઈક કડવા અનુભવ થયા હશે.

અહીં કવિના દુભાયેલા સંવેદન જગતનો પ્રતિઘોષ સંભળાય છે. એ વેદનાપૂર્ણ સંવેદનને આકારિત કરવા માટે એક ગઝલમાં કવિએ યોજેલ કવિકર્મ જુઓ :

સ્વપ્ન ભાતીગળ હતાં ને હું હતો
ખૂબસૂરત છળ હતાં —ને હું હતો
આમ આખી જિંદગી ચાલી ગઈ
ઝાંઝવાં આગળ હતાં ને હું હતો
યાતનાં, વિશ્વાસ આંસુ ને વિષાદ
કર્મનાં એ ફળ હતાં — ને હું હતો...

'હું' એ વેધક નજરથી દિલ બચાવી એમ લાવ્યો છું.
કિનારે નાવ લાવે જેમ કો તોફાની સમંદરથી.

કવિનું ચિત્ત કેવું સ્વસ્થ છે, એનો પરિચય મળે છે, તથા ભાવને વર્ણવવા યોજેલી પદાવલિમાંનો સિકંદરનો સંદર્ભ સમગ્ર રચનાને ઔચિત્યપૂર્ણ પરિમાણ અર્પે છે. સાથોસાથે કવિની ખુમારી તથા મિજાજ પણ ઊપસે છે, તે જોઈએ :

'અમે ત્યાગીશું દુનિયાને ખાલી હાથ રાખીને
નથી ઓછા ઊતરવાના અમે કોઈ સિકંદરથી !'

આ બધું છતાં સમય પરત્વે કવિની જે અભિપ્સા છે, શ્રદ્ધા છે એ જ જાણે કે, કવિ માટે જીવન-ધોરણ છે, એવો ખ્યાલ આવે છે. કવિ કહે છે કે 'ભલે વરસ્યા વિનાની વાદળી જેવા છીએ આજે/ સમય વરસાવશે કાલે અમારી યાદના છાંટા.' આવી કંઈ કેટલીય સુંદર ગઝલો 'ઊર્મિના શિલ્પ'માંથી પ્રાપ્ત થાય છે. ઘાયલ અને ગની દહીંવાલાની શૈલીની આ રચનાઓ એક પરંપરાને વધુ સમૃદ્ધ કરે છે, એમ આ રચનાઓને આધારે કહી શકાય તેમ છે.

('ઊર્મિના શિલ્પ', 'રાઝ' નવસારવી, ક્રાઉન સાઈઝ, કાચું પૂઠું, પૃ૦ ૭૫. કિંમત રૂપિયા ૬. વિક્રેતા : આદર્શ પ્રકાશન, અમદાવાદ-૧)

જેને ભાવ, ભાષા અને અભિવ્યક્તિ પરત્વેનો એક નક્કર ચહેરો પ્રાપ્ત થયેલો છે એવી આ સંગ્રહની રચનાઓ આપણા ગઝલસાહિત્યમાં નોંધપાત્ર ઉમેરણ બની રહે છે.

## ૨. 'લીલો સહવાસ'ના આસ્વાદ્ય અંશો

'લીલો સહવાસ' એ નવીન જોશીનો પ્રથમ કાવ્યસંગ્રહ છે. અહીં ગીત, ગઝલ, મુક્તક, હાઇકુ અને અછાંદસ સ્વરૂપની મળીને ૫૪ જેટલી રચનાઓ સમાવિષ્ટ છે. આ બધી રચનાઓમાંથી કેટલીક સુંદર રચનાઓ પણ નીપજી આવી છે. પણ એની સંખ્યા બહુ અલ્પ છે. એમની એ રચનાઓ આસ્વાદવાનો ઉપક્રમ જાળવ્યો છે.

'બંધ બારણે'માં પ્રણયચેષ્ટાનું ગતિશીલ શબ્દચિત્ર કવિ સરસ રીતે ઉપસાવી શક્યા છે :

'સાવ તમારા શ્વાસ અડોઅડ શ્વાસ અમારા
આવ્યા ત્યારે'

અને

'સાવ તમારા હોઠ અડોઅડ હોઠ અમારા આવ્યા
ત્યારે'

સુધીની ઘટનાને કવિએ સ-રસ રીતે ગીતમાં ઢાળી છે. 'અવસર' રચનામાં અવસર-સુંદર પ્રસંગના પ્રભાવને આલેખેલ છે. 'અવસર તો આંગણામાં ઝાંકળનું ઝાડ છે.' એ પંક્તિ દ્વારા અવસરનું અલ્પ સમય રહેવું છે એ પણ કેવું સૌંદર્યમૂલક અને મોહક હોય છે, એ ભાવ સુંદર રીતે સૂચવી શક્યા છે. 'લીલો સહવાસ' ગીતમાં કવિનું વેદનશીલ ભાવજગત કલાત્મક અભિવ્યક્તિ પામ્યું છે. આ ગીતરચનાઓ કવિ માટે યશોદાયી બની રહે એ કોટિની છે. કોઈક ગીતરચનામાં એકાદ પંક્તિમાં પણ કવિકર્મનો લસરકો દેખાય છે. જે સમગ્ર રચનાને આસ્વાદ્ય બનાવનાર નીવડે છે :

'પગલામાં એક એક મોતી ખર્યાની વાત
ચાકળા બનીને મારે કહેવી.'

ગઝલમાં પરંપરા સાથે અનુસંધાન જાળવી રાખીને પણ પોતીકી પ્રતિભાનું દર્શન ક્યાંક ક્યાંક કવિ કરાવી શક્યા છે :

'થયો ઝબકાર વીજળીનો ગગનની યાદ આવી ગઈ
ખર્યું જ્યાં વૃક્ષથી પર્ણ સાજનની યાદ આવી ગઈ'
'મૌન રેખા કંઈ દોરાશે વદન પર
સ્પર્શ રેખા મૌનમાં ભળવા દઉં'
'દખણાદી દિશથી તોફાની વાયરા ને ઘૂઘવતી
અડાબીડ સીમ
જેમ કોડીલી નારીએ લાગતા અણોસરું
બોલવાનું લીધેલું નીમ'

અહીં ગીરની સીમ માટે કવિએ પ્રયોજેલી ઉપમા કવિપ્રતિભાની દ્યોતક છે. તેમની આ પ્રકારની શક્તિનું દર્શન એક અન્ય શેરમાં પણ થાય છે.

'તને ગમું હું એટલું કે વાદળીને જેમ બીજ
મને ગમે તું એટલું કે નટવરને જેમ પીચ્છ'
ગીત, ગઝલ, હાઈકુ, મુક્તક-આ બધા ઉપરાંત

('લીલો સહવાસ', નવીન જોશી, ફાઇન સાઈઝ, કાચું પૂઠું; પૃષ્ઠ-૫૪; કિંમત : રૂા. ૨-૨૦, પ્રકાશક : પોતે જ, ૧-૮; કક્ષા-૩; મહર્ષિન મેદાન; જામનગર-૧.)

કેટલાક અછાંદસ કાવ્યો પણ ધ્યાનાર્હ બની રહે છે સવાર પડવાની રોજીંદી ઘટનાને કવિ વર્ણવતા કહે છે કે

પંખીઓના વ્યવસ્થિત રીતે
અવ્યવસ્થિત કલશોરથી
બટેરાઈ ગયેલા સૂર્યનો—
—ખખડી ગયેલા વૃદ્ધ સમા ઝાડ ઉપર—
પીળો પ્રચય તડકો
બણબણતી માખીની પેરે
એક ડાળ પર બેસશે
ને
રાયણની એક ડાળ પરથી
દમિયલ ગળફા સમું એક પાંદડું
નીચે પડશે
ને
સવાર પડશે !

'ખરણચડી વાતો', 'નાવલી નદીની વ્યથાની કથા' પણ સારી રચનાઓ છે

આમ, એકંદરે કાવ્યપદાર્થની માવજત થઈ હોય એવી રચનાઓ ખૂબ જ અલ્પ પ્રમાણમા હોવા છતા કવિકર્મની છાટ લગભગ બધે જ વર્તાતી આ કવિની રચનાઓમાથી અનુભૂતિને અભિવ્યક્ત કરવાની કવિમથામણનો પરિચય પ્રાપ્ત થાય છે

## ૩. આશાસ્પદ કવિપ્રતિભા

'અંતરિયાળ' કાવ્યસંગ્રહમાથી કવિની છંદોયોજન-કલાનો સુંદર પરિચય પ્રાપ્ત થાય છે સંગ્રહની છાન્દસ રચનાઓ વાચતા સોલીડ મહેતા એક આશાસ્પદ કવિ તરીકે સવિશેષ ધ્યાનાર્હ બની રહે છે

ફારસી છંદોને બદલે ઇન્દ્રવજ્ર, પૃથ્વી, શિખરિણી, વસન્તતિલકા અને દોહરા જેવા છંદોમા ગઝલ લખીને કવિએ તેમની પ્રયોગશીલતાનો પરિચય કરાવેલ છે ભાવાનુરૂપ છંદોયોજન તેઓ કરી શક્યા છે વસંતતિલકામા રચાયેલી એક રચના જોઈએ—

'વહેતી હવા વલય છે અથવા કશું ના
આકાશ તો અભય છે અથવા કશું ના
કમ્પોસ તું સ્મરણના નકશા બધેમા
રોમાંચનો વિષય છે અથવા કશું ના'

ગીતમા ઘણું કવિએ આ જ રીતે છંદોયોજન કરીને જે લય-ઢાળ ઉપસાવેલ છે, એમા આપણી પારંપરિક ગીતસમૃદ્ધિનું ઊંડુંવળ અનુસંધાન જણાય છે

'પીંજરી આયખાની લાંબીલચ વલવરીને
મનગમતું નામ કોઈ આપો,
પાનખરની પાપણથી ખરી જતી પાદડીને
ફરફરતું નામ કોઈ આપો
ઝાકળનો ખાલીપો ઝૂરે છે શબ્દોમા
મારા કાગળ પર છાપો'

અહી 'પ' અને 'ર'ના આવર્તનથી ઊપસતો લય પદાવલિ અંતર્ગત અર્થને પણ સાર્થ કરે છે

'કોઈ આપો' એ ગીત ઉપરાંત 'સહસા' અને 'લઈ જાવ' ગીત પણ ધ્યાનાર્હ છે

---

('અંતરિયાળ', સોલિડ મહેતા કાચું પૂંઠું, ક્રાઉન સાઈઝ પૃ. ૯૨ કિંમત રૂ ૧-૯૦ પ્રકાશક અતિથિ પ્રકાશન, સવાટકૃષ્ણી, હળવદ, જિ. સુરેન્દ્રનગર)

'અંતરિયાળ'ના દુહામાં રમેશ પારેખ અને વિનોદ જોશીની દુહાકવિતાનો પ્રતિઘોષ સંભળાય છે. આંતરિક એકાકીપણું, માનવીય વૈફલ્ય અહીં કેન્દ્રસ્થ ભાવ છે. આ દુહાઓ ગુજરાતીની આ સ્વરૂપની કવિતાની સમૃદ્ધિમાં ઉમેરણ કરે છે. મોનોઈમેજ અને અછાંદસ રચનાઓ અત્યંત અલ્પ પ્રમાણમાં છે, જે બહુધા અભિધા સ્તરે અભિવ્યક્તિ પામેલ છે.

એકંદરે ગીત, ગઝલમાં પોતાનું વિશિષ્ટ પ્રદાન કરતો આ સંગ્રહ કવિની ઉજ્જવળ કવિપ્રતિભાનો પરિચાયક બની રહે છે.

## ૪. 'ઈપ્સિત'માં રસસ્થાનો

'ઈપ્સિત'માં કવિ ડાહ્યાભાઈ પટેલની ૨૬ રચનાઓ સંગૃહીત છે. સાંપ્રત સામાજિક અવસ્થિતિ અને પ્રસન્નતાપૂર્ણ પ્રસંગો એમ ઉભય ભાવ આ રચનાઓમાંથી પ્રાપ્ત થાય છે. કોઈ ચોક્કસ પ્રકારનું દર્શન અને સંવેદન અહીંથી ઊપસતું નથી. આ ભાવજગતને ચમત્કૃતિપૂર્ણ કાવ્યબાનીમાં અભિવ્યક્ત કરી શકવાની શક્તિના જ્યાં જ્યાં દર્શન થાય છે, ત્યાં ત્યાં કવિના ઉજ્જ્વળ ભાવિનાં પણ દર્શન થાય છે. પરંતુ, એવા પ્રસંગો બહુ ઓછા છે.

'ફટાકડાની સલામ સાથે દિવાળી ગઈ ચાલી
અંતરના જે અંધકારને અજવાળીને ચાલી'
'આજ મારી આંખમાં હું ખૂંચ્યા કરું છું
મારા જ આંસુ હાથથી હું લૂછ્યાં કરું છું.'
હું મારો આ દેહ લઈને ફળિયે ફળિયે ફરતો
હું ખોવાયો 'હું'માં પણ હું ક્યાંય મને ના જડતો.
અહીં ચમત્કૃતિપૂર્ણ પદાવલિ સ્પર્શક્ષમ છે

અને અર્થપૂર્ણ પણ છે. કવિનો 'હું' અહીં કલાત્મક રીતે પ્રગટેલ છે.

વેદનાને આવકારતા કવિ ગાય છે કે

'મળી છે જિંદગી જેની, તેની વહી જાય ચાલી તો
ખરે શાંતિ મને કહતી મજા ઉત્પાતમાં પણ છે.
'મળી છે સાવ નાની જિંદગી પણ વાત જુદી છે
આંધી તોફાન ચિંતાની અરે, બસ ભાત જુદી છે.'

અહીં વાત અને ભાતનો પ્રાસ અર્થપૂર્ણ છે. આવાં રસસ્થાનો ખૂબ જ અલ્પ પ્રમાણમાં અહીં ઉપસ્થિત છે. પણ સાંપ્રત માનવીય સંવેદનાથી પૂરેપૂરા પરિચિત કવિહૃદયનો પરિચય આ સંગ્રહની રચનાઓમાંથી મળી રહે છે.

('ઈપ્સિત', ડાહ્યાભાઈ પટેલ, ડેમી સાઈઝ, કાચું પૂઠું, પૃષ્ઠ-૪૨, કિંમત રૂપિયા : ૫-૦૦ પ્રાપ્તિસ્થાન : શ્રી એમ. પી. હાઈસ્કૂલ, છત્તપુર, તા. બાયડ, જિ. સાબરકાંઠા)

# અનુવાદ

## वेणुगीतम्

શાસ્ત્રી જયેન્દ્ર દવે

अक्षण्वतां फलमिदं न परं विदामः
सख्यः पशूननुविवेशयतोर्वयस्यैः ।
वक्त्रं व्रजेशसुतयोरनुवेणु जुष्टं
यैर्वा निपीतमनुरक्तकटाक्षमोक्षम् ॥ १ ॥

ધેનુસખાસહ વને વિચરંત વેણુ
ફૂંક્યું વ્રજેશસુતનું મુખડું મધુરું
ન્યાળે દગે તીરછી આપણને સખીરી
સાફલ્ય અન્ય નવ જાણતી આંખ કેરું. (૧)

चूतप्रवालबर्हस्तबकोत्पलाब्ज
मालानुपृक्त परिधान विचित्रवेशौ ।
मध्ये विरेजतुरलं पशुपाल गोष्ठ्यां
रङ्गे यथा नटवरौ क्व च गायमानौ ॥२ ॥

માલા પીંછાં-કમલ-પોયણી-પુષ્પ-મોર
ગુચ્છે ગૂંથી વસન પીત વિચિત્ર વેશે
ગોપાલ ગોઠ પશુ મધ્ય વિરાજતા બે
જાણે નટો રત-અભિનય રંગમધ્યે. (૨)

गोप्यः किमाचरदयं कुशलं स्म वेणु—
र्दामोदराधरसुधामपि गोपिकानाम् ।
भुङ्क्ते स्वयं यदवशिष्टरसं ह्रदिन्यो
हृष्यत्त्वचोऽश्रु मुमुचुस्तरवो यथाऽऽर्याः ॥ ३ ॥

શું વર્તવું ઉચિત વેણુ જયું બધું પી
દામોદરોષ્ઠ મધુ ગોપીજનોનું ગોપી !
ઊંડો રસે છલકતાં, તરુ અશ્રુ ધારે
હર્ષે, યથા નિરખી ભક્ત સ્વવંશ સન્ત. (૩)

वृन्दावनं सखि भुवो वितनोति कीर्तिं
यद्देवकीसुतपदाम्बुजलब्धलक्ष्मि ।
गोविन्दवेणुमनु मत्तमयूर नृत्यं
प्रेक्ष्याद्रिसान्वपरतान्यसमस्तसत्त्वम् ॥ ४ ॥

કીર્તિ ત્રિલોક પ્રસરી વનરાજનોની
આ દેવકીસુત પદાંબુજ સ્પર્શી પામી.
ગોવિંદવેણુ સુણી મત્ત મયૂર નાચે
પંખી વિહંગ શિખરે વિચરંત સ્તબ્ધ. (૪)

धन्याः स्म मूढमतयोऽपि हरिण्य एता
या नन्दनन्दनमुपात्तविचित्रवेषम् ।
आकर्ण्य वेणुरणितं सह कृष्णसाराः
पूजां दधुर्विरचितां प्रणयावलोकैः ॥ ५ ॥

આ મૂઢધી હરણીઓ પણ ધન્યતા શી
વેણુરણન સુણી, લઈ નિજ કૃષ્ણસાર
સામીપ્ય નન્દસુત પામી વિચિત્રવેશી
પૂજા કરે દગથી પ્રેમ તણો સ્વીકાર. (૫)

कृष्णं निरीक्ष्य वनितोत्सवरूपशीलं
श्रुत्वा च तत्क्वणितवेणुविचित्रगीतम् ।
देव्यो विमानगतयः स्मरनुन्नसारा
भ्रश्यत्प्रसूनकबरा मुमुहुर्विनीव्यः ॥ ६ ॥

પેખી શ્રીકૃષ્ણ લલના લયલીન, ગાણું
સુણી મધુર મુરલીસૂર રમ્ય ગૂંજ્યું
દેવી વિમાન મહીં ભાનભૂલે સકામા
પુષ્પો ખરે કચથી, સાડી સરે કટીથી. (૬)

गावश्च कृष्णमुखनिर्गतवेणुगीत
पीयूषमुत्तभित कर्णपुटैः पिबन्त्यः ।
शावाः स्नुतस्तनपयः कवलाः स्म तस्थु-
-र्गोविन्दमात्मनि दृशाश्रुकलाः स्पृशन्त्यः ॥ ७ ॥

ગાયો પીએ શ્રવણપાત્ર ઊંચાં કરીને
શ્રીકૃષ્ણ-વેણુ-પ્રસર્યાં મધુરાં ગીતોને
ને વત્સ ઉર વસતાં પ્રભુ નીર નેણે
ના પી શકે મુખ ભર્યો મધુ દુગ્ધ ઘૂંટ. (૭)

प्रायो बताम्ब विहगा मुनयो वनेऽस्मिन्
कृष्णेक्षितं तदुदितं कलवेणुगीतम् ।
आरुह्य ये द्रुमभुजान् रुचिरप्रवालान्
शृण्वन्त्यमीलित दृशो विगतान्यवाचः ॥ ८ ॥

પંખી મહામુની સમાં વનરાવને આ
ઝૂલી દ્રુમે નવીન કૂંપળ રમ્ય ડાળે
ન્યાળે અનિમીષ દગે, સુણતાં અવાક
શ્રીકૃષ્ણમુખનિસર્યાં કલવેણુ ગીત. (૮)

नद्यस्तदा तदुपधार्य मुकुन्दगीत-
-मावर्तलक्षितमनोभवभग्नवेगाः ।
आलिङ्गनस्थगितमूर्मिभुजैर्मुरारे-
-र्गृह्णन्ति पादयुगलं कमलोपहाराः ॥ ९ ॥

આવર્તને ગતિ રૂંધી નદીઓ ય સુણી
ગીતો મુકુંદમિલને ઉર ઝંખતી એ
આલિંગવા સ્થગિત ઊર્મિ કરે મુરારી
ઝંખી ધરે કમળના ઉપહાર પાયે. (૯)

दृष्ट्वाऽऽतपे व्रजपशून् सहरामगोपैः
सञ्चारयन्तमनु वेणुमुदीरयन्तम् ।
प्रेमप्रवृद्ध उदितः कुसुमावलीभिः
सख्युर्व्यधात् स्ववपुषाम्बुद आतपत्रम् ॥ १० ॥

તાપે નિહાળી મધુઅંશી બજાવતા ને
ગોપાલ દાઉ સહ ઢોર ચરાવતા ત્યાં
છાયા કરી શીતળ પ્રેમથી વાદળ઼ઓ
વૃષ્ટિ કરે કુસુમ શ્વેતલ શીકરોની. (૧૦)

पूर्णाः पुलिन्द्य उरुगायपदाब्जराग
श्रीकुङ्कुमेन दयितास्तनमण्डितेन ।
तद्दर्शनस्मररुजस्तृणरूषितेन
लिम्पन्त्य आननकुचेषु जहुस्तदाधिम् ॥ ११ ॥

ગોપીકુચેથી કુમકુમ પ્રભુપાય ચોંટયું
ને ત્યાંથી ચોંટયું તૃણ પે હરિ ચાલતાં તે
કુમકુમ્ એ નિજ કુચે વદને ઘસીને
શામે પીડા ભીલડીઓ દરશે ઝૂરંતી. (૧૧)

हन्तायमद्रिरबला हरिदासवर्यो
यद् रामकृष्णचरणस्पर्शप्रमोदः ।
मानं तनोति सह गोगणयोस्तयोर्यत्
पानीयसूयवसकन्दरकन्दमूलैः ॥ १२ ॥

શ્રીકૃષ્ણ-દાઉ પગસ્પર્શથી મોદ પામી
અદ્રિ બન્યો સખી અશો હરિદાસશ્રેષ્ઠ !
સન્માન – ઘાસ, ફળ, કન્દર, કન્દ, પાણી
ગોવાલ બંધુ ધરીને – કરતો સદાય. (૧૨)

गा गोपकैरनुवनं नयतोरुदार
वेणुस्वनैः कलपदैस्तनुभृत्सु सख्यः ।
अस्पंदनं गतिमतां पुलकस्तरूणां
निर्योगपाशकृतलक्षणयोर्विचित्रम् ॥ १३ ॥

કાંધે મૂકી લકુટી-રાશ વનેથી જાતાં
ગોપાલ-ગાવ સહ વેણુ નિનાદમસ્ત
ચૈતન્ય સ્તબ્ધ થઈ રહે નિરખી સમસ્ત
ને રોમહર્ષ પ્રકટે તરુને વિચિત્ર. (૧૩)

[શ્રીમત્ ભાગવત મહાપુરાણના દશમસ્કંધમાંનું પ્રસિદ્ધ ગીત શબ્દબ્રહ્મ અને નાદબ્રહ્મના આધ્યાત્મિક અર્થ ધરાવતા આ ગીતમાં વેણુ શબ્દ 'મુરલી' અને 'વેણુ' ઉભયનો વાચક છે.]

# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર



સંસ્થાપક

રાજેન્દ્ર શાહ

તંત્રી

ધીરુ પરીખ

## ગદ્યકાવ્ય વિશેષાંક

હેમંત

૨૦૪૦

નવેમ્બર-ડિસેમ્બર ૧૯૮૪ સળંગ અંક ૧૬૨ દ્વિજ અંક ૯૦

# કવિલોકનાં પ્રકાશનો

## નવ્ય કવિ શ્રેણી

આશાસ્પદ નવ્ય કવિઓના સંગ્રહો પ્રકટ કરવાની આ શ્રેણીમાં કવિલોકે નીચેના ત્રણ સંગ્રહો પ્રકટ કર્યા છે :

૧. પરંતુ : વિનોદ જોશી

૨. પાર્થિવ : જગદીશ વ્યાસ

૩. જળની આંખે : યજ્ઞેશ દવે

આ પ્રત્યેક સંગ્રહ નેચરલ શેઈડના ભારે કાગળ પર છાપવામાં આવ્યો છે. મધ્યવર્તી દોરાની સિલાઈના બાવન પૃષ્ઠના પ્રત્યેક સંગ્રહની કિંમત સાત રૂપિયા છે. 'કવિલોક'ના ગ્રાહકને આ સંગ્રહ માત્ર રૂ. પાંચમાં જ મળી શકશે ટપાલ ખર્ચ માફ.

## અન્ય પ્રકાશનો

### ૧. સાત મહાકાવ્યો

વિશ્વનાં સાત શ્રેષ્ઠ મહાકાવ્યો પરના, અભ્યાસીઓએ તૈયાર કરેલા, લેખો–અનુવાદોનો સચિત્ર સંગ્રહ, પાકું પૂઠું, ૩૦૦ પૃષ્ઠ, અમેરિકન બંધાઈ, કિંમત રૂ. ૨૪+૮. ખર્ચના રૂ ૪; જૂજ નકલો જ સિલકમાં છે.

### ૨. પ્રસંગસપ્તક :

રાજેન્દ્ર શાહનાં સાત સંવાદકાવ્યોનો સંગ્રહ, કાચું પૂઠું, પૃષ્ઠ ૮૦, રૂ ૧૫

### ૩. નિરુદ્દેશે :

રાજેન્દ્ર શાહનાં કાવ્યોનું ચયન, કાચું પૂઠું, પૃષ્ઠ ૧૫૮, રૂ. ૭.૫૦

### ૪. આગિયા :

ધીરુ પરીખના હાઈકુનો સંગ્રહ, ભારે કાગળ, સચિત્ર સુંદર છપાઈ, પાકું પૂઠું, પૃષ્ઠ ૭૨, રૂ. ૧૫

### ૫. અંગપચીસી :

ધીરુ પરીખના આધુનિક છપ્પાનો સંગ્રહ, વિશિષ્ટ કદ, ભારે કાગળ, સુઘડ છપાઈ, કચું પૂઠું, પૃષ્ઠ ૩૨, રૂ. ૮

મુખ્ય વિક્રેતા

ગ્રંથાગાર

મ્યુનિસિપલ માર્કેટ સામે, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯

○ કવિલોકનાં તમામ પ્રકાશનો ઉપરના સરનામેથી જ મળી શકશે.

સૌરાષ્ટ્રમાં તે 'સાહિત્ય મિલાપ' (ધર્મેન્દ્રસિંહજી કૉલેજ સામે, રાજકોટ)માંથી મળી શકશે.

# પ્રાસ્તાવિક

આપણી ભાષાની કવિતાના ઇતિહાસમાં છંદમાંથી છંદમુક્તિનો પ્રયોગ તો છેક ન્હાનાલાલે ઈ. સ. ૧૮૯૮માં 'વસંતોત્સવ'ની રચના કરી ત્યારથી શરૂ થયેલો છે. પરન્તુ ગદ્યમાં કાવ્યરચના કરવી અને ગદ્યકાવ્ય રચવું એ બે ભિન્ન બાબતો છે. છેલ્લાં ત્રીસેક વર્ષ દરમિયાન છંદને છોડી કાવ્ય રચવાના અનેક પ્રયોગો થયા છે. આપણે ત્યાં 'અછાંદસ' જેવો શબ્દપ્રયોગ એને માટે રૂઢ પણ થયો. આ પ્રકારની કાવ્યરચનાની આબોહવા બરાબર જામી હોય ત્યારે 'ગદ્યકાવ્ય' વિશે વિચાર કરવો અનિવાર્ય બને. આ હેતુથી ૨૯ જાન્યુઆરી ૧૯૮૪ના રોજ કવિલોક ટ્રસ્ટે મુંબઈમાં 'જયવદન તક્તાવાલા સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ' અને 'પરિચય ટ્રસ્ટ'ના સહયોગથી શ્રી નિરંજન ભગતની અધ્યક્ષતામાં ગદ્યકાવ્ય પર એક પરિસંવાદનું આયોજન કર્યું હતું. આ પરિસંવાદનો આશય ગદ્યકાવ્યની વિભાવના સ્પષ્ટ થાય એ હતો. આ માટે બે બેઠકમાં છ વ્યાખ્યાનોનું આયોજન કર્યું હતું: ગદ્યકાવ્યનું સ્વરૂપ (નિરંજન ભગત), ગદ્યકાવ્યનો ઉદ્ભવ અને વિકાસ (નલિન રાવળ), ફ્રેંચ ગદ્યકાવ્ય (અશિલ ફ્રૉર્સર), ગદ્યકાવ્ય અને ગદ્ય (ધીરુ પરીખ), ગદ્યકાવ્ય અને પદ્ય (ચંદ્રકાન્ત શેઠ) અને ગુજરાતી ગદ્યકાવ્ય (સિતાંશુ યશશ્ચંદ્ર). સિતાંશુ યશશ્ચંદ્રનો લેખ સમયસર મળ્યો નહિ તેને સ્થાને દિનેશ કોઠારીએ એ વિષય પર જે લેખ તૈયારી કરી આપ્યો તે અહીં મૂક્યો છે. અમદાવાદના ફ્રેંચ કલ્ચરલ સેન્ટરના ડિરેક્ટર અશિલ ફ્રૉર્સરે પોતાનો લેખ અંગ્રેજીમાં વાંચ્યો હતો તે તે પ્રમાણે જ અહીં પ્રકટ કર્યો છે.

આ ઉપરાંત ભારતની અન્ય ભગિની ભાષાઓમાં ગદ્યકાવ્યની શી સ્થિતિગતિ છે તે આશયથી બંગાળી ગદ્યકાવ્ય (ભોળાભાઈ પટેલ), મરાઠી ગદ્યકાવ્ય (નલિની માડગાંવકર) અને હિન્દી ગદ્યકાવ્ય (રઘુવીર ચૌધરી) એમ ત્રણ અન્ય લેખો પણ અહીં સમાવ્યા છે. ફ્રેંચમાં મૂળ ગદ્યકાવ્યની વિભાવના શી સ્વરૂપ શું અને એની સાથે સાથે આપણી ભાષામાં અને આપણા દેશની અન્ય કેટલીક ભાષાઓમાં ગદ્યકાવ્યની વિભાવના અને સ્વરૂપ કેવાં છે તેનો તુલનાત્મક ખ્યાલ આ લેખોથી આવી રહેશે. આ વિષયમાં વધુ અભ્યાસ કરવા ઇચ્છનારને આથી આ સામગ્રી ઉપકારક બની રહેશે. આ ઉપરાંત કેટલાંક નીવડેલાં ગદ્યકાવ્યોના અનુવાદો અને આપણી ભાષાનાં કેટલાંક ગદ્યકાવ્યો પણ અહીં પ્રકટ કર્યાં છે. એ પણ આપણા નવ્ય સર્જકોને ઉપયોગી થશે.

27204

# ગદ્યકાવ્યનું સ્વરૂપ

## નિરંજન ભગત

ગદ્યકાવ્યનું સ્વરૂપ છે? અને હોય તો શું છે? એ પ્રશ્નો પૂછીએ તે પૂર્વે ગદ્યકાવ્યનું અસ્તિત્વ છે? અને ક્યાં છે? એ પ્રશ્નો પૂછવા જોઈએ. કારણ કે 'Encyclopaedia Britannica'માં ગદ્યકાવ્યનું અસ્તિત્વ નથી, 'Grand Larousse Encyclopedique'માં ગદ્યકાવ્યનું અસ્તિત્વ નથી, નરસિંહરાવના વિવેચનગ્રંથ 'કવિતાવિચાર'માં ગદ્યકાવ્યનું અસ્તિત્વ નથી. 'સાર્થ જોડણીકોશ'માં પણ ગદ્યકાવ્યનું અસ્તિત્વ નથી (એમાં 'ગદ્યકાવ્ય' શબ્દનો અર્થ છે 'કાવ્યની શૈલીમાં લખેલું ગદ્ય'.) પણ V. Claytonના ૧૯૩૬માં પ્રકાશિત વિવેચનગ્રંથ 'The Prose Poem in French Literature of the XVIII th Century'માં ૧૮મી સદીના ફ્રેન્ચ ગદ્યકાવ્યનું અસ્તિત્વ છે. M. Chapelanના ૧૯૪૬માં પ્રકાશિત સંચય 'Anthologie du poeme en prose'માં ફ્રેન્ચ ગદ્યકાવ્યનું અસ્તિત્વ છે. Gillermo Diaz-Plazaના ૧૯૫૬માં પ્રકાશિત વિવેચનગ્રંથ 'El Poema en Prosa en Espagna, Estudio Critico y antologia'માં સ્પેઈનના ગદ્યકાવ્યનું અસ્તિત્વ છે. Suzanne Bernardના ૧૯૫૯માં પ્રકાશિત મહાનિબંધ 'Le Poeme en Prose de Baudelaire jusqua nos jours'માં બૉદલેરથી આજ દિન લગીના ફ્રેન્ચ ગદ્યકાવ્યનું અસ્તિત્વ છે. Pierre Moreauના ૧૯૬૯માં પ્રકાશિત વિવેચનગ્રંથ 'La Tradition du Poeme en Prose avant Baudelaire'માં બૉદલેર પૂર્વેના ફ્રેન્ચ ગદ્યકાવ્યનું અસ્તિત્વ છે. અને અંતે Michael Benediktના ૧૯૭૬માં પ્રકાશિત સંચય 'The

Prose Poem, An International Anthology'માં દરેક ભાષાના ગદ્યકાવ્યનું અસ્તિત્વ છે. આમ, અંગ્રેજ કવિ જ્યોર્જ બાર્કર એમના ૧૯૭૧ના બી. બી. સી. વાર્તાલાપ 'The Jubjub Bird, or Some Ramarks on the Prose Poem'માં ટકોર કરે છે તેમ પ્રાગ્-ઐતિહાસિક યુગના કોઈ પ્રાણીની જેમ ગદ્યકાવ્યનું અસ્તિત્વ છે કે નથી એ વિશે આપણી પાસે અસ્પષ્ટ અને અનિશ્ચિત આધાર છે. જો કે અનેક ફ્રેન્ચ વિવેચકો પાસે એના ફોટોગ્રાફ છે અને અનેક અમેરિકન કવિઓ પાસે એના ટેઈપ-રેકોર્ડિંગ્ઝ છે. ગુજરાતમાં પણ હમણાં હમણાં એના અસ્તિત્વ વિશેની સાચી-ખોટી અફવાઓ છે.

૧૭મી સદીના પૂર્વાર્ધમાં Charles Sorelએ પ્રથમવાર 'Poeme en Prose – Poem in Prose, Prose Poem–ગદ્યકાવ્ય શબ્દપ્રયોગ કર્યો હતો. એમણે 'પ્રાચીનો અને અર્વાચીનો વચ્ચે યુદ્ધ'ના વાદવિવાદના સંદર્ભમાં આ શબ્દપ્રયોગ નવલકથાના સંદર્ભમાં કર્યો હતો એથી પછી ૧૭મી સદીના ઉત્તરાર્ધમાં ફેનેલાંએ એમની અતિલોકપ્રિય નવલકથા 'તેલેમાક' કાવ્યાત્મક ગદ્યમાં રચી ત્યારે બ્વાલો આદિ વિવેચકોએ એનું 'ગદ્યકાવ્ય' તરીકે સ્વાગત કર્યું હતું. અને ત્યારપછી ૧૯મી સદીના મધ્ય ભાગમાં શાતોબ્રિઆં લગીના અનેક નવલકથાકારોએ 'તેલેમાક'ની પરંપરામાં કાવ્યાત્મક ગદ્યમાં અનેક નવલકથાઓ રચી એનું 'ગદ્યકાવ્ય' તરીકે સ્વાગત થયું હતું. સ્વયં બોદલેરે પણ ૧૮૬૦માં એમના ગદ્યગ્રંથ 'પારાદિ આર્તિફિસિયેલ'-ના ઉપરણા ઉપર પોની ટૂંકી વારતા 'યુરેકા'ને ગદ્યકાવ્ય તરીકે ઉલ્લેખ કર્યો હતો.

આમ બે સૈકા લગી અનેક ફ્રેન્ચ કવિઓ વિવેચકોએ–બોદલેર સુધ્ધાંએ–નવલકથા અને ટૂંકી વારતા માટે 'ગદ્યકાવ્ય' શબ્દનો પ્રયોગ-ઉપયોગ કર્યો હતો. ભાગ્યે જ કહેવાનું હોય કે આ 'ગદ્યકાવ્ય' શબ્દનો શિથિલ પ્રયોગ-ઉપયોગ હતો. એટલે કે હજુ ગદ્યકાવ્યનો ઉદ્ભવ થયો ન હતો તે પૂર્વે 'ગદ્યકાવ્ય' શબ્દનો ઉદ્ભવ થયો હતો. એટલું જ નહીં પણ એનો શિથિલ પ્રયોગ-ઉપયોગ પણ થયો હતો.

ગદ્યકાવ્ય – શબ્દના સંપૂર્ણ અર્થમાં ગદ્યકાવ્યનો ઉદ્ભવ તો થયો ૧૮૬૯માં. બોદલેરે ઉત્તરજીવનના ૧૮૫૫થી ૧૮૬૭ લગીના બારેક વરસમાં ૫૦ ગદ્યકાવ્યોનું સર્જન કર્યું હતું અને એમાંનાં ૪૦ જેટલાં ગદ્યકાવ્યોનું વિવિધ સામયિકોમાં અવારનવાર પ્રકાશન કર્યું હતું. બોદલેરે ૧૦૦ ગદ્યકાવ્યો રચવાનું વિચાર્યું હતું. પણ ૧૮૬૭માં એમનું અવસાન થયું. એથી ૧૮૬૯માં એમનાં ૫૦ ગદ્યકાવ્યોનો અપૂર્ણ સંગ્રહ 'Petits Poemes en Prose' મરણોત્તર પ્રકાશન થયું હતું. બોદલેરે ગદ્યકાવ્ય સિદ્ધ કર્યું એટલું જ નહીં, પણ જગતકવિતામાં સર્વશ્રેષ્ઠ ગદ્યકાવ્યનું સર્જન કર્યું અને કવિમિત્ર આર્સેન હુસાયને પત્રરૂપ પ્રસ્તાવનામાં ગદ્યકાવ્યનું aesthetics અને metaphysics–રસશાસ્ત્ર અને તત્ત્વશાસ્ત્ર પણ રચ્યું. અને ગદ્યકાવ્યને જગતકવિતામાં એક સ્વતંત્ર અને સ્વાયત્ત કાવ્યપ્રકાર તરીકે અચલ પ્રતિષ્ઠ કર્યું. ત્યારપછી તરત જ રિમ્બો, માલાર્મે, વાલેરી આદિ મહાન કવિઓએ એનું અનુસંધા

કર્યું અને અનેક અનિવાર્ય પરિવર્તનો દ્વારા એના સ્વરૂપનો વિકાસ–વિસ્તાર કર્યો. ત્યારપછી પ્રતીકવાદ અને પરાવાસ્તવવાદનાં આંદોલનો દ્વારા એનો વધુ વિકાસ-વિસ્તાર થયો. આજ લગીમાં અનેક ફ્રેન્ચ કવિઓએ અસંખ્ય ગદ્યકાવ્યોનું સર્જન કર્યું છે. એકાદ સૈકાથી ગદ્યકાવ્ય ફ્રાન્સની સીમાને અતિક્રમી ગયું છે. આજે હવે ગદ્યકાવ્ય એક આંતરરાષ્ટ્રિય કાવ્યસ્વરૂપ તરીકે અચલપ્રતિષ્ઠ છે.

શાર્લ સોરેલ અને ત્યારપછી અનેક ફ્રેન્ચ કવિઓ-વિવેચકોએ 'ગદ્યકાવ્ય' એવો શબ્દપ્રયોગ શા માટે કર્યો હશે? આ કાવ્યસ્વરૂપનું 'ગદ્યકાવ્ય' એવું નામાભિધાન શા માટે કર્યું હશે? 'કવિતા' શબ્દ અસ્તિત્વમાં હતો. તો શું આ કાવ્યસ્વરૂપ માટે 'કવિતા' શબ્દ પર્યાપ્ત ન હતો? ના. ગદ્ય, પદ્ય અને કવિતા – ત્રણ શબ્દો અસ્તિત્વમાં છે. કાવ્ય પદ્યમાં હોય ત્યારે કવિતા, પણ કાવ્ય ગદ્યમાં હોય ત્યારે? ચોથો શબ્દ અસ્તિત્વમાં નથી. ચોથા શબ્દની જરૂર નથી. પણ ના. સૈકાઓથી કાવ્ય પદ્યમાં જ સિદ્ધ થતું હતું. અને સૈકાઓથી આ પદ્યસિદ્ધ કાવ્ય માટે 'કવિતા' શબ્દ અવિચ્છિન્નપણે નિબદ્ધ હતો. એથી હવે કાવ્ય ગદ્યમાં સિદ્ધ થાય ત્યારે કવિતા નહીં, પણ ગદ્ય-કાવ્ય ફ્રેન્ચ પ્રજા દેકાર્તની વંશજ છે, દેકાર્તની વારસ છે. ફ્રેન્ચ પ્રજા જન્મજાત દેકાર્તવાદી છે અને જન્મજાત પ્રશિષ્ટતાવાદી પણ છે. ફ્રેન્ચ માનસ તર્કપ્રિય અને પ્રશિષ્ટતાપ્રિય માનસ છે. A Frenchman is a born Cartesian and a born classicist. And a Cartesian must categorize and a classicist must classify. એથી કાવ્ય પદ્યમાં હોય ત્યારે કવિતા, પણ કાવ્ય ગદ્યમાં હોય ત્યારે? પદ્ય = કવિતા, ગદ્ય = આ શૂન્યાવકાશ સભર કરવો જ રહ્યો–ત્યારે ગદ્યકાવ્ય. વર્ગીકરણનો એવો તર્ક કરવો જ રહ્યો, એવો શિષ્ટાચાર, પ્રશિષ્ટાચાર કરવો જ રહ્યો!

બૉદલેરે એમની પ્રસ્તાવનામાં ગદ્યકાવ્ય એક 'ચમત્કાર' છે એવું વિધાન કર્યું છે. ગદ્યકાવ્ય સાચ્ચે જ એક ચમત્કાર છે. સૈકાઓથી પદ્યમાં જ કાવ્ય સિદ્ધ થયું હતું. સૈકાઓ પછી ગદ્યમાં કાવ્ય સિદ્ધ થયું છે. ગદ્યકાવ્ય એક અપૂર્વ કાવ્યસ્વરૂપ છે, એક અભૂતપૂર્વ કાવ્યપ્રકાર છે. ગદ્યકાવ્ય એ કાવ્યાત્મક ગદ્ય (poetic prose), લયયુક્ત ગદ્ય (prose rhythme) રાગયુક્ત ગદ્ય (lyrical prose અથવા prose poetry)ની જેમ ગદ્યનો એક વધુ અન્વય અથવા પરંપરિત પદ્ય (vers impair), મુક્ત પદ્ય (vers libere), વિમુક્ત પદ્ય (vers libre અથવા free verse) આદિની જેમ પદ્ય કાવ્યનો એક વધુ પર્યાય નથી. પણ એક સંપૂર્ણ સ્વતંત્ર, સ્વાયત્ત કાવ્યસ્વરૂપ છે, એક સર્વથા સ્વાશ્રયી, સ્વાવલંબી કાવ્યપ્રકાર છે. ગદ્યકાવ્ય એ પદ્યમાંથી સંપૂર્ણ મુક્તિ છે, નિઃશેષ નિવૃત્તિ છે. ગદ્યકાવ્ય એ કાવ્યસ્વરૂપની ક્રાંતિ છે, કાવ્યપ્રકારની ઉત્ક્રાંતિ છે. આધુનિકતાની અનેક વિચ્છિન્નતાઓ છે. એ સૌ વિચ્છિન્નતાઓમાં ગદ્યકાવ્ય એ સર્વ-પ્રથમ અને સંપૂર્ણ એવી વિચ્છિન્નતા છે. એથી ગદ્યકાવ્ય એ આધુનિકતાનું મંગલાચરણ છે, આધુનિકતાની નાન્દી છે.

ગદ્યકાવ્યમાં પદ્યકાવ્ય સાથે કોઈ સ્પર્ધા કે સંઘર્ષ નથી. એમાં પદ્યકાવ્ય પ્રત્યે વિરોધ કે વિદ્રોહ

Prose Poem, An International Anthology'માં દસેક ભાષાના ગદ્યકાવ્યનું અસ્તિત્વ છે. આમ, અંગ્રેજ કવિ જ્યોર્જ બાર્કર એમના ૧૯૭૧ના બી. બી. સી. વાર્તાલાપ 'The Jubjub Bird, or Some Ramarks on the Prose Poem'માં ટકોર કરે છે તેમ પ્રાગ્-ઐતિહાસિક યુગના કોઈ પ્રાણીની જેમ ગદ્યકાવ્યનું અસ્તિત્વ છે કે નથી એ વિશે આપણી પાસે અસ્પષ્ટ અને અનિશ્ચિત આધાર છે. જો કે અનેક ફ્રેન્ચ વિવેચકો પાસે એના ફોટોગ્રાફ છે અને અનેક અમેરિકન કવિઓ પાસે એના ટેઈપ-રેકોર્ડિંગ્ઝ છે. ગુજરાતમાં પણ હમણાં હમણાં એના અસ્તિત્વ વિશેની સાચી-ખોટી અફવાઓ છે.

૧૭મી સદીના પૂર્વાર્ધમાં Charles Sorelએ પ્રથમવાર 'Poeme en Prose – Poem in Prose, Prose Poem–ગદ્યકાવ્ય શબ્દપ્રયોગ કર્યો હતો. એમણે 'પ્રાચીનો અને અર્વાચીનો વચ્ચે યુદ્ધ'ના વાદવિવાદના સમયમાં આ શબ્દપ્રયોગ નવલકથાના સંદર્ભમાં કર્યો હતો. એથી પછી ૧૭મી સદીના ઉત્તરાર્ધમાં ફેનેલોંએ એમની અતિલોકપ્રિય નવલકથા 'તેલેમાક' કાવ્યાત્મક ગદ્યમાં રચી ત્યારે બ્વાલો આદિ વિવેચકોએ એનું 'ગદ્યકાવ્ય' તરીકે સ્વાગત કર્યું હતું. અને ત્યારપછી ૧૯મી સદીના મધ્ય ભાગમાં શાતોબ્રિયાં લગીના અનેક નવલકથાકારોએ 'તેલેમાક'ની પરંપરામાં કાવ્યાત્મક ગદ્યમાં જે અનેક નવલકથાઓ રચી એનું 'ગદ્યકાવ્ય' તરીકે સ્વાગત થયું હતું. સ્વયં બોદલેરે પણ ૧૮૬૦માં એમના ગ્રંથ 'પારાદિ આર્તિફિસિએલ'-ના ઉપરણા ઉપર પોની ટૂંકી વારતા 'ફ્રેકો'નો ગદ્યકાવ્ય તરીકે ઉલ્લેખ કર્યો હતો.

આમ બે સૈકા લગી અનેક ફ્રેન્ચ કવિઓ-વિવેચકોએ–બોદલેર સુદ્ધાંએ–નવલકથા અને ટૂંકી વારતા માટે 'ગદ્યકાવ્ય' શબ્દનો પ્રયોગ-ઉપયોગ કર્યો હતો. ભાગ્યે જ કહેવાનું હોય કે આ 'ગદ્યકાવ્ય' શબ્દનો શિથિલ પ્રયોગ-ઉપયોગ હતો. એટલે કે હજુ ગદ્યકાવ્યનો ઉદ્ભવ થયો ન હતો તે પૂર્વે 'ગદ્યકાવ્ય' શબ્દનો ઉદ્ભવ થયો હતો. એટલું જ નહીં પણ એનો શિથિલ પ્રયોગ-ઉપયોગ પણ થયો હતો.

ગદ્યકાવ્ય – શબ્દના સંપૂર્ણ અર્થમાં ગદ્યકાવ્યનો ઉદ્ભવ તો થયો ૧૮૬૯માં. બોદલેરે ઉત્તરજીવનમાં ૧૮૫૫થી ૧૮૬૭ લગીના બારેક વરસમાં ૫૦ ગદ્યકાવ્યોનું સર્જન કર્યું હતું અને એમાંનાં ૪૦ જેટલાં ગદ્યકાવ્યોનું વિવિધ સામયિકોમાં અવારનવાર પ્રકાશન કર્યું હતું. બોદલેરે ૧૦૦ ગદ્યકાવ્યો રચવાનું વિચાર્યું હતું. પણ ૧૮૬૭માં એમનું અવસાન થયું. એથી ૧૮૬૯માં એમનાં ૫૦ ગદ્યકાવ્યોના અપૂર્ણ સંગ્રહ 'Petits Poemes en Prose'નું મરણોત્તર પ્રકાશન થયું હતું. બોદલેરે ગદ્યકાવ્ય સિદ્ધ કર્યું એટલું જ નહીં, પણ જગતકવિતામાં સર્વશ્રેષ્ઠ ગદ્યકાવ્યનું સર્જન કર્યું અને કવિમિત્ર આર્સેન હુસાયને પત્રરૂપ પ્રસ્તાવનામાં ગદ્યકાવ્યનું aesthetics અને metaphysics–રસશાસ્ત્ર અને તત્ત્વશાસ્ત્ર પણ રચ્યું. અને ગદ્યકાવ્યને જગતકવિતામાં એક સ્વતંત્ર અને સ્વાયત્ત કાવ્યપ્રકાર તરીકે અચળ પ્રતિષ્ઠ કર્યું. ત્યારપછી તરત જ રિમ્બો, માલાર્મે, વાલેરી આદિ મહાન કવિઓએ એનું અનુસંધાન

કર્યું અને અનેક અનિવાર્ય પરિવર્તનો દ્વારા એના સ્વરૂપનો વિકાસ–વિસ્તાર કર્યો. ત્યારપછી પ્રતીકવાદ અને પરાવાસ્તવવાદનાં આંદોલનો દ્વારા એનો વધુ વિકાસ-વિસ્તાર થયો. આજ લગીમાં અનેક ફ્રેન્ચ કવિઓએ અસંખ્ય ગદ્યકાવ્યોનું સર્જન કર્યું છે. એકાદ સૈકાથી ગદ્યકાવ્ય ફ્રાન્સની સીમાને અતિક્રમી ગયું છે. આજે હવે ગદ્યકાવ્ય એક આંતરરાષ્ટ્રિય કાવ્યસ્વરૂપ તરીકે અચલપ્રતિષ્ઠ છે.

શાર્લ સોરેલ અને ત્યારપછી અનેક ફ્રેન્ચ કવિઓ-વિવેચકોએ 'ગદ્યકાવ્ય' એવો શબ્દપ્રયોગ શા માટે કર્યો હશે? આ કાવ્યસ્વરૂપનું 'ગદ્યકાવ્ય' એવું નામાભિધાન શા માટે કર્યું હશે? 'કવિતા' શબ્દ અસ્તિત્વમાં હતો. તો શું આ કાવ્યસ્વરૂપ માટે 'કવિતા' શબ્દ પર્યાપ્ત ન હતો? ના. ગદ્ય, પદ્ય અને કવિતા – ત્રણ શબ્દો અસ્તિત્વમાં છે. કાવ્ય પદ્યમાં હોય ત્યારે કવિતા, પણ કાવ્ય ગદ્યમાં હોય ત્યારે? ચોથો શબ્દ અસ્તિત્વમાં નથી. ચોથા શબ્દની જરૂર નથી. પણ ના. સૈકાઓથી કાવ્ય પદ્યમાં જ સિદ્ધ થતું હતું. અને સૈકાઓથી આ પદ્યસિદ્ધ કાવ્ય માટે 'કવિતા' શબ્દ અવિચ્છિન્નપણે નિબદ્ધ હતો. એથી હવે કાવ્ય ગદ્યમાં સિદ્ધ થાય ત્યારે કવિતા નહીં, પણ ગદ્ય-કાવ્ય ફ્રેન્ચ પ્રજા દેકાર્તની વંશજ છે, દેકાર્તની વારસ છે. ફ્રેન્ચ પ્રજા જન્મજાત દેકાર્તવાદી છે અને જન્મજાત પ્રશિષ્ટતાવાદી પણ છે. ફ્રેન્ચ માનસ તર્કપ્રિય અને પ્રશિષ્ટતાપ્રિય માનસ છે. A Frenchman is a born Cartesian and a born classicist. And a Cartesian must categorize and a classicist must classify. એથી કાવ્ય પદ્યમાં હોય ત્યારે કવિતા, પણ કાવ્ય ગદ્યમાં હોય ત્યારે? પદ્ય = કવિતા, ગદ્ય = આ શૂન્યાવકાશ સભર કરવો જ રહ્યો–ત્યારે ગદ્યકાવ્ય. વર્ગીકરણનો એવો તર્ક કરવો જ રહ્યો, એવો શિષ્ટાચાર, પ્રશિષ્ટાચાર કરવો જ રહ્યો!

બૉદલેરે એમની પ્રસ્તાવનામાં ગદ્યકાવ્ય એક 'ચમત્કાર' છે એવું વિધાન કર્યું છે. ગદ્યકાવ્ય સાચ્ચે જ એક ચમત્કાર છે. સૈકાઓથી પદ્યમાં જ કાવ્ય સિદ્ધ થયું હતું. સૈકાઓ પછી ગદ્યમાં કાવ્ય સિદ્ધ થયું છે. ગદ્યકાવ્ય એક અપૂર્વ કાવ્યસ્વરૂપ છે, એક અભૂતપૂર્વ કાવ્યપ્રકાર છે. ગદ્યકાવ્ય એ કાવ્યાત્મક ગદ્ય (poetic prose), લયયુક્ત ગદ્ય (prose rhythme) રાગયુક્ત ગદ્ય (lyrical prose અથવા prose poetry)ની જેમ ગદ્યનો એક વધુ અન્વય અથવા પરંપરિત પદ્ય (vers impair), મુક્ત પદ્ય (vers libere), વિમુક્ત પદ્ય (vers libre અથવા free verse) આદિની જેમ પદ્ય કાવ્યનો એક વધુ પર્યાય નથી. પણ એક સંપૂર્ણ સ્વતંત્ર, સ્વાયત્ત કાવ્યસ્વરૂપ છે, એક સર્વથા સ્વાશ્રયી, સ્વાવલંબી કાવ્યપ્રકાર છે. ગદ્યકાવ્ય એ પદ્યમાંથી સંપૂર્ણ મુક્તિ છે, નિઃશેષ નિવૃત્તિ છે. ગદ્યકાવ્ય એ કાવ્યસ્વરૂપની ક્રાંતિ છે, કાવ્યપ્રકારની ઉત્ક્રાંતિ છે. આધુનિકતાની અનેક વિચ્છિન્નતાઓ છે. એ સૌ વિચ્છિન્નતાઓમાં ગદ્યકાવ્ય એ સર્વ-પ્રથમ અને સંપૂર્ણ એવી વિચ્છિન્નતા છે. એથી ગદ્યકાવ્ય એ આધુનિકતાનું મંગલાચરણ છે, આધુનિકતાની નાન્દી છે.

ગદ્યકાવ્યમાં પદ્યકાવ્ય સાથે કોઈ સ્પર્ધા કે સંઘર્ષ નથી. એમાં પદ્યકાવ્ય પ્રત્યે વિરોધ કે વિદ્રોહ

નથી. પદ્યકાવ્યના વિધ્વંસ કે વિનાશ અર્થે ગદ્યકાવ્યનું અસ્તિત્વ નથી. ગદ્યકાવ્ય એ કવિની સર્જકતાની આંતરિક અનિવાર્યતા છે. એથી જ જે કવિઓએ ગદ્યકાવ્યનું સર્જન કર્યું છે એમણે એ સર્જન પૂર્વે પદ્યકાવ્યનું, મહાન પદ્યકાવ્યનું પણ સર્જન કર્યું છે – બલકે પદ્યકાવ્યની દીર્ઘકાળની સાધના-ઉપાસના પછી જ, એને પરિણામે જ એમણે ગદ્યકાવ્યનું સર્જન કર્યું છે. વળી, ગદ્યકાવ્યના સર્જનની સાથે સાથે જ અને ગદ્યકાવ્યના સર્જન પછી પણ પદ્યકાવ્યનું સર્જન કર્યું છે. આમ, ગદ્યકાવ્ય એ કવિનો કોઈ નાસ્તિવાદ નથી, ગદ્યકાવ્ય એ કવિનો અસ્તિવાદ છે.

ગદ્યકાવ્ય સાચ્ચે જ એક ચમત્કાર છે. એથી જ એના અસ્તિત્વ વિશે શંકાકુશંકા છે, વાદવિવાદ છે. કોઈ કોઈ કવિઓ એના અસ્તિત્વ વિશે ક્ષમાયાચના કરે છે, તો કોઈ કોઈ વિવેચકો એના અસ્તિત્વ વિશે નેતિ નેતિ ઉચ્ચરે છે. ગદ્યકાવ્ય ગદ્ય અને કાવ્યનો સમાસ છે એથી કોઈ કોઈ વિવેચકો એને કવિતાનું એક વર્ણસંકર સ્વરૂપ (hybrid) માને છે. ગદ્યકાવ્ય ગદ્ય અને કાવ્યની સંતતિ છે એથી કોઈ કોઈ વિવેચકો એને કવિતાનો એક ખચ્ચરપ્રકાર (mule) માને છે.

ગદ્યકાવ્ય સાચ્ચે જ એક ચમત્કાર છે. લેમ્બે ત્રીસ વર્ષની વય લગી સમુદ્રનું દર્શન કર્યું ન હતું અને પછી જ્યારે સમુદ્રનું દર્શન કર્યું ત્યારે 'હું માનતો નથી.' એવો સમુદ્રના અસ્તિત્વનો અસ્વીકાર કર્યો હશે. લેમ્બની જેમ કોઈ કોઈ વિવેચકો ગદ્યકાવ્યનું અસ્તિત્વ છે છતાં એનો અસ્વીકાર કરે છે. તો ટેર્ટુલિયનની જેમ કોઈ કોઈ વિવેચકો ગદ્યકાવ્યનું અસ્તિત્વ ન હોય તો પણ 'હું માનું છું.' એવો ગદ્યકાવ્યના અસ્તિત્વનો સ્વીકાર કરે છે. આજ લગી જેનું અસ્તિત્વ ન હોય એનો જો સ્વીકાર ન થાય તો તો આજ પછી કોઈ નવીન વસ્તુનું નિર્માણ જ ન થાય.

ગદ્ય અને પદ્ય એ વસ્તુવાચક શબ્દો (technical terms) છે. ગદ્ય અને પદ્ય બન્નેમાં લય છે. પણ લયનું નિયંત્રણ એટલે પદ્ય અને લયનું અનિયંત્રણ એટલે ગદ્ય. આમ, ગદ્ય અને પદ્ય સમાનાર્થી શબ્દો નથી, વિરોધાર્થી શબ્દો છે એ મુદ્રણથી પણ સ્પષ્ટ થાય છે. પણ કવિતા એ ગુણવાચક શબ્દ (critical term) છે એથી જેમ પદ્ય અને કવિતા એ વિરોધાર્થી શબ્દો નથી, સમાનાર્થી શબ્દો છે તેમ ગદ્ય અને કવિતા પણ વિરોધાર્થી શબ્દો નથી, સમાનાર્થી શબ્દો છે. પણ પ્રાચીન યુગમાં કવિતા અને સંગીતનું સાયુજ્ય હતું એથી કવિતા માત્ર પદ્યમાં અને માત્ર પદ્યમાં સિદ્ધ થતી હતી (અપવાદરૂપે કદાચિત ક્યારેક કોઈક કવિતા ગદ્યમાં પણ સિદ્ધ થતી હતી પણ એ સંગીતયુક્ત ગદ્યમાં સિદ્ધ થતી હતી) એથી ૧૯મી સદી લગી કવિતા તો પદ્યમાં જ સિદ્ધ થાય ગદ્યમાં સિદ્ધ ન થાય. ઉદાહરણ વેદ અને ઉપનિષદ. કવિતા તો પદ્યમાં જ હોય. ગદ્યમાં કવિતા ! અબ્રહ્મણ્યમ્ ! એવો પદ્ય પ્રત્યે પક્ષપાત અને ગદ્ય પ્રત્યે પૂર્વગ્રહ હતો. પણ એથી પદ્યમાં જે સિદ્ધ થાય તે કવિતા જ હોય ? પદ્યમાં અકવિતા પણ સિદ્ધ થતી હતી તેમ ગદ્યમાં જે સિદ્ધ થાય તે અકવિતા જ હોય ? (મોટા ભાગના ગદ્યમાં

અ-કવિતા સિદ્ધ થાય છે, અને થવી જ જોઈએ !) પણ ગદ્યમાં કવિતા પણ સિદ્ધ થાય. કવિતા પદ્ય સાથે સંબંધિત છે, કવિતા પદ્યમાં સીમિત નથી. કવિતા વિનાનું પદ્ય હોય તેમ પદ્ય વિનાની કવિતા પણ હોય. વળી, પ્રાચીન યુગમાં નાટક, નવલકથા, નિબંધ આદિ સમગ્ર સાહિત્ય મુખ્યત્વે પદ્યમાં જ સિદ્ધ થતું હતું. પણ પુનરુત્થાન યુગથી નાટક, નવલકથા, નિબંધ આદિ સમગ્ર સાહિત્ય મુખ્યત્વે ગદ્યમાં જ સિદ્ધ થાય છે (મુદ્રણ, સાક્ષરતા, મધ્યમવર્ગ, વિજ્ઞાન દ્વારા ગદ્યનો અદ્ભુત વિકાસ-વિસ્તાર થયો છે એ કારણે) તો પછી કવિતા ગદ્યમાં કેમ સિદ્ધ ન થાય ? ગદ્યમાં માત્ર કવિતા હોય ત્યારે પદ્યકાવ્ય થાય તેમ પદ્યમાં માત્ર કવિતા હોય ત્યારે ગદ્યકાવ્ય થાય. ગદ્યકાવ્યમાં ગદ્ય છે એથી એ પદ્યથી વિમુક્ત છે, પણ ગ. કાવ્ય કાવ્ય છે એથી એ કવિતાથી વિમુક્ત નથી. પદ્યની વ્યાખ્યા હોય, પણ પદ્યમાં જો કવિતા હોય તો એ કવિતાની વ્યાખ્યા ન હોય, પદ્યકાવ્યની વ્યાખ્યા ન હોય, તેમ ગદ્યની વ્યાખ્યા હોય, પણ ગદ્યમાં જો માત્ર કવિતા હોય તો એ કવિતાની વ્યાખ્યા ન હોય. ટૂંકમાં ગદ્યકાવ્યની વ્યાખ્યા ન હોય. ગદ્યકાવ્યનું સ્વરૂપ હોય.

પદ્યકાવ્યમાં આંતરસ્વરૂપ (internal form) ઉપરાંત બાહ્યસ્વરૂપ (external form) પણ હોય છે. આ બાહ્યસ્વરૂપ a priori, પૂર્વનિશ્ચિત, પૂર્વયોજિત હોય છે. આ બાહ્યસ્વરૂપ તે લય (rhyhm) અને પ્રાસ (rhyme) દ્વારા સિદ્ધ થાય છે. પદ્યમાં કોઈ એક નિશ્ચિત લયએકમનું આવર્તન હોય છે. એ દ્વારા છંદ અને પંક્તિ સિદ્ધ થાય છે પદ્યકાવ્યમાં આ પંક્તિ એકમ છે; એમાં પ્રાસ હોય છે, એ દ્વારા યુગ્મ, ત્રિક, ચતુષ્ક, પંચક, ષટ્ક, સપ્તક, અષ્ટક આદિ શ્લોક અથવા તર્ઝા રિમા, મુક્તક, સૉનેટ આદિ સ્વરૂપ સિદ્ધ થાય છે. સમાન સંખ્યાનાં આવર્તનોની પંક્તિ હોય અને પ્રાસ ન હોય તો પ્રવાહી પદ્ય (બ્લૅંક વર્સ) તથા અસમાન સંખ્યાનાં આવર્તનોની પંક્તિ હોય અને પ્રાસ હોય વા ન હોય તો મુક્ત પદ્ય (free verse) સિદ્ધ થાય છે. આ સૌ કારણે પદ્યકાવ્યમાં નિયમન અને નિયમિતતા હોય છે, શિસ્ત અને બંધન હોય છે. એથી પદ્યકાવ્યમાં બંધનમાંથી મુક્તિ પ્રતિ ગતિ હોય છે, તર્કબદ્ધ અને રેખાકાર ગતિ હોય છે. પદ્યકાવ્યમાં અર્થ અને ભાવને, વસ્તુવિષયને આ બાહ્યસ્વરૂપનો પણ આધાર હોય છે. પદ્યકાવ્યમાં સાદ્યંત પદાવલિ (diction) તથા ઇન્દ્રિયરાગી શબ્દસંગીત (word-music) દ્વારા, આ બાહ્ય-સ્વરૂપ દ્વારા પણ આકાર અને એકતા સિદ્ધ થાય છે. પદ્યકાવ્યમાં એ લિખિત કે મુદ્રિત હોય તો આ બાહ્યસ્વરૂપ ચાક્ષુષઃ પણ હોય છે. એથી એ પઠન ઉપરાંત લેખન-મુદ્રણ દ્વારા પણ સ્પષ્ટ થાય છે.

ગદ્યકાવ્યમાં બાહ્યસ્વરૂપ નથી. એથી એમાં બાહ્યસ્વરૂપનો આધાર અને આકાર નથી. ગદ્યકાવ્યમાં માત્ર આંતરસ્વરૂપ છે અને આ આંતરસ્વરૂપનો જ આધાર અને આકાર છે. ગદ્યકાવ્યમાં પદ્યકાવ્યના બાહ્યસ્વરૂપનાં છંદ અને પ્રાસ સિવાયનાં કવિતા-સિદ્ધિ અર્થેનાં સૌ સાધનો— લય, ક્વચિત કિંચિત છંદ, અનુપ્રાસ, આંતરપ્રાસ, અર્ધપ્રાસ, (ક્વચિત પ્રાસ) પુનરાવર્તન, અન્વય, અલંકાર, કલ્પન

આદિનો ઉપયોગ વિનિયોગ થાય છે ગદ્યકાવ્યમા છદ અને પ્રાસ નથી એટલે a priori, પૂર્વનિશ્ચિત, પૂર્વયોજિત એવુ કોઈ તત્ત્વ નથી એથી શબ્દે શબ્દ પર, એક પછી એક શબ્દ, શબ્દગુચ્છ, વાક્યખડ, વાક્ય, વાક્યગુચ્છ એટલે કે પરિચ્છેદ સતત ધ્યાનપૂર્વક, એકાગ્રતાપૂર્વક, સાવધાનીપૂર્વક, સભાનતાપૂર્વક યોજાય છે ગદ્યકાવ્યમા આ પરિચ્છેદ એકમ છે ગદ્યકાવ્યમા ક્ષણેક્ષણે નવતા છે, પદેપદે વિકલ્પ છે, સતત આકસ્મિકતા અને સાહસિકતા છે એમા લયને કોઈ આધાર કે આકાર નથી ગદ્યકાવ્ય જેમ જેમ વિકસતુ-વિસ્તરતુ જાય છે તેમ તેમ તત્કાલ, તત્ક્ષણ એનો આધાર આકારતુ જાય છે અને આકાર ધારતુ જાય છે આ સૌ કારણે ગદ્યકાવ્યમા સ્વૈચ્છિકતા અને સ્વાયત્તતા હોય છે, લવચીકતા અને મુક્તિ હોય છે એથી ગદ્યકાવ્યમા મુક્તિમાથી બધન પ્રતિ ગતિ હોય છે, ટપનાબદ્ધ અને વર્તુલાકાર ગતિ હોય છે એમા બાહ્યસ્વરૂપના અભાવને કારણે અર્થ અને ભાવ પર, વસ્તુવિષય પર એના આતરસ્વરૂપનો આધાર હોય છે, ગદ્યકાવ્યમા સાદ્યત સૂર (tone) દ્વારા, ત્વરિત કલ્પનો અને પ્રતીકો દ્વારા, આતરસ્વરૂપ દ્વારા આકાર અને એકતા સિદ્ધ થાય છે

બોદલેરે ૧૯મી સદીના મધ્યભાગમા દ્વિતીય સામ્રાજ્યના, નાપોલિયો ત્રીજાના, જ્યોર્જ હોસમાનના પેરિસની વ્યવસ્થા, વિલાસિતા અને વિદ્વજ્જન તથા એની પડછે, એની પછવાડે પેરિસના માનવસમુદ્રના જીવનની અવ્યવસ્થા, અકિંચનતા અને અસહાયતાના આતરસબધમાથી એમના ગદ્યકાવ્યને આદર્શ પ્રાપ્ત કર્યો હતો એથી એમા આત્માની અવસ્થા (un etat dame), સ્વપ્નો દિવાસ્વપ્નો અને અજ્ઞાત મનના આઘાતોને અનુકૂળ અને અનુરૂપ એવુ ગદ્યકાવ્યનુ સ્વરૂપ સિદ્ધ થયુ હતુ એમા નૈતિકતા અને આધ્યાત્મિકતાનો સૂર હતો કલ્પનો, પ્રતીકો, રૂપકો, સાધર્મ્યોની ચલચિત્ર જેવી ત્વરિત ગતિ હતી એમા કથન અને વર્ણનને સ્થાન ન હતુ, એથી એમા લાઘવ હતુ, તીવ્રતા હતી બોદલેરે ૧૮૫૭મા 'Les Fleurs du Mal'નુ સર્જન કર્યું પછી 'Petits Poemes en Prose' 'Les Fleurs du Mal'નુ સર્જન કર્યું ફ્રેન્ચ પ્રતીકવાદી કવિઓ અને પરાવાસ્તવવાદી કવિઓને આ ગદ્યકાવ્યનુ સ્વરૂપ વારસામા પ્રાપ્ત થયુ હતુ વીસમી સદીના પૂર્વાર્ધમા એને ફ્રોઇડ અને યુગના મનોવિજ્ઞાનનો સદર્ભ પ્રાપ્ત થયો હતો આ ગદ્યકાવ્યનુ સ્વરૂપ દુર્લભ અને દુ સાધ્ય છે શુ પદ્યમા શુ ગદ્યમા કવિતા, ઉત્તમ કવિતા દુર્લભ અને દુ સાધ્ય છે, કદાચને ગદ્યમા તો કઈક વિશેષ દુર્લભ અને દુ સાધ્ય છે એથી સ્તો ગદ્ય કવીના નિકષ વદન્તિ ! ▫

# ગદ્યકાવ્યનો ઉદ્ભગમ અને વિકાસ

## નલિન રાવળ

વૃત્તબદ્ધ કાવ્યનું રચનાતંત્ર નિયત અક્ષરમેળ તેમજ લયાવર્તનનાં સંકુલ પણ સ્પષ્ટ ધોરણો સામે રાખી વિકસે છે. છંદોવધાનની દૃષ્ટિએ કાવ્યનું સ્વરૂપ—બહિર્ગત સ્વરૂપ—પૂરેપૂરું અવગત થઈ શકે છે, જ્યારે ગદ્યકાવ્યનું સ્વરૂપ–બહિર્ગત સ્વરૂપ–કંઈક નિર્બંધ છે. काव्यं गद्यं पद्यं च । કાવ્ય ગદ્યમાં અને પદ્યમાં હોય એમ સૂત્રાત્મક રીતે કહેવાયું છે; પણ પદ્યબંધારણને આશ્રયે વિકસતા કાવ્યને સૈકાઓનો ઇતિહાસ છે, જ્યારે ગદ્યબંધારણના આશ્રયે વિકસતા કાવ્યની પારંપરિક કહી શકાય એવી ભૂમિકા હજી સાર્વત્રિક ધોરણે કદાચ બંધાઈ નથી. ગદ્યકાવ્યનું સ્વરૂપ કદાચ યાદચ્છિક (arbitrary) છે એટલે સર્વાંશે તેની સ્વરૂપગત વિશેષતાઓ તારવવી સરળ નથી. આમ છતાં એ હકીકત છે કે આધુનિક કાવ્યબોધનો આવિષ્કાર પાશ્ચાત્ય સર્જકો દ્વારા ગદ્યકાવ્યમાં ઉત્તમ રીતે થયો છે. કાવ્ય ગદ્યમાં કેમ આવ્યું તેની પાછળ પણ વૈયક્તિક તેમ જ સામાજિક કારણો છે. કવિ પછી તે માધ્યમ લેખે પદ્યને અપનાવતો હોય કે ગદ્યને, પણ તેનો ઉદ્દેશ કવિતાની ભાષાને ખપમાં લેવાનો હોય છે અને કવિતાની ભાષાનું સ્થાપન અને ઉત્થાપન, નિર્માણ અને પુનર્નિર્માણ થતું રહેતું હોય છે. અન્ય કવિની તો ઠીક પણ પોતે સિદ્ધ કરેલી કાવ્યભાષા પણ કવિને છોડી દેવી પડે છે, જો તેણે કાવ્યલેખનમાં આગળ જવું વિચાર્યું હોય તો. આમ કવિતાની ભાષા કવિજનો માટે સમયે સમયે શોધ અને પ્રતિશોધનો વિષય છે.

મનુષ્યની ભાષા અને મનુષ્યનું ચિત્ત સતત પરસ્પર સંઘાત પામ્યા કરે છે. આથી માનવ-

સમાજની ભાષા પર થતી ક્રિયા તેમજ ભાષાની માનવસમાજ પર થતી ક્રિયા કવિના રસ અને અભ્યાસનો વિષય છે, કેમકે તે જાણ્યેઅજાણ્યે પણ મનુષ્યભાષા અને મનુષ્યચિત્તની પરસ્પર થતી ક્રિયા-પ્રતિક્રિયાનું અનુસંધાન સ્વસર્જિત કાવ્ય ભાષા સાથે મેળવતો રહે છે

વ્યક્તિએ વ્યક્તિએ વાક્ભંગિઓનું વૈવિધ્ય હોય છે, તો સમગ્ર જનભાષા વ્યવહારભૂમિકાએ કેટકેટલી લઢણો, રીતિઓ, વિલક્ષણતાઓ પ્રયોજતી હશે! આ કરવટ બદલતી લોકવાણીનું કાવ્ય વાણીમાં રૂપાંતર સાધતો કવિ મનુષ્યની યથાર્થ ભાષાને આત્મસિદ્ધ કરવા મથે છે.

લિરિકલ બૅલડ્ઝની પ્રસ્તાવનામાં વર્ડ્ઝવર્થ વારંવાર આ ધ્રુવસત્ય પર આવે છે કે એમનું એકમાત્ર કવિકર્મ મનુષ્યની યથાર્થ ભાષા 'The real language of man'ને આત્મસાત કરવાનું છે. સમગ્ર અંગ્રેજી વિવેચનાના ઇતિહાસમાં વર્ડ્ઝવર્થ પહેલા કવિવિવેચક છે કે જેમણે કાવ્ય ગદ્યમાં પણ સંભવી શકે તેમ કહ્યું છે એટલું જ નહીં, પણ તેમણે ઉત્તમ છંદોબદ્ધ રચનાનું એક રહસ્ય તેમાંની પંક્તિઓમાં રહેલ ઉત્તમ ગદ્યતત્ત્વમાં પ્રમાણ્યું છે. સારા કાવ્યમાં સારા ગદ્યનાં લક્ષણો પરખ્યાં છે. તેમણે કવિ માટે પ્રયોજેલી વ્યાખ્યા સૂચક છે: મનુષ્યો સાથે વાત કરતો મનુષ્ય તે કવિ (He is a man speaking to men) તેમની કવિતાની વ્યાખ્યા પણ સૂચક છે: કવિતા પુરુષ અને પ્રકૃતિની પ્રતિમા છે (Poetry is the image of man and nature)

મનુષ્ય-મનુષ્ય વચ્ચેના સંવાદનો લય સાહજિ પણે કાવ્યમાં ધ્વનિત થતો વર્ડ્ઝવર્થે તે પંક્તિઓ પ્રમાણ્યો છે, જેમાંનો છંદલય ઉત્તમ ગદ્યલયને અનુસાર આપી રહે. મિલ્ટન સમેતના અ કવિજનોના કાવ્યસર્જનનું સૌંદર્ય વર્ડ્ઝવર્ તેમાંનાં ગદ્યતત્ત્વમાં નિહાળ્યું છે.

ગદ્યકાવ્યના પુરસ્કર્તાઓ અને સર્જકો પૂ વર્ડ્ઝવર્થે કવિતામાં ગદ્યના વિનિયોગની ઉત્ત ચર્ચા કરી છે, તેમનું આ એક લાક્ષણિક વિધા ધ્યાન પર લેવા જેવું છે: The language o prose may yet be well adapted t poetry...that a large portion of th language of every good poem ca in no respect differ from that o good prose

વર્ડ્ઝવર્થ આ વિચારતંતુને આગળ ચલાવ સ્પષ્ટ નિર્દેશ આપે છે કે છંદોબદ્ધ રચના અ ગદ્યની ભાષા વચ્ચે તત્ત્વતઃ કોઈ ભેદ નથી. W will go further It may be safel affirmed, that there neither is, no can be, any essential differenc between the language of prose and metrical composition.

વર્ડ્ઝવર્થનો ઉદ્દેશ સમકાલીન કાવ્યભાષા વ્યર્થતા દર્શાવી તે કારણે જર્જરિત થયેલી કવિત પરિપાટીના ઉન્મૂલનનો હતો. સામાન્ય ભૂમિકાએ પણ તેમનો મહત્ત્વનો ઉદ્દેશ સૈદ્ધાન્તિક ભૂમિકા નવસર્જિત કાવ્યભાષાને, બલકે તેની પાછળ રહે

કાવ્યવિચારને, વિશ્લેષવાનો હતો. આથી સમાપનમાં એ ફરી સ્વસિદ્ધાંતને સ્ફુટ કરતા સૂત્રાત્મક રીતે કહે છે કે કલ્પના અને સંવેદનામૂલક સર્જનો ગદ્યમાં હોય કે પદ્યમાં પણ વિનિયોગ અર્થે પ્રયોજાતી ભાષા એકસરખી–યથાતથ–હોય છે. In works of imagination and sentiment, for of these only have I been treating, in proprtion as ideas and feeligs are valuable, whether the composition be in prose or in verse, they require an exact one and the same language.

સ્પષ્ટ છે કે અહીં વર્ડ્ઝવર્થ પદ્યબંધારણ કે ગદ્યબંધારણમાં રહેલ કાવ્યમાંની આંતરિક ભાષા એટલે કે તાત્ત્વિક અર્થવાળી કાવ્યભાષાને લક્ષમાં લે છે. કાવ્યભાષા અંગેની આટલી મોટી ક્રાન્તિકારી સમજ આ અંગ્રેજ કવિએ આપી; પણ ન તો તેણે કે ન તો અન્ય અંગ્રેજ કવિએ ગદ્યકાવ્યને કાગળ ઉપર મૂક્યું. આનો એક ઉત્તર એ પણ હોઈ શકે કે અંગ્રેજી ભાષા સ્વરભારયુક્ત અને સ્વરભારમુક્ત શ્રુતિઓની વિશદ સંયોજનાત્મક સાંકળીઓ અપેક્ષિત નાદસંતુલન રચવાની સાથે યથેચ્છ નાદવિહારની ક્ષમતા પણ ધરાવે છે. આથી અંગ્રેજી પિંગળમાં અને તેમાં ય બ્લેન્ક વર્સ–અગેયપદ્ય–માં કામ કરતા કવિને પદ્યસ્વરૂપમાં રહ્યે રહ્યે પણ ગદ્યના સીમાડા સુધી લટાર લગાવવી ઘણી આસાન વાત હતી, જ્યારે ડોવરની સામે કાંઠે આવેલ ફ્રાન્સમાં પદ્યબંધારણને ત્યજ્યા વિના કાવ્યમાં અપેક્ષિત ગદ્યલયને સિદ્ધ કરવો સર્વથા મુશ્કેલ કામ હતું. આથી અનિવાર્યપણે આંતરિક જરૂરિયાતના બળે ફ્રેન્ચ કવિને ગદ્યકાવ્યની દિશામાં પ્રયાણ કરવાનો પુરુષાર્થ આદરવો પડ્યો.

સત્તરમી સદી દરમિયાન ફ્રેન્ચ કાવ્યભાષા પરિશુદ્ધિ અને અમૂર્તતા તાકતી પ્રક્રિયામાંથી પસાર થઈ અને એ સાથે જ આખી વસ્તુ જ જાણે કે બદલાઈ ગઈ. અત્યંત ચુસ્ત પ્રશિષ્ટ છંદોબંધારણ ધરાવતું પિંગળ યુરોપીય કાવ્યભાષાઓનાં પિંગળોની દૃષ્ટિએ એટલું બધું વિશિષ્ટ બનતું આવ્યું કે તેનું આંતરબંધારણ નિયત ચોકઠાંઓમાં જડાઈ ગયું અને મહાન પ્રશિષ્ટ કવિ રાસિન પાસે આવતાં તો લોકભાષા–બોલચાલની ભાષા સાથેનો ફ્રેન્ચ કવિતાનો સંબંધ સંપૂર્ણપણે કપાઈ ગયો. રાસિને પદ્યમાં એલેક્ઝાન્ડ્રિનનું એક એવું સુબદ્ધ લયબંધારણ ઘડ્યું કે જેને સામે રાખી આવતા કવિએ કામ કરવાનું રહ્યું. આગળ જતાં આ પ્રશિષ્ટ લયબંધારણ જડબેસલાખ ચોકઠું બની બેઠું એટલું જ નહીં, પણ ફ્રેન્ચ એકેડેમીએ ચુસ્ત છંદબંધારણનો આગ્રહ એટલી હદે સેવ્યો કે આ સામે કવિજનોએ આ માળખાને તોડવા વિદ્રોહનો સૂર જગવ્યો. વિક્ટર હ્યુગોએ સૌપ્રથમ એલેક્ઝાન્ડ્રિનમાં યતિ (caesura)નું સ્થાન બદલ્યું અને પંક્ત્યાંતે વિરામ ન લેતા પંક્તિનો અન્ય પંક્તિમાં વિહાર સરળ બનાવ્યો. આથી વિચાર અને ઊર્મિનો પ્રવાહ પંક્તિએ પંક્તિએ આગળ વધતો રહ્યો. આમ મુક્તલયઘટકની દિશામાં ગતિ થઈ.

ફ્રેન્ચ પ્રશિષ્ટ કવિતાનું એક બીજું તત્ત્વ તે

તેની તીવ્ર વાગ્મિતા આ સંબોધનની નહીં, સંવાદની નહીં, પણ ઉદ્‌બોધનની કવિતા હતી. કવિની સામે જાણે કે એક તૈયાર શ્રોતાવર્ગ હતો અને તેને ઉદ્દેશી વ ગ્મિતાભરી – ફુલાવેલા પદ લાલિત્યથી ભરી વાણીમા એ અલંકારખચિત ઉદ્‌બોધનો કરતો તેની આ ઉદ્‌ઘોષણાત્મક શૈલીની declamatory styleની મગરપકડમાથી છૂટવાનો પ્રથમ પ્રયત્ન પણ વિક્ટર હ્યુગોએ કર્યો છે ઉત્તરકાલીન હ્યુગોના કાવ્યપુરુષાર્થે બૉદલેર સહિતના સિમ્બોલિસ્ટ કવિજનોનો આદર પ્રાપ્ત કર્યો છે હ્યુગોની કવિતા અન્ય સમકાલીન રોમૅન્ટિક કવિજનોની માફક માત્ર લય કે ઊર્મિ પાસે અટકતી નથી કે નથી તે રચતી લ બાણભર્યાં વર્ણનો કે કથનોમાં વળી, તે આ કે તે ફિલસૂફીમા પણ લાગરતી નથી જે અદૃશ્ય છે, જે અસ્પષ્ટ છે જે સાદૃશ્યમૂલક અને બુદ્ધિના પ્રમાણોથી પર છે તેવા તત્ત્વને અનુસરતી હ્યુગોની કવિતા કેટલાક મૂલ્યોની શોધમા નીકળી છે આ તે મૂલ્યો છે જે એક ભાવ અને ભાષાને સ્પર્શતી પીઠિકા રચે પાછળથી ફ્રેન્ચ સિમ્બોલિસ્ટ કવિઓની કવિતામા આવે છે. વિલિયમ બ્લેઇકની આ પંક્તિ ઓમા–

Tyger! Tyger! burning bright
In the forests of the night,

અને આખાય કાવ્યમા અર્થના પારદર્શી પડની નીચે અર્થનાં ગૂઢ અપારદર્શી પડો રહેલા છે તેનુ સ્મરણ હ્યુગોની વૈશ્વિક શૈલીમા વિકસતી રચના La Trompette du Jugementમા જોવા મળશે ફ્રેન્ચ કાવ્યભાષામાં અતાર્કિકતા imprecisionનુ તત્ત્વ હ્યુગોએ દાખલ કર્યું. બૉદલેર આદિની કવિત જે દુરૂહતા (obscurity) છે તેનો ઉગમ હ્યુગે થઈ ગયો છે, જેનુ ઉદાહરણ આ પંક્તિએ જોઈ શકાય

Oh! what night! Nothing th has contour or age; and the/Clo is phantom and the phantom cloud

અહીં વાગ્મિતા છે, પણ પ્રવાહી છે છે, પણ હારતો છે લાગણી પલટાતાં લયપરિવર્તિ થયા કરે છે. પ્રશિષ્ટ કાવ્યછંદોને નવીન લયપ્રયોજી હ્યુગોએ છ દગત જડ નિયંત્રણોમાથી કવિતાને મુક્ત કરી તેમની પછી આવ કવિજનોએ, ખાસ કરીને થિયોફીલ ગોત્યેર, વર્લે આદિ કવિજનોએ, કાવ્યભાષાને કાવ્યના અનુલક્ષમા અરૂઢ રીતે પ્રયોજવાની પરંપરા રાખી આ પ્રયોગની સમાતર કાવ્યાત્મક ગદ્ય (poe prose)ના આલેખનમા કેટલીક શક્તિશાળી કક્ષે એવી સિદ્ધિ મેળવી કે બૉદલેરે Houssay ઉદ્દેશી લખેલા પત્રમા જણાવ્યું કે આપણમા કોણે મહત્ત્વાકાક્ષાની ક્ષણોએ કાવ્યાત્મક ગદ સ્થાન નહીં સેવ્યુ હોય? પણ આ કાવ્યાત્ ગદ્યની વિભાવના બૉદલેરે એટલી તો અંગત વિકસાવી હતી કે તત્કાલીન કાવ્યાત્મક ગદ પુરસ્કર્તાઓ–સર્જકો કરતા તે એક જુદી ભૂમિકાએ ઉભા હતા. તેમનો સમગ્ર પ્રયત્ન ક ત્મક ગદ્યનો (poetic prose) નહીં પણ ગદ્યક (prose poem) નિર્માણનો હતો. પદ્યના નિયત્ર

મુક્ત અને વિશેષે કરી પૂર્વ અપેક્ષિત લયાવર્તનોથી મુક્ત ગદ્યસ્વરૂપનું આકર્ષણ બૉદલેરને હતું. ફ્લોબેર, હ્યુગો, પ્રુસ્ત, બાલ્ઝાક આદિની નવલકથાઓમાં કાવ્યાત્મક વર્ણન-કથન તેની ચરમ કક્ષાએ પહોંચતાં જે સર્જનાત્મક ગદ્યલયનો આવિર્ભાવ થતો તેની આકાંક્ષા કવિને થતી. ફ્રેન્ચ ગદ્ય મોન્તેઈનથી લઈ રુસો-વોલ્તેર સુધી અને તે પછી પ્રમુખ નવલકથાકારોમાં બે જુદી જુદી પ્રચંડ પરિપાટીએ વિકસ્યું છે. તર્કજનિત, વૈચારિક, પ્રેરણાજનિત અને સઘળી સામાજિક-રાજકીય ફિલસૂફીને સ્પર્શતી ગદ્યની વૈજ્ઞાનિક પરિપાટી અને ઊર્મિજનિત, રહસ્યગર્ભ, કલ્પનરમ્ય એટલે કે કાવ્યમૂલક સર્જનાત્મક ગદ્યની પરિપાટી ફ્રેન્ચ કવિની સંમુખ હતી. કાવ્યાત્મક ગદ્યનું ઉદાહરણ Fenelonની કૃતિ Telemaque, તો ગદ્યકાવ્યનું ઉદાહરણ તેને મળી આવ્યું Les Miserablesના એક પ્રકરણ L Homme a la mer-માંથી. Maurice de Guerin, Chateaubriand આદિનાં લખાણોએ પણ કવિની કલ્પનાને સક્રિય કરી. Houdarએ સૌપ્રથમ ઉદ્‌બોધનાત્મક કાવ્યો ગદ્યમાં રચ્યાં, પણ આ ગદ્ય વાગ્મિતાના વાઘા પહેરીને આવ્યું. વાસ્તવમાં જે એક ગ્રંથે બૉદલેરનું ધ્યાન ખેંચ્યું તેનો ઉલ્લેખ ગદ્યકાવ્યના ઇતિહાસમાં અનિવાર્ય ગણાય છે. બૉદલેરે આ ગદ્યકાવ્યોનો સંગ્રહ-Gaspard de Nuit વીસેક વાર વાંચેલો અને એના સર્જક કવિ Aloisius Bertrand (૧૮૦૭-૧૮૪૨) પ્રત્યે પ્રેમ અને કૃતજ્ઞતાની લાગણી Housayeને ઉદ્દેશી લખાયેલા પત્રમાં પ્રકટ કરેલી.

બરટ્રાન્ડનાં ગદ્યકાવ્યોએ બૉદલેરને ગદ્યનું માધ્યમ કાવ્ય-અર્થે પ્રયોજવાની પ્રાથમિક ભૂમિકા પૂરી પાડી, પણ ગદ્યકાવ્યનો આદર્શ-બૉદલેરને અભિપ્રેત એવો આદર્શ-બરટ્રાન્ડની રચનાઓમાંથી નીપજતો ન હતો. બરટ્રાન્ડના કાવ્યોનું વાતાવરણ મધ્યયુગીન કથાસૃષ્ટિનું હતું, જ્યારે બૉદલેરને કાવ્ય કરવાનું હતું પોતે જેમાં તારેતાર જીવતો હતો તે સાંપ્રત નગરજીવનનું-પેરિસનું. બરટ્રાન્ડે પોતાના વતનને કેન્દ્રમાં રાખી અંતરંગી કાલ્પનિક સૃષ્ટિ સાથે સંકળાયેલાં વર્ણનો, કથનો, પાત્રો અને પ્રસંગોનું રાગાત્મક-ચિત્રાત્મક આલેખન કર્યું. તેનો ઉદ્દેશ રેમ્બ્રાની ચિત્રસૃષ્ટિનો સંસ્કાર કાવ્યમાં રોપવાનો હતો અને શબ્દોને રસબસતા કરી મૂકે એવાં પ્રાસબદ્ધ, મંજુલ લયાવર્તનો વડે કાવ્યોને આભૂષિત કરવાનો હતો; એટલે કે ગદ્યમાં એણે પદ્યનો મસાલો જ જાણે-અજાણ્યે ભર્યો. બૉદલેરને આ અસ્વીકૃત હતું. બરટ્રાન્ડના ગદ્યકાવ્યથી તદ્દન સામા કાંઠાના ગદ્યકાવ્ય પર બૉદલેરને જવાનું હતું.

ગદ્યકાવ્યનું અંતર્ગત અને બહિર્ગત સ્વરૂપ બૉદલેરને જાતે ઘડવાનું આવ્યું. પોતાના અને પોતાના સમય તેમજ સમાજના અનુસંધાનમાં બૉદલેરને મન કવિતા એ જીવવાની એક રીત-a way of life-હતી; અને આથી એની ગદ્યકવિતાનાં મૂળિયાં એના મન-હૃદયમાં રોપાયેલાં હતાં. એનો એક અને અખંડ અનુભવ કાયાપલટ પામેલા પેરિસનો એટલે કે પેરિસના જનલોકને સ્પર્શતો હતો, અને આથી સ્વાભાવિક જ એનો કાવ્યપ્રયત્ન માનવીય નીતિમત્તાને સ્પર્શતો હતો. એનાં ગદ્ય

કાવ્યોનું અનુસંધાન Les Fleurs du Mal સાથે છે. 'તળ્લો પારસીએ'' કાવ્યગુચ્છનું નૂતન આવર્તન બૉદલેરનાં ગદ્યકાવ્યો – Spleen du Paris-માં છે. આ શીર્ષક પણ સૂચક છે – પૅરિસની રૂંધામણ.

બૉદલેર કે અન્ય કોઈ પણ કવિ ઔદ્યોગિક ક્રાંતિની વિરુદ્ધ હતો તેમ નથી, પણ આખા સમાજને ઉપરતળે કરનારી ક્રાંતિના મનુષ્યનો ચહેરો ભૂંસતાં પરિણામોએ કવિને ચિંતિત કરેલ. માનવીનાં દર્પ, લિપ્સા અને મહત્ત્વાકાંક્ષાએ જે વરવાં રૂપ ધારણ કર્યાં તેનું વિશ્લેષણ આ ગદ્યકાવ્યો છે, ઉપરાંત મનુષ્યના ચિત્ત સાથે સંઘાત પામતા આધુનિક સંસ્કૃતિના જટિલ પ્રશ્નો – પ્રશ્નારૂપે નહીં પણ કાવ્યરૂપે એટલે કે કવિનાં વિવિધ માનસરૂપો તરીકે–અહીં આવ્યાં. Les Fleurs du Malમાં પદ્યનું પુનર્વિધાન તેમણે સાધ્યું, તો Spleen de Parisમાં ગદ્યનું પુનર્વિધાન સધાયું. એલિયટે બૉદલેરને ઉદ્દેશી કરેલી ઉક્તિમાં આ વાત મૂકી છે: "ગદ્ય અને પદ્યનું સંપૂર્ણ પુનર્વિધાન સાધી આપણી અનુભૂતિઓને પ્રકટ કરતો કવિ."

૧૮૫૫માં Les Fleurs du Malના પ્રકાશન પછી બીજે મહિને બે ગદ્યકાવ્યો બૉદલેરે પ્રકટ કર્યાં. ૧૮૫૭માં ૭ કાવ્યો Le fresent સામયિકમાં આવ્યાં, આ નિશીથકાવ્યો Poems Nocturnesમાં દ કવીન્સીના રાગાત્મક ગદ્ય Impassioned Proseમાં લખાયેલ ગ્રંથ The Confessions of an Opium Eaterનાં રાત્રિદૃશ્યોનો સંસ્કાર પડ્યો હોય એમ મનાય છે. એડગર ઍલન પોની જેમ દ કવીન્સી પણ બૉદલરનો પ્રિય લેખક હતો અને બૉદલરે બંનેનાં લખાણોના અનુવાદો આપ્યા છે. પણ આ પછી તેણે જે કાવ્યો આપ્યાં બૉદલરનાં પૅરિસની શેરીઓના પરિભ્રમણો કાવ્યો હતાં. Le Promeneur Solitaire અને Le Rodeur Parisies (The solitary walker) તેમજ (The vagrant of Paris) કાવ્યશીર્ષકો સંગ્રહ માટે પ્રયોજવા બૉદલરે વિચાર્યું હતું, જેમ Spleen de Paris શીર્ષક પણ સંગ્રહ માટે વિચારાયેલું. પણ ૧૮૬૨ La Presseમાં ૨૦ કાવ્યો Petits Poems en Prose (લઘુ ગદ્યકાવ્યો) એ શીર્ષક તળે પ્રગટ થયાં અને આ જ શીર્ષક તળે તેમનાં ૫૦ કાવ્યો *સમાવતો મરણોત્તર સંગ્રહ ૧૮૬૯માં પ્રગટ થયો.* આ સંગ્રહના પ્રકાશન સાથે જ ગદ્યકાવ્યનું સર્વ નવીન એવું સ્વરૂપ ફ્રેન્ચ કવિતામાં દૃઢમૂલ થયું. ૧૮૫૫થી ૧૮૬૮ સુધીના ગાળામાં જુદા જુદા સામયિકોમાં છપાયેલાં આ કાવ્યોએ વિચક્ષણ વાચકો સિવાય અન્યોનું બહુ ધ્યાન ખેંચેલું નહીં પણ બૉદલર માટે આ ગદ્યકાવ્યનું સર્જન એક મો[ટો] સર્જનાત્મક અનુભવ હતો.

આ કાવ્યોના પ્રકાશનની સાથોસાથ બૉદલર[ને] ગદ્યકાવ્યના સ્વરૂપ અંગેની સમજ પરિપક્વ થ[તી] આવી. સિદ્ધાંત તરીકે નહીં, પણ આંતરપ્રતીતિ[ના] પ્રમાણ તરીકે તેમનાં વચનો મૂલવવાં જોઈએ. ભાષાનાં આતરપરિબળોમાંથી ગદ્યકાવ્યને તેમ[ણે] આવતું નિહાળ્યું. ઊર્મિની ઉત્કટ ક્ષણે ભાષા[નાં] અંતરાલમાં સ્ફોટ પામતો પ્રત્યાઘાત કથન કે વર્ણન

। અટવાતાં તત્કાલ પદાર્થના હાર્દ સમેત પ્રતિ-પમાં આકાર પામે છે. વિચાર જેમાં સંપૂર્ણ વેલય પામ્યો છે તેવા પ્રતિરૂપમાં વિકસતા ગદ્ય-કાવ્યમાં શબ્દનું એ અંતરતમ સંગીત વહી રહ્યું છે, જેના પ્રમાણ અર્થે લયબદ્ધ કે પ્રાસબદ્ધ ભાષાની આવશ્યકતા નથી. ગદ્યના જ માધ્યમમાં આ કાવ્ય-ભાષા ઊતરી શકે કેમકે અહીં પદ્યને પૂર્વ અપેક્ષિત એવો લય નથી, પ્રાસ નથી. અહીં પદાર્થ સાથે સીધો મુકાબલો છે. અહીં સ્વપ્ન-ભાષાનો સીધો પરિચય છે. અહીં જે તરલ-સ્પષ્ટ ભાષા છે તે આત્માના સંચલનોમાં સહજ રસળી રહે છે. આ ભાષામાં દિવાસ્વપ્નો સ્વૈર વિહરે છે અને એમાં જ અંતરાત્માની ખટક ઊતરી આવે છે...... Poetical prose which was at the same time musical, but without rhyme and rhythm, yet suple and distinct enough to adapt itself to the movements of the soul, to the meanderings of reverie, and to the prickings of conscience.

દરેક મોટા કવિ પાસે હોય છે તેમ બૉદલેર પાસે એનું અંગત કાવ્યશાસ્ત્ર Poetics છે, એની અંગત સૌંદર્યદૃષ્ટિ aesthetic sense છે. અન્યત્ર તેમણે કહ્યુ છે, 'What a delight to drown one's gaze in the immen sity of the sky and sea all those things think through me, or I through them ( for in the vastness of reverie, the I quickly loses itself ). માત્ર આકાશ કે સાગરની વિશાળતામાં જ દૃષ્ટિને વિલીન કરવાથી નહીં, પણ સચેતન-અચેતન પદાર્થ માત્રામાં દૃષ્ટિને વિલીન કરી અપાર આનંદ મેળવતાં મેળવતાં બૉદલેરે તે અનુભવ્યું છે કે આ અખિલ તેના દ્વારા વ્યક્ત થાય છે અગર તે આ અખિલ દ્વારા વ્યક્ત થાય છે. કેમકે નિદિધ્યાસનની વ્યાપકતામાં બૉદલેરે વ્યક્તિત્વનો ત્વરિત સંપૂર્ણ પરિહાર અનુભવ્યો. પણ બૉદલેરની ધર્મભાવના એમની કવિતાનું આંતરસત્ત્વ છે. Petits Poemes en Proseની કોઈ પણ રચનાના કેન્દ્રમાં બૉદલેરની આખાય માનવસમાજને સ્પર્શતી નીતિમૂલક ધર્મ-ભાવના રહેલી છે.

'નગરમાં દુરિત મૃદુ પુષ્પ રૂપે આવે છે' એમ તેમણે પૅરિસ ઉપરની એક રચનામાં કહ્યું અને સંગ્રહને નામ પણ આપ્યું, 'દુરિતનાં પુષ્પો' (Les Fleurs du Mal) અસદ્‌ને પ્રમાણ્યા વિના સદ્‌ને પ્રમાણી શકાય? આ તેમનો કવિ-પ્રશ્ન હતો. તે કહેતા, "સ્વાભાવિકપણે જ વિના પ્રયત્ને આપણે અસદ્ કૃત્યો કરીએ છીએ. એક માત્ર કળા દ્વારા જ સદ્ સિદ્ધ થાય છે. ગદ્યકાવ્યોની નાંદીરૂપ આવેલી એક કૃતિમાં નારકી સૌંદર્યથી ઓપતી પૅરિસ નગરી પ્રત્યેનો એનો અપાર પ્રેમ છલકાય છે. પૅરિસમાં માર્ગો-સ્થળ-પાત્રો પરનાં આ કાવ્યોમાં બૉદલેરનો આધ્યાત્મિક પરિતાપ અને સંતને જ સહજ એવી માનવીય અનુકંપા તીવ્રતમ રીતે પ્રગટ થાય છે. બૉદલેર પાત્રો પાસે અટકી જતા નથી. પણ એ હડસેલાયેલા-તરછોડાયેલા વર્ગનાં વિષાદમય

હૃદયસ્પંદનોને પોતાના હૃદયમાં ધબકતાં કરી દે છે. Les Fenetresના લઘુગદ્યકાવ્યમાં તેમણે એક વૃદ્ધાની નિઃસહાય દયનીય અવસ્થાનું આલેખન કર્યું છે. વાસ્તવમાં અન્ય આત્મકથનાત્મક કાવ્યો જેવું જ આ કાવ્ય છે. રાત્રિના સમયે ઝરૂખામાં ઊભા ઊભા દૂરનાં મકાનોમાં જિંદગી પસાર કરતા લોકોને વ્યથિત દૃષ્ટિએ નીરખતા બોદલેરે પોતાની જ જાતનું વર્ણન આપ્યું છે :

Beyond a tossing sea of roofs I descry a woman advanced in years, her face already lined, poor always bent over something, never leaving the room. Guided by what I can see of her pace and her garb, by the movements of her hands, by slightest hint or nothing at all. I have reconstrueted this woman's history, or rather her legend, and now and again I weep to retell it to myself. Had it been a poor old man, I should have reconstructed his with as little trouble. And so I retire to bed, proud to have lived and suffered in others beside myself.

You may ask : 'Are you sure this legend is the truth? But what do I care for the facts; If this reality which is outside me has helped me to live, to know I exit to understand the kind of mar I am?

કવિ પાસે આ તાટસ્થ્ય અને તાદાત્મ્યન શક્તિ હોય છે. Les Foules (ટોળાં) કાવ્યમાં તે કલ્પનશક્તિનો કીમિયો વર્ણવતા બોદલેરે તે સ્પ કર્યું કે ટોળામાં ટોળું ન થઈ જતો કવિ પોતાન સ્વત્વને અકબંધ જાળવી જનલોકનું જીવન જી રહે છે. એની આ શક્તિના બળે નિજમાં નિમ રહી પરકાયાપ્રવેશ સાધી શકે છે. એકાકી રહી વિશ્વની વિશાળતાના સંપર્કમાં જાતને મૂકી શકે છ

બોદલેરે રમણીય પૅરિસના પડ નીચે છુપાં લાલસા, લિપ્સા, દર્પ અને કૃપણતાનો જે કદર્યમ ચહેરો જોયો હતો તે તેમનાથી ભૂલ્યો ભુલાતો ન હતો. આખાય નગરની અણકીધી રૂંધામણથ તેમનો આત્મા કેવો પ્રજળી ઊઠ્યો હતો તે આ પ્રસંગકાવ્ય ઉપરના સારાંશ પરથી જણાશે. નગરમ નૂતન વર્ષનું આગમન ઠાઠમાઠથી ધૂમધડાકા સાથે થયું. લોકો રંગબેરંગી વસ્ત્રામાં સજ્જ થઈ આનંદ પ્રમોદમાં મહાલતા રાજમાર્ગો પર એવો કોલાહલ ઊભો કર્યે જતા હતા કે અલ્પ શાંતિપ્રિય લોક મૂઢ બની જાય. કવિ રાજમાર્ગની પગથી પ ખૂણામાં એકલા ઊભા જોયા કરતા હતા. સામેથ ભારલદાયેલું ગાડું ખેંચતું ગરીબડું ગધેડું મથુ નીચું રાખી ચાલી રહ્યું હતું. જંગલી અજા માલિકના ચાબૂકના ફટકારથી ચાલી રહ્યું હતું. ત્યાં ફૂલફટાક કપડાંમા સજ્જ જુવાનિયાનું ટોળું ગોકીરો મચાવતું આવી પહોંચ્યું. પવનના ઝપાટે તેમાંન

એક જુવાનિયાની હેટ ઊછળીને નજીક આવી રહેલ ગાડા આગળ પડી. પેલો જુવાન દોડયો, નાટકીય અદાથી કેડેથી નમ્યો, હેટ હાથ પર લીધી અને ગધેડાને લળીલળી નવા વર્ષનું અભિવાદન કર્યું અને પોતાની આ મજાક પર હસતો હસતો જુવાન શોરબકોર કરતા ટોળામાં ભળી ગયો. એક ગરીબ પ્રાણી પર થતો આવો ક્રૂર ઉપહાસ કવિ સાંખી ન શકયા. દાંત કચકચાવતા રૂંવે રૂંવે વ્યાપેલા ક્રોધથી તે આ દૃશ્ય જોઈ રહ્યા અને વ્યથાપૂર્ણ સ્વરે બોલી ઊઠયા, 'આ મૂરખ વરણાગિયો મને આખાય ફ્રાન્સની આપણા લોકોની હાસ્યની શક્તિનો નાદર નમૂનો લાગે છે.' કવિએ અહીં કટાક્ષમાં પ્રજાની હીન-વિકૃત હાસ્યની વૃત્તિને ખુલ્લી પાડી છે.

પરિચ્છેદ કે પરિચ્છેદો પર વિકસતાં આ ગદ્યકાવ્યો સંવાદ – આંતરસંવાદ – એકોક્તિ આદિમાં પ્રસંગ-પાત્ર-દૃષ્ટાંત કે વાર્તાને પણ વણતા ચાલે છે—પ્રત્યક્ષ કાવ્યકથનની પ્રાસરહિત, લયરહિત નિતાંત ગદ્યમૂલક શૈલીમાં. 'Les Fleurs du Mal'ની છંદોબદ્ધ રચનાઓમાં તેમજ આ લઘુગદ્યકાવ્યો Petits Poemes en Prose'માં પણ બૉદલેરે જેનો મહિમા મુક્તપણે કર્યો છે તે કવિનું નૈતિક દાયિત્વ જ કેન્દ્રસ્થાને રહ્યું છે.

ઓગણીસમી સદીના અંતિમ ચરણમાં આર્થર રિમ્બો, પોલ વર્લેં અને સ્ટીફન માલાર્મે ફ્રેન્ચ પ્રતીકલક્ષી કવિતાની ક્ષિતિજોને ઓળંગી ગયા. બૉદલેરને મન કવિતા એનાં જાદુઈ આભ-ઉડ્ડયનો છતાં એક સુનિશ્ચિત રચનાતંત્ર પર નિર્ભર હતી. રિમ્બોએ કાવ્યગત રચનાતંત્ર (organic unity)નો સ્વીકાર ન કર્યો. તેની દૃષ્ટિ મનનાં અતાગ ઊંડાણો અને તેની ય પાર રહેલા અગોચર પ્રદેશોની તેજ-અંધારછાપી અપતરંગી દૃશ્યાવલીઓ પર ઘૂમતી હતી. બૉદલેરે તો કહ્યું હતું આ ગદ્યકાવ્યની બે લીટીઓ વચ્ચેનો કોઈ પણ અંકોડો-મણકો vertebra કાઢી લો છતાં આ લીટીઓ તો સંધાશે, લીટીઓને વિચ્છેદો તો પણ પ્રત્યેક લીટી સ્વતંત્ર અસ્તિત્વ ટકાવી રાખશે, રિમ્બોએ ગદ્યકાવ્યના આંતરતંત્રના સાંધેસાંધા કાઢી નાખ્યા. કથન અને વર્ણનની આછી રેખાઓ પણ ઊતરડી નાખી. એણે પોતાના આખા ચેતનાતંત્રને ખોરવી નાખવાનો સર્જક પ્રયત્ન કર્યો. એ પોતાની જાતને દ્રષ્ટા seer megus તરીકે જોતો. તેણે ઘોષણાપત્રમાં કવિ વિશે મંતવ્ય બાંધતાં કહ્યું, 'He makes himself a visionary through a long, immense and reasoned derangement of all the senses.' અહીં અગત્યનું પદ છે 'reasoned derangement'. સમગ્ર ચેતનાતંત્ર-સંવેદનતંત્રને પદ્ધતિસર-તર્કબદ્ધ રીતે ખોરવી નાંખવું. પણ રિમ્બોનો ગદ્યકાવ્યોનો જાદુ તેના શૈશવની સ્મૃતિમાંથી જન્મ્યો છે. ગ્રીક પુરાણકલ્પનો સાથે આકસ્મિક અનુસંધાન પામવાથી કવિનો શૈશવલોક એક અદ્દ્ભુત કલ્પનલોકમાં ફેરવાય છે. અઢારની વયે ફ્રેન્ચ છંદોબદ્ધ કવિતાના ચમત્કાર સમી પ્રલંબ કૃતિ-The Drunken Boat-રચી તેણે અજ્ઞાતમાં ઝંપલાવેલું. ૧૮૭૩-૭૪ દરમિયાન વીસની વયે તેણે Illuminations નામક ગદ્યકાવ્યોનો સંગ્રહ આપ્યો, બહેકે વર્લેંએ તેનું પ્રકાશન કર્યું. વર્લેંએ આ ગદ્ય-

કાવ્યોને રંગીન છાબ (coloured plates) તરીકે ઓળખાવ્યા છે, તો કેટલાકે ફાયરવર્ક્સ (આતશબાજી) તરીકે ઓળખાવ્યા છે Aube Dawn (સવાર) નામના ગદ્યકાવ્યમાં રાત્રિની તંદ્રામાંથી જાગતી પ્રકૃતિના પરિશુદ્ધ સૌંદર્યને રિમ્બોએ મૂર્ત કર્યું છે નારીરૂપે–દેવાંગનારૂપે કે જેના અવગુંઠનને સોલ્લાસ ઉઠાવી રિમ્બોએ પ્રકૃતિને આલિંગી છે આખાય કાવ્યમાં જે ગતિથી સવાર પસાર થાય છે – માર્ગો પરથી, ફૂલો પરથી, નગરના મકાનો પરથી તેમાં સ્વપ્નસદૃશ સૌંદર્ય છે રિમ્બોની કાવ્યધારા અજ્ઞાત (unknown) તરફની છે વીસની વયે કાવ્યલેખન સંકેલી એ પોતે ક્યાંક આફ્રિકાના પ્રદેશમાં અજ્ઞાતવાસમાં ચાલ્યા ગયેલા વર્લેં પ્રતીકલક્ષી કવિતાની પરંપરામાં માલાર્મે જેટલી જ અગત્ય ધરાવે છે પણ આ બંને બોદલેર–રિમ્બોની ગદ્યકાવ્યની વિભાવનાથી જુદા પડે છે વર્લેં સ્પષ્ટ માને છે કે છંદના સંસ્કારો વિના કાવ્ય ન હોય આથી તેમણે ગદ્યબંધારણ ન અપનાવતાં verse libereની દિશામાં ગતિ કરી એલેક્ઝાન્ડ્રિનના છંદગત ઘટકઅંશો ત્યજ્યા વગર તેમણે રૂપાંતર (modification) સાધ્યું છંદવિઘટનની અંતિમ ક્ષણે પણ મૂળનો જ છંદ રહે છે આ verse libereના માધ્યમની સમાંતર રિમ્બોએ અને તે પછી ટ્રીસ્ટાન કોર્બ્યુએર એપોલિનેર, લાફોર્ગ, આલ્ફ્રેડ જેરી આરાગોન આદિએ verse libre–મુક્તપદ્ય–ને વીસમી સદીના પ્રથમ ચરણની ફ્રેન્ચ કવિતાનું એક મુખ્ય વાહન બનાવ્યું. સમાજ અને જીવનના બદલાતા પરિવેશને કારણે અનિવાર્યપણે પરાવાસ્તવવાદ (surrealism)ને લક્ષ કરતી કવિતાનું માધ્યમ મુક્તપદ્ય બન્યું ઉક્ત કવિજનો મૂર્ત ? અમૂર્ત પ્રતીક રચવાની દિશામાં ન જતાં વિભિન્ આકાર ધરી સતત વિસ્ફોટ પામતા પ્રતિરૂપોન આંતરક્રિયાને જ કાવ્યમાં ઝડપવાની નેમ રાખે છે ચલિત સ્વપ્નોની નીચે જાગ્રત-અર્ધજાગ્રત ચેતનાન તળે વહેતા સંસ્મરણોને તેની નિરવધિ ગતિવિધિઓ કાવ્યમાં ઝડપવાનું પરાવાસ્તવલક્ષી (surrealistic કવિકર્મ નવતા રૂપે નહીં, પણ આંતરિક જરૂરિયાત બળે વિકસ્યું પણ ક્યુબીઝમ દાદાઈઝમ–સરરિયાલિઝ આદિ વાદોનું મૂળ ગણાય છે કોંત દ લોત્રેઆમોન્ત સર્જન Les chants de Maidoror લોત્રે આમોન્તે આકારવિહીન બૃહદ્ ગદ્યકાવ્યો રચ્યાં છે અહીં જે ઉન્માદ હાસપરિહાસ અને આત્મપીડ છે તેનો તંતુ કોર્બ્યુએર – લાફોર્ગમાં છે પણ આ બંને કવિઓમાં જાતને જ લક્ષ્ય કરતી કટાક્ષ વૃત્તિ self–critical Iroy છે તે અનન્ય ગણા છે, જેનો દોર એલિયટમાં ચાલુ રહેલો જણાય છે

માલાર્મે પદાર્થ નહીં, પણ તજ્જન્ય અસરો ચિત્રિત કરવાનું તાકે છે પારંપરિક છંદોવિધા સામે રાખી તેમણે છંદોનું નવવિધાન સરજ્યું તેમની તો પ્રતીતિ જ આ કે ભાષામાં જ્યાં લય ત્યાં સર્વત્ર છંદ છે, verse is everywher in language where there is rhythm લેખનશૈલીનો પ્રયત્ન આરંભ્યો ત્યાં જ પદ્ય આવી ઊભું રહેવાનું There is effort towar style there is versification Divagations શીર્ષક તળેની ૧૩ કૃતિઓમાં ગદ્યકાવ્ય સ્વરૂપ આત્યંતિક ધોરણે તેમણે ઘડ્યું છે તેમાં

ાવ્યમાં અન્વય 'syntax'નો છેદ ઊડાવ્યો. શબ્દ પ્રત્યય–શબ્દ વ્યુત્ક્રમ ઉપરાંત શબ્દશબ્દ વચ્ચેની ખાલી જગાઓમાં તેમણે ગૂઢ અર્થ જોયો–આ બધું તેમણે અતલ શૂન્યની પાર જવાના કવિપ્રયત્ન લેખે કર્યું. આ શૂન્યની વચ્ચે ક્યાંક રહસ્ય છે તેમ તે માનતા અને કહેતા કે પવિત્ર રહેવા ચાહતો પદાર્થ રહસ્યના અવગૂંઠનમાં રહે છે. માલાર્મેને મન કવિતા એ રહસ્મય પદાર્થ છે અને તેમણે સ્પષ્ટ કહ્યું કે વાચકે કાવ્યમાં રહેલ રહસ્યને ખોલનારી ચાવી જાતે જ ખોળી કાઢવાની છે: The paem is a mystery to which the reader must hunt the key. ધ્યર્થ (idea) અને સંગીત (music)ને એમણે એટલું મહત્ત્વ આપ્યું છે કે ગદ્યકાવ્યોમાં પણ એમણે વાતવિચાર સંગીતની પરિભાષામાં જ કર્યાં. આથી એમનાં ગદ્યકાવ્યો એમની પાસે જ ઊગ્યાં અને આથમ્યાં. ઉત્તરજીવનમાં તેમણે Ecole Romanના ગાળામાં ૧૬મી સદીના પદ્યનમૂના સામે રાખી લેખન કરેલું.

વીસમી સદીના પ્રમુખ ફ્રેન્ચ કવિઓમાં પૉલ ક્લોડલ, સેન્ટ જ્હોન પર્સ (Arexis Legar), પૉલ એલુઆર્ડ અને રેને શાર જેવી પ્રતિભાશાળી કલમોએ ગદ્યકાવ્યના અંતર્ગત–બહિર્ગત સ્વરૂપને નિજનિજની શૈલી દ્વારા વિલક્ષણ રીતે વિકસાવ્યું. પૉલ એલુઆર્ડની ગણના વિશ્વના સર્વોત્તમ પદ્યનાટક verse playના સર્જક તરીકેની છે. ચીનમાં તેઓ consul હતા અને Connaissance de l' Est (The East I Know) સંગ્રહની રચનાઓમાં જેમ પર્સની રચનાઓમાં જોવા મળે છે તેવું દેશવિદેશના પ્રસંગો, પાત્રો અને વાતાવરણનું ચિત્રવિચિત્ર જગત જોવા મળે છે. ઊર્મિકવિતાની ઊર્જસ્વી, વાગ્મિતાભરી, મૂર્ત વિશ્લેષણલક્ષી ગતિને ક્લોડલે નાનાં-મોટાં શબ્દગુચ્છોમાં, નાના-મોટા ગદ્ય-ખંડકોમાં મૂકી છે. પર્સનાં ગદ્યકાવ્યોના અનુવાદો યુરોપની ભાષાઓમાં ઉત્તમ કવિઓના હાથે થયા છે. ૧૯૩૦માં એલિયટે પર્સનો સંગ્રહ Anabase પોતાની પ્રસ્તાવના સાથે અંગ્રેજીમાં ઊતાર્યો. તેમનો જન્મ Guadelourethી દૂર એક નાના ટાપુ પર એક એવા વૈભવી કુટુંબમાં થયેલો જ્યાં ફ્રેન્ચ પ્રશિષ્ટ ભાષાના સંસ્કારો અકબંધ રહેલા, જેની અસર પર્સનાં ગદ્યકાવ્યો ઉપર, ખાસ કરીને તેમાંના વાક્યોચ્ચયો ઉપર અને રૂપકલક્ષી પ્રતિરૂપોની વિકસતી શ્રેણીઓ પર પડી છે. બૉદલેરનાં ગદ્ય-કાવ્યોમાં સર્વસામાન્ય ભાષાની પરિપૂર્ણતા 'Perfection of the common speech' જોવા મળે છે. તેના સામા છેડાની કાવ્યભાષા પર્સે પોતાનાં ગદ્યકાવ્યોમાં પ્રયોજી છે. તેમનાં કાવ્યો પૂરા પ્રકાશમાં આવે છે. છેક ૧૯૪૧માં ક્લોડલની જેમ તેમણે પણ ચીન–એશિયા ઉપરાંત યુરોપમાં ડિપ્લોમેટિક સર્વિસમાં ઊંચા હોદ્દા પર કામ કરેલું છે અને તેમના સર્જનમાં આનો અનુભવ છે. આ સદીમાં યુરોપીય સંસ્કૃતિને કાવ્યસાહિત્યમાં વણી લેવાનો એક વિરલ પ્રયત્ન તેમણે કર્યો છે. ધાર્મિક કવિતાનો અભિનવ સ્પંદ પણ આ રચનાઓમાં છે. એમનાં ગદ્યકાવ્યોના સંગ્રહો–Pluies, Neiges, Vents, Amersમાં પ્રવેશવું એટલે દેવળમાં પ્રવેશવું, જ્યાં પ્રત્યેક વિધિ કોઈ પરમ પવિત્ર અજ્ઞાત તત્ત્વની

સમીપ ગતિ કરી રહી છે. શૈશવ, મૃત્યુ અને જાત સાથે સંકળાયેલી દેશવિદેશની સ્મૃતિઓ તેમનાં કાવ્યોમાં વળીવળીને આવે છે. એક સ્મૃતિ પરથી બીજી અને બીજી સ્મૃતિ પરથી ત્રીજી એમ સ્મૃતિઓની કડીઓ લાગણીઓના આરોહ-અવરોહ મુજબ પલટાતાં લઘુ-દીર્ઘ વાક્યોમાં પરોવાતી રહે છે. એમનાં ઘણાં ગદ્યકાવ્યો સ્વગતોક્તિઓ છે. બાળક જે વિસ્મયથી, જે આનંદથી અને જે રહસ્યમય રીતે પોતાની ચોપાસના જગતને જુએ, સ્પર્શે, અનુભવે તેમ તેમણે જગતને જોયું, સ્પર્શ્યું, અનુભવ્યું છે. પર્સ પોતાના કાવ્યો વિષે રમૂજમાં કહે છે: "એક સળંગ લાંબું અખંડ વાક્ય જે ક્યારેય બુદ્ધિગ્રાહ્ય થવાનું નથી."

પિકાસો અને આંદ્ર બ્રેતોંના મિત્ર પૉલ એલુઆર્ડ (૧૮૯૭-૧૯૫૨) દાદાઈઝમ-સરરિયાલિઝમની આબોહવામાં કામ કર્યા પછી સ્વતંત્ર ભૂમિકા ઉપર કાવ્યને પ્રમાણ્યું પણ ઉક્ત સંબંધના ફલરૂપ તેમનો રસ સ્વપ્નોની કવિતામાં વધુ દૃઢ થતો આવ્યો. આંતરચેતનાના મૂળમાંથી ત્વરિત પ્રકટતી ભાષા verse la vie immediate તેમણે જીવી. કાવ્યમાં પ્રેમને મુખ્ય વિષય તરીકે પુનઃ પ્રતિષ્ઠિત કરવાની બ્રેતોની હાકલ એલુઆર્ડને અસર કરી ગઈ અને તેમણે અનન્ય પ્રેમકાવ્યો રચી ફ્રેન્ચ-કવિતાને સમૃદ્ધ કરી એલુઆર્ડનાં ગદ્યકાવ્યો વાસ્તવમાં નિતાંત સુંદર ઊર્મિકવિતા છે. પોતે જે સ્ત્રીઓને પ્રેમાદરથી પીછાણેલી તેમાંની એકને સંબોધી તેમણે કહેલું: "તારા પ્રત્યેનો સ્નેહ મને સર્વ મનુષ્યો તરફ અભિમુખ કરે છે. To love you returns me to all men" સ્વપ્નદૃશ્યોની હારમાળા સમાં તેમના ગદ્યકાવ્યોના ખંડોનો લય વેધક અને સ્પર્શક્ષમ લેખાયો છે. કળા અને કવિતાની સાર્થકતા તેમણે જાત અને જગત વચ્ચેના અવરોધોને ધ્વંસ કરવાના સાધન તરીકે પિછાણી છે Art and poetry are meaningful as means of knocking down the barriers that stand between the world and myself.

આલ્બેર કામુ અને અન્ય કેટલાકની દૃષ્ટિએ રેને શાર આ સદીનો અપ્રતિમ કાવ્યમેધા ધરાવતો ઊર્મિકવિ છે. ગ્રીક ફિલસૂફો ખાસ કરીને હેરાક્લિટસના વિચારોનું સૌંદર્ય તેણે કાવ્યમાં ઉતાર્યું છે સ વેદનાનો સીધો સ્પર્શ લઘુ વાક્યાવલિઓ ધરાવતા ગદ્યકાવ્યોમાં અનુભવાય છે. એલુઆર્ડનાં પ્રણય કાવ્યોનું સુંદર અનુસંધાન રેને શારમાં છે. રહસ્યને મર્મ ખોલી આપતા રસાળ પ્રતીક તરીકે નારી સૌંદર્યનો મહિમા તેણે કર્યો છે. 'Dismissing the wind'ના એક અંશનો સાર તેના અભિગમનો ખ્યાલ આપશે. હાથમાં પીળાં માઈમોસાનાં પુષ્પ ઝૂલવતી, પીઠ પાછળ અસ્તાચળે જતા સૂર્યના દેદીપ્યમાન આભાને મૂકી તેજ-આલોકિત સુગંધમયી કન્યા વનપ્રદેશમાં પ્રવેશી રહી છે – ધરતીના સઘળાં રહસ્યોને જાણે કે પોતાનામાં ગોપવીને. તમે તમારા સ્વપ્નપથ પર આ કન્યાનું અભિવાદન કરશો તો કદાચિત આ ફૂલકન્યા તમને એક ચુંબન પણ અર્પે–આ ઠંડી શિયાળાની આવતી રાત્રિમાં.

આમ, આ કવિજનોએ પોતાના સંવિતને જ્ઞાત–અજ્ઞાત વિશ્વના સંપર્કમાં મૂકી સર્વસ્વનો સ્વીકાર કરતી અંતર્દષ્ટિ કેળવી છે. સ્વપ્નસંસ્કારો–સ્મૃતિસંસ્કારો સારવતાં કલ્પનો ગદ્યકાવ્યોમાં પ્રયોજી આ કવિજનોએ કવિતાની ભાષાનાં જ આંતરબાહ્ય સ્વરૂપો સાથે તદ્રૂપતા સાધી ગદ્યકાવ્યને આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે સુપ્રતિષ્ઠિત કર્યું. □



# ગદ્યકાવ્ય અને ગદ્ય

## ધીરુ પરીખ

અહીં ચર્ચા માટે 'ગદ્યકાવ્ય અને ગદ્ય' એવું શીર્ષક પ્રયોજ્યું છે ત્યારે વિચાર આવે કે જો 'ગદ્યકાવ્ય' એ સંજ્ઞામાં ગદ્ય શબ્દ પ્રયુક્ત છે તો પછી 'અને ગદ્ય' દ્વારા શું સમજવું? ગદ્યકાવ્ય અને ગદ્યનો સંબંધ? ગદ્યકાવ્યમાં પ્રયોજાતું ગદ્ય? કાવ્ય અને ગદ્યનો સંબંધ? આવા પ્રશ્નો આ શીર્ષક સાંભળતાં ઉદ્‌ભવે એ સ્વાભાવિક છે; બલકે ન ઉદ્‌ભવે એ અસ્વાભાવિક ગણાવું જોઈએ. પરન્તુ આ પ્રશ્નો પછી એક મહાપ્રશ્ન ઉદ્‌ભવ્યો, જે ખરેખર તો પહેલાં ઉદ્‌ભવવો જોઈતો હતો, કે 'ગદ્યકાવ્ય અને ગદ્ય' એવું શીર્ષક પ્રયોજવું જરૂરી છે ખરું?

આ અંતે ઉદ્‌ભવેલા, પરન્તુ પહેલાં ઉદ્‌ભવવા જોઈતા, પ્રશ્નનો જવાબ શોધતાં પૂર્વે મને બીજા કેટલાક પ્રતિપ્રશ્નો થાય છે. શું 'ગદ્યકાવ્ય' એવો શબ્દપ્રયોગ સમુચિત છે ખરો? આપણે 'પદ્યકાવ્ય' એવો શબ્દપ્રયોગ કરીએ છીએ ખરા? જો 'પદ્યકાવ્ય' એવો શબ્દપ્રયોગ નથી કરતા તો પછી 'ગદ્યકાવ્ય' જેવો શબ્દપ્રયોગ શા માટે? જો 'ગદ્યકાવ્ય' એ શબ્દપ્રયોગની એના ઉદ્‌ભવકાળે અને ઉદ્‌ભવ-સ્થળે સાહિત્યિક અને કંઈક અંશે સર્જકના માનસશાસ્ત્રીય કારણોસર અનિવાર્યતા હતી તો આ કાળે અને આ સ્થળે સાહિત્યિક અને વિશેષતઃ તો વૈવેચનિક કારણોસર 'ગદ્યકાવ્ય અને ગદ્ય' એવા શીર્ષક-પ્રયોગની અનિવાર્યતા છે.

હા, જો આ શીર્ષકપ્રયોગની અનિવાર્યતા છે તો એ શા માટે છે? એ દ્વારા શું અભિપ્રેત છે? આ શીર્ષકમાં પ્રથમ અને અંતિમ પદ 'ગદ્ય' છે. પરન્તુ એ બન્ને સ્થળે ગદ્યનો મહિમા ભિન્ન ભિન્ન

છે. આથી આ ભિન્નતા શી છે, શી રીતે છે એ સમજવું અનિવાર્ય છે, માટે આ શીર્ષકપ્રયોગ પણ અનિવાર્ય છે. આમ, આ અનિવાર્યતા, આરંભમાં ઉદ્ભવેલા ત્રણ પ્રશ્નો – ગદ્યકાવ્ય અને ગદ્યનો સંબંધ, ગદ્યકાવ્યમાં પ્રયોજાતું ગદ્ય, અને કાવ્ય અને ગદ્ય—ના ઉત્તર શોધવા ભણી વાળે છે. હવે પછીનાં પૃષ્ઠો અને પળોમાં કંઈક એ અંગે પ્રયત્ન કરીશ.

ગદ્યના વિરોધી પદ તરીકે પદ્યનો કે પદ્યના વિરોધી પદ તરીકે ગદ્યનો સાહિત્યજગતનો સર્વ-સાધારણ સ્વીકાર છે. ગદ્ય અને પદ્ય બન્નેના મૂળમાં વાક્ છે; એટલે કે વાણી–speech–છે, ભાષા–language–છે. આમ, ગદ્ય અને પદ્ય વાણીનાં–ભાષાનાં ભિન્નભિન્ન સ્વરૂપો છે. વક્તા કે ભાષક વાણી કે ભાષાનો ઉપયોગ કરે છે ત્યારે એ એમાં કંઈક અર્થ પૂરે છે. આમ, વાઙ્મય સર્જાય છે, 'વાગર્થૌ સંપૃક્તૌ' થાય છે. આ અર્થ દાખલ કરવાની વૃત્તિ–પ્રવૃત્તિ એ અભિવ્યક્ત થવા માટેની પ્રકૃતિ છે. આથી ગદ્ય અને પદ્ય એ અભિ-વ્યક્તિનાં વાઙ્મય સ્વરૂપો છે. પદ્યની નિયમિત અને નિયંત્રિત લયબદ્ધતા, છંદોબદ્ધતા એને ગદ્યથી જુદું પાડે છે, એ એનું ઊડીને આંખે વળગે એવું વ્યાવર્તક લક્ષણ છે.

તો હવે અહીં ગદ્ય વિશે વિચારીએ. ગદ્ય શબ્દના મૂળમાં ગદ્ ધાતુ છે. એનો અર્થ થાય છે સ્પષ્ટ બોલવું, to speak articulately. વળી, એનો અર્થ કથવું, બયાન કરવું, to relate એવો પણ થાય છે. આથી ગદ્યમાં સ્પષ્ટ કથન–બયાન કરવાનો અર્થ અભિપ્રેત છે. ગદ્યમાટે અંગ્રેજી પર્યાય છે prose. આ prose શબ્દ લેટિન ધાતુ 'prosa' પરથી બન્યો છે. પ્રોસા–prosa–નો અર્થ થાય છે straight–forward discourse, એટલે કે સીધેસીધું સંભાષણ. આમ, ગદ્યનો ઉપયોગ હકીકતો, માહિતી, વિચારો આદિના કોઈપણ પ્રકારની આળપંપાળ વગરના, એટલે કે કોઈપણ પ્રકારના સાજશણગાર વગરના સીધેસીધા કથન પૂરતો હોય છે. આથી ગદ્યનું મુખ્ય પ્રયોજન બિનસર્જનાત્મક સ્તરે કામ કરવાનું છે. અહીં એ પણ નોંધવું જ જોઈએ કે ગદ્યની જેમ પદ્યનો ઉપયોગ પણ જ્યોતિષ, વૈદક, ખગોળ, ભૂગોળ, આદિ શાસ્ત્રોમાં હકીકતોના કથન–બયાન માટે બિનસર્જનાત્મક સ્તરે થયેલો જ છે. ગદ્યના ઉદ્ભવ અને વિકાસ પૂર્વે પદ્યનો જ સર્જના-ત્મક–બિનસર્જનાત્મક સ્તરે ઉપયોગ પણ થવા લાગ્યો. આ સર્જનાત્મક ગદ્ય—creative prose—એના પ્રયોજનની ભિન્નતાને કારણે સામાન્ય ગદ્ય–common prose–થી જુદું પડે છે. આવું સર્જનાત્મક ગદ્ય ક્યારેક ક્યારેક કાવ્યાત્મકતા પણ સિદ્ધ કરતું હોય છે. ત્યારે તેવું ગદ્ય કાવ્યાત્મક ગદ્ય બને છે, poetic prose બને છે. એ ગદ્યકૃતિમાં ક્યાંક ક્યાંક કાવ્યાત્મકતાની છાંટ વાચકને રસાનુભવ કરાવી જાય છે છતાંય એ કાવ્યાત્મક ગદ્ય કે પાઠકસાહેબનો શબ્દ વાપરું તો 'રાગાત્મક ગદ્ય' તે ગદ્યકાવ્ય–prose poem–નથી. જેમ કોઈ રચનામાં પદ્ય હોવા છતાં પણ કવિતા સિદ્ધ ન થઈ હોય, તો તેથી વિરુદ્ધ કોઈ રચનામાં ગદ્ય હોવા છતાં પણ કવિતા સિદ્ધ થઈ શકી હોય એવું બને. ઉ. ત. અંગ્રેજી મહિનાના દિવસો યાદ રાખવા માટે રચાયેલું પદ્ય મને યાદ આવે છે :

ચાર છ નવ અગિયાર તેના તો દિન ત્રીસ
અવળે એકત્રીસ છે, બીજે અઠ્ઠાવીસ.

અહીં પદ્ય છે, પણ કવિતા નથી, એટલે આ કાવ્ય નથી. જે કામ ગદ્યે કરવાનું છે તે કેવળ હકીકત કે માહિતી વ્યક્ત કરવાનું કામ અહીં પદ્ય કરે છે. આની સામે એક ગદ્યરચના જોઈએ :

એ લોકો પહેલાં કાપડના તાકા ભરી રાખે છે
પછી જ્યારે ઉઘાડો માણસ ફાટી જાય છે ત્યારે
વારવાર વેચે છે.

એ લોકો પહેલાં ધાન્યના કોથળા ભરી સીવી રાખે છે
પછી જ્યારે માણસ સડી જાય ત્યારે
કિલો કિલો વેચે છે.

એ લોકો પહેલાં ઔષધની શીશીઓ
સંઘરી રાખે છે
અને માણસ જ્યારે ફૂટી જાય છે ત્યારે
થોડી થોડી રેડે છે.

તે તે લોકો છે જ નહીં,
એ તો છે લોકોને ખાઈ ઊછરતી ઊધઈ,
બીજું એને ભાવતું નથી.
મારે કવિ થવું જ નથી,
ભારે અસર કરનારી જંતુનાશક દવા થાઉં તો બસ!

પ્રિયકાન્તે 'મારે કવિ થવું જ નથી', એમ અહીં કહીને પણ કવિત્વ પ્રકટ કર્યું છે અને અહીં કાવ્ય સિદ્ધ કર્યું છે. નરસિંહરાવ ધારો કે અહી ક્યાંક હોય, આવી ચડ્યા હોય, તો આ રચના ગદ્યમાં છે માટે એ કાવ્ય નથી એવું જાહેર કરે તો પણ હવે આજનો ભાવક પ્રસ્તુત રચનાને કાવ્ય તરીકે સ્વીકારવામાં ક્ષોભ અનુભવશે નહિ. એ ગદ્યમાં છે માટે કાવ્ય નથી એમ એક છેડાના અભિપ્રાય સામે એ ગદ્યમાં છે માટે 'ગદ્યકાવ્ય' છે એમ પણ કહેવું ઉચિત ઠરશે નહિ. બલકે એમ કહેવું ઉચિત ઠરશે કે એ કાવ્ય છે અને ગદ્યમાં સિદ્ધ થયું છે માટે 'ગદ્યકાવ્ય' છે. અંગ્રેજી મહિનાના દિવસોની માહિતી આપતી ઉક્ત કડીમાં પદ્ય છે, પણ કવિતા નથી; જ્યારે પ્રિયકાન્તની પ્રસ્તુત રચનામાં કવિતા છે, પણ પદ્ય નથી. આથી પ્રિયકાન્તની રચના ગદ્યકાવ્ય છે.

'ગદ્યકાવ્ય' એ સામાસિક શબ્દ છે. 'ગદ્ય' અને 'કાવ્ય' એવાં બે પદનો બનેલો આ શબ્દ વ્યાકરણની પરિભાષામાં કહીએ તો ઉત્તરપદ પ્રધાન સમાસ છે. અહીં કવિનું સાધ્ય ઉત્તરપદ છે, 'કાવ્ય' છે, એ સાધ્ય સિદ્ધ કરવા માટેનું સાધન પૂર્વપદ છે, ગદ્ય છે, પણ એમ તો પદ્યમાં કાવ્યરચના થાય છે ત્યારે કવિનું સાધ્ય તો કાવ્ય જ હોય છે, પદ્ય તો સાધન જ. આથી ગદ્ય અને પદ્ય એ બન્ને માધ્યમો દ્વારા કવિને સિદ્ધ તો કાવ્ય જ કરવાનું છે. પરંતુ સુદીર્ઘ કાળ સુધી પદ્યનો કાવ્યના માધ્યમ તરીકે અને કાવ્યેતર પ્રયોજનોના માધ્યમ તરીકે ઉપયોગ થતો રહ્યો તેવું ગદ્યના માધ્યમની બાબતમાં બન્યું નથી.

ગદ્યનો ઉપયોગ કાવ્યેતર પ્રયોજનો માટે જ થતો આથી એમાં તાર્કિકતા, એ કારણે સુગ્રથિતતા અને સુગ્રાહ્યતા આવી. સુગ્રથિતતા અને સુગ્રાહ્યતા માટે ચોક્કસ વાક્યતંત્ર રચાયું. વાક્યતંત્રની ચોક્કસતાની ભોંયમાં સ્પષ્ટ અર્થાભિવ્યક્તિ રહેલી છે. આમ, ગદ્ય અર્થસાપેક્ષ છે, પદ્ય અર્થનિરપેક્ષ રહી કોઈ

લયનું આવર્તન-એકમ સ્વીકારે છે. પદ્યના પાયામાં, આમ, અર્થનિરપેક્ષ નિયમિત અને નિયંત્રિત લય છે. આથી પદ્યમાં લયની સુનિશ્ચિતતા છે. હવે આ સુનિશ્ચિતતાનો વિચાર કરીએ છીએ ત્યારે એમાં કૃતકતાનો અનુભવ થાય છે. લયાવર્તનોનાં અને દૃઢ પ્રાસાનુપ્રાસનાં માપિયાંમાં સર્જકે બધી રમણા કરવાની રહે છે. જ્યારે ગદ્યનું માધ્યમ અપનાવતાર કવિએ લયાવર્તનોની સુનિશ્ચિતતા અને પ્રાસાનુપ્રાસની દૃઢતાનો ત્યાગ કરવાનો હોય છે. આથી એને ગદ્યની સુગ્રથિતતાની પડછે ગદ્યની મોકળાશ પણ મળે છે. આને કારણે એમાં એક પ્રકારની સાહજિકતા આવે છે. આ સાહજિકતાને કારણે વાસ્તવિકતા–reality–અને પરાવાસ્તવિકતા–surreality – માટે એ વધુ અનુકૂળ વાહન બની રહે છે.

છેલ્લી દોઢેક સદીમાં ઔદ્યોગિક ક્રાંતિ, એને પરિણામે શહેરીકરણ, અને વળી પાછું એને પરિણામે વિકૃતિઓ, વિસંગતિઓ, વિષાદો, વિચ્છિન્નતા આદિની અનુભૂતિઓ. આમાં વિજ્ઞાનની હરળફાળે યુગચેતનમાં પરિવર્તન આણ્યું. આમ, એક તરફથી વ્યક્તિ વાસ્તવિકતા સાથે સંઘર્ષમાં મુકાઈ–confronted with reality. તો બીજી તરફથી વિજ્ઞાનને કારણે શ્રદ્ધા અને કલ્પના સાથે સંઘર્ષમાં મુકાઈ. આ બધાં બાહ્ય પરિવર્તનો-એ મનુષ્યમાં ચૈતસિક પરિવર્તનો આણ્યાં. આ રીતે મનુષ્ય એક તરફથી વાસ્તવ અને બીજી તરફથી પરાવાસ્તવ, real અને surreal, વચ્ચે ફંગોળાવા લાગ્યો. આ પ્રકારની અનુભૂતિઓની અભિવ્યક્તિ માટે સુનિયમિત, સુનિયંત્રિત અને સુનિબદ્ધ પદ્ય કવિને માટે અપર્યાપ્ત, અનાવશ્યક અને તેથી અસ્વીકાર્ય હતું. આ પ્રકારની સંકુલ અનુભૂતિઓ માટે ગદ્ય જ યોગ્ય વાહન જણાયું. વિલિયમ વાન ઑકોનરે પોતાના પુસ્તક 'સેન્સ ઍન્ડ સેન્સિબિલિટી ઈન મોડર્ન પોએટ્રી 'માં આ નોંધ્યું છે :

If the poetic revolution was to restore mind to poetry, it had to recover precision, clarity, the power of analysis, and a closeness to the physical world. To do this it had to use, at first the language of prose. It had, that is, to do in poetry what could be done in prose. Thereafter, it could transmute the language of prose into that of poetry. In turning to the prose idiom, the modern poet could feel himself on surer ground. The temper of the age is 'Scientific', and its image is prose. In a poetry arising from a prose idiom the poet might achieve his purposes as a poet without foregoing the advantage of prose."

મતલબ કે કાવ્યમાં ક્રાંતિ આણવા માટે ચોકસાઈ, સ્પષ્ટતા, વિશ્લેષણની શક્તિ અને ભૌતિક જગત પ્રત્યેની નિકટતા પુનઃ પ્રાપ્ત કરવી પડી હતી. આ

માટે સૌપ્રથમ કવિએ ગદ્યની ભાષાનો ઉપયોગ કરવો પડ્યો હતો. આમ, જે ગદ્યમાં થઈ શક્યું હોત તે હવે કવિતામાં કરવાનું હતું. એ પછી ગદ્યની ભાષાનું કાવ્યની ભાષામાં આમૂલાગ્ર પરિવર્તન કરવાનું હતું. આમ, ગદ્ય તરફ વળવાથી આધુનિક કવિ વધુ નક્કર ભૂમિકા પર આવ્યાનો અનુભવ કરી શક્યો. આમ, આ યુગનો મિજાજ વૈજ્ઞાનિક છે અને એની પ્રતિકૃતિ ગદ્ય છે. આથી ગદ્યના માધ્યમ દ્વારા કવિતા સિદ્ધ કરતો કવિ ગદ્યના ફાયદાઓ જતા કર્યા વગર પોતાના કાવ્યહેતુઓ પાર પાડી રહેતો.

આમ, આધુનિક કવિએ ગદ્યની તાસીરના બધા ફાયદાઓ ઉઠાવીને એનો કવિતાસિદ્ધિ-અર્થે કાવ્ય-નિર્મિતિમાં વિનિયોગ કરવાનો છે. આ માટે એણે ગદ્યની ભાષાનું આમૂલાગ્ર પરિવર્તન કરવાનું છે. આ માટે કવિ રોજબરોજની ભાષા તરફ વળે છે, બોલચાલની વાક્છટાઓ અને એના લયલહેકા વિનિયોજે છે. વાસ્તવિકતા સાથેનું કવિનું આ ઘર્ષણ–confrontation—એને પરાવાસ્તવ—surreality–તરફ દોરી જાય છે, જ્યાં બધું તર્કબદ્ધ અને સુબદ્ધ ભાસતું નથી. ત્યાંની અતર્કતા અને અસંબદ્ધતા ગદ્યના logical–તર્કસંગત–સ્વરૂપને ગાળીચાળી નાખે છે અને એને analogical–સાદૃશ્યસંગત–સ્વરૂપમાં વાળીઢાળી નાખે છે. આમ, ગદ્યની સીધી વર્ણનકથનપરકતાને અતિક્રમી આવો કવિ ગદ્યની કલ્પનપ્રતીકપરકતા તરફની ગતિ સાધે છે. આમ, વર્ણનકથન માટે નિર્માયેલું ગદ્ય આવા કવિને હાથે કલ્પન-પ્રતીક-નિર્માણમાં પ્રયોજાય છે. આથી ગદ્યની કાયાપલટ થાય છે. ઉ. ત. કેનેથ રેક્સરોથ (Kenneth Rexroth) ના કાવ્ય 'Prolegomena to Theodicy' (પ્રોલેગોમેના ટુ થિઓડિસી–થિઓડિસીના ઉપોદ્ઘાત)માં આવતી આ પંક્તિઓ જુઓ

> *The revealing eye*
> The crazed pain
> Thc revelation of the lamp
> The golden uncials
> The revelation of the mirror.

રેક્સરોથના કાવ્યની આ ઉદ્ધૃત પંક્તિઓમાં અસંબદ્ધ કે ઈષત્ સંબદ્ધ કલ્પનશ્રેણી પ્રયોજવામાં આવી છે. પાંચ પંક્તિમાં પાંચ કલ્પનો છે. અહીં પદ્ય નથી પણ ગદ્ય છે એ સ્વયંસ્પષ્ટ છે. અહીં પાંચ પંક્તમાં ક્યાં ય ક્રિયાપદ નથી. પ્રથમ અને દ્વિતીય પંક્તિમાં અનુક્રમે આવતાં પદો 'revealing' અને 'crazed' અનુક્રમે વર્તમાન અને ભૂતકૃદંતો છે, જેનો ઉપયોગ અહીં અનુક્રમે 'eye' અને 'pain' એ બે વિશેષ્યોનાં વિશેષણો તરીકે થયો છે. આમ, જોઈ શકાશે કે આ ગદ્યનું ગદ્ય નથી, ગદ્યકાવ્યનું ગદ્ય છે. એથી એ ગદ્ય છે અને ગદ્ય નથી, એટલે કે technically, પારિભાષિક રીતે, એ ગદ્ય છે, પણ પારંપરિક ગદ્યપ્રયોગથી કે ગદ્યપ્રયોજનથી જુદા પડવામાં એની અત્રે થયેલી પ્રયુક્તિને કારણે એ ગદ્ય નથી. અર્થાત્ વિધેયાત્મક રીતે કહેવું હોય તો એ ગદ્યકાવ્યનું ગદ્ય છે.

પદ્યમાં પદ્યના બાહ્ય બંધારણને વશવર્તીને કવિને ચાલવું પડે છે. ગદ્યમાં ગદ્યના બાહ્ય

બંધારણને વશવર્તીને ગદ્યકારે ચાલવું પડે છે. પરંતુ ગદ્યકાવ્યમાં ગદ્યના બાહ્ય બંધારણનો કવિ ત્યાગ કરીને પણ કામ પાર પાડી શકે છે, પાડે છે; કારણ કે ગદ્યકાવ્યનો રચયિતા ગદ્યનો રચયિતા નથી, એટલે કે ગદ્યકાર નથી. એ કાવ્યનો રચયિતા છે, એટલે કે કવિ છે. આથી ગદ્યકાવ્યનો રચયિતા કવિ, અહીં અરૂઢ અને અનાવશ્યક શબ્દ વાપરીને કહું તો 'પદ્યકાવ્ય'ના રચયિતા કવિ કરતાં એના માધ્યમ પ્રત્યે વધુ મુક્ત છે. ગદ્યકાવ્યનો રચયિતા, આમ, વધુ મુક્ત છે એટલે કે એ બેજવાબદાર છે એમ સમજવાનું કે સ્વીકારવાનું નથી. બલકે એ અતિજવાબદાર છે એમ સમજવાનું અને સ્વીકારવાનું છે. પરંપરામાન્ય ગદ્યનિયમનો અને ગદ્યનિયમોનો સ્વીકાર કરીને કે અસ્વીકાર કરીને ગદ્યકાવ્યનો કવિ ગદ્ય પ્રયોજે છે ત્યારે એણે નિજી કાવ્યકૃતિની માગને વશવર્તીને ગદ્ય પ્રયોજવું પડે છે. આથી કવિએ કવિએ અને કાવ્યે કાવ્યે ગદ્યના ભિન્ન ભિન્ન સ્વરૂપની શક્યતા છે અને એ ગદ્ય હોઈને એવા ભિન્ન ભિન્ન સ્વરૂપને પ્રકટ કરવાની એમાં ક્ષમતા છે. આથી ગદ્યકાવ્યના ગદ્યસ્વરૂપની અનંત અને અનેક શક્યતાઓ છે.

ગદ્યકાવ્યમાં ગદ્યના સ્વરૂપની અનેક શક્યતાઓને કારણે કવિની જવાબદારી પણ અનેક ગણી વધી જાય છે. પદ્યમાં કાવ્ય રચનાર કવિને પદ્ય તૈયાર મળે છે તેથી તેની જવાબદારી થોડી ઓછી થાય છે. પદ્યના ચુસ્ત બંધારણને કારણે એમાં માધ્યમ પ્રત્યે કવિની ઈષત્ વ્યક્તિતા અને બહદ્ એકતાવિધ-નો અનુભવ થાય છે. જ્યારે ગદ્યના મુક્ત બંધારણને કારણે એમાં માધ્યમ પ્રત્યે કવિની બહદ્ વ્યક્તિતા અને ઈષત્ એકવિધાતનો અનુભવ થાય છે. પણ ગદ્યના મુક્ત બંધારણને કારણે જ ગદ્યકાવ્યના કવિની માધ્યમની બાબતમાં કપરી કસોટી થાય છે. 'ગદ્યમ્ કવીનામ્ નિકષમ્ વદન્તિ' એમ જે કહેવાયું છે તે પદ્યમાં રચના કરનાર કવિને માટે એ જ્યારે ગદ્ય લખતો હોય ત્યારે પદ્ય કરતાં ગદ્ય દુઃસાધ્ય છે એ પૂરતું તો સાચું ખરું જ. પણ આજના સંદર્ભમાં ગદ્યકાવ્ય રચનાર કવિને માટે પણ એ વધુ કસોટીરૂપે પુરવાર થયું છે. કવિ જ્યારે પદ્યનો ઉપયોગ કરતો હોય છે ત્યારે એણે પદ્યના પદ્યત્વનો ત્યાગ કરવાનો નથી હોતો; પરંતુ કવિ જ્યારે ગદ્યકાવ્ય માટે ગદ્યનો ઉપયોગ કરે છે ત્યારે એણે ગદ્યના ગદ્યત્વનો ત્યાગ કરવાનો આવે છે. પણ આનો અર્થ એ નથી કે એ anti-prose છે, ગદ્યવિરોધી છે. એનો તો વિરોધ છે prosaic–ગદ્યાળુ–થવા સામે. આમ, એ anti-prose નહિ, પણ anti-prosaic છે. આવી ગદ્યાળુતા દૂર કરવા એ પોતાની બધી જ સર્જકશક્તિને કામે લગાડે છે. એના વિષય-વસ્તુને અનુરૂપ એ વિશિષ્ટ લય – ગદ્યલય – સિદ્ધ કરવા મથે છે. એમાં આવશ્યકતા અનુસાર પ્રાસરચના પણ એ ખપમાં લે છે. ક્યારેક ક્યારેક પદ્યનાં લયાવર્તનો પણ વચ્ચે વચ્ચે ગૂંથી લેતો હોય છે. આ બધું જ કરીને આખરે તો એ anti-prosaic બનવા મથે છે, નહિ કે anti-prose. ઉપરનાં બધાં જ તત્ત્વોનો એ પોતાના ગદ્યકાવ્યના ગદ્યમાં ઉપયોગ કરે છે ત્યારે તે કારણે એ ગદ્ય મટી જતું નથી. એ ગદ્ય જ રહે છે. પણ એ ગદ્યકાવ્યનું ગદ્ય વાઙ્મયના અન્ય ગદ્યસ્વરૂપ કરતાં ભિન્નત્વ ધારણ કરે છે, લલિતેતર વાઙ્મયના ગદ્ય કરતાં તો અવશ્ય.

લલિતેતર વાઙ્‌મયમાં ગદ્ય તર્કમૂલક અને અર્થપ્રધાન હોય છે. ગદ્યકાવ્યમાં ગદ્ય સાદૃશ્યમૂલક અને સૌંદર્યપ્રધાન હોય છે. આથી લલિતેતર વાઙ્‌મયમાં ગદ્ય instructive (બોધપ્રધાન) કે informative (માહિતીપ્રધાન) અને discursive (વિમર્શપ્રધાન–વિશ્લેષણપ્રધાન) હોય છે. જ્યારે ગદ્યકાવ્યમાં ગદ્ય ઈસ્થેટિક–સૌંદર્યપ્રધાન–હોય છે. આમ જોતાં ગદ્યકાવ્યમાં aesthetic prose – સૌંદર્યમૂલક ગદ્ય–હોય છે. એની આ પ્રકારની હેતુલક્ષિતાને કારણે ગદ્યકાવ્યનું ગદ્ય અન્ય ગદ્ય કરતાં જુદું પડે છે. આ હેતુલક્ષિતા કેમ સિદ્ધ કરવી એ ગદ્યકાવ્યના કવિની સજ્જતા-સર્જકતા, સૂઝસમજ પર આધાર રાખે છે. ઈ. ઈ. કમિંગ્ઝે પોતાના એક કાવ્યમાં અમેરિકન સ્પીચ–વાણી–નો લય આ રીતે ખપમાં લીધો છે :

...A
mer
i
ca, I
love,
You. And there're a
hun-dred-million-others..

કમિંગ્ઝના આ અવતરણમાં જોઈ શકશે કે એમણે ગદ્યનાં જ બે વાકયોનો ઉપયોગ કર્યો છે :

૧. America, I love, You

૨. And there're a hundred million others.

કમિંગ્ઝના આ ગદ્યકાવ્યમાં અમેરિકન જે cadence સાથે ગદ્યવાકયો ઉચ્ચારે છે તે cadence પ્રમાણે ઉક્ત બે ગદ્યવાકયનું સાત ટુકડામાં વિભાજન કર્યું છે. અને દરેક ટુકડાની અલગ પંક્તિ રચી અમેરિકન વાણીનું દૃશ્ય રૂપ આપ્યું છે. સાથે સાથે એમણે speech-rhythms–વાક્‌લયો–દ્વારા એવું કાવ્યરૂપ પણ સિદ્ધ કર્યું છે. ગદ્યની ભાષાનો અહીં આ ગદ્યકાવ્યમાં સક્ષમ ઉપયોગ કર્યો છે

માલાર્મેએ એમના નિબંધ ' Crise de vers' (crisis of verse) 'પદ્યની કટોકટી'માં દર્શાવ્યું છે કે સાચો ભેદ પદ્ય અને ગદ્ય વચ્ચે નથી, પરંતુ બન્નેમાં જે ભાષા સૌંદર્યનિર્મિતિના હેતુ—aesthetic purpose–માટે વપરાય છે તે ભાષા અને ઉક્ત હેતુ સિવાય અન્ય હેતુ માટે બન્નેમાં વપરાય છે તે ભાષા વચ્ચે ખરેખરો ભેદ રહેલો છે. આથી ભાષા એના પદ્યત્વને કારણે કાવ્યનું નિર્માણ કરતી નથી કે એના ગદ્યત્વને કારણે કાવ્યનિર્મિતિમાં બાધા ઊભી કરતી નથી. આથી ગદ્યકાવ્યમાં તેનો કવિ ભાષાનો જે રીતે, જે કારણસર ઉપયોગ કરે છે તેને લીધે ગદ્યકાવ્યનું ગદ્ય સામાન્ય ગદ્યથી જુદું પડે છે. આવું ગદ્ય 'ગદ્યકાવ્ય'ના અંતસ્તત્ત્વ (content)ને વધુમાં વધુ અનુરૂપ કેમ થાય તે માટે કવિ સભાન પુરુષાર્થ કરે છે. એનો આ પુરુષાર્થ ગદ્યની ભાષા પરત્વેનો છે એમ કહ્યા પછી પણ કહેવાનું બાકી રહે છે કે આ ભાષાપુરુષાર્થ ગદ્યસિદ્ધિ માટેનો ગદ્યકારનો પુરુષાર્થ નથી, કાવ્યસિદ્ધિ માટેનો કવિનો પુરુષાર્થ છે. આમ, આ લેખના આરંભે 'ગદ્યકાવ્ય અને ગદ્ય'ના સંદર્ભમાં જે કેટલાક પ્રશ્નો ઉદ્‌ભવ્યા હતા તેના ઉત્તરો શોધવાનો આ લેખના અંત સુધીમાં યતકિંચિત્‌ પ્રયાસ કર્યો છે. એ આપના સુધી પહોંચાડી શકયો હોઈશ તો ધન્યતા માનીશ. અસ્તુ. □

# ગદ્યકાવ્ય અને પદ્ય

## ચંદ્રકાન્ત શેઠ

ગદ્યમાં કવિતા હોવી અને 'ગદ્યકાવ્ય' હોવું ભિન્ન બાબતો છે. એક તબક્કે તો ગદ્યકાવ્યના શિષ્ટ પ્રકારની જિકર કરનાર અને એલોયસિયસ ન્ડ (Aloÿsius Bartrand)ની ગેસ્પાર્દ દ લા (Gaspard de la Nuit)માંથી પ્રેરણા લઈ કાવ્યને પ્રતિષ્ઠિત કરનાર ચાર્લ્સ બૉદલેરે પણ કાવ્ય'ને 'ગદ્યમાં કાવ્ય' એ રીતે વર્ણવેલું. મ છતાં જે પ્રકારે બૉદલેરની સર્જકપ્રતિભાએ કાવ્યનું કાઠું બાંધ્યું એ જોતાં 'ગદ્યકાવ્ય'નું સ્વતંત્ર આગવું કાવ્યરૂપ સ્વીકારવું રહ્યું. લેરને પણ એ અભિપ્રેત જણાય છે. આપણે લેરના ગદ્યકાવ્યને ગદ્યોર્મિકાવ્ય કહી શકીએ. ર્મિકાવ્યના સામા છેડાનું એ રૂપ છે. કવિતા- ગદ્યનો પ્રવેશ એ તો વેદજૂની બાબત લેખાય, તુ કવિતાક્ષેત્રે ગદ્યકાવ્યનો એક પ્રકાર લેખે પ્રવેશ એ કવિતાક્ષેત્રે અર્વાચીન યુગના પ્રવેશનો સંકેત કરનારી ઘટના લેખાય. એ ઘટનાએ પદ્યની શું સ્થિતિ થઈ, ગદ્યકાવ્ય ને પદ્યનો આંતર-સંબંધ કેવો રહ્યો તે આપણે વિચારવાનું છે. એ વિચારણા કરતાં ગદ્યની તુલનામાં પદ્યનાં સ્વરૂપ-વિકાસ તેમ જ ગદ્ય–પદ્યનો પારસ્પરિક સંબંધ સ્પષ્ટતયા સમજી લેવાં અનિવાર્ય છે.

કાવ્યસાહિત્યના ઇતિહાસનું સિંહાવલોકન કરતાં સાહિત્યિક તેમ સાહિત્યેતર કેટલાંક કારણોથી પદ્યનું વર્ચસ્ લાંબો સમય રહ્યું. કવિતા-ક્ષેત્રે તો એનું એવું એકચક્રી શાસન રહ્યું કે પદ્ય-રચના એટલે કવિતા એ સમીકરણ સામાન્યતઃ પ્રચારમાં આવ્યું. કવિતા સિવાયનાં વાઙ્મયનાં અન્ય ક્ષેત્રોમાં– ધર્મ, અર્થકારણ, રાજકારણ, તબીબી વિદ્યા વગેરેની છણાવટ કરતા ગ્રંથોમાં પણ પદ્ય પ્રયોજાતું રહ્યું.

આપણે ત્યાં આયુર્વેદ હોય કે શિલ્પવિદ્યા હોય, અર્થશાસ્ત્ર હોય કે ધર્મશાસ્ત્ર, પદ્યે એમાં ઘણું જવાબદારીભર્યું કાર્ય અદા કર્યું છે. ન્યાય ને તત્ત્વજ્ઞાનની ઝીણામાં ઝીણી ફૂટ ચર્ચાઓમાં પણ આપણે ત્યાં પદ્યે પૂરી કાબેલિયત બતાવી છે, ને આવાં ક્ષેત્રોમાં તો ગદ્ય જ કામયાબ એ ખ્યાલને ખોટો ઠેરવ્યો છે. ગ્રીસમાં પણ એક જમાનામાં પદ્યે જ ગદ્યની પણ ઠીકઠીક જવાબદારી ઉપાડી લીધેલી. મુદ્રણયંત્રની જ્યારે શોધ નહોતી, લેખનનાં સાધનો જ્યારે સહેલાઈથી હાથવગાં નહોતાં, જ્યારે શ્રવણપરંપરાની બોલબાલા હતી અને આજના જેવી વિજ્ઞાનની સર્વતોમુખી, વ્યાપક અને ઊંડી પરંપરા નહોતી ત્યારે દેખીતી રીત જ પદ્યની વાઙ્મયક્ષેત્રે વૈવિધ્યપૂર્ણ અને વ્યાપક કામગીરી રહી. પદ્યકૌશલ કવિકૌશલના એક પ્રભાવક તત્ત્વરૂપે આદર પામ્યું. આમ છતાં કાવ્યશાસ્ત્રની ઊંડી સૂઝસમજ ધરાવનારા કાવ્યજ્ઞોએ કાવ્ય અને પદ્યનો ભેદ વિવેકપૂર્વક બતાવ્યો જ હતો. શું ભામહ કે શું એરિસ્ટોટલ, કોઈ કાવ્યને પદ્ય પૂરતું જ સીમિત માનીને ચાલ્યા નથી. એમની સમક્ષ એવી કૃતિઓ પણ હતી જેમની ખૂબીઓ ગદ્ય પર નિર્ભર હતી.

આપણે ત્યાં સંસ્કૃતમાં પદ્ય-ગદ્યમાં પ્રમાણમાં ઓછો પણ પાયાનો વિચાર થયો છે. દંડી, વામન, વાગ્ભટ, વિશ્વનાથ વગેરેએ આ અંગે જે કંઈ નિર્દેશ કર્યો છે તે પરથી પદ્યનું સ્વરૂપ સ્પષ્ટ થાય છે. વાગ્ભટે ગદ્યની વ્યાખ્યા કરતાં गद्यम् अपादः पदसंतानश्छन्दोरहितो वाक्यसंदर्भः । — ગદ્યનાં ત્રણ લક્ષણો ગણાવેલાં. એ ત્રણથી વિરુદ્ધનાં તે પદ્યનાં. પદ્યમાં ચરણો હોય, પદોની ઉપસ્થિતિ પર નિ[illegible] હોય અને છંદ હોય. દંડી પદ્ય ચતુષ્પદી હે[illegible] તો વાગ્ભટ પદ્ય છન્દસહિત હોવાનું પણ જ[illegible] જ છે. ગદ્ય-પદ્ય-વિષયક આ ભેદ પશ્ચિમની વિ[illegible]ણામાં પણ વરતાય છે. પરંતુ ત્યાં આ વિચાર અનેક સ્તરે, અનેક દૃષ્ટિબિંદુઓથી થઈ છે. કા[illegible] સંબંધમાં ગદ્ય-પદ્યની જે કામગીરી છે, સર્જ[illegible] ગદ્ય અને પદ્યરૂપ વાગ્રીતિઓ સાથે જે સં[illegible] છે તેની ઘણી ઝીણવટભરી છણાવટ મળે [illegible] વાગ્મિતાશાસ્ત્રથી માંડીને ભાષાશાસ્ત્ર, શૈલીશા[illegible] માનસશાસ્ત્ર અને નૃવંશશાસ્ત્ર વગેરેની ભૂમિકા પર ગદ્ય-પદ્યનો વિચાર થતાં કાવ્યની બાન[illegible] અનેક વલણોની ઠીક ઠીક સ્પષ્ટતા થઈ છે.

જ્યારે કવિ કવનવ્યાપારમાં પ્રવૃત્ત થાય ત્યારે તેનો પરંપરાપ્રાપ્ત વાણી સાથે સં[illegible] મુકાબલો ('કન્ફ્રન્ટેશન') સર્જાય છે. કાવ્યગત [illegible]ભૂતિ એની પોતાની — વૈયક્તિક છે. (કવિ તો અંગ[illegible] 'પર્સનલ' છે એમ કહે !) અલબત્ત, એ અનુભૂતિ[illegible] કવિની સાંસ્કૃતિક-સામાજિક પરંપરાનો, [illegible] સંસ્કારવારસાનો અમુક બિનવૈયક્તિક સંદર્ભ [illegible] પૃથગ્ ન કરી શકાય એ રીતે ભળેલો હોવાનો [illegible] આ અનુભૂતિની સાથે જ યોજાતી વાણીમાં [illegible] આખી સાંસ્કૃતિક પરંપરા, એક સામાજિક ઘ[illegible] સંદર્ભ પણ અનિવાર્યતયા હોવાનો જ. વ્યક્તિ[illegible] અનુભૂતિ સાથે સમષ્ટિગત વાણીનું સંઘટ્ટન [illegible] એમાંથી કવિની નિજી સર્જનાત્મક વાણીનું [illegible] વિશેષરૂપ ગદ્ય, પદ્ય કે મિશ્રરૂપે નિષ્પન્ન થાય [illegible] કવિના કાવ્યાનુભવમાં તેની આંતરબાહ્ય સૃષ્ટિઓ

રસ્પરિક રાસાયણિક પ્રક્રિયા અત્યંત સંકુલ અને ન રીતે ચાલતી હોય છે. આ પ્રક્રિયા કવિની . કે પદ્યાત્મક બાનીના પોતમાં નિર્ણાયક પ્રભાવ કે છે. કવિની વાણીનો લય ગદ્યાત્મક હોય કે ાત્મક, એ લયના મૂળમાં અનેક મનોગત સંચારો ર્ય કરતા હોય છે. આઈ. એ. રિચાર્ડ્ઝે તેનો દેશ કર્યો જ છે. એલેક્ઝાન્ડર બ્લૉકે પણ લયનો ાપક અર્થમાં — વૈશ્વિક ભૂમિકાએ વિચાર કરતાં ા મૂળમાં મનુષ્યની તેના આસપાસની સૃષ્ટિ થેની સંવાદાત્મક સમતુલા હોવાનો ખ્યાલ કર્યો અને એ સમતુલા રેનેસાં પછીના વિશ્વમાં ક્ષિપ્ત થતાં કેટલીક અનિષ્ટ માનવીય પરિસ્થિતિ સી થયાનું નિદાન કર્યું છે. ગદ્ય–પદ્યના પ્રશ્નને ળ કાવ્યની વાણીના સ્તરે જ નહીં, પરંતુ વધારે ંડાણમાં ઊતરીને અવલોકતાં માનવીય હસ્તીની બુનિ-દી ઘટનાઓ સાથે તેનો સંબંધ હોવાનું સમજાય છે. ત્પનના વાસ્તવે જ કેટલીક રીતે કવિતાક્ષેત્રે ગદ્યને ાકર્યું એવો એક મત છે જ. વળી પ્રતીક કે ્પનવાદી ને પરાવાસ્તવવાદી વલણોએ, આધુનિક-વાદના કેટલાક નૂતન સંચારોએ પણ પદ્યને બદલે ઘની, પદ્ય સાથે ગદ્યની ને પદ્યમાં ગદ્યત્વની રફેણ કરી. ટી. એસ. એલિયટે તેથી જ કાવ્યક્ષેત્રે ાઈ નવું રૂપ આવિષ્કૃત થાય ત્યારે તે સામાજિક રિવર્તનના સંકેતરૂપ હોવાનું સૂચન કરેલું.

સૂક્ષ્મવેદી કાવ્યસર્જકોનું તેમ સૂક્ષ્મદર્શી કાવ્ય-ાવેચકોનું તો પદ્ય સાથે જ ગદ્ય તરફ પણ ધ્યાન ાય જ; પરંતુ તેમનામાંથી કોઈનેય સામાન્ય રીતે દ્યગદ્યની બાબતમાં ઉચ્ચાવચતાનો પ્રશ્ન થયો નથી. ઘની સાથે જ ગદ્ય ચાલ્યું છે, ભલે, કેટલોક સમય એ સંકોચાતું ચાલ્યું, પણ એવી એની ચાલને નિર્બળતાના નિર્દેશ તરીકે તો નહીં જ સ્વીકારી શકાય. પદ્ય સબળ ને ગદ્ય નિર્બળ — એ પણ ભ્રાંતિથી વિશેષ નથી. સારું ગદ્ય કે સારું પદ્ય કવિકર્મના નિકષરૂપ — કસોટીરૂપ છે જ. પદ્યમાં સ્વાતંત્ર્ય ઓછું ને ગદ્યમાં વધારે એ પણ બીજી એક ભ્રાંતિ જ છે. સર્જકને માટે તો શું ગદ્ય કે શું પદ્ય, કાવ્યસિદ્ધિ માટે તો બંનેય પડકારરૂપ છે જ.

કાવ્યસાહિત્યના ઇતિહાસમાં ઠીક ઠીક લાંબો ગાળો એવો આવ્યો જેમાં ગદ્યના મુકાબલે પદ્ય વધારે ખેડાતું રહ્યું. 'પદ્યયુગ' કહેતાં કોઈ પણ સાહિત્યના ઇતિહાસની પ્રાચીનતા કે મધ્યકાલીનતાનો બહુધા સંકેત થાય છે. પરંતુ 'ગદ્યયુગ' કહેતાસ્પષ્ટતયા અર્વાચીનતાનો નિર્દેશ થાય છે. અર્વાચીન કાવ્યમાં, મુદ્રણયંત્રો પછી, વાચનયુગ વ્યાપક બન્યો ત્યારથી ગદ્યે ઘણાં ક્ષેત્રોમાં ઘણું કામ ઉપાડી લીધું. પદ્યે વિનય-પૂર્વક શાસ્ત્રનિરૂપણનાં ક્ષેત્રોમાંથી પગ ખેસવી લીધો. કેટલાક નવલકથા, ટૂંકી વાર્તા જેવા ગદ્યપ્રકારો પણ અસ્તિત્વમાં આવ્યા અને એ પ્રકારોમાં ચેખોવ, તોલ્સ્તોય, દોસ્તોયેવ્સ્કી, ઇબ્સન, જેમ્સ જોય્સ, ફ્લૉબૅર, અર્નેસ્ટ હેમિંગ્વે, સેમ્યુઅલ બૅકેટ વગેરે દ્વારા એવા પ્રકારનું કામ થયું કે આ જમાનામાં રામાયણ, મહાભારત, ઇલિયડ, ઑડિસિ નહીં લખાયાના અફસોસને પછી ભૂમિકા ન રહી. ગદ્યમાં જેમ જેમ નવા નવા સાહિત્યપ્રકારો સિદ્ધ થતા ગયા તેમ તેમ ગદ્યનું સામર્થ્ય અને વર્ચસ પણ વધતું ગયું.

ફ્રાન્સમાં જે રીતે ગદ્યની પ્રતિષ્ઠા થઈ ને તેનો વિકાસ થયો તેના મૂળમાં પદ્ય જ કારણભૂત છે. લૅટિન પ્રભાવ હેઠળ વિકસેલી ફ્રાન્સની કાવ્યપરંપરામાં પ્રશિષ્ટતાવાદી અભિગમે ઘણો અતિરેક કર્યો. એ અતિરેકે ફ્રેન્ચ પદ્યને વાણીના નૈસર્ગિક લય – 'સ્પિચ રિધમ' – થી દૂર ને દૂર ધકેલ્યું. અંગ્રેજી ભાષામાં લયની જેવી ગુંજાશ છે, એમાં વૈવિધ્યને અને વળાંકો વળોટોને જેવો અવકાશ છે તેવો ફ્રેન્ચ ભાષામાં તો નહીં જ. એમાં પ્રાશષ્ટતાવાદીઓના આગ્રહો આવ્યા. પરિણામે ફ્રેન્ચ પદ્યમાં કૃતકતા, નાટકીપણું, સ્થગિતતા, એકવિધતા આદિ વરતાવા લાગ્યાં કોઈ તેજસ્વી સર્જકથી બરદાસ્ત ન થઈ શકે એવી પરિસ્થિતિ સર્જાઈ. ફ્રેન્ચ સર્જકમાનસની સચેતતા સાથે ફ્રેન્ચ પદ્યની જડતાનો મેળ ખાય એમ હતું નહીં. ફ્રેન્ચ કવિ જે હવામાનમાં શ્વસતો હતો, પોતાની આસપાસ જે જોતો હતો તે એ કવિતામાં તો લાવી શકતો નહોતો. પોતે જે શૈલીમાં કવતો હતો અને જે પ્રત્યક્ષ અનુભવતો હતો એ બે વચ્ચે મેળનો — 'ઇન્ટિમિટી'-નો અભાવ હતો. એક બાજુ યંત્ર–તંત્રની, ટોળાં અને નગરની, વૈજ્ઞાનિકતા અને વાસ્તવિકતા વગેરેની ભીંસ હતી. કોઈ મનનાં પડ તો કોઈ સામાજિક રચનાનાં પડ ઉખેળતું હતું અને આ સર્વથી સર્જકમાનસ હચમચી ઊઠેલું હતું, ત્યારે બીજી બાજુ ખખડ થતી ને ખોડંગાતી કમાણી જેવું, ખરે વખતે જ કર્ણના રથની જેમ જમીનમાં ખૂંપી જાય એવું, આડંબરી, બનાવટી, વાયવી પદ્ય હતું. આ પદ્ય સર્જકને ગતિ આપવાને બદલે એની ગતિમાં અવરોધો પેદા કરે એવું હતું. સર્જકમાનસ આંતરિક ને જાગતિક પરિસ્થિતિએ હચમચાટ અનુભવતું હતું તેને વ્યક્ત કર માધ્યમનો પ્રશ્નપ્રશ્ન એની સમક્ષ આવ્યો; એ પ્રશ્નને હલ કરે એવી બળવાન સર્જકતા પાસે હતી. બૉદલેર, વર્લેન, આર્થર રિમ્બો, મલાર્મે આદિ કવિઓએ પોતપોતાની રીતે કવિ માધ્યમને પ્રયોજવાનો પ્રશસ્ય પુરુષાર્થ ક સંગીત, ચિત્ર આદિ કળાઓમાંથી જો કંઈ પ્રે માર્ગદર્શન મળે તો મેળવવાનોયે પ્રયાસ કર્યો. કવિતામાં પ્રતીકવાદ ને કલ્પનવાદનો આવ્યો. સંગીત જેવી સૂક્ષ્મતા સિદ્ધ કરવ પ્રયાસ થયા. ફ્રૉઇડ આદિ મનોવિજ્ઞાનીઓનો પણ વિસ્તર્યો. દેખીતી વાસ્તવિકતાનીયે આ એનીયે પારની વાસ્તવિકતાનો અંદાજ મેળ પ્રયાસોએ કવિને પરાવાસ્તવવાદના ઉંબર લાવી મૂક્યો. આ પરાવાસ્તવવાદ અને આંતરચે પ્રવાહની અભિન્નતાએ કવિની વાણીનું આ રૂપાંતર કરી નાખ્યું. બૉદલેરે કેટલીક એવી રચ કરી, જેમાં કાવ્યના ભાવકને જ નહીં, વિજ્ઞાનીનેય રસ પડે. જેમ્સ જોય્સે 'યૂલિસી આંતરમનની સૃષ્ટિનું તિલસ્મી રૂપ છતું કર્યું સર્વને કળામાં ન્યાય આપી શકે એવી ચીલાચાલુ પદ્યમાં હતી જ નહીં. આથી બૉ રિમ્બો જેવા કવિઓ વાણીની અંતર્ગત જે તેનો યથાશક્ય લાભ ઉઠાવવા પ્રેરાયા; ને પાસે ગદ્ય આવ્યું.

કવિએ ગદ્ય કવિતા માટે સિદ્ધ કરવાનું એમાં એને સ્વકીય લયનું નિર્માણ કરવાનું એક રીતે તો પદ્ય કરતાં ગદ્યમાં કવિની સર્જ

કશુંક નવું કરવા માટેની વધુ અનુકૂળતા પ્રતીત થઈ. કવિની સર્જનચેતનાની ગતિ સાથે એની કવિતાના ગદ્યલયનું સંવાદ-સાતત્ય પણ સિદ્ધ થતું રહ્યું. કવિને ગદ્યમાં વધુ ઊઘડવાની ને ફેલાવાની, વધુ ઊંડા ઊતરવાની તક મળી. બૉદલેરનાં પચાસ ગદ્યકાવ્યોમાં જે વૈવિધ્ય છે, જે વિસ્તાર છે, એમાં જે નવા નવા વાગ્-ઉન્મેષો છે તેનું નિરીક્ષણ કરતાં લાગશે કે આ ગદ્યકાવ્યો પદ્યકાવ્યોથી કોઈ રીતે ઊતરતાં તો નહીં, બલકે ક્યારેક તો એનાથીયે ચઢિયાતાં હોય એવી લાગણી જન્માવે છે. કવિની ઉત્કટ સંવેદના અને તદ્ગત એકાગ્રતા એવી ઊંચી કોટિની છે કે યોગ્ય શબ્દો યોગ્ય ક્રમમાં કવિના ભાવાત્મક કેન્દ્રાણુથી ખેંચાઈને આવે છે. અને કવિના સંવિત્‌ને અનુકૂળ એવા અર્થસંદર્ભનું પ્રભાવક પુદ્ગલ રચે છે.

બૉદલેરનાં ગદ્યકાવ્યો એ વસ્તુ સ્પષ્ટ કરે છે કે ગદ્યકાવ્યોમાંનું ગદ્ય પદ્યના વિકલ્પરૂપે આવતી બાહ્ય વસ્તુ નથી, એ ગદ્ય માત્ર વાહન કે માધ્યમરૂપ નથી; પરંતુ તે કવિચેતનાના પર્યાયરૂપ ગદ્યચેતના જ હોય છે. એ ગદ્યચેતનાનું પ્રવર્તન જ એ પ્રકારે હોય છે કે એક સ્વયંપર્યાપ્ત એકમરૂપ કાવ્ય એમાંથી નીપજે. બૉદલેરે ગદ્યકાવ્યનો વિશિષ્ટ પ્રકાર આપ્યો તેમાં ગદ્ય ગદ્ય રહીને પદ્યોર્મિકાવ્યમાં પદ્ય જેવો ભજવે છે એવો ભાગ ભજવે એ અનિવાર્ય હતું. કેવળ અછાંદસના લાવવાથી; કર્તા, કર્મ, ક્રિયાપદના આમતેમ અન્વયો ફેરવવાથી; વાક્છટાનાં તત્ત્વો લાવવાથી; અહીંતહીં પ્રાસ ને વર્ણસંવાદ સાધવાથી અથવા ચમકદાર વિશેષણો કે અલંકારોના હારડા આરોપવાથી જે ગદ્યરૂપ નીપજી આવે તેની પ્રતિષ્ઠા બૉદલેરના ગદ્યકાવ્યને માન્ય નથી. એને તો ગદ્યનું પ્રાણતત્ત્વ જેની નસેનસમાં હોય એવી કાવ્યકૃતિની કલ્પના કરી છે. એણે કવિતાનાં એવાં 'જીન્સ' (શુક્રાણુ) પકડ્યાં જેમાંથી ગદ્યકાવ્ય જ અવતાર લે. જે ગદ્ય એવું ઘૂંટાયેલું હોય, એની પદ્યસદૃશ એવી શિસ્ત હોય કે જેમાં શબ્દની જરાય આઘાપાછી-પર્યાયવૃત્તિ સહી ન શકાય. એ ગદ્યમાં એવો લય, એવો સૂર('ટોન') એવી પકડ હોય કે તે ભાવકને સાદ્યંત કૃતિવશ રાખીને કાવ્યનો સમગ્ર ભાવ એની ચેતનામાં ચેતાવી આપે. આવું ગદ્યકાવ્ય — આવા ગદ્યકાવ્યનું ગદ્ય ઉત્કૃષ્ટ પ્રકારની સર્જકચેતના પર, એ ચેતનાની વિશુદ્ધ સમાહિત અવસ્થા પર નિર્ભર છે. બૉદલેર, રાબોં એવું જેટલા પ્રમાણમાં કરી શક્યા એટલા એ સફળ થયા છે. સામાન્ય ગદ્યનું કે પદ્યનું ભાષાંતર સહેલું છે, પરંતુ ઉત્કૃષ્ટ ગદ્યકાવ્યના ગદ્ય કે પદ્યકાવ્યના પદ્યનું ભાષાંતર તો અશક્ય જ. આવાં કાવ્યોમાં કવિની ચેતનાના લય સાથે, કવિ જે યુગચેતનાનો વારસદાર હોય તેનો — એ સમયનો લય પણ ધબકતો હોય છે, આમ જો ગદ્યકાવ્યોનું નિરીક્ષણ-સાર્વેક્ષણ કરીશું તો તુરત પ્રતીત થશે એમનું પ્રગટ થવું કોઈ અકસ્માત નથી; વસ્તુતઃ એક વૈશ્વિક સાંસ્કૃતિક સાતત્યપૂર્ણ ઘટનાના અનુસંધાનમાં જ, કવિ અને યુગચેતનાની અનિવાર્યતાએ નિષ્પન્ન થયેલો પરિપાક છે.

અર્વાચીન વાતાવરણમાં જીવન જીવતા કવિને, એના પૂર્વસૂરિઓને હતા એવા નહીં તો અન્ય પ્રકારના બીજા પ્રશ્નો હતા જ. એ પ્રશ્નો સાથે કાવ્ય-

ક્ષેત્રે એની સક્રિયતા હતી. જીવનનો અર્થ શો, હુંનું સ્વરૂપ શું, વિજ્ઞાનનું ભવિષ્ય શું, યુદ્ધખોરીનો અંજામ શો, સ્નેહનું રહસ્ય શું, આ પ્રગતિમાં મનુષ્યનું સ્થાન ક્યાં – આવા આવા તો મનોવૈજ્ઞાનિક, આધ્યાત્મિક, સામાજિક આદિ અનેક પ્રશ્નો લઈને કવિએ કાવ્યમાં ચાલવાનું હતું. વળી એને પૂર્વપરિચિત પદ્યની કેડી છોડી ગદ્યની કેડી અપનાવતાં એના જોખમોનોયે સામનો કરવાનો હતો. આમાં સૈકાઓના અનુભવે પરિપક્વ એવા પદ્યનીયે યત્કિંચિત્ મદદ એને મળી જ. ગદ્યને બોલચાલની ભૂમિકાએથી કાવ્યની ભૂમિકા પર મૂકવા જતાં જે પ્રશ્નો આવ્યા તેણે કાવ્યમાં નવા અભિગમો માટેય કવિને તૈયાર કર્યો. સીધાંસાદાં કથન, વર્ણન ને ચિત્રણનાં અભિવ્યક્તિરૂપો પરથી આજનો સર્જક વધુ સંકુલ, વૈવિધ્યસભર ને પ્રવાહી અભિવ્યક્તિરૂપો તરફ કવિ વળ્યો. સ્વગતોક્તિ, એકોક્તિ, નાટ્યોક્તિ વગેરેમાં સરતાં મનોગત સંવાદનાં વિવિધ રૂપોયે કાવ્યમાં ઉપસાવવા તે પ્રયત્નશીલ થયો. આ લાભ આમ તો ગદ્યને મળ્યો, પરંતુ તે ગદ્યમાં સીમિત ન રહ્યો. પદ્યમાંયે આ નૂતન અભિવ્યક્તિરૂપોના પ્રયોગો આરંભાયા. તેણે પદ્યનો ઢાળો બદલ્યો એ રીતે પદ્યની પ્રકૃતિનેય પલટાવવાના રસપ્રદ પ્રયત્નો થતા રહ્યા.

વાણી હવે ગદ્યની હોય કે પદ્યની; પ્રતીકો, કલ્પનો, પુરાણકલ્પનો વગેરે દ્વારા એને વધુ વેધક, વધુ પ્રત્યક્ષતાક્ષમ, વધુ ગતિશીલ ને વધુ વાસ્તવલક્ષી કરવાના પ્રયત્નો થયા. ગદ્યને જો શુષ્ક તર્ક – દલીલને ભોગ બનતું અટકાવવાની તો પદ્યને કવિતાવેડા કે વેવલાવેડાને ભોગ બનતું અટકાવવાની સભાનતાયે વધી. સાહિત્યક્ષેત્રે ગદ્ય અને પદ્ય બંનેયને એ સભાનતાથી વધુ સંકુલ ને ગહન કર્તવ્યો માટે કટિબદ્ધ થતાં આપણે જોઈએ છીએ. હવે દલપત શૈલીની સભારંજકતા અપ્રસ્તુત હતી. બ.ક. ઠાકોરની શૈલીયે અનેક વાર ઘણુ ઉકાળ્યા પછી ખાસ કશું ઘડવાની ન હોય તો તેય અપ્રસ્તુત હતી. પ્રસ્તુત બને છે એ શૈલી જે માણસની વાત સાથે વાસ્તવિક ભાવાત્મક સંબંધ બાંધતી હોય. જે બાળાં પગલે મોં-એ-જો-દડો સુધી પહોંચી આપણી આગળ નીકળી જતી હોય. ગદ્ય–પદ્યનો મામલો હવે અલગ રીતે નહીં પણ કવિની વાગભિવ્યક્તિના જ મામલારૂપે વિચારાય છે ને તે જ યોગ્ય છે.

આજે એક છેડે પદ્ય છે. તે પદ્ય મુક્તપદ્ય ને પદ્યમુક્તિ સાધવાનું વલણ દાખવતું ગદ્યની દિશામાં સરતું વરતાય છે. સામે છેડે ગદ્ય છે જે વધુ ને વધુ એકાગ્રતા, સંશ્લિષ્ટતા, મર્મસ્પર્શિતા, મૂર્તતા અને લયાન્વિતતા પામતું પદ્યની દિશામાં સરતું વરતાય છે. આથી જ હવે પદ્ય ને ગદ્યના સીમાડા જ્યાંથી છૂટા પડતા હોય તે બિંદુઓનું નિરીક્ષણ પર્યાપ્ત નથી; પદ્ય અને ગદ્ય ઉભય પ્રવાહોનાં ગતિ–દિશા–ધ્યેય આપણે બારીકાઈથી જોવાનાં રહેશે. કવિતાની દૃષ્ટિએ આજના પદ્યનોયે જો ખરો તાગ મેળવવો હશે તો એઝરા પાઉન્ડ સૂચવે છે તેમ ગદ્યનોયે પદ્યની સાથોસાથ જ વિચાર કરવો પડશે.

આજે આપણે જોઈએ છીએ કે ગદ્યકાવ્યના કે ગદ્યના પ્રભાવે કરીને પદ્યકવિતા કે પદ્ય અટક્યાં નથી. એમને અટકાવવાનું કારણ પણ નથી. ગદ્ય-

ાવ્ય કે ગદ્યનો જન્મ પદ્યકાવ્ય કે પદ્યના વિરોધ ાટે કે સ્પર્ધા માટે નહીં, પરંતુ સર્જનાત્મક નિવાર્યતાએ થયો છે. આ ગદ્યકાવ્ય કે ગદ્યનું ાવું અને વિસ્તરવું પદ્યકાવ્ય કે પદ્યને તો ાભદાયી જ નીવડ્યું છે. આજની જીવન અને ગતની વાસ્તવિક ઘટમાળમાં પદ્યે કઈ રીતે પગ- રતા હાંસલ કરવી, આજના સમય સાથે એણે નુબંધ કેમ સ્થાપવો – એ માટે પદ્યે ગદ્યની તરફ ણ નજર કરવાની રહેશે. ઊંચી કોટિના કાવ્ય- ર્જકો તો સ્વાભાવિક સિસૃક્ષાથી પ્રેરાઈને જ જેમ દ્યની તેમ ગદ્યની ભૂમિનેય ખેડી જુએ છે. ફ્લોબેર, ેમ્સ જોયૂસ કે સેમ્યુઅલ બૅકેટ જેવાની ગદ્યસિદ્ધિ ત્કૃષ્ટ કાવ્યસિદ્ધિ નથી, તો બીજું શું છે? ાવ્ય કે કવિતાના માધ્યમ તરીકે ગદ્યની પ્રતિષ્ઠા વી નથી, અને ગદ્યની પ્રતિષ્ઠા કરનાર પ્રાચીન કે ર્વાચીન કોઈ પણ સાચા સર્જકને મન પદ્યનીયે તિષ્ઠા ઓછી નથી. ફ્લૉબેરની તો એ મથામણ હી, ગદ્યને પદ્યની લયાત્મકતા અર્પવાની. ફ્લૉબેર વાના ઘડતરમાંયે વર્જિલની પદ્યકવિતાનો ફાળો ોછો નહોતો. મર્મી સર્જકો તો ગદ્ય ને પદ્ય – ભયની અભિવ્યક્તિક્ષમતાનો સર્જનરસે તાગ મેળવી- ને જંપવાના. આપણને અનેક એવા સર્જકો – મ કે બૉદલેર, રિમ્બો, રિલ્કે, ટી. એસ. એલિયટ વગેરે- ળે છે જેમણે સવ્યસાચીની રીતે ગદ્ય અને પદ્ય ઉભય- ાંથી કવિતાનો કસ કાઢવાનું સફળતાપૂર્વક તાકયું તું. ગદ્ય પણ પદ્ય જેટલું જ કાવ્યક્ષમ ગુણોથી સંપન્ન ાવાનું એ સર્જકોએ જે રીતે પ્રતીત કરાવ્યું તેટલું ીજા કોણે કરાવ્યું છે? પદ્યના ઓરકેસ્ટ્રા જેવું જ દ્યનુંયે ઓરકેસ્ટ્રા પ્રભાવક છે.

જેમની સર્જકતા ઊઘડેલી છે તેમણે તો ઉપર સૂચવ્યું તેમ પદ્ય સાથે જ ગદ્યનું, પદ્યકાવ્ય સાથે ગદ્યકાવ્યનુંયે કોઈક રીતે આકર્ષણ રહ્યું છે. સેન્ટ્સબરી નિર્દેશે છે તેમ ગદ્યમાં અનપેક્ષિત અનેક તત્ત્વોનો લાભ મળવાની શક્યતા હોઈ સર્જકને ઘણું વૈવિધ્ય મેળવવાની તક રહે છે ને કદાચ તેથીયે ગદ્ય તરફ કેટલાક સર્જકો આકર્ષાયા હોય; પરંતુ એલિયટ જેવા જ્યારે પદ્યનાટ્યની દિશામાં સક્રિય થાય છે ત્યારે આપણે એ ઘટનાનો વધુ ઊંડાણથી વિચાર કરવાનો થાય છે. સર્જકચિત્ત ગદ્ય કે પદ્યમાં શું સરળ છે તે વિચારતું નથી, એ ચિત્ત તો શેમાં વધુમાં વધુ જીવંત રૂપે પોતાની સર્જન–અવસ્થાને પોતે આહ્લાદક રીતે પ્રગટ કરી શકશે, શેમાંથી સર્જનનો વધુમાં વધુ સ્વાદ સાંપડશે, એ જ વિચારે છે. એલિયટે વેર લાઇબર — vers libre-ની ચર્ચા કરતાં એ તો કહ્યું જ છે કે મુક્ત પદ્યમાંયે મુક્તિની વાત ઉપરછલ્લી – ખોટી છે. કલાના નિયમનમાંથી તો કલાકારને મુક્તિ મળતી જ નથી. કવિને માટે તો કલાપ્રયોજનમાં જે અનુકૂળ તે જ આવકાર્ય, પછી ગદ્ય હોય કે પદ્ય. બંનેયનો કવિતા પર એકસરખો જ જન્મસિદ્ધ અધિકાર છે. ક્યારેક તો એક જ રચનામાં કલાકીય પ્રયોજને કવિ પદ્યમાંથી ગદ્યમાં ને ગદ્યમાંથી પદ્યમાં સરતો હોય છે ને ત્યારે એની આવી લયસંક્રાન્તિ આહ્લાદક પણ બને છે. કવિને માટે આ કે તે શબ્દ જેમ સર્જન પહેલાં સો ટકા નિયત હોતો નથી, તેમ ગદ્યલય કે પદ્ય- લય પણ પહેલેથી નિયત હોતો નથી. કવિ તો સર્જનક્ષણે એના ભાવવસ્તુને વશ વર્તતો પોતાની ચૈતસિક ગતિના સંચારે કાવ્યમાં અનિવાર્ય લયને

પ્રગટ કરતો હોય છે. એક રીતે આ કવિની સર્જક-ચેતના શબ્દ સાથે 'ટ્યુનિંગ' સાધનાં ગદ્યાત્મક કે પદ્યાત્મક લયગતિને પ્રગટાવતી હોય છે. જેમ 'થીમ ડિક્ટેઇટ્સ ધી ફૉર્મ' કહેવાય છે તેમ 'થીમ ડિક્ટેઇટ્સ ધી ઑથર' એમ પણ કહી શકાય. કાવ્યે કાવ્યે કવિનો નૂતન છંદોડવતાર થતો જ હોય છે. પ્રત્યેક કવિતાનો લય એના કવિની સર્જનક્ષણ દરમ્યાનની ઐતિહાસિક અવસ્થાના શ્રુતિગોચર આકારરૂપ હોય છે. કવિમાનસ સાથે જે તે કાવ્યના ગદ્યાત્મક કે પદ્યાત્મક લયને આમ સીધો સંબંધ હોય છે.

આટલી ચર્ચા પછી એ તો સ્પષ્ટ થયું જ હશે ગદ્યના શાસનનો ઉદય થતાં પદ્યને નુકસાન નહીં, બલકે લાભ જ થયો છે. એડમંડ વિલ્સને 'ઇઝ વર્સ એ ડાઇંગ ટેકુનિક ?' એવો એક સુંદર પ્રશ્ન ઉઠાવ્યો પરંતુ એ પ્રશ્નનો આપણો જવાબ તો છે પદ્ય ટકશે ને ગદ્યની સાથે રહી, ગદ્યની મદદથી એના વિકાસનાં નવાં પરિમાણો સિદ્ધ કરશે. મૅથ્યૂ આર્નોલ્ડ કહે છે તેવા કાવ્યના સ્વાભાવિક જાદુ – 'નેચરલ મૅજિક' માટે તો કવિને પદ્ય અને ગદ્ય – બંનેયની ગરજ રહેવાની જ. ગદ્ય અને પદ્ય બેય કાવ્ય નિરૂપણની બળવાન પદ્ધતિઓ છે અને એ કઈ નિઃશેષ થાય કે એકબીજામાં ખોવાઈ જાય એમ પણ બનવાનુ નથી. ગદ્ય પદ્યની કે પદ્ય ગદ્યની અવેજી ન બની શકે, ગદ્ય ગદ્ય છે ને પદ્ય પદ્ય. પછી ગદ્યનું કોઈ કામ પદ્ય. કે પદ્યનું કોઈ કામ ગદ્ય કરે તો ભલે. સર્જનદષ્ટિએ ગદ્ય પદ્ય વચ્ચે સહકાર શક્ય છે, વિકલ્પ નહીં. કવિતાક્ષેત્રે પદ્યની બોલબાલા હતી; ત્યારે સુંદર ગદ્યકૃતિઓનો સમાદર થયો જ છે. તો આજે જ્યારે ગદ્યની બોલબાલા છે, ત્યારે પદ્[ય]કૃતિઓનોયે સમાદર થાય છે જ. અલબત્ત, હાલ[ના] સમયમાં ઍપિક કક્ષાની સફળ દીર્ઘ પદ્યકૃતિઓ ખ[ાસ] લખાતી નથી એ નોંધવું જોઈએ. એ સાથે પદ્[ય]નાટકનું નૂતન રૂપ અર્વાચીન કાળમાં પ્રગટ્યું–પાંગર્યું એ પણ નોંધવું જોઈએ.

શું ગદ્યક્ષેત્રે કે શું પદ્યક્ષેત્રે; હરકોઈ નવા કવિ[ને] માટે સર્જનરસથી કાર્ય કરવાનો પૂરો અવકા[શ] એમાં રહેવાનો. યુગપરિસ્થિતિ, કવિ અને તેન[ી] જીવનભાષા — આ ત્રણેય સતત પરિવર્તનશીલ હોઈ[ને] કાવ્યગત નવોન્મેષની ક્ષણ માટેની તક તો હંમેશ[ાં] ખુલ્લી જ રહેવાની. ગદ્યપ્રભુતાએ પદ્યને તો પદ્[ય]પ્રભુતાએ ગદ્યને લાભ થાય એ શક્યતા પણ ટાળ[વા] જેવી નથી. વળી પદ્યત્વ છોડયા વિનાયે પદ્યને ગદ્[ય] નજીક લઈ જવાનું કે પદ્ય અપનાવ્યા વિના ગદ્[ય] પદ્યની નજીક પહોંચાડવાનું થઈ શકે. આપણે ત[ો] આનાં દૃષ્ટાંતો છે. ગદ્યના કારણે પદ્યનાં [નવાં] પદ્યના કારણે ગદ્યનાં નવાં પરિમાણો કવિતા[ના] માધ્યમમાં ઊઘડતાં હોય એવાં દૃષ્ટાંતો ઉમાશંક[ર], કૃષ્ણલાલ શ્રીધરાણી, નિરંજન ભગત, હસમુ[ખ] પાઠક, ગુલામમોહમ્મદ શેખ, લાભશંકર ઠાક[ર], સિતાંશુ જેવા કવિઓની કવિતામાંથી દર્શાવી શકા[ય].

આ સમગ્ર ચર્ચાના ઉપસંહારરૂપે બેએક વા[ત] ફરીને ભારપૂર્વક કહેવા જેવી લાગે છે. એક તો [એ] કે કવિતાક્ષેત્રે પદ્યગત પરંપરાએ ક્યારેક તો શુદ્ધોધ[ન] કર્મ કર્યાનો મને વહેમ જાય છે. જેમ શુદ્ધોધ[ને] સિદ્ધાર્થને જરા, વ્યાધિ ને મૃત્યુના ભયથી દૂર રાખ[વા] કૃત્રિમ રીતે શક્ય તેટલું વિલાસમય વાતાવરણ ર[ચ્યું]

તેમ પદ્યગત પરંપરાએ પણ કર્યું છે. અમુક વિષયો, અમુક ભાવો જ ગદ્યમાં આવી શકે, અમુક પ્રકારની પદાવલિ પદ્યમાં નભે, અમુક પ્રકારનાં કાવ્ય રૂપો જ ઇષ્ટ—આવા આવા વિકૃત કે ઉપરછલ્લા ખ્યાલો આ પરંપરાએ જન્માવ્યા. આથી પદ્ય વાસ્તવિકતાથી વિમુખ, કાલગ્રસ્ત અને શિથિલ થયું. એને પોતાનું જીવનસત્ત્વ ગુમાવ્યું. એ પાંડુત્વનો ભોગ બન્યું. પરિણામે જે દૈવત, જે સામર્થ્ય કવિના એ પદ્યમાં એની એ કવિતામાંથી ઊઠવું જોઈએ તે ઊઠયું નહીં. જે વિચક્ષણ કવિ હતો તેને પદ્યના આવા આત્મવિઘાતક દબાવનો ઇનકાર કર્યો. તેણે કલાકીય દૃષ્ટિએ જ્યાં જરૂરી લાગ્યું ત્યાં ગદ્યનીયે પ્રત્યક્ષ કે પરોક્ષ સહાય મેળવીને એ રીતે તેણે પોતાની કવિતામાં — એના પદ્યમાં નવું ચેતન, નવું જોમ ને જીવન લાવવાનું કર્તવ્ય અદા કર્યું. આમ કાવ્યમાં ગદ્યના અને ગદ્યકાવ્યના આગમન—વિકાસે પદ્યકાવ્યનું ને પદ્યનું અને તે સાથે તેના પ્રયોજક કવિનું તેજ વધ્યું છે એમ સ્પષ્ટતયા સ્વીકારવું જોઈએ.

બૉદલેરિયન ગદ્યકાવ્ય નિર્વિવાદપણે આજની કવિતાની ઉપલબ્ધિ છે. આ ગદ્યકાવ્યના ઉદ્ભવ ને ઘડતર–વિકાસમાં પદ્યનું પ્રદાન આપણે જોયું છે. પદ્ય ખેડતાં જે કંઈ સર્જનની નિગૂઢ ચાલો કવિએ અજમાવી હોય તે ગદ્યની માવજતમાંયે સુધારાવધારા સાથે ઉપયોગમાં આવે જ. પદ્યે ગદ્યને અમુક માર્ગોએ પ્રેર્યું ને તેને કેટલાંક ભયસ્થાનોથી બચીને ચાલતું રહે એ માટેની સૂઝસમજ પણ એના પ્રયોજકને સંપડાવી. જ્યાં સુધી કાવ્યને અને તેની સર્જકતાને નિસબત છે ત્યાં સુધી તો ગદ્ય ને પદ્ય બંનેયમાંથી કોઈનીયે જવાબદારી પરસ્પરના કારણે નથી ઘટી કે નથી ચાલી ગઈ; બલકે આજના અકાવ્યાત્મક ભાસતા (ખરેખર છે નહીં!) યુગમાં તો બંનેયની જવાબદારી વધી છે ને સાચા કવિને તેની ખબર છે જ ને માટે બંનેયના વધુ વિકાસ માટેની આશા પણ સધ્ધર છે. ☐

# THE PROSE POEM IN FRANCE : from Bertrand to Rimbau

Achille Forler

The whole thrust of French poetry, from Romanticism onwards, has been to break away from the yoke of precepts and conventions to which poetic activity had been tied since the Middle Ages – (one could go so far as to say since the beginning of poetry.) The romantic verse, the free verse of the Symbolists and the prose poem are the products of this revolt against the tyranny of all formalities in whose mould the poet was compelled to pour the supple matter of his words

Although much material in literature has been called prose poem, even before the 19th century, I shall limit mysel here to the genre as it has been create single-handedly by Aloysius Bertran (1807–1841) Baudelaire himself acknow ledged his filiation to Bertrand in hi dedication to Arsene Houssaye, wh published in 1862 his first twenty pros poems "It was while turning for at leas the twentieth time over the pages of th famous 'Gaspard de la nuit' of Aloysius Bertrand that the idea came to me to attempt something similar and to apply to the description of modern life – or rather, of a modern life–the technique which he had used to paint the old life"

This avowal is significant on two counts. First Baudelaire (1821–1867) goes on to make clear the adjective 'famous': "A book known to you, me and a few of our friends, has it not all the rights to be called 'famous'?" Thus, although the invention of the prose poem can be credited to Bertrand, Baudelaire chose it consciously as a literary genre which would be best suited to him. To express what? And here is the second point which I wish to emphasize: What Bertrand did for Dijon and Paris of yore, Baudelaire wishes to make for the Paris of his day. Within the twenty years or so which separated him from his predecessor, Paris had expaded very rapidly: it had become a metropolis. Thus, for Baudelaire, modern poetry was essentially urban poetry. In fact the first tentative title of the Spleen of Paris was "The Parisian Loiterer". Already in 1846, expressing his theory of modernity, he said that "parisian life is replete with poetical and marvellous subjects." He wanted to espouse 'the crowd' – which is one of the titles of his prose poems in which he speaks of the art of enjoying the crowds.

"Multitude, solitude: for the poet these two terms are synonymous and convertible...... The poet enjoys this incomparable privilege to be able to enter, whenever he wants, into any character. For him everything is vacant; and if certain places seem to be closed to him, it is because they are not worth visiting...... The solitary and reflective pedestrian enjoys a singular drunkenness from this universal communion." Here again, 'the solitary pedestrian' was one of the proposed titles of the Spleen. To write these poems, as he confessed to Sainte-Beuve in 1865, he needed a "strange excitation which feeds on crowds, music, even street lights." One critic, later, called the Spleen: "The stripping of the soul of a big city."

In the Spleen, like in the Flowers of Evil, Baudelaire makes a generous use of what is dark, vulgar and repulsive in the city, but only to operate that mysterious transmutation of which he speaks in his proposed epilogue, addressing the city: "You gave me mud and I turned it into gold."

But some parisian poems of the Spleen are rather short stories (Le mauvais vitrier, Une mort heroique, Le joueur genereux, Assomons les pauvres!) where Baudelaire is influenced by Edgar Poe whom he had translated.

But I think it is important not to dissociate the form of the 'prose poem'

which he has chosen and his intention to describe modern life As I have observed earlier, his choice of the prose poem was a conscious choice, not an accident This indicates that for Baudelaire, the prose poem was the ideal instrument to translate, in all their complexity, the life and soul of his contemporaries Here again, we must return to his letter to Arsene Houssaye, where he points out, "the miracle of poetic prose, musical yet without rhythm or rhyme, supple yet halting enough to adapt itself to the lyrical movements of the soul, to the meanderings of reverie, to the prickings of conscience" And to return to the first point which I made earlier he says · "*It is especially* from the intercourse with huge cities, from the intermingling of their innumerable rapports, that this ideal is born" The whole universe was to Baudelaire a kind of food which he had to digest, to transform And where to find a greater multiplicity than in the city? It is this very act of destruction and recreation which distinguishes the poem from the prose-and this, as we will see shortly, reached its paroxysm ir Rimbaud

*Before concluding on Baudelaire, it* is worth noting that several themes of his early prose poems (1857-1861) were lifted straight out of the Flowers of Evi

Anywhere out of this world="theme « "Voyage"

Les Projets="Hiboux" and "Bien loi d' ici"

Une hemisphere dans une chevelure: "La Chevelure"

As this was not repeated later, must be surmised that Baudelaire rapidly understood that there was no point in competing with poetry on its own territory.

What he was looking for – and what he found – was the miracle of poetic prose, which was at the same time "musical, but without rhyme or rhythm yet *supple and halting enough to adapt* itself to the lyrical movements of the soul, to the meanderings of reverie and the prickings of conscience"

## RIMBAUD (1854-1891)

Rimbaud holds in the history of *the* prose poem a place not only fore most but central and irreplacable, firstly because he was the first to underline vigourously the necessary rapport between this new poetical form and the exploration of the unknown, which makes of modern poetry more than a

new artistic form : a metaphysical quest. Secondly, joining action to word, he himself "stole the fire" and gave the model of a prose poem entirely original in conception and technique, whose influence is at work even today.

Someone who was with Rimbaud in 1871 when the news of the triumph of the Revolution and the installation of the Commune in Paris reached them reported that Rimbaud shouted 'with satanic cruelty' when passing before the bourgeois shopkeepers 'Order is overthrown ! Order is overthrown !' There is no reason to doubt this anecdote; anarchy was written in his temperament. This destructive tendency not only extended to the generally admitted artistic rules but even to simple coherence, against all form. Even the poem was not to be closed, but left open to the unlimited. Until then, it was commonly agreed that there could be no beauty without harmony : the 'finish' of the execution was a rule which even the Romantics accepted. The most daring works, taking as the subject the ugly, the grotesque, the evil, etc..., put these into form and transcended them into the realm of art through a well balanced composition, a unity of intention and expression. With Rimbaud, as Verlaine already remarked, "there is no general idea or very little." There is no continuity either of time or space within the same poem. In the universe of Rimbaud, the eternal rapport between things is shattered : all things are unstable and given to metamorphosis. The frequent ellision of the verb and *splitting of the sentence betray* the attempt to invite a deconstructed phrase where words are charged with their full evocative power and are not, as in the classical syntax, stepping-stones along which thought runs. Freed from the laws of syntax – and therefore from logic – Rimbaud's sentence aims not at making us understand but at making us see.

But this destructive anarchy–as it has been called–must be seen against the extraordinary active will of him who, at the age of 15, resolved to be "Author, Creator, Poet." His anarchy is not simply a refusal of all established order, but the rightful claim of the individual faced with a state of things which does not respect his autonomy–be it in social or literary matters. And by destroying the old order, Rimbaud lays the foundation of a new world, a new poetry. What strikes on first in this 'world' of Rimbaud is the overabundance of life, of wealth, a prodigious exuberance. This is the corollary of anarchy. His universe

is limitless and the poetic spirit travels freely to seize beauty under its most unexpected forms Where Baudelaire tries to escape from Time, Rimbaud seeks to dominate It and embrace It in one glance And the frequency with which the word ' All (Sarvam) recurrs in his work is exemplary After the destruction, the synthesis

Poetry for Rimbaud was the instru ment of liberation To recreate the language freed from the demands of logic and the constraints of grammar or prosody and all other readymade constructions Between prose and the prose poem, henceforth no compromise was possible

Conclusion Baudelaire once remarked that beauty contains two elements one eternal and unchanging and the other ralative

The prose peom we have seen originating as a reaction angainst th too absolute criterias of beauty datin from the 17th century can be considere as a modern form of poetry But it to has an unchanging element which make it distinct from prose and that is con cis ness intensity and gravity withou which it cannot be called a prose poen but should rather he called poetic prose

And on the other hand, each prose poem contains an element of anarchic destruction and a force of artist c organizaton It is this bipolarity which gives it its particular dynamism'

If this condition is not fulfilled, one elem^nt will dominate and kill the other either through formalism or through impotence to create order out of chaos

Understood in this sense, it will become clear that the prose poem was the forerunner of similar discoveries in the plastic arts and in music □

# મરાઠી ગદ્યકાવ્ય

## નલિની માડગાંવકર

સર્જકનું ક્રિયાશીલ સંવેદનતંત્ર હમેશાં સર્જનાત્મક આવિષ્કારની નવી નવી દિશા શોધતું હોય છે. એની જાગ્રત પ્રયોગશીલતાએ હવે ગદ્ય-પદ્યના સ્થૂળ ભેદ રાખ્યા નથી. પરિણામે આ બંને સ્વરૂપોની શક્તિનું પરિણામ બદલવું પડે એવી શક્યતાઓ પણ જણાવા માંડી છે.

સહુ પ્રથમ ગદ્યકાવ્ય શબ્દમાંના 'કાવ્ય'નો વિચાર કરવો આવશ્યક છે. સંસ્કૃત કાવ્યશાસ્ત્રમાં કાવ્યની સંજ્ઞા ખૂબ વ્યાપક આપવામાં આવી છે. જેમાં ગદ્ય, પદ્ય અને મિશ્ર એમ ત્રણેનો સમાવેશ કરવામાં આવ્યો છે. કાવ્યની કલ્પનામાં ફક્ત પદ્યની જ ગણના નથી થઈ, પદ્યરચનાને જ કાવ્યનું ઘટક માનવામાં નથી આવ્યું. છંદશાસ્ત્ર અને પિંગળશાસ્ત્રને પણ કાવ્યશાસ્ત્ર કરતાં જુદાં માનવામાં આવ્યાં છે. વળી, આપણા પ્રાચીન સાહિત્ય-વિમર્શકોએ કાવ્ય ગદ્યમાં લખી શકાય એ વિચારણાનું સમર્થન કર્યું છે. 'गद्यं कवीनां निकषं वदन्ति' કહીને ગદ્યમાં કાવ્યરચનાને કવિ-કસોટી માની છે. જેમ ગદ્ય કવિની કસોટી છે તેમ ગદ્યકાવ્ય પણ કવિની કસોટી છે. ગદ્યકાવ્યનું ભયસ્થાન ગદ્યાળુ થઈ જવામાં છે. તો નર્યાં અને નકરાં ગદ્ય લખનારે એક વાતનું ધ્યાન રાખવું જોઈએ કે એમાં કેવળ કવિતાવેડા ન થવા જોઈએ. 'કાદંબરી' લખીને પણ બાણભટ્ટ તો કવિ જ કહેવાયા. આમ, પ્રાચીનકાળથી જ ગદ્ય અને કાવ્યનો સમન્વય આપણે માટે અપરિચિત નથી. છતાં આજના ગદ્યકાવ્યના સ્વરૂપે ઘણી નવી શક્યતાઓ તરફ અંગુલિનિર્દેશ કર્યો છે.

વાસ્તવમાં ગદ્ય અને પદ્ય એ કાવ્યદેહની ગતિના બે પ્રકાર છે. કવિ રવીન્દ્રનાથ ટાગોરે પોતાની આગવી શૈલીથી ગદ્ય અને પદ્યકાવ્યનો ભેદ સ્પષ્ટ કરતાં કહ્યું છે:

"ગદ્યમાં મુખ્યત્વે અર્થપૂર્ણ શબ્દને વ્યૂહબદ્ધ બનાવી વ્યવહાર થાય છે. જ્યારે પદ્યમાં મુખ્યત્વે ધ્વનિપૂર્ણ શબ્દને વ્યૂહબદ્ધ બનાવી પ્રયોજાય છે... આપણા આલંકારિકોએ રસાત્મક વાક્યને જ કાવ્ય કહ્યું છે. આ રસાત્મક વાક્ય પદ્યમાં હોય તો એ પદ્યકાવ્ય થાય અને ગદ્યમાં હોય તો એ ગદ્યકાવ્ય થાય... ગદ્યકાવ્યમાં પણ એક બંધનહીન છંદ છે. રસ જ્યાં રૂપ લેવા ઇચ્છે છે ત્યાં શબ્દો પોતે જ સજ્જ થઈ જાય છે."

પદ્ય એ લયબદ્ધ અક્ષરરચના છે. એમાં નિયમોનુ બંધન છે. જ્યારે ગદ્યમાં વાક્યની લંબાઈ કે અક્ષરોની સંખ્યા માટે કોઈ નિયમ નથી. અર્થપૂર્તિની દૃષ્ટિએ એમાં નાનાંમોટાં વિરામસ્થાનો આવતાં હોય છે. ઉચ્ચારમાં સ્વરોનો ચઢાવ-ઉતાર હોય છે. પણ ગદ્યના સરખી લંબાઈના ટુકડા પાડી એને એકની નીચે એક એમ ગોઠવી દેવાથી સાચું પદ્ય બનતું નથી. તેમ પદ્યને વાક્યની જેમ ગોઠવવાથી ગદ્ય બનતું નથી. એનું કારણ છે બંનેની ભિન્ન અન્તર્ગત લયબદ્ધતા. શબ્દવ્યવહારમાં સમતોલપણું આવતાં આ લયનું સૌન્દર્ય આપોઆપ પ્રગટે છે. ગદ્યકાવ્યમાં સુંદર છતાં અનિયમિત આંદોલન હોય છે. ગદ્યકાવ્ય ગદ્ય અને પદ્યના એવા મિલનબિંદુ પર છે કે જેથી બંનેની સ્વરૂપગત વિશેષતાઓનો લાભ એને મળે છે. વોલ્ટ વ્હીટમનના ગદ્યકાવ્ય વિશે પોતાનો પ્રતિભાવ દર્શાવતાં રવીન્ ટાગોરે કહ્યું છે :

" આ ગદ્યકાવ્યમાં કવિના મનોભાવનો પ્ર જોવા મળે છે. કાવ્ય એટલે જ પ્રચ્છન્ન આ વ્યંજના. એમાં ભાવવિન્યાસનું જે શિલ્પ છે જ ભાવનો છંદ કહી શકાય... હવે તો ગદ્યકા અધિકાર વધી ગયો છે. ગદ્યના સીમાડામાં એ છંદ વડે પોતાનો માળો બાંધે છે" ગદ્ય અને બંનેએ ક્ષેત્રાતિક્રમણ કર્યું છે. ગદ્યકાવ્ય આટલું સહેજ ઇંગિત પૂરતું છે. હવે મરાઠી કાવ્યની ગતિવિધિનો વિચાર કરીએ.

દરેક ભાષાના સાહિત્યમાં સ્વરૂપ અને વ્યક્તિને લગતા પ્રયોગો થતા હોય છે. આ પ્ર જ સાહિત્ય અને સર્જક પ્રતિભાને જાગતાં છે. મરાઠી કવિતાક્ષેત્રે કેટલાક પ્રયોગો એવા છે હજી સુધી પ્રયોગાવસ્થામાં જ છે. કેટલાક રૂઢ છે, જ્યારે કેટલાક એવા પણ છે કે જેને પ્રયોગાવસ્ જ સ્વીકૃતિ મળી ગઈ છે. મરાઠીમાં જેને ગદ્ય તરીકે ઓળખાવાય છે એના પ્રયોગો અલ્પ પ્રમા થયા છે. વળી, જે કાવ્યો ગદ્યકાવ્ય તરીકે સ્વી પામ્યાં છે એની સંખ્યા તો આંગળીને વેઢે ગ એટલી જ છે.

મરાઠીમાં ગદ્યકાવ્યનો પ્રારંભ ક્યારે અને સંજોગોમાં થયો એ પણ રસિક વાત છે. સ્વરૂપના પ્રાદુર્ભાવમાં રવીન્દ્રનાથ ટાગોરની 'ગીતાં કેવી નિમિત્તરૂપ બનેલી એ હવે જોઈએ. મૂળ બંગા લખાયેલી 'ગીતાંજલિ' છંદોલયબદ્ધ છે. એનું અંગ્રેજી ભાષાંતર ગદ્યરૂપે થયું. એના

સંધાનમાં 'ગીતાંજલિ'નું મરાઠી ભાષાંતર પણ ગદ્યમાં થયું. આ તો એનો દેહ જ ગદ્યનો હતો. બાકી એનું આંતરસૌન્દર્ય નર્યું કાવ્યનું જ હતું. એટલે બહારથી ગદ્યની જેમ નિયમમુક્ત લાગતા આ નિતાન્ત રમણીય કાવ્યાત્મક સ્વરૂપથી તત્કાલીન મરાઠી સર્જકો આકર્ષાયા. શરૂઆતમાં ગો. વા. કાનિટકર અને હા. ના. આપ્ટે જેવા ખ્યાતનામ સર્જકોએ પણ 'ગીતાંજલિ'નાં ગીતોના અનુવાદ કર્યા. આ સ્વરૂપ પ્રત્યેના આકર્ષણનું મૂળ 'ગીતાંજલિ'નો અનુવાદ હતું. પણ આ પ્રકારની મૌલિક રચનાઓ જ્યારે થવા માંડી ત્યારે દરેક સર્જકના મનમાં એક ચોક્કસ ખ્યાલ હતો જ કે અમે સર્જીએ છીએ તે કાવ્યમય ગદ્ય નથી પણ ગદ્યમાં અવતરિત કાવ્ય છે. મરાઠી ગદ્યકાવ્યનો આરંભ થયો ૧૯૧૨થી. અને લગભગ ૧૯૩૫–૪૦ સુધી આ સ્વરૂપની ઉપાસના થઈ. છેલ્લા ચારેક દાયકામાં આ પ્રકારની રચનાઓ વિશેષ પ્રમાણમાં જોવા મળતી નથી.

પ્રાપ્ત થયેલી કૃતિઓને આધારે મરાઠી ગદ્યકાવ્યની સ્વરૂપગત વિશેષતાઓનો વિચાર કરીએ તો સહુપ્રથમ નજરે ચઢતું લક્ષણ છે એમાંની સત્ત્વશીલ કલ્પનાનું. એમાં કલ્પનાનું અભિનવત્વ પણ છે. બીજું, એ જીવનના સત્યનો અનુભવ કરાવે છે છતાં એ સત્ય પણ સુંદર બનીને જ આવતું હોય છે. ભાવ અને કલ્પના એનાં મુખ્ય વાહન છે. એમાં વાચ્યાર્થ કરતાં ધ્વન્યાર્થનું વધુ પ્રાધાન્ય છે, એની ભાષા શબ્દ-ચિત્રસર્જન માટે સામર્થ્યયુક્ત હોવી આવશ્યક છે. લાઘવપૂર્ણ ભાષા થોડા શબ્દોમાં અનેક વાતનું સૂચન આપી જાય છે. આ સૂચનાત્મકતા જ નિરૂપિત સત્યની મન પર દૃઢ છાપ પાડે છે. એનો શબ્દ-પ્રભાવ વેધક છે. ગદ્યની વિશદતા અને કાવ્યની ભાવકતા બંનેનો લાભ આ સ્વરૂપને મળ્યો છે. એની ભાષા માટે બીજી પણ એક અપેક્ષા રખાય છે કે એ પ્રતીકાત્મક અને અભિવ્યંજક હોવી જોઈએ.

અર્વાચીન મરાઠી કવિતામાં જેના અનેક પ્રયોગો થયા છે અને થઈ રહ્યા છે એ મુક્તછંદ કે મુક્ત-શૈલીનાં કાવ્યો કરતાં ગદ્યકાવ્યનું સ્વરૂપ જુદું છે, કારણ કે મુક્તશૈલીમાં પદ્ય કે છંદનું બંધન શિથિલ કરવામાં આવે છે પણ ગદ્યકાવ્યમાં તો એને શિથિલ કરવા જેટલું બંધન પણ નથી. પદ્યમાં શબ્દોનો વિન્યાસ બદલાય છે, ગદ્યકાવ્યમાં એ બહુ બદલાતો નથી અને ક્વચિત બદલાતો લાગે તો પણ અલ્પ-પ્રમાણમાં જ, કારણ ગદ્યકાવ્યમાં શબ્દોની પસંદગીથી જ લયતત્ત્વ મળે છે. એ શબ્દોનો આંતરલય એને સૌન્દર્ય અર્પે છે. પરિણામે ગદ્યકાવ્યનું પઠન પણ ગદ્યનિબંધની જેમ નથી થતું, સ્વરોના ચઢાવ-ઉતાર અને વિરામસ્થાનોથી આંતરલયનું લાલન-પાલન કરતાં પઠન થાય છે. પ્રકૃતિની પશ્ચાદ્ભૂ અને રહસ્યવાદને પ્રગટ કરવાનું વલણ પણ મરાઠી ગદ્ય-કાવ્યમાં જોવા મળે છે. કાવ્યત્વને નખશિખ સંભાળી અધ્યાત્મ-ચિંતન પણ આપે છે. મરાઠી ગદ્યકાવ્યની વિભાવનાને કંઈક આવો આકાર આપી શકાય, કવિની ભાવના અને સત્યનો સુમેળ દર્શાવતું આંતરલયને જાળવતું અખંડ કલ્પનાચિત્ર–અનુભવ ચિત્ર, જે જીવનનું રહસ્યમય દર્શન કરાવવા છતાં યુગાનુકૂલ તત્ત્વજ્ઞાન આપે છે.

આ સ્વરૂપ પ્રત્યેના આકર્ષણમાં બીજી એક

પ્રેરણા પણ નિમિત્ત બનેલી. ને છે ખલિલ જિબ્રાનની રૂપકકથાઓ, મરાઠી ગદ્યકાવ્યનું સ્વરૂપ રૂપકકથાઓને ઘણું મળતું આવે છે. વિ. સ. ખાંડેકરે રૂપકકથાના સ્વરૂપને જીવતું રાખ્યું. એમના મત મુજબ "થોડા પણ લયબદ્ધ શબ્દોથી વાતાવરણ સર્જવાની શક્તિ જેનામાં છે, જે ચમત્કૃતિપૂર્ણ કલ્પનાસૌન્દર્ય પ્રગટ કરી શકે છે અને વિચાર તથા ભાવનાનો સમન્વય સાધી જે જીવન અને જીવનમૂલ્યોનું દર્શન કરાવે છે એવું નામ રૂપકકથા." ગદ્યકાવ્યની વ્યાખ્યા સાથે આ વ્યાખ્યા સરખાવવા જેવી છે. ઘણી રૂપકકથાઓ ગદ્યકાવ્ય જેવી લાગે છે, કારણ કે એમાં પણ સર્જક કલ્પનાવિહારથી જ ચિત્ર સર્જે છે, થોડામાં ઘણું કહે છે. છતાં એક વસ્તુ નિર્વિવાદ છે કે ગદ્યકાવ્યમાં રૂપકકથાઓનો ચહેરો જોઈ શકાય, પણ બધી જ રૂપકકથાઓ ગદ્યકાવ્યનું પ્રતિબિંબ પાડનારી નથી. ગદ્યકાવ્યમાં કથા જરૂરી નથી, અને રૂપકકથામાં ભાવ કરતાં મનોવિહાર અને સ્વૈરકલ્પના તથા અદ્ભુતરસને વધુ પ્રાધાન્ય અપાયું છે. હવે રૂપક ફક્ત પ્રતીક બન્યું છે અને એમાં પણ સૂક્ષ્મ કાવ્યાત્મકતાને બદલે બોધ દેખાય છે, જ્યારે ગદ્યકાવ્યમાં કાવ્યાત્મકતા મહત્ત્વની છે.

મરાઠી ગદ્યકાવ્યના કેટલાક સર્જકોએ પોતાનાં ગદ્યકાવ્ય માટે 'ગદ્યગીત' શબ્દ પણ યોજ્યો છે. પરિણામે ગેયતા સિવાય બીજા ગુણવિશેષની અપેક્ષા રહે છે. ગીતની જેમ એ લાઘવથી પણ રમ્ય રીતે ભાવ પ્રગટ કરે છે. ગદ્યગીતનો ભાવ કેઈ પણ હોય પણ એની અભિવ્યક્તિ ગદ્યનું એક વિશિષ્ટ રૂપ ધારણ કરે છે, એના દ્વારા કોઈક વાર નવું સ્વભાવચિત્ર પણ મળે છે. જે સર્જકોએ 'ગદ્યગીત' શબ્દ વાપર્યો છે એમનાં કાવ્યો આ સંજ્ઞાને સ્પ[ષ્ટ] કરવામાં સહાયભૂત બનશે. અહીં મરાઠી ગદ્યકાવ્ય[ના] કેટલાંક અવતરણોનો આસ્વાદ માણીએ, જે સ્વરૂ[પની] અન્ય વિશેષતાઓ ઉપર પણ વધુ પ્રકાશ પાડન[ારાં] બન્યાં છે.

ઈ. સ. ૧૯૧૨માં ભીમરાવ ખંડેરાવ કોરાન્નો 'પ્રિયાવિરહ' નામે ગદ્યકાવ્યનો સંગ્રહ પ્રગટ થયો ત્યાર બાદ ઉલ્લેખપાત્ર પ્રયોગ કર્યો બ. ગ. ખાપર્ડેએ એમનાં ગદ્યગીતના સંગ્રહનું નામ છે 'સર્વસ્વા[ર્પણ] ગદ્યગાણી', જેમાં કુલ ૧૩૫ ગદ્યગીતો છે. આ ગ[દ્ય]ગીત શીર્ષક પણ રવીન્દ્રનાથની 'ગીતાંજલિ'ન[ા] પડઘારૂપ છે. સંગ્રહની પ્રસ્તાવનામાં કવિ કહે છે "આ પ્રકારના ગદ્યકાવ્યાત્મક લેખનમાં આ સ[ર્વ] પ્રથમ છે એવું સંશોધનકારનું માનવું છે. ૧૯૧૨–૧૩ની આસપાસ આ ગીતો રચાયાં, છ[તાં] છપાયાં મોડાં. જો કે આ ગદ્યગીતો કલ્પના અ[ને] અનુભવનો અદ્ભુત સમન્વય દર્શાવનારા છે, એ[માં] કોઈ શંકા નથી રવીન્દ્રનાથે પરમતત્ત્વ માટેનું રહસ્યવાદી વલણ દર્શાવ્યું એવું આ ગીતોમાં પ[ણ] જોવા મળે છે. છતાં અહીં રહસ્યવાદ ભાવાશ્રયી છ[ે.] એક ઉદાહરણ જોઈએ :

"હે નાથ! સવાર પડી છે તેથી મને કો[ઈ] હાક મારતું હોય એવું લાગે છે. પણ કોણ હા[ક] મારે છે એ પણ નથી સમજાતું, અને સવ[ાર] ખરેખર પડી છે કે નહીં એ પણ હું નક્કી [કરી] શકતો નથી. પણ ફક્ત હાક સાંભળ્યા વગર "

શકતો નથી. આ કોની હાક છે? હે નાથ! શું મારી છે? કે પછી આ જાગીને જોતી સૃષ્ટિ મને હાક મારી રહી છે? આખી સૃષ્ટિ નહીં તો સૃષ્ટિની કોઈ એક જ વિભૂતિ શું મને બોલાવે છે? આ અસ્તાચળ પર જતો, જોતો પશ્ચિમનો નિસ્તેજ ચંદ્ર કે ઉદય પામ્યા પહેલાના પૂર્વના ભગવાન આદિત્યદેવ, મને હાક મારી રહ્યા છે? આ એકનો અંતકાળનો આર્તસ્વર છે કે બીજાનું બાળક જેવું રુદન છે? અને જે કંઈ હોય, તો પણ એ મને શું કામ હાક મારે છે?"

'સર્વસ્વાચી ગદ્યગાણી', પૃ. ૨

આ ગદ્યગીત રવીન્દ્રગોત્રી લાગે, પણ ભારતીય સંતપરંપરાએ જે રહસ્યવાદની ઉપાસના કરી છે એ આનાથી જુદી નથી જ. આમાં અનુભૂતિનું સૌન્દર્ય અને કલ્પના બંને છે.

પછી તો આ ગાળાના સર્જકોમાં આ સ્વરૂપનું આકર્ષણ એટલું વ્યાપક બન્યું કે એક પછી એક ગદ્યકાવ્યના સંગ્રહ પ્રગટ થયા, જેમાંના કેટલાક છે ચિ. બ. લેલે ('શ્યામસુંદર')નો 'ભાવનાતરંગ' શંકર સાઠેનો 'પદવી', પાં. તુ. કાંદળગાંવકરનો 'લહર' અને 'હૃદયભાવ' ઇત્યાદિ. આ સંગ્રહોનાં શીર્ષકો પણ એમાં રહેલાં ઊર્મિતત્ત્વ ભણી અંગુલિનિર્દેશ કરે છે. ભાવનાના તરંગ છે, હૃદયભાવની લહર છે પણ કિનારાને ભાંગી નાંખતાં ઉત્તુંગ મોજાંઓનું તાંડવ નથી. આ સંગ્રહો રવીન્દ્ર-શૈલીની પરંપરાને જાળવવા ઉપરાંત શૈલીનું બીજું કોઈ નાવીન્ય દાખવી શક્યા નથી. 'શશાંક' નામના કવિએ ગદ્યકાવ્ય સંગ્રહને 'મરીચિકા' અને 'વર્તિકા' એવાં નામ આપ્યાં છે, જેમ માયાના મૃગજળની વાત હોવા છતાં ભક્તિની વર્તિકા–વાટ–નું સાત્ત્વિક તેજ પણ છે. ડૉ. શં. જા. પુરવારે ગદ્ય-કાવ્યનો પ્રયોગ કર્યો 'ભાવપુષ્પાંજલિ' નામે. સંગ્રહના પ્રથમ પૃષ્ઠ પર શીર્ષકની નીચે કૌંસમાં એક વાક્ય છે, "મૌલિક, ભાવમધુર, નવનવોન્મેષશાલી ગદ્યગીતનો સંગ્રહ". જાણે કે કવિ જ ભાવક-વિવેચક બની જાય છે, અને મૂલ્યાંકનના ત્રણ માર્ગો સૂચવે છે. એમનું એક ગદ્યગીત જોઈએ :

ધૂળપાટી પર બાળક વાંકાચૂકા લીટા તાણે છે.
પૃથ્વી પર આવ્યા બાદ તારી પાસે
પાછા આવવાનો માર્ગ કેવો અટપટો છે
તે એ ચીતરતો હતો.
વિશ્વની વિચારસરણી કેવી વિચિત્ર, સંકુચિત
અને વંકવળામણી છે, તે એ દોરતો હતો.
વિશ્વની જાળ કેવી રીતે વણી છે તે
ઊભી-આડી રેખાથી બતાવતો હતો.
ધૂળપાટી પર અજાણ્યું બાળક આડાઅવળા
લીટા તાણતું હતું.

'ભાવપુષ્પાંજલિ', પૃ. ૨૨

આમાં અનુભૂતિની આર્દ્રતા ઉપરાંત યુગાનુકૂળ તત્ત્વજ્ઞાન પણ દેખાય છે. આ સંગ્રહની રચનાઓની બીજી વિશેષતા છે ગોપીભાવે કરેલી ઈશ્વરભક્તિ.

મરાઠી ગદ્યકાવ્યના વિકાસમાં જેમનાં ગદ્યકાવ્યે મહત્ત્વનો ફાળો આપ્યો છે એવા કવિ ક્રાન્તદર્શી બુધેનાં કાવ્યોનો હવે વિચાર કરીએ. એમણે બે ગદ્યગીત-સંગ્રહ આપ્યા : 'હિમશિખર' અને 'આકાશનૌકા'. હિમશિખરની જેમ દૂર હોવ છતાં

જેની ઝાંખી કરી શકાય છે એવા પરમતત્ત્વનું દર્શન એ પ્રથમ સંગ્રહની મુખ્ય વિશેષતા છે. 'આ સંગ્રહ પ્રગટ થયો એ પહેલાં કવિએ 'Spring Blossoms' નામે અંગ્રેજી ગદ્યગીતોનો સંગ્રહ તૈયાર કરેલો, પણ કોઈએ એ સંગ્રહ પ્રગટ કરવાની તૈયારી બતાવી નહીં, ઊલટું એમને મરાઠીમાં લખવાની સલાહ આપી. કારણ કે એ સમયે અંગ્રેજી 'ગીતાંજલિ'ની મોહિની વધારે વ્યાપક હતી. 'હિમશિખર'નાં ગદ્યગીતો મરાઠી ગદ્યકાવ્યના સ્વરૂપને પામવાની એક નવી દૃષ્ટિ આપે છે. મરાઠી ગદ્યકાવ્યો પર રહસ્યવાદની ઘણી ઊંડી અસર છે. અને એક વાતથી આપણે સહુ પરિચિત છીએ કે રહસ્યવાદી કાવ્યમાં આત્મપ્રદર્શન (self display) અને જિજ્ઞાસા (curiosity) બ નેનું ઊર્ધ્વીકરણ જોવા મળે છે. આ બંને તત્ત્વોના ચમકારા સંગ્રહના અનેક કાવ્યોમાં જણાય છે. શ્રદ્ધા અને આત્મપ્રેરણા જેવા ભાવને પ્રગટ કરવા કવિએ પ્રતીકોનો છૂટથી ઉપયોગ કર્યો છે કવિની ભક્તિ, શ્રદ્ધા, જિજ્ઞાસા અને આત્મદર્શનને પ્રગટ કરતી એક રચના જોઈએ :

"તું મારું સર્વસ્વ છે
તેથી જ અહીંનાં પ્રલોભનો મને અતિ
ક્ષુદ્ર લાગે છે

તું મારો હંમેશાનો અંતર્યામી છે
તો પણ કોને ખબર કેમ, તું દૂરદૂર ગયો
હોય એવું
લાગે છે અને પછી એકલતાનું શલ્ય પીડ્યા
કરે છે
મારા મનને એકધારું!
વિશ્વની રચના કરી
ત્યારે તું કેટલો દૂર હતો
પણ એ જ આખું વિશ્વ આજ મા
અંતરમાં સમાયું
આવું અફાટ ઐશ્વર્ય તારી જ કૃપા
આગળ તુચ્છ
પણ મેઘ પર – આકાશની ચકલી પર પોતા
સત્તા ગજાવનારા વંટોળ જેવી હું તો મારું
કહેવા માંડું છું
'હિમશિખર', પૃ.

એમનો બીજો ગદ્યકાવ્ય-સંગ્રહ 'આકાશનૌકા' ચિંતનાત્મક વિચારધારાને રજૂ કરે છે. આત્મજિજ્ઞા વૃત્તિમાંથી જન્મતી રહસ્યવાદિતા અહીં પણ શીર્ષક રવીન્દ્રનાથની યાદ આપે તેવું છે. બા સંગ્રહનું સ્વરૂપ ખલિલ જિબ્રાનના 'પ્રૉફેટ' વધારે મળતું આવે છે. ગદ્યકાવ્યનું કદ દોઢપાનાં પણ હોઈ શકે. અને બે કે ત્રણ પાનાનું પ હોઈ શકે. એની પ્રતીતિ આ સંગ્રહનાં કાવ કરાવે છે. 'આકાશનૌકા' એ વિરાટ કલ્પના પણ એ અનુભવ તો જીવનયાત્રાનો જ કરાવે આ ગદ્યકાવ્યોની સામગ્રી છે જીવનફિલસૂફી. સંગ્રહ ગદ્યકાવ્યોનાં શીર્ષકો સૂચક અને ભાવચમત્કૃ સાધનારાં છે. પ્રથમ રચનામાં કવિ પોતાની વ કરે છે એટલે શીર્ષકને બદલે ત્રણ પ્રશ્નચિહ્ન (? ? ?) જે 'હું કોણ'નો રહસ્યમય પ્ર જન્માવે છે. ક્યાંક શીર્ષક છે: 'કાવ્ય પ્રતિબિંબોની ક્રીડા છે,' 'સ્ત્રી એટલે પ્રકાશિત ક્ષિતિજનું દર્શન

સમતા એટલે હૃદયને હૃદયનો થતો સ્પર્શ,' વિકાસ એટલે વિરાટ પાંખોથી જીવન અનુભવતાં શીખવવું.' આ શીર્ષકો ગદ્યકાવ્યને વિષયવ્યાપને દર્શાવનારાં છે.

કવિ કુસુમાગ્રજના 'સમિધા' સંગ્રહમાં ગદ્યકાવ્યની પરંપરાની એક જુદી જ છટા જોવા મળે છે. પ્રથમ ગદ્યગીત ખલિલ જિબ્રાનની શૈલીનું છે :

'આકાશના સરોવરમાં
પૃથ્વીનું આ વિરાટ કમલપુષ્પ ખીલ્યું છે
અને પેલો ભ્રમરચંદ્ર
પોતાની રૂપેરી પાંખો ફફડાવી
એ કમળની આસપાસ અખંડ ગુંજારવ
કરી રહ્યો છે.
આ કમળની પાંખડી પર
એક સુંદર ઝાકળબિંદુ પડ્યું છે—
એનું નામ 'જીવન'!

'સમિધા', પૃ. ૧

જો કે ના. ગ. જોશીએ અક્ષરસમૂહના ચોક્કસ આવર્તનવાળું આ ગીત છે એમ કહ્યું છે, છતાં એનો ભાવ અને સૂક્ષ્મ લય ગદ્યગીતનો છે. મરાઠીમાં 'ગદ્યકાવ્ય' અને 'ગદ્યગીત' શબ્દો જાણે સમાનાર્થી હોય, પર્યાયવાચી હોય એટલી શિથિલતાથી વપરાયા છે.

કવિ કે. ડી. ભાટેએ 'પુષ્પાંજલિ' અને ગજાનન મહાદેવ મળેકરે 'અંજલિ' નામક ગદ્યગીતોના સંગ્રહ આપ્યા. ટાગોરશૈલીનાં આ ગદ્યગીતો છે. ત્યાર બાદ જાણે આ સ્વરૂપના સર્જનમાં ઓટ આવવા માંડી. અર્વાચીન કવિઓમાં કુસુમાગ્રજને બાદ કરતાં કોઈ આ સ્વરૂપથી વિશેષ આકર્ષાયા જ નથી. એનું કારણ એક એ પણ હોઈ શકે કે મુક્ત શૈલીમાં વૃત્તો અને જાતિનું બંધન તોડી નાખવાની સગવડ છે અને આજે અનેક કવિઓએ એના પ્રયોગો કર્યા છે. બીજું કારણ એ પણ હોઈ શકે કે ગદ્યકાવ્યમાં ચોક્કસ ભાષાશૈલીનો ઉપયોગ થાય છે. જેમાં લાલિત્ય–માધુર્ય જાણે બહારથી લદાયેલું હોય એવું જણાય છે, જે ઘણાને અનુકૂળ ન પણ લાગે.

એક વિવેચકે ધ્યાન દોર્યું છે કે રવીન્દ્રનાથ અને ખલિલ જિબ્રાનની શૈલીની અસરથી લખાયેલાં ગદ્યકાવ્યોમાં સાચી અનુભૂતિ કેટલી અને અનુકરણ કેટલું એ ઓળખવું અઘરું છે. કાકાસાહેબ કાલેલકરનું એક વિધાન આ વાતનું સમર્થન કરે છે:

"રવીન્દ્રનાથ અને ખલિલ જિબ્રાન જેવા પ્રતિભાસમ્રાટનાં કાવ્યો લોકોને મળ્યાં. અને જે તે એ શૈલીનું અનુકરણ કરવા માંડયા. એમની શૈલીનો એક દોષ એ છે કે એનું બાહ્ય અનુકરણ કોઈ પણ સહેલાઈથી કરી શકે છે."

પરંતુ જો આવું અનુકરણ ન હોય તો ગદ્યકાવ્ય અનુભૂતિની સચ્ચાઈનું શુદ્ધ પ્રતિબિંબ પાડી શકે છે. એક વિદ્વાન અભ્યાસીના મત મુજબ આચાર્ય પી. કે. અત્રેએ સાને ગુરુજીને અંજલિ આપતાં લખેલું ગદ્ય 'મૃત્યુનું ચુંબન લેનાર મહાકવિ' પણ ગદ્યકાવ્ય છે. આ નિરીક્ષણ ગદ્યકાવ્યના સ્વરૂપને વધુ મુક્ત બનાવે છે.

વા. ના. દેશપાંડેના અભિપ્રાય સાથે આપણે પણ સહમત થઈએ કે "આજનાં ગદ્યગીતો એ ભાવિ પરિસ્થિતિના સમાચાર આપનારાં અગ્રદૂત જ બન્યાં છે." સમાચાર આપી જાણે કે તેઓ કાર્યમુક્ત બની ગયાં છે. કારણ કે આજની મુક્ત શૈલીની રચનાઓનાં બીજ કંઈક અંશે આ ગદ્યગીતો-માં જોવા મળે છે. આજે એક તરફથી મુક્તછંદ અને બીજી તરફથી રૂપકકથાએ જાણે આ સ્વરૂ પર આક્રમણ કર્યું છે. એનું કોઈ વાલી ન નથી. છતાં અલ્પ સર્જન એની સાહિત્યિક મૂલ્યવત્તા અવરોધક તો નથી જ બનતું. આજે મરાઠી આ સ્વરૂપ કોઈ એવા પ્રતિભાવાન સર્જકની પ્રતી કરી રહ્યું છે જે એનો કાયકલ્પ કરી શકવા સામર્થ્ય ધરાવતા હોય. □

# બંગાળી ગદ્યકાવ્ય

## ભોળાભાઈ પટેલ

એક રીતે બંગાળી ગદ્યકાવ્યનું મૂળ રવીન્દ્રનાથની 'ગીતાંજલિ'ના અંગ્રેજી અનુવાદમાં છે. ૧૯૧૨માં વિદેશયાત્રાને આગલે દિવસે જ એકાએક આવી પડેલી માંદગીને લીધે કવિ રવીન્દ્રનાથને યાત્રા મુલતવી રાખવી પડી. ઉદાસ મન સાથે આરામ કરવા કવિ શિલાઈદહમાં પોતાની પ્રિય પદ્મા નદીને કિનારે જઈ રહ્યા. ચૈત્ર માસ હતો. હવામાં આમ્રમંજરીઓની સુગંધ હતી. દિવસ આખો પંખીઓનાં ગીતોથી ગુંજરિત રહેતો. આવા વાતાવરણમાં કશીય પ્રવૃત્તિ વિના રહેવું કવિ માટે મુશ્કેલ હતું. બેસીને નવું લખવા જેટલી હજી શક્તિ આવી નહોતી. એટલે પછી, બંગાળી 'ગીતાંજલિ'માંથી એક પછી એક ગીતોનો અંગ્રેજી અનુવાદ કરવા માંડ્યો. હર્ષોલ્લાસની જે લાગણીઓ અને સંવેદનાઓ બંગાળીમાં ઝિલાઈ હતી, તેને હવે એક નવી ભાષાના માધ્યમમાં ફરી પકડવાનું કુતૂહલ તેમાં હતું.

પછી તો એ જ વર્ષના મે માસમાં રવીન્દ્રનાથ લંડન ગયા. ત્યાં પોતાના ચિત્રકાર મિત્ર રોથેનસ્ટાઈન (જેમણે અગાઉ તેમની એક વાર્તાનો અંગ્રેજી અનુવાદ વાંચી, તેનાથી પ્રભાવિત થઈ તેમનાં કાવ્યોના અંગ્રેજી અનુવાદ માટે જિજ્ઞાસા બતાવી હતી)ને આ અંગ્રેજી અનુવાદો બતાવ્યા. રોથેનસ્ટાઈનને તેમાં રહસ્યવાદી કવિતાની અભિનવ ચમક દેખાઈ. તેમણે પ્રસિદ્ધ કવિ યેટ્સને આ અનુવાદો મોકલ્યા. તે પછી તો જૂન માસની ૩૦મી તારીખની પેલી પ્રસિદ્ધ સાંજે યેટ્સે આ અનુવાદ એઝરા પાઉન્ડ, મે સિંક્લેર, અર્નેસ્ટ રાઈસ, ચાર્લ્સ એન્ડ્રુઝ જેવા મર્મજ્ઞ શ્રોતાઓની મંડળી સમક્ષ કંઈક સંગીતાત્મક ભાવવાહી કંઠે વાંચ્યા.

એઝરા પાઉન્ડે (જેણે પછી યેટ્સની જેમ રવીન્દ્રનાથની કવિતા વિશે પોતાના અભિપ્રાયો ફેરવી લીધા હતા) તે જ વર્ષે શરૂ થયેલા હેરિયેટ મનરોના પ્રસિદ્ધ 'પોએટ્રી' (શિકાગો) ત્રૈમાસિક માટે ઠાકુરની ૭ કવિતાઓ પોતાની એક પ્રાસ્તાવિક નોંધ સાથે મોકલી આપી. ડિસેમ્બર ૧૯૧૨ના પ્રથમ વર્ષના ત્રીજા અંકમાં તે પ્રગટ થઈ. નોંધમાં જે પ્રથમ વાક્યથી આ કવિતાઓ વધાવી તે આ પ્રમાણે છે:

> "The appearance of the poems of Ravindranath Tagore, translated by himself from Bengali into English is an event in the history of English Poetry and of world poetry "

એ જ વર્ષે અંગ્રેજી 'ગીતાંજલિ'ની પ્રથમ સીમિત આવૃત્તિ યેટ્સની પ્રભાવક પ્રસ્તાવના સાથે ઇન્ડિયા સોસાયટી ઑફ લંડન તરફથી પ્રગટ થઈ.

પાઉંડે તે વર્ષોમાં એકાધિકવાર રવીન્દ્રનાથ અને તેમની રચનાઓ વિશે અતિ ઉત્સાહથી લખ્યું છે. તેમાં 'રવીન્દ્રનાથ ટાગોર' એ નામના એક લેખમાં 'ગીતાંજલિ'ની કલાત્મકતાની સમીક્ષા કરતાં મૂળ બંગાળી છંદોલયની પણ ચર્ચા કરી છે! પણ તે વાત જવા દઈ અહીં આપણને પ્રસ્તુત અંગ્રેજી ગદ્યાનુવાદ વિશે તેમણે જે ચર્ચા કરી છે તેની વાત કરીએ. પાઉંડે નોંધ્યું છે કે રવીન્દ્રનાથે મને પૂછેલું કે આ (અનૂદિત) કવિતાઓમાં એવી કઈ વિશેષતા તમને જોવા મળે છે? મને ખબર નહોતી કે યુરોપના લોકોને તેમાં રસ પડશે. પાઉન્ડ લખે છે કે તેમની વાત ખરી હતી, કેમ કે મૂળનું રચનાગત સૌન્દર્ય, સૂર, લય, પ્રાસના સૂક્ષ્મ વળાંક આ બધું ખંખેરી લીધા પછી પરદેશી ભાષાના એ ગદ્યની શી પ્રભાવાત્મકતા રહે વારુ! પાઉંડે તેમની કવિતાના કથ્ય કરતાં તેની અભિવ્યક્તિરીતિ પર વિચારણા કરી:

> "The precision of his language remains.
>
> The movement of his prose may escape you if you read it only from print, but read it aloud, a little tentatively, and the delicacy of its rhythm is at once apparent.
>
> I think this good fortune is unconscious. I do not think it is an accident. It is the sort of prose rhythm a man would use after years of word arranging. He would shun Kakaphony almost unwittingly.
>
> The next easiest things to note are the occasional brilliant phrases, now like pure Hellenic now like the last sophistication of De Gourmont or Baudelaire."

પાઉન્ડે અહીં અંગ્રેજી ગદ્યાનુવાદમાં રહેલા લય વિશે સંકેત કર્યો છે.

આ અંગ્રેજી અનુવાદ પરથી દુનિયાની ઘણી ખરી ભાષાઓમાં 'ગીતાંજલિ'ના અનુવાદો થયા. ભારતમાં પણ પ્રથમ તો અંગ્રેજી 'ગીતાંજલિ' પરથી જુદી જુદી ભાષાઓમાં અનુવાદ થયા. આમ, જાણ્યે-અજાણ્યે ગુજરાતી, હિન્દી વગેરેમાં ગદ્યકાવ્યો રચાવાની શરૂઆત આ સદીના બીજા દાયકામાં થઈ ગઈ હતી! ગુજરાતીમાં કાન્તનો ગદ્યાનુવાદ ૧૯૧૯માં થયો હતો. પરંતુ પૃથુ હ. શુક્લ જેવા એકાદ અપવાદને બાદ કરતાં 'મૌલિક' ગદ્યકાવ્યો રચવાની હિંમત કોઈએ કરી નહિ. અવશ્ય છેક ૧૮૯૮માં છંદમાંથી મુક્તિ શોધતી ન્હાનાલાલની ડોલનશૈલીની વાત જુદી રાખીએ. હિન્દીમાં તો ગદ્યકાવ્યોની મોટી પરંપરા શરૂ થઈ. રાયકૃષ્ણ દાસ અને દિનેશનંદિનીનાં ગદ્યકાવ્યો ઘણી પ્રશંસા પામેલાં.

બંગાળી ભાષાસમાજમાં અંગ્રેજી 'ગીતાંજલિ'નો પ્રચાર ઓછો હોય તે તો સમજી શકાય તેવી વાત છે. બંગાળી ભાવકો માટે 'ગીતાંજલિ' એટલે ગીતો અર્થાત્ રવીન્દ્રસંગીતથી અનુસ્યૂત કવિતા. મૂળની ગીતાત્મકતા છોડી ગદ્ય ભણી તેઓ શા માટે જાય? બીજાઓનું તો ઠીક કાવ્યરૂપો અને છંદોલયના વિવિધ પ્રયોગો કરતા રવીન્દ્રનાથને પણ તરત તો એવો વિચાર ના આવ્યો. અંગ્રેજી ગદ્યમાં તેમણે 'ગીતાંજલિ' પછી પણ 'ગાર્ડનર', 'ફ્રુટગેધરિંગ' જેવા ઘણા સંગ્રહો આપ્યા. કબીરની કવિતા પણ એ શૈલીમાં અંગ્રેજીમાં આપી, પણ એ શૈલીમાં બંગાળીમાં તે વખતે લખ્યું નહિ. છેક ૧૯૩૨માં તેમના કાવ્યસંગ્રહ 'પુનશ્ચ'માં આવી રચનાઓ 'સત્તાવાર' રીતે બંગાળીમાં આપી. 'સત્તાવાર' શબ્દ હું એટલા માટે વાપરું છું કે તેમણે સ્વયં 'પુનશ્ચ'ની પ્રસ્તાવનામાં નોંધ્યું છે તેમ ૧૯૨૨માં 'લિપિકા' સંગ્રહમાં ગદ્યમાં કવિતા રચવાનો આવો પ્રયોગ કરેલો, પણ છાપતી વખતે હિમ્મત નાહ ચાલેલી કવિતાની જેમ પંક્તિખંડો કરીને છાપવાની. તેમના શબ્દો છે:

> "ગીતાંજલિનાં ગીતોનો અંગ્રેજી અનુવાદ કર્યો હતો. એ અનુવાદ કાવ્યશ્રેણીમાં ગણાયો ત્યારથી માંડી મને પ્રશ્ન થતો હતો કે પદ્યછંદનો સુસ્પષ્ટ ઝંકાર રાખ્યા વિના અંગ્રેજીની જેમ બંગાળી ગદ્યમાં કવિતાનો રસ આપી શકાય કે નહિ... 'લિપિકા'ની કેટલીક રચનાઓમાં એની પરીક્ષા કરી જોઈ. પણ છાપતી વખતે વાક્યોને પદ્યની જેમ ખંડિત કર્યાં નહિ – કદાચ ભીરુતાને લીધે."

પછી તેમણે ઉમેર્યું છે:

> "ગદ્યકાવ્યમાં અતિનિરૂપિત છંદનું બંધન તોડવાનું જ પૂરતું નથી, પદ્યકાવ્યમા ભાષામાં અને અભિવ્યક્તિરીતિમાં જે એક સસજ્જ સલજ્જ અવગુંઠન પ્રથા છે, તે પણ દૂર કરીએ ત્યારે જ ગદ્યના સ્વાધીનક્ષેત્રમાં તેનું સંચરણ સ્વાભાવિક થઈ શકે. અસંકુચિત ગદ્યરીતિમાં કાવ્યના અધિકારને ઘણે દૂર સુધી વિસ્તારી શકાય એવો મારો વિશ્વાસ છે, અને એ વસ્તુ ધ્યાનમાં રાખીને આ ગ્રંથ ('પુનશ્ચ')માં પ્રકાશિત કવિતાઓ લખી છે."

રવીન્દ્રનાથના આ વિચારમાં ગદ્ય અને કાવ્યના સંબંધનો એક મૂળભૂત મુદ્દો જોઈ શકાય. સામાન્ય રીતે ગદ્યકાવ્યની રચનાની પ્રેરણાના મૂળમાં

છંદમુક્તિ તરફ જવાની પ્રવૃત્તિ છે. પહેલાં છંદનાં બંધનોને શિથિલ કરવાં, અને પછી છંદને છોડી દેવો. આ વૃત્તિ પાછળ, છંદ એક બંધન છે અને તેમાંથી છૂટવું છે, એટલું જ નથી. એ આધુનિક કવિની રચનાની એક માંગ છે. આધુનિક યુગમાં કવિતા ગદ્યની અને પદ્યની ભાષા વચ્ચેની સીમારેખા ભૂંસી નાખવાનું વલણ ધરાવે છે. સીમારેખા એકદમ ભૂંસી ન શકાય તો છેવટે ગદ્ય અને પદ્ય વચ્ચે અવરજવર થતી રહે તેવા પ્રયત્નોની દિશામાં કવિતા ગતિ કરતી રહી છે. ગદ્યની ક્ષમતાઓનો કવિતામાં કયાસ કાઢવાની નેમ કવિઓ ધરાવે છે. એટલે રવીન્દ્રનાથ કહે છે તેમ પદ્ય કાવ્યમાં એટલે કે છંદોબદ્ધ રચનામાં 'જે એક સસજ્જ સલજ્જ અવગુંઠન પ્રથા' છે તેને જરા દૂર કરી સ્વાભાવિક ગદ્યના ઉપયોગથી કાવ્યના અધિકારને વિસ્તારવાનો છે. તે માટે માત્ર છંદથી મુક્તિ લીધે જ નહિ ચાલે, ગદ્યની સ્વાભાવિકતા લાવવા માટે 'કવેતાઈ' ભાષા પણ છોડવી પડે. રવીન્દ્રનાથે 'પુનશ્ચ'ની કવિતાઓમાં આવી 'કવેતાઈ' ભાષાનો વ્યવહાર છોડ્યો છે. બંગાળીના 'તરે', 'સને', 'મોર' જેવા જે બધા શબ્દો ગદ્યમાં વપરાતા નથી તેમને કવિતામાં સ્થાન આપ્યું નથી. (ગુજરાતીમાં આપણે જેમ 'તણું', 'કેરું' જેવા શબ્દો પરહરીએ તેમ.)

રવીન્દ્રનાથે ગદ્યકાવ્યના સ્વરૂપ વિષે અવારનવાર ચર્ચા કરી છે. તેમણે ગદ્યકવિતા વિષે જાણે ગદ્યકાવ્યના અનેક ખંડ રચ્યા છે, અર્થાત્ 'કાવ્યરસ' વડે તેની સમજૂતી આપી છે...

"મારું કહેવું એમ હતું કે કાવ્યને પાડ ભાંગીને ગદ્યના ક્ષેત્રમાં સ્રીસ્વાતંત્ર્ય આપવામાં આવે તો સાહિત્યસંસારનો આલંકારિક અંશ હળવો થાય અને તેના વૈચિત્ર્યની બાજુને, પુષ્કળ મોકળાશ મળે. કાવ્ય જોરથી પગ મૂકીને ચાલી શકે. તે કાળજીપૂર્વક નાચતાં નાચતાં ચાલવા કરતાં હમેશાં વખોડવાલાયક જ હોય છે એમ નથી હોતું. નૃત્યસભાની બહાર આ ઊંચુંનીચું વિચિત્ર વિશાળ જગત રહેલું છે. જે કઠોર છે અને તેમ છતાં મનોહર છે; ત્યાં જોરથી ચાલવું એ જ શોભે છે, કોઈ વાર ઘાસ ઉપર તો કોઈ વાર કાંકરા ઉપર.

રહો. નાચની વાત નીકળી છે તો એને પૂરી કરી લઈએ. નાચને માટે ખાસ સમય અને ખાસ નિયમ જોઈએ છે. ચારે બાજુ પડદો બાંધીને, પ્રકાશ અને માળા વડે તેની ચારનું ચિત્ર ખડું ન કરવામાં આવે તો તે શોભતું નથી. પણ એવી સ્રીઓ પણ જોવામાં આવે છે જેની સ્વાભાવિક ચાલમાં જ વગર છંદનો છંદ હોય છે. કવિઓ એ અનાયાસ ચાલ જોઈને જ જાતજાતની ઉપમા શોધતા ફરે છે. એ સ્રીની ચાલ એ જ કાવ્ય, પછી એમાં નાચનો તાલ ભલે ન હોય, એની સાથે મૃદંગના બોલ આપવા જતાં મુશ્કેલી ઊભી થશે. ત્યારે મૃદંગને દોષ દઈશું કે એની

* શ્રી નગીનદાસ પારેખે રવીન્દ્રનાથના ગદ્યકવિતા સંબંધી વિચારો 'સંસ્કૃતિ' ઑક્ટોબર ૧૯૬૩માં અનૂદિત કરીને 'કાવ્યમાં ગદ્યરીતિ' નામે લેખમાં આપ્યા છે. અહીં એ અનુવાદનો સાભાર ઉપયોગ કર્યો છે.

ચાલને ? એ ચાલ નદીના ઘાટથી માંડી રસોડા અને વાસરગૃહ સુધી ચાલે છે. એને માટે ચીજવસ્તુ પસંદ કરીને ખાસ ઠાઠ કરવો પડતો નથી. ગદ્યકાવ્યનું પણ તેમ જ છે. તે નાચતું નથી, ચાલે છે. તે સ્વાભાવિકપણે ચાલે છે માટે જ તેની ગતિ સર્વત્ર છે.–(સે નાચેના, સે ચલે. સે સહજે ચલે બલેઈ તાર ગતિ સર્વત્ર.)"

ગદ્યકાવ્યની સ્વાભાવિક ચાલના–છંદ વગરના છંદને–રવીન્દ્રનાથે 'ગદ્યછંદ' એવું નામ આપ્યું છે. તેમણે ગદ્યકાવ્યની એક વકીલની જેમ હિમાયત કરી છે, પણ કાવ્યરૂપની તત્ત્વચર્ચા કરતી વખતે ય રવીન્દ્રનાથ 'કવિ' તરીકે જ વધારે તો પ્રકટતા હોય છે. તેમણે 'નાચવા' અને 'ચાલવા'ના દૃષ્ટાંતથી ગદ્યકાવ્યના સ્વરૂપને સમજાવવાનો પ્રયત્ન કર્યો છે. વાસ્તવમાં તે પદ્યછંદનાં સુદૃઢ બંધનોમાંથી મુક્તિ તરફ, સાહજિકતા તરફ જવાની વાત છે. એ સાહજિકતા રોજબરોજની બોલચાલની ભાષાના સ્વીકારમાં છે. નિયમિત છંદોમાં એવી ભાષાલઢણો લાવી દુષ્કર, એટલે ગદ્યકાવ્યની જરૂરિયાત. પણ પછી એનો પ્રશ્ન થયો કે ગદ્યકવિતાનો કોઈ છંદ હોય ખરો. પ્રસિદ્ધ બંગાળી છાંદસિક પ્રબોધચંદ્ર સેને એ વિષે પોતાના એક લેખમાં* ચર્ચા કરી છે.

ગદ્યકવિતાનો સ્વીકાર કરીને પણ જે મૂંઝવણ કવિગુરુ આગળ સેન મહાશયે પ્રકટ કરી હતી તે ગદ્ય કાવ્યના છંદ વિષેની હતી. તેમણે રવીન્દ્રનાથને કહ્યું કે 'ગદ્ય રચનામાં પણ જો છંદ સ્વીકારવામાં આવે તો છંદ શબ્દનો અર્થ અત્યંત વ્યાપક થઈ જાય અને એ શબ્દનો જે વિશિષ્ટ અર્થ છે તે જ નાશ પામે.'

તેના જવાબમાં રવીન્દ્રનાથે કહ્યું હતું કે 'ગદ્ય કવિતાનો છંદ પદ્યના છંદ જેવો માપી-જોખી શકાય એવો નથી એ વાત સાચી, પણ એ પણ એક છંદ તો છે. પ્રકૃતિમાં એવો એક પ્રકારનો છંદ હોય છે, જેને આંકડા ગણીને કે હિસાબ કરીને મેળવી શકાતો નથી, પણ અનુભવી શકાય છે; આ પણ એવું જ છે, જેમ કે ઝાડ, ઝાડનાં ડાળાં, ડાળી, પાંદડાં બધું એ રીતે ગોઠવાયેલું હોય છે કે આપણાને લાગે કે ઝાડમાં પણ એક છંદ છે; તેમ છતાં તે હિસાબમાં પકડાતો નથી. ગદ્ય-કવિતાનો છંદ પણ બરાબર એવો જ છે; પદ્ય છંદની પેઠે એ હિસાબમાં આવતો નથી–તેમ છતાં તેમાં વાક્યો એવા સ્તર ઉપર સ્તરમાં ગોઠવાયેલાં હોય છે કે તે બધામાંથી એક છંદનો રસ પ્રાપ્ત થાય છે.'

આપણે ગુજરાતીમાં ગદ્યકાવ્યને 'અછાંદસ' નામ આપીને છંદની સંબંધભાવના જાળવી રાખી. રવીન્દ્રનાથે 'ગદ્યછંદ' શબ્દ પ્રયોજ્યો. આપણા 'અછાંદસ'-ની જેમ બંગાળીમાં ગદ્યછંદ સંજ્ઞા રૂઢ થઈ ગઈ. (અસમિયામાં પણ 'ગદ્યછંદ' સંજ્ઞા પ્રયોજાય છે.) ઠાકુરે ગદ્યછંદને 'ભાવનો છંદ' કહ્યો છે, જેમાં 'ભાવને જ ગુચ્છાકાર ગોઠવવામાં' આવે છે. પ્રબોધચંદ્ર

* લેખનો ગુજરાતી અનુવાદ 'રવીન્દ્રનાથની ગદ્યકવિતાનો છંદ' (અનુ. નગીનદાસ પારેખ) એ નામથી 'સંસ્કૃતિ' નવેમ્બર ૧૯૬૩માં છપાયો છે.

સેન ' ગદ્યછંદ ' સંજ્ઞાને સ્વ-વિરોધી ગણે છે. તેમને મતે ગદ્યકવિતામાં સ્પષ્ટ છંદ નથી હોતો, ' છંદનો આભાસ ' હોય છે. એટલે તેઓ ' છંદાભાસ-યુક્ત ગદ્યકવિતાને ' છંદોગંધિ ' અથવા પદ્યગંધ ' કવિતા તરીકે ઓળખવાની હિમાયત કરે છે. આપણને ન્હાનાલાલની ડોલન શૈલીને અપાયેલી ' અપદ્યાગદ્ય ' સંજ્ઞાનું સ્મરણ થશે.

હવે આપણે ' લિપિકા 'ની એક રચના જોઈએ.

એકદિ દિન : એક દિવસ

યાદ આવે છે તે બપોરની વેળા. રહી રહીને વરસાદ મંદ પડી જાય, વળી પાછો વેગીલો પવન તેને ઉન્મત્ત બનાવી દે.

ઓરડામાં અંધારું હતું, કામમાં મન લાગતું નહોતું. વીણા હાથમાં લઈ વર્ષાનું ગીત ગાતાં મલ્લારના સૂર છેડ્યા.

બાજુના ઓરડામાંથી તે એક વાર બારણા સુધી આવી, ફરી પાછી વળી ગઈ. ફરી એક વાર બહાર આવી ને ઊભી રહી. તે પછી ધીમે ધીમે અંદર આવીને બેઠી. તેના હાથમાં સીવવાનું કામ હતું, માથું નીચું રાખીને સીવવા લાગી, તે પછી સીવવાનું બંધ કરીને બારી બહાર અસ્પષ્ટ દેખાતાં ઝાડ તરફ જોઈ રહી.

વરસાદ બંધ થયો, મારું ગીત થંભી ગયું. તે ઊઠીને વાળ બાંધવા ગઈ.

આ સિવાય બીજું કંઈ નહિ. વરસાદમાં, ગીતમાં, નવરાશમાં, અંધારામાં જડાયેલી તે એક બપોરની વેળા.

ઇતિહાસમાં રાજામહારાજાઓની કથા છે, યુદ્ધ-સંધિની વાતો સસ્તી થઈને દેકારેલી કરે છે, પણ એક બપોર વેળાની નાની અમથી એક વાતનો ટુકડો દુર્લભ રત્નની જેમ કાલના કોટરમાં છૂપો રહી ગયો, બે જ જણને તેની ખબર છે.

આ રચનામાં કોઈ છંદ નથી એટલું જ નહિ, રચનાને ગદ્યની જેમ છાપી છે. અહીં છંદનો કોઈ નિયમિત લય નથી, પણ અવાજની ચઢઊતર છે, જે અમુક બિન્દુએ છંદની જેમ વાચનને નિયંત્રિત કરે છે. અહીં હજી ભાષા અને ઊર્મિનો ' સસજ્જ સલજ્જ ' ભાર ગયો નથી. સ્વરૂપ તરીકે કાવ્યના ખાનામાં આ રચનાઓ નાખવાની અવઢવમાં કવિ પોતે છે. તે કહે છે તેમ અહીં તેમણે ' વાક્યોને પદ્યની જેમ ખંડિત ' કર્યાં નથી.

પરંતુ આ પ્રકારની રચનાઓનો ક્યાસ કાઢવા માટે, કહો કે આ સ્વરૂપને ખિલવવાની સંભાવનાઓ અંગે મનમાં કશોક સંદેહ, સંકોચ હોય કે કેમ, તેમણે કવિત્વમય ગદ્ય લખતા કલાગુરુ અવનીન્દ્ર-નાથને અને બંગાળી કવિતાક્ષેત્રે છંદોના જાદુગર ગણાતા કવિ સત્યેન્દ્રનાથને આ અગાઉ પણ આ દિશામાં પ્રયોગો કરી જોવા ભલામણ કરી હતી.

પછી સ્વયં રવીન્દ્રનાથે ૧૯૩૨માં ' લિપિકા ' પછી દશ વર્ષે પ્રકટ થતા સંગ્રહ ' પુનશ્ચ 'માં સંકોચરહિત થઈને ગદ્યકવિતાઓ આપી. અહીં તેમણે પંક્તિઓને ' મિકેનિકલ ' ગદ્યની જેમ પેરેગ્રાફમાં નહિ, પણ સ્વતંત્ર એકમ તરીકે સ્થાન આપ્યું. પરિણામે તેનું સ્વરૂપ મુક્તછંદ જેવું

બન્યું, જોકે મુક્ત છંદમાં છંદ તો હોય જ છે, જ્યારે અહીં કોઈ છંદ નથી, રવીન્દ્રનાથની ભાષામાં કહીએ તો તે 'ભાવછંદ' છે.

'પુનશ્ચ'માંથી આવી એક ગદ્યકવિતાનો અંશ જોઈએ:

**સાધારણ મેયે: સામાન્ય છોકરી**

હું પરદે રહેતી છોકરી છું, —
ઓળખી નહિ શકો મને,
તમારી છેલ્લી વાર્તાની ચોપડી વાંચી છે,
શરત બાબુ,
"વાસી ફૂલની માળા" —
તમારી નાયિકા એલોકેશીને જીવલેણ
ઘાંટી આવી હતી પાંત્રીસ વર્ષની ઉમ્મરે.
પચ્ચીસ વર્ષની ઉમ્મર સાથે હતી તેને
સ્પર્ધા
જોયું, તમે મહાનુભાવ ખરા,
જિતાડી દીધી તેને.
મારી વાત કરું
ઉમ્મર છે મારી નાની
એક જણાના મનને અડી ગઈ હતી
મારી આ કાચી ઉમ્મરની માયા
એ જાણી રોમાંચ જાગે મારે દેહે; —
ભૂલી ગઈ હતી, અત્યંત સામાન્ય
છોકરી છું હું...

આ રચનામાં માત્ર છંદનું બંધન તોડી નાખવામાં આવ્યું છે એટલું જ નથી, કાવ્યમાં ગદ્યની સ્વાભાવિક ચાલથી ચાલવાનો ઉપક્રમ પણ છે. એટલું જ નહિ, એ ગદ્ય પણ સહજ અને બોલચાલની ભંગિવાળું છે. છંદમાંથી છંદમુક્તિ તરફ જવાની રચનાત્મક માગ પાછળ જે હેતુ છે તે તો ગદ્યની ક્ષમતાનો કવિતામાં કયાસ કાઢવાનો છે.

અહીં જો કે (પદ્ય)કવિતાની જેમ શબ્દોને તોડીને ખંડોમાં ગોઠવ્યા છે, કહો કે એમનાં ભાવ પ્રમાણે ગુચ્છ કરીને ગોઠવ્યા છે. તેમાં પદ્યરચનાની જેમ વ્યુત્ક્રમની સહાય પણ લેવામાં આવી છે. અહીં ભાવાનુસાર યતિ આવે છે. એ છે રવીન્દ્રનાથનો 'ભાવછંદ' અર્થાત્ 'ગદ્યછંદ'. આપણે કહીશું 'અછાંદસ'.

હવે 'લિપિકા'ની રચના અને 'પુનશ્ચ'ની રચના – બન્ને માટે 'ગદ્યકાવ્ય' એવી એક સર્વસાધારણ સંજ્ઞા ભલે વાપરીએ, પણ બન્નેની ઇમારતમાં સ્પષ્ટ અંતર જોઈ શકાશે. 'લિપિકા'ની રચનારીતિ અંગ્રેજી 'ગીતાંજલિ'ની વધારે નજીક આવે છે, જ્યારે 'પુનશ્ચ'ની રચનારીતિ મુક્તછંદની વધારે નજીક આવે છે. વળી, 'લિપિકા'માં પ્રાયઃ ગદ્યાન્વય હોવા છતાં તે ગદ્યમાં હજી 'કવેતાઈ' સ્પર્શ છે. 'લિપિકા'ની રચનાને ગદ્યકવિતાના ખાનામાં નાખીએ પછી એવો પ્રશ્ન થાય કે કવિત્વમય ગદ્ય રચનાને પણ 'ગદ્યકાવ્ય' કહેવાય કે નહિ.

બુદ્ધદેવ બસુએ 'આધુનિક બાંગ્લા કવિતા' નામે પ્રકટ કરેલા અધુનિક બંગાળી કવિતાના એક સંચયમાં અવનીન્દ્રનાથ ઠાકુરની 'કુંકડો; (કૂકડો) નામે એક ગદ્યકવિતા આપી છે. પ્રસ્તાવનામાં બુદ્ધદેવ લખે છે કે 'અવનીન્દ્રનાથનું ગદ્ય જ કવિતા છે તેનો એક પ્રત્યક્ષ દાખલો આપવાની જરૂર હતી'

પરંતુ કવિ શંખ ઘોષ 'છંદેર બારાન્દા' નામના પુસ્તકના એક લેખમાં 'ગદ્યકવિતા આર રવીન્દ્રનાથ'માં આ અંગે ચર્ચા કરતાં લખે છે કે અવનીન્દ્રનાથની 'આલોર ફુલકિ'—(તેજના સ્ફુલિંગ, જેમાંથી એક અંશ 'કુંકડો' નામે સ્વતંત્ર કવિતા તરીકે લેવામાં આવ્યો છે) રચનામાં રહેલા કવિત્વથી આપણે મુગ્ધ થઈએ છીએ, પણ તે રચના કવિતા નથી, કેમ કે કવિતાનું એક 'ફૉર્મ' હોય છે અને એ રીતે જોતાં 'અવનીન્દ્રનાથનું' ગદ્ય જ કવિતા છે, એમ કહેવાનો કશો અર્થ નથી. એવું હોત તો ગુરુદેવને સમગ્ર રચનામાંથી એક અમુક ખંડ પસંદ કરી, પછી તે ગોઠવવો પડયો ન હોત. (ગુરુદેવે અવનીન્દ્રનાથની એ રચનાની પંક્તિઓ પોતાની રીતે ગોઠવી છે.)

એટલે અહીં આપણે પણ પાયાનો પ્રશ્ન પૂછવાનો રહે છે કે ગદ્ય 'કાવ્યાત્મક ગદ્ય' ક્યારે બને છે અને ક્યારે 'ગદ્યકાવ્ય' નથી બનતું, અને ગદ્યકાવ્યનું 'કાવ્યપણું' શામાં રહેલું છે ? *

અવનીન્દ્રનાથની રચનાઓની ચર્ચા અહીં બંગાળી ગદ્યકાવ્યના ઇતિહાસની દષ્ટિએ પણ કરવી જોઈએ. અગાઉ ઉલ્લેખ કર્યો છે તેમ રવીન્દ્રનાથે અવનીન્દ્રનાથને અંગ્રેજી 'ગીતાંજલિ'ના ઢબની રચનાઓ કરવા પ્રેર્યા હતા. ૧૯૧૯માં 'ભારતી' પત્રિકામાં અવનીન્દ્રનાથે 'આલોર ફુલકિ' છપાવવાનું શરૂ કર્યું, એ જ વર્ષે 'લિપિકા'ની શરૂઆતની રચનાઓ પણ પ્રકટ થવા લાગી. 'લિપિકા'થી 'પુનશ્ચ'ની રચનાઓ ભિન્ન રીતિની છે, તે આપણે જોયું. એ ભિન્નતા દસ વર્ષે તેમણે સાધી. પરંતુ દરમ્યાનમાં અવનીન્દ્રનાથ (જેમને આવા જાતજાતના પ્રયોગો કરવામાં એક 'સાહિત્યકાર તરીકે કોઈ 'પ્રતિષ્ઠા' મેળવાનો પ્રશ્ન નહોતો) ૧૯૨૭માં 'પાહાડિયા' નામે કવિતાગુચ્છ આપે છે. એ રચનાઓને 'ગદ્યછંદ' તરીકે ઓળખવામાં આવી. તે પછી લગભગ ચાર વર્ષે રવીન્દ્રનાથે 'પુનશ્ચ'ની રચનાઓ કરી.

એટલે એક રીતે 'લિપિકા'થી 'પુનશ્ચ'ની રચના-રીતિના વિકાસમાં અવનીન્દ્રનાથની આ ગદ્યકવિતાઓનો ફાળો જોઈ શકાય.

પરંતુ એટલા માત્રથી અવનીન્દ્રનાથ અને રવીન્દ્રનાથની ગદ્યકવિતાને પાસે પાસે નહિ બેસાડાય. કેમ કે શંખ ઘોષ લખે છે તેમ બંનેની ગદ્યકવિતા તરફની ગતિ વિપરીત દિશાઓમાંથી થઈ છે. રવીન્દ્રનાથ પદ્ય-છંદને ખોલતાં ખોલતાં ગદ્યકવિતાની દિશામાં જાય છે, જ્યારે ગદ્યને જ કવિતાનો સાજ પહેરાવતાં પહેરાવતાં અવનીન્દ્રનાથ ગદ્યછંદને પકડવા ઇચ્છે છે. એટલે શંખ ઘોષ કહે છે કે ભલે ગુરુદેવ બાપુએ લખ્યું હોય કે અવનીન્દ્રનાથનું ગદ્ય જ કવિતા છે, આપણે એ વાત ઊલટી કરીને કહી શકીએ કે તેમની કવિતા વસ્તુતઃ ગદ્ય છે.

રવીન્દ્રનાથની સર્જક પ્રતિભા એવી નવનવોન્મેષ-શાલિની છે કે તેઓ પોતે જ પોતાને વટાવી જાય છે. છંદમુક્તિની દિશામાં તેમના પ્રયોગો તેમના વિદ્રોહી ઉત્તરસૂરિઓ માટે પડકારરૂપ રહ્યા છે. ખરેખર તો છંદમુક્તિની રીતે વિચારીએ તો

* માલ્કમ બ્રેડબરી અને જેમ્સ મેકફાર્લેન દ્વારા સંપાદિત ગ્રંથ 'મોડર્નિઝમ'માં ક્લાઇવ સ્કોટનો 'ધ પ્રોઝપોએમ એન્ડ ફ્રી વર્સ' લેખ જુઓ.

બંગાળી કવિતા કરતાં ગુજરાતી કવિતાને નિરખત વધારે છે. ઓગણીસમી સદીના અંત ભાગમાં આપણે અક્ષરમેળ સંસ્કૃત વૃત્તો તરફ ગયા. ગુજરાતી કવિતા-ક્ષેત્રે એ એક મોટી પીછેહઠ હતી. (સંસ્કૃત વૃત્તો આપણી ભાષાના બંધારણને એટલાં અનુરૂપ નથી.) તે પછી આપણા પણ અનેક કવિઓનો પુરુષાર્થ છંદ રાખીને છંદમાં કેટલી મુક્તિ મેળવી શકાય તે દિશામાં રહ્યો.

અંગ્રેજી કવિતાના બ્લૅન્ક વર્સના અનુલક્ષ્યમાં બળવંતરાયે પ્રાસરહિત અગેય પ્રવાહી પદ્યની હિમાયત કરી, પ્રાસ, યતિ અને પંક્તિઅંતે વિરામનાં બંધનો તોડયાં. સંસ્કૃત વૃત્તોના પ્રચુર ઉપયોગ પછી વળી આપણે માત્રિક છંદો ભણી ગયા. માત્રિક છંદોમાં બંધન પ્રમાણમાં ઓછું છે. તે પછી એ માત્રિકને આપણે પરંપરિત કરી છંદમુક્તિની દિશામાં વળી એક ડગલું આગળ વધ્યા. મનહર-વનવેલીના પ્રયોગો પણ એક રીતે છંદમુક્તિની દિશાના છે. એ પછી આપણે અછાંદસના યુગમાં પ્રવેશ કર્યો. (જો કે છંદો-મુક્તિની દિશામાં ન્હાનાલાલે 'ડોલનશૈલી'ની શરૂઆત તો દાયકાઓ પહેલાં કરેલી, પણ એ માત્ર તેમના કૃતિત્વ સુધી સીમિત રહી ગયેલી).

બંગાળીની વાત કરીએ તો એને મળી ગયો હતો જેમાં અત્યંત મોકળાશ મળે એવા 'પયાર' છંદનો વારસો. મધ્યકાળમાં પણ એ ખૂબ ખેડાયો હતો. આધુનિક કવિઓએ પણ પયારને સ્વીકાર્યો. ઓગણીસમી સદીમાં મધુસૂદન દત્તે પયારના પ્રયોગમાં છંદોમુક્તિની પહેલી બારી ખોલી. તેમણે પણ બ્લૅન્ક વર્સને અનુસરી પયારને પ્રાસરહિત અને પ્રવાહી બનાવ્યો. 'મેઘનાદવધ'માં સંસ્કૃતપ્રચુર ભાષા હોવા છતાં સ્વાભાવિક ઉચ્ચારણમાં 'પયાર'ને તેમણે ખેડયો. પ્રાસની ખોટ ઝડઝમકથી, આંતરપ્રાસથી પૂરી.

રવીન્દ્રનાથે પણ ૧૯૧૩માં 'બલાકા'માં પયારનાં અનેક રૂપો પ્રયોજ્યાં, વિવિધ પ્રયોગો કરીને પયારને મુક્તછંદ બનાવી દીધો. તે પછી તે 'પુનશ્ચ'ની છંદ-મુક્તિ તરફ – 'ગદ્યછંદ' તરફ ગયા. એ વખતે 'કાવ્યેર મુક્તિ' નામના લેખમાં રવીન્દ્રનાથની ગદ્યછંદની સિદ્ધિની વાત કરતાં તરુણ કવિ સુધીન્દ્રનાથ દત્ત લખે છે : 'પ્રત્યેક સત્ત્વશીલ કવિએ ગદ્ય અને પદ્યના વિવાદને ભૂંસી નાખવા ઇચ્છા રાખી છે, પણ સફળ થયા નહોતા. આટલા દિવસ પછી રવીન્દ્રનાથના પ્રયત્નથી એ વિરોધ દૂર થયો.'

તેમ છતાં સુધીન્દ્રનાથ બીજા કવિઓને છંદ-મુક્તિની દિશામાં જવા અંગે ચેતવણી આપે છે. તેઓએ લખ્યું છે : 'તપસ્યા દ્રિન રવીન્દ્રનાથ માટે જે મોક્ષ છે આપણે માટે કદાચ સત્યાનાશની શરૂઆત બની જાય.' તેમણે પોતે તે ગદ્યછંદનો કદીય વ્યવહાર કર્યો નથી.

પણ પરવર્તી બંગાળી કવિતામાં ગદ્યકવિતા લખાતી રહી છે, જો કે આપણે ત્યાં અછાંદસનું જે પૂર આવ્યું, તેવું ત્યાં થયું નથી. પયારમાં બંગાળી કવિઓને ઘણી મોકળાશ છે. એટલે તેઓ ગદ્યકવિતા જ્યારે લખે છે, ત્યારે પ્રયોગોના એક ભાગ રૂપે, એ માધ્યમના એક વિનિયોગ રૂપે.

જીવનાનંદદાસ રવીન્દ્રનાથ પછીના સૌથી મોટા બંગાળી કવિ ગણાય છે, પણ તેમણે અધિકતર તો છંદોબદ્ધ રચનાઓ લખી છે. આંકડાની રીતે વાત કરીએ તો, તેમની કુલ્લેમળીને ૩૫૨ કવિતાઓમાં

ગદ્યકાવ્યો માત્ર ૨૪ છે. ઉદાહરણરૂપ એકાદ કવિતા જોઈશું :

### ઘાસ

કુમળાં લીંબોઈનાં પાંદડાં જેવા નરમલીલા પ્રકાશથી
પૃથ્વી ભરાઈ ગઈ છે આ સવારની વેળાએ;
કાચી નારંગી જેવું લીલું ઘાસ–તેવું જ સુઘ્રાણ–
હરણાં દાંત વડે તોડી રહ્યાં છે.
મને ઇચ્છા થાય છે આ ઘાસની ઘ્રાણ હરિતમદની જેમ
ગલાસ પર ગલાસ ભરીને પીઉં;
આ ઘાસના શરીરને ગૂંદુ – આંખે આંખ ઘસું
ઘાસની પાંખમાં મારાં પીછાં,
ઘાસમાં ઘાસ થઈને જન્મું કોઈ એક નિબિડ ઘાસ-માતાના
શરીરના સુસ્વાદ અંધકારમાંથી અવતરી.

બુદ્ધદેવ બસુને સુધીન્દ્રનાથ દત્તે એક પત્રમાં લખ્યું હતું કે તમારી પદ્યરચના અંગે મારી એક નાનકડી ફરિયાદ છે કે તેમાં ગદ્યનો પ્રભાવ અલ્પ પ્રમાણમા છે. સુધીન્દ્રનાથ તો છંદના માળખામાં જ રહીને ગદ્ય અને પદ્યનો વિરોધ દૂર કરવા માગતા હતા. અલબત્ત, બુદ્ધદેવ પણ તેમના 'દમયંતી' નામના કાવ્યસંગ્રહની ભૂમિકામાં એ દિશામાં જવા માટે પોતા માટે કેટલાંક સૂત્રો આપે છે :

૧. વાક્યવિન્યાસની મૌખિક રીતિને વળગી રહીશ.

૨. સાધુ ક્રિયાપદોનો ઉપયોગ નહિ કરું. (બંગાળીમાં સાધુ અને ચલિત એવી બે શૈલીઓ છે. સાધુ એટલે શિષ્ટ, વ્યાકરણ-સમ્મત. ચલિત એટલે બોલચાલની. સાધુ-ચલિતમાં મુખ્ય ભેદ ક્રિયાનાં રૂપો પરત્વે છે.)

૩. કવેતાઈ ક્રિયાપદો વર્જનીય.

૪. કવેતાઈ શબ્દોનો સંપૂર્ણ ત્યાગ કરીશ (મમ, તવ, કભુ, યથા, માઝે, સને, યબે, મતન વગેરે શબ્દોને પાસે પણ ઢૂંકવા નહિ દઉં.)

૫. 'મતો'ના અર્થમાં 'પ્રાય', 'દાઓ'ના અર્થમાં 'દેહ', 'દેખતે'ના અર્થમાં 'દેખિબારે','એલામ'ના અર્થમાં'એનુ','પારિના'-ના અર્થમાં 'નારિ' એ બધાં પણ નિર્મમતાથી વર્જ્ય. 'હાથ'ને 'હસ્ત', 'ઝાડ'ને 'તરુ', 'ફૂલ'ને 'પુષ્પ', 'હવા'ને 'પવન', 'પૃથ્વી'ને 'ભુવન' કહીશ નહિ. બોલચાલમાં એમને જે કહું છું, કવિતામાં પણ તે જ કહીશ.

૬. અને તેમ છતાં ભાષા હશે સુગંભીર, સાંસ્કૃતિક.

બુદ્ધદેવમાં બોલચાલનો લય (સ્પીચરિધમ) પદ્ય દ્વારા પણ ગદ્યકવિતાનું કામ કઢાવવાની દૃષ્ટિથી આવે છે. એટલે શંખ ઘોષ કહે છે તેમ 'ગદ્યનો વાક્યબંધ નહિ, પરન્તુ વાક્લય (સ્પીચરિધમ)નો વ્યવહાર આધુનિક છંદની ખોજ હતી.' બુદ્ધદેવમાં છંદ અને અછંદ વચ્ચેનો મધ્ય માર્ગ શોધવાના પ્રયત્નો પણ હતા. એટલે 'ચિલ્કાય સકાલ' (ચિલિકા પર સવાર) જેવા ગદ્યકાવ્યમાં કડી (શ્લોકબદ્ધ રચના)નો ઉપક્રમ પણ જોવા મળે છે. 'બાંગ્લાછંદ' નામના નિબંધમાં તેમણે લખ્યું છે :

"વસ્તુત: બંગાળી ગદ્યકવિતાની બે જુદી જુદી ધારાઓ જાણે કે જોઈ શકાય છે: એક છે રાવીન્દ્રિક રીતિ, તે વિશુદ્ધ ગદ્યની ચાલમાં છે, અને બીજીમાં વચ્ચે વચ્ચે પદ્યનો અવાજ સંભળાય છે. આ બીજી રીતમાંથી બંગાળીમાં ફરી વર્સના ઉદ્ભવની સંભાવના જોઈ શકાય છે."

તે પછી બંગાળીમાં કવિ સમર સેનની ગદ્યકવિતાનું ઐતિહાસિક મહત્ત્વ છે. અલબત્ત, તેમનો એક જ કવિતાસંગ્રહ મળે છે. પછી કવિ પત્રકારત્વના ક્ષેત્રમાં ચાલ્યા ગયા. તેમની કવિતામાં રહેલ આધુનિક ભાવબોધને ગદ્યકાવ્યનું સ્વરૂપ એકદમ અનુકૂળ પડે છે. તેમની 'મેઘદૂત' કવિતાનો એક અંશ:

પાસેના ઓરડામાં
એક સ્ત્રી છોકરાંને રમાડવાનાં
જોડકણાં ગાય છે,
તે ક્લાન્ત સૂર
ખરી પડેલાં પાંદડાંની જેમ હવામાં તરે છે,
અને વચમાં વચમાં આગ સળગે છે
અંધારા આકાશના વનમાં...
(અનુ. નગીનદાસ પારેખ)

વ્યંગ કે કટાક્ષ સિદ્ધ કરવા માટે કવિને આ 'ગદ્યછંદ' વધારે અનુકૂળ આવે છે.

ગદ્યકાવ્યના આવિર્ભાવ પાછળ એક મહત્ત્વનું પરિબળ અન્ય ભાષાની કવિતાના ગદ્યાનુવાદો પણ છે. આરંભમાં જ આપણે જોયું તેમ બંગાળી 'ગીતાંજલિ'નો અંગ્રેજી ગદ્યાનુવાદ જુદી જ રીતે બંગાળી ગદ્યકાવ્યના ઉદ્ભાવક બિન્દુ રૂપે છે. સુભાષ મુખોપાધ્યાય આજની બંગાળી કવિતાના અગ્રપંક્તિના કવિઓમાંના એક છે. રાજનૈતિક કવિતા ભણી ઝોક છતાં કાવ્યરીતિની કલાત્મકતાને કારણે તેમની કવિતા વ્યાપક સ્વીકાર પામી છે. ધર્મ અને દર્શન જો કવિતાનાં પ્રેરક બળો હોઈ શકે તો કોઈ રાજકીય વિચાર કેમ નહિ? એવું એ માને છે. તેમણે છંદોબદ્ધ કાવ્યો ઘણાં લખ્યાં છે, તો ગદ્યકાવ્યો પણ ઘણાં લખ્યાં છે. સમર સેનની કવિતાથી તેમની શરૂઆતની કવિતા પ્રભાવિત છે, પરંતુ સમર સેનના 'ગદ્યછંદ'નો તેઓ વ્યવહાર તે વખતે કરતા નથી. તુર્કી કવિ નાજિમ હિકમતની કવિતાનો બંગાળી અનુવાદ (અલબત્ત, અંગ્રેજી અને ફ્રેંચ અનુવાદના માધ્યમથી) તેમની કવિતાની દૃષ્ટિ–ભંગિમાં પરિવર્તન લાવે છે. તે પછી તેઓ અનેક ગદ્યકાવ્યો લખે છે. તેમની રચનામાં બોલચાલના લય સ્પીચરિધમનો આશ્ચર્યકારક ઉપયોગ છે. રેલ્વે ગાડીમાં માલસામાન વેચતા ફેરિયાની ભાષાલઢણમાં લખાયેલી 'આશ્ચર્ય કલમ' માગ પ્રમાણે પૂરવઠો પૂરો પાડનાર કવિઓ પરત્વે એક વ્યંગ્યાત્મક કવિતા છે. તેમની 'ફૂલ ફૂટુક ના ફૂટુક' કવિતાનો એક અંશ તેમની ગદ્યકવિતા – રીતિનો અણસાર આપશે:

ફૂલ ફૂટો કે ન ફૂટો
આજ વસંત.
ફરસબંધ ફૂટપાથે
પાણામાં પગ ખોડીને એક સૂકુંઠૂંઠું ઝાડ

ગદ્યકાવ્યો માત્ર ૨૪ છે. ઉદાહરણરૂપ એકાદ કવિતા જોઈશું :

### ઘાસ

કુમળાં લીબોઈનાં પાંદડાં જેવા નરમલીલા પ્રકાશથી
પૃથ્વી ભરાઈ ગઈ છે આ સવારની વેળાએ;
કાચી નારંગી જેવું લીલું ઘાસ–તેવું જ સુઘ્રાણ–
હરણાં દાંત વડે તોડી રહ્યાં છે.
મને ઇચ્છા થાય છે આ ઘાસની ઘ્રાણ હરિતમદની જેમ
ગ્લાસ પર ગ્લાસ ભરીને પીઉં;
આ ઘાસના શરીરને ગૂંદુ – આંખે આંખ ઘસું
ઘાસની પાંખમાં મારાં પીછાં,
ઘાસમાં ઘાસ થઈને જન્મું કોઈ એક નિબિડ ઘાસ-માતાના
શરીરના સુસ્વાદ અંધકારમાંથી અવતરી.

બુદ્ધદેવ બસુને સુધીન્દ્રનાથ દત્તે એક પત્રમાં લખ્યું હતું કે તમારી પદ્યરચના અંગે મારી એક નાનકડી ફરિયાદ છે કે તેમાં ગદ્યનો પ્રભાવ અલ્પ પ્રમાણમાં છે. સુધીન્દ્રનાથ તો છંદના માળખામાં જ રહીને ગદ્ય અને પદ્યનો વિરોધ દૂર કરવા માગતા હતા. અલબત્ત, બુદ્ધદેવ પણ તેમના 'દમયંતી' નામના કાવ્યસંગ્રહની ભૂમિકામાં એ દિશામાં જવા માટે પોતા માટે કેટલાંક સૂત્રો આપે છે :

૧. વાક્યવિન્યાસની મૌખિક રીતિને વળગી રહીશ.
૨. સાધુ ક્રિયાપદોનો ઉપયોગ નહિ કરું. (બંગાળીમાં સાધુ અને ચલિત એવી બે શૈલીઓ છે. સાધુ એટલે શિષ્ટ, વ્યાકરણ-સમ્મત. ચલિત એટલે બોલચાલની. સાધુ-ચલિતમાં મુખ્ય ભેદ ક્રિયાનાં રૂપો પરત્વે છે.)
૩. કવેતાઈ ક્રિયાપદો વર્જનીય.
૪. કવેતાઈ શબ્દોનો સંપૂર્ણ ત્યાગ કરીશ (મમ, તવ, કભુ, યથા, માઝે, સને, થબે, મતન વગેરે શબ્દોને પાસે પણ ઢૂંકવા નહિ દઉં.)
૫. 'મતો'ના અર્થમાં 'પ્રાય', 'દાઓ'ના અર્થમાં 'દેહ', 'દેખતે'ના અર્થમાં 'દેખિબારે', 'એલામ'ના અર્થમાં 'એનુ', 'પારિના'-ના અર્થમાં 'નારિ' એ બધાં પણ નિર્મમતાથી વર્જનીય. 'હાથ'ને 'હસ્ત', 'ઝાડ'ને 'તરુ', 'ફૂલ'ને 'પુષ્પ', 'હવા'ને 'પવન', 'પૃથ્વી'ને 'ભુવન' કહીશ નહિ. બોલચાલમાં એમને જે કહું છું, કવિતામાં પણ તે જ કહીશ.
૬. અને તેમ છતાં ભાષા હશે સુગંભીર, સાંસ્કૃતિક.

બુદ્ધદેવમાં બોલચાલનો લય (સ્પીચરિધમ) પદ્ય દ્વારા પણ ગદ્યકવિતાનું કામ કઢાવવાની દૃષ્ટિથી આવે છે. એટલે શંખ ઘોષ કહે છે તેમ 'ગદ્યનો વાક્યબંધ નહિ, પરન્તુ વાક્લય (સ્પીચરિધમ)નો વ્યવહાર આધુનિક છંદની ખોજ હતી.' બુદ્ધદેવમાં છંદ અને અછંદ વચ્ચેનો મધ્ય માર્ગ શોધવાના પ્રયત્નો પણ હતા. એટલે 'ચિલ્કાય સકાલ' (ચિલિકા પર સવાર) જેવા ગદ્યકાવ્યમાં કડી (શ્લોકબદ્ધ રચના)નો ઉપક્રમ પણ જોવા મળે છે. 'બાંગ્લાછંદ' નામના નિબંધમાં તેમણે લખ્યું છે :

"વસ્તુતઃ બંગાળી ગદ્યકવિતાની બે જુદી જુદી ધારાઓ જાણે કે જોઈ શકાય છે: એક છે રવીન્દ્રિક રીતિ, તે વિશુદ્ધ ગદ્યની ચાલમાં છે, અને બીજીમાં વચ્ચે વચ્ચે પદ્યનો અવાજ સંભળાય છે. આ બીજી રીતમાંથી બંગાળીમાં ફ્રી વર્સના ઉદ્‌ભવની સંભાવના જોઈ શકાય છે."

તે પછી બંગાળીમાં કવિ સમર સેનની ગદ્યકવિતાનું ઐતિહાસિક મહત્ત્વ છે. અલબત્ત, તેમનો એક જ કવિતાસંગ્રહ મળે છે. પછી કવિ પત્રકારત્વના ક્ષેત્રમાં ચાલ્યા ગયા. તેમની કવિતામાં રહેલ આધુનિક ભાવબોધને ગદ્યકાવ્યનું સ્વરૂપ એકદમ અનુકૂળ પડે છે. તેમની 'મેઘદૂત' કવિતાનો એક અંશ:

પાસેના ઓરડામાં
એક સ્ત્રી છોકરાંને રમાડવાનાં
જોડકણાં ગાય છે;
તે ક્લાન્ત સૂર
ખરી પડેલાં પાંદડાંની જેમ હવામાં તરે છે,
અને વચમાં વચમાં આગ સળગે છે
અંધારા આકાશના વનમાં...

(અનુ. નગીનદાસ પારેખ)

વ્યંગ કે કટાક્ષ સિદ્ધ કરવા માટે કવિને આ 'ગદ્યછંદ' વધારે અનુકૂળ આવે છે.

ગદ્યકાવ્યના આવિર્ભાવ પાછળ એક મહત્ત્વનું પરિબળ અન્ય ભાષાની કવિતાના ગદ્યાનુવાદો પણ છે. આરંભમાં જ આપણે જોયું તેમ બંગાળી 'ગીતાંજલિ'નો અંગ્રેજી ગદ્યાનુવાદ જુદી જ રીતે બંગાળી ગદ્યકાવ્યના ઉદ્‌ભાવક બિન્દુ રૂપે છે. સુભાષ મુખોપાધ્યાય આજની બંગાળી કવિતાના અગ્રપંક્તિના કવિઓમાંના એક છે. રાજનૈતિક કવિતા ભણી ઝોક છતાં કાવ્યરીતિની કલાત્મકતાને કારણે તેમની કવિતા વ્યાપક સ્વીકાર પામી છે. ધર્મ અને દર્શન જો કવિતાનાં પ્રેરક બળો હોઈ શકે તો કોઈ રાજકીય વિચાર કેમ નહિ? એવું એ માને છે. તેમણે છંદોબદ્ધ કાવ્યો ઘણાં લખ્યાં છે, તો ગદ્યકાવ્યો પણ ઘણાં લખ્યાં છે. સમર સેનની કવિતાથી તેમની શરૂઆતની કવિતા પ્રભાવિત છે, પરંતુ સમર સેનના 'ગદ્યછંદ'નો તેઓ વ્યવહાર તે વખતે કરતા નથી. તુર્કી કવિ નાજિમ હિકમતની કવિતાનો બંગાળી અનુવાદ (અલબત્ત, અંગ્રેજી અને ફ્રેંચ અનુવાદના માધ્યમથી) તેમની કવિતાની દૃષ્ટિ-ભંગિમાં પરિવર્તન લાવે છે. તે પછી તેઓ અનેક ગદ્યકાવ્યો લખે છે. તેમની રચનામાં બોલચાલના લય સ્પીચરિધમનો આશ્ચર્યકારક ઉપયોગ છે. રેલ્વે ગાડીમાં માલસામાન વેચતા ફેરિયાની ભાષાલઢણમાં લખાયેલી 'આશ્ચર્ય કલમ' માગ પ્રમાણે પૂરવઠો પૂરો પાડનાર કવિઓ પરત્વે એક વ્યંગ્યાત્મક કવિતા છે. તેમની 'ફૂલ ફૂટુક ના ફૂટુક' કવિતાનો એક અંશ તેમની ગદ્યકવિતા – રીતિનો અણસાર આપશે:

ફૂલ ફૂટો કે ન ફૂટો
આજ વસંત.
ફરસબંધ ફૂટપાથે
પાણામાં પાય ખોડીને એક સૂકું ઠૂંઠું ઝાડ

ફૂણાં ફૂણાં પાનથી પાંસળાં ફાડીને હસે છે
ફૂલ ફૂટો કે ન ફૂટો
આજ વસંત.

*

લાલ શાહીથી છાપેલી પીળી કંકોતરી
જેવા આકાશને માથે ઓઢીને
આ શેરીની એક કાળી કૂબડી કુંવારી કન્યા
રેલિંગે છાતી દબાવીને
આવા કંઈ સત્તર વિચાર કરતી'તી—
(અનુ. જયંત પારેખ)

આ કવિતામાં 'ગદ્યછંદ' છે, પણ શંખ ઘોષ કહે છે તેમ તેમાં 'અંતર્લીન છંદનો આંદોલ પ્રગટે છે.' પરંતુ તે સાથે રોજબરોજના ગદ્યને અહીં પ્રયોજવામાં આવ્યું છે. બંગાળીમાં તો કવિ સુભાષ મુખોપાધ્યાયની આ પંક્તિ–'ફુલ ફુટુક ના ફુટુક/ આજ વસન્ત' કહેવતરૂપ બની ગઈ છે, તેમાં તેનો વાણી-વિન્યાસ પણ કારણરૂપ છે.

અગાઉ કહ્યું છે તેમ બંગાળીમાં પયાર છંદ ઘણી મોકળાશ આપતો છંદ છે, એટલે વધારે તો પ્રયોગ તરીકે બંગાળી કવિઓ 'ગદ્યછંદ' એટલે કે ગદ્યકાવ્યો લખે છે. અત્યારના સમયના મુખ્ય કવિઓમાંના એક શંખ ઘોષે પણ ગદ્યકાવ્યો લખ્યાં છે.

છેલ્લે ફરી એક વાર બંગાળીમાં લખાતાં ગદ્યકાવ્યોની રચનારીતિનો નિર્દેશ કરવો જોઈએ. બંગાળીમાં આજે પણ 'લિપિકા' તથા 'ગીતાંજલિ'-ના અંગ્રેજી અનુવાદની રીતિમાં ય ગદ્યકાવ્યો લખાય છે. આ રીતિમાં અગાઉ જોયું તેમ, ગદ્યકાવ્યોનાં વાક્યોને પદ્યની જેમ ખંડિત કરવામાં આવતાં નથી. (હિંદીમાં ગદ્યકાવ્યોની આ જ રીતિ પ્રચલિત છે.) બીજી રીતિ છે 'પુનશ્ચ'ની. અહીં પદ્યછંદની જેમ વાક્યોને ભાવ પ્રમાણે ખંડિત કરવામાં આવે છે. આપણી પરિભાષામાં આ જાતનાં ગદ્યકાવ્યો 'અછાંદસ'નું અભિધાન પામશે. બુદ્ધદેવ બસુ, શક્તિ ચટ્ટોપાધ્યાય, શંખ ઘોષ વગેરે સમર્થ કવિઓએ બન્ને રીતિમાં ગદ્યકાવ્યો રચ્યાં છે. અસમિયા ગદ્યકાવ્યમાં પણ આ બન્ને રીતિ સ્વીકૃતિ પામેલી છે. આ બન્ને રીતિની કાર્યસાધકતા એક જ જાતની રહે છે કે કેમ તે અલગ ચર્ચાનો વિષય થઈ શકે. મારે મતે આ બન્ને રચનારીતિ ભાવકો આગળ જુદી જુદી અપેક્ષા ઊભી કરે છે અને એ રીતે બન્નેનો પ્રભાવ થોડો જુદો જુદો રહેવાનો. □

# ગુજરાતી ગદ્યકાવ્ય

દિનેશ કોઠારી

ગદ્યકાવ્ય કે અછાંદસ કાવ્ય તે આધુનિક સાહિત્યનો એક અભિનવ ઉન્મેષ છે.

કાવ્ય વિશેની આપણી પરંપરાગત અને પ્રચલિત માન્યતા એવી છે કે કાવ્યનું એકમાત્ર માધ્યમ પદ્ય છે. પદ્યબદ્ધ રચના તે જ કાવ્ય. આવી માન્યતાથી ટેવાયેલા રૂઢિગત માનસને ગદ્યના માધ્યમ દ્વારા કાવ્યસિદ્ધિનો ખયાલ આઘાતજનક લાગે તે સ્વાભાવિક છે. આથી ગદ્યને કાવ્યમાધ્યમ તરીકે સ્વીકારનારા વિવેચકો આ આઘાતને ઝાંખો-પાંખો કરી નાખવા માટે તેનો પરંપરા સાથે કોઈક સંબંધ સાંકળવા સંસ્કૃત પૂર્વાચાર્યોનાં વિધાનોનો વારંવાર ઉપયોગ કરતા રહ્યા છે. પંડિતયુગના કવિ ન્હાનાલાલે કાવ્યમાધ્યમ તરીકે પદ્યના બદલે અપદ્યાગદ્ય કે ડોલનશૈલીનો ઉપયોગ કર્યો ત્યારે તેમણે પોતાના પ્રયોગના સમર્થનમાં વિશ્વનાથના સૂત્ર 'वाक्यं रसात्मकं काव्यम्'નો આધાર લઈને જણાવ્યું હતું કે "રસ જેનો આત્મા છે એવું વાક્ય તે કાવ્ય... તો પછી 'રસ', 'આત્મા', કે 'વાક્ય'નો અર્થ ગેયતા કે છંદોબદ્ધતા સિદ્ધ થાય નહીં ત્યાં સુધી તે બંનેમાંથી એકકે કવિતાનું આવશ્યક અંગ ઠરે નહીં."[1] ઉમાશંકર જોશી ભામહના એક વિધાનને યાદ કરીને જણાવે છે કે 'આપણા સાહિત્યાચાર્યોએ 'काव्यं गद्यं पद्यं च' કહીને કાવ્ય પદ્ય તેમ જ ગદ્ય બંનેમાં સિદ્ધ થઈ શકે તેમ કહ્યું છે.'[2] ધીરુ પરીખ પંડિત જગન્નાથની વ્યાખ્યા 'रमणीयार्थ प्रतिपादकः शब्दः

---

૧. 'ઇન્દુકુમાર-૧'ની પ્રસ્તાવના

૨. 'શૈલી અને સ્વરૂપ' પૃષ્ઠ ૩૦૦

काव्यम्'નો તેમાં ઉમેરો કરીને સ્પષ્ટ કરે છે કે "અહીં એઓ પણ 'શબ્દ' પર જ ભાર મૂકે છે, નહીં કે પદ્ય કે ગદ્ય પર."[3] ગદ્યકાવ્યના અભાવ કે સમર્થન માટેની આવી ચર્ચા-વિચારણા અપ્રસ્તુત લાગે છે, કારણકે સંસ્કૃત કાવ્યશાસ્ત્રમાં 'काव्य' સંજ્ઞા વ્યાપક અર્થમાં — અત્યારે આપણે જેને 'સાહિત્ય' કહીએ છીએ તે અર્થમાં — પ્રયોજાઈ છે ત્યાં 'काव्य'ની અંતર્ગત માત્ર મુક્તક કે મહાકાવ્ય જેવાં પદ્યસ્વરૂપોનો જ નહીં, બલ્કે નાટક, કથા, આખ્યાયિકા જેવા ગદ્યસ્વરૂપોનો પણ સમાવેશ થઈ જાય છે. આ દૃષ્ટિએ અર્વાચીન નવલિકા-નવલકથા-નિબંધ પણ काव्य જ ગણાય. આ અર્થમાં તો गद्यकाव्यની સામે કોઈને ય વાંધો કે વિરોધ હોઈ શકે નહીં. વાંધા-વિરોધનું કારણ એ છે કે ગદ્યકાવ્યની આપણી આધુનિક વિભાવના તદ્દન નિરાળી જ છે. આધુનિક ગદ્યકાવ્ય એટલે ઊર્મિકાવ્યનાં લક્ષણો ધરાવતી કૃતિ. કલ્પનવાદી કવિ રિચર્ડ ઍલ્ડિંગ્ટનનો આધાર લઈને કહું તો "ગદ્યકાવ્ય એટલે ગદ્યરૂપે અભિવ્યક્ત કાવ્યસંભાર."[4]

આપણે ત્યાં ઈ. સ. ૧૮૯૮ માં છંદને બદલે ડોલનશૈલીમાં રચાયેલા 'વસંતોત્સવ'ને પ્રગટ કરીને એક અજાણ્યા, નવોદિત અને બંડખોર કવિ ન્હાનાલાલ પદ્ય-કાવ્યના સમીકરણને પ્રથમવાર પડકારે છે. તેમને પિંગળ ઋષિએ ઘડેલાં છંદનાં અંકુશ વર્તમાનયુગની નવયૌવના કવિતાને નાનાં પડતાં લાગે છે. કાવ્ય માટે પદ્ય પરિહાર્ય અને આંદોલન કે ડોલન અનિવાર્ય લાગે છે, તેથી તેઓ ડોલનયુક્ત એક નવા છંદ — મહાછંદ — ની શોધમાં નીકળે છે. નવા છંદ માટેનો તેમનો આદર્શ છે અંગ્રેજી બ્લૅન્ક વર્સ. છંદની શોધમાં નીકળેલા ન્હાનાલાલ લયનાં નિયત આવર્તનોનો ત્યાગ કરીને ગદ્યલય પાસે આવીને ઊભા રહે છે. હવે તો તે લગભગ સ્પષ્ટ થઈ ચૂક્યું છે કે ડોલનશૈલી તે પદ્ય નહીં પણ રાગયુક્ત ગદ્ય છે, ન્હાનાલાલ 'વસંતોત્સવ' પછી 'નવયૌવના' જેવા ઊર્મિકાવ્યો, 'ઇન્દુકુમાર', 'જયાજયંત' વગેરે નાટકો તેમ જ મહાકાવ્ય-કલ્પ 'કુરુક્ષેત્ર'માં ડોલનશૈલીનો બહોળો વિનિયોગ કરે છે. ન્હાનાલાલની કવિપ્રતિભાના સ્પર્શે તેમાં થોડુંક કાવ્યત્વ પણ ઊતરે છે ખરું, પરંતુ એક નવા કાવ્ય-માધ્યમ તરીકે તે નિષ્ફળ નીવડે છે. ન્હાનાલાલને પોતાને પણ આ નિષ્ફળતા સમજાઈ ચૂકી હતી. તેઓ નિખાલસ એકરાર કરે છે કે "હું શોધવા ગયો મહાછંદ, નાંગર્યો-જઈને ડોલનશૈલીના શબ્દમંડળમાં. મહાછંદને આરે મેં પગલું યે પાડ્યું નથી. કાવ્યકલાની મ્હારી નવપદ્ધતિ, આ સદીની આપણી સાહિત્યચર્ચાની અદ્‌ભુતતા, મ્હારી ડોલનશૈલી મ્હારા જયપરાજયની સંકીર્ણવર્ણી પ્રતિમા છે. ૧૮૯૮ના માર્ચમાં ડોલનશૈલી જન્મી. આજે ૧૯૨૭માં ત્રીસ ત્રીસ વર્ષની સાફલ્યસિદ્ધિને અંતે હું ઉચ્ચારું છું કે ડોલનશૈલી એટલે વીસમી સદીની પહેલી પચીસીની ગુર્જર સાહિત્યની હાર ને જીત. એ મહાછંદ નથી, એટલી એની હાર છે, એનાથી વધારે રસવાળી

૩. 'કવિલોક' સપ્ટેમ્બર-ઑક્ટોબર ૧૯૭૮

૪. The prose poem is poetic content expressed in prose form ' — Richard Aldington

મહાછંદ શોધાશે ત્યારે તે હારશે એટલી એની જીત છે.''૫ હકીકતમાં ડોલનશૈલી ન્હાનાલાલની સાથે જ મરી પરવારે છે. આધુનિક અછાંદસ કવિતા, દેવહુમાની જેમ, ડોલનશૈલીની ભસ્મમાંથી નથી જન્મી; તેના આવિર્ભાવ પાછળ કોઈ નવી જ પ્રક્રિયા કામ કરી રહેલી જણાય છે.

ગુજરાતી કવિતા માટે સર્જકોને ક્યારની ય પદ્યના કંઈક અંશે કૃતક અને અક્કડ માધ્યમને બદલે વધારે સ્વાભાવિક અને લવચીક માધ્યમની જરૂર વર્તાતી હતી. બળવંતરાય ઠાકોર નિયત યતિભંગ, શ્લોકભંગ, અને શ્રુતિભંગ દ્વારા પૃથ્વી વગેરે અક્ષરમેળ વૃત્તોને પ્રવાહીરૂપ આપે છે. પંક્તિમાં નિયત સ્થાને આવતા મધ્યયતિ અને અંત્યયતિનો ત્યાગ કરીને યથેચ્છ સ્થાને યતિ પ્રયોજે છે, તેથી ગદ્યવાક્યની જેમ પદ્યવાક્યને પણ અર્થાનુસારી લંબાઈ પ્રાપ્ત થાય છે. શ્લોકભંગને કારણે ગદ્યની જેમ પદ્યપરિચ્છેદની સુવિધા સાંપડે છે. શ્રુતિભંગ – અલબત્ત, અપવાદરૂપે – શબ્દના ઉચ્ચારણને સ્વાભાવિકતા આપે છે. યથેચ્છ વાક્યવિસ્તાર અને પદ્યપરિચ્છેદના નવા આયામો ઉમેરાયા છતાં હજી પદ્ય, ખાસ કરીને ઉચ્ચારણની દૃષ્ટિએ, બોલચાલના ગદ્યની સ્વાભાવિકતાથી તો દૂર જ રહી જાય છે. બળવંતરાય ઠાકોરના કાવ્યની એક પંક્તિના અંશ "તને પવન શું કહું ?''માંના પૃથ્વીછંદગત 'પવન' શબ્દના ઉચ્ચરણને બોલચાલના 'પવન' શબ્દના ઉચ્ચારણ સાથે સરખાવતાં તે બે વચ્ચેનો ભેદ આપોઆપ જ પરખાઈ જશે.

---

૫. 'અર્ધશતાબ્દીના અનુભવબોલ' પૃષ્ઠ ૫૫

સંસ્કૃત અક્ષરમેળ વૃત્તો કરતાં સંખ્યામેળ અને માત્રામેળ વૃત્તોમાં છંદને વધારે મોકળાશ મળી શકે તેમ હોવાથી મનહર, હરિગીત, ઝૂલણા વગેરે છંદોનાં પરંપરિત રૂપો તરફનો ઝોક વધે છે અને તે પદ્યને બોલચાલની વધારે નિકટ લઈ જાય છે. હસમુખ પાઠકના કાવ્યની પંક્તિ 'કોઈને કંઈ પૂછવું છે?' કે 'ને ક્રોસ પર જે થાય છે તે થઈ ગયું' પદ્ય અને ગદ્યની સીમારેખા પર ચાલતી દેખાય છે. ઉમાશંકર જોશી 'છિન્નભિન્ન છું'માં અક્ષરમેળ, માત્રામેળ, સંખ્યામેળ, લયમેળ એમ ચતુર્વિધ વૃત્તો ઉપરાંત ગદ્યલયનો ઉપયોગ કરીને અંગ્રેજીમાં જેને 'polyphonic prose' કહે છે તેવા સૂરવૈવિધ્યયુક્ત ગદ્ય પાસે પહોંચી જાય છે. મુક્ત છંદમાંથી સંપૂર્ણ છંદમુક્તિ તરફ જવા માટે– ગદ્યના સીમાડામાં પગ મૂકવા માટે – માત્ર એક જ ડગલું ઉપાડવાનું બાકી રહે છે.

કાવ્યરસિકોને તળભાષાની કવિતા ઉપરાંત પર-ભાષાની કવિતાના આસ્વાદનું આકર્ષણ રહે જ. આ આકર્ષણ કવિજીવોને આસ્વાદથી આગળ વધીને અનુવાદ સુધી દોરી જાય છે. પરભાષાની કવિતા જો એતદ્દેશીય અને સગોત્ર હોય તો તેના અનુવાદ માટે ત્રણ વિકલ્પો રહે છે: સમશ્લોકી ભાષાંતર, અન્ય અનુકૂળ છંદનો ઉપયોગ અને ગદ્યાનુવાદ. કાલિદાસની કૃતિઓના સમશ્લોકી અનુવાદો થયા છે. મેઘાણી 'રવીન્દ્રવીણા'માં રવિબાબુનાં કાવ્યોને મુખ્યત્વે લોકઢાળોમાં ઢાળે છે. ધૂમકેતુ 'ગીતાંજલિ'નો ગદ્યાનુવાદ આપે છે. પરદેશી કવિતાના અનુવાદ માટે પદ્યને બદલે લયનિર્ભર ગદ્યનું માધ્યમ જ

વધારે અનુકૂળ નીવડતું જણાયું છે. જો પરભાષાની કવિતા ગદ્યના માધ્યમમાં માણી શકાતી હોય તો લયનિર્ભર ગદ્યમાં મૌલિક સર્જનની શક્યતા પણ નકારી શકાય નહીં. અનુવાદપ્રવૃત્તિ ગદ્યકાવ્યની શક્યતાની નવી દિશા ઉઘાડી આપવામાં નિમિત્તરૂપ બને છે.૧

છેક અર્વાચીનયુગના આરંભથી આપણા સાહિત્યકારોની દૃષ્ટિ પાશ્ચાત્ય સાહિત્યની ગતિવિધિ પર મંડાયેલી રહી છે. ઉત્તરોત્તર આ વૃત્તિ પ્રબળ પણ બનતી ગઈ છે. છેલ્લા સૈકામાં પશ્ચિમના દેશોમાં ગદ્યકાવ્યે પોતાનું અસ્તિત્વ સાર્થક કરી બતાવ્યું છે. આપણે ત્યાં ટાગોર પણ 'પુનશ્ચ'માં ગદ્યકાવ્ય આપે છે. ગદ્યકાવ્યના સર્જન અને વિવેચનની પ્રવૃત્તિ આપણા કવિઓને પ્રેરણા પૂરી પાડે છે. સમકાલીન મરાઠી-હિન્દી કવિતા પણ પદ્યમુક્તિ તરફ ઢળી રહી હતી. ગુજરાતનો કવિ તેની સાથે કદમ મિલાવીને ચાલવા માંડે છે.

અનુગાંધીયુગનો ગુજરાતી સર્જક જાણે કે વિશ્વનાગરિક બને છે. ગુજરાતી સાહિત્યના પ્રથમ ત્રણ સમયગાળાના પ્રેરકસ્રોતો (સંસારસુધારો, સંસ્કૃતિ-સમન્વય, દેશપ્રેમ-દલિતપ્રેમ) ભારતની-ગુજરાતની ભૂમિમાંથી ફૂટેલા હતા. સર્જક તેનાથી ઘેરાયેલો હતો. નવયુગનો કવિ આ સાંકડી સીમાઓ વળોટીને વિશ્વના ચોકમાં આવીને ઊભો રહે છે. યંત્રોદ્યોગે સર્જેલી યાંત્રિકતા અને બબ્બે વિશ્વયુદ્ધોની બર્બરતાએ માનવીને સમૂળો ઉખેડી નાખ્યો હતો. આપણો કવિ પણ તેની સાથે ખસે છે. આઝાદી પછીની દેશની

૧. જુઓ; ઉમાશંકર જોશીકૃત 'પ્રતિશબ્દ' પૃષ્ઠ ૪૨

અવદશા પણ તેની આંખમાં આંજેલા સ્વપ્નના સુરમાને લૂછી નાખે છે. વેરાન પટમાં ઊભેલો કવિ એક બાજુ નગ્ન-નઠોર વાસ્તવને તાગવા તત્પર બને છે તો બીજી બાજુ નિજમાં નિમગ્ન બનીને પરાવાસ્તવ ( surreal)ના સ્તરો ઉકેલવા મથી રહે છે. કવિમાનસની આ પલટાયેલી આબોહવા તેની પાસે પલટાયેલો અવાજ માંગે છે. પરંપરાગત કાવ્યશૈલી મજે ગળેલા કોઠાની જેમ અંદરથી પોલી બની ગઈ હતી, કવિને નવાં કલ્પનો, નવાં પ્રતીકો અને નવા લયપ્રવાહની તાતી જરૂર હતી. પદ્યનું મોહિનીસ્વરૂપ હવે તેને લોભાવી શકે તેમ ન હતું. પદ્યલયના બંધિયાર તળાવ કરતાં લયનિર્ભર ગદ્યનો વહેતો પ્રવાહ જ તેને વધારે અનુકૂળ નીવડે તેમ હતો.

પરિણામે, ઈ. સ.ના સાતમા દાયકા આસપાસ મુખ્યત્વે 'ક્ષિતિજ' અને 'રે મઠ'ના કવિઓને હાથે ગુજરાતી ગદ્યકાવ્યનો આવિર્ભાવ થાય છે. સ્વર્ગસ્થ જયુભાઈ રાવત કે વિષ્ણુપ્રસાદ ત્રિવેદી જેવા વડીલોના પ્રગટ-પ્રચ્છન્ન અણગમા છતાં એકવાર અંકુરિત થયેલું ગદ્યકાવ્ય ફાલવા, ફૂલવા, ફળવા માંડે છે. તેના ભાવિ વિશે ચિંતા કરવી પડે તેવી પરિસ્થિતિ અત્યારે રહી નથી. હા, તેના અતિરેક વિશે ચિંતા કરવી પડે તેવી ઘડી આવી પહોંચી છે ખરી.

આમ તો અનુગાંધીયુગમાં ગદ્યકાવ્યનું પગેરું આપણને ૧૯૫૫માં પ્રગટ થયેલી 'આસન્નેય'ની પ્રણયકથા 'ચંદિકા'માં મળે છે. પ્રસ્તાવનામાં સુરેશ જોશી તેને 'ગદ્યકાવ્ય' સંજ્ઞાથી જ ઓળખાવે છે. તેની ભાવસૃષ્ટિ પરત્વે વિચારતાં સુરેશ જોશીને તેમાં 'નાનાલાલની છાયા ઝળૂંબતી દેખાય છે.'

આપણે એટલું બેધડક ઉમેરી શકીએ કે તેમની ગદ્યશૈલી પર પણ ન્હાનાલાલની છાયા ઝળૂંબે છે. 'પ્રાસન્નેય'ના પ્રયત્ન તેમને ન્હાનાલાલની ડોલનશૈલીથી આગળ લઈ જાય તેમ નથી. ગદ્યકાવ્યના ક્ષેત્રે 'ચંદ્રિકા'નો ફાળો સરવાળે શૂન્ય જ રહે છે. જો કે, 'ક્ષિતિજ'માં પ્રગટ થયેલાં તેમનાં ઊર્મિકાવ્યો સુરેશભાઈ અને શેખનાં કાવ્યોની સાથે ગદ્યકાવ્યના પ્રારંભ માટે નિમિત્તરૂપ બને છે ખરાં.

ગુજરાતી ગદ્યકાવ્યનું પ્રસ્થાનબિંદુ **સુરેશ જોશી** છે. ગદ્યકાવ્ય તરફનો તેમનો ઝોક, પરભાષાનાં કાવ્યોના ગદ્યાનુવાદ અને 'ક્ષિતિજ'નું સંપાદનકાર્ય ગદ્યકાવ્ય માટેની ભૂમિકા તૈયાર કરી આપે છે. સુરેશભાઈનાં ગદ્યકાવ્યો 'ઇતરા' (૧૯૭૩)માં ગ્રંથસ્થ થયાં છે. તે કાવ્યોમાં તેમની રચનારીતિની એક કારિકા પકડાય છે. કાવ્યના પ્રારંભમાં કલ્પનયુક્ત કે કલ્પનમુક્ત સંબોધન, પછી તેનો પુરસ્કાર કે વિવર્તો આલેખતી કલ્પન-પરંપરા અને અંતે બહુધા પ્રથમ પંક્તિના જ પડઘા ઝીલતી પદાવલિ. પ્રેમ (અપવાદરૂપે પ્રકૃતિ)ના કેન્દ્રમાંથી નીકળતી ત્રિજ્યાઓ પરિઘ પર સાંપ્રત ચેતનાને સ્પર્શતી હોય છે. સંગ્રહમાંના ચાર, સાત, આઠ, નવ, દસ, અગિયાર નંબરનાં કાવ્યો આના ઉદાહરણરૂપ છે. આ દૃષ્ટિએ આપણે સુપરિચિત સાતમા કાવ્યને તપાસીએ. કાવ્યના ઊઘાડની પંક્તિ છે: 'કદાચ હું કાલે નહીં હોઉં' પછી 'કાલે જો...'થી શરૂ થતાં પાંચ કલ્પનોની સેર અને અંતે પ્રથમ પંક્તિનું પુનરાવર્તન. 'ઇતરા'ના કાવ્યો સુરેશભાઈની સર્જકતાનો સઘન સ્પર્શ કરાવતાં નથી. 'તારા મસ્તકનો મારા ખભા પર પારિજાતનો ઢગલો' જેવાં કલ્પનો જ કામણગારાં નીવડે છે. અંતિમ દીર્ઘ કાવ્ય 'મૃણાલ! મૃણાલ!' પણ આ જ રીતે રચાયેલું છે. પરંતુ પ્રેમ અને મૃત્યુઝંખના વચ્ચેનો અસ્તિત્વવાદી તણાવ તેને ગભીરતા આપે છે. કલમની પ્રૌઢી પણ વર્તાય છે.

'તથાપિ' (૧૯૮૦)ના મોટા ફલક પર રચાયેલાં કાવ્યોમાં કંઈક નવી ભંગિમા જોવા મળે છે તેનું નોંધપાત્ર કાવ્ય 'પાંચ અંકનું નાટક' કલ્પનવિરલ અને અભિધાપરાયણ હોવા છતાં કથાગંધી સંદર્ભ ભયભીત નાયકની તત્ક્ષણને ઉપસાવી આપવામાં કારગત નીવડે છે.

સુરેશભાઈનાં ગદ્યકાવ્યો વાંચ્યા પછી લાગે છે કે ભાવકશ્રેષ્ઠ વિવેચક સુરેશભાઈનો તાલ કવિ સુરેશભાઈ સાથે મળતો નથી ગદ્યકાવ્યના પ્રસ્થાનકાર તેની ટોચ લગભગ પણ પહોંચી શક્યા નથી. સુરેશભાઈની જ ઢબે કહું તો તેમનું અર્પણ જેટલું ગદ્યકાવ્યના ઇતિહાસને છે તેટલું ગદ્યકાવ્યને નથી.

૧૯૬૩માં પ્રગટ થયેલો રાધેશ્યામ શર્માનો કાવ્યસંગ્રહ 'આંસુ ને ચાંદરણું' અછાંદસ કાવ્યોનો આપણો પ્રથમ સંગ્રહ છે. કવિ પોતે તેમાં '૪૦ અછાંદસ રચનાઓ' તેવી નોંધ મૂકે છે, પરંતુ એમાંની 'કંટાળો' રચના અષ્ટમાત્રિક પરંપરિત લયમાં બંધાયેલી છે! આ પ્રથમ અછાંદસ કાવ્યસંગ્રહની વિશેષતા એ છે કે તેમાં આગળ ઉપર વિકસનારી અછાંદસ કાવ્યોની કેટલીક લઢણોનાં બીજ દેખાય છે. વાક્યમાંના વ્યુત્ક્રમો, આકારસિદ્ધિ કે લયસિદ્ધિ માટે કાવ્યખંડોના આરંભમાં કે અંતમાં અમુક વ્યાકરણીય તરાહોનું પુનરાવર્તન (શ્વાસ લેનાર/

નિઃશ્વાસ નાખનાર / ઉચ્છ્વાસ કાઢનાર), પછીથી અતિરેકને કારણે ત્રાસદાયક નીવડનાર સંબંધક વિભક્તિજન્ય રૂપોનો ખડકલો (કામનાનો ક્રોસ, અજંપાનું પંખી વગેરે), કલ્પનો અને ઇન્દ્રિયવ્યત્યયો, ગદ્યલયમાં યથાવકાશ ગૂંથાતા મનહર (ગોળ ગોળ એક ઊંડું જોઉં ! / ઝબકી જઈને નીંદ ખોઉં !), હરિગીત (શુક્રની શૈતાનિયતના શું ભલાં એ વાઢિયા !) વગેરે પરંપરિત લયોનું મિશ્રણ – આ પ્રકારની લઢણો અનુગામી અછાંદસ કાવ્યોમાં રૂઢ બની જાય છે.

રાધેશ્યામ વિષયવસ્તુના વિકાસ, વળાંક, પરાકાષ્ઠા પરત્વે છંદોબદ્ધ ઊર્મિકાવ્યો જેવી સુબદ્ધતા જાળવી રાખે છે. 'ટ્રેનમાં', 'પ્રેમાભાઈ હૉલની સ્મૃતિ'માં વગેરે કાવ્યોનો પુદ્ગલ કેન્દ્રીય પ્રતીકથી બંધાય છે. આ સંગ્રહમાં મુક્તકશૈલીનાં કાવ્યોની સંખ્યા નોંધપાત્ર છે. દરેક મુક્તક બે ખંડમાં વહેંચાઈ જાય છે. સામ્યવૈષમ્યનો સંબંધ ઊડાય છે. "કામનાના ક્રોસ ઉપર / નામના ખીલા વડે / ખોડી દેવામાં આવ્યો છે!"માં અછાંદસ કાવ્યમાં નિવાર્ય 'વડે' નામયોગીનો ઉપયોગ તેમની વર્ણસૂઝ દર્શાવે છે 'વડે', 'ખોડી'નાં ધડકારયુક્ત ઉચ્ચારણો ભાવને ઉપકારક નીવડે છે 'હાંફતાં સરઘસ' સંગ્રહની નોંધપાત્ર રચના છે. રાધેશ્યામ જેવા આધુનિક કવિ 'શ્રીમંત વિધવા'નો ઉપાડ સાવ ચીલેચાલુ ઘરેડથી કરે તે વિગત સખેદ આશ્ચર્ય ઊપજાવે તેવી છે. 'આધુનિકતા'માં તેઓ માત્ર સપાટી પર જ વિહરતા દેખાય છે.

ગુલામ મોહમ્મદ શેખનો ગદ્યકાવ્યોનો સંગ્રહ 'અથવા' છેક ૧૯૭૪માં પ્રકાશિત થાય છે; પણ તેમાં ગ્રંથસ્થ કાવ્યો ૧૯૬૦થી 'ક્ષિતિજ' વગેરેમાં પ્રગટ થયે જતાં હતાં. આ ચિત્રકાર કવિએ કલમ પાસેથી પીંછીનું કામ લીધું છે. તેમનાં કાવ્યો કલ્પનોની કપચીથી રચાયેલા મોઝેઇકનો ખ્યાલ આપે છે. આ કાવ્યમાંનાં કલ્પનોનો પરિચય આપવા બેસીએ તો આખો કાવ્યસંગ્રહ ફરી ઉતારવો પડે. તેમની કલ્પનલીલાની ઝાંખી કરવા એકલતા, રિક્તતા, શૂન્યતા, સાથે સંદર્ભાયેલાં કેટલાંક કલ્પનો જોઈએ :

"પણ ખાલી છીપમાં
નાસી ગયેલી માછલીનો આકાર
તરફડતો હતો." પૃ. ૨

"કોઈક વાર આકાશમાં છીણી મારીને
બાકોરાં પાડી
શ્વાસ લેવાનો પ્રયત્ન કર્યો છે." પૃ. ૮

"ત્યારે કોરાં પરબીડિયા જેવું ઘર
મને વીંટળાઈ વળ્યું." પૃ. ૧૩

"હીરાની દોરી જેવો લીસો પાશવી
સૂનકાર." પૃ. ૨૬

"અને દવિગો ..
વસૂકી ગાયોની જેમ
દોતાનાં આંચળ ધાવે છે." પૃ. ૬૩

"જેરામ પટેલનાં રેખાંકનો" ગુચ્છમાંનું બીજું સમગ્ર કાવ્ય. પૃ. ૨૭

શેખે વિશ્વને બારીક નજરે નિહાળ્યું છે એટલું જ નહીં, તેઓ તેને પંચેન્દ્રિયથી પામ્યા છે :

"સવારના તડકે ભોળપણમાં
સીમના થોરની વાડને બાથ ભરી લીધી.
અને એનાં રુંવેરુંવાં છેડાઈ ગયાં." પૃ. ૩૨

"ગંધ ચારેકોર
અન્નની, માંસની, લોહીની–જેલની,
મહેલની,
ગઈકાલની, સદીઓની." પૃ. ૬૦

"પિત્તળની ચાસડીનો બોદો રણકાર." પૃ. ૩૮

"કાચા મૂળાના સ્વાદ જેવો તડકો." પૃ. ૬૦

"કાળી કાર્પેટ પર ગુલાબી બ્રેસિયરના
રેશમી પર્વતો પર
રઝીખડી કીડી ચડે છે." પૃ. ૧૭

ઉપર ટાંકયાં તેવાં સ્પર્શ, ગંધ, શ્રુતિ, સ્વાદ, ગતિનાં કલ્પનો દશ્યકલ્પનોમાં *ભળી-ગળી જઈને* ગદ્યનું એક વિશિષ્ટ પોત (texture) રચી આપે છે. કાવ્યગત સંવેદન કલ્પનોના આ પોત પાછળ અસ્તરની જેમ રહે છે, તેને સીધું પામવાનો પ્રશ્ન જ ઉપસ્થિત નથી થતો. કલ્પનોને આકારતી જતી પદાવલિ લય દ્વારા ભાતીગળ પોતને સુઘટ્ટતા અર્પે છે:

"ખાંડના ગાંગડા પર પડેલ પાણીના ટીપાંની ઘટ્ટતામાં / મીઠાશ પી–પીને મરી ગઈ છે એક કીડી."માં આ, આં, ઈ, ગ, ડ, પ, ટ–ની ઉપકારક વર્ણયોજના આપોઆપ પરખાઈ જાય તેમ છે.

સંગ્રહના ઉત્તરાર્ધમાંથી, આઠમા દાયકાની, "શહેર" અને તે પછીની મોટા ભાગની રચનાઓમાં કાવ્યનો કાયાકલ્પ થયેલો જોવા મળે છે. હવે સામાજિક સભાનતા આગળ ઉપસી આવે છે અને કલ્પનભાત અસ્તરને સ્થાને સરી જાય છે. શેખ બેહદ બોલકા બની જાય છે. આંતરલયનું સ્થાન વાગ્મિતા લે છે. લગભગ વળગણરૂપ બનેલા જુગુપ્સાપ્રેરક સંદર્ભો સામાજિક સભાનતા અને વાચાળતાને કારણે ઓગળ્યા વગરના રહી જાય છે અને ગાંગડુ દાણાની જેમ કઠે છે. જાણે કે કાબે અર્જુનને લૂંટયો હોય તેવો અહસાસ થાય છે!

**લાભશંકર ઠાકર**નાં અછાંદસ કાવ્યો બે વિભાગમાં વહેંચાઈ જાય છે: 'મારા નામને દરવાજે'(૧૯૭૨) તથા 'બૂમ કાગળમાં કોરા' (૧૯૭૪)માંનાં ટૂંકાં કાવ્યો અને 'માણસની વાત' (૧૯૬૮) નામે હજારેક પંક્તિની દીર્ઘ કૃતિ. લાભશંકરનાં ઊર્મિકાવ્યનું કાઠું નાગરી ગદ્યની લઢણથી ઘડાય છે. વાકયાન્વય બહુધા વ્યાકરણની વ્યવસ્થા પાળે છે. વ્યુત્ક્રમનો ઉપયોગ ઓછો જ જોવા મળે છે. 'દરવાજે'નાં પ્રથમ દસ અછાંદસ કાવ્યોમાં વ્યુત્ક્રમયુક્ત વાકય માત્ર એક જ છે. કથનોનો પણ તેમને છોછ નથી. "વિશેષણોની ચાદર ઓઢીને ઊંઘી ગયેલા શબ્દો' માટે તેમને અણગમો છે. એકબાજુ વાકયો વ્યાકરણની શિસ્ત પાળે છે તો બીજી બાજુ વાકયોનું હાર્દ તર્કની વાડને–આકાંક્ષાને તોડી નાખે છે. આ paradox રસપ્રદ છે. તર્કછિન્નતા તે લાભશંકરનો વસ્તુવિશેષ છે. જે અભિવ્યક્તિક્ષમ નથી તેની શબ્દ-તર્ક દ્વારા અભિવ્યક્તિ માટેની મથામણ અને તેમાંથી જન્મતી નિષ્ફળતા કાવ્યોના કેન્દ્રમાં છે. તેઓ કાવ્યમાં અર્થ કે તર્કની નહીં, પણ વર્ણસાદશ્ય અને

કલ્પનસેરની આંગળી પકડીને આગળ વધે છે. વર્ણ-સંયોજન અને કલ્પનની પસંદગીના નમૂના રૂપે માત્ર એક-એક ઉદાહરણ જોઈએ :

"'કૃતિ'નો પાંચમા વર્ષમાં પ્રવેશ
વિકૃતિવિજ્ઞાનનાં અતિ સૂક્ષ્મ પાતળાં પડો
રડો રે રડો
રાજા રામના 'રોલ'માં
'આખરે તો સમય સળંગ છે'
ઢોલ આપો,
'આખરે તો સમય સળંગ છે'
એવી ભ્રાંતિનો રેલો
મારા વડદાદાની ડાબી આંખથી આરંભ્યો"
'દરવાજે', પૃ. ૮૬

અવતરણની પ્રથમ પંક્તિમાંના પ્રથમ શબ્દ 'કૃતિ'ના પડઘા રૂપે બીજી પંક્તિનો પ્રથમ શબ્દ 'વિકૃતિ' મળે છે. બીજી પંક્તિનો અંતિમ શબ્દ 'પડે' ત્રીજી પંક્તિમાંના 'રડો રે રડો'માં ખેંચી જાય છે. ત્રીજી પંક્તિમાંના 'ર'ની વર્ણસગાઈ ચોથી પંક્તિના 'રાજા રામના રોલ'માં લંબાય છે. 'રોલ'નો પડઘો 'ઢોલ'માં ઝિલાય છે અને પછી 'રેલો'માં રેલાય છે.

'દરવાજે'ના છેંતાલીસમાં કાવ્યનું દીર્ઘ શીર્ષક 'પૂનામાં જર્મન ભાષા શીખવા ગયેલા પ્રબોધ પરીખને ૭ પત્રો' કાવ્યના સંદર્ભનો નિર્દેશ કરે છે. કાવ્યના પ્રથમ પત્રનો પ્રારંભિક અંશ છે :

"પ્રબોધ!
પીળાં પતંગિયાંઓએ
હવે
લાંબી નજરના
ચશ્મા પહેરવા શરૂ કર્યાં છે." પૃ. ૭૫

કાવ્યપત્રના પ્રથમ શબ્દ 'પ્રબોધ' તે સંબોધનને અંતે અપેક્ષિત અલ્પવિરામ નહીં, પણ આશ્ચર્યચિહ્ન છે. જર્મન ભાષા શીખીને પ્રબોધ હવે પ્રબુદ્ધ બનવા માંગે છે તેનો આઘાત, અકળામણ અને કટાક્ષ આશ્ચર્યચિહ્નમાં વ્યક્ત થાય છે. 'પતંગિયાં' શબ્દ 'ચશ્મા' સાથે સંકળાતા તેના કોશગત અર્થનું રૂપાંતર થાય છે. લાભશંકરનાં કાવ્યોમાં વારંવાર પ્રયોજાઈને 'પતંગિયું' શબ્દ પ્રતીકની કક્ષાએ પહોંચી ગયો છે. 'પતંગિયું' એટલે શૈશવ, ચંચળતા, નિર્દોષતા. તેની સામે તોળાયેલો 'ચશ્મા' શબ્દ પાંડિત્ય, પ્રૌઢત્વનો સૂચક બને છે. 'અરે રે, તરવરિયો છોકરડો પ્રબોધ હવે જ્ઞાનગુમાનની ગાંસડી ઊપાડીને પ્રૌઢ બનવા બેઠો છે!" કલાનથી આ આઘાતને ઉચિત ઉઠાવ મળ્યો છે.

લાભશંકરનાં અછંદસ કાવ્યોને માર્ગે ચાલતાં ક્યારેક નાના-મોટા અકસ્માતો પણ નડે છે. તર્કના હાડોહાડ વિરોધી લાભશંકર જાણ્યે-અજાણ્યે તર્કના પેંતરામાં ફસાઈ જાય છે. 'બૂમ'માંની સાતમી કૃતિ કવિ લાભશંકરને બદલે કોઈ તર્કશાસ્ત્રીની રચના બની જાય છે. કાવ્યની ઈમારતનો પાયો તર્કની ઈંટથી નંખાયો છે અને તર્કની એક ઈંટ પર બીજી ગોઠવીને તેનું ચણતર થયું છે. ક્યાં છે અહીં કાવ્યનો રોમાંચ! લાભશંકર જેવા લાભશંકર પણ સંબંધક વિભક્તિના પેલા નામચીન

રૂપકોમાં અવારનવાર રાચતા પકડાય છે. દાખલા શોધવા જવું પડે તેમ નથી. અનિચ્છાનો પડછાયો, (વળી) અનિચ્છાનો પવન, શબ્દની ઝાંઝરી, આશ્ચર્યની હોડી, ધીરજની જિહ્વા, શકયતાની કરવત.. રૂપકોનાં આવાં ચોકઠાં ભાવકની ચેતનાના પ્રસારને કુંઠિત કરી નાખે છે.

'માણસની વાત' અછાંદસ કાવ્યનો પ્રગલ્ભ પ્રયત્ન છે. લાભશંકર વાત માંડીને બેઠા છે 'સ્વ'ની, પણ તેમ કરવા જતાં 'સર્વ'ની વાત કર્યા સિવાય છૂટકો જ નથી. ઓર્તેગા કહે છે તેમ 'I am I plus my circumstances'. 'સ્વ' 'સર્વ'ની સાથે એકરૂપ બની જાય છે. કેન્દ્રવર્તી પ્રતીક 'રોલીંગ શટર' વ્યક્તિમાં રહેલા 'દ્વૈત'નું સશક્ત પ્રતીક બની રહે છે. પોતાનું સત્ત્વ જાળવીને તે વિસ્તરતું પણ જાય છે. કાવ્યમાં કેટલાંક સૂત્રાત્મક વિધાનો આવે છે, પણ તે પરસ્પરનો છેદ ઊડાડી દઈને કૃતિને નરવી રાખે છે. ઉમાશંકર જોશી નોંધે છે તેમ લયની લીલા આ કાવ્યનું એક અદકેરું આકર્ષણ છે. ગદ્યલયમાં ચાલતા કાવ્યમાં છંદોના ટુકડા, જોડકણાં, લોકગીતો વગેરેના લય લીલયા વણાઈ જાય છે. કાવ્યની આ ખૂબીઓની નોંધ લીધા પછી પણ મારે એટલું કહેવાનું તો રહે જ છે કે લાઘવને ગુણ આ દીર્ઘ કાવ્યને વધારે compact બનાવત.

**મનહર મોદી** કાવ્યમાં ભાષાની સાથે કામ પાડવા માટે ભાષાની સામે પડનાર કવિ છે. તેની પ્રતીતિ તેમનો કાવ્યસંગ્રહ 'ૐ તત્ સત્' (૧૯૬૭) કરાવે છે. પોતાની કવિતાની અંતર્ગત ભાષાની (જીવનની પણ) તાર્કિકતા સામે જેહાદ જગાડનાર કવિ લાભશંકરે પણ રૂઢ ભાષાની આવી અને આટલી તોડફોડ કરી નથી. અભિધાથી દૂરના દૂર ચાલ્યા જઈને તેઓ absurd કવિતા સુધી પહોંચી જાય છે. એટલે જ તેમનું એક કાવ્ય (અલબત, પરંપરિત લયયુક્ત) વાંચતાં સુરેશ જોશીને રેમ્બોની યાદ આવી ગઈ હતી. તેમનાં કાવ્યોની આરપાર નીકળવાનું કામ કપરું છે. કેવું કપરું છે તેનો ખ્યાલ આ કાવ્યોની આકૃતિ પ્રગટ કરી આપવાના ચિનુ મોદીના મરણિયા પ્રયત્નો[૭] અને ચંદ્રકાન્ત શેઠના ગભરુ પ્રયત્નની[૮] નિષ્ફળતા દર્શાવે છે. બંનેના સંનિષ્ઠ પ્રયત્નો કાવ્યના પદેપદનો, કોશગત કે વ્યાકરણગત અર્થ નહીં, પણ સૌંદર્યગત અર્થ પ્રગટ કરીને તેની આકારસિદ્ધિ દર્શાવી શકતા નથી. છતાંય આ કાવ્યોમાંના અન્યત્ર જવલ્લે જ જોવા મળતા ગદ્ય-હિલ્લોળનું અને ચકચકિત કલ્પનોનું આકર્ષણ એવું તો પ્રબળ છે કે 'ૐ તત્ સત્'ની અછાંદસ કવિતાની કેમે કરીને ય ઉપેક્ષા કરી શકાય તેમ નથી.

**સ્વ. રાવજી પટેલ**ના 'અંગત'(૧૯૭૦)માંનાં અછાંદસ કાવ્યો રાવજીના કવિયશનું નિમિત્ત બની શકે એટલાં સક્ષમ નથી. ચિનુ મોદી યોગ્ય નોંધે છે કે 'અછાંદસ સાથે રાવજીને ભાગ્યે જ મનમેળ થયો છે.'[૯] 'હું જીવતો છું' સિવાયની બીજી એક પણ કૃતિ સુરેખ ઊતરી આવી નથી. તેમ છતાં ગુજરાતી ગદ્યકાવ્યની વાત કરતાં રાવજીને

---

૭ 'બે દાયકા ચાર કવિ' પૃ. ૧૯૦-૨૧૩

૮ 'ૐ તત્ સત્' પૃ ૩૬-૩૮

૯ 'બે દાયકા ચાર કવિ' પૃ. ૮૭

યાદ કર્યા વગર બિલકુલ ચાલે તેમ નથી. રાવજીની કલમે ગદ્યકાવ્ય પર જાનપદી પરિવેશની લીલી ઝાંય પથરાય છે. આ ગ્રામીણ પરિવેશ, "તમાકુના છોડને ઊછેરીએ એવી કાળજીથી/નોકરીને પાલવું છું" જેવી ઉપમાઓ, "કાચી કેરીના સ્વાદ જેવી પડોશીની કન્યા" જેવાં કલ્પનો, "ઝબૂ કરતો/લીમડાની ટોચ પર સૂર્યોદય થયો" કે "ઝાડ પર બાચકો પોપટ બેસતા" જેવાં ચિત્રો અને "નહીં તો/આ રંવાડાંમાંથી ડોયલ ક્યાંથી બોલે?" જેવા ઉદ્ગારો દ્વારા પ્રવેશે છે. "સ્નાન કર્યા પછી/મેં લીલાછમ બીડની વાસથી /અંગ લૂછ્યું"માંની આદિમતાની ઉત્કટતા બંગાળી કવિ જીવનાનંદ દાસની યાદ અપાવે તેટલી તીવ્ર છે. "હોય સાલી, એ છે તે ભલે" અને "પણ ઘોડીનું લીલી પા જોવાય જ નહીં"માંની નિર્ભય બરછટતા અને "ઝબૂ કરતો", "થત્ તેરી", "ચબ્બક ચબ્બક ધાવીશ" જેવા રવાનુકારી શબ્દ-પ્રયોગો રવરવતો સ્વાદ લઈને આવે છે.

ચિનુ મોદીનાં અછાંદસ કાવ્યો ઊર્મિકાવ્યો અને ખંડકાવ્ય એમ બે સ્વરૂપે મળે છે. 'ઊર્મિનાશ' (૧૯૭૪) 'શાપિત વનમાં' (૧૯૭૬) અને 'દેશવટો' (૧૯૭૮)માં તેમનાં ઊર્મિકાવ્યો ગ્રંથસ્થ થયાં છે. તેમાં ય 'દેશવટો' તો લગભગ અછાંદસ કાવ્યનો જ સંગ્રહ છે. ચિનુનાં કાવ્યોમાં બે વિશેષતા-ઓ દેખાય છે : શૈશવનાં સંસ્મરણો અને બોલ-ચાલના ગદ્યનો પ્રયોગ. ભૂતકાળ–પૂર્વજન્મના ઓથાર અને વર્તમાનની વિષમતા વચ્ચે ભીંસાતા કવિને શૈશવની સ્મૃતિ રાહતરૂપ બને છે. સોનપરી, સુવર્ણ-નગરી, સરકસનો રિંગમાસ્ટર, ગંજીપાની રાણી, દાદાજીનો ડંગોરો, બાળકની કુહાડી વગેરે શિશુ-સૃષ્ટિમાંથી વીણેલાં કલ્પનો નવી અવેહના જન્માવે છે. "હમણાં હમણાં/સાલું બધું કંઈ કેમનું ચાલે છે" અને "યાર, એવો તો ગુસ્સો ચડે છે ને" જેવાં phrases સૂચવે છે કે ચિનુ બોલચાલના ગદ્ય પાસેથી કામ લેવા ધારે છે; પણ તેમાં તેમને રાવજી જેટલી ય સફળતા મળી નથી.

ઊર્મિકાવ્યના સર્જનમાં મોળો દેખાતો કવિ કથનોર્મિ કાવ્ય 'બાહુક' (૧૯૮૨)માં ખંગ વાળી દે છે. 'બાહુક'માં અછાંદસની કેટલીક નવી કળાઓ ઉઘાડ પામી છે. અત્યાર સુધી લખાયેલાં ટૂંકાં કે લાંબાં અછાદસ કાવ્યોનો આકાર ઊર્મિકાવ્યનો હતો, ચિનુ તેને ખંડકાવ્ય માટે પળોટે છે. ગદ્યકાવ્યની વિભાવનાને નવો મરોડ મળે છે. ગદ્યલય તેનો મુખ્ય લય છે, પણ યથાસ્થાને માત્રામેળ–અક્ષરમેળ વૃત્તો પણ પ્રયોજાયા છે 'કાન્ત'ની જેમ તે પુરાણકથા-માંથી–મહાભારતના 'નલોપાખ્યાન'માંથી—પ્રસંગનું સૂચન મેળવે છે પ્રાચીન કથાસંદર્ભને સહેજ પણ સાર્યા-મચડ્યા વગર તેનો આધુનિક સંવેદના માટે કુશળતાથી ઉપયોગ કર્યો છે : "અંગ ખરું, પણ પડછાયા વગરનું" નળના આવા અસ્તિત્વલોપનું આ કાવ્ય છે. પૌરાણિક કથાને કારણે શબ્દચયન, અલંકારછટા અને પાત્રોક્તિમાં પ્રથમવાર પ્રશિષ્ટ રીતનું અનુસંધાન જોવા મળે છે. "ભયસિક્ત" 'સ્થાનચ્યુત', 'મૃત્તિકાવૃક્ષ', 'પિંજરસ્થ સારિકા' આવી સંસ્કૃતપ્રધાન પદાવલિની સતતતા ગદ્યકાવ્યને અપરિચિત હતી. પ્રશિષ્ટ રીતિની અલંકારછટા જુઓ'

" દુર્ગદ્વાર તોડવા
ઉપયોગમાં લીધેલા
હસ્તી જેમ અફળાઈ
દારુણ ઘાત પામતો
અને
છેવટે
ધસતા રથના
છૂટા પડતા ચક્ર જેમ
અનિયત ગતિને પામતો
—નળ— " પૃ. ૧૫–૧૬

" વિરહે કરીને
સુકાયેલી કરલતામાંથી
સ્થાનચ્યુત થયેલું કંકણ
પોતે
યોગસ્થાનથી
ભ્રષ્ટ થયાની ગ્લાનિ સાથે,
ષોડશીના રૂપરાશિના આટલા
ત્વરિત
ક્ષયનો
સંતાપ ઊમેરાતાં
વાચાહીન બને
એમ હું
મૂક ઊભો છું ? " પૃ. ૩૫–૩૬

પાત્રોની તત્ક્ષણની મનઃસ્થિતિ સાદી કે સાલંકાર બાનીમાં આબાદ ઝિલાય છે :

" હે નગરી !
હું નાગર છું." પૃ. ૨૨

માત્ર પાંચ જ શબ્દની આ લાઘવભરી ઉક્તિ નાગર મટીને આરણ્યક બનતા નળની વેદનાને વાચા આપવા સમર્થ છે. જીવનની નવી આગંતુક ક્ષણોનો અતિથિસત્કાર કરવાનો ગૃહસ્થધર્મ ન બજાવી શકનાર નળના ઉદ્‌ગારો—

' પણ
તમે જ કહો
ગૃહ વગરનો
હું
હવે શાનો ગૃહસ્થ ' પૃ. ૩૮

ધારદાર છે. ' ગૃહ વગરનો હું હવે શાનો ગૃહસ્થ 'માં પરંપરિત હરિગીત ગદ્યલયમાં સહજભાવે ભળી જાય છે. પરિત્યક્ત દમયંતીના મનોભાવ સમુચિત ઉપમાથી કવિ પકડે છે :

" સાગર દ્વારા
અસ્વીકૃત થતાં
રણ તરફ ધસતી
નદી જેવી
હું
મને લાગું છું " પૃ. ૫૫

' બાહુક' અછાંદસની નવી ત્રિજ્યાઓ આંકે છે.

' પવનરૂપેરી 'ના કવિ **ચંદ્રકાન્ત શેઠ** તેમના બીજા કાવ્યસંગ્રહ ' ઊઘડતી દીવાલો ' (૧૯૭૪)માં અછાંદસ તરફ પડખું ફેરવે છે અને તેમની કાવ્યકલાની નવી દિશા ઊઘડે છે. આપણને ' પણ ભાષાને ભેટી ગયો કોક અલગારી 'નો અનુભવ થાય છે. સમગ્ર કાવ્યસંગ્રહ તેમના અમુક સમયગાળાના વિલક્ષણ

કવિમિજાજની અભિવ્યક્તિરૂપ લાગે છે. કાવ્યના કેન્દ્રમાં 'હું' છે. આ 'હું'નાં ત્રણ રૂપો છે: કવિ, વ્યક્તિ અને સામાજિક પ્રાણી. ત્રણેને પોતપોતાની સમસ્યાઓ છે. કવિ 'અર્થ–અનર્થ'ના દ્વંદ્વ વચ્ચે અટવાયેલો છે. 'વ્યક્ત' આત્મસિદ્ધિ માટેની મથામણથી અકળાયેલો છે. 'સામાજિક' કૃત્રિમ સભ્યતા અને સાંપ્રત દુર્દશાથી જકડાયેલો છે. આ 'હું' અત્યંત વાચાળ છે. તે વારંવાર લોકોને સંબોધીને વાતો કરતો રહે છે. સંબોધનપાત્ર વ્યક્તિઓનું વૈવિધ્ય અપાર છે. તેમાં 'કમબખ્ત' પોતાની જાતથી માંડીને ગાયત્રી ગોખતા મુરબ્બીઓ, નાણુંકોથળીવાળા વાલેસરીઓ, સુગરીબાઈ, ખાખરાની ખિસકોલીઓ, ખુદાતાલા, દલા તરવાડી, લીલાધર ગાડગીલ વગેરેનો સમાવેશ થાય છે. આ સંબોધનરીતિ ગદ્યના તાણાવાણા વણી આપે છે. એક તો સંબોધનને કારણે સંબોધિત વ્યક્તિના સંબંધમાં ઉક્તિવૈચિત્ર્યને અવકાશ મળે છે. બીજું, ગદ્યમાં વાગ્મિતા પ્રવેશે છે પ્રધાન ગદ્યલય વાગ્મિતાનો છે. નિરંજન ભગતે છંદોલયમાં વાગ્મિતા- ઉમેરીને તેની પાસેથી કાવ્યોચિત કામ લીધું હતું તેમ ચંદ્રકાન્ત ગદ્યવાગ્મિતા પાસેથી કામ કઢાવવા તાકે છે અને કેટલેક અંશે સફળ પણ થાય છે તે વેદનાને હસી કાઢવા હળવી ચાલે ચાલે છે, તેથી તેમાં રંગલાની રમૂજવૃત્તિ પણ ભળે છે.

ખટકે તેવા ક્વચિત્ પ્રવેશેલા ગ્રામ્ય ઉદ્ગારો
કે 'રાંડ') વિલક્ષણ કવિમિજાજને કારણે

અનુભૂતિનો વિસ્તાર સાધવામાં ઉપયોગી નીવડે છે. "એકલદોકલ થોર પર થરકતું કાંટાળું મૌન" જેવાં કલ્પનો અને "લાલચોળ લોહ'નાં સપનાં"માંના વિશેષણો કાવ્યકલાનાં દ્યોતક છે હું કવિ ચંદ્રકાન્તને જ્યારે 'હતુતુતુ' જેવાં કાવ્યોમાં શબ્દ- રમતમાં રાચતો અને 'બાબુ ગેનુ' જેવાં કાવ્યોમાં લોકહિતચિંતકની ટોપી પહેરીને મ્હાલતો જોઉં છું ત્યારે ઘડીભર મારો રાજીપો રંજમાં ફેરવાઈ જાય છે

પ્રિયકાન્ત મણિયાર બહુરુચિ કવિ નથી. તેઓ સમયની સાથે વહેતા રહ્યા છે. ચોથા કાવ્યસંગ્રહ 'સમીપ' (૧૯૭૨)ના અંતભાગમાં ગદ્યકાવ્યનો પ્રવાહ વહેતો થાય છે, જે 'પ્રબલગતિ' (૧૯૭૪)અને 'વ્યોમલિપિ' (૧૯૭૯)માં પહોળા પટ પર પથરાય છે. 'સમીપ'માંના કાવ્ય 'ઈતિહાસકાર ઈતિહાસમાં' વાંચતાં જ અણસારો મળે કે ગદ્યનું કાવ્યમાં રૂપાંતર તેમને દુર્ઘટ લાગે છે જેની 'પ્રબલગતિ'માં પાકી પ્રતીતિ થાય છે 'કન્દુર્મ'નો આરંભ જુઓ. વ્યવહારુ ગદ્યનું ગ્રસ્ સહેજ પણ ઓગળ્યું નથી. ક્યાં તો ગદ્યનું ગ્રસ્ રહી જાય છે કે પછી તે કણકણ થઈને વેરા જાય છે. વિવેચકપ્રિય કૃતિ 'ઈસુની ઉક્તિ' અ લોકપ્રિય પણ નીવડેલી કૃતિ 'એ લોકો' પ અભિધાપ્રધાન અને બોલકી તો બને છે જ

'સમીપ' કાવ્ય 'બળદ' પાં
'કાવાનું આણીપાત્રો પાસેથ
ગતાથી .કાન્ત મરણાસન્
ની વેદના રજૂ કરે છે:
મારું 'મોડ઼ીવાર એક
રજની છ

ફૂટી નીકળતી." (પૃ. ૬૩) "એની ડાળીઓ જેમ ડોલાવવી હોય તેમ હું ડોલાવતો" (પૃ. ૬૩) જેવાં કલ્પનો કાવ્યને સ્પર્શક્ષમ બનાવે છે, પરંતુ "બીજો બળદ" પંક્તિ પછીની છેવટની સાત પંક્તિઓમાંની અભિધા અને ચિપકાવેલું ચિંતન 'બીજા બળદ'ની વ્યંજનાને રોળીટોળી નાંખે છે. 'બીજા બળદ'નો ઉલ્લેખ જ મૃત્યુસૂચક અને વિધિની વક્રતાને વ્યંજિત કરવા પર્યાપ્ત હતો. 'પ્રબલગતિ'ના 'Twa flight 811' જેવાં કાવ્યો દર્શાવે છે કે અમેરિકાપ્રવાસનું બાલસહજ કુતૂહલ કાવ્યવિસ્મયમાં રૂપાંતર પામ્યું નથી. કેટલાંક કાવ્યોમાં પ્રેમની માંસલ અભિવ્યક્તિ કાવ્યરોમાંચ જન્માવવાને બદલે પ્રાકૃતતામાં ઢળી જાય છે. કાવ્યતત્ત્વની ઝલક જ મળે છે. 'યશવંતને પત્ર'ના અંતમાનું બીઅર પીરસનારી અઢાર વર્ષની છોકરી અને બાવન વરસની સીનિયર વેઈટ્રેસનું વાત્સલ્યચિત્ર 'તલાવની પાળે–મા ને દીકરી મળ્યાં/તલાવ તો છલકાઈ ગયાં' તે લોકગીતના સંદર્ભથી મ્હોરી ઊઠે છે. તાજો શબ્દપ્રયોગ 'તારકગણી' પણ સૂચક છે. 'ન્યૂ યૉર્ક–એક હરણ'માંનું હરણનું અને 'રેનેટ્રસ'માંનું વ્હીસ્લનું પ્રતીક તેમની પ્રતીકયોજનાશક્તિનો પરચો આપી રહે છે. 'નચિકેતા'માં પુરાકલ્પનનો કામયાબ વિનિયોગ થયો છે.

'વ્યોમલિપિ'નાં ઢગલાબંધ કાવ્યો સૂચવે છે ...બદ્ધ કાવ્યો આપનાર કવિ ... કાવ્ય જેવા નાજુક પદાર્થ ... પાડીને તેને નંદવી નાખે છે.

પરિણામે આપણા હાથમાં માત્ર આકર્ષક કાવ્યટુકડા જ આવે છે:

"કબરને ખોદતા કોદાળીના ઝટકા અને ટચકા જેવો ટુકડાનો અવાજ," પૃ. ૭

એક વાર પંખીને પંપાળ્યું, એ તો ઊડી ગયું, પણ પછી હાથ એવા મુલાયમ બની ગયા કે જેને પંપાળું એ પંખી બની જાય!" પૃ. ૪૪

ગદ્યકાવ્યના વિકાસમાં પ્રિયકાન્તનું પ્રદાન એકંદરે અલ્પ છે. અન્યથા સમર્થ કવિ પ્રિયકાન્ત ગદ્યમાં કેવુંક કૌવત બતાવે છે તે તપાસવાં જ આટલી વિગતે વિચારણ કરી છે.

પોતાનાં કાવ્યોને 'સરરિયલ' સંજ્ઞાથી ઓળખાવનાર **સિતાંશુ યશશ્ચંદ્ર**નો કાવ્યસંગ્રહ 'ઓડિસ્યુસનું હલેસું' (૧૯૭૪) ગદ્યકાવ્યમાં પરાવાસ્તવનું નવું આકર્ષક તત્ત્વ ઉમેરે છે. આધુનિક યુગના શાપિત માનવીના ચિત્તનાં અગોચર ઊંડાણોને ખોતરવા માટે સિતાંશુ 'free associations', આદિમતા–પુરાણ–ઈતિહાસના સંદર્ભો, લોકકથા–શિશુકથાનાં ઈંગિતો, પ્રત્યક્ષતા અને ઇન્દ્રિયવ્યત્યય, લોકગીત તથા શિશુગીતોના લયપલટાઓ, વર્ણસાદૃશ્ય અને પ્રાસાનુપ્રાસ, વ્યંજક શબ્દો, વિશિષ્ટતાયુક્ત વિશેષણો, અભિનવ શબ્દપ્રયોગ વગેરે ઉપકરણોની મેળવણીમાંથી એક પ્રકારની સંકુલ શૈલી ઉપજાવે છે. આ શૈલીનો તાગ મેળવવાનું કામ કેટલેક અંશે દુષ્કર બની રહે છે.

આ શૈલીને સિતાંશુ કેવી ક્ષમતાથી પ્રયોજે છે તે સમજવા સંગ્રહના પ્રથમ કાવ્ય 'એક સરરિયલ સફર'નો આરંભિક અંશ જોઈએ :

કવિમિજાજની અભિવ્યક્તિરૂપ લાગે છે. કાવ્યના કેન્દ્રમાં 'હું' છે. આ 'હું'નાં ત્રણ રૂપો છે: કવિ, વ્યક્તિ અને સામાજિક પ્રાણી. ત્રણેને પોતપોતાની સમસ્યાઓ છે. કવિ 'અર્થ–અનર્થ'ના દ્વંદ્વ વચ્ચે અટવાયેલો છે. 'વ્યક્તિ' આત્મસિદ્ધિ માટેની મથામણથી અકળાયેલો છે. 'સામાજિક' કૃત્રિમ સભ્યતા અને સાંપ્રત દુર્દશાથી જકડાયેલો છે. આ 'હું' અત્યંત વાચાળ છે. તે વારંવાર લોકોને સંબોધીને વાતો કરતો રહે છે. સંબોધનપાત્ર વ્યક્તિઓનું વૈવિધ્ય અપાર છે. તેમાં 'કમબખ્ત' પોતાની જાતથી માંડીને ગાયત્રી ગોખતા મુરબ્બીઓ, નાણાંકોથળીવાળા વાલેસરીઓ, સુગરીબાઈ, ખાખરાની ખિસકોલીઓ, ખુદાતાલા, દલા તરવાડી, લીલાધર ગાડગીલ વગેરેનો સમાવેશ થાય છે. આ સંબોધનરીતિ ગદ્યના તાણાવાણા વણી આપે છે. એક તો સંબોધનને કારણે સંબોધિત વ્યક્તિના સંબંધમાં ઉક્તિવૈચિત્ર્યને અવકાશ મળે છે. બીજું, ગદ્યમાં વાગ્મિતા પ્રવેશે છે. પ્રધાન ગદ્યલય વાગ્મિતાનો છે. નિરંજન ભગતે છંદોલયમાં વાગ્મિતા ઉમેરીને તેની પાસેથી કાવ્યોચિત કામ લીધું હતું તેમ ચંદ્રકાન્ત ગદ્યવાગ્મિતા પાસેથી કામ કઢાવવા તાકે છે અને કેટલેક અંશે સફળ પણ થાય છે. તે વેદનાને હસી કાઢવા હળવી ચાલે ચાલે છે, તેથી તેમાં રંગલાની રમૂજવૃત્તિ પણ ભળે છે. અન્યત્ર ખટકે તેવા ક્વચિત્ પ્રવેશેલા ગ્રામ્ય ઉદ્ગારો (જેવા કે 'રાંડ') વિલક્ષણ કવિમિજાજને કારણે નિર્વાહ્ય બને છે. બાળકથા, દંતકથા, લોકમાન્યતા, પુરાણકથા શૈશવનાં સાહિત્યકૃતિમાંના સંદર્ભો અને અખબારના સરક્યુલર, રિંગમાસ્ટર, કહેવતોના અંશો



અનુભૂતિનો વિસ્તાર સાધવામાં ઉપયોગી નીવડે છે. "એકલદોકલ થોર પર થરકતું કાંટાળું મૌન" જેવાં કલ્પનો અને "લાલચોળ લોઢાનાં સપનાં"માંના વિશેષણો કાવ્યકલાનાં દ્યોતક છે. હું કવિ ચંદ્રકાન્તને જ્યારે 'હુતુતુતુ' જેવાં કાવ્યોમાં શબ્દરમતમાં રાચતો અને 'બાણુ ગેંડુ' જેવાં કાવ્યોમાં લોકહિતચિંતકની ટોપી પહેરીને ગ્હાલતો જોઉં છું ત્યારે ઘડીભર મારો રાજ્યો રંજમાં ફેરવાઈ જાય છે.

**પ્રિયકાન્ત મણિયાર** બહુરુચિ કવિ નથી. તેઓ સમયની સાથે વહેતા રહ્યા છે. ચોથા કાવ્યસંગ્રહ 'સમીપ' (૧૯૭૨)ના અંતભાગમાં ગદ્યકાવ્યનો પ્રવાહ વહેતો થાય છે, જે 'પ્રબલગતિ' (૧૯૭૪)અને 'વ્યોમલિપિ' (૧૯૭૯)માં પહોળા પટ પર પથરાય છે. 'સમીપ'માંના કાવ્ય 'ઇતિહાસકાર ઇતિહાસમાં' વાંચતાં જ અણસારો મળે છે કે ગદ્યનું કાવ્યમાં રૂપાંતર તેમને દુર્ઘટ લાગે છે, જેની 'પ્રબલગતિ'માં પાકી પ્રતીતિ થાય છે. 'કન્ફર્મ'નો આરંભ જુઓ. વ્યવહારુ ગદ્યનું ગદ્યું સહેજ પણ ઓગળ્યું નથી. કાં તો ગદ્યનું ગચ્ચું રહી જાય છે કે પછી તે કણકણ થઈને વેરાઈ જાય છે. વિવેચકપ્રિય કૃતિ 'ઈસુની ઉક્તિ' અને લોકપ્રિય પણ નીવડેલી કૃતિ 'એ લોકો' પણ અભિધાપ્રધાન અને બહુ બોલકી તો બને છે જ.

'સમીપ'ના એક જ કાવ્ય 'બળદ' પાસે રોકાવાનું મન થાય છે. પ્રાણીપાત્રો પાસેથી કુશળતાથી કામ લેનાર પ્રિયકાન્ત મરણાસન્ન બળદની વેદના તેની એકોક્તિ દ્વારા રજૂ કરે છે:

"મારું અણિયાળું શિંગડું કોઈવાર એવું ઊડાડી જતું કે હેમંતના સમીરને સ્પર્શતી'

ફૂટી નીકળતી." (પૃ. ૬૩) "એની ડાળીઓ જેમ ડોલાવવી હોય તેમ હું ડોલાવતો" (પૃ. ૬૩) જેવાં કલ્પનો કાવ્યને સ્પર્શક્ષમ બનાવે છે, પરંતુ "બીજો બળદ" પંક્તિ પછીની છેવટની સાત પંક્તિઓમાંની અભિધા અને ચિપકાવેલું ચિંતન 'બીજા બળદ'ની વ્યંજનાને રોળીટોળી નાંખે છે. 'બીજા બળદ'નો ઉલ્લેખ જ મૃત્યુચક્ર અને વિધિની વક્રતાને વ્યંજિત કરવા પર્યાપ્ત હતો. 'પ્રબલગતિ'ના 'Twa flight 811' જેવાં કાવ્યો દર્શાવે છે કે અમેરિકાપ્રવાસનું બાલસહજ કુતૂહલ કાવ્યવિસ્મયમાં રૂપાંતર પામ્યું નથી. કેટલાંક કાવ્યોમાં પ્રેમની મ.સલ અભિવ્યક્તિ કાવ્યરોમાંચ જન્માવવાને બદલે પ્રાકૃતતામાં ઢળી જાય છે. કાવ્યતત્ત્વની ઝલક જ મળે છે. 'યશવંતને પત્ર'ના અંતભાગનું બીઅર પીરસનારી અઢાર વર્ષની છોકરી અને બાવન વરસની સીનિયર વેઇટ્રેસનું વાત્સલ્યચિત્ર 'તળાવની પાળે–મા ને દીકરી મળ્યાં/તલાવ તો છલકાઈ ગયાં' તે લોકગીતના સંદર્ભથી મ્હોરી ઊઠે છે. તાજો શબ્દપ્રયોગ 'તારકગણી' પણ સૂચક છે. 'ન્યૂ યૉર્ક–એક હરણ'માંનું હરણનું અને 'ટેનેટ્રૂસ'માંનું વ્હીલ્સનું પ્રતીક તેમની પ્રતીકયોજના-શક્તિનો પરચો આપી રહે છે. 'નચિકેતા'માં પુરાકલ્પનનો કામચાબ વિનિયોગ થયો છે.

'વ્યોમલિપિ'નાં ઢગલાબંધ કાવ્યો સૂચવે છે કે સંઘેડાઉતાર છંદોબદ્ધ કાવ્યો આપનાર કવિ અછાંદસ રચનાઓમાં કાવ્ય જેવા નાજુક પદાર્થ સાથે અધીરાઈથી કામ પાડીને તેને નંદવી નાખે છે. પરિણામે આપણા હાથમાં માત્ર આકર્ષક કાવ્યટુકડા જ આવે છે:

"કબરને ખોદતા કોદાળીના ઝટકા અને ટચકા જેવો ટુકડાનો અવાજ," પૃ. ૭

એક વાર પંખીને પંપાળ્યું, એ તો ઊડી ગયું, પણ પછી હાથ એવા મુલાયમ બની ગયા કે જેને પંપાળું એ પંખી બની જાય!" પૃ. ૪૪

ગદ્યકાવ્યના વિકાસમાં પ્રિયકાન્તનું પ્રદાન એકંદરે અલ્પ છે. અન્યથા સમર્થ કવિ પ્રિયકાન્ત ગદ્યમાં કેવુંક કૌવત બતાવે છે તે તપાસવાં જ આટલી વિગતે વિચારણા કરી છે.

પોતાનાં કાવ્યોને 'સરરિયલ' સંજ્ઞાથી ઓળખાવનાર **સિતાંશુ યશશ્ચંદ્રનો** કાવ્યસંગ્રહ 'ઓડિસ્યુસનું હલેસું' (૧૯૭૪) ગદ્યકાવ્યમાં પરાવાસ્તવનું નવું આકર્ષક તત્ત્વ ઉમેરે છે. આધુનિક યુગના શાપિત માનવીના ચિત્તનાં અગોચર ઊંડાણોને ખોતરવા માટે સિતાંશુ 'free associations', આદિમતા–પુરાણ–ઇતિહાસના સંદર્ભો, લોકકથા–શિશુકથાનાં ઇંગિતો, અત્યક્ષતા અને ઇન્દ્રિયવ્યત્યય, લોકગીત તથા શિશુગીતોના લયપલટાઓ, વર્ણસાદશ્ય અને પ્રાસાનુપ્રાસ, વ્યંજક શબ્દો, વિશિષ્ટતાયુક્ત વિશેષણો, અભિનવ શબ્દપ્રયોગ વગેરે ઉપકરણોની મેળવણીમાંથી એક પ્રકારની સંકુલ શૈલી ઉપજાવે છે. આ શૈલીનો તાગ મેળવવાનું કામ કેટલેક અંશે દુષ્કર બની રહે છે.

આ શૈલીને સિતાંશુ કેવી ક્ષમતાથી પ્રયોજે છે તે સમજવા સંગ્રહના પ્રથમ કાવ્ય 'એક સરરિયલ સફર'નો આરંભિક અંશ જોઈએ :

"ગયેલો તો મુઝિયમમાં.
ત્યાં જોયા મા'રાજા મમી.
તાળવે અથડાઈ બોલી પડયો :
રાજા, રાજા, સુથાર દંડ, સુથાર દંડ
કે ' કે નહીં દંડું નહીં દડું.
થાય શું ? તે ચાલ્યો પાછો દખણાદી વાટે.
વાટમાં મળી મારી પગલી.
ધૂળની ઢગલીની એ તો સગલી." પૃ. ૩

પ્રથમ પંક્તિ થીજી ગયેલા ભૂતકાળનો સંદર્ભ રચે છે. બીજી પંક્તિના "મા'રાજા મમી" તેમાં મૃત્યુનો અર્થ ઉમેરે છે. "મા'રાજા" શબ્દ free association અને જોડકણાના લયની મદદથી ચોથી પંક્તિમાંની સુથાર-ચણો-રાજાની શિશુકથામાં લઈ જાય છે. અહીં 'ચણો' શબ્દ અધ્યાહાર છે. રાજાનો નન્નો 'થાય શું ?'ની મૂંઝવણ ઊભી કરે છે. તે પાછો દખણાદી વાટે ચાલવા માંડે છે. દક્ષિણ દિશાનો ઉલ્લેખ યમના સંદર્ભને કારણે મૃત્યુને વ્યંજિત કરે છે. આમ, મૃત્યુનો ભાવ ઘૂંટાય છે 'વાટે' શબ્દ તે પછીની પંક્તિના 'વાટમાં' મળી જાય છે. તે પંક્તિનો અંતિમ શબ્દ 'પગલી' અનુપ્રાસ દ્વારા 'ઢગલી' અને 'સગલી'માં સંબાઈને લયને જુદો ઝોલો આપે છે. કાવ્યમાં આગળ વધતાં પેલો અધ્યાહાર રાખેલો 'ચણો' જડી આવે છે અને એમ કાવ્ય આગળ ચાલે છે.

આ પ્રકારનાં સરરિયલ કાવ્યો પછી બીજું ધ્યાનપાત્ર જૂથ 'મગનકાવ્યો'નું છે. આ કાવ્યોમાંનો અમુક કે તમુક વ્યક્તિ જ નથી, પણ કવિથી માંડીને કોઈપણ વ્યક્તિ છે. તે વિવિધ પરિસ્થિતિઓમાં મુકાયેલો છે, જેમાં સાહિત્ય અને રાજકારણ પણ છે. મગનની વિડંબના માટે સંબોધનોનો, બોલચાલની ભાષાનો, અને લયલહેકાનો સચોટ પ્રયોગ થયો છે. "અરે રે, મગન, રાતે ગાજર ?" જેવી ટૂંકી ઉક્તિઓ પણ લયસિદ્ધિનો સબળ પુરાવો બની રહે છે. સંગ્રહનું છેલ્લું કાવ્ય 'દા. ત. મુંબઈ : હયાતીની તપાસનો એક સરરિયલ અહેવાલ' એક દીર્ઘ અને મહત્ત્વાકાંક્ષી રચના છે. કાવ્યનો પરિવેશ નગરજીવનનો છે. તેમાં મુંબઈનાં કેટલાંક સ્થળોનો નામોલ્લેખ હોવા છતાં શીર્ષકમાંનો 'દા. ત.' શબ્દ તેને કોઈ પણ એક મહાનગરમાં ફેરવી નાખે છે આ મહાનગરમાં વસતી એક વ્યક્તિના 'ચિત્તનિર્માણના સાતત્ય'નું આ કાવ્ય છે. 'આયનો' કાવ્યનાયકની સ્વખિન્ન મનઃસ્થિતિનું કેન્દ્રવર્તી પ્રતીક છે આ પ્રતીકની સાથે નદી, ઘેટાં, દ્રાક્ષ અને પંખી, કાળું પંખી વગેરે પ્રતીકો સંકળાય છે અને વિવિધ આકર્ષક લયપલટામાં એકરસ બની જઈને કાવ્યની સંકુલ આકૃતિ નિર્મે છે. સર્જક અને ભાવક બંનેની કાવ્યસૂઝને કસે તેવું આ કાવ્ય છે.

ગઝલ અને છંદોબદ્ધ ઊર્મિકાવ્યોના નિર્માણમાં એકસરખી હથોટી ધરાવનાર રાજેન્દ્ર શુક્લ અછાંદસ કાવ્યરચના પર પણ એવી જ ધરાવે છે. તેની સાક્ષી 'કોમલ રિષભ' (૧૯૭૦) જૂજ અછાંદસ કાવ્યો પ પૂરે છે. 'પંખ પર્વત'નું પુરા ... ધ્યયુગીન અધ્ય જે કેન્દ્રવર્તી ... વે

...દિ ...મ્હ- ...સાથે ...પણ ...કૃતિ ...મનું ...ion ...અંતર ...યકની

શોધ'માં તેમની શક્તિ સવિશેષ ખીલે છે. શોધ ક્રમાંનો વ્યાકરણની પરિભાષાનો પ્રયોગ કવિની આત્મ-અભિજ્ઞાનની ઝંખનાનો સંકેત કરે છે. બસ–બસરટ-ના કેન્દ્રમાંથી ફૂટતી ત્રિજ્યાઓ બૌદ્ધસાહિત્યના સંદર્ભો, ચંદ્રમંડળ, દાન્તેના ઉલ્લેખ સુધી લંબાઈને કાવ્યને બૃહદ પરિમાણ અર્પે છે. પ્રથમ તેમ જ અંતિમ કાવ્યમાંનો જાતકકથાનો ગદ્યલય રાજેન્દ્રની લયસૂઝનું એક વધુ ઉદાહરણ પૂરું પાડે છે.

**મણિલાલ દેસાઈ** 'રાનેરી' (૧૯૬૮)માં અને **હસમુખ પાઠક** 'સાયુજ્ય' (૧૯૭૨)માં એકાધિક ગદ્યકાવ્યો આપે છે. પરંતુ ગદ્યકાવ્યનું નવું પરિમાણ સિદ્ધ કરે તેવી કૃતિઓ તો તેમની પાસેથી એક–એક જ મળે છે. મણિલાલનું 'અમદાવાદ' અને હસમુખનું 'અંતઘડીએ અજામિલ' તેમની શિરમોર કૃતિઓ છે. ચિનુ મોદીએ 'અમદાવાદ'ના[૧૦] અને મનસુખ સલ્લાએ 'અંતઘડીએ અજામિલ'[૧૧]ના કવિકર્મનો અભિલાષાઈથી પરિચય કરાવ્યો છે. મારે તેમાં વિશેષ કશું ઉમેરવાનું ન હોવાથી પુનરાવર્તનનું પાપ કરવાને બદલે માત્ર અંગુલિનિર્દેશ કરીને જ અટકું છું.

ગુજરાતી ગદ્યકાવ્ય અને કાવ્યગદ્યની ગુંજાયશ પ્રગટ કરનારા ઉપર્યુક્ત કવિઓ ઉપરાંત બીજા અસંખ્ય કવિઓએ ગદ્યકાવ્ય પર કલમ ચલાવી છે પણ તેમનું કોઈ મૌલિક પ્રદાન નથી. હું અહીં તેમનો નામોલ્લેખ કરવાનું ટાળું છું કેમ કે કોરી યાદીમાં મને રસ નથી. જો કે, તેમનો વૈયક્તિક બળૂકો અવાજ સાંભળવા હું અવશ્ય તત્પર છું.

અંતમાં એ નોંધી લઉં કે આ લેખનું ફલક મેં ગ્રંથસ્થ કૃતિઓ પૂરતું મર્યાદિત રાખ્યું છે. મારી નજર મુખ્યત્વે અભિવ્યક્તિ પર મંડાયેલી છે. અનુભૂતિનો આલેખ મને અભિપ્રેત નથી. તેનો આકૃતિના અંશ રૂપે ખપ પૂરતો જ ઉપયોગ કર્યો છે. □

---

૧૦. 'બે દાયકા ચાર કવિ' પૃષ્ઠ ૧૪–૧૬

૧૧. 'પ્રતિમા અને પ્રતિભાવ' (સં. ઉમાશંકર જોશી) પૃષ્ઠ ૧૫૮–૧૬૬

નિશ્ચિત આરંભ અને અંત ધરાવતું કાવ્યાત્મક ગદ્ય ખેડાવા લાગ્યું.

(આ) એક બીજા અભિપ્રાય મુજબ વ્રજનંદન સહાયકૃત 'સૌન્દર્યોપાસક' (૧૯૧૧) પ્રથમ હિન્દી ગદ્યકાવ્ય છે. વાસ્તવમાં એ ઘટનારહિત લઘુનવલ છે. અહીં વારસો છે કાદંબરી શૈલીનો.

(૩) અનુવાદોમાં સુલભ થયેલું કાવ્યાત્મક ગદ્ય એના મૂળ કાવ્યનું સ્વરૂપ અમુક અંશે સાચવી શકતું હતું. ઉપાડ અને અંતની માર્મિકતા સાથે વચગાળાની વાગ્મિતા સાધી શકાય તો ગદ્યકાવ્યની રચના થઈ ગણાય. એવા સંતોષથી હિન્દી ગદ્યકાવ્યનો આરંભિક તબક્કો હર્યોભર્યો છે.

(૪) અભ્યાસીઓએ ભારતેન્દુ હરિશ્ચંદ્રનાં નાટકોમાં અને અનુગામી પેઢીના લેખકોના કથા-સાહિત્યમાંથી કાવ્યાત્મક ગદ્યનાં અવતરણો આપીને હિન્દી ગદ્યકાવ્યનો ઈતિહાસ માંડ્યા છે. તને ૧૯૧૧માં રવીન્દ્રનાથ ટાગોરકૃત 'ગીતાંજલિ'ના અંગ્રેજી અનુવાદ અને ભારતીય ભાષાઓમાં થયેલા એના ગદ્યાનુવાદના પ્રભાવ સાથે હિન્દી ગદ્યકાવ્યના ઉદ્દ્ગમને ન જોડવા સભાન પ્રયત્ન કર્યો છે. પરંતુ એ હકીકત છે કે અન્ય ભાષાઓની કાવ્યકૃતિઓના અનુવાદની પ્રક્રિયા સાથે હિન્દી ગદ્યકાવ્યને પાયાની નિસબત છે. સને ૧૯૧૪થી ૧૯૩૦ના આરંભિક તબક્કાની કેટલીક રચનાઓ માત્ર અનુવાદ છે. ચંદ્રશેખર મુખર્જીની કૃતિ 'ઉદ્દ્ભ્રાન્ત પ્રેમ'નો પંડિત ઈશ્વરીપ્રસાદ શર્માએ કરેલો હિન્દી અનુવાદ '૧૯૧૫'માં પ્રગટ થયેલો છે. ગુજરાતી ભાવક જેમને નવલકથાકાર તરીકે વીસરી ગયો છે એ કવિ ન્હાનાલાલ દલપતરામની લઘુનવલ 'ઉષા'નો ૧૯૨૪માં ગિરધર શર્માએ હિન્દી અનુવાદ કરેલો. એનો ઉલ્લેખ હિન્દી ગદ્યકાવ્યના ઐતિહાસિક વિકાસના સંદર્ભમાં શ્રી અષ્ટભુજાપ્રસાદ પાંડેએ કર્યો છે. આ વિદ્વાન સુરેશ જોષીકૃત 'મરણોત્તર' વિશે જાણે તો એને પણ ગદ્યકાવ્ય ગણાવે!

(૫) વિખ્યાત કલામર્મજ્ઞ રાય કૃષ્ણદાસકૃત 'સાધના'નું પ્રકાશન ૧૯૧૬માં થયું. કાદંબરી શૈલીથી મુક્ત એવાં અર્વાચીન હિન્દી ગદ્યકાવ્યોનો પ્રથમ સંગ્રહ આ 'સાધના' જ છે. વૉલ્ટ વ્હીટમૅન અને ખલિલ જિબ્રાનનો પણ રાય કૃષ્ણદાસ પર પ્રભાવ ચર્ચાયો છે. 'હંસ' માસિકના ૧૯૩૧ના એક અંકમાં એમણે લખેલું:

> "'ગીતાંજલિ'એ મારું હૃદય આપમેળે મોહી લીધું, એટલું જ નહિ, એના એકાદ પૃષ્ઠમાં જ એટલી સુકુમારતા, ભાવુકતા અને સરસતા મળી કે હું એમાં તન્મય થઈ ગયો, એ સાથે એ પ્રકારના કેટલાય ભાવ સઘન મેઘપટલની જેમ મારા અંતસ્તલમાં ઘેરાઈ આવ્યા".

રવીન્દ્રનાથના પ્રભાવનો આ સ્વીકાર હિન્દી ગદ્યકાવ્યના આરંભિક તબક્કાના એક વ્યાપક લક્ષણનો પણ નિર્દેશ કરે છે. એટલું જ નહીં, ભારતની અન્ય ભાષાઓમાં ગદ્યકાવ્ય મૂળિયાં નાખી રહ્યું હતું ત્યારે રવીન્દ્રનાથ પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે પ્રભાવક નીવડ્યા હતા. સુનીલકુમાર ચૅટર્જીએ કહ્યું છે કે 'રવીન્દ્રનાથે એમનાં બંગાળી કાવ્યોના

# હિન્દી ગદ્યકાવ્ય

## રઘુવીર ચૌધરી

હિન્દી સાહિત્યના પ્રતિષ્ઠિત સમીક્ષકોએ ગદ્યકાવ્યને ઝાઝું મહત્ત્વ આપ્યું નથી, એ હાંસિયામાં નોંધવા જેવી ઘટના રહી છે. ગદ્યકાવ્યની એવી કોઈ શાશ્વતી કૃતિ પ્રગટ થાય કે જે એના સ્વરૂપની ચર્ચા કરવાની ફરજ પાડે અથવા કોઈ વિદ્વાન વિવેચકના હૈયે આ સ્વરૂપનો મહિમા સ્થપાયો હોય અને એ સર્જકોનું ધ્યાન ખેંચે; આ બંનેમાંથી એકેય ઘટના બની નથી. ત્રીજા, ચોથા અને પાંચમાં દાયકામાં ઠીકઠીક ચર્ચાયેલી કૃતિઓ 'સાધના' (૧૯૧૬, રાય કૃષ્ણદાસ), 'તરંગિણી' (૧૯૧૯ વિયોગીહરિ), 'અન્તસ્તલ' (૧૯૨૧, ચતુરસેન શાસ્ત્રી), 'શબનમ' (૧૯૩૭, દિનેશનંદિની), 'ચિંતા' (૧૯૪૨, અજ્ઞેય) માત્ર ઐતિહાસિક મહત્ત્વ દાખવીને મહાકાળના ચરણે કરમાઈ ગઈ છે, એ કારણે પણ હિન્દી સાહિત્યના ઇતિહાસમાં ગદ્યકાવ્ય વિશે સ્વતંત્ર પ્રકરણો જોવા મળતાં નથી. છેલ્લી પચીસીમાં ગદ્યકાવ્યના થોડાક પદવીલક્ષી અભ્યાસ થયા છે.

હિંદમાં ગદ્યકાવ્ય જાણે કે અંગ્રેજીમાં પ્રવેશેલું સ્વરૂપ છે.

(૧) નિબંધમાં – ખાસ કરીને લલિત નિબં માં – એનો સમાવેશ થયો, ઘટનારહિત લઘુનવલ પણ અનિયત સ્વરૂપનાં ગદ્યકાવ્યો ઊપસી આવ્

(૨) (અ) આરંભિક તબક્કે એ અનુવ દ્વારા અસ્તિત્વમાં આવ્યું. અન્ય ભાષાની કૃતિ હિન્દીમાં ઉતારવા જતાં, છંદ અને દૃઢતા છોડીને, એનો ભાવાનુવાદ આપવા

નિશ્ચિત આરંભ અને અંત ધરાવતું કાવ્યાત્મક ગદ્ય ખેડાવા લાગ્યું.

(આ) એક બીજા અભિપ્રાય મુજબ વ્રજનંદન સહાયકૃત 'સૌન્દર્યોપાસક' (૧૯૧૧) પ્રથમ હિન્દી ગદ્યકાવ્ય છે. વાસ્તવમાં એ ઘટનારહિત લઘુનવલ છે. અહીં વારસો છે કાદંબરી શૈલીનો.

(૩) અનુવાદોમાં સુલભ થયેલું કાવ્યાત્મક ગદ્ય એના મૂળ કાવ્યનું સ્વરૂપ અમુક અંશે સાચવી શકતું હતું. ઉપાડ અને અંતની માર્મિકતા સાથે વચગાળાની વાગ્મિતા સાધી શકાય તો ગદ્યકાવ્યની રચના થઈ ગણાય. એવા સંતોષથી હિન્દી ગદ્યકાવ્યનો આરંભિક તબક્કો હર્યોભર્યો છે.

(૪) અભ્યાસીઓએ ભારતેન્દુ હરિશ્ચંદ્રનાં નાટકોમાં અને અનુગામી પેઢીના લેખકોના કથા-સાહિત્યમાંથી કાવ્યાત્મક ગદ્યનાં અવતરણો આપીને હિન્દી ગદ્યકાવ્યનો ઈતિહાસ માંડયો છે. સને ૧૯૧૧માં રવીન્દ્રનાથ ટાગોરકૃત 'ગીતાંજલિ'ના અંગ્રેજી અનુવાદ અને ભારતીય ભાષાઓમાં થયેલા એના ગદ્યાનુવાદના પ્રભાવ સાથે હિન્દી ગદ્ય-કાવ્યના ઉદ્દગમને ન જોડવા સભાન પ્રયત્ન કર્યો છે. પરંતુ એ હકીકત છે કે અન્ય ભાષાઓની કાવ્ય-કૃતિઓના અનુવાદની પ્રક્રિયા સાથે હિન્દી ગદ્ય-કાવ્યને પાયાની નિસબત છે. સને ૧૯૧૪થી ૧૯૩૦ના આરંભિક તબક્કાની કેટલીક રચનાઓ માત્ર અનુવાદ છે. ચંદ્રશેખર મુખર્જીની કૃતિ 'ઉદ્દભ્રાન્ત પ્રેમ'નો પંડિત ઈશ્વરીપ્રસાદ શર્માએ કરેલો હિન્દી અનુવાદ '૧૯૧૫'માં પ્રગટ થયેલો છે. ગુજરાતી ભાવક જેમને નવલકથાકાર તરીકે વીસરી ગયો છે એ કવિ ન્હાનાલાલ દલપતરામની લઘુનવલ 'ઉષા'નો ૧૯૨૪માં ગિરધર શર્માએ હિન્દી અનુવાદ કરેલો. એનો ઉલ્લેખ હિન્દી ગદ્યકાવ્યના ઐતિહાસિક વિકાસના સંદર્ભમાં શ્રી અષ્ટભુજાપ્રસાદ પાંડેએ કર્યો છે. આ વિદ્વાન સુરેશ જોષીકૃત 'મરણોત્તર' વિશે જાણે તો એને પણ ગદ્યકાવ્ય ગણાવે !

(૫) વિખ્યાત કલામર્મજ્ઞ રાય કૃષ્ણદાસ-કૃત 'સાધના'નું પ્રકાશન ૧૯૧૬માં થયું. કાદંબરી શૈલીથી મુક્ત એવાં અર્વાચીન હિન્દી ગદ્યકાવ્યોનો પ્રથમ સંગ્રહ આ 'સાધના' જ છે. વૉલ્ટ વ્હીટમૅન અને ખલિલ જિબ્રાનનો પણ રાય કૃષ્ણદાસ પર પ્રભાવ ચર્ચાયો છે. 'હંસ' માસિકના ૧૯૩૧ના એક અંકમાં એમણે લખેલું :

> "'ગીતાંજલિ'એ મારું હૃદય આપમેળે મોહી લીધું, એટલું જ નહિ, એના એકાદ પૃષ્ઠમાં જ એટલી સુકુમારતા, ભાવુકતા અને સરસતા મળી કે હું એમાં તન્મય થઈ ગયો, એ સાથે એ પ્રકારના કેટલાય ભાવ સઘન મેઘપટલની જેમ મારા અંતસ્તલમાં ઘેરાઈ આવ્યા".

રવીન્દ્રનાથના પ્રભાવનો આ સ્વીકાર હિન્દી ગદ્યકાવ્યના આરંભિક તબક્કાના એક વ્યાપક લક્ષણનો પણ નિર્દેશ કરે છે. એટલું જ નહીં, ભારતની અન્ય ભાષાઓમાં ગદ્યકાવ્ય મૂળિયાં નાખી રહ્યું હતું ત્યારે રવીન્દ્રનાથ પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે પ્રભાવક નીવડયા હતા. સુનીલકુમાર ચૅટર્જીએ કહ્યું છે કે 'રવીન્દ્રનાથે એમનાં બંગાળી કાવ્યોના

જે અંગ્રેજી અનુવાદ કર્યા એમનો પ્રભાવ બંગાળી પર બહુ ઓછો પડ્યો, ભલેને બંગાળની બહાર એનો ગમે તેટલો પ્રભાવ પડ્યો હોય.' (પૃ. ૩૭, 'હિન્દી ગદ્યકાવ્ય'–પદ્મસિંહ શર્મા) આ પ્રભાવ હિન્દી પર ઠીક ઠીક પડ્યો છે. અલબત્ત, એથી 'ગીતાંજલિ' કક્ષાની કોઈ કૃતિ સંભવી નથી.

× × ×

બીજા અને ત્રીજા દાયકાના હિન્દી ગદ્યકાવ્યમાં બૌદ્ધિક ચાતુરી, ભાવુકતા અને વાગ્મિતા સવિશેષ જોવા મળે છે. ૧૯૧૯મા પ્રગટ વિયોગી હરિકૃત 'તરંગિણી' એ યુગમા પ્રશંસા પામેલી રચના છે. પરંતુ આજે એની વાગ્મિતા પણ ફિક્કી પડેલી લાગે છે. ક્રિયા વિનાનો ભાવ પણ શબ્દાળુતામા ઢંકાઈ રહે છે:

"જબ મૈ અતિ વિશદ નિર્જન અરણ્ય મેં કલરવ કલ કલિત સુલલિત ઝરના કા સુગતિ વિન્યાસ દેખતા હૂઁ, મંદ સલિલસ્વના સરિત તટ તરુશાખા વિહારત કલકંઠી કોકિલ કી કુહુક ધ્વનિ સુનતા હૂઁ, પ્રભાત આતપ્ત ઝલકિત હરિત તૃણાચ્છાદિત પ્રકૃતિ પરિષ્કૃત બહુવનસ્પતિ સુગંધિત સુખદ ભૂમિ પર લેટતા હૂઁ, તથા નાના વિહગપૂર્ણ સુફલિત વૃક્ષાવૃત્ત ગિરિ સુવર્ણશૃંગ શુભ્ર સ્ફટિકમય શિલા પર બૈઠ કર પ્રકૃતિ છટા દર્શનોન્મત્ત અર્ધોન્મીલિત સાશ્રુ નયન દ્વારા અસ્તપ્રાય તપ્ત કાંચન વર્ણ રવિમંડલમય કમનીય કાંતિ કી ઓર નિહારતા હૂઁ, તબ સ્વભાવ સુંદર, લજ્જાવનત અબોધ સુમન સૌરભ રસિકપવન, આકર શ્રવણ પુટ દ્વારા તેરા વિરહોત્કંઠિત પ્રિય સંદેશ સુના જાતા હૈ"

વિયોગી હરિ (પૃ. ૫૪, 'તરંગિણી')

સંસ્કૃતમાં સમાસ એક શબ્દરૂપે લખાય છે. અહીં લેખકે સામાસિક પદોને પણ છૂટા લખ્યા છે. એ શિથિલતા બાદ કરતાં અહીં બાણ અને જયદેવની સમાસશૈલીનું જ અનુકરણ દેખાશે.

ભાવુકતા અને સંસ્કૃત પદાવલિના અતિરેકમાંથી મુક્તિ મેળવવામાં ચતુરસેન શાસ્ત્રીનો ફાળો છે, કેમ કે એ મુખ્યત્વે નવલકથાકાર હતા. ૧૯૨૧માં પ્રગટ 'અન્તસ્તલ'માં ચિત્રાત્મકતા ધ્યાન ખેંચે છે. હિન્દી ગદ્યકાવ્યમાં હવે સંવેદન અને અભિવ્યક્તિની સૂક્ષ્મતા પ્રવેશે છે. પૂર્વેની નરી ભાવુકતા સાથે હવે તત્ત્વચિંતન ઉમેરાય છે. વાદળના ટુકડા જેવું આ હલકું સ્વરૂપ હવે કંઈક વજનદાર બને છે. યુગચેતનાનો સ્પર્શ પણ જોવા મળે છે. એવા ઘણા લેખકો ગદ્યકાવ્ય ભણી વળ્યા હતા, જેમને આજે કોઈ યાદ કરતું નથી. કાળના પ્રવાહમાં વિલીન થઈ ગયેલા એ વ્યક્તિત્વ ગદ્યકાવ્યના સ્વરૂપમાં ક્યારેક માર્મિક અભિવ્યક્તિ પામ્યા હતા. ૧૯૨૯માં પ્રકાશિત બાલકૃષ્ણ બલદુઆ નામના એક ગૌણ સર્જકની 'અતૃપ્તિ' નામની રચના નોંધપાત્ર છે:

"મૈં નદીકગાર પર બૈઠા હૂઁ–દોનો પૈર લટકાયે હુએ. ચપલ લહરિયાઁ ઉચક ઉચકકર ઉન્હેં છૂતી હૈં, અસ્ફુટ સ્વર મેં કુછ કહતી હૈં ઔર ઝટ સે ભાગ જાતી હૈં.

મૈં સમઝતા હૂઁ–યહ લહરિયોં કા આવાહન હૈ, વે મુઝે બુલા રહી હૈં અપને સાથ

ક્રીડા કરને કે લિએ, ઔર મૈં કૂદ પડતા હૂઁ.
પર યહ ક્યા ? જહાઁ મૈં કૂદા વહાઁ
બાલૂ-હી-બાલૂ. નદી પૂર્વવત્ ઇઠલાતી કલ-કલ
કરતી બહતી રહી, પર મુઝ સે તનિક દૂર.''
('કલ્યાણ', ૧૯૨૯)

આ રચનામાં વાગ્મિતા નથી, અલંકારોની ભરમાર નથી, પણ એના આદિ, મધ્ય અને અંત વચ્ચે સમ્બન્ધ છે. આખી રચના એક શ્વાસે વાંચી શકાય છે અને નદીની લહરીઓથી ખેંચાયેલો માણસ રેતીનો પટ પામે, જીવતો પ્રવાહ નહીં, એ નિરૂપણ સ્વયમેવ કશુંક કહી જાય છે. રેતી અને લહરીનો પ્રતીકાર્થ ઉકેલવાની જરૂર રહેતી નથી. આ પ્રકારની સુબદ્ધ રચનાઓ ભાવકના ચિત્તમાં સહેલાઈથી ધારણ થઈ શકે છે. ગીતની ગેયતાની અવેજીમાં ગદ્યકાવ્યની આ ચિત્રાત્મકતા એક પ્રભાવક લક્ષણ બને છે. લહરી અને રેતીનાં પ્રતીક આજના ભાવકને સુપરિચિત લાગે, પરંતુ આ કાવ્ય રચાયું તે અરસામાં (૧૯૨૯માં) હિન્દી કવિતામાં એમનો વિનિયોગ તાઝગીનો અનુભવ કરાવી શકે એમ હતો.

હવે હિન્દી ગદ્યકાવ્યનું સ્વરૂપ-વિવેચન પણ શરૂ થાય છે. કવિઓ પણ બોલતા થયા છે. કોઈ 'રમણીય અને રસાત્મક' પર ભાર મૂકે છે, કોઈ કહે છે કે ગદ્યકાવ્યમાં 'બુદ્ધિતત્ત્વ નિતાન્ત અપ્રધાન' હોય. કોઈ કહે છે કે પદ્યનાં બંધનોથી મુક્ત પણ એની રસમયતાથી યુક્ત ભાવનાઓનો શબ્દદેહ એટલે ગદ્ય-કાવ્ય. કોઈકે નોંધ્યું કે ભાવુકતા અને રસ લેવાની સાથે ગદ્યકાવ્યે આંતરિક મિલન માટે છંદનાં વસ્ત્ર ઉતારી નાખ્યાં. સહુથી પ્રતીતિજનક ઉદ્‌ગાર છે મહાદેવી વર્માનો : 'ગદ્યની ભાષા બંધનહીનતાના બંધનમાં બદ્ધ, ચિત્રમય, પરિચિત અને સ્વાભાવિક હોઈને પણ હૃદયને સ્પર્શવા સમર્થ હોઈ શકે છે.' (જુઓ પૃ. ૨૧, 'હિન્દી ગદ્યકાવ્ય'–પદ્મસિંહ શર્મા)

શ્રી અષ્ટભુજાપ્રસાદ પાંડેએ 'હિન્દી ગદ્યકાવ્ય : ઉદ્‌ભવ ઔર વિકાસ' નામના સ્વાધ્યાય-ગ્રંથમાં હિન્દી ગદ્યકાવ્યના ઇતિહાસને નીચે મુજબ વહેંચ્યો છે :

(૧) પ્રારંભિક કાલ – સન્ ૧૯૧૪થી ૧૯૩૦
(૨) મધ્ય કાલ – સન્ ૧૯૩૦થી ૧૯૫૦
(૩) ઉત્તર કાલ – સન્ ૧૯૫૦થી આજ સુધી.

દેખીતી રીતે આ કાલ-વિભાજન વાજબી લાગશે, સગવડભર્યું તો છે જ. પરંતુ શ્રી પાંડેએ આપેલાં દૃષ્ટાંતો જોતાં જ પ્રશ્ન થાય છે: પહેલા અને બીજા તબક્કા વચ્ચે જે અંતર છે, જે વિકાસ છે એ બીજા અને ત્રીજા વચ્ચે છે ખરો ?

હિન્દી ગદ્યકાવ્યોનો પ્રથમ તબક્કો અનુવાદો, અસરો, શબ્દરમતો અને ભાવસંદિગ્ધ ઉક્તિઓને કારણે સાવ સામાન્ય લાગે છે. બીજા તબક્કામાં શબ્દોની આતશબાજી અદૃશ્ય થાય છે. વાગ્મિતા છે ત્યાં પ્રાણવાન છે, કવિ સામે કોઈક ઇન્દ્રિય સંવેદ્ય આધાર છે, કાં તો એ પરિસ્થિતિ છે, કાં તો એ ચરિત્ર છે, કાં તો દ્વિનિષ્ઠ છે, કાં તો દર્શનનો એને માન્ય કોઈક સિદ્ધાંત છે. પૂર્વેનું વાયવ્યપણું અહીં ઠીક ઠીક દૂર થયું છે.

ત્રીજા તબક્કામાં બીજાનું જ અનુસંધાન છે. બીજામાં જે સિદ્ધ થયું તે ત્રીજામાં વધુ કોળી

ઉદ્ભવ્યું છે એમ કહેવા માટે આધાર મળતો નથી. ખરી વાત તો એ છે કે હિન્દી ગદ્યકાવ્યનો માની લીધેલો ઉત્તર કાલ એ એની અવનતિનો કાળ છે, એના સમાપનનો સમય છે.

હિન્દી કવિતામાં ૧૯૪૫ સુધીમાં અભિવ્યક્તિ પરત્વે જે જાગૃતિ આવી, જે પ્રયોગશીલતા આવી એણે છંદ અને લયની આગવી માવજત કરી જાણી છે. હિન્દી કવિતામાંથી સંસ્કૃતના વર્ણમેળ છંદો વહેલા વિદાય લે છે. એ છંદોને મૈથિલીશરણ ગુપ્તે ઉત્સાહથી પ્રયોજ્યા અને એમણે જ છોડ્યા. અજ્ઞેયજીએ નોંધ્યું છે કે ગુપ્તજીના છોડવાથી એ અક્ષરમેળ છંદો છૂટી ગયા, માત્રામેળ છંદો જ રહ્યા. આ માત્રામેળ છંદો નિરાલાજીના હાથે 'મુક્ત' થયા હતા, એટલે કે પરંપરિત થયા હતા. નિરાલાજીએ માત્રામેળ છંદોનું ઉન્મૂલન નહોતું કર્યું. એમણે લયનાં આવર્તનો બહુ સમજપૂર્વક વહેંચ્યાં હતાં, વધાર્યાં હતાં. પણ અજ્ઞેયજી અને 'તાર સપ્તક'-ના અન્ય કવિઓએ તો કવિતાના લયને માત્રામેળ આવર્તનોની બહાર પણ શોધ્યો. કવિતાને ગદ્ય-ખંડમાં ઢાળી શકાય એ રીતે લય યોજ્યો. પરંતુ શબ્દની પસંદગી, આગવો અન્વય અને નાદતત્ત્વની જે કાળજી લીધી હોય એ જોતાં લાગે કે આ કવિતા જ છે, કાવ્યાત્મક ગદ્યખંડ નથી. વળી, ગદ્યકાવ્યના ક્ષેત્રે જે કાવ્યાત્મક લાગે એ આ નવી કવિતા માટે તો વર્જ્ય હતું. એ બધી મુગ્ધતા છૂટી ગઈ અને મોહભંગ થયો એ સારું થયું, એમ નવી કવિતાના વિવેચકોએ નોંધ્યું છે. કલ્પનોનું પ્રાચુર્ય વધી ગયું તો 'સપાટબયાની' આવી. એવું નિરૂપણ કરતી આધુનિક કવિતાના એકાદ ખંડને ગદ્યની રીતે લખીને ૧૯૪૦ પૂર્વેનાં ગદ્યકાવ્યો ભેગો મૂકી દઈએ તો એ યુગનો વાચક તો ઉશ્કેરાઈને કહી દે : આ તદ્દન શુષ્ક ફકરો ક્યાંથી અહીં આવી પડ્યો? એ જ ફકરાનાં વાક્યોને તોડીને, કાવ્યદેહે ગોઠવીને આજનો વિવેચક એનું સૂક્ષ્મ વિશ્લેષણ કરશે. ટૂંકમાં, ગદ્યકાવ્યના લયાત્મક ગદ્યમાં અને આધુનિક કવિતામાં પ્રયોજાયેલા ગદ્યલયમાં અંતર છે. એ સ્વતંત્ર અભ્યાસનો વિષય છે. આપણે અહીં હિન્દી ગદ્યકાવ્યના ક્ષેત્રે નોંધપાત્ર પ્રદાન કરનાર કૃતિઓનો પરિચય કરીએ એ પહેલાં હિન્દીમાં 'ગદ્યકાવ્ય'ની સાથે પ્રચલિત 'ગદ્ય-ગીત' શબ્દનો અધ્યાસ સ્પષ્ટ કરી લઈએ.

'ગદ્યકાવ્ય' ભાવબહુલ અને કલ્પનસમૃદ્ધ હોઈ શકે છે, એની દીર્ઘતાની કોઈ સીમા નથી. જ્યારે 'ગદ્યગીત'માં એક જ ભાવની થોડાક સંગીતાત્મક શબ્દોમાં અભિવ્યક્તિ હોય છે. પદ્યબદ્ધ રચનાઓમાં પ્રબંધ કાવ્ય અને ઊર્મિકાવ્યના જેવા ભેદ પાડવામાં આવ્યા છે તેવા જ ભેદ ગદ્યકાવ્ય અને ગદ્યગીત વચ્ચે માનવામાં આવ્યા છે. બબ્બે ચારચાર પંક્તિઓની રચનાઓને ગદ્યગીત તરીકે ઓળખાવવામાં આવી, પણ અંતે આ ભેદ મહત્ત્વનો રહ્યો નહીં.

x x x

હિન્દીના ત્રીજા દાયકાની છાયાવાદી કવિતાની એક ઉપલબ્ધિ છે એનું પ્રકૃતિવર્ણન. નૈસર્ગિક સૃષ્ટિ માનવીય ભાવોનું સંપૂર્ણ પ્રતિરૂપ ન હોય ત્યાં પણ નિરૂપણની સૂક્ષ્મતા હૃદ્ય બની રહે છે. જુઓ :

"આમ કી ડાલી પર બૈઠી હુઈ કોકિલ કી મૃદુલ ચંચુ મંજરી કી પ્યાલી મેં ડૂબી હી રહ ગઈ.

ભ્રમર ને વીણા બજાઈ, ઓસકણોં મેં સોઈ હુઈ નીરવતા જાગ ઊઠી, દૂર પશ્ચિમ ક્ષિતિજ કે પાર સોને કી કિરણોં સે સૂચિત પહાડી કે પીછે સ્વર્ણિમ અસ્તાચલ કે પર્યંક પર ઝૂકતા હુઆ સૂર્ય, પરોં કે ફડફડાને કા શબ્દ સુન થોડી દેર કો પહાડી કી ચોટી પર ઠહર ગયા, તભી ઉડતી હુઈ કોયલ નિકટ આકર બોલી, 'દિનપતિ! મુઝે મોતિયોં કી એક લડી ચાહિયે, શિવ કી હરિ ચન્દ્રિકા સે ભી શુભ્ર, જાહ્નવી કે પવિત્ર ફેન સે ભી સફેદ, આલિંગન સે ભી કોમલ મુઝે ઐસી મોતિયોં કી લડી ચાહિયે.'"

—ભગવતીપ્રસાદ પાન્થરી ('ચાંદ', ૧૯૩૬)

આ રચના સંધ્યાનું વર્ણન કરે છે અને પ્રભાતનું વચન માગે છે. અહીં સીધું કથન નથી, વાક્યની રચના, પદોના અન્વય નિયમિત છે, વ્યાકરણસંમત છે. વાક્યે વાક્યે તાઝગી અનુભવાય છે એ ભાવવ્યંજનાને આભારી છે, સૃષ્ટિનાં તત્ત્વો વચ્ચે સ્થપાતા અરૂઢ સંબંધોને આભારી છે.

સંવેદનશીલ વ્યક્તિ સંસારના કોલાહલથી બચીને જાત સાથે વાત કરવા ઇચ્છે તો એને ગદ્યકાવ્યનું સ્વરૂપ સુલભ છે. એનાં કેટલાંક સુપરિણામ નોંધી શકાય એમ છે. નીચેની રચનાની વચનવક્રતાને તત્ત્વબોધનો આધાર છે :

"લોગ કહતે હૈં તુમ્હેં ગાના નહીં આતા. યદિ નહીં આતા તો યહ વિશ્વ સંગીતમય કૈસા? કવિ કી કવિતા મેં, ભ્રમરોં કે ગુંજન મેં, પક્ષિયોં કે કલરવ મેં ઔર અપને હૃદય કી ગતિ મેં મુઝે કિસ સંગીત કા આભાસ હો રહા હૈ! લોગ કહતે હૈં, તુમ્હેં ગાના નહીં આતા."

—કેશવપ્રસાદ વર્મા ('ચાંદ', ૧૯૩૬)

ક્યારેક રહસ્યમય સત્તાને પોતાના આરાધ્ય દેવનું કલ્પિત રૂપ આપીને કરેલું સંબોધન રચનાને નાટ્યાત્મક બનાવે છે. રાની ટંડનની કવિ તરીકે વિશેષ ખ્યાતિ નથી, પણ એમની એક રચના આ દૃષ્ટિએ, તેમ જ કવિતાની રીતે વાક્યો છાપવાની પદ્ધતિને કારણે ઉલ્લેખનીય છે. પદક્રમ અને અન્વય ગદ્યના જ છે. મુદ્રણ માટેની ગોઠવણી જ કવિતાનો આભાસ કરાવે છે. કવિને અભિપ્રેત છે ગદ્યકાવ્ય :

"મેરે દેવતા –

તુમને આને કા વાદા કિયા થા. તુમ્હારી ભેંટ કે લિયે મૈંને બડે અરમાનોં સે માલા ગૂઁથી, આરતી કે લિએ, એક દીપક જલાકર રખા ઔર તુમ્હારે ચરણ ધોને કે લિએ જલ ભરકર પાત્ર.

ચન્દ્રજ્યોત્સ્ના પૃથ્વીતલ પર ચાઁદી કી વર્ષા કર રહી થી ઔર મૈં? મૈં અપલક નેત્રોં સે કર રહી થી પ્રતીક્ષા તુમ્હારે આને કી.

ધીરે ધીરે કાલિમાને અપના સામ્રાજ્ય સ્થાપિત કર લિયા.
ઘોર અંધકાર નિબિડ અંધકાર !!
ઔર ન જાને કબ મેરી આંખ લગ ગઈ.
ઐસી સમય મેરે દેવતા !
તુમને ચુપકે સે મેરી કુટિયા મેં પ્રવેશ કિયા,
કુટિયા કે ચારોં કોને જગમગા ઉઠે.
મૈં હડબડાકર ઉઠી.
ઉફ્ !
દીપક તો કભી કા બુઝા પડા થા,
પ્રેમોપહાર સૂખ ગયા થા.
જલપાત્ર ભી રિક્ત પડા થા –
મૈં કિંકર્તવ્ય વિમૂઢ બન ગઈ –
ઔર તુમ –
તુમ ખડે મુસ્કરા રહે થે મેરી બેબસી પર.
મૈં તુમ્હારે ચરણોં પર ગિર પડી –
મેરે નેત્રો મેં ઉમડે હુએ આઁસૂ તુમ્હારે ચરણોંકા પ્રક્ષાલન કરને લગે.
તુમને બડે સ્નેહ સે મુઝે ઉઠાયા.
આશ્ચર્ય !
તુમ્હારે ચરણોં પર ગિરા હુઆ પ્રત્યેક અશ્રુ-કણ પારિજાત પુષ્પમેં પરિણત હો ગયા. ઔર મૈંને દેખા :
તુમ ખડે મુસ્કરા રહે થે –
મેરે દેવતા."

–રાની ટંડન ('હંસ', ૧૯૩૭)

પ્રતીક્ષા ખરી, પણ અધૂરી પ્રતીક્ષા. દેવતા આવે એ પહેલાં જ પોપચાં ઢળી પડે. બધું કરમાઈ જાય, ખૂટી જાય ત્યારે એ આવે. કુટિર ઝગમગી ઊઠે હવે પ્રાપ્ત થયેલી જાગૃતિમાં આંસુ સિવાય બીજો કશો અર્ઘ્ય સુલભ નથી. એ જ પર્યાપ્ત છે દેવતાના ચરણે પડેલા અશ્રુકણ પારિજાત ફૂલમાં પલટાઈ જાય છે. આ ચમત્કાર અલંકારનો છે. આ ઘટના સાહિત્યના ઘરની છે. એ સિવાય રચનામાં બીજી કોઈ ખૂબી નથી. જો અહીં સંબોધન-પદ્ધતિ ન હોત અને એક જ ફકરામાં આખી રચના ગોઠવાયેલી હોત તો એ ધ્યાન ખેંચ્યા વિના સરકી જાત.

રાય કૃષ્ણદાસકૃત 'સાધના' સંગ્રહ હિન્દી ગદ્યકાવ્યના આરંભિક તબક્કાનાં ઘણાં લક્ષણ ધરાવે છે. ભાવસૃષ્ટિ અને કાવ્યલઢણો પરત્વે અનુગામી હિન્દી ગદ્યકાવ્ય એમનું ઋણી છે. આત્મા અને પરમાત્માના સબંધનાં વિવિધ ચિત્રો એમણે આપ્યાં છે. સંવેદનને ઇન્દ્રિય-પ્રત્યક્ષ કરવામાં પરમાત્મામાં આરોપેલો માનવીય સંચાર, લીલાધર્મ, સામાન્ય પ્રકારના સત્ત્વારોપણથી જુદો પડે છે. અને ભાવકનો વિશ્વાસ ટકાવી રાખી એને કૃતિની ચિત્રાત્મક ક્રિયામાં કે ક્રિયાત્મક ચિત્રમાં રમમાણ રાખે છે. જુઓ :

> 'મૈં કુટી બન્દ કરકે આસન પર સગર્વ બૈઠા થા. ઉસ કુટી કો મૈં વિશ્વ સમઝતા થા ઔર અપને કો ઉસકા મહારાજ, અપને મદ મેં મૈં ચૂર થા. ન જાને કૈસે તુમ ભીતર આ ગયે. મન્ત્ર-મુગ્ધ કી ભાંતિ આસન કા એક કોના મૈંને તુમ્હારે લિએ છોડ દિયા. તુમ બૈઠ ગયે. મ ધીરે ધીરે ખસકને લગા. ઉસ પર તુમ્હારા

અધિકાર બઢને લગા. મૈં ભૂમિ પર આ ગયા. તુમ આસન પર પૂર્ણતઃ આસીન હો ગયે.

મૈં નિર્નિમેષ નયનોં એ અવાક્ હોકર તુમ્હારી સુન્દરતા નિરખને લગા. મુઝે ઉસમેં પ્રતિક્ષણ નવીનતા મિલને લગી. ઇધર મેરે હાથ તુમ્હારે પાँવ પલોટને લગે.

અકસ્માત્ પ્રચંડ પવન ચલતા હૈ. કુટી હિલને લગતી હૈ. ઘનઘોર ઘટા ઘિરકર બરસને લગતી હૈ. વિદ્યુત્પાત હોને લગતા હૈ. પ્રલયકાલ ઉપસ્થિત હોતા હૈ. પર મૈં અશાન્ત, વિચલિત યા ભીત નહીં હોતા હૂँ. ક્યોંકિ તુમ તો મેરે પાસ હો.'

–રાય કૃષ્ણદાસ

(પૃ. ૬૬, 'સાધના', ચોથી આવૃત્તિ)

રચનાનાં આદિ અને અંત વચ્ચે થયેલું ાનાન્તર અને અંતે સ્થપાયેલું ઔચિત્ય હૃદ્ય છે.

રાય કૃષ્ણદાસની રચનાઓમાં આગળ જતાં માજિક હેતુ (સોશિયલ પર્પઝ) પણ પ્રવેશે છે. ારેક વ્યક્તિની વાત સમષ્ટિને સ્પર્શે છે તો ારેક સમષ્ટિ નિમિત્તે થયેલું અંકન મનુષ્યની યતિ નિર્દેશે છે. કસ્તૂરી અને મૃગને પ્રચલિત ાકાર્થ દેહમાં રહેલ આત્માથી અજાણ વ્યક્તિના ્ય ભ્રમણનો સંકેત કરે છે. અહીં સામાજિક દર્ભ ઉમેરાયો છે, અથવા કહો કે આજના વકને એમાં સામાજિક સંદર્ભ લાધે છે.

'મૃગ–નાભિ મેં જો કસ્તૂરી ભરી હૈ, જિસકી ગંધ સે સારા કાનન મહ–મહ હો રહા હૈ, જો દેવતાઓં કે સિર પર ચઢતી હૈ, સમ્રાટોં કા જિસસે રાજતિલક હોતા હૈ, સુન્દરિયાँ જિસસે અંગરાગ કરતી હૈં, પુરસ્કારોં મેં જિસકા વિતરણ હોતા હૈ, રત્નોં–જૈસા જિસ કા સંચય હોતા હૈ, વનચરોં કો સમૃદ્ધિ દિલાતા હૈ, બડી-બડી નિધિયોં મેં સ્થાન પાતા હૈ, ક્યા ઉસકી ઉત્પત્તિ ઇસીલિયે હોતી હૈ કિ વહ મૃગ કો જંગલ–જંગલ ભટકને ઔર અન્ત કો ઉસકી જાન કા ગાહક હો?'

–રાય કૃષ્ણદાસ (પૃ. ૧૫, 'છાયાપથ')

સજીવારોપણ અને વચનવક્રતાને કારણે યાદગાર નીવડતાં પ્રકૃતિચિત્રણ પણ રાય કૃષ્ણદાસની કૃતિઓમાં જોવા મળે છે.

'સારા કાનન ચિત્ર–વિચિત્ર કુસુમ ઔર પલ્લવોં સે જલ ઉઠા હૈ. હુલસી ભ્રમરાવલી ફૂલડોલ પર પેંગેં લે રહી હૈ. સુમન ઉસકે કપોલોં પર પરાગ કા ગુલાલ પોત રહે હૈં, મધુ પિલા રહે હૈં. વે છકકર મૌજ કે ગીત ગા રહે હૈં. ભાવુક પવન, ચપલ લતિકાઓં સે છેડ-છાડ કર રહા હૈ, ઉન્હેં ગુદગુદા રહા હૈ, વે ખિલ કર, હँસ કર ફૂલોં કી ઝડી લગા રહી હૈં.

વસન્ત પવન ધીરે-ધીરે ચલ રહા થા. અટકતા હુઆ ચલ રહા થા. પુષ્પોં કી ભીડ મેં ઉસે માર્ગ હી ન મિલા થા. વહ એક ભૂલ- ભુલૈયા મેં પડા થા.'

–રાય કૃષ્ણદાસ

(પૃ. ૮૪ 'સાધના', ચોથી આવૃત્તિ)

ઉપર્યુક્ત ત્રણ રચનાઓમાં વિષયવસ્તુ, રચનારીતિ અને વાક્યવિન્યાસનું વૈવિધ્ય એક સ્વરૂપ તરીકે ગદ્યકાવ્યની શક્યતાઓ પણ ચીંધે છે.

અહિંદીભાષી વિસ્તારોમાં અજાણ્યું એક નામ છે દિનેશનંદિની ચોરડિયાનું, જેમની અટક પાછળથી ડાલમિયા થઈ. દિનેશનંદિનીનો ગોપીભાવ મિલનની સ્થિતિમાં પણ ચિરમિલન માટે આતુર છે. જગતના સૌન્દર્યનું દર્શન પણ એમના માટે પ્રેમોન્માદ બની રહે છે. પ્રેમ અને સૌન્દર્યના સીમિત ક્ષેત્રમાં પણ ભાવગત સૂક્ષ્મતા અને બદલાતી મનઃસ્થિતિઓને કારણે વૈવિધ્ય છે. એમણે પ્રેમના માંસલ સ્વરૂપનું પણ નિર્ભયતાથી નિરૂપણ કર્યું, જે વિવેચકોને યાદ રહ્યું. તમામ સ્થિતિઓમાં અપરાજેય રહેતો સમર્પિત પ્રેમ દિનેશનંદિનીની આગવી ઓળખ બની રહે છે :

> ' મુઝ પર ફૂલોં કી વર્ષા ન કરો દેવ !
> મૈં તુમ્હારી અનંત દયા કા ભાર વહન કરતે-કરતે ઝુક ગઈ હૂઁ
> મુઝે વૈભવ કા દાન ન દો દેવ !
> મૈં તુમ્હારી યૌવન-પરછાઈં કા ઓજ દેખકર હી ઇઠલા ગઈ હૂઁ.
> મુઝે અમર હોને કા વરદાન ન દો વરદાતા !
> મૈં તો તુમ્હારા જીવન દેખકર હી જીને સે અંધી હો ગઈ હૂઁ.
> મુઝ પર ફૂલોં કી વર્ષા ન કરો દેવ '.
>
> —દિનેશનંદની ( મૌક્તિક માલ )

હિન્દી સાહિત્યના ત્રીજા-ચોથા દાયકામાં લઘુતાનું ગૌરવ થયું, એ સાથે નકારાત્મક અનુભવોનો પણ જીવનની સમગ્રતાના અંશરૂપે સ્વીકાર થ[illegible] ગદ્યકવિઓએ વેદનાનો મહિમા કર્યો અને મટી જવા અધિકારને અબાધિત રાખવા દેવને વિનંતી એ પ્રકારની ખુમારી દિનેશનંદિનીનાં ગદ્યકાવ્યે પણ જોવા મળે છે. તેથી મૃત્યુમાં પણ એ [illegible] શક્યતા જોઈ શકે છે. મહાસત્તાને-પ્રિયતમને સંભ આપવાની એક પ્રગલ્ભ રીત પણ [illegible] કેટલાંક ગદ્યકાવ્યોને તાઝગી અર્પે છે :

> ' પનઘટ પર બૈઠકર ભી તૂ મેરા રસક[illegible] ભરને સે ઇન્કાર કરતા હૈ. તારોં કે પ્રાચીર[illegible] તારુણ્ય-ભરે પ્રકાશ કી ડોરી પકડ મૈં તેરે આ[illegible] ઢન પર યહાઁ તક આઈ ઔર અબ ઝૂઠી પ્રતિ[illegible] કે નિષ્ઠુર પંજો મેં ફંસ તૂ મુઝે લૌટ જ[illegible] કો કહતા હૈ. '
>
> —દિનેશનંદિની (પૃ. ૬૬, 'ઉન્મ[illegible]

ઉપર્યુક્ત અવતરણ સંપૂર્ણ ગદ્યકાવ્ય છે. દિને[illegible] નંદિનીએ બબ્બે પંક્તિનાં ગદ્યકાવ્યો પણ લખ્યાં છે

વિદ્વાન અને સંશોધક, રાય કૃષ્ણદાસ જેવા આદરણીય ભંવરલાલ સિંઘી પણ હિંદી ગદ્ય[illegible] સાથે જોડાયેલા છે. મનુષ્યના ઉન્નયન માટે [illegible] કારક નીવડે એવું વિધેયાત્મક ચિંતન એમનાં [illegible] કાવ્યોના સંવેદન સાથે એકરૂપ થયેલું છે. [illegible] પુસ્તક 'વેદના'ને જૈનેન્દ્રકુમાર, સુનીતિકુમાર [illegible] રવીન્દ્રનાથ ટાગોર અને હજારીપ્રસાદ દ્વિવેદી જ[illegible] મહાન સાહિત્યકારોના પ્રોત્સાહક અભિપ્રાયો પ્ર[illegible] થયેલા છે. એમની એક રચના જોઈએ :

> 'ઉસકે સ્નેહ કે ગીત સુનકર પ[illegible]
> ઉત્કંઠા થી, આશા કે માદક વિલાસ મેં [illegible]

કી ઉલ્લાસિતા થી, મંદિર મંદિર, ઉસ દિન ઉસસે પરિચય હુઆ થા, નવ કુસુમિત જીવન કી પંકિલ કલિયોં પર, મધુપ નિકટ કે અભિગુંજન ગાન મેં, ઉઘડતી, મહકતી વેદના કે મંજુલ વિલાસમય પરિચય કા પ્રભાવ થા—આલોક કા પ્રસરણ. મૈંને ઉસી દિન પ્રિય કે સ્નેહ–વિહાન મેં વહ કિરણ સબ ઘોલા થા, વહ રાગ અલાપી થી કિ હમ દોનોં કે જીવન મેં ઉસી દિન સે એક હી ગાન, એક હી ઉન્મન, એક હી મૂર્છના બસી હૈ, વહ પરિચય થા યા પરિણય.

આજ ભી જીવન કે પ્રાંગણ મેં પ્રભાત હોતા હૈ. પ્રભાત કી લાલિમા વહ ઉન્મન, વહ મૂર્છના ? પ્રિય કા વહ મંજુલ જીવન મેરા ઉસમેં ઘુલ-ઘુલ પડના ઔર ફિર હોના, વહ મધુર–મધુર મિલન–સંગીત, સ્નેહ કી સ્વપ્નિલ ગાથા ?

વહ પરિણય થા યહ પરિચય રહ ગયા.'

— ભઁવરલાલ સિંઘી (પૃ. ૭૭, 'વેદના')

હિન્દી ગદ્યકાવ્યનો એક મહત્ત્વનો વળાંક છે 'અજ્ઞેય' કૃત 'ચિંતા' (૧૯૪૧). કોઈ સર્જક 'ચિંતા' જેવું શુષ્ક નામ રાખે ? અને એ પણ કાવ્યસંગ્રહ માટે ? અજ્ઞેય રાગાત્મકતા સાથે બૌદ્ધિક વિશ્લેષણનો સંયોગ સાધવા કૃતસંકલ્પ છે. એ સૂક્ષ્મ સંવેદનશીલતા અને સૂક્ષ્મ બૌદ્ધિકતા વચ્ચે ભેદ નથી કરતા. માને છે કે જે વધુ સમજે છે એ વધુ સંવેદનશીલ થઈ શકે છે. પ્રેમની અનુભૂતિનું નિરૂપણ કરતાં એ કેવી વિશિષ્ટ રીતે તર્કનો આધાર લે છે ! જુઓ—

"પ્રિયતમ ! જાનતે હો, સુધાકર કે અસ્ત હોતે હી કુમુદિની ક્યોં નતમસ્તક હોકર સો જાતી હૈ ?

ઈસલિએ નહીં કિ વહ પ્રણય સે થકી હોતી હૈ.

ઈસલિએ નહીં કિ વહ વિયોગ નહીં સહ સકતી.

ઈસલિએ નહીં કિ વહ સૂર્ય કે પ્રખર તાપ સે કુંઠિત હો જાતી હૈ.

પ્રિયતમ ! વહ ઈસલિએ હૈ કિ વહ એક બાર ફિર સુધાકર કી શીતલ જ્યોત્સ્ના મેં જાગને કા સુખ અનુભવ કરના ચાહતી હૈ, વહ ચાહતી હૈ સુધાકર કે કોમલ સ્પર્શ સે ચૌંકકર, ઉઠકર, એક અલસ, સલજ્જ વિસ્મય સે સિમટતે હુએ ભી પ્રકટ હોકર પૂછના, 'જીવન' તુમ્હી હો."

—અજ્ઞેય (પૃ. ૧૩૭. 'ચિંતા')

અજ્ઞેયજીએ 'તાર સપ્તક' અને પછી બીજાં ત્રણ સપ્તકોના સંપાદન-પ્રકાશન દ્વારા હિન્દીની પ્રયોગવાદી અને નવી કવિતા માટે પૂર્વભૂમિકા તૈયાર કરી છે. એમનાં કેટલાંક ગદ્યકાવ્યો મોહભંગ પછીની મનઃસ્થિતિનું આલેખન કરવાને કારણે કવિતાના બે યુગ વચ્ચે કડીરૂપ લાગે છે. સૂત્રાત્મક શૈલીમાં લખાયેલી, મુક્તછંદની લાગે એવી પણ વાસ્તવમાં ગદ્યકાવ્યરૂપે પ્રગટ થયેલી એક રચના છે :

'લેકિન જાન લેના તો અલગ હો જાના હૈ,
બિના વિભેદ કે ગ્યાન કહાં ?
ઔર મિલના હૈ ભૂલ જાના,
જિજ્ઞાસા કી ઝિલ્લી કો ફાડકર
સ્વીકૃતિ કે રસ મેં ડૂબ જાના,
જાન લેને કી ઇચ્છા કો ભી મિટા દેના,
મેરી માઁગ સ્વયં અપના ખંડન હૈ
ક્યોંકિ વહ માઁગ હૈ,
દાન નહીં.'
—અજ્ઞેય ('હંસ' ૧૯૩૯)

આ ચિંતનપ્રધાન અને હૃદયસ્પર્શી કૃતિનો અન્વય કવિતાનો નહિ, ગદ્યનો છે. પણ અહીં સિદ્ધ થયેલું લાઘવ અને કરકસરભર્યું અલંકરણ સૂચવે છે કે આ ગોત્ર ગદ્યનું નહિ, કાવ્યનું. પૂર્વેની રચનાઓનું લચકાતું, છલકાતું ગદ્ય ભારે સંયમી બને છે. એમાંથી સાંપડે છે કવિતા માટેનો ગદ્યલય, જે મુક્તિબોધ આદિ ઓની દીર્ઘ રચનાઓમાં અભિવ્યક્તિવાદનું સમર્થ ઉપકરણ નીવડે છે. નવી કવિતાએ લયનો કલાત્મક વિનિયોગ કરવામાં સફળતા એ જોતાં કહી શકાય કે હિન્દી ગદ્યકાવ્ય . ન જતાં એ મોક્ષ પામ્યું છે. છંદ એ • કવિતાનું એક સમર્થ ઉપકરણ છે, પણ છંદ જ કવિતા એવી ગેરસમજ હિન્દી ગદ્યક. કરી અને ઊલટું સૂક્ષ્મ લયનું મહત્ત્વ ચીંધી પામ્યું, એથી સાર્થક થયું.

# ગદ્યકાવ્યો

ફ્રેંચ
બંગાળી
અસમિયા
ઓડિયા
મરાઠી
હિન્દી
ગુજરાતી

## અજાણ્યો | શાર્લ બૉદલેર

'તને સૌથી વધુ વહાલું કોણ છે? કહે તો, હે રહસ્યમય માનવી? તારા પિતા, તારી માતા, તારી બહેન, તારો ભાઈ?'

'મારે પિતા, માતા, ભાઈ કે બહેન નથી.'

'તારા મિત્રો?'

'તમે જે શબ્દ ઉચ્ચારી રહ્યા છો એનો અર્થ આજ લગી મને અજાણ્યો છે.'

'તારો સ્વદેશ?'

'એ કયા રેખાંશ પર આવ્યો છે એની મને ખબર નથી.'

'સૌંદર્ય?'

'હું એને હૃદયથી ચાહું, એ દિવ્ય અને અમર્ત્યને.'

'સુવર્ણ?'

'તમે જેમ પરમેશ્વરને ધિક્કારો છો તેમ હું એને ધિક્કારું છું.'

'તો પછી તને સૌથી વધુ વહાલું શું છે, હે અદ્ભુત અજાણ્યા માનવી?'

'મને સૌથી વધુ વહાલાં છે વાદળો, વહી જતાં વાદળો, ત્યાં...પેલાં....અદ્ભુત વાદળો.'

નિરંજન ભગત

('L'Etranger' કાવ્યનો અનુવાદ)

# સૂપ અને વાદળો | શાર્લ બોદલેર

મારી પાગલ પ્રિયતમાએ મને ભોજન માટે નિમંત્ર્યો હતો, ભોજનખંડની નાની બારીમાંથી હું પરમેશ્વરે વરાળમાંથી જે તરલ અદ્ભુત આકારોનું સ્થાપત્ય સર્જ્યું હતું એની ગતિ વિશે ચિંતન કરતો હતો. અને ચિંતન કરતાં કરતાં મારી જાતને કહેતો હતો, ‘ આ સૌ તરંગી આકારો મારી સુંદર પ્રિયતમા – લીલી લીલી આંખોવાળી પાગલ પિશાચિની–ની આંખો જેવા સુંદર છે. ’

ઓચિંતો મારી પીઠ ઉપર જોરથી એક ધબ્બો વાગ્યો, મેં કર્કશ અને મોહક અવાજ– જાણે બ્રાન્ડી પીને ઉન્મત્ત બનેલો અવાજ– સાંભળ્યો, આ અવાજ મને કહી રહ્યો હતો, ‘ તું જલ્દી તારું સૂપ પીવાનો છે કે નહિ ? હે, વાદળોના જૂના અને જાણીતા ધૂર્ત વેપારી ? ’

નિરંજન ભગત

( ‘La Soupe et Les Nuages’ કાવ્યનો અનુવાદ )

' કવિલોક નવેમ્બર–ડિસેમ્બર ૧૯૮૪

## વિદાય | આર્થર રિમ્બો

ઘણું જોયું – ગગન તળે સમગ્રનું દર્શન કર્યું.

ઘણું મેળવ્યું – હંમેશના સવાર અને સાંજના નગરોના કોલાહલો.

ઘણું જાણ્યું – જીવનના આહ્‌લાદમય નિનાદો, દર્શનો

નૂતન સ્નેહ અને નૂતન અવાજમાં નિર્ગમન.

**નલિન રાવળ**

('Depart' કાવ્યનો અનુવાદ)

## વાર્તા | આર્થર રિમ્બો

કેવળ સામાન્ય ઉદારતાઓની પૂર્ણતાને પોતે હંમેશાં વરેલો હોવાને કારણે રાજકુમાર ખિન્ન થયો. પ્રેમમાં આશ્ચર્યકારક ક્રાંતિઓનું એને ભાવિદર્શન થયું, સ્વર્ગ અને સુખ-સાહ્યબીએ વધારેલી દયાવૃત્તિથી પણ કંઈક વધુ સારા બનવાની ક્ષમતા પોતાની પત્નીઓ ધરાવે છે એવી એને શંકા ગઈ. એને સત્ય પરખવું હતું, જરૂરી મનોરથ અને સંતોષની ક્ષણ એને જોવી હતી. ધર્મનિષ્ઠાથી આ વિમુખતા હતી કે કેમ તે એ જાણવા માગતો હતો. ઓછામાં ઓછું એની પાસે પૂરતા પ્રમાણમાં ભૌતિક સત્તા હતી.

એને ઓળખતી પ્રત્યેક સ્ત્રીને મારી નાખવામાં આવી. સૌંદર્યના ઉપવનમાં શો સત્યાનાશ! તલવારની અણીએ તેઓએ એને આશીર્વાદ આપ્યા. વધુ સ્ત્રીઓનો તેણે હુકમ ના આપ્યો – સ્ત્રીઓ ફરી દેખાઈ.

શિકારમાં કે મદ્યપાનની મહેફિલમાં જે સૌ એને અનુસર્યા તેને એણે મારી નાખ્યા – સહુ કોઈ એને અનુસર્યા તેને.

વિરલ પ્રાણીઓનાં ગળાં કાપીને એણે આનંદ માણ્યો. મહેલોને એણે આગ ચાંપી. એ જનતા પર ધસી ગયો અને તેમનો કચ્ચરઘાણ કાઢી નાખ્યો – ટોળાં, સોનેરી છાપરાં, સુંદર પ્રાણીઓ અસ્તિત્વને જારી રહ્યાં.

સંહારમાં આનંદ લેવો એ શક્ય છે? ક્રૂરતાથી નવપ્રાણિત થવું શક્ય છે? આમજનતાએ બબડાટ કર્યો નહિ. કોઈ પોતાના વિચારોથી એને મદદ કરવા આગળ આવ્યું નહિ.

એક સાંજે એ અભિમાનથી ઘોડો કુદાવતો જતો હતો. એક અવર્ણનીય સુંદર પિશાચ દેખાયો, જેનો સ્વીકાર ના થઈ શકે એવા સૌંદર્યવાળો. એના ચહેરા અને બાંધામાં અનેકવિધ અને સંકુલ પ્રેમનું વચન ઝળકી ઊઠ્યું! અનિર્વચનીય, અરે અસહ્ય, સુખનું વચન! સંભવતઃ એકબીજાની અલગ બિમારીને કારણે રાજકુમાર અને

પિશાચે અન્યોન્યની હત્યા કરી. એમ મરી ગયા સિવાય એમનો છૂટકો જ ક્યાં હતો ? ત્યારે તેઓ એકસાથે મરી ગયા.

પરન્તુ રાજકુમાર એના મહેલમાં મરી ગયો, એની સામાન્ય ઉંમરે. રાજકુમાર પિશાચ હતો. પિશાચ રાજકુમાર હતો.

અમારી ઇચ્છા કરતાં મહાન સંગીત ઓછું પડે છે.

ધીરુ પરીખ

(‘Conte’ કાવ્યનો અનુવાદ)



## ખેલ | આર્થર રિમ્બો

ભારે જોરાવર બદમાશો ! તમારી દુનિયાઓને કેટલાકે વટાવી ખાધી છે. જરૂરિયાત વગર, અને એમની તેજસ્વી શક્તિઓને કામે લગાડવાની ઉતાવળ વગર તથા એમની પરિચિતતાને તમારા અંતરાત્મા સાથે રમત રમવા દીધા વગર. કેવા પુખ્ત પુરુષો ! ગ્રીષ્મની રાત માફક આંખો વ્યગ્ર બની હતી, રાતી અને કાળી, ત્રિરંગી, સોનેરી તારાઓનાં ટપકાંવાળું પોલાદ; અંગો વિકૃત બન્યાં હતાં, ભારે બન્યાં હતાં, ફિક્કાં પડી ગયાં હતાં, જલી ઊઠ્યાં હતાં; અવાજનું રમૂજપ્રેરક બોખરાપણું ! ક્રૂર અને તડલાદી સાહસ ! કેટલાક યુવાનો છે – તેઓ દેવદૂતો વિશે શું ધારતા હશે ? – જેમને બિહામણા અવાજોની અને છૂપી હાથચાલાકીની ભેટ મળી છે. ખુશામતિયા તરીકે તેમને નગરમાં મોકલવામાં આવ્યા છે, કંપાવનારી જરૂરી સાધનસામગ્રીની સાહ્યબી સાથે.

અહો છાકટા થઈ મોં મચકોડતા ઉગ્ર સ્વર્ગ ! તારા ફકીરો કે નાટકિયા વિદૂષકો સાથે સરખામણી શક્ય નથી. દુઃસ્વપ્ન જેવી રુચિથી વગરવિચાર્યાં કપડાં પહેરીને એઓ લૂંટારુઓ અને દેવાંશી પુરુષોના રોમાન્સ અને ટ્રેજેડિ ભજવે છે, ઇતિહાસ અને ધર્મમાં ન હોય તેવી જોસ્સાવાળી ભજવણી. ચીનાઓ, હૉટનટૉટો, જિપ્સીઓ, ગમારો, જરખો, મૉલોક્સ, વૃદ્ધ પાગલો, પાપી અસૂરો, તેઓ લોકપ્રિય અને સાદાં કામોની પાશવી મનોવલણો અને લાડકોડ સાથે સેળભેળ કરી દે છે. તેઓ નવાં નાટકો અને ઊર્મિલ ગીતો રજૂ કરે છે. તેઓ કુશળ જાદુગર છે, અને સ્થળ તથા વ્યક્તિનું ધરમૂળથી રૂપાંતર કરી નાખે છે અને આકર્ષક નાટ્યકળાનો આશરો લે છે. આંખો ઝળહળે છે, રુધિર ગાય છે, અસ્થિ ઘાડાં બને છે, આંસુ તથા રાતી ઝીણી ધારાઓ રેલાય છે. તેમના ઠઠ્ઠામશ્કરી અને ભય ક્ષણમાત્ર ટકે છે, અથવા મહિનાઓ સુધી ચાલે છે.

આ જંગલી ખેલનો ઉકેલ મારા એકલાની પાસે જ છે.

ધીરુ પરીખ

('Parade' કાવ્યનો અનુવાદ)

[1] કવિલોક નવેમ્બર-ડિસેમ્બર ૧૯૮૪

# પરોઢ | આર્થર રિમ્બો

હું ઉનાળાના પરોઢને ભેટ્યો.

મહેલોના રસ્તા પરના ભાગો પર હજુ કોઈ ચહલપહલ નહોતી. જળ થંભી ગયાં હતાં. વનમાર્ગ પર પડછાયાઓએ પડાવ હજુ નાખ્યો નહોતો. હૂંફાળા જીવંત શ્વાસો ભરતો હું ચાલ્યો, અને કીમતી પથ્થરોએ ઊંચું જોયું, અને પાંખો અવાજ કર્યા વગર ઊંચકાઈ.

ઠંડા નિસ્તેજ કિરણોથી ભર્યાભર્યા માર્ગમાં પ્રથમ સાહસ મને એક પુષ્પે પોતાનું નામ જણાવ્યું તે હતું. ફર વૃક્ષો વચ્ચે વેરાયેલા સોનેરી ઝરણા પ્રત્યે હસ્યો : રૂપેરી શિખરમાં મેં એક દેવીને ઓળખી.

પછી મેં એક પછી એક પડદા ઉઠાવ્યા. કુંજમાં મારા હાથ ફરકાવતાં ફરકાવતાં. મેદાનમાં મેં તેની કૂકડાને જાણ કરી ત્યાં. નગરમાં એ ઘંટાઘરો અને ઘુમ્મટો વચ્ચે દોડી ગઈ, અને હું, આરસના ઓવારાઓ વચ્ચે ભિખારીની જેમ દોડતો, તેની પાછળ પડ્યો.

ધીરુ પરીખ

('Aube' કાવ્યનો અનુવાદ)

# બંગાળી

## સાધારણ છોકરી | રવીન્દ્રનાથ ઠાકુર

હું પરદો રાખનાર છોકરી છું,
મને નહિ ઓળખો.
તમારી છેલ્લી વાર્તાની ચોપડી વાંચી છે, શરત્‌બાબુ,
'વાસી ફૂલની માળા'.
તમારી નાયિકા એલોકેશીને જીવલેણ ઘાંટી આવી હતી
પાંત્રીસ વર્ષની ઉમરે.
પચીસ વર્ષની ઉમરનીની સાથે હતી તેને સ્પર્ધા–
મેં જોયું, તમે મહાનુભાવ ખગ,
જિતાડી દીધી તેને

મારી વાત કહું:
ઉમર છે મારી થોડી
એક જણના મનને સ્પર્શી ગઈ હતી
મારી આ ઊગતી જુવાનીની માયા.
એ જાણીને રોમાંચ થતો મારે દેહે –
ભૂલી ગઈ હતી, અત્યંત સાધારણ છોકરી છું હું.
મારા જેવી આવી છે હજાર હજાર છોકરીઓ
નાની ઉમરનો મોહમંત્ર છે તેમના યૌવનમાં.

તમને આણ દઉં છું,
એક સાધારણ છોકરીની વાત લખો તમે
બહુ દુઃખ છે એને

તેના પણ સ્વભાવના ઊંડાણુમાં
અસાધારણુ કશુંક ક્યાંક તળિયે રહ્યું હોય
કેવી રીતે એને તે સાબિત કરશે !
એવા કેટલા લોકો મળશે જે એ જાણી શકશે !
કાચી ઉમરનો જાદુ લાગે છે તેમની આંખે
મન જતું નથી સત્યની શોધમાં–
અમે વેચાઈ જઈએ છીએ મરીચિકાના દામે.

વાત કેમ નીકળી તે કહું–
ધારો કે તેનું નામ છે નરેશ.
તેણે કહ્યું હતું : 'તારા જેવી તો મેં કોઈ જોઈ નથી.'
આવડી મોટી વાત માનવા જેટલી નહોતી મારી હિંમત,
તો ન માનવાની ય શક્તિ ક્યાં હતી ?

એક દિવસ તે ગયો વિલાયત.
કાગળપત્ર કદીકદી આવતા.
મનમાં મનમાં વિચારતી: રામ, રામ,
એટલી છોકરીઓ છે એ દેશે,
એટલી એમની ભારે ભીડ છે !
અને તેઓ બધી જ શું અસાધારણુ ?
બધીઓમાં એટલી બુદ્ધિ, એટલી ઉજ્જવળતા ?
અને તે બધીઓએ શું માત્ર એક નરેશ સેનને જ શોધી કાઢ્યો હતો ?
સ્વદેશમાં તો તેને કોઈ ઓળખતુંયે નહોતું !
ઘણા લોકની અંદર ઢંકાઈ ગયો હતો.

ગયા કાગળમાં એણે લખ્યું છે :
"લિસી સંગાથે ગયો હતો સમુદ્રસ્નાને,
(બંગાળી કવિના કાવ્યની કેટલીક લીટીઓ ટાંકી હતી,

પેલી લીટીઓ – જેમાં ઉર્વશી નીકળે છે સમુદ્રમાંથી.)
તે પછી રેતમાં બેઠેલાં પાસપાસે;
સામે ઊછળતાં હતાં નીલસમુદ્રનાં મોજાં,
આકાશમાં ફેલાયેલો હતો સૂર્યનો નિર્મળ આલોક,
લિસીએ ધીમે ધીમે કહ્યું હતું :
'આ પેલે દિવસે તમે આવ્યા છો,
બે દિવસ પછી ચાલ્યા જશો.
છીપનાં બે પડ
વચ્ચેનો ભાગ છો ભરાતો
એક નક્કર અશ્રુબિંદુથી—
દુર્લભ, અમૂલ્ય.'
વાત કહેવાની કેવી અસામાન્ય રીત !"
તે સાથે નરેશે લખ્યું છે :
"શબ્દ બનાવી કાઢેલા હોય તોયે દોષ શું ?
પરન્તુ અદ્ભુત, –
હીરે જડેલું સોનાનું ફૂલ શું સત્ય છે ?
તો પણ શું સત્ય નથી ?"

સમજી જશો તમે
આ એક સરખામણીનો સંકેત તેની ચિઠ્ઠીમાં અદૃશ્ય કાંટાની જેમ
મારી છાતીને વીંધીને જણાવે છે કે
હું અત્યંત સાધારણ છોકરી છું.
મૂલ્યવાનને પૂરું મૂલ્ય ચૂકવી શકું
એવું ધન નથી મારી પાસે.
ભલેને તેમ—
ભલે ઋણી રહીશ ચિરજીવન.

પગે પડું તમારે,
એક વાર્તા લખો, શરત્‌બાબુ,
અત્યંત સાધારણ છોકરીની વાત,—
જે દુર્ભાગિનીને દૂર રહ્યાં રહ્યાં હરીફાઇ કરવી પડે છે
કંઈ નહિ તો ય પાંચ-સાત અસામાન્યાઓની સાથે—
અર્થાત્ સપ્તરથીઓનો માર.
સમજી લીધું છે કે મારું કપાળ ફૂટેલું છે,
હાર થઈ છે મારી તો.
પણ તમે જેની વાર્તા લખો
તેને જિતાડી દો મારા તરફથી—
જેથી વાંચતાં વાંચતાં છાતી ગજગજ ફૂલે.
ફૂલચંદન પડે તમારી કલમના મુખે, શરત્‌બાબુ.

તેને નામ આપજો માલતી.
એ જ મારું નામ છે.
પકડાઇ જવાની બીક નથી.
બંગાળમાં એવી અનેક માલતીઓ છે,
તેઓ બધી જ સાધારણ છોકરીઓ છે.
તેઓને ફ્રેંચજર્મન આવડતું નથી,
રડતાં આવડે છે.

કેવી રીતે જિતાડશો ?
ઉચ્ચ છે તમારું મન, મહાન છે તમારી કલમ.
તમે કદાચ એને લઈ જશો ત્યાગને માર્ગે,
દુ:ખની ચરમ સીમા પર, શકુન્તલાની જેમ.
દયા કરો મારા પર.
ઊતરી આવો મારી ભૂમિકા પર.

કવિલોક નવેમ્બર-ડિસેમ્બર ૧૯૮૪

બિછાનામાં પડી પડી રાત્રિના અંધકારમાં
દેવતાની પાસે હું જે અસંભવિત વરદાન માગું છું
તે વરદાન મને નહિ મળે,
પણ તમારી નાયિકાને તો મળો.

નરેશને શા માટે સાત વર્ષ ન રાખો લંડનમાં ?
વારે વારે નાપાસ કરો તેને પરીક્ષામાં,
ભલે માનથી રહેતો પોતાની ઉપાસિકાઓની મંડળીમાં.
એ દરમ્યાન માલતી પાસ કરે એમ. એ.
કલકત્તા વિશ્વવિદ્યાલયમાં,
ગણિતમાં આવે પહેલી, તમારી કલમને એક ગોદે.
પણ જો આટલે જ અટકી જાઓ
તો તમારા 'સાહિત્યસમ્રાટ' નામને લાગશે કલંક.
મારી દશા ગમે તેવી હોય,
તમારી કલ્પનાને હલકી પાડશો નહિ.
તમે તો કંજૂસ નથી વિધાતાના જેવા.
છોકરીને મોકલી દો યુરોપમાં
ત્યાં જેઓ જ્ઞાની છે, વિદ્વાન છે, વીર છે,
જેઓ કવિ છે, કલાકાર છે, રાજા છે,
તેઓ ખગોળશાસ્ત્રીઓની પેઠે એને શોધી કાઢે—
વિદુષી તરીકે નહિ,
પણ નારી તરીકે.

એનામાં જે વિશ્વવિજયી જાદુ છે
તેનું રહસ્ય પ્રગટ થાઓ.
આ મૂઢોના દેશમાં નહિ—
પણ જે દેશમાં સમજદાર છે, સહાનુભૂતિવાળા છે,

છે અંગ્રેજ, જર્મન, ફ્રેંચ.
માલતીના સંમાન માટે સભા બોલાવરાવોને !
સભામાં પ્રશંસા-વચનો અને ખુશામતો વરસાવો—
વચ્ચેથી તે ચાલે છે અવહેલનાપૂર્વક
મોજાં ઉપરથી જાણે શઢવાળી નૌકા.
તેની આંખો જોઈને તેઓ વાતો કરે છે અંદર-અંદર,
બધા જ કહે છેઃ ભારતવર્ષના સજલ મેઘ અને ઉજ્જવળ તડકો
ભળેલા છે તેની મોહિની નજરમાં.
(અહીં જનાન્તિકે કહી રાખું,
સૃષ્ટિકર્તાની કૃપા સાચે જ છે મારી આંખો ઉપર,
કહેવું પડયું મારે પોતાને જ મુખે,
હજી સુધી કોઈ યુરોપીય રસજ્ઞ સાથે
મેળાપ થયો નથી મારે નસીબે.)
તે સભામાં નરેશ આવીને ઊભો રહે એક ખૂણે,
અને તેની પેલી અસાધારણ છોકરીઓનું ટોળું ય—

અને, અને તે પછી ?
તે પછી—
વાત થઈ પૂરી
સ્વપ્ન ગયું ઊડી !

હાય રે સાધારણ છોકરી !
હાય રે વિધાતાની શક્તિનો અપવ્યય !

ભોળાભાઈ પટેલ
('સાધારણ મેયે' કાવ્યનો અનુવાદ)

## નગ્નનિર્જન હાથ | જીવનાનંદ દાસ

ફરીવાર આકાશમાં અંધકાર ગાઢ થતો જાય છે:
પ્રકાશના રહસ્યમય સહોદરના જેવો આ અંધકાર.

જેણે મારા પર સતત પ્રેમ કર્યો છે
છતાં ય જેનું મુખ મેં કોઇ દિવસ જોયું નથી,
તે નારીના જેવો
ફાગણના આકાશમાં અંધકાર નિબિડ થતો જાય છે.
યાદ આવે છે કોઈ વિલુપ્ત નગરીની વાત,
તે નગરીના એક ધૂસર મહેલનું રૂપ મનમાં જાગે છે.

હિન્દી મહાસાગરને તીરે
અથવા ભૂમધ્યસાગરને કિનારે
અથવા ટાયરના સમુદ્રપારે
આજ નહિ, કોઈ એક નગરી હતી એક દિવસ,
કોઈ એક મહેલ હતો;
મૂલ્યવાન અસબાબથી ભરેલો એક મહેલ;
ઈરાની ગાલીચા, કાશ્મીરી શાલ, બેરિન સામુદ્રધુનીનાં ધાટીલાં મુક્તાપ્રવાલ,
મારું વિલુપ્ત હૃદય, મારાં મૃતચક્ષુ, મારાં વિલીન સ્વપ્ન અને આકાંક્ષા.
અને તું નારી—
આ બધું હતું પેલા જગતમાં એક દિવસ.

પુષ્કળ નારંગી રંગનો તડકો હતો,
અનેક કાકાકૌઆ અને પારેવાં હતાં,
મહોગનીનાં ઘટાદાર પલ્લવ હતાં અનેક;
પુષ્કળ નારંગી રંગનો તડકો;
અને તું હતી;

કેટકેટલી શતાબ્દીઓ થયાં તારું મુખ જોતો નથી,
શોધતો નથી.

ફાગણનો અંધકાર લઈને આવે છે પેલી સમુદ્રપારની કથા,
સુંદર મહેરાબ અને ઘુમ્મટની વેદનામય રેખા,
લુપ્ત નાસપાતીની ગંધ,
અસંખ્ય હરણાં અને સિંહનાં ચામડાંની ધૂસર હસ્તપ્રત,
ઇન્દ્રધનુ રંગની કાચની બારીઓ,
મોરપીંછના જેવા રંગીન પર્દે પર્દે
કક્ષ અને કક્ષાન્તરથી વળી દૂર કક્ષ અને કક્ષાન્તરોનો
ક્ષણિક આભાસ—
આયુહીન સ્તબ્ધતા અને વિસ્મય.

પર્દા પર ગાલીચા પર રક્તાભ તડકાનો ફેલાયેલો પ્રસ્વેદ,
રક્તિમ ગલાસમાં તરબુજ-મદ !
તારો નગ્નનિર્જન હાથ.

તારો નગ્નનિર્જન હાથ.

ભોળાભાઈ પટેલ
('નગ્નનિર્જન હાત' કાવ્યનો અનુવાદ)

# નૉસ્ટાલજિયા | બુદ્ધદેવ બસુ

એ કયો દેશ છે, જેના વિરહથી આ કષ્ટ છે! શું હું ત્યાં હતો કોઈ દિવસ, કે હજી એ દેશ જોયો જ નથી, કે પછી હું ત્યાં જ છું?

મારી આંખમાંથી ફૂલ જેવું કશુંક ઝૂલે છે – શું તે સ્મૃતિ છે?
મારું શરીર નકામા વૃક્ષની જેમ વર્ધિષ્ણુ છે – શું તે આશા છે?
એક દિવસ મેં મારું હૃદય કાઢીને પંખીઓને ખવડાવી દીધું હતું, ટોળાબંધ તેઓ બધાં એ દેશ ભણી ઊડી ગયાં.

તે પછી ક્યારેક ક્યારેક હું તેમની છાયા જોઉં છું. જ્યારે હિમ થઈને 'જાન્યુઆરી આવે છે, ટુકડો બનીને આકાશ ઝરી પડે છે, તુષાર ચૂપચાપ ઝરે છે. જ્યારે સબ-વેનો અંધકાર વટાવીને એકાએક જોઉં છું ઓગળતા તડકામાં 'તોરણ' જેવા ચારરસ્તા. કે કલકત્તાના બપોરવેળાના વરસાદમાં જ્યારે પૃથ્વી ઘણી નાની અને નિબિડ લાગે છે, અને હું ખૂણાના ટેબલે ઝાંખો થતો ભળી જાઉં છું.

છાયા જોઉં છું તે પંખીઓની, મારું હૃદય લઈને જેઓ ઊડી ગયાં હતાં. જાણકાર છે તેઓ. બધા સમુદ્રો ઓળખે છે, બધા સૈકતો પર ઊતરે છે, બધાં નગરમાં તેમના મિત્રો છે. જોઈ છે માનહટ્ટનની ઇસ્ટ નદીમાં તેમની છાયા, બવેરિયાના સરોવરની છાતીમાં ચંચલ, વળી જોઉં છું કલકત્તાના મેઘલા આકાશમાં.

તે કયો દેશ છે, જ્યાં હું જવા ચાહું છું?
શું તે જવાની વાત છે કે પાછા ફરવાની? કે પછી માત્ર શોધ છે?

લાગે છે કે મારો ગાત્રવાસ જાણે ભૂતકાળ છે, અને ભવિષ્ય મારો પાયચારી કરવાનો વરંડો, અને વર્તમાન એક અંતહીન કીડીઓની હાર, મારા પગલે પગલે સતત મરતી જાય છે.

યાદ આવે છે ટીપું ટીપું બરફ ઓગળવાનો શબ્દ, અને બારીની પાસે મોજાં પહેરેલા હજાર હાથ.

યાદ આવે છે ચૈત્રના તડકામાં આમાપુકુર ગલીની ગંધ.
એક છોકરો યાદ આવે છે – રમતાં રમતાં
દોડતો જઈ માના પ્યાલામાંથી ત્રણ ઘૂંટડા
ચા પીને ચાલ્યો ગયો. એવી ચા હવે કેમ થતી નથી ?

જવાની ક્ષણે થાય છે કે રહી જાઉં, અને ફરવાની તારીખ વારંવાર પાછી ઠેલું છું. હું, જાણે છું એક એરપોર્ટની હોટલમાં, બે મહાદેશની વચ્ચોવચ્ચ, આજે પહોંચ્યો કાલે ચાલ્યો જઈશ, જાણે આ એક છિન્ન ક્ષણમાં બધી વેદનાઓનો સ્વાદ મારે લેવો પડશે. સાંભળું છું રાત આખી ઊંઘમાં વ્યોમયાનોનાં સુવિસ્તીર્ણ ગર્જન – ના અહીં ના ત્યાં, ના દૂર ના નજીક – જાણે હું મહાશૂન્યમાં તરું છું, ઊંઘતો ઊંઘતો ચાલું છું, અને તે ચાલવું પણ ગતિહીન છે.

મારાં પંખીઓ, ક્યારે ઘેર પાછાં વળશે ?

ભોળાભાઈ પટેલ
('નસ્ટાલ્જિયા' કાવ્યનો અનુવાદ)

## વિરહ | સમર સેન

રજનીગંધાની આડશમાં કંઈક જાણે કંપે છે,
કંઈક જાણે કંપે છે
પહાડની સ્તબ્ધ ગંભીરતામાં.

તું હજી આવી નહિ.
સાંજ પડી ગઈ! પશ્ચિમનું કરુણ આકાશ
સૌરભ ભરી હવા,
અને પાંદડાંનો મર્મર-ધ્વનિ.

નગીનદાસ પારેખ
('બિરહ' કાવ્યનો અનુવાદ)

## જતાં જતાં | સુભાષ મુખોપાધ્યાય

તે પછી જ...તાં જ...તાં જ...તાં
એક નદી આવી
પગે તેના ઘૂઘરા બાંધેલા હતા
પહેરવેશમાં
ઊડુ ઊડુ થતાં તરંગોનો
નીલ ઘાઘરો હતો.
એ નદીને બે બાજુએ બે મોં.

એક મોઢે તે મને 'આવું છું' કહી
ઊભો રાખી રાખી
બીજે મોઢે
દોડતી દોડતી ચાલી ગઈ.

અને
જતાં જતાં સમજાવી દીધું કે
હું આ રીતે આવું છું
આ રીતે જાઉં છું.
હું છું છું ને નથી,
નથી નથી ને છું.
મારે ખભે હાથ મૂક્યો
સમયે
તે પછી કાનમાં
ગુસપુસ કરતો બોલ્યો,
'જોયું!
કેવું કર્યું, જોયું!'

પણ હું તો કહીશ
તને છોડતો નથી.
તેની વાત સાંભળી.
હાથની મૂઠી ખોલી.
કાલ રાતનાં વાસી ફૂલ
ખરે જ સુકાઈ લાકડું થઈ ગયાં છે.

૨

વાતને કોઈ મોંમાથું નથી એટલે
ઘેંટિયાઓને જરા પણ
ગમી નહિ.
વળી તે ઉપરાંત
વાત પણ ઉપજાવી કાઢેલી.

કદાચ તેઓ ઊભા થઈ જશે
એટલે જલદી જલદી
બીક રાખી વાત ફરી શરૂ કરી :
'તે પછી જ....તાં જ....તાં જ...તાં....
જોયું તો જંગલની મોઝાર
દીવાઓથી ઝગમગતું એક નગર.
ત્યાં એકદમ સૂનો એક મહેલ
અને તેનાં પગથિયાં બધાં
જાણે સ્વર્ગ સુધી પહોંચી ગયાં છે.
એક પગથિયે
વાળ છુટ્ટા મૂકી બેઠી છે
એક પરમ સુંદર રાજકુંવરી'....

લોકોની આંખો ચમકી ઊઠી;

તેમની આંખમાં આંખ પરોવી
મેં વાત ચાલુ રાખી—

"તે પછી તે રાજકુંવરીએ
મારી આંગળીઓમાં આંગળીઓ પરોવી
મેં તેને ધીરે ધીરે કહ્યું :
'તું છે આશા,
તું છે મારું જીવન."

સાંભળી એણે કહ્યું :
'આટલા દિવસથી તમારે માટે જ
હું રાહ જોતી બેઠી છું.'
ઘેંડિયાઓનું કુતૂહલ વધી ગયું
પૂછવા લાગ્યા : 'તે પછી ?'

વાત તેમના મગજમાં ઊતરે
એ માટે
ધુમાડામાં ધુમાડો બની
ભળી જતાં જતાં હું બોલ્યો—

'તે પછી ? કહું–?
એ રાક્ષસી જ મને ખાઈ ગઈ.'

લાળાભાઈ પટેલ
(' ચેતે ચેતે' કાવ્યનો અનુવાદ)

પણ હું તો કહીશ
તને છોડતો નથી.
તેની વાત સાંભળી.
હાથની મૂઠી ખોલી.
કાલ રાતનાં વાસી ફૂલ
ખરે જ સુકાઈ લાકડું થઈ ગયાં છે.

૨

વાતને કોઈ મોંમાથું નથી એટલે
ઘેડિયાઓને જરા પણ
ગમી નહિ.
વળી તે ઉપરાંત
વાત પણ ઉપજાવી કાઢેલી.

કદાચ તેઓ ઊભા થઈ જશે
એટલે જલદી જલદી
બીક રાખી વાત ફરી શરૂ કરી :
'તે પછી જ....તાં જ....તાં જ...તાં....
જોયું તો જંગલની મોઝાર
દીવાઓથી ઝગમગતું એક નગર.
ત્યાં એકદમ સૂનો એક મહેલ
અને તેનાં પગથિયાં બધાં
જાણે સ્વર્ગ સુધી પહોંચી ગયાં છે.
એક પગથિયે
વાળ છુટ્ટા મૂકી બેઠી છે
એક પરમ સુંદર રાજકુંવરી'....

લોકોની આંખો ચમકી ઊઠી;

તેમની આંખમાં આંખ પરોવી
મેં વાત ચાલુ રાખી—

"તે પછી તે રાજકુંવરીએ
મારી આંગળીઓમાં આંગળીઓ પરોવી
મેં તેને ધીરે ધીરે કહ્યું :
'તું છે આશા,
તું છે મારું જીવન."

સાંભળી એણે કહ્યું :
'આટલા દિવસથી તમારે માટે જ
હું રાહ જોતી બેઠી છું.'
ઘેડિયાઓનું કુતૂહલ વધી ગયું
પૂછવા લાગ્યા : 'તે પછી ?'

વાત તેમના મગજમાં ઊતરે
એ માટે
ધુમાડામાં ધુમાડો બની
ભળી જતાં જતાં હું બોલ્યો—

'તે પછી ? કહું—?
એ રાક્ષસી જ મને ખાઈ ગઈ.'

ભોળાભાઈ પટેલ
('ચેતે ચેતે' કાવ્યનો અનુવાદ)

## ભાષા | શંખ ઘોષ

આ રાત પડી. કહે, હવે તારી વાત કહે.

પણ કહીશ કયી ભાષામાં ? ના, આ જૂના ખવાઈ ગયેલા શબ્દો તારે હોઠે લાવીશ નહિ–તારા તે હોઠે, જેને જોયા હતા મલિન વાદળની જેમ ઝોકાં ખાતા અથવા ઊભરાઈ જતા તોફાની રાતે પદ્માના મત્ત પ્રેમથી. ના–તારા તે હોઠે લઈશ નહિ કેટલાય જન્મોની આ વપરાયેલી ભાષા, જીર્ણ ઉચ્છિષ્ટ.

કહીશ કઈ ભાષામાં ? જે ભાષામાં વાચાળ પ્રકૃતિ ચિત્કાર કરતી રહે છે મારી આંખો સામે, તેના બધા રંગો એકસાથે આવીને ડહોળી નાખે છે મારા આનંદનો સ્વાદ, ‘હઠી જાઓ’, ‘હઠી જાઓ’ કહીને દોડતો ફરે છે અંતરાત્મા, ના, તે દારુણ પ્રકૃતિનું રહસ્ય તું લાવ ના તારા હોઠે.

આ પૃથ્વી ના હોત તો હોત માત્ર અંધકાર. કશુંય ના હોત જો આ સૌરલોક ના હોત. પણ ક્યાં રહેત આ ન-હોવું, કયા પાત્રમાં ? અન્તહીન આ નાસ્તિ જ્યારે હા–હા કરી ધસી આવે આંખો ઉપર, ઝૂમી ઊઠે રક્ત–ત્યારે તું શબ્દ ઉચ્ચાર મહા-શૂન્યમાં અંધકારના ઉદય જેવો, તે તારી ભાષા હો પ્રથમ આવિર્ભાવ જેવી પવિત્ર, કુંવારી – શષ્પ જેવી ગહન, ગંભીર.

આ, આ રાત પડી. કહે હવે તું વાત કહે.

ભોળાભાઈ પટેલ

('ભાષા' કાવ્યનો અનુવાદ)

## મારા આ શબ્દો | હીરેન ભટ્ટાચાર્ય

સ્વપ્નના ઉપવનને સ્પર્શીને આવેલા મારા આ શબ્દોમાં જીવનધારાની સુષમા છે, સમયનો ગાઢ ઉત્તાપ છે, (તે) મારી પોતાની શોધ નથી, મારી અંદર જાણે કોઇ ખેડુ છે; હું શબ્દોને જીભ પર મૂકી ચાખી જોઉં છું, કોનો કેવો સ્વાદ છે; હથેળીમાં રાખી જોઉં છું, કેટલા ગરમ છે; હું જાણું છું કે શબ્દો મનુષ્યની મહાન સૃષ્ટિનાં તેજસ્વી સંતાન છે; હું સામાન્ય કવિ છું, અન્યને ખભો આપી લાવેલા મારા આ શબ્દોમાં મનુષ્યની દારુણ અભિજ્ઞતા છે, ઇતિહાસના નિષ્ઠુર નહોર છે.

ભોળાભાઈ પટેલ

('મોર એઈ શબ્દબોર' કાવ્યનો અનુવાદ)

## સંજ્ઞા : પ્રેમની | નિર્મલપ્રભા બરદલૈ

કદાચ એ ક્ષણે જ પ્રવેશે છે વિરાટ ભૂરું આકાશ ફૂલની પાંખડીઓમાં. ખસી પડે છે અંધાર પગનાં તળિયાં સુધી. ગર્ભમાં ગર્વથી જાય છે વિદ્યુત્. રાખ થઈ જાય જાંઘ-સ્તન દેહની લઘુ પર્ણકુટિર.

લાળાભાઈ પટેલ

('સંજ્ઞા : પ્રેમર' કાવ્યનો અનુવાદ)

## આતુર મહર | નિર્મલપ્રભા બરદલૈ

દોડી ગયાં નગ્ન શરીર, કસાઈખાનાના ટેબલ પર સુવાડયાં હતાં ત્યાંથી ભાગી. દોડી ગયાં શેરી, મહેલ, મેદાન, દ્વીપ વટાવી ખુલ્લા આકાશ ભણી. આર્તસ્વરથી લોહીમાં ગર્જી ઊઠે છે મૂંગી પ્રચંડતા. પવનમાં લાગી છે આંધીની આગ. અંધારામાં ચમકી રહી છે અદશ્ય સમયની તાતી તરવાર.

શપથ ઉચ્ચારવાની જરૂર નથી. તેના સ્તબ્ધ ભયંકર ધ્વનિ એળે નહિ જાય – જેમ એળે જતું નથી આંસુનું એક ટીપું.

લાળાભાઈ પટેલ

('આતુર મહર' કાવ્યનો અનુવાદ)

## રાતના વૃન્દાવનમાં થઈને | નીલમણિ ફુકન

રાતના વૃન્દાવનમાં થઈને
જાઉં છું

ચાંદનીમાં પડછાયો થઈને એક સ્રી
મારી સાથે સાથે જાય છે

તે ચીસ પાડવા માગે છે
ચીસ પાડી શકતી નથી

તે તેના ગર્ભાશયને શોધે છે

તે તમને પ્રેમીઓને શોધે છે

તે તમારે કાળજે
એક આભલું ટાંકવા માગે છે

તે રડવા માગે છે
તે ચીસ પાડવા માગે છે

લાલ જાસૂદ ફૂલ જેવા તેના
બે સ્તનમાંથી
ટપ્ ટપ્ કરી લોહી ટપકે છે

મારી છાતી વીંધી
માટી વીંધી
વૃક્ષોના મૂળમાં પડે છે

અને કોઈના ખેતરમાં
ફોસ્ફરસ થઈ બળે છે •

રાતના વૃન્દાવનમાં થઈ ને
હું જાઉં છું

યમુનાની રેતમાં પડી રહેલી
એક છીપમાં
ચંદ્ર હિબકાં લઈ રહ્યો છે

તે તેના ગર્ભાશયને શોધે છે
તે તમને પ્રેમીઓને શોધે છે

લાળાભાઈ પટેલ
('રાતિર વૃન્દાવનતલે...' કાવ્યનો અનુવાદ)

## ઓડિયા

### કર્ણ વિરુદ્ધ કૃષ્ણ | રાજેન્દ્રકિશોર પંડા

એક ચંચલ કૌતુકને લીધે મારો જન્મ થયો. અવાંછિત. લજ્જા, અસ્વીકાર અને ત્યાગ મારી જનેતા છે, ઘૃતવર્ણ નદીનાં પાણી પરથી તરતી તરતી જાય છે સુવર્ણ અને મંદાર રંગની પેટી, છદ્ છદ્ થનારું જીવન.

હું જ્યેષ્ઠ, હું પ્રથમ, તમારે માટે પ્રણમ્ય, તમારો પ્રતિસ્પર્ધી. આપણે બન્ને યુયુત્સુ પ્રત્યેક યુદ્ધમાં હંમેશાં, હરેક સ્થાને. મહાસમુદ્રમાં ખંડ ખંડ ભાગી જતાં અગણિત મોજાંના કણ કણ થઈ જતું ફીણ: બીજાઓ.

જન્મ સમયના આસન્ન મૃત્યુની તે વેળાથી જેટલી વાર લાંછિત થયો છે, તેટલી વાર જોયું છે એક વખત સૂર્ય તરફ, એક વખત તમારી તરફ. પ્રશ્નચિહ્નની જેમ ઊભો રહ્યો છું, ઇષત્ હસ્યો છું, વિષાદ અને વિસ્મયથી.

એક સુદીર્ઘ અભિશાપની રેખા, એ જ માર્ગ. વારંવાર વજ્ર ઉપર વજ્ર ફેંકનાર એક દુર્બોધ્ય આકાશ.

કેવી વિચિત્ર અનુકંપા.

જાંઘના રક્તમાંસમાં પેસનાર કીટ, મૈત્રીમાં અપવ્યવહાર કરનાર મિત્રો, પક્ષપાત કરનાર કુલગુરુ, અર્ધરથી કહી ઉતારી પાડનાર વૃદ્ધ વડીલ અને....

અને તે રમણી

તે સુંદરાંગી શ્યામા, પદ્મ પલાશાક્ષી, નીલવર્ણા કુંચિતકેશી, બન્ને ભમરો સુંદર, બન્ને પયોધર ચારુ અને પીન....

તે છાઈ દેતી, જોજન જોજન સુધી પહોંચતી નીલોત્પલની ગંધ...

ઘોડારમાં હણહણતી કાશ્મીરી ઘોડી. શરસંધાન કરું કરું કે એટલામાં મૂકી દીધું મેં ધનુષ્ય, તેની પાસેથી હંમેશાં મળી 'ઘૃણા.'

વારંવાર મારી સૂર્યમય સુવર્ણિમાને દાનમાં દઈ દીધી છે, દાન દઈ દીધાં છે મારાં કવચ અને કુંડળ, ખાલી કરી દીધો છે મારો ભંડાર

મારા હાથ, મારો પ્રેમ !

પ્રેમ નહિ ઘૃણા, પ્રેમ નહિ ઘૃણા, ઘૃણા ઘૃણા કહી મને વારે વારે શીખવી રહ્યા છો, તમે હા તમે.

વિશ્વાસઘાત મારો સારથિ, વિનાશ મારી નિયતિ.
અગિયાર અક્ષૌહિણી, સાત અક્ષૌહિણી : આ પક્ષે પેલે પક્ષે નાચતાં ઉદ્દામ કબંધ.

એક મૌન સચલ પિતા પૂર્વથી પશ્ચિમ, વળી પૂર્વથી પશ્ચિમ અવિરામ – ઉદય અસ્ત, ઉદય અસ્ત, ઉદય અસ્ત, ઉદય....

ક્ષમા કરે છે બધાય ને.

આહ ! તે સુદૃર નીલોત્પલની મહેંક મહેંક ગંધ. તે નિત્ય અગ્નિસ્નાનથી ખીલી ઊઠતી નીલાશું પ્રતિમા,

તેને તો તમે મારી પાસેથી માગતા હતા તે દિવસે. તેના બદલામાં આપતા હતા સિંહાસન, ભૂમિ, સુવર્ણ અને મુકુટ. ના વધ, ના બંધ, ના ભય, ના પરાજય, ના લાભ, ના શુભની પ્રતિક્રિયાથી ડગમગ થતા હતા મારા પગ.

એ જ ધર્મ, જે તમે આચરો, એ જ ન્યાય.
તમે માત્ર ઉત્તર.

હું છું પ્રશ્નચિહ્ન, જેને વારંવાર ભૂંસી નાખવામાં આવે છે, આહ ! તે તમાલવર્ણી, તે તિલોત્તમા નીલાંશું પ્રતિમા. મેં તેને જેટલી ભોગવી છે, એક એક ક્ષણે, મારી પ્રતીક્ષા અને કામનાના પ્રક્ષેપથી, મારા લાંછન અને પ્રતિશોધની આગથી, તેટલી આખું યૌવન તેના પાંચ પતિઓએ ભોગવી નથી.

તમે છકા ?

કૃષ્ણા અને તમારી વચ્ચે કોઈ ભિન્નતા નથી શ્રીકૃષ્ણ ! તમે જ તમારું રૂપકલ્પ.

હું તમને ધિક્કારું છું, હું તમને ચાહું છું.

હું ઉજ્જવળ છું, હું સૌર, શાન્તિની અંદરનું સૂક્ષ્મતમ શાંતિબિન્દુ હું, યુદ્ધની અંદરનું યુદ્ધ, હું મૂર્તિમાન જીવન છું, હું લખ્યા, વણલખ્યા સકલ ગદ્યપદ્યનો ભાવ છું.

મારો પરાભવ એ જ મારો પ્રભાવ છે, મારા પ્રત્યેક પરાજયમાં વિજેતા કરતાં હું વધારે વિજયી છું, મારા મૃત્યુથી હું અમર છું.

આજે જ્યારે હું બ્રહ્માસ્ત્રવિદ્યા ભૂલી જાઉં છું, ધરતીના ભૂખ્યા મોઢામાં રથચક્રો પેસું પેસું છે, આજે જ્યારે હું કવચ કુંડળ વિનાનો છું, નિઃશસ્ત્ર અને નમેલો, તમારા નિર્દેશથી જ્યારે કોઈ એક અર્જુનનાં તીરરૂપે મારા ભણી ધસી રહી છે તમારી હનન ઇચ્છા, આ જ્યારે આવી પહોંચી છે મારા મરણની છેલ્લી ઘડી, તે સમયે પણ જો મને પ્રશ્ન કરવાનાં આવે કે હું કર્ણ ન થતાં શું થવાની ઇચ્છા રાખું છું, તો હું જવાબ આપીશ : કર્ણ થવાની.

ભોળાભાઈ પટેલ

('કર્ણ' બનામ કૃષ્ણ' કાવ્યનો અનુવાદ)

## તડકો આવે છે | રમાકાન્ત રથ

તડકો આવે છે કેવી રીતે ? જામફળીના ઝાડ પર
હુપ્ કરી કૂદતા વાંદરાની રીતે
તડકાનો કેટલો લાંબો પગ છે ? બે ત્રણ માળના
મકાન પર ચઢી સવારે સવારે
ખુલ્લી બારીઓને રંગી દે છે, તડકો કૂદકો મારીને
અધીર પ્રેમીની જેમ પહાડ પ્રમાણ
નનામી પર વિખેરી દે છે રૂપેરી મમરા સોનેરી કોડી
તડકો આવે છે સંતાતો સંતાતો
તારાઓનાં બધાં પ્રતિબિંબ
એકાએક ખોઈ નાંખી, સ્તબ્ધ તળાવડી કાંઠે
તડકો આવે છે ધુમ્મસની પાછળ પાછળ કોઈ
ગોરું ગોરું છોકરું મરતી માનો
પાલવ પકડી ચઢી જાય આકાશનાં પગથિયાં ઉપર.
તડકો આવે છે ઠક્ ઠક્ કરતો
બંધ અરણ્યના બારણે, અભિશપ્ત તાળું હલાવતો,
તડકો આવે છે સો સો પ્રશ્નો પૂછતો અને
ડોકિયું કરે બહારથી ડાળીઓ વચાળેથી, તેને
આલિંગવા માટે, પાંદડાનાં ઝુંડમાં
અધીરું એક રુદન, તડકો આવે છે અને
ચાલી જાય છે આ દેશના પહાડો ઉપર
તડકાનું કસુંબલ સપનું પડી રહે છે,
ક્રુદ્ધ દેવતાઓના આગ્નેય નિશ્વાસમાં
કાળક્રમે બળી જઈ સાંજ થઈ જાય છે.

લાભાઈ પટેલ
('ખરા આસે' કાવ્યનો અનુવાદ)

## દર્પણ | જગન્નાથ પ્રસાદ દાસ

ક્યારેક ક્યારેક સૂરજ આવીને સ્પર્શે છે મને
અર્ધી ખોલેલી બારીને ઓળંગીને, મારી
અર્ધ ચેતનાના અંતિમ પ્રહરમાં; સ્વપ્ન બધાં
વિવ્રત બની જાય છે, આંખો ખોલીને હું જોઉં છું–
જાણતો નથી કોનો પલંગ, સૂઉં છું હું
ક્યાં કેવી રીતે, મારે પડખેની તે નારી
અપરિચિતા છે, તે ઓરડો અપરિચિત ઓરડો છે.

ખોલી દઉં છું મારે ગળેથી બે નગ્ન હાથોની સાંકળ
તેના શરીરના સઘન ઉત્તાપના ઘેરામાંથી હું
નીકળી જાઉં છું, હું તેને ઓળખવાનો પ્રયત્ન કરું છું
તે શું મારી જીવનસંગિની છે, કે તે
અકસ્માત મિત્ર છે મારી તે દિવસની સાંજની ?
હું તેના શરીરની વાર્તા વાંચી લઉં છું
તે શું માત્ર માંસ અને કામનાનો
કે મારા રોગગ્રસ્ત મનનો વિકાર છે ?

બારણું ખોલી હું બહાર આવું છું
મારી આગળ જોઉં છું : અનેક અપરિચિત માર્ગોના
ગોરખધંધા, સવારનું સૂર્યસ્નાત અપરિચિત શહેર :
પરિચયહીન એ શહેરના રસ્તાએ રસ્તામાં
અર્થહીન કોલાહલ, બજારમાં ભીડ
અનેક લોકોનો મેળો, ખુલે છે અનેક બારીઓ
પણ તેમની વાતો ઘણી દુર્બોધ છે.
તેઓ અપરિચિત છે, તેઓના મોં પર મહોરાં છે

## ત્રણ નિઃશ્વાસ | પ્રહરાજ સત્યનારાયણ નંદ

તારા પ્રથમ નિઃશ્વાસમાં
સહસ્ર વસંતનો સ્પર્શ
અસંખ્ય પતંગિયાનું અરણ્ય
ઝરણાની વાચોલીનમાં ઝલકી જતી સ્વપ્નની રાગિણી
હું નિર્વાક્ !

તારા બીજા નિઃશ્વાસમાં
વૈશાખનો નિર્મમ પ્રશ્ન
વિદગ્ધ નીલિમાની વ્યાકુળતા
અશાન્ત પવનમાં વિપર્યસ્ત આંધીની મર્મર
અસ્તિત્વનો સમુદ્ર મારો જ્વલમાન !

તારા ત્રીજા નિઃશ્વાસમાં
કદંબરેણુની વર્ષા
વિસ્તારિત કેશકસ્તુરીની સૌરભ
અંધકારની કાળી શિલામાં ચંદ્રની અસમાપ્ત યંત્રણા
નિઃસંગ હું.

ભોળાભાઈ પટેલ
('તિનોટી નિઃશ્વાસ' કાવ્યનો અનુવાદ)

ખરી પડયો હતો.
પણ આજ
ઊડવાની આશા લઈ
હું
બૂડવા ઇચ્છું છું
ખીલવાની આશા લઈ
ખરવા ઇચ્છું છું.

ભોળાભાઈ પટેલ
('ફુરિબાર આશા નેઈ' કાવ્યનો અનુવાદ)

—| શાં. જા. પુરવાર

તું મારું જ ચુંબન કેમ નથી લેતો ? ઉષાના ગુલાબી ગાલનું ચુંબન રોજરોજ લે છે. અધખીલી કળીઓનાં તું મધુકરના ગ્સલોલી હોઠોથી અગણિત ચુંબનો લે છે.

કાળી જીભવાળી પીળી નાગણીએ દિવસને ડંખીડંખીને તૈયાર કરેલા ઘોર અંધારાના અધર પર પોતાના તારાઓના હોઠથી ચુંબનોની, મનમાની, લખલૂટ લ્હાણુ કરે છે.

માના પ્રેમ હાશ શિશુના ઉપરાઉપરી લાખલાખ ચુંબન લે છે. આંખોમાં વ્યાકુળ ઉત્કંઠા અને અધર પર અમૃત લઈ હું જન્મજન્માંતરથી તારી રાહ જોઉં છું. તો મારું જ મધમીઠું ચુંબન કેમ તું નથી લેતો ?

× × ×

તપ્ત અને વિભાજિત ભૂમિના નિર્ઝરના કોમલ અધરથી અગણિત ચુંબનો લે છે.

વિજયના ઉત્તેજિત અને ઉન્માદક હોઠોથી પરાજયનું ચુંબન લે છે.

પીડિતોનાં દુઃખ, કષ્ટ પર અનુકંપાના અધરે લાખલાખ ચુંબનોની વર્ષા કરે છે. તો પછી, જીવનપાત્રમાંની વેદનાની માદક મદિરામાં ગુલાબી સ્વપ્નોની મધુરિમા ભેળવી હું જન્મજન્માંતરથી તારી ચરણુસેવા કરી રહી છું મારા રાજહંસ ! તું મારું જ મધુરમધુર ચુંબન કેમ નથી લેતો ?

નલિની માડગાંવકર

## તારક | કુસુમાગ્રજ

શુક્રનો તેજસ્વી તારક જોઈ એ ઘેલોઘેલો બની ગયો.
તેણે શુક્ર પર જવાનું નક્કી કર્યું.
પોતાનું અર્ધું આયુષ્ય ખર્ચીને તેણે એક
ખૂબખૂબ મોટી નિસરણી તૈયાર કરી.
અને એક દિવસ એ શુક્ર પર ચઢી ગયો

સંતુષ્ટ દૃષ્ટિથી તેણે ત્યાંથી આકાશ તરફ જોયું
શુક્ર જેટલો જ તેજસ્વી એવો એક નવો તારો
આકાશમાં ચમકતો હતો.
બચેલું અર્ધું આયુષ્ય ખર્ચીને તેણે ફરી એક
વિરાટ નિસરણી તૈયાર કરી.
અને તે પૃથ્વી પર આવ્યો !

નલિની માડગાંવકર

— | વિયોગી હરિ

તારે દોરવું હોય તો આવું ચિત્ર દોરઃ એક ઉજ્જડ ગામ બનાવ. ખંડિયેર રૂપે તૂટીફૂટી ઝૂંપડીઓ હોય. ખેતર અને વાડીઓ દાઝી ગયેલાં અને વેરાન પડ્યાં હોય. એક બાજુ ભીષણ આગ ધધકતી જીભના લપકારા મારતી હોય. ઠેર ઠેર અત્યાચારનો ભોગ બનેલાં, ઠોકરો ખાતાં હાડપિંજર પડ્યાં હોય. ભૂખનાં માર્યાં નાનાં-નાનાં બાળક માતાઓના ખોળે ડૂસકાં ભરતાં હોય. લૂંટફાટ અને મારપીટ ચાલી રહી હોય. સઘળે સામ્રાજ્ય હોય નાશનું. ચિત્રકાર ! શું તું આવું ચિત્ર દોરી શકશે ?

રઘુવીર ચૌધરી
(પૃ. ૫૮, 'અંતર્નાદ')

—| વિયોગી હરિ

તારે દોરવું હોય તો આવું ચિત્ર દોર: એક ઉજ્જડ ગામ બનાવ. ખંડિયેર રૂપે તૂટીફૂટી ઝૂંપડીઓ હોય. ખેતર અને વાડીઓ દાઝી ગયેલાં અને વેરાન પડ્યાં હોય. એક બાજુ ભીષણ આગ ધધકતી જીભના લપકારા મારતી હોય. ઠેર ઠેર અત્યાચારનો ભોગ બનેલાં, હોકરો ખાતાં હાડપિંજર પડ્યાં હોય. ભૂખનાં માર્યાં નાનાંનાનાં બાળક માતાઓના ખોળે ડૂસકાં ભરતાં હોય. લૂંટફાટ અને મારપીટ ચાલી રહી હોય. સઘળે સામ્રાજ્ય હોય નાશનું. ચિત્રકાર! શું તું આવું ચિત્ર દોરી શકશે?

રઘુવીર ચૌધરી

(પૃ ૫૮, 'અંતર્નાદ')

—। મહારાજકુમાર ડૉક્ટર રઘુબીરસિંહ

વૈભવ-વિહીન સીકરીનાં એ સુન્દર આશ્ચર્યજનક ખંડિયેર મનુષ્યની વિલાસ-વાસના અને વૈભવ-લિપ્સાને જોઇને આજે પણ બીભત્સ અટ્ટહાસ્ય કરે છે. પોતાની દશા જોઈને યાદ આવે છે એમને એ કરોડો મનુષ્યોની, જેમનાં હૃદય, જેમની ભાવનાઓ, શાસકો ધનિકો અને વિલાસીઓની કામનાઓ પૂરી કરવા નિર્દયતા સાથે કચડી નાખવામાં આવેલી. આજે પણ એ ભગ્ન ખંડિયેરોમાં એ પીડિતોનું રુદન સંભળાય છે.

રઘુવીર ચૌધરી
(પૃ. ૫, 'શેષ સ્મૃતિયાઁ')

— | દિનેશનંદિની

તું અને હું જો રાજહંસોની જુગલ જોડી હોત તો ચાંચમાં ચાંચ રાખી માનસરના ઊર્મિલ વક્ષ પર કલ્લોલ કરત,

યક્ષોની રાજધાની અલકામાં મોતીનો ચારો ચરત,

સુમેરુ પર દેવ-ગંધર્વોનું વાદ્ય-ગાન સાંભળત,

અને કૈલાસનાં ધવલ શિખરો સુધી ઊડીને ઉમા-મહેશ્વરનું સાંધ્ય નૃત્ય નિહાળત

રઘુવીર ચૌધરી
('દુપહરિયા કે ફૂલ')

— | અજ્ઞેય

મેં મારાં રણકતાં નૂપુર તારે ચરણે અર્પણ કર્યાં છે. તારી સમીપ આવીને પાછા વળવાની શક્તિનો મેં ત્યાગ કરી દીધો છે.

વલય આદિ આભૂષણ ઉતારીને હું તારે ચરણે અર્પણ કરું છું. તારી બાજુમાં ઊભી રહી હું મારી સઘળી ક્ષમતા તારી સેવામાં મૂકી દઉં છું.

હું મારી કટિ-મેખલા કાઢી તારે ચરણે અર્પણ કરું છું. તારા આશ્રયની છાયામાં મેં મારી સઘળી ઈચ્છાઓ તારા વિશ્વાસ આગળ લૂંટાવી દીધી છે.

હું મારી છાતી પરનો આ હાર કાઢીને તારે ચરણે અર્પણ કરું છું. તારા તેજથી અનુગત થઈ મેં મારા હૃદયની ઘૂંટાયેલી જ્વાલા તને ઉત્સર્ગ કરી દીધી છે.

હું મારા મસ્તક પરની દામણી ઉતારી તારે ચરણે અર્પણ કરું છું. તારી થઈને મેં મારા અંતિમ દુર્ગનું દ્વાર પણ ખોલી નાખ્યું છે. મારું અભિમાન તારા માર્ગમાં વિખેરી નાખ્યું છે.

આ રીતે સઘળો વૈભવ દૂર કરી, મારા પ્રાણની અત્યંત અકિંચનતામાં હું મને દઈ દઉં છું તને.

રઘુવીર ચૌધરી
(પૃ. ૧૨૦, 'ચિંતા')

## શોધ | ઉમાશંકર જોશી

પુષ્પો સાથે વાત કરવાનો સમય રહ્યો નહિ.
પુષ્પો, પૃથ્વીના ભીતરની સ્વર્ગીલી ગર્વીલી ઉત્કંઠા;
તેજના ટાપુઓ, સંસ્થાનો માનવીઅરમાનનાં;
પુષ્પો, મારી કવિતાના તાજ઼-બ-તાજ઼ શબ્દો.

ગર્ભમાં રહેલા બાળકની બીડેલી આંખો
માતાના ચહેરામાં ટમકે,
મારા અસ્તિત્વમાં એમ કાવ્ય ચમકતું તમે
જોયું છે?

કવિતા, આત્માની માતૃભાષા;
મૌનનો દેહ મૂર્ત, આસવ અસ્તિત્વનો;
સ્વપ્નની ચિર છવિ. ક્યાં છે કવિતા?

જોઉં છું હું, દુર્ગમ છે, દુર્લભ છે
પૃથ્વીના સૌ પદાર્થોમાં એ પદાર્થ.
ક્યારેક તો શબ્દમાં જ સરસ્વતી લુપ્ત થતી.
ક્યારેક હોલવાયેલા હૈયાની વાસ અકળાવી રહે,
ક્યારેક વળી અર્ધદગ્ધ ખયાલોનો ધૂંવા ગૂંગળાવી રહે.
ખરે જ છે દુર્વાપ કવિતાપદાર્થ.

ઘરની સામેનો પેલો છોડ વધી વૃક્ષ થયો.
ટીકીને જોયા કર્યો છે મેં વારંવાર એને.
એને જાંબુ આવ્યાં, ને મને આંસુ;
વધ્યો ને ફળ્યો એ, હું વધ્યો ફાંસુ,
ખાઉં છું, પીઉં છું, ખેલું છું, કૂદું છું.
બહોળો ધરતીમાતાનો ખોળો આ ખૂંદું છું.
ક્યાં છે કવિતા?

પ્રભુએ મને પકડ્યો'તો એક વાર.
સંધ્યાના તડકાથી એ વૃક્ષનાં થડ રંગતો'તો,
ત્યાં હું યે મારી આંખ વડે ચડાવતો ઓપ હતો.
બીજી વાર, ગાડીમાં હું જતો હતો. એકલો જ
અડધિયા ડબ્બામાં. ત્યાં નમતા પહોરના
નવું નવું યુગલ કો પ્રવેશ્યું. પ્રભુએ તાજાં
નવવધૂના ચહેરામાં ગુલો છલકાવ્યાં હતાં.
ખસી ગયો બીજે ત્યાંથી હું, એ ગુલાબી છોળોમાં
શરમના શેરડાની છાયા આછી ઉડાવીને.

પ્રભુને સૌ આવું બધું પસંદ બહુ હોય એવું
લાગે પણ છે ય તે.
શાડડ માટે નહિ તો, દુનિયાની ભારે મોટી
કામગીરી હોય એમ, જાણે એ વિના બધું
અટકી પડવાનું ન હોય એમ, વારેવારે
સંડોવે છે કંઈક ને કંઈક આવામાં મને એ?

રસ્તે ચાલ્યો જતો હોઉં અને કોઈ દૂરદૂર
સહસ્ર જોજન થકી આવેલા પંખીની સાથે
મુલાકાત ગોઠવી બેસે છે મારી, પૂછ્યા વિના

મને, કોઈ વાડ પાસે. લક્ષાવધિ
પ્રકાશવર્ષોથી વ્યોમે ટમટમતા તારા પાસે
આંખ મિચકારાવે છે એ આ હું જે
'અન્-રોમેન્ટિક' તેની સામે.
શેરીમાંના પેલા બાલુડિયાને મારી સામે
ખિલખિલ હસાવી દે છે, અયુત વર્ષોને અંતે
પ્રગટેલા માનવની આજ લગીની આખી ય
યાત્રાની — ભાવી આકાંક્ષાની પતાકા લહેરાવી
દે છે એ નાજુક કલહાસ્યમાં વિજયલેર.
રે રે શિશુઓનું કલહાસ્ય માણવાનો સમય રહ્યો નહિ.
શિશુઓનું હાસ્ય, મારી કવિતાનો શુભ્ર છંદ.
શબ્દ છે ! છે છંદ પણ ! ક્યાં છે તો કવિતા ?

શિખરો પર ઊર્ધ્વબાહુ આરડે મહાનુભાવો.
શતાબ્દીથી શતાબ્દી સુધી પહોંચતો બુલંદ સ્વર.
ઊતરે ના અંતરમાં, ઝમે ના પર્યાપ્ત ચિત્તે.
ખીણો ભરી ગોરંભાતો ભૂતકાળનો એ ધ્વનિ,
પડચાં કરે પડછંદા નિરંતર અવિરત
પડઘાનો દેશ આ; શબ્દ નહિ, પ્રતિશબ્દ પૂજાતો જ્યાં.
પ્રતિધ્વનિથી બધિર બની ગયા કાન કંઈ
એકમેકનું ન કેમે સુણવા પામે, કદીક
બોલવા કરે જરી તો,
—નથી માર્ગ અન્ય, વહી
જાય પણ ઉરોગામી સરિતા ધીરેથી, નિજ
કલકલ્લોલધૂને મસ્ત, તેમ સરી જવું.
મળી જાય યાત્રી તેને અર્પવું હૃદયગીત.—

ક્યારે વળી અહમ્ નડે-કનડે છે. હૈયું કહે :
શીદ ગાઉં ? સુખના ઓડકાર આના,
પેલાનો પ્રેમ, અને અન્યના ઉલ્લાસકેફ !
મારે બસ ગાવાનું જ ? ઉચ્છિષ્ટ જે બીજાઓના
જીવનનું, શબ્દોમાં સંચય કરીને તેનો
કૃતાર્થ થવાનું મારે ?
કવિજીવન અરેરે શું ઉપ-જીવન ?

અરે ! અરે !
અહંના ભરડામાં આવ્યું એ જ ઓછું જીવન છે ?
જીવન તો તે, જે કંઈ થયું આત્મસાત્, આત્મરૂપ.
આ આંખો જે જુએ છે એટલું જ શું એ જુએ છે ?
તો તો તે કશું જ નથી જોતી. આંખો આંધળી છે.
પેલાં વૃક્ષો, છુટ્ટાં, લીલાં પલ્લવે ઘેઘૂર ડોલે,
કેવાં છે મજાનાં ! ગમી જાય એવાં છે ! પરંતુ
એક વેળા અહીં આ એક સ્થળેથી જોવાઈ જતાં
એ બધાં અનોખી કોઈ એક-રચનામાં ગોઠવાઈ ગયાં.
વૃક્ષો ન રહ્યાં, વૃક્ષમય કશુંક લોકોત્તર સત્ત્વ,
માત્ર ત્યાં ફેલાઈ રહ્યું – એ જ તો સૌન્દર્ય. –
આંખ, તેં એ જોયું ? આજ સુધી કાં ન જોયું તેં એ ?
આંખ દ્વારા કોઈકે એ જોયું.
આંખમાં એ કોઈક હતું અને તે આ પળે બહાર
ફરી શું રેલાઈ રહ્યું ?
એ ક્ષણાર્ધ તો હું નર્યો વૃક્ષ-રચના-મય હતો.
તદાત્મ હું એમ સર્વ વિશ્વના પદાર્થ થકી
થઈ તો શકું જ, કિન્તુ શી રીતે એ હશે સાધ્ય ?

સૌન્દર્યાનુભૂતિ દ્વારા,
કવિતા દ્વારા અમોઘ.
સૌન્દર્યની સેર છંદ-શબ્દ-માં હું ઊપસેલી
જોવા કરું, પુષ્પો અને શિશુકલહાસ્ય તણા
પરિચયે કૈંક;
દેખાતી ન-દેખાતી તે હાથતાળી દઈ, મારા
ખેલ્યાં કરે અહો સંતાકૂકડી ચૈતન્ય સાથે
અહોરાત.

રાતે રસ્તાના વળાંકે મોટરની રોશનીએ
અજવાળી દીધું એક ઝુંડ નાની ગૌરીઓનું,
ઉત્સવથી વળતું જે, વર્ષાભીંજી મોડી સાંજે;
પડખેના વૃદ્ધ જોઈ રહ્યા વિસ્ફારિત નેત્રે
ભવિષ્યનું તે નિર્મલ સકલ આશારહસ્ય
ફેલાયેલું મુગ્ધ નિજ દૃષ્ટિની સમક્ષ તહીં.
કન્યાઓના આશાઉલ્લાસ વધાવવાનો સમય રહ્યો નહીં.
કન્યાઓની આશા, મારી કવિતાની નસોનું રુધિર.

ક્યાં ? — ક્યાં છે કવિતા ?

('સપ્તપદી'માંથી)

## અંતઘડીએ અજામિલ | હસમુખ પાઠક

નારાયણ, ઓ નારાયણ, આમ આવ  આ અંધારામાં
દીવો કર, કોડિયું બુઝાયું છે; ભયાનક ઓળા યમરાજના દૂત જેમ
ઊતરી આવી મને ભૂતકાળની ખાઈમાં ખેંચી રહ્યા છે.
મને ભય છે, દીકરા, આ રાત હું નહિ કાઢું.
જ્યાં હોય ત્યાંથી આમ આવ નારાયણ !

ન સંતાઈશ, નારાયણ, બારણા બ્હાર ન સંતાઈશ.
ખુલ્લા બારણામાં જોઉં છું અંધારાની પાળ બાંધતો
તારાઓનો પ્રકાશ, પાછળ તું છુપાયેલો. આવ
નારાયણ કોડિયામાં તેલ પૂર, દીવો કર, સંતાઈશ
નહિ, નારાયણ, સંતાઈશ નહીં.

શું તું માને શોધે છે, નારાયણ, તારી માને શોધે છે ?
એ તો દૂર દૂર તારાઓના પ્રકાશમાં ભળી ગઈ, તે હવે
આ ઓરડામાં પાછી કેમ કરી આવે ? આ વસંતની
હવામાં મળી ગઈ; એ કેમ કરી માટીનું રૂપ ફરી ધરે ?
શું તું માને શોધે છે, નારાયણ, તારી માને શોધે છે ?

આજે ચંદ્ર નહિ ઊગે, નારાયણ, આજે ચંદ્ર નહિ ઊગે.
સૂર્યની સાથે ચાલ્યો ગયેલો ચન્દ્ર કાલે પાછો ફરશે
ત્યારે સવારના તડકામાં એ ચન્દ્રને કેમ કરી તારવીશ, નારાયણ ?
તારાઓ જ્યાં અનંત અવકાશની સીમાઓ આંકી રહ્યા છે.
ત્યાં આજે ચન્દ્ર નહિ ઊગે, નારાયણ, આજે ચન્દ્ર નહિ ઊગે.

આજે પંખી સાવ સૂઈ ગયાં છે, નારાયણ, પંખી સાવ સૂઈ ગયાં છે.
ભય છે કે પ્રીત, થાક છે કે આનંદ,
શું છુપાયું છે આ શાંતિમાં તે નથી જાણતો હું.

નારાયણ ! આજે પંખી સાવ સૂઈ ગયાં છે, નારાયણ,
પંખી સાવ સૂઈ ગયાં છે.

તું બહુ રાહ જોવરાવે છે, નારાયણ, બહુ રાહ જોવરાવે છે.
તોફાની તું, વૃદ્ધ બાપની વેદનાને વાચા આપી
રહ્યો છે તે હવે જલદી આવ, નારાયણ !
તું બહુ રાહ જોવરાવે છે, નારાયણ, બહુ રાહ જોવરાવે છે.

દોડતો દોડતો આવ, નારાયણ, દોડતો દોડતો આવ,
તારાં નાનાં નાનાં પગલાં સંભળાવ. કાળી કાળી તારી
આંખોનું તેજ પીવરાવ, કાલી કાલી તારી બોલીમાં
નવરાવ, નારાયણ ! દોડતો દોડતો આવ, નારાયણ,
દોડતો દોડતો આવ.

તારા રૂપને ઓળખું છું, નારાયણ, તારા રૂપને ઓળખું છું.
નથી સમજતો તે તારામાં છુપાયેલા અરૂપને, નારાયણ !
નથી જેને પામી શકતો તેને જોવા ચાહું છું, તેથી
સાદ કરું છું, નારાયણ ! તારા રૂપને ઓળખું છું નારાયણ !
તારા રૂપને ઓળખું છું.

આવ, આવ, નારાયણ, હજી આમ ઓરો આવ.
ઓરો આવ...

('સાયુજ્ય'માંથી)

## રચના ૨૯ | લાભશંકર ઠાકર

અને મારે
ફિક્સ્ડ ડિપૉઝિટમાં પૈસા મૂકી
વ્યાજની ગણતરી કરવાની ?
મેં શું નથી જોયાં પાનખરમાં ખરી પડતાં પાન ?
રસ્તા પરથી પસાર થતું વૃક્ષ જોઈને
સ્તબ્ધ બની જાઉં છું ક્ષણ એક;
અને બીજી ક્ષણે તો હું પણ ખરવા માંડું છું.
મારા કોટનાં બટન એક પછી એક તૂટવા માંડ્યાં છે.
'આ રસ્તો છે' એવી અભિજ્ઞતાની નીચે
સળવળતા મારાં સાડત્રીશ વર્ષોમાં
હવે વીજળીના કરંટ જેવો આંચકો નથી;
અને ઢીંચણથી ટટ્ટાર થઈ શકતો નથી મારો અવાજ.
છતાં
વાંઝણી અભિજ્ઞતાનાં ઝાંખરાં વચ્ચેથી
શા માટે આમ પસાર થવાનું ?
મારે ક્યાં જવું છે ?
ફિક્સ્ડ ડિપૉઝિટના વ્યાજનું હું શું કરીશ ?
હું શું કરીશ મારી આ સૂકીભંઠ અભિજ્ઞતાનું ?
ખરી પડ ખરી પડ હવે તો.
કોણ ખરી પડે ?
અભિજ્ઞતા ?
ચીમળાઈને લબડી પડેલા વૃદ્ધાના નિરર્થક સ્તનભાર જેવી
અભિજ્ઞતા !
હું કશું જ સમજતો નથી.

હું ગાંડો પણ નથી, ડાહ્યો પણ નથી.
મને કશી જ કંઈ ખબર નથી.
હું મૂંઝાઈ ગયો છું એની પણ મને ખાતરી નથી.
ચાત્રી નથી એમ પ્રાસથી દોરાઈને જ લખું છું
કે
બીજું કોઈ અતિ સૂક્ષ્મ, સંકુલ, ગૂઢ, શબ્દાતીત,
બુદ્ધિ નામની આંધળી ડોસીના
બહેરા કાન પર બેઠેલી માખીના સ્પર્શથી
કંપેલી ત્વચાના મોહ જેવું
કારણ હશે કોઈ?
શોઈ પડું એમ થાય છે આ ક્ષણે તો.
હું ખોવાઈ ગયો છું, ભૂલો પડ્યો છું
શબ્દના ભરબજારમાં બે વર્ષના બાળકની જેમ.
ક્યાં છે ક્યાં છે મારા આધારો?
આ શું છે પૈસાને ગણતી આંગળીઓ જેવું અજાણ્યું?
આ શું છે નિરર્થક લબડતું મારા મગજ વિષે?
આ અવાજ શેના આવે છે આગળ-પાછળથી?
આ કોઈ મને બોલાવે ના
એવા સાવ અજાણ્યા ચહેરા જેવા
શબ્દો વચ્ચે સરી રહ્યો ભયભીત
સાવ આધાર વગરનો
ભાન વગરનો કાન વગરનો;
ને તો ય અરે
ફૂખી ગરેલા શબ જેવો આ શબ્દ
'અસ્મિતા'
હજી કેમ તરે છે?

ક્ષણે ક્ષણે આ તર્ક આવીને કેમ મરે છે ?
અવસાનોની અડાબીડ કબરોની વચ્ચે
કોને હું શોધું છું ?
ધોળી ધોળી કબર સમા કાગળમાં—
———આ હું
શોધું છું કોને સતત..., સતત કાગળમાં કોરા ?
અથવા કોને હું સંતાડું છું ?
અથવા
કોનાં પગલાં પાડું છું ? પાડું છું કોને બૂમ ?
બૂમ કાગળમાં કોરા ?
અથવા કોના અવાજને સાંભળવા મરી જાઉં છું મૂંગો ?
અથવા આ ગોટાળા ભાષાના–શબ્દોના
ગંદા તર્કોના–નરકોના
એને કેમ નીરખતો ટીકી ટીકી
અર્થહીન આંખો વિકસાવી ?
જાવ જવા દો વાત બધી જદ્દપલ છે.
ઊંડી ઊંડી ખીણ એક ભેંકાર
આંખો નીચે આ ઊંડી ઊંડી ખીણ એક ભેંકાર
શબ્દ પછી આ ઊંડી ઊંડી ખીણ એક ભેંકાર
જવા દો વાત નરી—

('બૂમ કાગળમાં કોરા'માંથી)

## કક્કાજીની અ-કવિતા! | ચંદ્રકાન્ત શેઠ

કક્કાજીને કાજે કવિતા નથી આ.
ને બહેરી બારાખડી માટેની બોલી નથી આ.
છંદની છ હજાર વર્ષ જૂની ચાલથી
ઓગણીસો ચુમ્મોતેરને કેમ ચલાવવો ?
ગર્દભો તો હજુયે ગોવર્ધનરામના ગોદામમાંથી ગદ્ય લાવીને
ગાંધી રોડ પર ફરે છે પાઘડી ને ખેસ નાખીને,
પણ તેથી ટ્રાફિક જામ થવાના ઘેર પ્રશ્નો સર્જાયા છે આજકાલ !
મીંચેલી આંખે
ઈસવી સન પૂર્વે જોયેલા એક સૂરજને યાદ કરી
આજના સૂર્યોદયે
કાપડની મિલનાં ભૂંગળાં
ગાયત્રીને બદલે વ્હીસલ સંભળાવે છે
તેથી બેચેન છે બાવન કુલ ભદ્રંભદ્રનાં.
તેઓ તો ઇચ્છે છે :
આ ભાષાને ચોળી ચણિયો ને પાટલીનો ઘેર સજીને
વટસાવિત્રીનું વ્રત કરતી
ને સુકાઈ ગયેલા વડની ચોફેર દિનરાત સૂતરના આંટા મારતી જોવાને !
પણ ભાષાને ભેટી ગયો કોક અલગારી !
કંઈક એવું ઘુસાડ્યું બખડજંતર એના દિમાગમાં,
કે
એક સવારે
ભાષા
શુદ્ધ બ્રાહ્મણિયા રસોઈ જમવાનો આગ્રહ છોડી
ચાલવા માંડી અમારી સાથે – અમારા રોજના જીવવાના માર્ગે.
ભાષા હવે અમારી જેમ ખાય છે, પીએ છે ને હરેફરે છે.

## અમદાવાદ | મણિલાલ દેસાઈ

કરુણા તો અમદાવાદના ઊંટની આંખોમાં છે. માણસોને તો આંખો જ નથી. ઊકળતા ડામરની સડકો પર ચાલતાં ચાલતાં એમની બુદ્ધિ પર હવે મોતિયો બાઝી ગયો છે. તે હું પણ અમદાવાદમાં રહું છું, અમદાવાદમાં રહું છું, મારી આસપાસ પણ એક ઝાંખું પડ બાઝવા માંડયું છે. નિરોઝ-ક્વૉલિટીનું ઍરકંડિશનર ભઠિયાર ગલીનો શ્વાસ લેવાનો પ્રયત્ન કરે છે. અને ભઠિયાર ગલી તો મણિનગરની વેશ્યાઓના પડછાયા પાડે છે. સાબરમતીની રેતી અહીંના રસ્તે પથરાઈ ચૂકી છે. અને રસ્તા રાહ જોઈને બેઠા છે ગાંડા ઘોડાપૂરની. સાબરમતીનો આશ્રમ ગાંધીએ માછલાં પકડવા નહોતો બનાવ્યો. કે ઘાટ પર નાહવા આવતી અમદાવાદણો સાથે કનૈયાગીરી પણ નહોતી કરવી, એને તો સાઇકલરિક્ષા ચલાવનાર અહમદશાહને ઑટોરિક્ષા અપાવવી હતી. પણ આ અમદાવાદ બળવંતરાય મહેતાની મોટરના પાટા પર થૂંકવામાંથી, અને ઇન્દુલાલ યાજ્ઞિકની ટોપીમાં માથું મૂકવામાંથી જ ઉપર નથી આવતું. કાલે–સરખેજની કબરમાં અહમદશાહનો ઘોડો હણહણ્યો હતો. આવતી કાલે–આદમ મારે બારણે ટકોરા મારી પૂછશે કે 'મેં આપેલી પેલી લાગણીઓનું શું?' ત્યારે હું, લાલ દરવાજે એક પૈસામાં 'બૂટપૉલિશ' કરી આપવા તૈયાર થયેલા છોકરાની આંગળી પકડી, અમદાવાદમાંથી નાસી છૂટીશ.

('રાનેરી'માંથી)

## દા. ત. મુંબઈ : હયાતીની તપાસનો એક સરરિયલ અહેવાલ

### સિતાંશુ યશશ્ચંદ્ર

૧ : વહીવંચા

બપોર એ બળી જાય, પવન પ્રમત્ત વીંઝાય, બારણાં ભટકાય,
કોઈ વિસ્તાર છોડીને ધાય, કોઈ સીમાડે રઘવાયું થાય, સીમાડે
ઓડીબારમાં રસ્તો ગલોલાય, કટાયલા નક્શા શિવાલયના ખેંચાય,
લિંગે વળગેલો નાગ ઝબકાય, ફેણા પટકાય, જળ ભય-થીજી જાય,
બરફનાં ટીપાંની નિસરણી અધ્ધર રચાય, પરસાળે બેઠેલો પથ્થરનો
નંદી ઊભો થાય. પીઠ થરથરાય, પાછલી ખરી ઊંચકાય, અથડાય,
ટકરાય, ઊંચકાય, પછડાય, ભોંય છોડી કમ્મર ધડ ગરદન નસકોરાં
રાતી પહોળી આંખ ડોલતાં શિંગ છત્રભેદનતત્પર ઊંચાં ઊંચકાય,
લટકતી પાંચ-સાત સાંકળ વચ્ચેથી વેગભર્યાં વંટોળ બની
શિર કર્ણ શિંગ ઘુમરાય, સાંકળો ફંગોળાય, વીંઝતા છેડા સાતના
સત્તાવીસ સિત્તોતેર સિત્યાસી સો થાય, સાત સાંકળના
ફંગોળાતા સો છેડાએ, નંદીની બરછટ ગરદન પર, નાગ
ડાકલે, વીફર્યા ગગને, વાગ્યા વાગ્યા વાગ્યા વાગ્યા ઘંટ, આ
પ્રલયકાળના ગાંડા ઘંટ, આ પ્રલયકાળના ઘંટ આ રક્તઝાળના
ઘંટ. આ પડી ફાળના ઘંટ. હોહા ઉબાળના ઘંટ. વિકરાળ
ભ્રાંતિના ઘંટ. આ સત્ય વિશાળના ઘંટ.

બપોરે શહેરમાં, એ ચૂપચાપ બળી જાય. શહેરમાં
કોઈને જાણ પણ ન થાય. શહેર તો
ક્યાંકથી પ્રગટે, વળિયાં પળિયાં સીમસીમાડા વટોળનું એ કંઈ
નહીં બીજું ને પોતે જ ફેલ ફેલ ફેલાય.
વહીવંચાઓ પોથાઓને દોરે વીંટી ચાલતા થાય.

વીંટાતી વહીઓને વીંટળાઈ ગઈ વાતો
વાતો તોતો હતો.
એક હતો પોપટ.
એણે જાણે પકડી હઠ.
હઠ છોડે તો હેઠો
બને બરાબર ઘેટો.
ઘેટાનું શું ? તો કે પુલ.
નદીઓ ઉપર સાવ સાંકડી બંધાય તે બાંધી રાખે છે ભૂલ.
ભૂલો. લૂલો.
ચાલો પડદા ખૂલો !

આ નીચે ઊંડી નદી છે. આ ઉપર છે તે સાંકડો પુલ છે. આ ફાંકડો છે તે કિનારો છે. આ લીલું છે તે ઘાસ છે. બાબાલોગ ! સુનિયે કિ આ ઘેટાને ખાસ, લીલું ભાવે છે ઘાસ ! આ ડાબે કિનારે છે તે ઘાસ છે. આ જમણે કિનારે છે તે ઘાસ છે. આ ઘાસમાં ઊભો છે તે ઘેટો છે. તો એક જ ને ઊભો છે નદીની બે ય બાજુ બેબીલોગ ! જબરો છે મારો બેટો, આ બે ય બાજુ ઘેટો.

આ બે ય બાજુ ઘાસ, ભાવે છે એને ખાસ. તે જમણે કાંઠે લીલુંછમ ઘાસ જોઈ ડાબે કાંઠેના ઘેટાએ જે દડબડાટી લગાવી કે સાંકડા પુલને અડધે તો આમ વટાવી દીધો ફડાક્

તે ડાબે કાંઠે લીલુંછમ ઘાસ જોઈ જમણે કાંઠેના ઘેટાએ જે દડબડાટી લગાવી કે સાંકડા પુલને અડધે તો આમ વટાવી દીધો ફડાક્.
એઇયિઅઅ
ઘેટાને ભેટચો ઘેટો.
છેટો ! છેટો છેટો છેટો.
તે ખરીઓમાં તણખલાં ચોટચાં છે.
ને શિંગડે શિગડાં ઘોંટચાં હે.

આ શિંગડાંનો ભૂકો શહેરની સિમેન્ટફેક્ટરીઓમાં વપરાય તો અકસીર છે ભરોસાલાયક છે ખાતરીપાતરી છે વાપરો વાપરો ને શહેરનાં કોંક્રીટનાં બિલ્ડિંગો બનાવો ધરતીકંપપ્રુફ છે લાવારસ માટેના સલામત સેફ્ટીના વાલ્વ કિફાયત કિમ્મતે નાખી આપીશું ટ્રેડ માર્ક છે નકલિયા માલથી સાવધાન સાવધાન રહેજો એક જ ભાવ રસ્તામાં એક જ ભાવ સાવ પવનોનાં એકાએક જ ભાવ
સાવ
એકાએક જ ભાવ
સાવ
એકાએક જ ભાવ, પવનોમાં સાવ
એકાએક જ જડે છે મને આ શહેર
ઘેરી વળે છે તીવ્ર ગંધની અણાતી રાતી દીવાલો ચોમેર ઊભી થઈ
અચાનક.
જ્યાં જ્યાં અડકું એ દીવાલોને
ત્યાં બની જાય એક બારણું. ઠાલું વાસેલું. બારણું બની
ઊઘડી જાય એ ભીંતો, ચોંકી
ચોંકી પેલી પાર તપાસું છું પવનોને, તો નવા થઈ ઊઘડી ગયેલા
બારણાંની પેલી પાર દીવાલ, પાછળ પવન, દ્વાર, દીવાલ
નથી
કંઈ ખીલતું, નથી સડતું પવનોમાં.
છે
અડીખમ દીવાલો, લપટાં બારણાં. પ્રમત્ત પવનો.
નિરાંતે ઊઘડે છે ને વસાય છે નિરાંતે બારણાં આપોઆપ.
સફેદ બારણાં આપોઆપ પ્રગટે છે ને અલોપ થાય છે આપોઆપ.
ભીંતોમાંથી ભીંતોમાં થઈને ભીંતોમાં ભરમાઉં છું હું આપોઆપ.
ને એકાએક
ભેંકાર નિરાંતથી ઊઘડતાં ચટાયલાં સફેદ ને બિડાતાં નિરાંતે

સફેદ બારણાંઓનાં જડબાં હલાવતી, જાસડિયાં જડબલાં હલાવતી,
બેસલાખ ભીંતો, જડબે જકડે છે મને બારણાં બારણાં.

ચગળાઉં છું ચવાઉં છું વાગોળાઉં છું.
ત્રિકાળમાં ધકેલાતો સ્થળોમાં સ્થળોમાં.
ભૂખી ભીંતો ભૂખ્યો શ્વાસ. ભૂખને એકે હોય નહીં વાસ.

એને જાણે કે ખાસ.
લીલું ભાવે છે ઘાસ. ઘાસ તો મળે ક્યાંથી ?
તેથી આ શહેર
ખાતું નથી. આ શહેર પીતું નથી.
આ શહેર પવનોની પાળે. આ શહેર મરણોની ડાળે.
મરી ગયેલા સસલાવાળો ચાંદો ઊગ્યો છે એના ચોકમાં જી લોલ,
તેથી ગંધ તો મારે જ ને મારા ભાઈયું !
જોકે ખરું પુછાવો તો
આપડને નથી ગમતું આ શહેર.
વરતાવે છે કાળો કેર.
આ શહેરનો ઠેકો.
ઊને પાટલે શેકો.
ઠેકાની ઊડે ધાણી.
તો સફ્ફાચટ્ટ ઉજાણી !
જયાફત. વનભોજન. પાર્ટી-પાર્ટી !
બે-પાંચ દૈત્યો ભેગા કરી.
( ને વચમાં વચમાં પરીઓ ખરી ! )
ખતમ ખઈ જઈએ જરીએ જરી.
કુમળું પંખી નરમ મજાની દ્રાક્ષ ચાખવા ઊડે !

ખરા-જેવા ચીતરેલા ચિત્રની ખરા-જેવી દ્રાક્ષોના રસઅસલ
નથી-રસને જોઈ
વાડ પર બેઠેલું પંખી ફેલાવતું'ક પાંખ ઊડે એ તરફ, ભોંઠું પડે
— ના. આ એ વાત નથી.

આંગણામાં ચડાવેલા દ્રાક્ષના વેલાઓનો મંડપ
આ સૂરજના પ્રકાશમાં ઝગે છે લીલો, તરબોળ, મીઠો, સાચો.
તે એટલો લીલો, તરબોળ, મીઠો, એટેટલો સાચો, કે
ઘરમાં ભીંતે લટકાવેલા ચિત્રનું ચિતરાયેલું પંખી
એને જુએ. ચિત્રમાં રુએ, તીણું ગાય.
ચિત્ર છોડીને ધસવા જાય.
રંગરેખનું જકડે જગત એને રૂંવેરૂંવે, રૂંવુંરૂંવું રંગરેખનું બન્યું,
રુએ પંખી તરસ્યું. જુએ પાછી દ્રાક્ષ. ફંગ ફંગ ફંગોળાય.
છેવટ તીણે છેડે પાંખ તણાતી, પીઠ હવામાં હલબલતી,
આંખો ઇચ્છા, ચિત્ર છોડીને ફંગોળાતું હવે હવામાં, તત્પર,
તત્પર, ચિત્ર છોડીને દ્રાક્ષ વીંટતા
નભમાં લગભગ —
પગ!
એના પગ.

ચિત્ર પાસેની અળગી દુનિયામાં ધસેલી એની કાયાને છેક છેડે હજીયે સપાટી ન છોડી ચૂકેલા પગ ચિતરાયલા ન મટી શક્યા, તે ન જ સજીવ થઈ હલબલતા પંખીના ચિતરાયલા ન મટી શકતા પગ.
પર ચાલુ છું હું આ શહેરમાં.
દેહ વડે કદાચ ઊડતો હોઈશ શહેરની બહાર.
તૂટું તૂટું કે ખેંચાઈ જઉં. આકાશે ઊંચકાઉં
ચિત્રે ચુસાઉં આખેઆખો.

—એમ મન તો થાય ઘણું યે ભાઈ, મારા સાયેબ, પણ
જુઓ આ
પેલા આકાશમાંથી મરેલા સસલાના ભારે નીચે નીચે ઊતરતા
ચંદાને
સરવરપાળે ને આંબાની ઊંચી ડાળે હઠ પકડીને બેઠેલો
પોપટ જોઈ ગ્યો. પોતાના દોસ્તાર સસલાને મરેલો જોઈને પોપટ
તો કાળો ધબ. પોપટ શેનો ? હવે તો કાળું પંખી જ.
પંખી સૂનમૂન.
પારધી પ્રપંચી.
એક કાળું પંખી.
પંજે ઝાપટ મુઠ્ઠી બંધ પકડ્યું.
આખેઆખા ભૂતકાળના જબરા જોરે જકડ્યું.
સલવાયા છે બે પગ, ખુલ્લી પાંખો, ફટ ફટકારે, કરડે,
મરડે ડોકી પીઠ, ભરડે ભીંસાયા બે બે પગ.
નીચીનીચી ખાઈઓમાં ખોદાતું ચાલ્યું આભ.
એ આકાશે પાંખો વીંઝતું જાય જાય જાય
મુઠ્ઠીમાં પગ તો ય કશું કંઈ ઝંખી.
એક કાળું પંખી.
એક કાળું પંખી. આ એ જ ભિયા, પોપટ. હા, કેય કોઈ ?
હું તને પ્રેમ કરતો અટક્યો તે પછી મેં જોયું છે કે
પ્રથમ સંકેત-મિલનવેળાએ તેં
મને આપી હતી, તે તારી તસ્વીર
–માં તેં પહેરેલા રિસ્ટવૉચના કાંટા
હવે નિયમિત ફરવા લાગ્યા છે તસ્વીરમાં.
તસ્વીરમાં ખીલેલું આપ્યું હતું તેં,
તે કરમાય લસ્ટીલું ફ્લાઉસ્ટી પુષ્પ.

વળી તારા પગ કને કૂતરું બેઠું હતું
તે ધસમસભસભસાટ, શેતાન !
બાજુની નાની વાડ,
વધતી ચાલી આખરે સપાટી આખીને ઢાંકતી, ને
છબીમાં પથરાયેલો દિવસ ઝાંખો થઈ
ઘડિયાળના રેડિયમથી ઝબકતી પડે છે ત્યાં રાત.
ત્યારે મારા ખંડમાં છો હોય બપોર
છતાં મને આવે છે ઘેનમાં ઊંઘમાં સ્વપ્નમાં બપોર
તેં છબીમાં આપી હતી તે
બપોર.
એક એ અને બીજી આ
હવે, અરે, આ હું કઈ બપોરનો પાડીશ પડછાયો ?
બપોરે એ બળી જાય.
એકમેકમાં ભળી જાય.
હા, જોઈ છે,
બહુ, જોઈ છે બપોરને.
રાજમાર્ગ પર જતી બપોરીઆ બસના પડછાયામાં
ખીલા ઠોકું હું
તો ત્યાં ને ત્યાં જ ખોડાઈ જાય ડબલ-ડેકરો.
ઝળહળતા અરીસાની પાછળ રહી રતિ કરું
તો આયનાની આગળ કેશ સમારતી સુંદરીઓ ગર્ભવતી બની જાય.
આ બપોર આ પડછાયો આ પ્રતિબિંબ – ફેર શો
એમની વચ્ચે ?

એ રીતે જૂનમાં જન્મેલું આંધળું આકાશ
પાતળી, લાંબી, કાંપતી, વરસાદી આંગળીઓનાં સ્પર્શેલાં ટેરવાં

જ્યારે વિશ્વાસપૂર્વક લંબાવે છે, ત્યારે
શહેર
ડામર અને ફ્લોરાંને મેળવીભેળવી
હાઈવે, બાયલેન, મેનરોડ, ફૂટપાથોની લીટીઓ ભરી નાખીને
એક વાત
પોતાની વાત લખી નાખે છે બ્રેલલિપિમાં.
બ્રેલલિપિમાં ઊપસેલી એ વાત વાંચતું હોય છે, એ રીતે, ત્યારે
જૂનમાં જન્મેલા આંધળા આકાશનું મોં
વીજળીઓથી ભરપૂર છવાઈ જાય છે.

વહીવંચાઓ પોથાઓને દોરે વીંટી ચાલતા થાય.
મળશે મને વરસાદી ટેરવાં હજારો ?
મળશે મને ઘનશ્યામ અંધતા એક ?
મળનારને શોધ્યા કરું છું શરૂઆતથી જ શહેરમાં.
કમળ. ખડિયો. ગણપતિ. ઘડિયાળ. શહેરમાં, શરૂઆતથી જ.
કમળ જેવો ખડિયો ઊંચકી ગાંડા ગણપતિએ ઘાયલ
ઘડિયાળમાં
ઢોળ્યો.
લ્યા બ્લોટિંબ બ્લોટિંબ !

બ્લોટિંગમાં ચુસાયાં એટલે ઘડિયાળો ઘબરાયાં લોલ.
ઘડિયાળો ઘબરાયાં એટલે રેડિયમ ચાંદા બૂઝયા લોલ.
રેડિયમ ચાંદા બૂઝયા એટલે સસલાંઓ શરમાયાં લોલ.
સસલાંઓ શરમાયાં એટલે શિંગડાંઓ ભરમાયાં લોલ.
ગોળ ઘૂમ્યાં એ શિંગડાં એટલે મેતાજી ગભરાયા લોલ.
મેતાજી ગભરાયા એટલે બારાખડ બદલાયા લોલ
બારાખડ બદલાયા એટલે ગણપતિએ ખડિયામાંથી

ઘડિયાળ કાઢી કમળવત્ પેરી લીધું શરૂઆતથી જ.
આ ધમાલમાં લિપિ તે ક્યાંથી ઊકલે, ભઈલા ?
અરે ચોપડિયો યે ખોવાઈ ગઈ મારી તો, ભઈલા.

બે ચોપડિયો ખોવાઈ ગઈ હતી
પાછી મળી ગઈ મને,
એક બપોરે બે ને આડત્રીસે શેરીમાં જ.
આયનાનું બિંબ એક બાળક ફેંકતું હતું જ્યાંત્યાં
તેમાં ઝડપાઈ ગઈ.
બીજી ચોપડી પણ મળી ગઈ એ જ રાત્રે.
કેટલાક વાગે.
સમયશીશીમાં ઊંટના અસવારોને ડુબાડતી આંધી ઊડતી હતી.
બાકીના અસવારો ઊંટના પાણીમાં ડૂબી મૂઆ.
મળી ગઈ મને ચોપડી તે વખતે, મારા સ્વપ્નના
ખરબચડા ડુંગરાની રતનઝળહળતી ગુફામાં.
પંખીના સફેદ વજનદાર ઈંડાના પીળી ઝાંયવાળા કોચલાને
પોતાની નવી ઊગેલી ચાંચથી ફોડી
એ જ્યારે બહાર આવતી હતી ત્યારે,

મળી ગઈ બે ય,
હવે મળી ગઈ બે ય ચોપડીઓ મને.
પણ કઈ રીતે મેળવું એ બેને એકમેકને.
ક્યાં મેળવું ? ક્યારે મેળવું ? કોણ મેળવું ? અરે
ગાંડા હાથીનું ટોળું ભમે છે મારી નસોમાં
લમણાં ધબકે, ટેરવાં ફાટે, છળી ઊઠે છાતી.
મારું પગલેપગલું ભૂંસી પગલાં પાડે હાથી.
હાથી સોયને ઊંચકે હાથી કિલ્લાને રમઢોળે.

હાથી ચૌટે હાથી ચોરે હાથી પોળે પોળે.
આયનાઓનાં બારણાં આડું પોતાનું પ્રતિબિંબ
રાખી હાથી ધસી આવતો—ઢિમ્બ !
ક્યાં છે હાથી ? ક્યાં છે હાથી ? ગોતો રે છાબડીમાં.
ક્યાં છે હાથી ? ક્યાં છે હાથી ? જુઓ મગરનાં જડબાંની દાબડીમાં.
ક્યાં છે હાથી ? અરે બરાબર બારણા પાછળ જુઓ.
ને શહેરમાં ભીંત. શહેરમાં બારણું. શહેરમાં આયનો.
બારણું તો બંધ,
ભાળી, હું તો કૂદી પડું આયનામાં પહેર્યે કપડે.
આયનો ભીંતે લટકે. ને આયનો
ભીંતોની પાછળ ક્યાં ને ક્યાં ય ભટકે.
આયના મારી આંખો માટે સરજે એક દુનિયા.
પશ્ચમના સૂરજને પકડી લાવે પૂરબમાં – ને આંખો તો ઝળાંહળાં.
આંખો કાજે આયનામાં રતાશ ને પીળાશ.
'બાલમિત્ર'ની ઊંધી લિપિ ઉકેલનારો આંખો માટે આયનો.
આયનામાં ઊંડાણ. ભીંત પાછળ ભ્રમણ.
આયનો તો અગાધ. આયનામાં આંખો કરે ખુદ કાચનું જ અતિક્રમણ !
— આવાં આવાં સત્યો સર્જે ભલે આયનો
આંખો માટે, ત્યારે
એ સત્યોની સૃષ્ટિમાં સરવા માટે હું, આ હું જ હો,
મારી આંગળીઓ વડે અડકવા જાઉં એ સત્યોને
ત્યાં તો મારો લંબાતો હાથ રોકવા અચૂક ધસે અંદરથી એક હાથ
ને અડીખમ ભીંત થઈ ખડો થઈ જાય આયનો
વચ્ચોવચ્ચ
સત્યોનો સંત્રી....
નજર રહી જાય આયનામાં

હાથ રહી જાય
બહાર,
ટેરવાંની છાપ ઊપસે હીસા કાચ પર. ક્યાં ?
હું ક્યાં ?
મારી આંખો માટે સર્જયેલા સત્યમાં
સર્જી ચૂક્યો છે મારા હાથ માટે વૈતથ્ય
આયનો !

બાબરી ઓળતો, લિપિ ઉકેલતો, સહુને બેવડાવતો આયનો !
આયનો !
સહુને બેવડાવતો, સહુને બેવડાવતો કોને ? આ કોને બેવડાવતો ? આયનો.
મારા ક્રુદ્ધ હાથે શરીરમાંથી પકડીને અથડાયેલા પથ્થરોમાંથી
પ્રગટી ઊઠેલો તણખો,
આયને સરજેલા વિસ્તારમાં પહોંચી જાય. પછી
આપમેળે ફેલાય. એ બળી જાય. ઊનો પવન વાય.
બારણાં ભટકાય. વહીવંચાઓ પાથાઓને દોરે વીંટી ચાલતા થાય.
શહેર ક્યાંકથી પ્રગટે.

૨

બેવડાય.
હું પસાર થયો જેમાંથી, એ શું હતું,
આયનો કે બારણું ?

૩ : કટંતર

વિક્ટોરિયા ટર્મિનસના તેરે પ્લૅટફૉર્મો પરથી ચામટો
સહસા સેંકડો પૈડાંની ગડેડાટી કરતો
વીજળીની ડબલ ફાસ્ટ લેગ ટ્રેનો થઈને

હું નાઠો છું જ્યારે જ્યારે
ત્યારે અચૂક
તેર શહેરો થઈ આ મુંબઈ વસી ગયું છે
તેર લોહ-પથોને પેલે છેડે.

વિશાળ છે આ શહેર.
આ શહેરમાં જગ્યાની તંગી ઘણી,
તે ઘણા માણસો મારી જેમ આયનાઓમાં રહે છે
કહે છે :
પછી મને ખાજે. પછી મને ખાજે.
આયનાઓમાંના ખંડોમાં ચોપડીઓ હોય. કબાટ હોય. પેટીઓ હોય.
બારીઓ હોય.
ખોલતો નથી કદી હું એમને.
બહાર કદાચ શહેર ન હોય.
કદાચ ન હોય શહેર,
શહેર આયનાઓની હોવા-બારીઓની બહાર કદાચ હોય.
કદાચ હોય, ન હોય.
તે ખોલેલી બારીઓમાંથી જો
તે
આયનાઓની અંદર પ્રવેશે તો
ઓસરી જાય બહારથી આખુંયે શહેર,
જેને ઝીલીને જ તો ચોપડિયાળા, પેટિયાળા, બારિયાળા છે
ભર્યાભાદર્યા આયના !
ને જો ખોલેલી બારીઓમાંથી પ્રવેશે જો
આયનાઓમાં શહેર તો બહાર કંઈ ન રહેતાં
આયનાઓમાં ઝિલાયલું શહેર ભૂંસાઈ જાય. જો અંદર

પ્રવેશી ચૂકે આયનાઓમાં શહેર
તેથી બારીઓ ખોલ્યા વગર રહું છું.
આયનાઓમાં વસી ચૂકેલા, ન ભૂંસાયલા
ક્યારેયે પ્રવેશ્યું જ નથી ખરેખર તો બારીઓમાંથી આયનાઓમાં
તેવા શહેરનો શહેરી છું.
મત આપું કે છુપાવું દાણચોરીનો માલ ઘુસાડું વેચી નાખું
હોંશિયારીથી નિકાસો કરું ન દીઠેલા આફ્રિકાઓમાં.
ને આયનાઓની સામે આઠ કે દસ ફૂટ દૂર
જે દીવાલ છે બહાર
જેને તાક્યા કરું અંદર રહ્યે રહ્યે
તાકું કે મોં સામેની એ દીવાલ ખસે તો!
લો, ખસે પીઠ પાછળની દીવાલ આપોઆપ
જરા મોકળાશ થાય
આયનાના વિસ્તાર માંહ્ય
દીવાલ ખસેડવા લંબાવેલો હાથ ક્યાંક તો કાઢવો પડે બહાર
આ આયનામાંથી
તો તોડવી પડે એની થોડીક પણ સપાટી
ને આયનાની તૂટતાં સપાટી તૂટે પીઠ પાછળની દીવાલ
તો દીવાલનું ગાબડું કેમે કરી પૂરું?

હાથ વડે ધકેલેલી સામેની દીવાલ તો નક્કર
ને આયનાની દીવાલમાં જો પડે ગાબડું
તો ગાબડું કેમે પૂરું? કયે હાથે? કયો હું?
કઈ દીવાલમાં?
અકબંધ દીવાલો પર લટકતા તૂટલા આયનામાં આવેલી
ઇમારતોની દીવાલોનાં ગાબડાંઓમાં થઈ

નાઠો છું ઘણી વાર, પણ જો
હું ભાગી છૂટું તો ક્યાં ?
શહેરમાંના આયનાઓની તરાડો—
ની સામેના
ભૂંસાયલા શહેરના ચમકતા આયનાઓમાં ?
મને થાય,
એ આખા શહેરને અંધારામાં રાખી
મેન લાઇનનો ફ્યૂઝ બની હું ઊડી જઉં
પણ નિયંતાએ આ શહેરના ખડક પર
આકાશી વીજળીને વહેવા શક્તિમાન એવો તાર બનાવી
મને શાપે બાંધ્યો છે.
કોલાહલોના લંબાયલા ઉત્તુંગ ખડકોની ખાણોમાં
મેં ઠેરઠેર ઠાંસી રાખેલા સ્વકીય સંકેતોના ડાયનામાઇટો
વખતોવખત ફૂંફાડતા ફાટે છે.
ત્યારે ઊછળતી શિલાઓથી
ઘવાતું નથી કોઈ.
હવે વ્યવસ્થિત હિજરત કરી ગયા છે લોકો આ પ્રદેશમાંથી
અને ત્યાં
જાણીતાં પૂતળાં બની બેઠેલા
અજાણ્યા પથ્થરોથી ઘડાયું છે આ.

જ્યાં ચાલવાથી લીસી થતી ફૂટપાથો ટંકાવી લેવી પડે છે ચાલવા માટે.

પેલા પાસેના ને આ આઘેના વિસ્તારોમાં
કોલંબસના ખલાસી થઈ ઘણી યે વાર
મારે જહાજ હંકારવું પડયું છે.

એક હલેસું ઔર લગાવતાં
ગબડી જ પડાશે હવે તો સમુદ્રનો છેડો આવતાં
અવકાશમાં
—એવો ભય ત્યારે મારી માંસપેશીઓને ઓગાળી નાખે છે.
પણ,
ના, આ સમુદ્રનો છેડો છે જ નહીં – એવું
કોલંબસનું નિયત વાક્ય ત્યારે સંભળાય છે.
અરે, મને આશ્વાસન નથી મળતું.
મળે છે ભય.

આયનાઓના ખડકો વચ્ચે
આયનાઓનાં પાણી.
આયનાઓની પેલી ભીંસ
રહી ગઈ છેક અજાણી
કોલંબસના જહાજ નીચે પાંચ નદીઓ વહે.
પાંચેમાં છે જુદાં પાણી. કોણ જઈ એને કહે?
ફંટાશે જે વાર પ્રવાહો ત્યારે મોરા-પૂતળું
એની લક્કડિયા આંખોથી શું જોશે બેબાકળું?

આવું હોવાથી
એરકંડિશન યંત્રોમાં ગાળીગાળીને પીઉં છું
પણ જીભ પર કડવું લાગે છે આ શહેર.

જો કે ફોર્ટની અનેક ગલીઓમાં ભૂલા પડી જવું કંઈ બહુ દુઃખદ નથી. ભૂલા પડી ભટકતાં એકમાંથી બીજે રસ્તે ચડી જવું, ને ઍન્ટ્રિના નાકે પગ થોભી જતાં પગલાં થઈને જ આગળ ચાલ્યાં જવું ને ફૂટપાથો પર ફેરિયા પાસે રસ્તામાં પગ ખરીદી

દુકાનમાંથી ભરોસાપાત્ર ધડ ખરીદી સ્પેર માથું ઉપદ ચડાવી લઈ આગળ ચાલવું – કંઈ દુઃખદ નથી.

ઈવિન ડેટના પાર્કિંગોમાં આડ ડેટે પાર્કિંગ ન કરીએ એટલે થયું. પૃથ્વીને સૂરજની ફરતે ફરવામાં કોઈ વાંધો ન આવે. નાડીઓ પર રીસ્ટવૉચો ધબકી શકે. દસ-બાર ગલીઓમાં પગલાં જ થઈ આગળ વધી જવાતાં છતાં ધડ ખરીદી સ્પેર માથું ઉપર ચડાવી આગળ વધી શકાય.

ડટંતર નથી ડટંતર નથી જ એ.

પણ ફ્રોર્ટની દસબાર ગલીઓમાં દસબાર થઈ ભટકતાં
જો ભૂલથી
વચ્ચેના એક અજાણ્યા
ચોકમાં
જ્યાં આ ગલીઓમાં પેલા નો એન્ટ્રિ બરાબર લખેલા
કેટલાક છેડાઓ અહીં 'એક્ઝીટ ઓન્લી' એમ બબડીને
પડે છે
પહેર્યે કપડે,
ત્યાં જો આવી પડાય તો
એ ચોકમાં
એકમેકની સામે તાકવું જરા દુઃખદ છે.

જરા દુઃખદ છે એ અજાણ્યા શાંત વિચિત્ર પંચકોણ ચોકને
ખૂણે ખૂણે ફ્રોર્ટની ગલીઓના ઉજ્જડ નાકાઓ પર ઊભા રહ્યા
અનેકમેકની સામે સહસા આવી જવાતાં તાકવું તે.

ત્યાં રંગહીણા સિગ્નલો અચૂક લયમાં ઝબક ઝબક થયા કરે છે.
ત્યાં ધીમેથી, બહુધા, "કિતના બજા !" પૂછી છૂટા પડવું.

નાડીઓ પર ધબકતાં ઘડિયાળો મેળવી શકાય, ન યે
મેળવી શકાય, ફેર ન પડે ત્યાં કશાથી ય
જાણે કે

નોંધ :

૧. ઈ. ૧૯૫૬માં ગુજરાતી ભાષાના ચતુર્વિધ લયસંવાદોને પહેલી જ પ્રક્રિયાથી એક કાવ્યમાં રચનાર કવિ ઉમાશંકર જોશીને મારું આ કાવ્ય અર્પણ

૨. આ સર્‌રિયલ કાવ્ય છે. ચિત્તનિર્માણના સાતત્યથી ઉતરે કોઈ સાતત્ય આમાં શોધવા ન જવું. એ ચિન પણ ઓગણીસ મોટા ગુંબાવતું, સાત સાત અંગવિક્ષેપોથી સંકુલ, અંતમલ અને સ્વપ્નના પીળી ઝાંયવાળા ઈંડાના રસમાં ડૂબેલું

('ઓડિસ્યુસનું હલેસું' માંથી)

# હું કીડીઓ અને હાસ્ય | કિશોરસિંહ સોલંકી

આજુબાજુ દૃષ્ટિ નાખી એક ખૂણામાં હું મારા શરીરને ગોઠવું છું. હવે મને ઉનાળો વરતાય છે. બારી ઉઘાડું છું. વાંચવા પુસ્તક ખોલું છું. મારા પુસ્તકના બધા જ અક્ષરો કીડીઓ થઈને ફરવા માંડે છે. કીડીઓ મને વીંટળાઈ વળે છે. હું છૂટવાનો પ્રયત્ન કરું છું–છૂટી શકતો નથી. ઝીણીઝીણી કીડીઓ મારા અંગેઅંગમાં–રુંવાટેરુંવાટે હવે ફેલાઈ ગઈ છે. હું છૂટી શકતો નથી–સહી શકતો નથી. કીડીઓ મારા રુધિરમાં ભળી ગઈ છે. મારા હૃદયની ચાલતી ક્રિયામાં કીડીઓ મહત્ત્વનો ભાગ ભજવતી થઈ ગઈ છે. હું વિચારું છું. પણ ત્યાં જ બધી કીડીઓ હસવા માંડે છે. તેમનું હાસ્ય ધીમેધીમે બહાર નીકળે છે–મારામાંથી. હું પણ હવે બધી કીડીઓના હાસ્યમાં ભળી જાઉં છું. હાસ્ય ઊંઘવા ઇચ્છે છે–ઊંઘી શકતું નથી. વાંચવા ઇચ્છે છે–વાંચી શકતું નથી. એને તો જોઈએ છે અંધારું....કંટાળેલું હાસ્ય બારી વાટે બહાર જવાની ઇચ્છા રાખે છે. મારા રુધિરાભિસરણમાં કીડીઓ પોતાનું કામ કર્યે જ જાય છે. કીડીઓ મને જ ખાય છે–હું ખવાતો જાઉં છું. હાસ્ય મારી બહાર નીકળી ગયું છે. દોઢવેંત દૂર આવેલા ટાવરમાં જઈને સમાઈ જાય છે, પણ આ કીડીઓ તો....કીડીઓને હવે એક જ રસ રહ્યો છે–મારી કબર ખોદવાનો. પણ પેલું હાસ્ય તો બિચારું ટાવરના બાર આંકડામાં કચડાતું કંટાળી ગયું છે. હાસ્યને તો કોઈ નદીકાંઠે શીતળ છાંયમાં બે ઘડી બેસીને વિશ્રામ કરવો હતો.

ટાવરમાંથી હાસ્ય નાસી છૂટે છે. રઘવાયું રઘવાયું રખડતું મારી ખોદાતી કબરની લીલી માટીમાં છૂપાવાનો પ્રયત્ન કરે છે, પણ ત્યાં જ બધી કીડીઓ તેને જોઈ જાય છે. પોતાના ખોવાયેલા હાસ્યને પાછું મળેલું જાણી આનંદે છે. પણ હાસ્ય તો ખોદાતી કબર જોઈને હસી ઊઠે છે. હું હાડપિંજર-શો જોઇ રહ્યો છું– હાસ્યને, કીડીઓને કબરને. કીડીઓ મારી કબર ખોદે છે. હાસ્ય પહેરો ભરે છે. હું કોઈ 'સ્નેહીનાં સોણલાં સતાવે' ગાતો ગાતો સૂઈ જાઉં છું–સમયની સ્લેટમાં ક્ષણની પેન વડે મારું નામ ઘૂંટીને. કીડીઓ આવ-જા કરે છે. પહેરો ભરતું હાસ્ય કબરને કાંઠેથી ફરીથી નાસીને મારા માથા ઉપર ઘણ ઝીંકતું હોય એમ ટાવરમાં ડંકાયા કરે છે એક ... બે .... પાંચ....

('કવિલોક' સળંગ અંક ૧૬૧માંથી)

## મહત્ત્વની શુદ્ધિ

| પૃષ્ઠ | કૉલમ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૨૪ | ૨ | ૫ | ઉપોદ્‌વાત | ઉપોદ્‌ઘાત |
| ૨૫ | ૧ | ૨૭ | બહુદ્ એકવાવિર | બહુદ્ એકવિધતા |
| ૨૫ | ૧ | ૨૯ | બહુદ્ | બહુદ્ |
| ૨૫ | ૨ | ૧ | એકવિધાનનો | એકવિધતાનો |
| ૨૫ | ૨ | ૮ | કસોગીરૂરે | કસોટીરૂપ |
| ૨૬ | ૧ | ૧૨ | ગદ્યકા ય | ગદ્યકાવ્ય |
| ૨૮ | ૧ | ૧૬ | ઊ ડા | ઊંડી |
| ૩૨ | ૧ | ૧૬ | રૂપો તરફ કવિ વળ્યો | રૂપો તરફ વળ્યો |
| ૩૩ | ૧ | ૨૬ | પથ | પદ્ય |
| ૩૭ | ૧ | ૧૭ | expaded | expanded |
| ૩૭ | ૨ | ૯ | solitaty | solitary |
| ૩૮ | ૧ | ૨૯ | ir | in |
| ૩૮ | ૨ | ૪ | lion | loince |
| ૩૯ | ૨ | ૨૮ | on | one |
| ૪૦ | ૧ | ૨૧ | ralative | relative |
| ૪૦ | ૧ | ૨૨ | peom | poem |
| ૪૦ | ૨ | ૧ | angainst | against |
| ૪૦ | ૨ | ૧૩ | organizaton | organization |
| ૪૧ | ૧ | ૫ | પરિણામ | પરિમાણ |
| ૪૨ | ૧ | ૭ | વ્યૂહબ દ્ધ | વ્યૂહબદ્ધ |
| ૪૨ | ૨ | ૨૮ | ભાષાન્તર | અવતરણ |
| ૪૩ | ૧ | ૭ | દા ના આપ્ટે | હ ના. આપ્ટે |

- પૃ. ૫ ઉપર લીટી ૧૨–૧૩ આ પ્રમાણે વાચવી
  પદ્યમાં માત્ર કવિતા હોય ત્યારે પદ્યકાવ્ય થાય તેમ ગદ્યમા માત્ર કવિતા હોય ત્યારે ગદ્યકાવ્ય થાય
- પૃ. ૬ ઉપર લીટી ૧૫ આ પ્રમાણે વાચવી
  'Les Fleurs du Banal'નું સર્જન કર્યું છે
- પૃ ૩૦ ઉપર લીટી ૨૬ આ પ્રમાણે વાચવી
  કર્ણના ખરે વખતે જ જમીનમા ખૂપી જાય એવા રથના જેવુ,


CADILA

# કલમ ૮૦-સી હેઠળ

## કર રાહતના લાભ માટે...

## ૬ વર્ષીય રાષ્ટ્રીય બચત પત્રો

## (શ્રેણી ૬ અને ૭) માં નાણાં રોકો

● વ્યક્તિગત રૂ. ૪૦,૦૦૦ સુધીના વાર્ષિક રોકાણો પર કરપાત્ર આવકમાંથી રાહત મેળવો

**અને સાથોસાથ**

● હિન્દુ અવિભક્ત કુટુંબની આવકમાંથી આવા કુટુંબના સભ્યના નામે રૂ. ૪૦,૦૦૦ સુધીના વાર્ષિક રોકાણો પર આવા હિ.અ.કુ.તરીકે પણ કલમ ૮૦-સી હેઠળ રાહત મેળવો.

● આ બચતપત્રોમાં સંયુક્ત નામે રોકાણ કરી, રોકાણ કરનાર કરપાત્ર વ્યક્તિને કરપાત્ર આવકમાંથી રાહત મળે છે.

● છઠ્ઠી શ્રેણીમાં વ્યાજનું પુનઃ રોકાણ આપોઆપ થાય છે; વ્યાજની રકમ ધારાની કલમ ૮૦-એલ હેઠળ મળતાં મુક્તિ લાભ ઉપરાંત કલમ ૮૦-સી હેઠળ કરપાત્ર આવકમાંથી રાહતને પાત્ર છે.

★ છઠ્ઠી શ્રેણીમાં

**૬ વર્ષમાં બમણા**

★ સાતમી શ્રેણીમાં દર ૬ મહિને વાર્ષિક ૧૨ ટકા લેખે વ્યાજની ચુકવણી

વ્યાજ પોસ્ટ ઓફિસ સેવિંગ્ઝ બેંકના ખાતામાં બારોબાર જમા થઇ શકે છે.

સંપર્ક સાધો: પોસ્ટ ઓફિસ, કલેક્ટર કચેરી, અધિકૃત એજન્ટો.

–કમિશ્નર, નાની બચત અને રાજ્ય લોટરી તથા હોદ્દાની રૂએ સચિવ, નાણાં વિભાગ, ગુજરાત.

ભાઈ રે આપણા દુઃખનું કેટલું જોર ?
નાની એવી જાતક વાતનો મચવીએ નહિ શોર !

રાજેન્દ્ર શાહ

# બ.ક. ઠાકોર પારિતોષિક

૧૯૮૫ના વર્ષ દરમિયાન 'કવિલોક'માં પ્રકટ થનાર કાવ્યો પૈકી શ્રેષ્ઠ ઠરનાર રચનાને રૂપિયા ૫૦૧ની રકમનું બ.ક. ઠાકોર પારિતોષિક અપાશે

## ગદ્યકાવ્ય

ગદ્યકાવ્ય વિશેના વિવિધ વિદ્વાનોના લેખો તથા ગુજરાતી, બંગાળી, આસમિયા, ઓડિયા, મરાઠી અને ફ્રેંચ ભાષાના કેટલાક ગદ્યકાવ્યોના અનુવાદોનો આ ગ્રંથ ગુજરાતી સાહિત્યમાં એ પ્રકારનું પ્રથમ પ્રકાશન છે

ગ્રંથાલયો, શાળા–મહાશાળાઓ, અભ્યાસીઓ અને કવિતાચાહકો માટે તે વસાવવું અનિવાર્ય બની રહે તેવું છે.

આ ગ્રંથની મર્યાદિત નકલોજ પ્રકટ કરી છે. આથી વહેલા તે પહેલાના ધોરણે નકલો મળી શકશે.

ભારે કાગળ પર સુંદર સુઘડ છપાઈવાળા, લગભગ ૧૭૦ પૃષ્ઠના પાકા પૂંઠાની અમેરિકન બંધાઈના આ ગ્રંથની કિંમત રૂ. ૨૪ (રજિ ટપાલ ખર્ચના રૂપિયા ૪ અલગ) રાખવામાં આવી છે, આપની નકલ નીચેના સ્થળેથી સત્વરે મેળવી લેશો

**ગ્રંથાગાર**

મ્યુનિસિપલ માર્કેટ સામે, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦૦૦૯

તથા

**સાહિત્ય મિલાપ**

ધર્મેન્દ્રસિંહજી કોલેજ સામે રાજકોટ–૩૬૦૦૦૧

## નવું લવાજમ

- 'કવિલોક'ના ઘણાખરા ગ્રાહકોનું લવાજમ આ અંક સાથે પૂરું થાય છે.
- આપનું ૧૯૮૫નું લવાજમ રૂ. ૨૫ સત્વરે મોકલી આપો.
- આજીવન ગ્રાહકપદનું લવાજમ માત્ર રૂ. ૨૦૦

નીચેના સરનામે લવાજમ મોકલશો

વ્યવસ્થાપક: કવિલોક

લાવણ્ય, વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦૦૦૯

શિશિર વિ. સં. ૨૦૪૧ કવિલોક જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૮૫

।ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविर्आवीर्म एधि।

## આજની કવિતા

આધુનિકતા અંગે મારા મનમાં જે અનેક પ્રશ્નો છે અને તેમાંથી હું જે આવતી કાલ જોવા ઝંખું છું તેમાં, મને વિશ્વાસ છે કે, માણસને તેની અખિલાઈમાં જોતી આપણી કવિતા વધુ સમૃદ્ધ બની હશે. આપણે સમકાલીન, અર્વાચીન અને આધુનિક એવી ત્રણ સંજ્ઞાનો જે ઉલ્લેખ કર્યો છે તેમાં મને લાગે છે કે આધુનિક તરીકે ઓળખાતું મોટા ભાગનું લગભગ સમકાલીન બનવા માંડ્યું છે. અને વખત જતાં સમકાલીનો જેમ ભુલાઈ જાય છે તેમ એ પણ કદાચ ભુલાઈ જશે–ચિરંજીવી રહેશે અર્વાચીનતા, જેનું અંતસ્તત્ત્વ છે સમગ્ર જીવનદર્શન. આજના યુવાન કવિઓ અને અધ્યાપકોની મથામણ ને ભગીરથ પુરુષાર્થથી હું પ્રભાવિત છું, મને શ્રદ્ધા છે કે જીવન જેનાથી જીવવા જેવું અને ભર્યું ભર્યું લાગે તેવી કવિતાઓ સર્જી આપણા યુવાન કવિઓ નરસિંહ, મીરાં, અખો, પ્રેમાનંદ, દયારામ, 'કાન્ત', નાનાલાલ, બળવન્તરાય, સુન્દરમ્, ઉમાશંકર, રાજેન્દ્ર શાહ આદિએ કવિતાદેવીના મંદિરમાં પ્રગટાવેલી જ્યોતને વધુ દીપ્તિમંત બનાવશે અને તેનાં અજવાળાં આપણા ભૌગોલિક સીમાડાઓને અતિક્રમી સ્થળ અને સમયમાં દૂર દૂર સુધી પથરાશે.

સ્નેહરશ્મિ

[તાજેતરમાં પ્રકટ થયેલા તેમના પુસ્તક 'પ્રતિસાદ'માંથી]

# અખાના છપ્પાના પાઠ અને અર્થ—૫

(૧૬૧મા અંકથી ચાલુ)

શિવલાલ જેસલપુરા

૧૯

કયમ અવસર પામેવો વળી?
મોતી વેહે પરો વીજળી.
મરત્યે તો સહુએ કો મર,
પણ શૂર તે જે સ્વામીઅર્થ કરે
અખા પામુ હરિ કે ખોઉ સંસાર,
સર્વ નિગમું કે પાડું બાર. ૨૬૩

ઉ, મ અને ત્રિ.મા તેમજ ફાર્બસ સભાની ક્રમાંક ૩૪૯, ૩૬૨ અને ૮૨૬ વાળી પ્રતોમા પહેલી લીટીનો પાઠ ઉપર પ્રમાણે છે. અ.મા 'પરો'ને સ્થાને 'પરોવી' છે.

ત્રીજી લીટીનો પાઠ ઉ., મ અને અ.માં ઉપર પ્રમાણે 'બાર' છે, જ્યારે ત્રિ.મા તથા ફા. સ.ની ક્રમાંક ૩૪૯ અને ૩૬૨ વાળી પ્રતોમા 'માર' ને સ્થાને 'પાર' પાઠ છે.

ઉ.એ આ પ્રમાણે શબ્દાર્થ આપ્યા છે: "મોતીના છિદ્રમા પરો—પ્રો, પરોવ પાડુ બાર· બારણું—ઊઘાડું—પાડું સર૦: 'ઉઘાડે બાર' ૨૭૧ છે." 'નિગમુ'નો અર્થ તેમણે બહાર કાઢું" કર્યો છે

અ. એ આવા અર્થ કર્યા છે: "મોતી .વીજળી= મોતીના વેહમા સૂરજના તેજમા વીજળી પરોવી છે પાડું બાર=બારીમા જીવું"

મ એ શબ્દાર્થ આવા આપ્યા છે: 'પામેવો— પામવો. પરો—પરોવ નિગમુ—કાઢું. બાર—બારણું." તેમણે કરેલો ગદ્યાનુવાદ આ પ્રમાણે છે "બીજો કયો અવસર બ્રહ્માનુભવ માટે શોધવા જવાનો છે? મોતીરૂપ તારા આત્મામા બ્રહ્મપ્રકાશની વીજળી પરોવી દે. મૃત્યુ આવતા તો સૌ કોઈ મરે છે, પરંતુ સ્વામીનું કાર્ય કરે તે જ સાચો શૂરવીર છે માટે આ સંસારને ખોઈ હરિને પામુ અથવા અહંભાવ વગેરે સર્વને બહાર કાઢી બ્રહ્મમા પ્રવેશવા તેમા જ બારણું કોરી કાઢું એવો નિશ્ચય કર."

ત્રિ એ શબ્દાર્થ આવા આપ્યા છે: "પરો—પરોવો. નીગમુ—ટાળુ, દૂર કરું." તેમણે કરેલો ગદ્યાનુવાદ આ પ્રમાણે છે: 'અવસર મળે ત્યારે એ કરીશુ' એમ કોઈ કહે તો એ તક આવવા સુધીની રાહ જોવાની વાત જ ખોટી છે. ["જે દિવસે હરિનો વિરહ લાગે તે જ દિવસે સંસાર છોડી દેવો જોઈએ."] અહી તો મોતીના બારીક છિદ્રમા ક્ષણમાત્ર ઝબકની વીજળીને પરોવી દેવાની છે. મૃત્યુ આવે ત્યારે તો સહુ કોઈ મરવાના જ છે, પણ શૂર સુભટ તો તે જ કે જે પોતાના સ્વામીનો અર્થ સિદ્ધ કરતા મૃત્યુને ભેટે. માટે નિર્ણય તો એ જ કે કયા તો હરિને પામી સંસારને ગુમાવી દઉ અગર તો બધુ ટાળી દઉ અને જાતને પાર પાડું—જીવતા જ મુક્તિ મેળવું"

આ છપ્પામા અખાએ અગાઉના—૨૬૨મા—છપ્પાની જેમ બ્રહ્મતત્ત્વના અનુભવ માટે કેવા પ્રયત્નની જરૂર છે તે બતાવ્યુ છે આ સંદર્ભમા તેણે મોતીના વેહમા—છિદ્રમા વીજળીને પરોવવા કહ્યુ છે. આનુ તાત્પર્ય શુ? ત્રિ.એ એ સ્પષ્ટ કરવાનો કશો પ્રયત્ન કર્યો નથી. તેમણે પદ્યને ગદ્યમા ઢાળી

દીધું છે. પણ મ.એ તેનું તાત્પર્ય બરાબર રજૂ કર્યું હોય એમ લાગે છે.

આને મળતા શબ્દપ્રયોગ કેટલાંક મધ્યકાલીન ગુજરાતી પદોમાં મળે છે :

(૧) ગોવિંદનું નામ ઘણું મોંઘું છે.
કાચી રે કાયા ને જુઠી માયા,
રાખી નાં રહે કાંઈથી રે;
વીજલડીના ચમકારામાં વીંધી લેને મોતી રે.
(ગુ. વિ. સભા, હ.પ્ર.નં. ૧૭૪૬)

(૨) વીજળીને ઝબકારે મોતી
પરોવું હો પાનબાઈ.

વળી અખાના હિંદી કાવ્ય 'સંતપ્રિયા'માં આવા અર્થવાળી પંક્તિ છે :

ઓસંક્ષ નીર ત્યું તનધનયોવન
જ્યોં ઘનમેં બિજુરી મુસકાની।
તાર્હીમેં મોતી તૂં પ્રોઈ લે પ્રાંની
સેઈ લે સંત સદ્ગુરુ ગ્યાની ॥
(કડી ૧૬)

વળી, અખાના છપ્પા ૧૨૪ અને ૬૦૪માં બ્રહ્મના અનુભવને પ્રકાશના ઝબકારાનું રૂપક આપ્યું છે :

(૧) એકલમલ્લ અણલિંગી ઓજ,
ચિદ્ અચાનક પામ્યો ચોજ. (છ. ૧૨૪)
(ઓજ–પ્રકાશ, ચોજ–ચમત્કાર)

(૨) મૂગગું અખા અદ્ભદ છે ઓજ,
સમજે તો સમજી લે ચોજ. (છ. ૬૦૪)

આ બધું જોતાં મ.એ તેમના ગદ્યાનુવાદમાં સ્પષ્ટ કર્યું છે તેમ અખાએ અહીં આત્મારૂપી મોતીના છિદ્રમ બ્રહ્મતત્ત્વરૂપી વીજળીના ઝબકારાને ઝીલવાના ઔચિત્ય રાજ મળતા અવસરનો લાભ લેવાનું, પ્રાપ્ત થયેલી આ ક્ષણમાં બ્રહ્મ સાથે એકત્વ સાધી લેવાનું, કહ્યું છે. 'પરો' એ ઉ.એ દર્શાવ્યું છે તેમ 'પરોવ'નું (પ્રો–પ્રોઈલે પરથી) ટૂંકું રૂપ છે. પાઠમાં 'પરો(વ)' સ્વીકારી શકાય.

છેલ્લી પંક્તિમાં 'બાર' પાઠ, તેમાંના 'બાર' અને 'નીગમું'ના શબ્દાર્થ તેમજ એ પંક્તિના ઉત્તરાર્ધના ગદ્યાનુવાદ છપ્પાના તાપ્પર્ય સાથે બંધ બેસતા નથી. તેમાંની કેટલીક હકીકત પણ અપ્રસ્તુત છે. 'નીગમું'નો 'ટાળું', 'બહાર કાઢું', 'દૂર કરું'ની જેમ 'ગુમાવું' અર્થ કરી શકાય અને 'બાર'ને સ્થાને 'પાર' પાઠ સ્વીકારીએ તો 'પાર પાડું'નો 'પૂર્ણ કરું' અર્થ થાય. આમ, તેનો અર્થ 'સર્વ ગુમાવું કે ધ્યેય પૂર્ણ કરું—સર્વસ્વનું બલિદાન આપીને પણ ધ્યેય પૂર્ણ કરું' એવો થાય, જે છપ્પાના સમગ્ર વક્તવ્યને ચોટદાર બનાવે છે.

૨૦

કથા સુણી શ્રોતા શું ખટચો,
જે ગુણ ગાઈને ગાનારો વટચો?
થયા ગયા તે પોથે લખ્યા,
પણ વણથયાની લહો પારખ્યા.
વણથયો વિગત સર્વ કરે,
તેને લહે અખા અર્થ સરે. ૨૬૮

ઉ, મ. અને સ.માં ઉપર પ્રમાણે પાઠ છે. પહેલી લીટીમાં ત્રિ.માં 'વટચો'ને સ્થાને 'ન વટચો' પાઠ છે. ઉ.એ સંજ્ઞા ૬ નીચે 'ગાનારો ન વટચો' એ પાઠાન્તર નોંધેલ છે. ઉ.ની સંજ્ઞા ૨ વાળી અને ફા.ગુ.સ.ની ક્રમાંક ૩૬૨ વાળી પ્રતમાં પણ આ પાઠ છે.

ઉ.એ અને સ.એ 'ખટચો'નો 'ખાટચો' અર્થ

આપ્યો છે ઉ. એ અને મ એ 'વટચો'નો 'ચાલ્યો ગયો' એવો અર્થ આપ્યો છે.

મ એ કરેલો ગદ્યાનુવાદ આ પ્રમાણે છે: "જેણે કથામાં પ્રભુના ગુણ ગાયા છે તે તો ચાલ્યો ગયો છે. પછી તે કથા સાભળી શ્રોતા શું લાભ ખાટી જાય છે? જે અવતારો થઈ ગયા તેની વાત તો પોથામાં લખી છે..."

ત્રિ. એ 'ખટચો' નો 'ખટચો, લાભ પામ્યો' અને 'વટચો' નો 'ઓસર્યો, પાર ઊતર્યો, આગળ થઈ ગયો' એવા શબ્દાર્થ આપ્યા છે, જ્યારે તેમનો ગદ્યાનુવાદ આ પ્રમાણે છે: "પરમાત્માના ગુણોનું કીર્તન કરીને ગાનારો પોતે ઓગરી કે ટળી ન જાય–એની દેહબુદ્ધિ અને અહંકાર દૂર ન થઈ જાય–તો કથા સાંભળીને (પરમાત્માના ગુણોનું કીર્તન સાંભળીને) સંભળનારે શું મેળવ્યું? શી કમાણી કરી? જે પેદા થયા અને મૃત્યુ પામ્યા તેવાની વાતો ઇતિહાસ-પુરાણની પોથીઓમાં લખી છે. (પોથાઓ–ગ્રંથોએ તેમને લક્ષ બનાવ્યા છે.) ..."

પ્રથમ અનુવાદમાં ત્રણ હકીકત વચ્ચે કશો સંબંધ જળવાતો નથી, 'વટચો' નો 'ચાલ્યો ગયો' અર્થ કોઈ રીતે બંધ બેસતો નથી. તેમાંય 'તે (ગુણ ગાનારો) તો ચાલ્યો ગયો છે' એવો અર્થ તદ્દન વિચિત્ર છે.

ત્રિ ના ગદ્યાનુવાદના છેલ્લા વાક્યમાં પદ્યને સીધુ ગદ્યમાં ઢાળી દીધું છે. 'જે પેદા થયા અને મૃત્યુ પામ્યા' તેવાની નહિ પણ ધર્મશાસ્ત્રોમા વર્ણવેલી સગુણ ઈશ્વર અને તેના અવતારોની કથા અહીં અભિપ્રેત હોવાનું લાગે છે. આ અનુવાદમાં પણ છપ્પાના તાત્પર્યને પ્રગટ કરે એવી રીતે બધી હકીકત સુસંકલિત સ્વરૂપે રજૂ થઈ નથી.

"'વટચો'નો 'ઓળંગી ગયો, પાર કરી ગયો અને 'ઓસર્યો' એવા અર્થને 'સાર્થ જોડણીકોશ'નો ટેકો છે, પણ એવો કોઈ અર્થ અહીં બંધ બેસે તેમ નથી. 'ન વટચો' પાઠ સ્વીકારીએ તો આવો સુસંગત અર્થ થાય: "પોથાઓમાં ધર્મશાસ્ત્રોમા લખેલી દેવોના અવતારોની કથા સાંભળનાર શ્રોતાવર્ગને કશો લાભ થયો નથી, જો કે તેવી રીતે દેવોના ગુણ ગાનારો વર્ગ પણ તેમને (શ્રોત.ઓને) વટી–ઓળંગી શક્યો નથી, એટલે કે તેને પણ કશો લાભ થયો નથી"

'ન વટચો'નો અર્થ 'દેહબુદ્ધિ અથવા અહં-ભાવથી પર ન થઈ શક્યો' એવો થઈ શકે, તે far-fetched ગણાય.

આમ, 'વટચો'ને સ્થાને 'ન વટચો' પાઠ ઇષ્ટ ગણાય.

૨૧

અખે વિચાર વિચાર્યો ખરો,
  જે વાક સર્વ આપણમાં ભર્યો,
ગુણવહોણો જીવ લડી નવ શકે,
  પછે જગતદોષ કાઢી મુખ બકે,
સદ્‌ગુરુ જો ઉઘાડે બાર,
  તો અખા હરિ દીસે સંસાર. ૨૭૧

ઉ., મ. અને સ.માં ઉપર પ્રમાણે પાઠ છે. ત્રિ.માં બીજી લીટીમાં 'ગુણવહોણો'ને સ્થાને 'ગુરુવહોણો' પાઠ છે. ઉ.એ સંજ્ઞા ૨, ૩, ૬ અને ૭ વાળી પ્રતોનો 'ગુરુ વ્ય(રુવી) હો (રહો) ણો' અને સંજ્ઞા ૫ વાળી પ્રતનો 'સદ્‌વિચાર વ્યના જીવ' એ પાઠાન્તર નોંધ્યા છે. આ ઉપરાંત ફા.ગુ.સ.ની ક્રમાંક ૩૪૯, ૩૬૨ અને ૮૨૬ વાળી પ્રતોમાં 'ગુરુ વ્યહોણો' પાઠ છે.

ત્રણે પાઠનો અર્થ બંધ બેસે છે અને કુલ ૧૧માંથી ૭ પ્રતમાં 'ગુરુવહોણો' પાઠ છે. પરંતુ ગુરુના માર્ગદર્શનની આવશ્યકતા ત્રીજી લીટીમાં બતાવી છે એટલે એ પુનરુક્તિરૂપ લાગે ને 'બુધ્ધવહોણો' પાઠ પસંદ કરવાનું મન થાય; પણ અખાની તત્ત્વવિચારણામાં બુદ્ધિ કરતાં ગુરુનું મહત્ત્વ વધારે છે. એ જોતાં 'ગુરુવહોણો' પાઠ ઇષ્ટ ગણાય. ગુરુનું મહત્ત્વ દર્શાવતાં અખો વારંવાર પુનરુક્તિ કરે છે.

૨૨

શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ,
એ પંચભૂતનો છે જ સંબંધ.
પ્રાયે પ્રકૃતિનો છે સંચાર,
વિચરે ભૂત ધરે અવતાર.
અખા તન તપાસી જુએ,
કાં જીવપણે જનમારો ખુએ? ૨૭૭

છપ્પાની બીજી લીટીમાં ઉ., મ. અને સ. માં ઉપર પ્રમાણે 'વિચરે' પાઠ છે, જ્યારે ત્રિ.માં એને સ્થાને 'વકર્યાં' પાઠ છે. ઉ.એ સંજ્ઞા ૨,૩ અને ૬ નીચે 'વ્ય (૩ર) કર્યાં' અને ૭ નીચે 'વકરાં' પાઠાન્તર નોંધ્યા છે. આ ઉપરાંત ફા.ગુ.સ.ની ક્રમાંક ૩૪૯, ૩૬૨ અને ૮૨૬ વાળી પ્રતોમાં અનુક્રમે, 'વકર્યાં,' 'વકરાં' અને 'વકરયા' છે.

છપ્પાની આરંભની લીટીનો અર્થ આવો થાય છે: "શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધને અનુક્રમે આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી એ પંચ મહાભૂત સાથે સંબંધ છે. એ તન્માત્રાઓમાં પ્રકૃતિનો-માયાનો સંચાર થાય છે."

આ પછી બે પાઠ છે: (૧) વિચરે ભૂત ધરે અવતાર, (૨) વકર્યાં ભૂત ધરે અવતાર.

'અવતાર' એટલે નામરૂપધારી દેહ. 'વિચરે' એટલે સંચાર કરે, હરેફરે. 'વકર્યાં' એટલે ફેરફાર પામ્યાં.

હકીકતમાં નામરૂપધારી દેહ ધારણ કર્યા પહેલાં પંચભૂત માત્ર વિચર્યા નથી, તે સાથે ફેરફાર પણ પામ્યા છે. એટલે 'વકર્યાં' પાઠ બરાબર છે. ૧૧માંથી ૭ પ્રતનો તેને ટેકો છે.

૨૩

પ્રપંચ આધારે પરબ્રહ્મને કથે,
મહી વિના પાણી જ્યમ મથે.
શ્રમ કરે પણ ના'વે સાર,
જ્યમ નપુંસક વહે હથિયાર.
એમ અખા નોહે સદ્જ્ઞાન.
માદક કયમ કરે જલપાન? ૨૭૯

ઉ., મ., ત્રિ. અને સ.માં ઉપર પ્રમાણે પાઠ છે. ઉ.એ સંજ્ઞા ૬ અને ૭ નીચે ત્રીજી લીટીના 'કયમ કરે' ને સ્થાને 'કયમ ચડે' પાઠાન્તર નોંધેલ છે. ઉ. એ ઉપયોગમાં લીધેલી સંજ્ઞા ૨ અને ૩ વાળી પ્રતોમાં એ પ્રમાણે પાઠ છે. આ ઉપરાંત ફા.ગુ.સ.ની ક્રમાંક ૩૪૯ અને ૩૬૨ વાળી પ્રતોમાં પણ આ પાઠ છે.

મ.એ છપ્પાનો ગદ્યાનુવાદ આવો કર્યો છે: 'જેમ દહીં વિના પાણી વલોવીએ પરંતુ ગમે તેટલો શ્રમ કરીએ છતાં માખણ મળતું નથી, જેમ નપુંસક હથિયાર ધારણ કરે તે કામ આવતાં નથી, જેમ કેવળ જલપાન કરવાથી નશો ચડતો નથી, તેમ સંસારના પ્રપંચને આધારે પરબ્રહ્મને વર્ણવવાથી તેને વિશેનું સાચું જ્ઞાન પ્રાપ્ત થતું નથી.'

ત્રિ. શબ્દાર્થ આવા આપે છે: 'પ્રપંચ–... સંસાર કે સાંસારિક માયા... માદક–(૧) ચાતક, બપૈયો, (૨) કેફી પદાર્થ. બીજો અર્થ અહીં બંધ

બેસતો નથી. ચાતક પક્ષી પૃથ્વી પરનું પાણી નથી પીતું, માત્ર વરસતા વરસાદનાં ફોરાં ઝીલીને જ પોતાની તરસ છિપાવે છે એમ કહેવાય છે. જેને સાચા જ્ઞાનની તરસ છે તેને બ્રહ્મની પોકળ વાતોથી નહિ, પણ બ્રહ્મમય બનવાથી જ શાંતિ મળે છે."

જ્યારે તેઓ ગદ્યાનુવાદ આવો કરે છે: "જે માણસ આ જગત-પ્રપંચને આધારે પરબ્રહ્મની વાતો કરે છે તે માણસ તો દહીં વગર કેવળ પાણીને વલોવે છે. પરિણામે એ મહેનત તો કરે છે પણ તત્ત્વને પામતો નથી. બાયલો માણસ હથિયાર ભલે ધારણ કરે, પણ તે લડવાની હિમ્મત વગરનો હોવાથી હથિયાર ધારણ કરવા રૂપ તેનો પ્રયત્ન વ્યર્થ છે. તેવું જ આ બાબતમાં છે. સાચું જ્ઞાન કંઈ સંસારમાં આસક્તિ રાખીને ધર્મની ખાલી વાતો કરવા-સાંભળવાથી થઈ શકતું નથી. બપૈયો જે કેવળ વરસતા વરસાદનું જ પાણી પીએ છે તે પૃથ્વી ઉપરનું સામાન્ય પાણી કેમ પીશે? [અથવા, સ્વચ્છ પાણી પીવા કરતાં કેફી પદાર્થનું સેવન શી રીતે ચડિયાતું હોય? પાણી તાજગી અને શાંતિ આપે, મનને સ્વસ્થ કરે. એથી ઊલટું, કેફી પદાર્થ તો સર્વથા (નુકસાનકારક) અથવા પાણી પીવાથી નશો કેવી રીતે ચડે? ન જ ચડે. જેને સાચું જ્ઞાન હોય તે સંસારની માયામાં શાને ફસાવે? એ તો દૂર જ રહે."]

એ તો સ્પષ્ટ છે કે 'સંસારીઓની જેમ (સંસારમાં આસક્તિ રાખીને) પરબ્રહ્મની વાતો કરવાથી તેના વિશેનું સાચું જ્ઞાન પ્રાપ્ત થતું નથી' એ આ છપ્પાનું મુખ્ય વક્તવ્ય છે. 'પ્રપંચ' એટલે જ સંસાર. બીજાં બધાં આ વક્તવ્યના સમર્થન માટેનાં દૃષ્ટાંતો છે.

ત્રિ.એ 'માદક'નો અર્થ ચાતક કરીને તેમજ ચાતકને જ્ઞાની અને જલપાનને 'બ્રહ્મની પોકળ વાતો' તરીકે ઘટાવીને દૃષ્ટાંત બંધ બેસાડવાનો પ્રયત્ન કર્યો છે. પરંતુ ચાતક, તેમણે પોતે જ કહ્યું છે તેમ, પૃથ્વી પરનું પાણી નથી પીતું પણ વરસાદનાં ફોરાં ઝીલીને પોતાની તરસ છિપાવે છે, એટલે કે જલપાન તો કરે જ છે, તેથી તેમણે કરેલો અર્થ પ્રતીતિજનક નથી લાગતો.

ઉ.એ 'માદક... જલપાન?'નો અર્થ આવો કર્યો છે: "જળ પીવાથી કેફ કેમ ચડે?' મ.એ આ અર્થ સ્વીકાર્યો છે પણ તેથી 'નશો' એ 'પરબ્રહ્મ વિશેના જ્ઞાન'નું પ્રતીક-રૂપક બની જાય છે. તેના કરતાં તો 'નશા'ને 'સંસારમાં આસક્ત લોકોની વાતો'નું રૂપક ગણવામાં વધારે ઔચિત્ય લાગે છે. અને તેને આ ચરણનો જે બીજો પાઠ 'માદક કથમ ચડે જલપાન?' છે તેથી સમર્થન મળે છે. તેનો અર્થ આવો થાય: "જલપાનથી કેફી પદાર્થ કેવી રીતે ચડે-ચડિયાતો ગણાય?" છપ્પાના મુખ્ય વક્તવ્ય સાથે તેને આ રીતે બંધ બેસાડી શકાય: 'કેફી પદાર્થ કરતાં જળપાન ચડિયાતું છે, એવી રીતે બ્રહ્મનો અનુભવ કરવા માટે સંસારીઓની વાતો કરતાં બ્રહ્મ વિશેનું સાચું જ્ઞાન ચડિયાતું છે.'

ઉપર ત્રિ.એ આ દૃષ્ટાંત બીજી રીતે (પાણી પીવાથી નશો કેવી રીતે ચડે? એવો અર્થ કરીને) બંધ બેસાડવાનો પ્રયત્ન કર્યો છે, પણ તે સ્વીકારી શકાય એવો નથી.

આ રીતે 'માદક કથમ ચડે જલપાન?' એ ચડિયાતો પાઠ છે અને ૧૧માંથી ૬ પ્રતોનું તેને સમર્થન છે.

[ક્રમશઃ]

# 'એકકેય એવું ફૂલ': રચનાકર્મ–એક તપાસ

જોસેફ પરમાર

એકકેય એવું ફૂલ ખીલ્યું છે નહીં
કે જે મને હો ના ગમ્યું !
જેટલાં જોયાં મને તો એ બધાં એવાં જચ્યાં
કે જે નથી જોયાં થતું–ક્યારે હવે હું જોઉં...
એમાંય તે આજે વસન્ત
મબલખ ફૂલોના ભારથી ડૂબું ડૂબું નૌકા લઈને નાંગરી
આજ્ઞા શિશિરના તટ ઉપર
ત્યાં
હું જ ડૂબી જાઉં છું
હું ભાનમાં બોલી રહ્યો બેહોશ છું
હું ફૂલ પી એવા ગયો છું ગટગટાવી
આંખમાં એની અસર એવી થતી
જેની સુગંધે જગત આ આખું શ્વસે
તે સૂર્ય મુજને તાતો ખીલેલો લાગતો,
ઓટ–ભરતીમાં ઉછળતા માત્ર પાણીનાં
અરે બહુ પણુંમાં
સાગર ખીલેલો લાગતો
પર્વતો પાષાણના કેવા ઠરેલા
તે પણ ખીલેલા લાગતા
એકસરખું ચોતરફ ફેલાયલું આ આભ પણ
મુજને ખીલેલું લાગતું.
ભમરા સમો ભમતો પવન ને ભમરા સ્વયં
મુજને ખીલેલા લાગતા,
હું આ બધું શું અરે બોલી ગયો
ફૂલથી કે ભૂલથી?
જે કંઈ ખીલ્યા તે શબ્દ મારા
અહીંતહીં બધે વેરઈ ગયા !

**પ્રિયકાન્ત મણિયાર**

પ્રિયકાન્તની પ્રસ્તુત રચનામાં સૌંદર્યાનુભૂતિની ગતિવિધિના અંકનની સાંગોપાંગ પ્રતીતિ થાય છે. કવિ–કાવ્યનાયક–ની સ્વગતોક્તિરૂપે આકાર પામેલી આ સમગ્ર રચનાને ત્રણ ખંડમાં અવલોકી શકાય : કાવ્યના આરંભથી "ક્યારે હવે હું જોઉં" પર્યંતનો–ફૂલનું ગમવું, અણદીઠ ફૂલને પામવાની મનીષા અને તે ય વસંતમાં,–એ મુજબના ભાવોનું આકલન કરતો–પ્રથમ ખંડ, જે ફૂલ તેમજ વસંતના સંદર્ભે અપેક્ષાત્મક ભૂમિકા રચી દે છે. "એમાંયે તે આજે વસંત..."થી આરંભી '...મુજને ખીલેલા લાગતા' પર્યંતનો, ફૂલ અને વસંતના ફળનો, 'ખીલેલા લાગતા' સ્વરૂપનો વ્યાપક અને ગહન પ્રભાવ નિરૂપતો કાવ્યના પ્રાણરૂપ બીજો ખંડ અને સ્વ–ઉદ્‌ગારના સ્વરૂપની સભાનતાનો સૂચક ત્રીજો ખંડ, જે કાવ્યની સહજોદ્‌ગારરૂપ સમાપ્તિ સિદ્ધ કરે છે. અભિલાષારૂપ કારણ, એ સંદર્ભે પ્રવર્તતું 'ખીલેલાં લાગતાં' રૂપ કાર્ય અને કાર્ય–ક્રિયાનું 'વેરઈ ગયા'થી સૂચવાતું સર્જનરૂપ પરિણામ–એમ ત્રણે ખંડો, અંતર્ગત એકતાએ કરીને અખંડિતતાનો અનુભવ કરાવે છે. કાવ્યના ઉઘાડમાં વ્યક્ત થતો આત્મલક્ષી પ્રતિભાવ અસાધારણ, આકર્ષક હોઈ દિલચસ્પ છે–કાવ્યનાયક અને ભાવક વચ્ચે સંબંધનો સેતુ રચી દે તેવો :

'એકકેય એવું ફૂલ ખીલ્યું છે નહીં
કે જે મને હો ના ગમ્યું"

'છે નહીં" અને 'હો ના ગમ્યું" એવા બે નિષેધ, નાયકના અભિપ્રેત હકાર ધ્વનિને એવો ધારદાર ઉઠાવ આપે છે કે એ ધ્વનિસમેત બે નિષેધોને વાણીના લીલારૂપે ભાવક માણી રહે. આ કેવો ચાહક, જેને જોયાં તેટલાં સઘળાં ફૂલ ગમ્યાં અને જે 'એકકેય એવું ફૂલ...'નો દાવો કરે છે–એવો આજ્ઞો વિસ્મય-

ભાવ સહેજે ઉદ્ભવે છે ને ત્યા જ કવિસૃષ્ટિમા પ્રવેશવાની બારી ખૂલે છે ફૂલને ચાહક મળી રહેતા તેનુ સૌ દર્ય પણ કૃતાર્થ થયુ એવો પ્રસન્નતાનો ભાવ સહેજે સ્ફુટ થાય તૃપ્તિકર અનુભવ (નાયકપક્ષે) આકાક્ષાનુ કારણ બને અધીરાઈ–ઉત્કઠા જન્માવે એ સહજ ઘટનાને આધારે પ્રથમ પ ક્તિના અનુસ ધાનમા ભાવની સ્વાભાવિક ક્રમે ગતિ–

' જેટલા જોયા મને તો એ બધા એવા જચ્યા
ક જે નથી જોયા થતું–ક્યારે હવે હુ જોઉ "

ફૂલોના વિશ્વમા, અગોચર સૃષ્ટિમા સ ચાર કરાવવાને પ્રતીતિકર ભૂમિકા પાકે પાયે રચાઈ ગઈ ! ફૂલોના વિશ્વની અને નાયકની અભિલાષાની અસીમતા "જાઉ " પછીના ટપકાથી સૂચવાય છે જે નથી જોયા ' તેને જોવાની ઉત્કઠા સ્વાભાવિક હોઈ ભાવકની અનુમતિ સાથે ભાવની ગતિ થાય છે 'ગમ્ય ' અને વારબાર 'જચ્યા ક્રિયાપદ સરખાવતા ભાવદર્શીકરણની ખૂબી કળાય છે જેટલા નથી થતું પ ક્તિખ ડમા ક્યાય વિરામ શિથિલતા આવતી નથી પરતુ એકીશ્વાસે ઉચ્ચારાઈ જાય છે ઘૂ ટાતા શ્વાસની પકડ શિથિલ પડતા ક્યારે હવે હુ જાઉ ! નો નિશ્વાસ જેમા ફૂલજગતની ઝરો ફૂટે છે 'હુ' અને 'એ 'ઉ સ્વરના સ ધાનમા પ્રગટ થતી અભિલાષા કાવ્યનાયક કવિના ભાવોચ્છ્વાસનો સહજ અનુભવ કરાવે છે અગોચરમા ગતિ કરવાની વૃત્તિને 'ક્યારે હવે હુ જોઉ' દ્વારા કવિ પ્રકારાન્તરે પ્રતીતિજનક બનાવી મૂકે છે

' એમાયે તે આજે વસન્ત !' –કાવ્યનાયક કવિની ચિત્તવૃત્તિને ઉત્તેજિત કરી મૂકે તેવી ઉદ્દીપન સામગ્રી વસ તરૂપે આપતા, કાવ્ય વ્યાપારમા પ્રવૃત્ત થવાનુ પ્રેરક એવુ સોપાન જડી આવે છે કાવ્યનાયકના ચિત્તની પણ ફૂલથી ફૂલશ્રીના વૈભવ પર્યંતની ગતિ થઈ ચૂકે છે આ ગતિ અધ નથી, સૌ દર્યનિષ્ઠાએ કરીને તેમા સ્વાભાવિકતા આવી છે ફૂલ અને વસત એકમેકને નિમિત્તે ઉભયનો વૈભવ કાવ્યનાયક કવિ પોતાની વૃત્તિના સ દર્ભમા દૃશ્યાત્મકભાવે મૂર્ત કરે છે પ્રથમ ચાર પ ક્તિમા કાવ્યનાયક કવિના ચિત્તમા જાગેલો ફૂલજિજ્ઞાસાનો સ્પદ વસતને અગ્રે 'પછી તો પૂછવુ જ શુ !'–ના અધ્યાહારે મહદ્વિશ્વ રૂપરગ ગધગતિવાળી સામગ્રીનુ આકલન કરતા ક પનમા પરિણત થાય છે–

"મનમોહક ફૂલના ભારથી 'ઝૂકી ઝૂકી નેવા' 'ફૂલોના ભારથી' એ ગમ્ય વિશેષ ક 'ઝૂકી ઝૂકી ક્રિયાપદ દ્વારા ફૂલનેવાનુ હળવુ નર્તન ફૂલસ દર્ભે સ્થાયી અને ફૂલ નેવાના સ દર્ભે તરલ એમ તરલતામા સ્થિરરૂપે પ્રત્યક્ષ થાય છે ફૂલોની 'ઝૂકી ઝૂકી ' નેવાને નાગરવા શિશિરનો આછો તર રચી દેવામા કવિસહજ ઋજુ ગ્રાહ છે આછા વિશેષણ દ્વારા નરની ઘનતાને નિયત્રિત કરી શિશિરના વાતાવરણની અમૂર્તતાને મૂર્ત કરી આપે તેવી સ્થિતિમા મૂકી મનમોહક ફૂલોના ભારથી લચેલી નેવાની ઉપરના આછા' અને તદની વર્ણ્ય જનાવી સતાતા વિસ્તાર ના પરિપ્રેક્ષ્યમા આકર્ષક ઉઠાવ પામે છે ક પનની સાર્થકતા અનુરૂપ ક્રિયાત્મક મૂર્તતામા રહેલી છે ઝૂકી ઝૂકી ' ક્રિયાપદ એક તરફ નેવાની અવસ્થાનુ તો બીજી તરફ કાવ્યનાયક કવિની ઉત્કસ્થિતિનુ નિર્દેશક છ ફૂલ અને વસ તનિર્મિત વાતાવરણ જ એવુ હતુ કે ફૂલચાહક ઝૂમે 'ત્યા હુ જ ઝૂકી જાઉ છુ" માના જ કાર દ્વારા કાવ્યનાયક કવિએ પોતાના ઝૂમવાનો સ બધ ઝૂકી ઝૂકી સાથે સાધી આપ્યો અહી નાયક–કવિ–પક્ષે ઉત્કટતાની પરાકાષ્ઠા તો એ કે ઝૂકી ઝૂકી થતી નેવા ઝૂકી નહી

પરંતુ પોતે ડૂબ્યો—ડૂબવામાં તદ્રૂપ થવામાં ન સંદેહ, ન વિલંબ. ફૂલના આશકની મૂર્છા છાજે તેવી છે. સંપૂર્ણ વિલીનીકરણમાં મૌન સંભવે તેવા ફૂલમય અવસ્થાની અનુભૂતિ વ્યક્ત કરવી બાકી રહે. પરિણામે "હું ભાનમાં બોલી રહ્યો બેહોશ છું" જેવી સૌંદર્યે કરીને ઉદ્ભવેલી વિરોધાભાસની સ્થિતિમાં આવી પડવું જ ઉચિત હતું. ફૂલનું ગમવાપણું અને ફૂલ-સમૃદ્ધિએ આવેલી મૂર્છા એ કાર્યકારણ સંબંધે પણ ઉચિત, બલકે અનિવાર્ય લાગે. કાવ્યને આરંભે રચેલી ભૂમિકાના સંદર્ભમાં તો કાવ્યનાયક ન ડૂબે તો જ આશ્ચર્ય! વિરોધી અવસ્થાને નિમિત્ત કવિએ વિશિષ્ટ અનુભૂતિના ઉદ્ગારોને પ્રતીતિજનક બનાવવાની તક ઝડપી છે. ભાન અને બેહોશીની વિરોધી અવસ્થામાં વિલક્ષણ અનુભૂતિનું કારણ (reason) અને રીતિ (manner)નો સંકેત મળતાં ભાવકે હવે કંઈ કહેવાપણું રહેતું નથી. 'ગટગટાવી' ક્રિયાપદ આ ઉત્કંઠાની પારાશીશી છે. "હું ભાનમાં બોલી રહ્યો બેહોશ છું" એવી તીવ્રતમ ને લાક્ષણિક અસરના સ્વાંગમાં સ્થૂળ–સૂક્ષ્મ, બાહ્ય–અભ્યંતર એવી બે અવસ્થા નિરૂપવાની વ્યવસ્થાપૂર્વકની યોજના જાણે કવિએ હાથ ધરી છે. ફૂલના કેફને સૂચવી જતું લય-વાહી આરોહણ આરંભાય છે ત્યાં સૂર્ય, સાગર, પર્વતો આદિ પદાર્થને વાસ્તવિક સ્વરૂપે પામવા પૂરતું ભાન અને 'લાગવા' રૂપ અનુભૂતિ તે બેહોશી —આમ બે સ્તરે, કાવ્ય સડસડાટ ગતિ કરે છે. કાવ્યના પ્રારંભિક વાર્તાલાપી ઉદ્ગારોની વિશૃંખલતા હવે ફૂલની અસરરૂપ બેહોશ અવસ્થાની અભિવ્યક્તિ-માં લયવાહી રૂપ ધારણ કરે છે. વાસ્તવનું નિદર્શન અને લાગવારૂપ પ્રતિભાવ—આ મુજબના પંક્તિયુગ્મનું આવર્તન લયભાત રચી દે છે. પંક્તિયુગ્મની પ્રત્યેક બીજી પંક્તિમાં ખીલવાની, ઉત્ક્રાંત થવાની સ્થિતિ, 'તે પણ'ના વળોટથી સૂચવાય છે. વાસ્તવરૂપોના સંદર્ભે આવતું 'ખીલેલા લાગતા' એ રૂપ સૂરજ, આભ આદિ રૂપોને છાજે તેવા ભાવારોહણનો અનુભવ કરાવે છે. વળી, 'તાતો' જેવાં વિશેષણ, 'અરે', 'કેવા' જેવા ઉદ્ગારવાચકો, 'આભ પણ', 'ભમરા સ્વયં'માંનાં ભારસૂચકો—આ સહુ ભાષાઘટકો આછો આછો વિસ્મયભાવ સ્ફુટ કરતાં રહે છે. કલ્પનનિર્વહણમાં થતું પંક્તિવિભાજન, પૂર્ણવિરામની ગેરહાજરીમાં ઉદ્ભવતું લયસાતત્ય, ફૂલના કેફની તીવ્રતા સાધવામાં સમર્પક બને છે. 'ખીલેલા લાગતા'નાં વિવિધરૂપી આવર્તન કાવ્યની કેન્દ્રસ્થ ભાવસ્થિતિને સઘન બનાવે છે. પ્રત્યેક ભિન્ન પદાર્થરૂપ ક્રમિકપણે ખીલવાનાં ભાજન બને એ ઘટના સ્વયં કંઈક અંશે વિસ્મયનું કારણ બને છે.

ફૂલના કેફને વ્યક્ત કરતાં ઘૂંટાતો લય ઊંચી ભાવકક્ષા (pitch) સિદ્ધ કરે છે, જે કાવ્યમાં નિરૂ-પિત વિરાટભવ્ય રૂપોની ઉચિત અભિવ્યક્તિ સાધે છે. "જેની સુગંધે આખું જગશ્વસે"—'સુગંધ' અને 'ખીલેલા' દ્વારા સૂર્યને ફૂલરૂપે ધ્વનિત કરી કાવ્ય-નાયક કવિએ ભાવકચેતનાને સંકોરી છે, કારણ ત્યાર-બાદ ગ્રહિષ્ણુ ચેતનાને સંતર્પક એવાં 'સાગર', 'પર્વત' અને 'આભ' જેવાં રૂપો રજૂ થવાનાં છે. કાવ્યનાયક કવિને ફૂલ પાસેથી સાંપડેલ દૃષ્ટિવિશેષમાં તાજગી. ચૈતન્ય અને નવ્યતા છે. આથી તો એને સૂર્ય 'તાતો ખીલેલો' લાગ્યો. સાગર, સૂર્ય આદિ પદાર્થો અને નાયકનો દૃષ્ટિવિશેષ ઉભય એકમેકના નિદર્શક બને છે. જો કે કાવ્યનાયક કવિનો દૃષ્ટિ-વિશેષ સ્થૂળ સામગ્રીનું કાવ્યના વિશ્વમાં નવસંસ્કરણ કરી દે છે. આ સંદર્ભમાં 'ખીલવું' ક્રિયાપદનું આવર્તન

નવસૃષ્ટિ નિર્માણનું વિધાયક પરિબળ છે એ મુજબ અનેકતામાં એકતા સિદ્ધ થઈને અખંડ સૃષ્ટિનિર્માણ થતું સૂર્યના કલ્પનમાં પ્રકાશને ઇન્દ્રિયવ્યત્યયથી સુગંધરૂપે માણી શકાય એ તો ખરું, પરંતુ પ્રકાશરૂપ સુગંધના વ્યાપની કલ્પનાએ પરોઢના 'કવિ'ના ફૂલનો ચમત્કાર ફરી જન્માય છે. સાગરના કલ્પનમાં પણ 'પર્ણમાં' દ્વારા ફૂલના ખીલવાપણાનો અણસાર મળે છે. વળી ભરતી–ઓટની પ્રક્રિયામાં સાગરની સુગંધ છલકાતી ભાવક માણે તો નવાઈ નહીં.

સૌંદર્યાનુભૂતિના ભાજન બનતા રૂપોની પારિમાણિક સૃષ્ટિનું વૈવિધ્ય ભાવકની ચેતનાને અભિરામ ને સંતર્પે તેવું છે. સાગર અને આભના બૃહદ્ પરિમાણમાં અમિતાઈ અને ઊંડાણ બંને છે. ચોતરફ ફેલાયેલા આભની કિનારી આંકતા સાગરના બૃહદ્ પરિમાણની અનંતતા સિદ્ધ થાય છે. પર્વતો ઊંચાઈનું પરિમાણ દાખવી જે ભવ્યતા સાધે છે તેમાં સાગર અને આભનું ઊંડાણરૂપી પરિમાણ ઉમેરાતાં વિરાટનું રૂપ ખીલે છે. સૂર્યને 'તાતો ખીલેલો' કહેવામાં 'તાતો' વિશેષણ તાજગીનો અને વિશિષ્ટ સ્થિતિજન્ય સ્વભાવ આલેખે છે. "પર્વતો પાષાણના કર ઠરેલા"માં 'પાષાણના' અને 'ઠરેલા'ના ગુણ સામે ખીલવાના ભાવને મૂકી–વિરોધાવી ખીલવાપણાને ધારદાર ઉઠાવ આપ્યો છે. "એકસરખું ચોતરફ ફેલાયેલું આભ"–કવિની સુરેખ અંકનની ચોકસાઈ સૂચવે છે, સાથે સાથ ભાવકની દૃષ્ટિને 'ચોતરફ'ના ક્ષણમાં સૂક્ષ્મ ઉડ્ડયન કરાવી દે છે. વિલક્ષણ ભાવસ્થિતિનો પરિણામ સૃષ્ટિમાં નૂતન આવિર્ભાવ કરાવી કવિ તેને આસ્વાદ્ય બનાવે છે. ફૂલના કેફની અસર હેઠળ નિરૂપાતા સાગર કે સૂર્ય જેવા બૃહદ્‌રૂપોમાં રંગ, ક્રિયા, ગતિ, તેજ (સૂર્યમાં તેજ, સાગર અને આભમાં સપ્તરંગ) આદિનું ભરપૂર વૈવિધ્ય છે અને બૃહદ્‌રૂપો આંકવામાં તાદૃશતા, ચોકસાઈ, તાજગી જેવા વિશેષો પંક્તિનું વિરાટ પરિમાણ પ્રગટ કરે છે.

"ભમરા સમો ભમતો પવન અને ભમરા સ્વયં" એ વર્ણાનુપ્રાસી પંક્તિમાં પ્રથમ ઉપમા અને તત્કાળ બ પૈકીના ઉપમાનને આધારે રૂપકની યોજના નિર્દેશે છે કે હવે ભમવાપણામાં કંઈ શેષ નથી—ઉપમાનો પણ નહીં. અનુભૂતિવિસ્તારની આ છે પરાકાષ્ઠા. ખીલવાની પ્રક્રિયાને ભિન્ન કલ્પનાયુક્ત કવિનો સચરાચર ભાવનો સંબંધ વ્યક્ત થાય છે. ખીલવાનો વ્યાપાર ચેતનના આવિર્ભાવનો આલેખ બની ચરમ સીમાએ પહોંચે છે. બેહોશીની સ્થિતિના સૂક્ષ્મતમ સ્તરે હવે ભાનની સ્થિતિએ આવતા સ્વ–ઉદ્‌ગારના કારણરૂપે સ્ફુરેલ 'ફૂલથી કે મૂળથી?' એ પ્રશ્ન, પ્રાસને આશ્રય સર્જકપક્ષે અને ભાવકપક્ષે પણ સાધી આપે છે. સર્જનની ગૂઢતા સંબંધે ભાવક મીઠી મૂંઝવણ અનુભવે તેમાં ઉભયપક્ષે કૃતાર્થતા છે. કવિની અનુભૂતિ સ્વ–થી સકલમાં વ્યાપી હોય, સૂર્યના પ્રતીકમાં પરમચેતનાને લક્ષ્ય બનાવી શકતી હોય તો શબ્દ બાકાત રહી જ કેમ શકે? તેથી—

'જે કંઈ ખીલ્યા તે શબ્દ મારા
અહીં તહીં બધે વેરઈ ગયા"

શબ્દો કેવળ ઊગ્યા નથી, ખીલ્યા પણ છે અને તેથી કાવ્યસૃષ્ટિનું નિર્માણ થતું છે. એ શબ્દોએ બ્રહ્માંડ સૃષ્ટિ પર વિજય મેળવ્યાનું કાવ્યરચના સ્ફુટ કરે છે. ફૂલોનો કેફ એવો તો પ્રભાવક નીવડ્યો, અનુભૂતિની તીવ્રતા એ કક્ષાએ પહોંચી કે સર્જનપ્રક્રિયા સહજભાવે થઈ. "અહીં તહીં બધે વેરઈ ગયા,"માં રચના અનાયાસ સિદ્ધ થયાનું તેમજ કાવ્યમાં પંક્તિઓના સાર્થ રચનાનું નિદર્શન મળે છે.

કાવ્યમાં વિશિષ્ટ વાતાવરણ સર્જતું–સર્જવામાં અંગરૂપ બનતું.'–ખીલેવા લાગતા' ક્રિયારૂપ ગીતની ધ્રુવકડીની યાદ તાજી કરાવે છે. તેનું આવર્તન ફૂલ અને વસંતની અસરને પદેપદે વિસ્તારી સૌંદર્યાનુભૂતિ-ને રૂપ આપે છે. "હું ભાનમાં બોલી રહ્યો બેહોશ છું" જેવી અવસ્થા આત્મલક્ષી અભિવ્યક્તિને પરલક્ષી ઢબે રજૂ કરવાનો પ્રતીતિજનક કીમિયો જ નથી શું! ફૂલના કેફની ઉત્ફુલ્લ અભિવ્યક્તિ, બૃહદ્ વિશ્વનો તાજગીભર્યો ઉઘાડ, લયરૂપે સાદ્યંત અનુભવાતો કવિનો મિજાજ, એને અનુરૂપ થયેલું નિબંધન, એ સઘળું કૃતિને આસ્વાદ્ય બનાવે છે. સૌંદર્યની સફલતાને પીધા-નો કેફ સ્ફૂર્તિલા વિસ્મયની સૃષ્ટિ રચી દે એ કંઈ ઓછી આસ્વાદ્ય ઘટના નથી. □

[અનુસંધાન પૃષ્ઠ ૪૩થી]

'ક્યાં છે?', 'નીકળ્યો છું' જેવી રચનાઓમાં ખાસ કરીને નિરંજનની અસર જોઈ શકાય છે.

સંગ્રહમાં ગીતોનું પ્રાચુર્ય છે. પણ તેમાં નવો-ન્મેષનો અભાવ છે. ગદ્યકાવ્યોનું નાનું ગુચ્છ છે, જે કોઈ રીતે ધ્યાનાકર્ષક બનતું નથી. હા, બે ગદ્ય-સૉનેટો પ્રયોગ તરીકે નોંધપાત્ર છે. સંગ્રહમાં પંદરેક લઘુકાવ્યો પ્રાપ્ત થાય છે તેનો ઉલ્લેખ કરવો ઘટે. અલબત્ત, આ રચનાઓ ચમત્કૃતિ–યુક્ત ચબરાક ઉક્તિઓથી વિશેષ કાવ્યત્વની અનુભૂતિ કરાવી શકતી નથી. સંગ્રહની ૧૧૭ રચનાઓમાં ઉત્તમ સંતર્પક રચનાઓ સત્તરથી વધારે સાંપડતી નથી. આ ઉત્તમ રચનાઓ પણ કવિએ ભૂતકાળમાં પ્રાપ્ત કરેલ સિદ્ધિને આંબી જવાનું કૌવત દાખવતી નથી. કવિએ ઑડનની ઉક્તિનો સંદર્ભ આપી કવિતાને ઘટનાવિહોણી ઘટના કહી છે. આ બાબત તેમના આ સંગ્રહને પણ લાગુ પડે છે. □

## ગુજરાતી ભાષાસાહિત્યના સ્વીકૃત છતાં અપ્રકાશિત મહાનિબંધની જાળવણી માટે કેન્દ્રવર્તી યોજના

ગુજરાતી સાહિત્ય પરિષદ સંચાલિત શ્રી ક. લા. સ્વાધ્યાયમંદિરે ગુજરાતી ભાષા અને સાહિત્યને લગતા મહાનિબંધોની ટાઈપસ્ક્રિપ્ટને સાચવવા અંગે એક કેન્દ્રવર્તી યોજના વિચારી છે. આ યોજના નીચે અત્યાર સુધી અપ્રકાશિત અને ડિગ્રી (પીએચ. ડી.) એનાયત થઈ ચૂકેલા ગુજરાતી ભાષા અને સાહિત્યને લગતા જેમના મહાનિબંધો ટાઈપસ્ક્રિપ્ટમાં પડ્યા હોય એની એક નકલ તાત્કાલિક આ સંસ્થાને (નિયામકશ્રી, શ્રી ક. લા. સ્વાધ્યાયમંદિર, ગોવર્ધનભવન, આશ્રમ માર્ગ, નદીકિનારે, અમદાવાદ–૩૮૦ ૦૦૯) મોકલી આપવા અને સહકાર આપવા જાહેર અપીલ છે.

નવસૃષ્ટિ નિર્માણનું નિયામક પરિબળ છે. એ મુજબ અનેકતામાં એકતા સિદ્ધ થઈને અખંડ સૃષ્ટિનિર્માણ થયું. સૂર્યના કલ્પનમાં પ્રકાશને ઇન્દ્રિયવ્યત્યયથી સુગંધરૂપે માણી શકાય એ તો ખરું, પરંતુ પ્રકાશરૂપ સુગંધના વ્યાપની કલ્પનાએ પહોંચતાં 'કવિ'ના ફૂલનો ચમત્કાર કળી જવાય છે. સાગરના કલ્પનમાં પણ 'પૂર્ણિમા' દ્વારા ફૂલના ખીલવાપણાનો અણસાર મળે છે. વળી ભરતી–ઓટની પ્રક્રિયામાં સાગરની સુગંધ છલકાતી ભાવક માણે તો નવાઈ નહીં.

સૌંદર્યાનુભૂતિના ભાજન બનતાં રૂપોની પારિમાણિક સૃષ્ટિનું વૈવિધ્ય ભાવકની ચેતનાને સક્રિય રાખે ને સંતર્પે તેવું છે. સાગર અને આભના બૃહદ્ પરિમાણમાં અલંબાઈ અને ઊંડાણ બને છે. ચોતરફ ફેલાયેલા આભની કિનારી આંકતાં સાગરના બૃહદ્ પરિમાણની સમતુલા સિદ્ધ થાય છે. પર્વતો ઊંચાઈનું પરિમાણ દાખવી જે ભવ્યતા સાધે છે તેમાં સાગર અને આભનું ઊંડાણરૂપી પરિમાણ ઉમેરાતાં વિરાટનું રૂપ ખીલે છે. સૂર્યને 'તાતો ખીલેલો' વર્ણવવામાં 'તાતો' વિશેષણ તાઝગીનો અને વિશિષ્ટ સ્થિતિજન્ય રૂપભાવ આલેખે છે. "પર્વતો પાષાણના ફૂલ ઠરેલા"માં 'પાષાણના' અને 'ઠરેલા'ના ગુણ સામે ખીલવાના ભાવને મૂકી–વિરોધાવી ખીલવાપણાને ધારદાર ઉઠાવ આપ્યો છે. "એકસરખું ચોતરફ ફેલાયેલું આભ"–કવિની સુરેખ અંકનની ચોકસાઈ સૂચવે છે, સાથોસાથ ભાવકની દૃષ્ટિને 'ચોતરફ'ના ક્ષણમાં સૂક્ષ્મ ઉડ્ડયન કરાવી દે છે. વિલક્ષણ ભાવસ્થિતિનો પરિણામ સૃષ્ટિમાં નૂતન આવિર્ભાવ કરાવી કવિ તેને આસ્વાદ્ય બનાવે છે. ફૂલના કેફની અસર હેઠળ નિરૂપાતા સાગર કે સૂર્ય જેવાં બૃહદ્‌રૂપોમાં રંગ, ક્રિયા, ગતિ, તેજ (સૂર્યમાં તેજ, સાગર અને આભમાં સાતરંગ) આદિનું ભરપૂર વૈવિધ્ય છે. અને બૃહદ્‌રૂપો આંકવામાં તાદૃશતા, ચોકસાઈ, તાજગી જેવા વિશેષો પદાર્થોનું નિરાળું પરિમાણ પ્રગટ કરે છે.

"ભમરા સમો ભમતો પવન અને ભમરા સ્વયં" એ વર્ણાનુપ્રાસી પંક્તિમાં પ્રથમ ઉપમા અને તત્કાળ એ પછીના ઉપમાનને આધારે રૂપકની યોજના નિર્દેશ છે કે હવે ખીલવાપણામાં કંઈ શેષ નથી—ઉપમાનો પણ નહીં. અનુભૂતિવિસ્તારની આ છે પરાકાષ્ઠા. ખીલવાની પ્રક્રિયાને મિષે કલ્પનાવંત કવિનો સચરાચર સાથેનો સંબંધ વ્યક્ત થાય છે. ખીલવાનો વ્યાપાર ચેતનના આવિર્ભાવનો આલેખ બની ચરમ સીમાએ પહોંચે છે. બેહોશીની સ્થિતિના સૂક્ષ્મતમ સ્તરથી હવે ભાનની સ્થિતિએ આવતાં સ્વ-ઉદ્ગારના કારણરૂપે સ્ફુરેલ 'ફૂલ્યા કે ભૂલ્યા ?' એ પ્રશ્ન, પ્રાસને આશ્રયે સર્જકપક્ષે અને ભાવકપક્ષે ઘણું સાધી આપે છે. સર્જનની ગૂઢતા સંબંધે ભાવક મીઠી મૂંઝવણ અનુભવે તેમાં ઉભયપક્ષે કૃતાર્થતા છે. કવિની અનુભૂતિ સ્વ–થી સકલમાં વ્યાપી હોય, સૂર્યના પ્રતીકમાર્ગે પરમચેતનાને લક્ષ્ય બનાવી શકતી હોય તો શબ્દો સાક્ષાત રહી જ કેમ શકે! તેથી–

'જે કંઈ ખીલ્યા તે શબ્દ માત્ર
અહીં તહીં બધે વેરાઈ ગયા"

શબ્દો કેવળ ઊગ્યા નથી, ખીલ્યા પણ છે અને તેથી કાવ્યસૃષ્ટિનું નિર્માણ થયું છે! એ શબ્દોએ બ્રહ્માની સૃષ્ટિ પર વિજય મેળવ્યાનું કાવ્યરચના સ્ફુટ કરે છે. ફૂલોનો કેફ એવો તો પ્રભાવક નીવડ્યો, અનુભૂતિની તીવ્રતા એ કક્ષાએ પહોંચી કે સર્જનપ્રક્રિયા સહજભાવે થઈ. "અહીંતહીં બધે વેરાઈ ગયા."માં રચના અનાયાસ સિદ્ધ થયાનું તેમજ કાવ્યમાં પંક્તિઓની સાર્થ રચનાનું નિદર્શન મળે છે.

કાવ્યમાં વિશિષ્ટ વાતાવરણ સર્જતું-સર્જવામાં અંગરૂપ બનતું.'-ખીલેવા લાગતા' ક્રિયારૂપ ગીતની ધ્રુવકડીની યાદ તાજી કરાવે છે. તેનું આવર્તન ફૂલ અને વસંતની અસરને પદેપદ વિસ્તારી સૌંદર્યાનુભૂતિને રૂપ આપે છે. "હું ભાનમાં બોલી રહ્યો બેહોશ છું" જેવી અવસ્થા આત્મલક્ષી અભિવ્યક્તિને પરલક્ષી ઢબે રજૂ કરવાનો પ્રતીતિજનક કીમિયો જ નથી શું! ફૂલના કેફની ઉત્ફુલ્લ અભિવ્યક્તિ, બૃહદ્ વિશ્વનો તાજગીભર્યો ઉઘાડ, લયરૂપે સાદ્યંત અનુભવાતો કવિનો મિજાજ, એને અનુરૂપ થયેલું નિબંધન, એ સઘળું કૃતિને આસ્વાદ્ય બનાવે છે. સૌંદર્યની સફલતાને પીધાનો કેફ સ્ફૂર્તિલા વિસ્મયની સૃષ્ટિ રચી દે એ કંઈ ઓછી આસ્વાદ્ય ઘટના નથી. □

[અનુસંધાન પૃષ્ઠ ૪૩થી]

'ક્યાં છે?', 'નીકળ્યો છું' જેવી રચનાઓમાં ખાસ કરીને નિરંજનની અસર જોઈ શકાય છે.

સંગ્રહમાં ગીતોનું પ્રાચુર્ય છે. પણ તેમાં નવોન્મેષનો અભાવ છે. ગદ્યકાવ્યોનું નાનું ગુચ્છ છે, જે કોઈ રીતે ધ્યાનાકર્ષક બનતું નથી. હા, બે ગદ્ય-સોનેટો પ્રયોગ તરીકે નોંધપાત્ર છે. સંગ્રહમાં પંદરેક લઘુકાવ્યો પ્રાપ્ત થાય છે તેનો ઉલ્લેખ કરવો ઘટે. અલબત્ત, આ રચનાઓ ચમત્કૃતિ-યુક્ત ચબરાક ઉક્તિઓથી વિશેપ કાવ્યત્વની અનુભૂતિ કરાવી શકતી નથી. સંગ્રહની ૧૧૭ રચનાઓમાં ઉત્તમ સંતર્પક રચનાઓ સત્તરથી વધારે સાંપડતી નથી. આ ઉત્તમ રચનાઓ પણ કવિએ ભૂતકાળમાં પ્રાપ્ત કરેલ સિદ્ધિને આંબી જવાનું કૌવત દાખવતી નથી. કવિએ ઓડનની ઉક્તિનો સંદર્ભ આપી કવિતાને ઘટનાવિહોણી ઘટના કહી છે. આ બાબત તેમના આ સંગ્રહને પણ લાગુ પડે છે. □

**ગુજરાતી ભાષાસાહિત્યના સ્વીકૃત છતાં અપ્રકાશિત મહાનિબંધની જાળવણી માટે કેન્દ્રવર્તી યોજના**

ગુજરાતી સાહિત્ય પરિષદ સંચાલિત શ્રી ક. લા. સ્વાધ્યાયમંદિરે ગુજરાતી ભાષા અને સાહિત્યને લગતા મહાનિબંધોની ટાઈપસ્ક્રિપ્ટને સાચવવા અંગે એક કેન્દ્રવર્તી યોજના વિચારી છે. આ યોજના નીચે અત્યાર સુધી અપ્રકાશિત અને ડિગ્રી (પીએચ. ડી.) એનાયત થઈ ચૂકેલા ગુજરાતી ભાષા અને સાહિત્યને લગતા જેમના મહાનિબંધો ટાઈપસ્ક્રિપ્ટમાં પડ્યા હોય એની એક નકલ તાત્કાલિક આ સંસ્થાને (નિયામકશ્રી, શ્રી ક. લા. સ્વાધ્યાયમંદિર, ગોવર્ધનભવન, આશ્રમ માર્ગ, નદીકિનારે, અમદાવાદ-૩૮૦ ૦૦૯) મોકલી આપવા અને સહકાર આપવા જાહેર અપીલ છે.

# વેત્રવતીને તીર

રાજેન્દ્ર શાહ

૭ અંજન

આવનાર જનાર હજાર હજાર નાની મોટી પગલીની
વૈવિધ્યપૂર્ણ રેખાથી અંકિત થયેલો રેતાળ પટ
નિર્જન સંધિકાલનાં ક્ષિતિજનાં શ્યામલ વાદળમાંથી આવતી
જલરંગીન આભાને સ્પર્શે
અનુત્તર લાવણ્ય–ગંભીર
મલીન અંધારનું ધરે છે વસન —
જલની ભીતરથી સ્નાન કરી બહાર આવતી
કોઈ ચંપકવર્ણી નવયૌવના ચીનાંશુકે અંગનું આચ્છાદન કરે તેમ.
નદીનું વહેણ–ગતિ; પુલિન–પૃથુલ ઉરુ; અવકાશ
યુગપત્ નિહાળે છે મારાં નયન
નિહાળે છે સકલનું તિરોધાનઃ
તિરોહિત નેત્રની નજર....
અંગુલિ ફરતી મારા વાળ મહીં વ્યસ્ત;
હવા રમે નૃત્યાંગના અપ્સરસી સમી;
નક્ષત્રવૃંદની મધ્ય અષ્ટમીનો ચંદ્ર – રાત્રિ રજતધવલ.
છિલ્લર તે નદીજલ પારદ ઉજ્જવલ જણાય અતલ.
હવે હવાનું ન હલન વહન
જાણે સ્મૃતિશૂન્ય મન....
નિદ્રિત છે ધરા, વિતંદ્રિત અંતરિક્ષ, પ્રશાન્ત એક વ્યોમ.
વ્યોમનું અંજન મારી દગે.

૮ ધુમ્મસ

અવકાશમય ધુમ્મસની ઈષત્ પારદર્શક જવનિકા :
અલગું હલે લહું વેત્રવતી
લટકમટક ગતિરમ્ય

આંખો આંખો વેળુનો વિસ્તાર
પછી નીલિમ આનંત્ય.
નિસર્ગના વૈતાલિકી સૂરની જાગ્રતિની પરિ-શાન્ત વેળા.
પૂર્વની ક્ષિતિજને તિમિર સિત સ્પંદ
આંદોલિત સુશીતલ હવા
તરંગિત છવાઈ રહેલી કુહેલિકા
વિહંગ-કૂજન
સૂર્યનો સહજ કર-સ્પર્શ ને
અવકાશમય નીલિમા–
નીલ પર્ણ પર–સ્ફટિકનિર્મિલ એક બિંદુ જલ.

**૯ શાન્ત કાન્તિ**

ગઈકાલનાં અગણ્ય ચરણચિહ્નને કાંઠા પરથી લૂછી નાખ્યાં છે
અંધકારના અગોચર કરે.
પ્રભાતના તારકશૂન્ય આકાશ જેવો
વિશાળ રેતાળ વેત્રવતીનો પટ.
ધીરે ધીરે નીરની નિકટ આવે છે એક ટિટોડી
કોરા અંચલ પર અંકાય છે એની આંગળીઓની
ભાતીગળ સુષમા.
સામસામે તીર
તારામૈત્રક રચાય છે અમારું.
ાણીમાંથી બહાર અવકાશમાં ઉમંગ–ઊછાળો લઈ
પણીમાં પાછું ગરકી જાય છે એક મીન
કેન્દ્રમાંથી પ્રગટતી તરંગરેખા
આવર્તે આવર્તે વિસ્તરે છે બેઉ કાંઠા તરફ
અમારી સમીપ સમીપ
નેત્રમાં લસે છે હિરણ્ય ભર્ગની સૌમ્ય–શાન્ત કાન્તિ
સૌમ્ય–શાન્ત
કાન્તિ.

# અંગત મિત્રને અંગત મિત્રનો અસ્તિબોધ

મનહર ચરાડવા

હે મિત્ર!
તારા આ અનકજનકમાંથી જ તું
ક્યાં ઊઠ્યો આવ્યો છે છેક આજ લગ!
ગર્ભવાસ પછીના દર્ભવાસ
ને માતૃપાશના મુક્તિ રાતા આભથી કદી ય
ઊખળી કરી યા નીકળી કરી
ક્યારે ય તેં જોઈ છે તારી આ મુરઝાતી ફૂલવાડી?!
ને ક્યારે ય તેં સુણી છે —
તારા આ ઊતરડાતા જતા ઓરડાની આચીકાચી ત્વચા?!
ને ક્યારે ય તેં સ્પર્શી છે —
તારી આ ચૈતરબળતી છાની મૂંગી ઓકળિયુંની ભાત્ય!!

અહીંયાં માત્ર અત્યાલ્પ અપવાદો સિવાય
આ મા જેવી મા ય જાણે કે
આપણા જન્મથી જ આપણા જીવ પર પડેલો
ને ઊંડો ને ઊંડો ઊતરતો જતો બહુતઃ તો
કેવળ કારમો ઘા!
બહુતઃ તો
અહીં ક્યાં યે નથી સુતવિરહમાં નિજ પ્રાણત્યાગી ઈ
વચનબદ્ધ દશરથ!
અહીં ક્યાં યે નથી સુતજન્મથી ઉત્સવ ઊજવતા ઈ
પ્રેમપ્લાવિત નંદ!
કે નથી ક્યાં યે ય અમૃત ઢોળતી —
ઈ પળેપળ સર્વનું કૌશલ્ય ઝંખતી કૌશલ્યનો ભંડાર કૌશલ્યા!
ઈ પળેપળ સર્વનાં સકલ દુઃખ વિદારવા કેદ વેઠતી

ઝુલાવતી દેવીસવાઈ દેવકી!
ઈ પળેપળ સર્વને યશ અર્પતી યશ પામતી
ગોપાલવિરહે વિલપતી મતાસવાઈ વૃદ્ધ માત યશોદા!
એમ જ અહીં તો —
તારી ભરત-તાની કદર કરનાર ક્યાંથી મળે કોઈ રામ?
કે આ ફાલી રહેલી શત્રુતા મહીં ક્યાંથી મળે શત્રુઘ્ન?
એમ જ અહીં;
હા, અહીં —
સ્વજનો યે પણ ઘણી યે વાર,
લાગે જ છે કે બધી યે વાર!
હોય છે સિર્ફ જાનવર!– કારણ કે
જેઓ પૂરેપૂરું લોહી ચૂસી લીધા પછી
છોડી દે છે આપણને ફાવે ત્યાં... ફાવે ત્યાં....

કુટુંબ ને કુળ તો આમ મૂળ અને વળી બળી ધૂળ!
અને આ કૌટિલ્યને તું ધર્યાં જ કરે છે;—
સદૈવ ફલ અને ફૂલ!
તો, આમ ઉછેર્યાં કરે તું ભૂલ પછી યે ભૂલ!
ભલા! સંભાર્યં કે તારી પીઠે ને મોં–છાતીએ
કેટકેટલી બાધા કરી છે શૂળ, હજી યે શૂળ!

તેં તારી પોતાની જ ઇચ્છાએ—
(પોતાની જ ઇચ્છા ખરી, પણ પોતવંતી ખરી?)
જળ અને ફળના નશામાં ને નશામાં
તારા લમણાના લીમડા આગળ
પોઢ્યા પડ્યા પરિવાર ને અરિવારની પાછળ
બધું જ લૂંટાવી કરી;

ભાવિ ય આખું અપ કરી
તેં શું રહેવા દીધું છે તારી પાસ ?।
એઓ પાસે —
તારા પોતાનાંઓ જ પાસે
શું છે તારું મૂલ્ય ?
જો ઈ આજ !
પહેલેથી જ જે તારી સાથે માગે છે,
એ જ વસ્તુઓ કેવળ
બાવળ મેશ ને આખપગ વગરની રાતી કાળી ડાળ, જે —
ખાલી ખાલીખમ હસીને,
આજે યે પણ એઓ તારી સાથે ઝીકે।
ને ફૂલચમાણી ભેટ કહે !
ને હરિશ્ચન્દ્રની હેઠ વહે !
તો લે, હવે બાવળ ઓઢ।
મેશ ખા !
રાગ પી !
આજે એઓ જ,
એમના ઘરપગથિયે જઈ ઝૂકતા —
એમના જ વૃક્ષના એક ગુલમ્હોરી ફૂલોથી
અકળાઈ જઈ બોલી ઊઠે,
કે ક્યારે આડે અહીંયાથી અર ઘો ?।
તો ?
જેઓ માટે તું તારો કુસુમી ધર્મ ભગતી—જગતી
તારી શક્તિના કૂવા વાવમા
ઊંડો ને ઊંડો ઊતરી કરી
છેક તળિયા સુધી પહોંચી ગયો છે, યાર।

ને હવે હાથ આવતા માત્ર પાણા!
એ પાણાઓ ય નીચોવી કરી;
એઓ જ માટે તેં
કાઢી જ આપ્યું રહ્યું સહ્યું છેવટનું જળ!

હજુ એઓ કહેતાં: લાવ!
બસ, લાવ લાવ ને લાવ!
બસ, લાવ લાવ લે, સાવ!

કે થાવું હોય ઈ થાવ,
છો ખાલી ઊંડી વાવ;
પણ હજી ઊતર્યે જાવ!

છો પિત્તળ ચિત્તળ થાવ,
અવ તમે ભલે ના ખાવ;
પણ અમે ભજવશું ભાવ!

છો રંક બનો મટી રાવ,
છો તમને તરિયો તાવ;
પણ અમને સરવર પાવ!

હજુ તમે ન હાલ્યા ગાવ,
છે તમારી ઉપર દાવ;
લો, પ્હેરાવો સરપાવ!

હજી ય ઊંડે આ કૂવા-વાવમાં હવે
કેમ કરી ઊતરાય?
પણ, એથી એમને કાંઈ?!
અને હવે તું દધીચિ થાય તો ય એમને કાંઈ?
કારણ કે,
અહીંયાં તે વળી પ્રેમ કેવો!
હશે ક્યાંક ક્યાંક વળી રડ્યો ખડ્યો એવો!

પ્રેમ તો દાતા છે; કાંઈ થોડો છે માગણ જેવો!

જેને તું ભૂલમૂલમાં પ્રેમ સમજતો રહ્યો
એ પ્રેમ નહીં પણ વ્હેમ ખરો!
અહીં તો પ્રેમ એટલે ઠાલા દંભસંબંધ!
અને સંબંધો પણ—
માત્ર સ્વાર્થ ને વિત્ત પર ચણાતા ચોતરા,
માણસ માણસને તજે જેમ હો ફોતરાં!
છો ને માથે ગાજે કાળનાં યે નોતરાં;
દોસ્ત, સમજી લે આ ખાલીખમ ભોતરાં!

તું ભલે દાંડી વગડાવ
કે ઉપરવાળાની બેંકમાં તો ખાતું દેશે જવાબ!
પણ,
આમ તો ઈહલોકમાં તું જીવશે ત્યાં લગી
નહીં આવશે હાથ; તારાં મનધારેલાં ખ્વાબ!

તું તારે હવે એક કોટડીના મકાનમાં બસ, કોળ્ય!
ને હવે લીલીકાચ વેદનાના આ બરફમાં ઓગળ્ય!
પણ, હે નર્યા નીલકંઠ! હવે તું ગરલ આમ ના ઘોળ્ય!

તો રહેવા દે ભઈ! આ....
શેષ અવ જીવી જવા
હે દોસ્ત; હવે, તું એવુંતેવું કશું ય બનવું છોડ;
કશું ય કર્યાની સારપને પણ માથા પરથી છોડ!

જો આ સામે દરિયો ગરજે!
એમાં ભૂત ભૂલ કર ડૂલ!
બન હવે તું તુજ નામનું કૈવલિયું ને સાગરિયું
ને સૂરજિયું કો' ફૂલ!

ઈ ફૂલ થવાને; અંદર અંદરના બંદરમાં તું—

અવનવું અત ખૂલ, મિતવા! ખૂલ!

અવનવું અપ ઝૂલ, મિનવા! ઝૂલ!

## (ભીતર, ભમરડો, ઝીણેરી ખૂંચ ને દર્પણની અકથા)

**બારીન મહેતા**

ભીતરમાં ભમરડો ભમતો રે લોલ
ઝીણેરી ખૂંચ હું ખમતો રે લોલ;
આખરે મને આ આરંભ મળ્યો
ને આ શબ્દોમાં હું ફળ્યો!
આથી વિશેષ એનું કોઈ કારણબારણ નથી
કશો આરો–ઓવારો ય નથી
એક નીતરી નરી હકીકત
આ રીતે સામે આવી તો ભલે.
ભીતર ઊંધું હતું,
તેચત્તું થયું
ને પછી છતું થયું;
ખૂંચ ખુલ્લી થઇ,
ભલે.
જીવતરના ઝણઝણાટમાં
આવું ય બને ક્યારેક
આમ તો મનની જ છે આ ટેક
જે નાચે એને
આ ખૂણો
પેલો ખૂણો
કે છેલ્લો ખૂણો
કે પડેલો ઊઘડેલો પડદો
એની શી તમા:
ખમ્મા, મારા મન! તને ઘણી ખમ્મા !
થયો સલૂણો આરંભ, બોલ તું ખમ્મા ખમ્મા,
કીધી તેં તારી વાત, ડોલ તું ખમ્મા ખમ્મા.
તો યે મૂંજિયાં રહ્યાં અણજાણ, ભણે ખમ્મા ખમ્મા
ખૂંચ એવી ખૂંચી કે થઈ મોંકાણ,
ભણે ખમ્મા ખમ્મા.
છતાં અટકવાનું નથી.
કોઇએ ક્યાંય છટકવાનું નથી.
રમો કે ન રમો
છતાં પૂરેપૂરા હિસ્સેદાર
આ અદ્ભુત રમત–વર્તુળના
બહુ બહુ તો
નકારી શકો પરિઘને
નકારી શકો કેન્દ્રને
અસ્વીકારે ય કરો ત્રિજ્યા કે વ્યાસનો
પણ વર્તુળમાં વર્તુળાવું તો પડે જ.
આડા ફાટો
ઊભા ફાટો
ભોંમાં ગરો
ગગને વિહરો
અસ્તવ્યસ્ત ક્રમ રચો
કે ત્રસ્તગ્રસ્તનો સ્વાંગ સજો
પરીકથાનો એકદંડિયો મહેલ પણ થાય કડડભૂસ
ને તમામ બચાવ–પ્રયુક્તિઓ થાકીને ઠૂસ.
ખાટી ગઈ ખાટી ગઈ
ભાષા એટલે જ ખાટી ગઈ

આજકાલ એ ભૂખાળવી
ચાટી ગઈ ચાટી ગઈ
માણસના મન એટલે જ ચાટી ગઈ.
ભીતરમાં ભમરડો ભમતો હોય,
ઝીણેરી ખૂંચ ખમાતી હોય,
પછી આ સત્ય જ, સત્ય હોય!
સિક્કો હાથમાં લઈને જુઓ
તો બેઉ બાજુ છાપ વિનાનો
ચત કે બડનો ય અવકાશ નહીં
અર્થાત્ વાતને બે બાજુ
ને એમાંથી એકે ય બાજુ કશી ય છાપ નહીં!
જે સામે આવે એ જ સાચી
શું એ જ સાચી?
ભીતરમાં પ્રશ્નોના ધમમાણનું પૂર નહીં ઓસરે
કેમ કરી જાઉં હવે આગળને ઉંબરે
વર્તુળો વર્તુળો અહીં પણે ત્યાં હવે પાંગરે,
શબ્દોમાં ધરબાતા માણસના મન ઊંડું ગાગરે
કદાચ આના કારણમાં ભીતરમાં ભમતો ભમરડો
અથવા તો ખમાતી ઝીણેરી ખૂંચ.
શું! શું કહ્યું?
ગૂંચ! શેની ગૂંચ?

આરંભની ગૂંચ?
શબ્દોની ગૂંચ?
વાતની ગૂંચ?
એવું કશું જ નહીં,
ગૂંચ, વલેઅરની ગૂંચ!

માત્ર ગૂંચ જ!?
ઠીક છે, ભાઈ, ઠીક છે,
આપણે તો મારી સ્કૂટરની કીક છે.
ઢઢઢઢઢઢઢઢઢઢઢઢ . અ ...અ... અ ...
ડામરની સડક
પથરાયેલી ઝળક
સોડિયમ લાઈટ્સના થાંભલા જોયા કરે.
આ કોણ વેગવંતા, સાહેબજી!
આ કોણ ટેકવંતા, સાહેબજી!

તો આવું છે
આ બધું
ઘડીમાં પલટાય
ઘડીમાં પછડાય
બે વિરોધી જણાતી ક્રિયા વચ્ચે
જીવવાનો સંઘર્ષ
એ ય ને ચેક લખે ને લખાવે
ગલોફે પાન ચડાવે
સિનેમાના પોસ્ટરો છપાવે
વોટ અપાવે
ઓટ કપાવે
આવે લાવે
લાવે આવે
ને એમ કરી સજાવે
માણસને
પછી ગમે ત્યાં અડો
માણસ વાગે

એથી માણસ જાગે
કે આ શું
હું મારા જેવા માણસને વાગું ?
આ કેવું
હું માણસને જ વાગું ??
પોતાને અડીને પોતે જ કરે ખાતરી
પડે ચીરો
રોમરોમ ભોંકાય પ્રાયશ્ચિત્તનાં તીરો.
સમજણ આડા બધા પડદા ચીરાય
ને પછી દેખાય
જે નહોતું થવા દેવું
એ જ થૈ ગયું, સાલું !
સપનામાં ય નહિ ઇચ્છેલું
ભ્રમણામાં ફળ્યું માળું !

વાહ
એના ગવાહ;
વાહ !
ઊઠે ભીનો ફૂઝતો દાહ;
શું ભીતર ભમતો ભમરડો એનું મૂળ ?
શું ખમાતી ઝીણેરી ખૂંચ એનું કૂળ ?
આ પ્રશ્ન ગહન છે
કાચીપાકી બાધાઆખડી રાખવી હોય,
વાંકાચૂંકા અનુષ્ઠાનો કરવાં હોય,
છૂટ છે.
પણ ઉકેલ માટે
આ અકથા સાંભળવી અનિવાર્ય છે.

શુગો પૂર્વે
એક સાધુ મા'ત્માનું નાક
ટકરાયું'તું આ પ્રશ્ન સાથે
ત્યારે નાક બદલાવી
પ્રશ્નને પીઠ બતલાવી
ચાલતી પકડેલી
તે ભરદરિયે હીરામોતીનાં સાતે ય વહાણો એનાં
પળવારમાં તો પલટાઈ ગયેલાં લીંદીપીપરમાં !
તે દહાડે ફોન-બોન નૈં.
કબૂતર ખરાં, સંદેશવા હકે.
આ કબૂતરે
સંદેશો સાધુ મા'ત્માને પહોંચાડ્યો છે.
સાધુ મા'ત્માએ ચિઠ્ઠી હાથમાં લીધી છે.
ને એક એક અક્ષર ઉકેલતી એમની આંખ
જળથી ભરાઈ ગયેલી છે
ચિઠ્ઠી પૂરી કરી,
દર્પણમાં જોઈ એણે,
જગદર્શનના લ્હાવા સાથે પૂછ્યું છે

–મારા કયા ગનાની આ સજા, હેં ?
મેં ઇતિહાસ આડો હાથ દીધો નથ.
મેં સમયને થાપ દીધી નથ.
મેં રોજ દર્પણને જોયું છે,
મેં રોજ મારું રૂપ ખોયું છે.
–તો આ શું ?
કોણ જાણે
સામેનું દર્પણ તડાતડ ફાટ્યું છે.

કરચો ઊડી છે.
સાધુ મા'ત્માની આંખે નાકે છાતીએ ખૂંચી છે
ને ઓલી પા
બરદરિયે નાતં ય વહાણે તળિયું માર્યું છે!

આ જેવું સાધુ મા'ત્માને ફળ્યું
એવું હુઉને ફળજો.

જેવા સાધુ મા'ત્માનાં ફાટયાં,
એવા હુઉના દર્પણ ફાટજો.
કરાણ કે
ઓલુરી પૂગ કોઇ ના ખમે રે લોલ,
એથી ભીતરમાં ભમરડો ના ભમે રે લો(

## દોસ્ત

### અરવિંદ ભટ્ટ

આપણી એક ઘર વિશેની ધારણા
દોસ્ત! દીવાલો વગરનાં બારણાં!
સૂર્ય જેવા એ દિવસ સૌ આપણા
ઠંડી ઠંડી રાતના છે તાપણાં!
દોસ્ત પંખી જેટલું ઉડ્યા અને
એક પીંછાં જેટલાં સંભારણાં!
આપણે સાથે વીતાવેલી ક્ષણો,
નામ રાખે છે હજી હુલામણાં!
દોસ્ત, કંઈ વરસો સુધી સાથે જીવી,
આપણે આપણને લાગ્યા આપણા!

## લાખ જંગલ

### આહમદ મકરાણી

સ્વપ્નું આવ્યું રાતના ગુલમહોરનું;
એ જ સરનામે મળ્યું ઘર ભોરનું.
એક ભીનો લય ધીમો સરકી ગયો;
કોઈ કારણ ક્યાં હતું કલશોરનું?
શહેર આખું સાવ ઘાંઘું થઈ ગયું
કોઈ ગપ્પું હોય ટહાપહોરનું.
એક પળ કોની અહીં સચવાઈ છે?
કાળ જાણે કામ કરતો ચોરનું.
લાખ જંગલ સામટાં ઊગી ગયાં;
ભીંત પર જ્યાં ચિત્ર દોર્યું મોરનું.

## બને!

### રાજેશ વ્યાસ

એક માણસમાં થયો છે લાગણીનો ટેકરો,
ખોદશું મન કેટલો કે સ્હેજ એ સમથળ બને!
માણસો તો રોજ ધાડાબંધ ફરવા આવતાં,
આ દશા કૈં એક એવું સ્હેલગાનું સ્થળ બને.
દોરડીની જ્યાં કરે ઇચ્છા તરત આખો ય તું
આ ભવે છૂટે નહીં એવા હજારો વળ બને.
બારણે આવી અને આ આંખ ઢગલો થૈ ગઈ
રામ જાણે શું ય ભેગું થાય તો અંજળ બને.
જંપવા ક્યાં દે જરી રાજેશ નામે ખ્હાડમાં,
ગૂંગળાયેલું ઝરણ જે રાત–દી' વિહ્વળ બને.

## નજીક થાઉં

### ભરત વિંઝુડા

આખુંય વિશ્વ એક જગાએ મૂકે તો જાઉં
એક જણની પાસે જાઉં ને સૌની નજીક થાઉં.
ઊભો છું એમ ઊભો રહું ક્યાં સુધી અહીં?
ઘડિયાળના અવાજ નીચે હું નહીં દટાઉં.
રસ્તા ઉપર બધા ય પરિચિત હોય છે
ઘરની બહાર જાઉં અને હું ય ઓળખાઉં.
મારો અવાજ મારી સહી જેમ નીકળે
પરબીડિયાની જેમ ખૂલું ને પછી બીડાઉં.
જળમાં તરું તો માછલીની જેમ હું ફસાઉં
જળ છે જ ક્યાં કે માછલીની જેમ છેતરાઉં!

## આપણી અંદર

રમણિક સોમેશ્વર

ઉછાળા મારતા સાતે સમંદર આપણી અંદર
પ્રમાગી પાંખ ઊડે છે કબૂતર આપણી અંદર
બધું ભચ્ચક, બધું ઘેઘૂર ભીનું છમ્મ લાગે છે
છતાં કેવા અભાવો છે સદંતર આપણી અંદર!
પછી વરસાદ, કૂણું ઘાસ, મબલખ મોલ, ઉજાણી,
ઘણી ઇચ્છાઓથી વાવેલું ખેતર આપણી અંદર
ગમે ઉછેરવાનું પામવા–ન પામવાનું જે
કદાચિત્ હોય એ છુપું દટતર આપણી અંદર!
થરકતા–ધ્રૂજતા પણ પહોંચવાનું થાય છે મન જ્યાં
હજુ પણ કંઈક છે એવું અગોચર આપણી અંદર

## કોણે?

દિલીપ જોશી

કોણે સ્મરણની પારથી રસ્તો કર્યો હતો?
કોણે, આ પિંજરા મહીં માળો કર્યો હતો?
પરિચય વગર અવાજ પણ ગમતો રહ્યો મને,
કોણે આ પાનખર સમે ટહુકો કર્યો હતો?
આ પંખીઓ નહીં તો ઊડી જાય ના કચડી,
કોણે વિચાર વીંધતો ચાળો કર્યો હતો?
થઈ રાતરાણી કોઈની આંખોમાં મ્હોરશું,
કોણે ઉદાસ દીવડો ઝાંખો કર્યો હતો?
છે શૂન્યતા ને શૂન્યતા કેવળ હિસાબમાં,
કોણે સરળ આ દાખલો ખોટો કર્યો હતો?
કોના વિરહની વાત તો શિખર ઉપર હતી?
કોણે આ અશ્રુપાતથી દરિયો કર્યો હતો?

## ઘુવડના દેશમાં

જશ પ્રજાપતિ

અન્ધકારોની વચોવચ એક ઝળહળ વેશમાં
સૂર્યના અવતાર લઈ જીવું ઘુવડના દેશમાં
ધોમધખતી કેક વૈશાખી હવાને ઠારવા
છમ્મની ટેકરી હું લઈ ફરું આશ્લેષમાં
વચ્ચ છે ટહુકી ય ભીડે એક ક્ષણના મોરના
આંતરગા પી ગયો છું હું નર્યા આનંદમાં
એ મને મૂકી કદી છાયા થઈ શકશે નહીં
હું અહીં પર્યાય છું આ વૃક્ષના પરિવેશમાં
શબ્દના આ દેશનો જાણે પ્રવાસી હું નથી,
ને છતાંયે તું મને ટાંગી રહી છે શ્લેષમાં

## થઈ ગયો

મનીષ પરમાર

રેતી પર બેઠો અને જળ થૈ ગયો
હું ઘડીમાં કેમ વાદળ થૈ ગયો?
શ્વાસ પહેરીને ફરે છે કોણ આ?
મ્હેંકનો છાંયો સજીવન થૈ ગયો
હું પવનની સાથ ઊડી નીકળું,
ફૂલ જેવો સાવ કોમળ થૈ ગયો
શબ્દની જેવું તમારું મ્હેંકવું,
એટલા માટે જ કાગળ થૈ ગયો
આમ તો હું રેતી રેતી રેતી છું,
થયો તમારો સ્પર્શ, ને જળ થૈ ગયો
આ અનયમાં હું વહેવા નીકળ્યો,
આખરે હું બેસીને પળ થૈ ગયો
હું કપાયો કેટલીવાર મનીષ!
એટલા માટે જ કૂંપળ થૈ ગયો

## અધવચ્ચે

### વિપિન પરીખ

તમે મુંબઈથી બેઠા હતા કે
વડોદરા–રતલામથી?
તમે ક્યાંની ટિકિટ કઢાવી હતી?
તમે ટિકિટ બરાબર જોઈ હતી?
એ લોકો હરહંમેશ આગ્રહ રાખે છે:
દરેક ઉતારુએ ટિકિટ બરાબર જોઈ તપાસી લેવી જોઈએ.
તમે ચૂકી તો નહોતા ગયા?
તમે કોને મળવા નીકળ્યા હતા?
નીકળતા પહેલાં તમે પ્રાર્થના તો કરી જ હશે!
તમારી યાત્રા ક્યાંથી ક્યાંની?
આ 'રાજધાની એક્સપ્રેસ' આમ તો ખૂબ ઝડપી ટ્રેન છે,
વચ્ચેના સ્ટેશને ઊભી પણ નથી રહેતી!
આ એક જ....

[૧–૧૧–૧૯૮૪ના રોજ 'રાજધાની એક્સપ્રેસ'માં થયેલી કરુણ ઘટના પછી]

## દોસ્તો, મેં જોયો છે આ માણસને...

### શૈલેષ ટેવાણી

દોસ્તો, મેં આ માણસને પોતાની નનામી ઊંચકતો જોયો છે. આશ્વાસનનોના ખડકલા વચ્ચે બેસી ગયો છે એ તેના તહેવારોના દિવસે એક ખૂણામાં–આંખના આંસુને પ્રગટ કર્યા વિના, એના હૃદયમાં થતા ઉલ્કાપાતો –પ્રપાતોની કોઈએ લીધી નથી નોંધ. આ માણસનો ચહેરો બન્યો છે રેખાહીન, રંગહીન. સ્મિત લટકાવી એ ફર્યા કરે છે કોઈ રેડીમેઈડ સ્ટોર્સના પૂતળાની માફક. દોસ્તો, કોઈના ઉતાવળિયા નિર્ણયે એની આંગળીઓએ દબાવ્યાં છે ટ્રીગર એ ધોધમાર ગોળીબાર વચ્ચે લોથપોથ પડ્યો છે અને મરી ગયો છે સરનામા વિનાના માણસ તરીકે. એ ભૂલી ગયો છે તદ્દન કે એકવાર તેનું હૃદય સંતને જોઈ નમી જતું, ફૂલને જોઈ નાચી ઊઠતું. પંખીને જોઈ ગાવા લાગતું ને નદી જોઈ તેને દોરી જતું ખળખળમાં. દોસ્તો, એણે ઊજવ્યો છે પોતાનો જન્મદિવસ પૂરમાં તણાયેલાં, ભૂકંપમાં તૂટેલા, તોફાનોમાં સરીને રસ્તા પર સબડતાં પોતાના ભાંડુઓના દેહને અગ્નિસંસ્કાર કરવામાં. આજે કદાચ સ્વર્ગમાંથી બુદ્ધ–ઈસુ–ગાંધી કરતા હશે પ્રાર્થના માણસને પોતે માણસ છે એવી પ્રતીતિ સાચવી શકે એ માટે, કારણ કે એ તો ભૂખ્યાપેટે–સ્વપ્નોવિહીન આંખના ગોખ લઈ નિર્બળ હાથે ઊંચકતો જાય છે પોતાની નનામી!!

## વળાંક

પન્ના નાયક

હજી ય
જ્યારે જ્યારે

રસ્તાનો વળાંક જોઉં છું

ત્યારે

ક્ષણભર માટે

હાથથી હાથ

હોઠથી હોઠ

છૂટા પડતા જોઉં છું

અને

આંખમાં

એકાએક ફૂટી નીકળેલા

જળાશયને

ન ઠેકી શકતી

દૃષ્ટિ

સીમિત થઈ

કિનારે જ ઊભી રહી જાય છે

## મળશે તને

શૈલ

આભ ઊગેલું હથેળીમાં કદી મળશે તને
હો ય તે ભીનું હથેળીમાં કદી મળશે તને
એ જ આ શાખે અહીં હું છોડ રોપું છું, પછી
ફૂલ ખીલેલું હથેળીમાં કદી મળશે તને
છો બધી રાતો ઉદાસીની તને મળતી રહે
તેજ સૂર્યોનું હથેળીમાં કદી મળશે તને
સ્પર્શનો દરિયો હથેળીમાં છલકતો હોય ને
વહાણ કો' તરતું હથેળીમાં કદી મળશે તને
હાથમાં જો હાથ મૂક્યો તે છતાં ના કંઈ થયું,
'ના કશું મળવું' હથેળીમાં કદી મળશે તને

## સ્તબ્ધ છે

શૈલ

ચરણ સ્તબ્ધ છે ને નગર સ્તબ્ધ છે
અહીં કોઈ તાજા ખબર સ્તબ્ધ છે
અરે! આંખ ખોવાઈ ગઈ, ક્યાં? અજાણે
કશું જોતાં જોતાં નજર સ્તબ્ધ છે
ઘણાયે દિવસ શૂન્યતામય રહ્યું,
અચાનક કો' પગરવથી ઘર સ્તબ્ધ છે.
મહીં કોઈ આળસ મરડતું અને
કશા કો' સ્વપ્નથી કબર સ્તબ્ધ છે.
મને ક્યારનું ફૂલ જોયા કરે
કર્યું એક ચુંબન, અધર સ્તબ્ધ છે
ગઝલ, શબ્દ, કાગળ, કલમ, 'શૈલ' પણ,
બધા કોઈ કારણ વગર સ્તબ્ધ છે!

## આઇડેન્ટિટિ સામે ફતવા ગીત

### મધુકાન્ત કલ્પિત

હવે ડોકિયું કરું છું આરપાર.
ચંદ્રોળની જેમ વહે આખો સમૂહ
એમાં મધવચ્ચે શોભું છું કેવો ?
સહેજ ખસી જાઉં તો આ સઘળો આકાર
બની જાય સાવ કદરૂપા જેવો.
બોલ, શોભવું કે તોડવો આકાર ?
શોભવું જ છે, તો ચાલ શોભ્યા–
તું ધારે છે ઘાટિલી ગોઠવણ તૂટી ?
ખાલી અવકાશ એમ જાશે ભરાઈ
દોસ્ત, વ્હેણમાં ગતિ છે વણખૂટી.
ઠીક, અડવું લાગે આ ઘડીવાર.

## નગર અખબાર છે

### બેન્યાઝ ધ્રોલવી

હાથમાં દરરોજ નીકળતું નગર અખબાર છે,
ફેરિયાના શ્વાસમાં ફરતું નગર અખબાર છે.
સનસનાટી છે, કુંવારી આ ગઝલની ગામમાં,
શબ્દ–ઉકરડે શિશુ જડતું નગર અખબાર છે.
ફૂલના જુગારખાનામાં રમી લે મ્હેકથી,
એક અડ્ડે ભમ્રરના રમતું નગર અખબાર છે.
ખેતરોમાં સૂર્યને છુરી હુલાવી કોઈએ,
સાંજના સ્મશાનમાં બળતું નગર અખબાર છે.
આંસુઓના રાજકારણમાં હવે ઝૂકો નહીં
ખુરશીની પાંપણે ખરતું નગર અખબાર છે.

## યાદ ના આપો

### લલિત ત્રિવેદી

ન ખોલો બારી બગીચાનો પવન ના લાવો
રહીએ છીએ તે ઝૂણાની યાદ ના આપો.
ભલે પડ્યો જ રહું સાવ કાંચળી જેવો,
સરેલા રંગ ને લીલાની યાદ ના આપો.
નથી, આ માર્ગમાં વૃક્ષો કે ઘર કે રાત નથી,
પરસતા સૂર્યમાં છાયાની યાદ ના આપો.
લહેર માટે સ્નાનાગારમાં તરું છું લલિત,
જરાક હમણાં કિનારાની યાદ ના આપો.

# સમય

ગાંશાશવત

૧

ઘડિયાળના ચંદા પરના કાંટા,
બે નિશ્ચિત બિંદુઓ વચ્ચે
આમથી તેમ આંટાફેરા મારતા
લોલકને પગલે પગલે ચાલે,
તેના ટક ટક–કટ કટ પદ્છાપના આંદોલન
હવાને કલોકલ ભરી દે,
એ આંદોલનોના અગણિત આવર્તન
નિરંતર કરે અને મારા ઓરડાને છલોછલ ભરી દે,
ઘેરી વળે મને.
સમયની અવિરત ગતિનો સંચાર સંભળાય. ટકટક–કટ કટ
દેખાય કાંટાના સંચારમાં,
પણ–
કાંટાનાએ સંચારમાં સમય ક્યાં!
ચપટી જેટલો સમય તો
ચલિત કાંટાની અણી પર
અચલિત બેઠો.
કાંટા લોલકને પગલે પગલે ચાલે,
સમય તેની પર સ્થિર,
ન હાલે, ન ચાલે, ન દોડે;
સ્વયં અચલ.
અને છતાંય
સમય ચપટીમાં ન આવે, ન પકડાય.
મને ચપટીમાં પકડી તે અચલિત,
કાંટાને ડગલે પગલે ફેરવ્યા કરે મને

કોઈ દષ્ટિપાશ ચંદા પરન !
હું ફર્યા કરું, દોડયા કરું,
સમય ન દોડે, ન ચાલે, ન હાલે.
તો પછી–
મારી આ ગતિ શું ? દોડ શું ?
ક્યાં પહોંચવાનો હતો હું !

૨

સમય આ મનમોજી થઈ ફરકે,
સરુ તણી ઝીણી જાળીથી રમતિયાળ એ મરકે.
વનવગડે ઘેઘૂર છાયામાં જટા ધરીને બેસે,
બોરસલીના નાજુક ફોરે સહેજી આંગણ સરકે.
પારિજાતથી કેસરભીનો પરિમલ થઈને પ્રસરે,
કદલીના લીસા લીલુડે લપસી લપસી મલકે.
પલાશની જળાહળ જ્વાળાએ યૌવનમાં એ ભભકે,
કૂકડાની ઝાલરથી લાલમ સવાર થઈને બરકે.
આંબાની મંજરીએ મ્હોરી કોયલકંઠે ટહુકે,
મેઘગર્જનાની ધારાથી મયૂરકંઠે લલકે.
ઝૂલે ચમેલી શ્વેત સુગંધે વાયુલહરે ઝૂલે,
આભમાં ઝૂલે વેલ અચાનક તેજ મઢીંથી લગકે.
આછાં આછાં સરિતનીરમાં વહે મલપતો ધીરે,
બુદ્દબુદમાં પુરાઈ ઘડીક ને સપ્તરંગમાં ચગકે.
ઘોડાપૂરમાં ઊછળી ઉન્માદે વૂઘવતો ધમકે,
સાગરજળમાં દિગન્તવ્યાપી ગભીરે નાદે ગરકે.
ક્યારડે જલભર ઝૂકી જવારે નિજ લીલાને નીરખે,
જલતી જ્યોત કોડિયે આતમરૂપ ધરીને થરકે.

## જઈ શકું, પણ શું કામ જાઉં?

શક્તિ ચટ્ટોપાધ્યાય

થાય છે, ફર્યા પછી અટકી જવુ જ સારું.
કેટલા સમયથી
બે હાથ કેવા કાળા કર્યે રાખ્યા છે.
ક્યારેય, તમારો છે તો યે, તમારો વિચાર કર્યો નથી.
આ જુઓ, તળાવડાની પાસે રાતે ઊભા રહી જતાં
ચાંદો બોલાવે છે : આવ, આવ, આવ.
ને એ જ રીતે, ગંગાને કિનારે
ઊધરેટી અવસ્થામાં અટકી જતાં
ચિતાના લાકડા સાદ પાડે છે : આવ, આવ.
જઈ શકું તેમ છું
મન ફાવે તે દિશામાં હું ચાલી નીકળી શકું –
પણ, શું કામ જાઉં ?
સંતાનનું મુખ પકડીને એક ચૂમી ભરીશ.
જઈશ,
પણ હમણાં જ નહીં જાઉં.
તમને બધાંને પણ સાથે લઈ જઈશ
એકલો જઈશ નહીં સમય થયા પહેલા.

અનુવાદ પ્રીતિ સેનગુપ્તા

### કવિલોક ટ્રસ્ટને મળેલાં દાન

| | | |
|---|---|---|
| ૧. | પેરેડાઈઝ ઇન્ટરનેશનલ<br>હ ઉષાબહેન મહેન્દ્ર શાહ, મુંબઈ | રૂ. ૫૦૦૦.૦૦ |
| ૨. | નવનીતલાલ આર. શાહ, મુંબઈ | રૂ ૧૦૦૦૦ |
| ૩. | યશવંત શુક્લ, અમદાવાદ | રૂ. ૫૦૧.૦૦ |

# 'સમયનો ચીસ શાશ્વતી અર્થ?'

ભાનુપ્રસાદ પંડ્યા

### આશંકા

કાલે હું ક્યાં હોઈશ?
કાલબાદેવીની ફૂટપાથ પર વેચાતો હોઈશ પસ્તીના ભાવે
કે અવાવરું કૂવાની જેમ પડયો રહીશ એક ખૂણે?
વિદ્યાર્થીઓના પાઠયપુસ્તકમાં શાપિત થઈને જડાઈ રહીશ વરસોવરસ
કે કોઈના મૃદુલ કંઠેથી વહી જઈશ કોમલ સૂરે?
સમયનો પવન મને ભૂંસતો જશે
મોહન–જો–દરોની જેમ
કે
ઊભો રહીશ હું એમ ને એમ?
આવતી કાલનો કવિ
મારી સાથે હાથ મિલાવશે?

વિપિન પરીખ

કાળ સૌનાં લેખાંજોખાં લઈ નાખે છે. આજે જે 'માંધાતા' કહેવાતો હોય તેની આવનારા દસકામાં મગતરાં જેટલી ય નોંધ ન લેવાતી હોય. આજે જે યશ અને સમૃદ્ધિને શિખરે મહાલતા હોય તેઓ આવતી કાલે વિસ્મૃતિની ધૂળમાં વિલીન થઈ ગયા હોય! આજે જેના પર મોટા ગ્રંથો લખાતા હોય તેનો આવનારાં વર્ષોમાં કોઈ પુસ્તકની પાદટીપમાં ય નિર્દેશ હોય કે ન હોય! સમયની રેતીના વંટોળ ઊઠ્યા કરે છે અને તેની હેઠળ અનેક નરવરોનાં પૂતળાં, નગરો અને નામો દટાતાં જાય છે! મહાકાળની આ બલિહારી છે!

કવિ સર્જકને પણ ક્યારેક એવી મથામણ થતી હોય છે તેની રચના ક્ષણને શાશ્વતીમાં પલટશે ખરી? (Will it turn a moment into eternity?) એ શબ્દનું બાણ તાકીને મહાકાળની છાતી પર સનાતન મુદ્રા આંકવા મથે છે. પણ બહુ ઓછાથી એવું તીર તાકી શકાયું છે. જો તાકી શકાયું છે, તો નિશાનને ભાગ્યે જ વીંધી શકાયું છે. એને વીંધનારાં નામો વિરલ છે. પ્રારંભમાં પોતાની રચનાઓનો જોઈએ તેટલો આદર ભાવકોમાં ન થયો ત્યારે ભવભૂતિ જેવા સમર્થ કવિએ પણ આ નિરવધિ સમયમાં અને વિપુલ પૃથ્વીમાં પોતાનો કોઈ 'સમાનધર્મા' મળી આવશે એવી આશા આવતીકાલ પાસે રાખી હતી, એ જાણીતી વાત છે.

ઉપરના કાવ્યમાં કવિને આ પ્રકારની કોઈ અપેક્ષા કે આશા ને બદલે આશંકા જન્મે છે. બદલાતી અનુભૂતિના સંદર્ભમાં કાવ્યરીતિ પણ બદલાય જ. આવતી કાલે કવિ તરીકે પોતાની શી વલે થશે? અત્યારે તો 'આધુનિક' કહેવાયા પણ એ આધુનિકતામાં સનાતનતા-સર્વકાલીનતાને કેટલે અંશે કાલવી લેવાઈ છે? કવિએ અહીં કેટલાક પ્રશ્નો મૂક્યા છે. આશંકા હંમેશા આવા પ્રશ્નો ઊભા કરે એ સમજી શકાય તેવું છે.

'કાલે હું ક્યાં હોઈશ?' એવા અનિશ્ચિતતાભર્યા સવાલથી જ કાવ્ય પ્રારંભાય છે. કાવ્યની સાથે કવિએ 'હું' ની 'સ્વ'ની બરાબર અભિન્નતા સાધી છે. મારા કાવ્યનું શું થશે એમ નહિ. પણ 'હું ક્યાં હોઈશ' એમ કહીને કવિ યોગ્ય રીતે જ કાવ્યથી અતિરિક્ત

એવા વ્યક્તિત્વનું વિલોપન સાધે છે. કાવ્ય દ્વારા જ કવિ વિસ્તરતો હોય છે કે કવિ નથી જીવતો, કાવ્ય જીવે છે ને કાવ્યની નૌકા જ કવિને તાર કફરાવે છે. આમ, આખું કાવ્ય એ પ્રકારના કવિના વાઙ્મય-વ્યક્તિત્વરૂપ 'હું'માંથી આગળ વધે છે. આવા આત્મલક્ષી પરિપ્રેક્ષ્યથી પેની મથામણની તીવ્રતાનો આપણને સદ્ય અનુભવ થાય છે.

કવિએ આશંકાયુક્ત રજૂ કરેલા પ્રશ્નો ભારે વેધક બની રહે છે. એમાં ભારેની વ્યથા છે કવિરચિત કાવ્યોને પસ્તીના ભાવે વેચાવાનો વારો પણ આવે કેમકે સમકાલીનતાને ઉપાસતા સાહિત્યની આ દશા થતી દેખાય છે પણ ખરી, સર્જન તો કર્યું પણ એમાં કોઈ સનાતન માનવ્ય પ્રગટ્યું ખરું? જમાનાને ખુશ કરવા ધાંધલ લખ્યું તે તો થોડા દસકા પછી પસ્તીના ભાવે જ વેચાવાનું; લોકાનુરંજન કરી તાળી તો ઉઘરાવી, પણ કાવ્યત્વની ઉપેક્ષા કરી પછી તો એ તત્કાલીનતા—સમકાલીનતાઃ પડીકે જ બંધાવાની. સંભવ છે કે આવનારો યુગ કદાચ સાહિત્યથી વિમુખ બની જાય! કવિતા છોડી કારખાના-પરસ્ત બનેલી પ્રજા પાસે શી અપેક્ષા રખાય? આવું બને. આવતી કાલની કોને ખબર છે? એમ થાય તો અવાવરું કૂવાના જળની જેમ એ કાવ્યજળ પણ વણવપરાયું રહી જાય! કોણ સેંકડો પગથિયાં ઊતરીને અવાવરું વાવના જળની અંજલિ ભરે? પણ કદાચ કોઈ સહૃદયી ભાવકના મનગમૂરને ડોલાવવાને બદલે, એના ભાવકલાપને ઓલવવાને બદલે એ કવિના કાવ્યને પાઠ્યપુસ્તકમાં જ દાખલ કરી દેવાય તો? એ તો વિદ્યાર્થીઓના બોજારૂપ બની જવાનું! ત્યાં વળી શિક્ષક દ્વારા એ કાવ્યને 'ચલાવાય' તો એના જેવો બીજો કયો ભયંકર શાપ હોઈ શકે? અહીં કવિ યોગ્ય રીતે જ પાઠ્યપુસ્તકમાં 'શાપિત થઈ ને' જડાવાની વાત કરે છે! એના કરતાં તો કવિ આશંકા સેવે છે તેમ સમયનો પવન મોહન-જો-દરોની જેમ કાવ્ય-રચનાને ભૂંસી નાખે એ સારું! પરંતુ એમ ન થાય અને સમયના પવન સામે ટટ્ટાર ઊભું રહેવાય તો કેવું સારું એવી આશા ઊંડે ઊંડે કવિને રહે ખરી.

આ નરી કરુણતાઓમાં એકાદ આશાચિહ્ન દેખાય છે. જો કે એ નર્યું આશંકા છે કદાચ કોઈ નારી એના મૃદુલ કંઠે એ કાવ્યનું ગાન પણ કરે, પણ એવી આશા થોડી છે. તેથી કવિ કલ્પના એ દિશામાં ગતિ કરતી નથી. એની ખરી મૂંઝવણ તો આ સુંદર કલ્પનયુક્ત પંક્તિઓમાં છે.

સમયનો પવન મને ભૂંસતો જશે
મોહન-જો-દરોની જેમ
કે

ઊભો રહીશ હું એમ ને એમ?

પ્રત્યેક કવિની આ 'એમ ને એમ' ઊભા રહેવાની આકાંક્ષા છે. પણ 'Survival of the fittest' નો ડાર્વિનનો સિદ્ધાંત કયાં કોઈને છોડે તેમ છે? કવિની બધી જ રચનાઓ કયાં સ્થિરદ્યુતિ હોય છે? કાલિદાસ—જેવાનું યે ઉત્તમોત્તમ જ કાળની કસોટીએ પાર ઊતર્યું છે! બાકીનું તો સમયના પવનમાં ભૂંસાઈ ગયું! અહીં આપણને શ્રી ઉમાશંકર જોશીની પેલી પંક્તિ કાવ્ય – સમયની ચીસ શાશ્વતની અર્થે'નું સ્મરણ થાય, કયારેક કાવ્યરચના શાશ્વતની ચીસ બનો પણ રહે. પરંતુ 'ઉમાશંકરની પંક્તિના પણ અંતે પ્રશ્નાર્થ છે! વિપિન પણ જાણે 'આશંકા'માં એ જ ભાવસ્પંદને જુદી રીતે પ્રકટ કરી આપે છે.

આપણા નવકવિઓમાં શ્રી વિપિન પરીખ એમની સરળ વેધક માર્મિકતાથી, એમની આગવી મુક્તલયની

રચનાઓથી નિરાળી બની રહે છે. 'આશંકા'માં આપણને પ્રત્યેક પ્રશ્ને વિભિન્ન ધ્વનિવર્તુળો રચાતાં અનુભવાય છે. 'આવતી કાલનો કવિ મારી સાથે હાથ મિલાવશે' એ પંક્તિ વાંચતાં 'પરંપરા અને વૈયક્તિક પ્રતિભા'નો એલિયટે વિચારેલો સંબંધ યાદ આવે. ગત પેઢીનો પ્રત્યેક કવિ પરંપરામાંથી પણ કોઈ નૂતનતાના એવા અંશને ઘૂંટી લે કે આવનારી પેઢીના પ્રયોગશીલ કવિને પણ એનો ખપ પડે! આજનો કવિ અવશ્ય આવી આકાંક્ષા રાખે. પણ જો પોતાનું સર્જન એટલું સમૃદ્ધ ન હોય તો આકાંક્ષા આશંકા જ બની જાય! પરંપરાને માટે પ્રયોગશીલતામાં રોપાઈને પુનઃ પ્રગટ થવું કેટલું કઠિન છે? પરંપરાનું દેવહુમા પંખી વિલુપ્ત થઈ ને પોતાની જ ભસ્મમાંથી ફરી પાંખો ફફડાવતું જન્મે એ માટે એની પાસે પણ સંભરેલી (potential) નિત્ય-નૂતનતાનો ચમત્કાર હોવો ઘટે. અહીં 'આવતી કાલનો કવિ મારી સાથે હાથ મેળવશે?' જેવી સસંદેહ ઉક્તિમાં કવિની આગળની પેઢીની પ્રયોગશીલતામાં રસાઈ જવાની કામના સુચવાય છે.

આ નાનકડી રચનામાં પણ કલ્પનોની રમણીયતા છે. 'અવાવરું કૂવાની જેમ પડયો રહીશ એક ખૂણે'માં કેવળ રૂઢ દૃષ્ટાંત અલંકાર નથી. ત્યાં અવાવરું કૂવો કલ્પન–પ્રતીકની ક્ષમતા ધરાવે છે અને આપણને પ્રતીયમાન અર્થ માટે સાબદા કરે છે. 'સમયનો પવન' જો કે નૂતન કલ્પન નથી. છતાં એમાં Expansive Symbolની શક્તિ વરતાય છે. અત્યંત સીધી વાતચીતની લયલીલાને પ્રગટ કરી આપતી આ રચનાની ઈબારત પણ કવિને નિરુપ્યમાણ ભાવસ્પંદને યથોચિત રીતે વ્યક્ત કરી આપે છે. શ્રી વિપિન પરીખ આ નાની રચનામાં કવિના આંતરમનની એક વાત કૌશલપૂર્વક રજૂ કરવામાં સફળ થયા છે.

અહીં એક વિચાર સદ્ય સ્ફુરે. ઓસ્કર વાઈલ્ડ જેવાએ કે ગોતીએરે મજાકમાં કહ્યું છે; 'અમર સાહિત્ય જેવું કશું નથી. સાહિત્ય કેવળ સારી કે ખરાબ રીતે લખાયેલું હોય છે.' કવિએ પોતાના સર્જન વિશે આવતી કાલના ઓથારની દરકાર શીદ કરવી? આવતી કાલનો કવિ પોતાની સાથે હાથ મેળવે એવી આશંકા જ શીદ રાખવી? આજે પોતાની સર્જકતાનો સર્વોત્તમ હિસાબ દઈને કવિએ કૃતકૃત્ય થવું રહ્યું. સર્જનના આનંદનું કેવડું મૂલ્ય એને સાંપડે છે! પછી આવતી કાલનો ભાવક એને ભલે ને જૂઈ કે કેતકી ચડાવે. આવતી પેઢીનો કવિ પણ પોતાની સાથે તાલ મેળવે કે ન મેળવે તેની પળોજણમાં જ શીદ પડવું? પરંતુ, આ રચના દર્શાવે છે કે આધુનિક કવિ પોતાના શબ્દ પરત્વે–સર્જનપ્રવૃત્તિ અંગે પણ–કેટલો બધો સભાન છે! એવા સભાન સર્જકનો એક વૈયક્તિક ભાવસ્પંદ જાણે કે સર્વ આધુનિકોના મનોગતનું સૂચન કરતો આ રચનામાં પ્રગટયો છે અને તે આસ્વાદ્ય બને છે, તેમાં આ કાવ્યની વિશેષતા છે. □

# કવિની 'મૃગયા'

## પ્રસાદ બ્રહ્મભટ્ટ

('મૃગયા' : જયન્ત પાઠક, કુમકુમ પ્રકાશન, અમદાવાદ–૧, ૧૯૮૩, પૃ.૮૦+૧૬, રૂ ૧૨)

'મર્મર' (૧૯૫૪)થી શબ્દની શોધમાં નીકળેલા કવિ શ્રી જયન્ત પાઠક ત્રણ દાયકાની મંગીન કાવ્યપ્રવૃત્તિ પછી ઇન્દ્રધનુના સાતમા રંગ જેવો સંગ્રહ 'મૃગયા' લઈ ઉપસ્થિત થાય છે. શ્રી પાઠક અનુગાંધી-યુગના મોટા ગજાના કવિ છે પરંપરાનો સદંતર વિચ્છેદ કર્યા સિવાય પણ સતત પરિવર્તનશીલ રહી પ્રયોગો કરવાનું તેમનું વલણ 'મર્મર'થી 'મૃગયા' સુધી દૃષ્ટિપાત કરતા જોવા મળે છે. તા ૧૭-૧૧-૮૧-ના મારા પરના એક પત્રમાં તેમણે લખેલું, "હમણાં કાવ્યસંગ્રહ છાપવા આપ્યો છે નામ પાડ્યું છે 'મૃગયા', અકાદમી એવોર્ડના વક્તવ્યમાં પણ કંઈક આવું જ છે: કવિતાથી આકર્ષાઈને મૃગયા માંડી છે. મૃગ સંતાય છે, પ્રકટ થાય છે, પાસે આવે છે, આઘે જાય છે; ઘવાઈને પડશે લાગે છે, બાણનો સ્પર્શ પણ નથી થયો એવું લાગે છે, મૃગયા સફળ થશે જ એવું કોણ કહી શકે? કદાચ એક અવતારમાં ન પણ થાય પણ આ મૃગયા–chase, hunt પોતે જ એક રોમાંચક પ્રવૃત્તિ છે પરિણામ જે હોય તે, જે આવે તે, process ઓછો આકર્ષક નથી જ. નવરા બેઠાને, એટલે ચીતરવા બેઠા! પૂરું કરીએ ત્યારે."

સંગ્રહની નામદાત્રી રચના 'મૃગયા'માં કવિએ શબ્દને પ્રાપ્ત કરવાની મથામણ પ્રતીકાત્મક રીતે વ્યક્ત કરી છે. પ્રતીકની અભિનવતા કૃતિની આસ્વાદ્યતામાં વધારો કરી રહે છે. 'ચમ ભોય પડે/–મૃગ નહીં, બાણ' –માં સાધનોની નિષ્ફળતા કવિએ પ્રભાવકરી તે વ્યંજિત કરી છે કવિની કવિતાવિષયક રચનાઓમાં આ કૃતિ ધ્યાનાકર્ષક બની છે. સંગ્રહમાં 'કવિતાની શોધમાં' 'અમથાભાઈને કવિતાનું કહેવું', 'કવિકર્મ', 'કવિતા ન કરવા વિશે કવિતા' વગેરે રચનાઓ પણ કાવ્ય-સર્જનની પ્રક્રિયાને વિષય બનાવે છે અલબત્ત, આ રચનાઓ પ્રમાણમાં મુખર (loud) બની ગઈ હોવાથી કલાત્મકતા સિદ્ધ થઈ શકી નથી.

આપણે ઉપર જાયું તેમ 'મૃગયા' સાચા અર્થમાં શિકારકાવ્ય નથી, પણ 'શિકારકથા' જીવંત બેનમૂન શિકારકાવ્ય છે. ડૉ. ભાયાણીએ કહ્યું છે તેમ "અદ્‌ભુત –મિશ્રિત ભયાનકનું કરુણના સ્પર્શવાળું આ સુંદર લઘુચિત્ર છે" 'અંધકારના કાન સમકતા જરાક ઊંચા'–પંક્તિનો સજીવારોપણ સમગ્ર કાવ્યને રહસ્યમયકનું કરી મૂકે છે. 'કોઈએ જોયું નહીં' પણ શિકારકાવ્ય છે વાઘનો શિકાર બનતા ઘેટાના બચ્ચાનું સ્વભાવોક્તિપૂર્ણ ચિત્ર અન્યોક્તિ તરીકે પણ લઈ શકાય તેમ છે.

'અંતરીક્ષ'માં ભક્ષાણીકાવ્યોનું એક રમણીય 'કાવ્ય ગુચ્છ' આપનાર કવિ આ સંગ્રહમાં એક નવતર ઉન્મેષ રૂપે નદીકાવ્યોનું ગુચ્છ આપે છે શ્રી જયન્ત પાઠકે અગાઉના સંગ્રહોમાં થોડાક નદીકાવ્યો આપ્યાં છે પણ આ સંગ્રહનાં નદીકાવ્યોની પ્રકૃતિ તેનાથી સાવ ભિન્ન છે. આ ગુચ્છનું પ્રથમકાવ્ય 'વનનદીને' મહદંશે પૂર્વ-પરંપરાને અનુસરતું શુદ્ધ પ્રકૃતિકાવ્ય કહી શકાય તેવું

છે. તેમાં કવિનો નદીપ્રેમ સુપેરે વ્યક્ત થયો છે. પણ 'રૂપવતીને કાંઠે ઘર બાંધ્યાની કથા'થી આરંભાતાં આ ગુચ્છનાં કાવ્યો તેની પ્રતીકાત્મકતાને કારણે અને વ્યંજનાની સમૃદ્ધિને કારણે રમણીયતા, કલાત્મતા સિદ્ધ કરી શક્યા છે. કવિએ નદીનું નામ જ કુશળતાપૂર્વક એવું પસંદ કર્યું છે કે વ્યંગ્યાર્થ પામવા, પ્રતીકનું અર્થઘટન કરવા વિશેષ મથામણ ન કરવી પડે. કવિને કદાચ પોતાના ભાવકો પર પૂરો વિશ્વાસ નથી તેથી એક કાવ્યમાં તેઓ 'તરસનદી' એવું બોલકું નામ આપી દે છે. એ રચના થોડીક મુખર બની ગઈ છે. તો બીજી બાજુ 'મોક્ષગતિ' અને ગુચ્છની અંતિમ રચના 'ગજેન્દ્રમોક્ષ' પ્રતીકની સંકુલતા અને નિરૂપણની બલિષ્ઠતાથી ઉત્કૃષ્ટ કલાકૃતિઓ બની શકી છે.

પ્રથમ રચનામાં આકાશ માટે કવિએ પ્રયોજેલું ઉપમાન એટલે કે કૃતિનો પ્રથમ શબ્દ ચાની રૂપ છે. ધખધખતો સૂરજ કામાવેગનું પ્રતીક છે એ સમજાયા પછી કાવ્યની આસ્વાદ્યતા સ્વાભાવિક રીતે જ દ્વિગુણિત થઈ જાય છે. સહૃદયોને અહીં પ્રિયકાન્ત મણિયારની કાવ્યપંક્તિ 'રે સૂર્યમાં માછલીઓ તરી રહી' કદાચ યાદ આવી જાય. બીજી રચનામાં કવિએ પ્રતીકની સાથે પુરાકલ્પનને સંયોજી અદ્ભુત કલાકૌશલ પ્રદર્શિત કર્યું છે. પુરાણોમાં આવતી ગજેન્દ્રમોક્ષની કથા તો પરિચિત છે. અહીં એ કથાનો સ્થૂળ સંદર્ભ છે પણ આ તો વાત છે 'રૂપવતીને તીરે' બનેલી 'ગજેન્દ્રમોક્ષ'ની કથાની. ગુચ્છની અગાઉની રચનાઓથી પરિચિત ભાવક માટે રૂપવતીનું પ્રતીક અસ્પષ્ટ રહેતું નથી. તો સૂરજનું પ્રતીક પણ 'મોક્ષગતિ'માં આવ્યું છે. આ પ્રતીકો સ્પષ્ટ થયાં પછી વધારે સ્પષ્ટતા કરવાની જરૂર ન પડે, પણ અગાઉની રચનામાં કવિએ 'છાતી' તો આ રચનામાં 'પેટ' શબ્દ પ્રયોજી વ્યંજનાની કૂંચી હાથવગી કરી આપી છે. અને આ બધું કવિએ કર્યું છે કેવી રીતે? કવિએ નદીને ઉદ્દેશી જે કહ્યું છે તે તેમને કહેવાનું મન થાય છે:

> તને તો જાણે આ રમત જ બધી, હે રૂપવતી,
> અમારે લીલાને વશ વરતવું તારી, નિયતિ!
> (પૃ. ૧૭)

આ રચનાઓ કવિએ રમતમાં જ, લીલયા કરી હોય એવી સહજ, સુંદર, કલાત્મક બની છે.

નદીકાવ્યોના ગુચ્છ પછી આવે છે ત્રણેક હરિયા-કાવ્યો. ચિત્રાત્મકતા આ રચનાઓની વિશેષતા છે. પણ એકે રચના સંતર્પક બની શકી નથી. આ રચનાઓ પછી આવતું 'ઝાડ, ખિસકોલીઓ, પરોઢિયું અને...'જેવું ગદ્યાત્મક દીર્ઘ શીર્ષક ધરાવતું કાવ્ય 'ખિસકોલીઓ બે હાથમાં તડકો લઈ ઢોલ્યા કરે, ઢોલ્યા કરે!' જેવી અનેક રમણીય ગમ્યોત્પ્રેક્ષાઓને લીધે આસ્વાદ્ય બન્યું છે.

સંગ્રહનો પ્રારંભ જ પ્રકૃતિકાવ્યોથી થાય છે. શ્રી જયન્ત પાઠકની સમગ્ર કાવ્યસૃષ્ટિમાં પ્રકૃતિકવિતાની ધારા એક બળવાન ઉન્મેષ રૂપે પ્રગટી છે. આ સંગ્રહનાં પ્રકૃતિકાવ્યો માત્ર આ ધારાને પુષ્ટ જ નથી કરતાં, સમૃદ્ધ પણ કરે છે. આ સંગ્રહની સમૃદ્ધિમાં પ્રકૃતિ-કાવ્યોનો ફાળો ઓછો નથી. આરંભનાં પાંચ ગ્રીષ્મ કાવ્યોમાં કવિએ ઉનાળાનાં કેટલાંક વિશિષ્ટ ચિત્રો ઝડપ્યાં છે. પ્રથમ રચનાનું પ્રથમ ચિત્ર આસ્વાદીએ:

> ભીંતભીતરમાં આવતોકને સૂરજ ડોકું કાઢે
> નક્કર નળિયાં ખસેડી છપ્પરમાં બાંકારું પાડે!
> (પૃ. ૨)

બોલચાલની ભાષામાં, તળપદા શબ્દોના ઉચિત વિનિયોગ દ્વારા કવિએ સુંદર ગતિશીલ ચિત્ર ખડું કર્યું છે. 'આવતોકને' પ્રયોગ સહજ સૌન્દર્યનિર્માણમાં

ઉપકારક નીવડે છે. કવિની સૂઝ પ્રશંસનીય છે. 'ઉનાળે' રચનામાં 'નાગી ડુંગર તપના જાય/નાગી જંગલ ઝોકા ખાય' જેવી પંક્તિઓ સમુચિત, સાર્થક વિશેષણોના વિનિયોગ વિના કેવી નિષ્પ્રાણ બની ગઈ હોત!

ગ્રીષ્મકાવ્યો પછી વર્ષાકાવ્યોનું ગુચ્છ આવે છે. પહેલા વરસાદના કવિએ ઝીલેલા 'પાંચ રંગ' પૈકી પ્રથમ બે તો અનવદ્ય છે. વરસાદ અટકી ગયા પછી સૂરજના કિરણોના સ્પર્શથી વગડામાં થયેલું પરિવર્તન આલેખતાં કવિ કહે છે: 'રડતાં રડતાં હસી પડ્યું લો, રાન!' આ સજીવારોપણ સમગ્ર કાવ્યને પણ સજીવ કરી મૂકે છે. સાર્થક અલંકારરચના તે આનું નામ! ગુચ્છનું રમણીય મનોહર કાવ્ય છે 'વરસાદમાં.' કાવ્યના અંતભાગમાં સહજપણે આવતો માનવીય સંદર્ભ તથા પત્રાવલિ અને ગોપીનો સંવાદ વર્ષાવાતાવરણને જીવંત બનાવે છે. અન્ય વર્ષાકાવ્યોમાં પણ આ વિશેષતાઓ દૃષ્ટિગોચર થાય છે. આ ઋતુકાવ્યો કવિના પૂર્વકાલીન ઋતુકાવ્યો કરતાં અભિવ્યક્તિની દૃષ્ટિએ ભિન્નતા સિદ્ધ કરી તાજગીનો અનુભવ પણ કરાવે છે.

કવિના અન્ય સંગ્રહો કરતાં આ સંગ્રહમાં વિષય-વૈવિધ્ય ધ્યાનાકર્ષક છે. ઉપર નિર્દેશ કર્યો તે સિવાય સંગ્રહમાં અનેક વિષયને સ્પર્શતાં કાવ્યો જોવા મળે છે. રોગવિષયક બે રચનાઓ, ચાર નીતિકાવ્યો, વાર્ધક્ય વિશેની ચાર રચનાઓ, બે શૃંગારકાવ્યો, ચાર વિરહકાવ્યો વાત્સલ્યભાવનાં કાવ્યો, રાજસ્થાન વિષયક કાવ્યો, દુઃખ વિશે એક ભજન, સુખદુઃખ વિશે ગીત, હળવી રચનાઓ, ચિંતનપ્રવણ કાવ્યો વગેરે સંગ્રહના વિષયવૈવિધ્યનું નિદર્શન કરે છે. કવિના અગાઉના સંગ્રહોમાં પ્રેમકાવ્યોનું જે આધિક્ય જોવા મળતું હતું તે આ સંગ્રહમાં જોવા મળતું નથી. પ્રેમકાવ્યોની ધારા અહીં ક્ષીણ બની છે, તો બીજી બાજુ પ્રકૃતિકાવ્યોની ધારા પુષ્ટ બની છે. સંગ્રહમાં જોવા મળતું વિષયવૈવિધ્ય કવિચેતનાના વ્યાપનો ખ્યાલ આપવાની સાથે એકવિધતા આવતી પણ અટકાવે છે.

'મૃગયા'માં વિષયવૈવિધ્યના જેવું જ કાવ્યસ્વરૂપોનું વૈવિધ્ય પણ નજરે પડે છે. કવિએ ગીત, ગઝલ, સૉનેટ, ભજન, ગદ્યકાવ્ય વગેરે અગાઉ સિદ્ધ કરેલ સ્વરૂપો સાથે અહીં કામ પાડ્યું છે. એક પગ પર પગમાં રાખીને બીજે પગ પ્રયોગના ક્ષેત્રમાં મૂકવાનું કવિનું વલણ જણાય છે. કોઈ મોટું સાહસ કરતાં કવિ ડરતા હોય એમ લાગે છે. શ્રી જયન્ત પાઠક સિદ્ધ-હસ્ત કવિ છે, પણ તેમની સર્જકતા લઘુ કાવ્યસ્વરૂપોમાં જ વ્યાપારવતી બની છે. સર્જકચેતનાને પડકાર રૂપ દીર્ઘકાવ્ય પ્રતિ તેઓ કેમ નહીં જતા હોય? કવિ મૃગયા ખેલવા તો નીકળી પડ્યા છે. તેઓ કહે છે તેમ સફળતા નિષ્ફળતાની તેમને ખાસ પરવા નથી. આ સ્થિતિમાં, તેમને કોઈ મોટું સાહસ કરી નાખવાનું સૂચન કરવાની ઇચ્છા થઈ આવે છે. □

# ઘટનાવિહોણી 'ઘટના'

## પ્રસાદ બ્રહ્મભટ્ટ

['ઘટના' : સુરેશ દલાલ, મિહિકા પબ્લિકેશન્સ, મુંબઈ–૫, ૧૯૮૪, પૃ. ૧૫૬+૮, રૂ. ૪૫]

ઈ. ૧૯૬૬માં 'એકાન્ત'માં આરંભાયેલી સુરેશ દલાલની કાવ્ય'યાત્રા' 'તરીખના ઘર'માં થઈ 'અસ્તિત્વ'-નો 'પિરામિડ' પાર કરી 'ઘરઝુરાપો' અનુભવવા છતાં 'સાતત્ય'પૂર્વક 'રિયાઝ' ચાલુ રાખી 'એક અનામી નદી'ને ઓળંગવાનો 'રોમાંચ' પામી 'ઘટના' સ્થળે આવી પહોંચી છે. હવે કવિ કહે છે કે 'મને હકીકતને વળગવામાં રસ નથી, એને ઓળંગવામાં રસ છે.' તેથી કવિ જ્યારે ઘડિયાળને જુએ છે ત્યારે માત્ર આંકડા કે કાંટાઓને જોતા નથી, પણ વર્તુળાકાર ગતિને ભેદીને જન્મ પહેલાનાં અને મૃત્યુ પછીના કાળના નિરામય સ્વરૂપનો ક્ષણાર્ધમાં થતો સાક્ષાત્કાર કરવા મથે છે. આવી મથામણને અંતે કવિ પૂછી રહે છે :

શરીરથી આત્મા લગી, હકીકતથી સત્ય સુધીની
યાત્રા તે કાવ્ય નહીં હોય? (પૃ. ૧૧૨)

સંગ્રહના આ અંતિમ કાવ્યને કવિએ 'ગદ્યમાં લખાયેલું સૉનેટ' કહ્યું છે. સૉનેટની ચૌદ પંક્તિઓને કવિ વળગી રહ્યા છે, છંદ તથા અન્ય લક્ષણોને ઓળંગવાનો તેમણે અહીં પ્રયત્ન કર્યો છે. આ રચનામાં દૃષ્ટિગોચર થતું કવિનું પ્રયોગશીલ માનસ સંગ્રહની બહુ થોડી રચનાઓમાં સક્રિય બનેલું અનુભવાય છે. સંગ્રહની અધિકાંશ રચનાઓ મહદંશે પરંપરાગત એવા ગીતના સ્વરૂપમાં આવિર્ભૂત થઈ છે.

ડૉ. જયા મહેતાને આપેલી અને સંગ્રહને અંતે મૂકેલી સુદીર્ઘ 'મુલાકાત'માં કવિએ કબૂલ કર્યું છે કે તેમને 'ગીત જેટલું પ્રિય કોઈ સ્વરૂપ નથી.' તેમના સમગ્ર કાવ્યરાશિમાં ગીતોની સંખ્યા લગભગ અડધો-અડધ કે તેથી પણ વધુ થવાનો સંભવ છે. સ્વરૂપની દૃષ્ટિએ જેમ ગીતનું તેમ વિષયની દૃષ્ટિએ પ્રેમનું કવિને વળગણ છે. આ સંગ્રહમાં પણ પ્રેમકાવ્યો પ્રાધાન્ય ધરાવે છે. પ્રેમકાવ્યોના જ એક ફાંટા જેવી રાધાકૃષ્ણવિષયક રચનાઓની ધારા પણ કવિના પહેલા સંગ્રહથી આ પંદરમા સંગ્રહ સુધી સતત વહી રહી છે. સ્વાભાવિક રીતે જ આ બધી રચનાઓમાં પુનરુક્તિ જોવા મળે છે. આ સંગ્રહમાં પણ કેટલીક પુનરાવૃત્તિઓ જોવા મળે છે. દા. ત. સૂરજ-સૂરજ-મુખીનું કલ્પન 'હું તારામાં છવું,' 'મારી સમષ્ટિ,' 'ભ્રમણામાં,' 'કેમ થઈએ?' જેવાં અનેક કાવ્યોમાં પુનરાવૃત્ત થયું છે. પણ જો કવિ 'ન પ્રેમીઓને પુનરુક્તિ દોષ' એમ કહીને ખુલાસા વિનાનું સમાધાન મેળવવાનું વલણ ધરાવતા હોય તો તેમની પાસેથી નવોન્મેષની આશા રાખવાનો બહુ અર્થ નથી.

શ્રી સુરેશ દલાલ સિદ્ધહસ્ત કવિ છે એની પ્રતીતિ સંગ્રહની અનેક આસ્વાદ્ય રચનાઓ કરાવે છે. 'કોડ,' 'તમારો સાથ' જેવી ગીતરચનાઓમાં પ્રેમઝંખના સરળ, સહજ પણ પ્રભાવક રીતે વ્યક્ત થઈ છે. 'અમે તો કેવળ તાર : તમે જો છેડો તો ઝંકાર' જેવો તાજગીપૂર્ણ પ્રારંભ લઈ આવતું ગીત અભિવ્યક્તિની directness-ને લીધે સ્પર્શી જાય છે. છેલ્લી કડી જોઈએ :

તમે મળો તો એક ફૂલમાં અમને આખો બાગ.
ઈન મળો તો રણમાં જાણે આગ આગ ને આગ.
અમે તો કેવળ અમે : તમે જો મળો તો જીવન ગમે.
કદીક રાતને અમે શુક્રનો તારો ઊગે અજોડ.
(પૃ. ૧૮)

પ્રથમ પંક્તિ પ્રેમના સાહચર્યનો ઉચ્છ્વાસ વ્યક્ત કરે છે તો બીજી પંક્તિમાં થતું 'આગ'નું પુનરાવર્તન પ્રેમવૈફલ્યની વેદનાને તીવ્રતાથી પ્રગટાવી આપે છે ત્રીજી પંક્તિની નિરાડંબર અભિવ્યક્તિ સાદગીનું સૌન્દર્ય પ્રગટાવી આપે છે, અને અંતિમ પંક્તિમાં સહજ રીતે આવી પડેલ ચુંબનાગ્રહનું ઉપયુક્ત કલ્પન પ્રેમની અભિવ્યક્તિને વિશિષ્ટ પરિમાણ બક્ષે છે

સંગ્રહમાં પ્રેમકાવ્યોનું એક નવું પરિમાણ જોવા મળે છે 'શરીરસંપ્રદાયની કવિતા'માં. મુખ્યત્વે 'કવિતા'ના દિવાળી વિશેષાંક માટે લખાયેલાં આ શૃંગારકાવ્યો ગુજરાતી કવિતાની મહદ્ અંશે ઉપેક્ષિત ધારામાં અર્પણરૂપ છે. આ ગુચ્છમાં જ નવમી માર્ચે સંગ્રહની નામદાત્રી 'ઘટના' બને છે. એ ઘટનાનો હેવાલ આપતાં કવિ લખે છે.

અંધકારનો ઓચિંતો દરિયો ઉછળ્યો:
અને ખુલ્લંખુલ્લા અમે સૂતા પાસે
બીડીને બાથ અમે એવા પડ્યા.
જાણે જીવી ગયા અમે એક જ શ્વાસે
સ્તનના મેળામાં ભરાયા છાતીના વાળ:
અને હાથે તો વાસની વગાડી ગયો

(પૃ ૭૩)

'કાચ બિલોરી'માં પણ આવી જ મુખર અભિવ્યક્તિ છે. કવિ જેને અભિવ્યક્તિની directness કહે છે તે જ્યારે આવાં શૃંગાર કાવ્યોમાં મુખર પણે પ્રગટ થાય છે ત્યારે ક્વચિત અશ્લીલતાના સીમાડાને સ્પર્શી રહે છે. એનો વાંધો ભલે ન લઈએ પણ આવે સ્થળે મોટા ભાગે કવિતા ખોડંગાય છે એ ચિંતાનો વિષય બને છે. શૃંગારનો ભાવ 'પ્રીત' કે 'માદક સ્પર્શ' જેવી રચનાઓમાં વ્યક્ત થયો છે પણ ત્યાં તે કાવ્યાત્મક સ્તરમાં વ્યક્ત થયો હોઈ આસ્વાદ બન્યો છે 'છીપમાં બંધાતા મોતીમાં સાગરનું સંગીત' (પૃ.૧૦૫) જેવી પ્રતીકાત્મક પંક્તિ પ્રીતની શૃંગારની અભિવ્યક્તિને ગરિમા પ્રદાન કરે છે. ગીતની બીજી કડીની જળ અને ચાંદના મિથુનની કલ્પના પણ હૃદ્ય છે. બીજી રચનામાં 'સ્તન', 'શરીર' વગેરે શબ્દો આવે છે પણ એ કદરે રજૂઆત પ્રતીકાત્મક હોઈ એ રચના કાવ્યાત્મક અને આસ્વાદ્ય બની છે

'શરીરસંપ્રદાયની કવિતા' તો આપણે જોયું તેમ બાહ્ય તકાજાથી પ્રયાસપૂર્વક પ્રાપ્ત થયેલી છે અન્યથા કવિની પ્રેમકવિતામાં પ્રેમવૈફલ્યનો અને તેને કારણે જન્મતી વ્યથા–વેદનાનો ભાવ જ સવિશેષ વ્યક્ત થયો છે સંખ્યાદૃષ્ટિએ આવાં કાવ્યોનું પ્રમાણ વધુ છે. પ્રેમકાવ્યોના વિષાદના મૂળ કવિ પોતે પણ શોધી શક્યા નથી પણ આ કાવ્યોનો ઘૂંટાયેલો વિષાદ જોતાં સ્પષ્ટ પણે લાગે છે કે એ મૂળ ઘણાં ઊંડાં હોવાં જોઈએ 'સોનેટ પરંપરિત' નામક બીજા એક પ્રયોગશીલ સૉનેટમાં વિરહવ્યથાનો ભાવ બળકટ અભિવ્યક્તિ પામ્યો છે '–નથી' રચનામાં નિર્ભ્રાન્ત થયેલો નાયક સપનામાં પણ પ્રિય ને મળવું નથી એવો નિર્ધાર કરે છે કારણ? તેના જ શબ્દો સાંભળીએ

મારો આ શ્વાસ મને લાગે અજાણ્યો
એટલો વિષાદ મને બીસે
ચૂપચાપ અહીંથી ચાલ્યા જવું છે:
જોવું શું ભાંગ્યા અરીસે? (પૃ ૮૫)

ભાંગેલા અરીસાનું પ્રતીક કવિના ભાવને વધારે ઉત્કટ અને અસરકારક રીતે પ્રગટ કરે છે. 'નિશ્ચયમાંથી' કૃતિ સહૃદયોને પ્રહ્લાદ પારેખના પ્રસિદ્ધ કાવ્ય 'નિર્ણય'નું સ્મરણ કરાવે તેવી છે. પ્રહ્લાદે સોનેટમાં

લાઘવપૂર્વક તથા સંયમપૂર્વક જે ભાવ બળકટ રીતે વ્યક્ત કર્યો છે તે ભાવ આ ગદ્યકાવ્યમાં સુરેશભાઈ કંઈક પ્રસ્તારથી અને થોડો બોલકી રીતે છતાં મહદ્અંશે કાવ્યાત્મક સ્વાંગમાં વ્યક્ત કરે છે. :

બની શકે તો બધું જ ભૂલી જજે.
મારા દરવાજા બંધ કરી બીજે ક્યાંક ખૂલી જજે.
(પૃ.૮૨)

આવી પંક્તિઓ પ્રહ્લાદની પંક્તિઓના પડઘા પાડતી લાગે, પણ સમગ્ર રચનાની અભિવ્યક્તિની વિશિષ્ટતા આ કૃતિનો આગવો પિંડ રચી આપે છે. 'વિષાદ', 'આજ તો', 'સ્મૃતિ', 'ક્રિયાકાંડ' વગેરે આ ગુચ્છની ઉલ્લેખનીય રચનાઓ છે.

અગાઉના કાવ્યસંગ્રહમાં પણ રાધાકૃષ્ણવિષયક કાવ્યોનું ગુચ્છ પ્રાપ્ત થાય છે. આ ગુચ્છમાં મીરાં-કૃષ્ણવિષયક રચનાઓ સંમિલિત થઈ પ્રેમભક્તિની ધારાને પુષ્ટ કરે છે. કવિની અંતઃચેતનામાં ઓગળી ગયેલી કૃષ્ણભક્તિ મીરાં–રાધાનાં પાત્રો દ્વારા આ રચનાઓમાં લીલયા વ્યક્ત થઈ છે. જ્યાં અભિવ્યક્તિની અવનવી મનહર છટાઓ પ્રગટી છે ત્યાં પરિણામ આહ્લાદક આવ્યું છે. 'તીર્થભૂમિ'નો ઉપાડ જુઓ :

મીરાંહૃદયમાં હરિ બિરાજે, હરિહૃદયમાં મીરાં :
એક બાજઠ પર જાણે બેઠાં મોરપિચ્છ-મંજીરાં.
(પૃ ૧૯)

બીજી પંક્તિની સાર્થક ઉત્પ્રેક્ષા અને સજીવારોપણ કવિની અભિવ્યક્તિને સંતર્પકતા પ્રદાન કરે છે. 'નામ ભલે જુદાં'માં ગોપીની ઝંખના ઉત્કટ રીતે વ્યક્ત થઈ છે. કવિનાં પ્રભુભક્તિનાં કાવ્યોમાં 'મને ખબર છે,' 'મન આ મારું' જેવાં કાવ્યો મકરંદ-પ્રજારામ વગેરેનાં ભક્તિકાવ્યોથી કશું નોંધપાત્ર વૈશિષ્ટ્ય સિદ્ધ કરી શકતાં નથી. હા, 'જાઉં ત્યારે' તથા 'આંખો થઈ અધીર' પ્રભુ–પ્રકૃતિના સામંજસ્યથી ધ્યાનાકર્ષક બન્યાં છે.

આકાશ તારો ચ્હેરો દેવા! ધરતી તારું શરીર,
નીર નદીનાં વહે લોહી થઈ શ્વાસે રમે સમીર.
(પૃ.૪૭)

આવું તાજગીસભર નાવીન્ય સહજપણે સિદ્ધ થઈ શક્યું હોય એવી રચનાઓ આ ગુચ્છમાં પ્રમાણમાં ઓછી છે.

સુરેશભાઈની કાવ્યસૃષ્ટિમાં પ્રકૃતિનો વિનિયોગ થયો છે. પણ નિર્ભેળ પ્રકૃતિકવિતા જવલ્લે જ મળી છે. 'અનંત ખેલ' એ તો પ્રકૃતિની અનંતલીલાનું ગાન, પણ તેમાં ગોપી–કૃષ્ણ ભળી ગયાં છે. 'હમણાં હમણાં'માં કવિની મરણેચ્છા વ્યક્ત થઈ છે તો 'ગુજરાતી કવિતા'માં સદી સદીથી વહેતી સુંવાળી નદીનું વર્ણન કરવાનો કવિએ પ્રયત્ન કર્યો છે. 'કવિ વેણીભાઈ !'માં વેણીભાઈને અંજલિ આપી છે. આવી રચનાઓ મહદ્અંશે કૃતક બની ગઈ છે. 'ડિસ્કો : અમેરિકન ગુજ્જુઓનો' પણ અંગ્રેજી શબ્દોની ભરમારવાળી કૃતક રચના છે. આવી રચનાઓમાં કવિનું ચાતુર્ય પ્રગટ થાય છે, કવિત્વ નહીં. 'પતંગિયાનું કિરણ', 'સ્મિતની નૌકા,' 'આંસુઓની નદી,' 'મેઘધનુષનો ખોબો' (પૃ.૨૫), 'સ્મૃતિના પડછાયા' (પૃ.૫૮) 'સ્મૃતિનું ગામ,' સ્મૃતિનું ઘર' (પૃ.૫૯) જેવાં સમીકરણાત્મક રૂપકો પણ કવિની રૂઢ થઈ ગયેલી મર્યાદા છે. 'નથી નથી,' 'સાક્ષી,' 'ભલે', 'હોય છે' જેવી રચનાઓ સપાટ–સીધાં વિધાનોથી ભાગ્યે જ આગળ વધે છે. આવી રચનાઓમાં માંડ એકાદ કાવ્યાત્મક પંક્તિ મળતી હોય છે. સુરેશભાઈએ રાજેન્દ્ર–નિરંજનની અસરમાંથી મુક્ત થવાનો સભાન પ્રયત્ન કર્યો હોવા છતાં 'અજાણ્યો યાત્રી.'

(અનુસંધાન પૃષ્ઠ ૧૩ ઉપર)

COMPLIMENTS FROM

# ART PRINTERY

printer and boxmanufacturers

Police Court Lane Fort
BOMBAY 400 001
Phone : 267544

વસંત વિ. સં. ૨૦૪૧ કવિલોક માર્ચ-એપ્રિલ ૧૯૮૫

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि ॥

## આધુનિક કવિ અને કવિતા

દેખીતી રીતે જ, આધુનિક તરુણ કવિની કાવ્યકળા વિશેની ભૂમિકા બદલાઈ ચૂકી છે. કવિતાનો આરંભ કોઈ પૂરેપૂરાં પૂર્વજ્ઞાત વિચાર કે ભાવથી થતો નથી. કોઈક ઝાંખુંપાંખું સંવેદન, ધૂંધળું આભાયુક્ત કલ્પન, કે ચેતનાને ગતિશીલ કરતા લયનું ગુંજન — આવી આવી કોઈક 'વસ્તુ'—અલબત્ત, સર્જનની ક્ષમતાનો સંકેત કરતી 'વસ્તુ' — તેને માટે આરંભબિંદુ બની શકે. ધૂંધળી નિહારિકારૂપ સામગ્રીને તાગવાની પ્રક્રિયા રૂપે કવિકર્મ આરંભાય છે. જે કશુંક ધૂંધળું પ્રચ્છન્ન અને અર્ધવ્યક્ત પ્રતીત થાય છે, તેને ભાષામાં વ્યક્ત કરવાની અને વિશદ રૂપ આપવાની એ પ્રક્રિયા છે. કલ્પન પ્રતીક મિથ આદિ તત્ત્વો અભિવ્યક્તિની આ પ્રક્રિયામાં ઘણી મહત્ત્વની વિધાયક ભૂમિકા ભજવે છે. કલ્પનપ્રતીક રૂપે મૂળનું સંવેદન મૂર્ત અને સઘન રૂપ લે છે. એ સાથે, મૂળની વસ્તુને સૂક્ષ્મ સુરેખ આકાર મળે છે એ તો ખરું જ, પણ એની સાથોસાથ વિચાર, અર્થ, કે લાગણીની નવી નવી છાયાઓ ઉમેરાય છે. અને, પદાર્થ-પદાર્થ વચ્ચેના, તેમજ પદાર્થ અને લાગણીઓ વિચારો આદિના સંકુલ સૂક્ષ્મ સંબંધો પ્રકાશિત થઈ ઊઠે છે. સર્જનની પ્રક્રિયા દરમ્યાન આ રીતે રચાઈ આવેલો સંદર્ભ વિકાસની નવી નવી શક્યતાઓ તરફ ઇશારો કરે છે. કવિકર્મ વિશે સભાન બનેલો કવિ આ રીતે ભાષાના માધ્યમની ક્ષમતા તાગી જોવાનો પ્રયત્ન કરે છે. અંતે કૃતિ પૂરી થાય છે ત્યારે ભાવ અને અભિવ્યક્તિ બંને પરસ્પરમાં સજીવપણે ગૂંથાઈ ચૂક્યાં હોય છે.

પ્રમોદકુમાર પટેલ

(તાજેતરમાં પ્રકટ થયેલા પુસ્તક 'અનુભાવન'માંથી)

# અખાના છપ્પાના પાઠ અને અર્થ–૬

(ગતાંકથી ચાલુ)

શિવલાલ જેસલપુરા

૨૪

પડ પખાળે પૂજે પાંણ,
અને મનમાં જાણે હૂં તે જાણ.
આપે આતમ ને બાહેર ભમે,
મૂરખ સામુ માંડી નમે.
ડાહ્યા પંડિત થઈ જે આદરે,
તે અખા વાર્યું કયમ કરે ? ૨૬૩

આ છપ્પાના પાઠ ઉમાં ઉપર પ્રમાણે, સ.માં 'માંડી'ને સ્થાને 'માંડી' અને 'વાર્યું'ને સ્થાને 'ધાર્યું', તેમજ ત્રિ.માં 'માંડી'ને સ્થાને 'માંડી', 'પંડિત'ને સ્થાને 'સયાણા' અને 'તે અખા વાર્યું કેમ કરે ?'ને સ્થાને 'તેહ અખો તાહાં મન કયમ ધરે ?' પાઠ છે.

ઉ.એ સંજ્ઞા ૨, ૩ અને ૬ નીચે 'તે અખો (૩ ધા) તહાં મન્ય (૬ન) કય(૬કે)મ ધરે' પાઠાન્તર નોંધ્યા છે. ફા.ગુ.સ.ની ક્રમાક ૨૬૭ (ઉ૨), ૩૪૯, ૩૬૨ અને ૮૨૬વાળી પ્રતોમાં 'માંડી' અને ક્રમાંક ૩૪૯, ૩૬૨ અને ૮૨૬ વાળી પ્રતોમાં 'તે અખો મન (ન્ય) કયમ ધરે' પાઠ છે

ત્રિ.એ આ છપ્પાનો (પોતે સ્વીકારેલ પાઠ અનુસાર) કરેલો ગદ્યાનુવાદ આ પ્રમાણે છે: "માણસ પોતાના શરીરને (તીર્થોમાં) પખાળે છે, (મંદિરોમાં કે ઘરમાં) પાષાણની મૂર્તિની પૂજા કરે છે અને મનમાં માને છે કે પોતે ધર્મનો જાણકાર છે, જ્ઞાની છે. પોતે (અનંત, અખંડ) આત્મા છે અને જ્યાં અજ્ઞાનને કારણે મંદિરોમાં અને તીર્થોમાં તે બહારનો બહાર ભટકે છે. મૂર્ખો પોતાની સામે મૂર્તિ માંડીને તેને નમસ્કાર કરે છે. જગતમાં પોતે ડાહ્યા અને શાણા બનીને જેઓ આવાં આચરણ કરે છે તેવાની વાત અખો કેમ ધ્યાનમાં લે ? (અખાને તીર્થાટન અને મૂર્તિપૂજા સંતોષ આપી શકતા નથી, એને મન આત્મજ્ઞાન માટે એ મિથ્યા ક્રિયાઓ છે)"

છપ્પાની ત્રીજી લીટીના અર્થ અને પાઠ વિચારણા માગી લે તેવા છે. 'આદરે' એટલે 'સત્કારે' અને 'તે' ('તે અખા') એટલે 'તેવાની વાત' નહિ પણ ડાહ્યા પંડિતો સત્કારે છે તે ધર્મના બાહ્યાચારો બુદ્ધિશાળી થઈને પંડિતો ધર્મના બાહ્યાચારોને સત્કારે છે તેના તરફ પોતે લક્ષ આપવા તૈયાર નથી–પછી તે સ્વીકારવાની વાત ક્યાં રહી ?—એવો અર્થ થાય

'વાર્યું' કરવું'નો અર્થ 'સાર્થ જોડણીકોશ'માં 'સલાહ માનવી' એવો આપ્યો છે. તે મુજબ 'તે અખા વાર્યું કયમ કરે ?'નો અર્થ આવો થાય: "આ ડાહ્યા પંડિતો બીજાની સલાહ પણ કેમ માને ;—બીજા સાધન-ઉપાયોને કેમ સ્વીકારે ?"

અર્થદૃષ્ટિએ કયો પાઠ ઠીક તે મૂંઝવણભર્યો પ્રશ્ન છે. જોકે ૧૧માંથી ૬ પ્રતોનો તેને 'તે અખો તાહાં મન કયમ ધરે ?'ને ટેકો છે

૨૫

ગુણ ગાવા ગુણીનો કર્મ,
ધારણા ધ્યાન યોગીનો ધર્મ.
ભક્તિવૈરાગ્ય વૈષ્ણવ કહે કથી,
પણ વસ્તુપણામાં કૃત્ય જ નથી.
અખા પ્રપંચ હોય વિધવિધે,
જ્ઞાન પીધું સાધકે જે દીધું સીધે. ૨૮૧

ઉ.માં ઉપર પ્રમાણે, ત્રિ.માં 'ગુણીનો' ને સ્થાને 'ગુણીનાં' 'વિધવિધે'ને સ્થાને 'વિધ્ય વિધ્યે' અને 'સીધે' ને 'સ્થાને' 'સિધ્યે' પાઠ છે. સ.માં 'ગુણીનું' અને છેલ્લી લીટીમાં 'સાધકે જે કહી દીધું સિધ્ધ' પાઠ છે. ઉ.એ બીજી લીટીમાં સંજ્ઞા ૬ નીચે 'ભક્તિ-જ્ઞાન અને સંજ્ઞા ૫ નીચે 'સગુણ શૈવા વૈષ્ણવ કરે કથી'–એ પાઠાન્તર નોંધ્યા છે. ઉ.એ નહિ જોયેલી ફા.ગુ.સ.ની ક્રમાંક ૩૪૯, ૩૬૨ અને ૮૨૬ વાળી પ્રતોમાં 'ગુણીનાં' પાઠ છે.

ઉ.એ માત્ર 'સિધે'નો શબ્દાર્થ આપ્યો છે 'સિદ્ધ પુરુષે' ત્રિ.એ ટિપ્પણમાં શબ્દાર્થ આવા આપ્યા છે: "ગુણી-ભાટચારણ, બંદીજન. વસ્તુપણામાં-વસ્તુતઃ સાચી રીતે, તત્ત્વદષ્ટિએ. માણસ હરિમય બની જાય પછી એને કર્મધર્મ કરવાપણું નથી. વિધવિધ્યે–અનેક પ્રકારે, અનેક રૂપે. સાધક–સાધના કરનાર. સિધ્યે–સિદ્ધ કે સિદ્ધિવાળા યોગીએ."

જયારે ગદ્યાનુવાદ આવો કર્યો છે: "ઈશ્વરના ગુણ ગાવા તે ગુણીનું–ભજનિકનું કર્મ છે. યોગીનો ધર્મ ધારણા અને ધ્યાન કરવાનો છે. વૈષ્ણવો ભક્તિ અને વૈરાગ્યની વાતો કરે છે. પણ બ્રહ્મભાવમાં કશું કરવાપણું છે જ નહિ. જગતપ્રપંચ જાતજાતની રીતે સંભવે છે. સિદ્ધપુરુષ જે જ્ઞાન આપે છે તે અથવા સિદ્ધિ દ્વારા જે સાંપડે તે જ્ઞાન સાધક ગળે ઉતારે છે. (આ રીતે જેવા ગુરુ અને જેવો તેનો ઉપદેશ તે મુજબ શિષ્યોનું જ્ઞાન કે ભક્તજનોનાં આચરણ અને માન્યતા હોય છે.)"

એ સ્પષ્ટ છે કે પહેલી પંક્તિનો સંદર્ભ જોતાં ભક્તિ વૈરાગ્ય૦ એ પાઠ યોગ્ય છે, 'ભક્તિજ્ઞાન૦' કે 'સગુણ શૈવા૦' એ પાઠ સ્વીકારી શકાય નહિ. સ.માં 'કહી' વધારાનો શબ્દ છે.

'વસ્તુપણામાં...'નો અર્થ 'વસ્તુતઃ સાચી રીતે, તત્ત્વદષ્ટિએ. માણસ હરિમય બની જાય પછી એને કર્મધર્મ કરવાપણું નથી કે 'બ્રહ્મભાવમાં કશું કરવાપણું છે જ નહિ' એવો થઈ શકે નહિ અખો અહીં 'હરિમય બની ગયા પછીની' નહિ પણ હરિમય બનવા માટેની વાત કરે છે. અને 'વસ્તુ' એટલે જ બ્રહ્મ, હરિ. એને ઓળખવા માટે કોઈ કર્મસાધન કે બાહ્યાચાર–ક્રિયાકાંડ–ની જરૂર નથી પણ પછીના છપ્પાની પંક્તિ 'સૂઝમહીં સાધન તે કશું?'માં કહે છે તેમ 'સૂઝ'ની જરૂર છે એમ અખો કહે છે.

'વિધવિધે'કે 'વિધવિધ્યે' એટલે 'વિવિધ પ્રકારનો' એવો અર્થ બરાબર છે પણ 'જગત પ્રપંચ જાત-જાતની રીતે સંભવે છે' એ અર્થ સ્વીકારી શકાય નહિ. ત્રિ.એ કરેલો આ અર્થ અસ્પષ્ટ છે. તેનો અર્થ આવો કરી શકાય : "આ સંસાર વિવિધતાવાળો છે" એટલે કે તેમાં ધર્મના અનેક માર્ગો અને તેનાં જુદાં જુદાં સાધનો છે.

'સાધક' એટલે 'સાધના કરનાર,' 'સિધ્યે' એટલે 'સિદ્ધિવાળા યોગીએ' તથા 'જે દીધું સિધે' એટલે 'સિદ્ધિ દ્વારા જે સાંપડે તે જ્ઞાન' એ અર્થ પણ

પૂરતા ન ગણાય, કારણ કે 'સાધના' એટલે મેલા દેવ કે ભૂતપ્રેતની સાધના, 'સાધક' એટલે તેવી ક્રિયા કરનાર અને 'સિદ્ધિ' એટલે આવી ક્રિયામા સફળતા એવા અર્થમા આ શબ્દો આપણી ભાષામા રૂઢ થયેલા છે, અને અખો તેનો વિરોધી છે. તે જોતા અહી 'સાધક' એટલે હરિની સાધના કરનાર અને 'સિદ્ધ' એટલે જ્ઞાનસિદ્ધ પુરુષ એવી સ્પષ્ટતા કરવી જરૂરી છે

## ૨૬

બોલે ચાલે તે હરિ વડે,
　અને પશુ પથ્થરને લાગી પડે.
કો પત્રી સેવે, કોને વસ્ત્ર જ પૂજ—,
　એમ ગઈ આતમની સૂઝ.
મોડાઅર્થી માને નહિ વાત,
　અખા અણુજાણ્યે આતમઘાત ૨૮૮

ઉ. અને સ.મા ઉપર પ્રમાણે પાઠ છે ત્રિ.મા છેલ્લા ચરણમા '(અખા) અણજાણે આત્મા ખાઉ ઉત્પાત' એવો પાઠ છે ઉએ મ ગ્રા ૨ અને ૩ નીચે 'અધા આત્મા(તમા) જાણ્યા(ણ્યા) વીના ઉતપાત' એવા પાઠાન્તર નોધ્યા છે વળી, ફાગુસ ની ક્રમાક ૩૪૯ અને ૩૬૨વાળી પ્રતોમા 'અધા આત્મા જાણ્યા વીના ઉતપાત' એવા પાઠ છે

ઉએ 'પત્રી'ના '૧ વૃક્ષ ૨ પંખી' એવા અર્થ આપ્યા છે ત્રિએ શબ્દાર્થ આવા આપ્યા છે. "પશુ—અણસમજુ મનુષ્ય, અજ્ઞાની પથ્થર—પાષાણ મૂર્તિ. લાગી પડે—વળગી પડે, દેવ તરીકે માની લે પત્રી સેવે—વૃક્ષ નીચે બેસી કે પર્વતની ગુફામા પેસી તપ કરે પત્રી—વૃક્ષ, પર્વત વસ્ત્ર—ઠાકોરજીના વસ્ત્ર. ગર્વી—અહંકારી ઉત્પાત—ઉપદ્રવ પીડા પાઠાન્તર '

] કવિલોક માર્ચ'અપ્રિલ ૧૯૮૫

'અખા અણજાણે આતમઘાત' અહંકારને લીધે જેઓ સાચી વાત માનતા નથી તેઓ અણજાણ્યે આત્માનો ઘાત કરે છે—આત્માને હણે છે, એટલે કે સ્વસ્વરૂપનો નાશ કરે છે"

જ્યારે ગદ્યાનુવાદ આવો કર્યો છે: "પ્રાણીમાત્ર બોલે ચાલે છે તે તો હરિ વડે. પણ જે પશુતુલ્ય છે, જેનામા વિવેકશક્તિ નથી, તે તો પથ્થરને ઈશ્વર માની તેની પૂજામા જ મંડી રહે છે. કોઈ વૃક્ષની નીચે બેસી તપ કરે છે (અથવા વડ કે પીપળા જેવા વૃક્ષને પૂજે છે) કોઈકને ઠાકોરજીના વસ્ત્રો જ પૂજ્ય છે પણ એમ કરતા આત્માની સૂઝ ચાલી જાય છે અહંકારી માણસો સાચી વાત માનતા નથી અને તેથી આત્માને જાણ્યા વિના એઓ અશાંત અને જંજાળી જીવન ગાળે છે."

ગદ્યાનુવાદમા પીપળા જેવા વૃક્ષની પૂજાનો ઉલ્લેખ છે પણ આપણે ત્યા ગાય જેવા પશુની પૂજા પણ પ્રચલિત છે એ હકીકત ભુલાઈ ગઈ છે તે જોતા 'પશુ' એટલે 'જે પશુતુલ્ય છે' એવો અર્થ કરવાની જરૂર રહેતી નથી.

'અખા અણજાણ્યે આતમઘાત' એ પાઠ સ્વીકારીએ તો ત્રિએ ઉપર કર્યો છે એવો, 'અણજાણ્યે આત્માનો ઘાત કરે છે' એવો અર્થ થાય પણ આત્માનો ઘાત કે સ્વસ્વરૂપનો નાશ કદી થતો નથી. અખાએ પોતે પણ આત્માના સ્વયં પ્રકાશને કર્મધર્મનો પાશ લાગવાની (૭ ૨) કે હું-માનીનતાથી આતમતાને જાન (નુકસાન) થવાની (૭.૪) વાત કરી છે. તે જોતા 'આતમઘાત'નો અર્થ 'આત્મા ઉપર પ્રહાર' કરી શકાય પરંતુ આ પાઠ સ્વીકારવાથી 'એમ ગઈ આતમની સૂઝ' વાળી વાત બેવડાય છે.

જ્યારે 'અખા આત્મા જાણ્યા વિના ઉત્પાત' એ પાઠથી આત્માને જાણ્યા–ઓળખ્યા વિના કેવું પરિણામ આવે એ નવી વિગત ઉમેરાય છે, જે છપ્પાના મુખ્ય વક્તવ્ય સાથે વધુ સુસંગત છે. એ જોતાં આ બીજો પાઠ વધુ યોગ્ય ગણાય.

૨૭

ઊંઘ્યો કહે ઊંઘ્યો સાંભળે,
તેણે જડપણું બેનું નવ ટળે.
જેમ ચિત્રામણના દીપકથી
અખા અંધારું ન ટળે રતી;
શું સાંભળે ને અખા શું કહે,
જે માયાના લાલચિયા બેયે. ૨૯૨

આ છપ્પાનો પાઠ ઉ.માં ઉપર પ્રમાણે છે, સ.માં છેલ્લા ચરણનો પાઠ 'જો માયા લાલચથી બીહે' એ પ્રમાણે છે. ત્રિ.માં 'જડપણું'ને સ્થાને 'અંધારું' અને 'બેયે'ને સ્થાને 'બેહુ' છે. ઉ.એ સંજ્ઞા ૬ નીચે 'તેહેને અંધારું બેહુંનું' એવો પાઠાન્તર નોંધ્યો છે. ફાગુસ.ની ક્રમાંક ૩૩૬ (ઉ૩), ૩૪૯ અને ૩૬૨ વાળી પ્રતોમાં પહેલી લીટીમાં 'તેણે અંધારું બેહુનુ નવ્ય ટલે' એવો પાઠ છે.

ત્રિ.એ આ છપ્પાનો કરેલો ગદ્યાનુવાદ આ પ્રમાણે છે: "ઊંઘતો માણસ કશુંક કહે અને બીજો ઊંઘતો માણસ તે સાંભળે તો તેથી કશું કામ સરતું નથી. બન્નેનું અંધારું કે જડતા કાયમ રહે છે. (અજ્ઞાની માણસ ઉપદેશ કરે અને અજ્ઞાની તે સાંભળે તો બન્નેનું અજ્ઞાન કાયમ રહે છે.) ભીંત પર ચીતરેલા દીવાથી અંધારું લેશમાત્ર દૂર ન થાય તેના જેવું આ છે: કહેનાર અને સાંભળનાર બન્ને જો માયામાં લપટાયા હોય તો એક, બીજાને શો ઉપદેશ આપે? અને બીજો તે ઉપદેશ કેવોક ગ્રહણ કરે?"

આમાં 'કશું કામ સરતું નથી' અને 'ભીંત પર' જેવી બિનજરૂરી વિગત આવેલી છે છતાં છપ્પાના વક્તવ્યને આ ગદ્યાનુવાદ બરાબર રજૂ કરે છે. તેમાં 'જડપણું' નો અર્થ 'અજ્ઞાન' કર્યો છે તે પણ બરાબર છે, અને તેથી એ પાઠ પણ બરાબર છે. તો પછી તેને સ્થાને 'અંધારું' પાઠ સ્વીકારવાની જરૂર નથી. તેથી તો નાહકની પુનરુક્તિ થાય છે. સ. નો પાઠ સંદર્ભ જોતાં અર્થહીન છે.

૨૮

એ શબ્દજાળ માયાનું ફંદ,
ત્યાં નરપશુ પડે મધ્ય મૂઢ.
શાણગારી વાણી સહુ ગાય,
ત્યાં મોલ્યા જીવ સાંભળવા જાય.
અખા શું વાંચ્યું, સમજ્યો કશું?
જેમ આંખનું કાજળ મોઢે ઘસ્યું. ૨૯૬

ઉ.માં ઉપર પ્રમાણે પાઠ છે. ત્રિ.માં 'મધ્ય મૂઢ' ને સ્થાને 'મત્યમૂઢ', 'સમજ્યો' ને સ્થાને 'સમઝયું,' અને 'મોઢે ઘસ્યું' ને સ્થાને 'ગાલે ઘસ્યું' પાઠ છે.

આ છપ્પો ઉ.એ જોયેલી પ્રતોમાંથી બધી–તેમણે આપેલી સંજ્ઞા ૧,૨,૪ અને ૬વાળી પ્રતો–માં ઉપર પ્રમાણે 'મધ્ય મૂઢ' અને 'મોઢે ઘસ્યું' પાઠ છે. તેમણે નહિ જોયેલી ફાગુસ.ની ક્રમાંક ૩૪૯, ૩૬૨ અને ૮૨૬વાળી પ્રતોમાં આ છપ્પો નથી. ત્રિ. અને સ.ના આ બે પાઠને કોઈ હસ્તપ્રતનો ટેકો નથી. તેનાથી છપ્પાના વક્તવ્ય કે તાત્પર્યમાં ખાસ કશો ફરક પડતો નથી.

ઉ.એ સંજ્ઞા ૨,૪ અને ૬ નીચે 'સમઝુ' પાઠાન્તર નોંધેલ છે, પણ તેમાં લેખનદોષ (અનુસ્વાર પૂરવો) લાગે છે. અને 'ઓ'કારાન્તના વિકલ્પે 'ઉ'કારાન્ત લખાવાના સંખ્યાબંધ ઉદાહરણ છપ્પાની પ્રતોમાં મળે છે.

આ બધું જોતાં ઉ.એ સ્વીકારેલો ઉપનો પાઠ યથાયોગ્ય છે

૩૦૧

કર્મ કરી શું હરખે અલ્યા !
એ તો દામ અલેખે પલ્યા.
જેણે લેખે જીવ જ ટળે,
તે સમજ્યા નામું એ વળે.
તત્ત્વજ્ઞાન વિણ બીજું જે અખા,
તે રમવું જેમ કાચકા સખા. ૩૦૧

ઉ.માં ઉપર પ્રમાણે પાઠ છે ત્રિ.માં 'સમજ્યા'ને સ્થાને 'સમઝંતા' અને 'કાચકા સખા'ને સ્થાને 'કાચક સખા' છે. સ.માં 'કાચ કાચકા' છે ઉ.એ આ પ્રમાણે પાઠાન્તર નોંધ્યા છે: સંજ્ઞા ૧ અને ૫ નીચે કાચકા (૬ ક) શખા', ૨ અને ૬ નીચે 'કાચક સખા' અને ૪ નીચે 'કાચશખા' ઉ.એ નહિ જોયેલી ફાર્બસની ક્રમાંક ૩૪૮, ૩૬૨ અને ૮૨૬ વાળી પ્રતોમાં આ છપ્પો નથી.

ઉ.એ પાદટીપમાં શબ્દાર્થ આપ્યા છે:" અલેખે-લેખાં વિનાના, એળે પલ્યા-ગયા. લેખે-હિસાબે, ગણતરીએ. કાચકા-કાચકીનાં ફળ ; રમતના પાચીકા " સ.એ પાદટીપમાં 'કાચકા'નો અર્થ 'પાચીકા' આપ્યો છે.

ત્રિ.એ ટિપ્પણમાં શબ્દાર્થ આપ્યા છે : "પાઠાંતર 'હાલ્યા, ચાલ્યા. અલેખે-નકામા, નાહક, ફોગટ, એળે. પાઠાંતર: 'ઉવેખ ઉપલ્યા'-ઉપર ઉપરના ફાલતુ ગણી લે. જેણે લેખે-જે હિસાબે, જે રીતે. નામું વળે-જમે ઉધારનો હિસાબ પતી જાય, ખાતું ચૂકતું થઈ જાય વળવું-સરખું થવું. કાચક-કાચની બનાવટની વસ્તુ (જેવી કે બંગડી). તેની સાથે રમત કરવા જતાં તે તરત તૂટી જાય અને તેની પાછળ ખર્ચેલા પૈસા નકામા જાય '

જ્યારે છપ્પાનો ગદ્યાનુવાદ આવો કર્યો છે : "અલ્યા ! કર્મ કરીને હરખાયેલો શું થાય છે ? એ તો પૈસા એળે ગયા જેવું છે. જેનાથી જીવભાવ ટળી જાય એવા હિસાબને સમજી લેતાં નામું બરાબર થાય છે (ખાતું ચૂકતે થઇ જાય છે). તત્ત્વજ્ઞાન વિના જે કર્મકાંડ વગેરે બીજું છે તે તો કાચની વસ્તુ જોડે રમવા જેવું છે"

ત્રિ.એ આપેલા પાઠાંતર અને તેના અર્થ સ્વીકારી શકાય તેવા નથી. વળી તેમનો ગદ્યાનુવાદ પદ્યને ગદ્યમાં ઢાળી દીધા જેવો છે; છપ્પાનું તાત્પર્ય તેમાં પ્રગટ થયું નથી. તાત્પર્ય પ્રગટ કરે એવો અનુવાદ આવો હોઈ શકે : "કર્મ કરીને હરખાવા જેવું નથી. એ તો ફોગટ ખર્ચાઈ ગયેલા પૈસાની જેમ ઊલટાનાં દુઃખદાયક નીવડે છે. (પૈસા મેળવવા સહન કરેલું દુઃખ અને ખર્ચાઈ ગયાનું દુઃખ-એમ બેવડું દુઃખ) નામું (ચોપડામાં હિસાબો ચૂકતે થઈ ગયા પછી કંઈ લેવાનું કે દેવાનું રહેતું નથી, તેવી રીતે જે કોઈ ઉપાયથી જીવભાવ ટળે તે (જ્ઞાનમાર્ગ) સમજાય તો કર્મો કરવાની જરૂર રહેતી નથી. પરમાત્માને ઓળખવા માટે જ્ઞાન સિવાયનું બીજું જે કાંઈ છે તે, કાચના ટુકડા અને કાંકરાથી રમાતી બાળકોની રમતના જેવું, સમય પસાર કરવાનું કે મનને સંતોષવાનું સાધનમાત્ર છે."

આ સંદર્ભમાં છેલ્લી લીટીના પાઠનો વિચાર કરતાં 'સખા' શબ્દનું કોઈ સ્થાન રહેતું નથી. ઉ. અને ત્રિ.એ પણ એના વિશે મૌન જ સેવ્યું છે. ત્રિ.એ પોતે સ્વીકારેલા પાઠ 'કાચક'નો અર્થ 'કાચની બનાવટની વસ્તુ' આપ્યો છે પણ તેને માટે કશો આધાર નથી.

કા–કાંચકી અને કા–કાંસકી (કાંગસી) એ બંને વનસ્પતિ છે. તેમનાં ફળને અનુક્રમે કા–કાંચકા અને કા–કાંસકા (કાગસા) કહે છે. કા–કાંસકાના ઠળિયા ગોળ લખોટી જેવા હોય છે. અખાના સમયમાં પાંચીકા(માટીની ઠીકરીના ગોળ ટુકડા કે પથ્થરના ગોળ કાંકરા)ની જેમ બાળકોની રમતમાં કા–કાંસકાનો ઉપયોગ થતો હોવાનો પૂરો સંભવ છે. તે જોતાં અહીં 'કાચ–કાસકા) અને પ્રાસ મેળવા ખાતર 'કાચ–કાસખા' પાઠ યોગ્ય ગણાય. કેટલીક પ્રતોમાં 'કાચ્યકાશપા' પાઠ છે પણ સંપાદનમાં કે મુદ્રણમાં શબ્દોને યોગ્ય રીતે છૂટા નહિ પાડવાથી ઉપર જોઈ તેવી અર્થની મુસીબત ઊભી થઈ લાગે છે.

### ૩૦

આણુજાણ્યે કાં ગુરુ કરી પડે?
પડી પટાળે ભાત નવ ઊખડે.
ભ્રમ શબ્દ પડ્યો કાનમાં,
વાધ્યો રોગ ના'વે માનમાં.
અખા આતમ વિના અવળી વજા,
ફરે કાજી પણ ફરે ન કજા. ૩૦૭

ઉ.માં ઉપર પ્રમાણે પાઠ છે. ત્રિ.માં 'ભાત (કયમ) ઊખડે?' છે, જ્યારે સ.માં 'ભાત્ય પટોળેથી કેમ ખડે?' છે. બીજી લીટીમાં ત્રિ.માં 'ભ્રમ શબ્દ પેઠા કાનમાં છે, જ્યારે સ.માં 'અવળા શબ્દ પેઠા કાનમાં' છે. ઉ.એ આ પ્રમાણે પાઠાન્તર નોંધ્યા છેઃ સંજ્ઞા ૧ નીચે 'ભાત્ય પટોલેથી કયમ ઊપડે.' 'સંજ્ઞા ૧,૫ નીચે 'પેઠા.' સંજ્ઞા ૨,૩,૬,૭ નીચે 'વ્યા (વા, ૩ના) ધો રોગ આ(૬ના)યો (૭વો) માનમાં.' સંજ્ઞા ૬, ૭ નીચે (અખા) 'આતમ (૭ત્મ)થી.' આ ઉપરાંત પહેલી લીટીમાં 'અણજાણ્યે' ને સ્થાને ફા ૩૪૯ અને ફા ૮૨૬માં 'અજાણ–અજાણ' પાઠ છે; બીજી લીટીમાં 'ના'વે માનમાં' ને સ્થાને ફા ૩૪૯ અને ૮૨૬માં 'આવ્યો માનમાં' પાઠ છે; ત્રીજી લીટીમાં ફા ૩૪૯ અને ફા ૮૨૬માં 'આત્માથી ૮૨૬ આત્મથી) અવલ વજા' પાઠ છે.

ઉ.એ પાદટીપમાં શબ્દાર્થ આપ્યા છેઃ "માનમાં–માપમાં. વજા–વિદ્યા, સમજ. કજા–કાનૂન, કળા. ૨ (અરબી મૃત્યુ. કાજી ફરે, પણ મોતની સજા "થયેલી હોય તે ન ફરે." સ.એ આવા શબ્દાર્થ આપ્યા છેઃ "વજા–સમજ. કજા–કજિયો."

ત્રિ.એ શબ્દાર્થ આવા આપ્યા છે: "અણજાણ્યે-અજાણે. 'અજાણ'ને ગુરુ સાથે પણ લઈ શકાય. વાધ્યો–વધી ગયેલો. નાવે માનમાં–માપમાં ન આવે. રોગ વધી જાય તો તે માનમાં–કાબૂમાં ન આવે. પાઠાંતર: (ગદ્યાનુવાદમાં પણ આપેલ છે)...આત્મ–આત્મજ્ઞાન. વજા–મતિ, વૃત્તિ, હાલત, દશા; વલણ. કજા–કાયદા, કાનૂન; અધિકાર, હોદ્દો. કાજી બદલાય પણ કાયદા કે ફરમાન નહિ. અથવા કાજીનું સ્થાન ભોગવતી વ્યક્તિ બદલાય પણ એની ખુરશીનો, પદનો અધિકાર એવો ને એવો રહે. કાજીનો હોદ્દો વંશપરંપરાગત હતો. એના ઉપલક્ષમાં આ વિધાન હોઈ શકે."

તેમણે કરેલો ગદ્યાનુવાદ આ પ્રમાણે છે: "(હે અજ્ઞાન માનવી!) તું વણસમજ્યે ગુરુ કાં કરી

જેસે હેર એક વખત પરોળા ઉપર ભાત પડી તે પડી, તે પાછો કેવી રીતે ઊખડે? (ન જ ઊખડે) (અજાણ ગુરુનો) ભ્રમ પેદા કરનારો ઉપદેશ એક વાર કાનમા પડ્યો એટલે તે દૂર થવો મુશ્કેલ છે. અત્યંત વધી ગયેલો રોગ માપમા કે કાબૂમા ન આવે. (પાઠાન્તર : બાધો રોગ આવ્યો માનમા—વધેલો રોગ અભિમાન કે અહંભાવમા સમાય છે. અજાની ગુરુનો ભ્રામક ઉપદેશ માણસના દેહાભિમાન અને અહંકારને એટલા મોટા પ્રમાણમા વધારી દે છે કે તે દૂર જ ન થઈ શકે) આત્મજ્ઞાન વિના માણસની મતિ કે મનોવૃત્તિ પણ અવળી જ ભમે છે કાજી ભલે બદલાય પણ કજા–કાજીના પદનો અધિકાર–બદલાતી નથી ”

ઉપર જોઈ ગયા તેમ છપ્પાની બીજી વીટીમા ત્રણ પાઠ છે: (અ) બાધો રોગ આવ્યો માનમા, (બ) વાધ્યો રોગ આવ્યો માનમા, (ક) વાધ્યો રોગ ના'વ્યો માનમા તેમાંથી પહેલો (અ) પાઠ એક જ પ્રતમા છે, જેમા 'બ' 'વ' હોવાનો સંભવ છે બીજા (બ) પાઠનો અર્થ આવો થાય : "વધેલો રોગ અભિમાન (માન)મા આવ્યો, એટલે કે રોગ વધીને ઉન્માદ (સનેપાત) ધારણ કર્યો. તેથી આ દૃષ્ટાંત આ રીતે બંધ બેસાડી શકાય છે : "ભ્રમ ઉત્પન્ન કરે એવો ઉપદેશ સાંભળવાથી રાગ વધીને થયેલા ઉન્માદ (સનેપાત)ની જેમ વૃત્તિઓ મત્ત બની (બહેકી) જાય છે." ત્રીજા (ક) પાઠનો આવો અર્થ થાય : "વધી ગયેલો રોગ માનમા (માપમા–કાબૂમા) ન આવ્યો 'તેથી આ દૃષ્ટાંત આ રીતે બંધ બેસાડી શકાય છે: "અત્યંત વધી ગયેલો રોગ કાબૂમા આવતો [illegible]ી, એવી રીતે ભ્રમ ઉત્પન્ન કરનાર ઉપદેશની [illegible] દૂર થતી નથી ”

[illegible]) કવિલોક માર્ચ–એપ્રિલ ૧૯[illegible]

અર્થની દૃષ્ટિએ (બ) પાઠ પસંદ કરવા જેવો લાગે છે અને કુલ ૧૧માંથી ૬ પ્રત તેની તરફેણમાં છે.

ત્રીજી લીટીમા પણ ત્રણ પાઠ છે : (૧) અખા આતમ વિના અવળી વજા, (૨) અખા આતમથી અવળી વજા, (૩) અખા આત્માથી અવલ વજા

ત્રિ.એ 'સાર્થ જોડણીકોશ'મા આપેલા 'વજા'ના બધા અર્થ આપ્યા છે અને તેમાથી 'મતિ કે મનોવૃત્તિ' પસંદ કર્યો છે પણ તેને બદલે 'વિદ્યા' કે 'સમજ' અર્થ વધુ બંધ બેસે છે · (૧) આત્મજ્ઞાન (જ્ઞાનમાર્ગ) સિવાયની વિદ્યાઓ (જેમકે સગુણ ભક્તિમાર્ગ, હઠયોગ ઇત્યાદિ) અવળે માર્ગે લઈ જનારી છે (૨) બીજી વિદ્યાઓ આત્મજ્ઞાનથી અવળી–ઊલટી દિશામા લઈ જનારી છે. (૩) આત્મજ્ઞાન વડે (પરમાત્માને ઓળખવાની) વિદ્યા ઉત્તમ (અવલ) ગણાય છે.

આના અનુસંધાનમા પછીનું દૃષ્ટાંત આ રીતે બંધ બેસાડી શકાય છે : ધર્મોપદેશકો ગમે તે જુદા જુદા ઉપાયો બતાવે પણ પરમાત્માને ઓળખવાનો એકમાત્ર ઉત્તમ માર્ગ જ્ઞાનમાર્ગ છે. કાજી (ઇન્સાફ કરનાર) બદલાય પણ કાયદો બદલાતો નથી, તેવી રીતે ઉપદેશ આપનાર ગુરુ બદલાય પણ પરમાત્માને ઓળખવાનો માર્ગ બદલાતો નથી

આ દૃષ્ટાંત પણ સૌથી વધુ પ્રતોમા (૧) પાઠ સાથે સુસંગત છે. વળી બીજા અને ત્રીજા પાઠનો અર્થ જોઈએ તેટલો સ્પષ્ટ થતો નથી. પહેલો પાઠ ઇષ્ટ ગણાય

(ક્રમશઃ)

# વતનના પહાડોમાં

જયન્ત પાઠક

પાંખોમાં
આદિમ અરણ્યોના પવનો ભરીને
ઊડતા તમે
મારા આંગણાની સામેના
ઇશાનિયા આકાશમાં આવ્યા કે
ઝીંક્યું ઇન્દ્રનું વેગીલું વજ્ર–
પાંખોના ટુકડેટુકડા!
અહીંતહીં વેરાયાં પીછાં તળેટીમાં તરુઓનાં
બન્ને ઘાયલ કૂખોમાંથી નીકળી નદીઓ
મારા ગામને પખાળતી.
મેં તમને શૈશવમાં આંખો ભરીને જોયા છે:
આથમતા અજવાળામાં સુવર્ણ-મેરુ!
અંધારામાં
આકાશમાર્ગે દોડતાં હરણાં પર તરાપ મારતા
તીખી ત્રાડથી
વૃક્ષોમાં ઊંઘતા વાનરોને ચમકાવતા
હેઠે પાડતા
ઉનાળાની સાંજે એકાએક સળગી ઊઠતા;
ભૂખરી જટાઓમાં ધારાઓને ઝીલતા
ક્યારેક ભૂરા, ક્યારેક લીલા રંગમાં ખીલતા

શૈશવની આંખોને તમે હતા
એક ભયંકર રહસ્ય, અઘોરી જેવા–
જોયું તેથી વધારે તો સાંભળ્યું હતું તમારે વિશે
પગલાં માંડવાં અશક્ય હતાં
એ પાની દુર્ગમ દિશે.

*

આજે
આયુષ્યની આથમતી સાંજે
તમારી તળેટીમાં પહોંચ્યો છું
આછાઓછા વગડામાં
સાગડાનાં પડેલાં પાન પવનમાં ઊડે છે
અહીંતહીં ઢોર-બકરાં
રહીસહી વનસ્પતિ ચરે છે
પુરાઈ ગયેલી જીર્ણ વાવનાં પાંદ-ઢાંક્યાં પાણી
ગોવાળિયાઓ પોશેપોશે પીએ છે.
ઉપર-તળે ગોઠવાયેલા પથ્થરોનાં પોલાણમાં
હૂ હૂ કરતા દોડાદોડ કરે છે વાયરા;
જાણકારની જબાન શિલાલેખો ભણે છે:
અહીં હતો રાણીબાનો મહેલ
–પુરાણી ઈંટો પર લાકડી ઠોકે છે–
આ એમનાં લગનની ચૉરી

પથ્થરના પાત્રમા પૂર્યાં કંકુ ચોખા
આ રાણીનો ઢોલિયો ખુલ્લામ
ચાદની ઓઢી સૂતી હશે ચાદ જેવી!
અહી હતો રાજા-રાણીનો ઝૂલો
હળુ હળુ ગાન, તાલી દેતું હશે રાન।
–હજી ય બપોરે
કહે છે કે કોઈ કોઈને સભળાય છે કિચૂડકિચૂડ–
પથ્થરોની છાટોમાથી તગતગે અણરણ
આખોમા ભોકાય સો સો તીરના તેજ।
સામસામે
કાન સુધી તાણી કામઠા
ઊભી છે આદિવાસીઓની સેના
કિલકારીઓથી કપાયમાન પહાડ-ઝાડની કાયા
પણછ તણાય, છૂટે સનનન બાણ
શત્રુની છાતી લોહીલુહાણ।
ઢોર વાળી જતા સાથે
ધીંગાણામા મરચા શૂરવીર
તેમના આ ખડ થડ પાને પાળિયા–
અહી શિર, તહી ધડ, હાથ, પગ, અ કિત
ચાદા-સૂરજ
બધુ છિન્નભિન્ન, કાળના કુઠારાઘાતે રજ રજ

*

શુ સંભારવુ? શુ સભરવુ?
ઉપાડું છુ આ એક અબરખીઓ પથ્થર
ઘાલું છું ખભે ઝૂલતી ઝોળીમાં
પડી રહેશે ઘેર મારે નગરમા, શો-કેઇસમાં
ચકચક એના અજવાળામા
દેખાશે આ વનના ડુંગરા, સદનમા, મનમા–
મન?।
તે તો રહી ગયુ પાછળ
વનની કટકેકેડીઓમા
પહાડપીઠે પડેલી પગલીઓમા
ઝૂલતી બાવળ અને ગુગળની ડાળીઓમા
સૂકા લીલા તરણામા
ખાલી ભર્યાં ઝરણામા
ભટકતુ રહેશે પહાડ ઝાડમા પવન જેવું
અધરાતે મધરાતે ત્રાડ રાડ સાભળતું
ઉનાળે ઊકળતું, શિયાળે શીતળ થતું
વરસાદી વાયરામા ધૂણી જતુ
પલળતુ ગરજતુ ચમકતુ

*

દેહ હવે ખર્યું પાન, ખરી જશે,
અસ્વસ્થ આ મન
કણસતુ કાળમીંઢ ખડકોમા
ભવાન્તરો ભટકશે
–અશ્વત્થામન્.

# ભ્રિણાંગસુંદરકાંડ

## હરીશ મીનાશ્રુ

(ઉત્તરોત્તરાર્ધ)

બીજમાં બ્રહ્માંડ ફફડ્યું ને કપાસના જીંડવામાં ઇસ્ત્રીવાળું પહેરણ તરફડ્યું એટલે માટીએ અંકુરનો જીભડો બ્હાર કાઢ્યો ને લયની હીંડછા જોઈને મોં મચકોડ્યું : બ્હાર બધ્ધાંને પે'લ્લે કોળિયે Nuclear fission ની કરગર આવી છે ને અહીં તો તરબૂચના કિરમજી ગર્ભમંદિરમાં ગર્ભવતી સિસૃક્ષા ગ્રીષ્મઋતુ ગાળે છે. પાકેલાં ફળફળાદિના રસથી કવિ હણાયો છે, ને ખીલેલાં ફૂલોની ગભરુ ગંધમાં એનું સંવિદ બાલાં મારે છે. કિશમિશના ઓશિકે માથું મેલીને વાઙ્મય લગાર વામકુક્ષિ કરે એ તો જાણે સમજ્યા; પણ આણે તો પક્ષીઓના છત્રદળમાં લખારો કરીને છગ્ગાર સમષ્ટિને ધૂત્પે કરી નાખી છે. ઘઉંની રોટલી વિશે કવિતા કરશે ત્યારે જ ખબર પડશે કે ધત્તેરીકી, માણસને મૂલાધાર તો ગોબરની ગોટલી છે!

સબૂર! સબૂર! સમગ્ર ભાષાને વ્યાકુળ કરવાનો એક વિધિ કરીને, ભ્રિણાંગસુંદરે નજનાં લાકડાંની ખુરશીમાં બેઠાં બેઠાં જ ડમરુ વગાડ્યું; લયના લખોટરી અવાજે ખોંખારો ખાધો, સબૂર! ભૂરી પ્રજા તૂરી પ્રજા પર હુમલો કરે છે તે ભ્રિણાંગસુંદરને મન હાથ વડે સાથળ વલૂરવા જેવું કૃત્ય છે. એનાથી ઇશ્વરનું શરીર overall રાજી થાય છે. વળી અણુયુદ્ધ થશે તો અખરોટના ઇગ્લૂમાં બેઠેલો સમુદાય બચી જશે તેની ખાતરી સહુને શબ્દ આપે છે — જો કે, કવિતાનાં પિયેરિયાં ઝાંઝરની ઘૂઘરીના ઘરમાં ઘણાં વર્ષોથી ભાડે રહે છે; વળી કલશાયષ્ટિને ટેકે ટેકે કવિતામહર્ષિઓ હજી શંખજીરૂની મૂછો ફફડાવતાં, પારિતોષિકા નામની ધોળેશરી વિષકન્યાને ચુંબન કરે છે; તદુપરાંત વિવેચકોને રસચર્વણા માટેની દંતાવલિથી વિશેષ કીમતી એવા હાથીદાંત ફૂટી નીકળ્યા છે, તથા રાગોટા નાણુતા કવિનો ચહેરો હાલ ચાંદનીમાં તતડી ગયો છે — એટલી વાત સાચી...

શ્રી સૃષ્ટિએ ઘાઘરો ખંખેરીને છાંછિયું કર્યું : ક્યાં છે કવિનો ચહેરો? એ તો છેલ્લાં ચૌદ વરસથી વેફરવો થઈ ગયો છે.

એક સેકન્ડ માટે ભ્રિણાંગસુંદરની બકુલગંધ બોચીમાંથી anticlockwise ઊગી નીકળેલું તેજોવલય ડઘાઈને ડીમ થઈ ગયું. પણ તરત જ જાત સંભાળીને ભ્રિણાંગસુંદરે શિરીષફૂલના રેષા વડે દાંતમાંથી ક્ષીલયા રામગિરિ ખોતરી કાઢ્યો ને ધરી દીધું એક આલ્બમ તિર્યગ્ગીતિનું.—

# તિર્યગ્ગીતિ

## I

(Teenager કવિ, એક લેન્ડસ્કેપ)

ચંબેલીને પાંદે

ઝાકળના વલ્કલ પ્હેરીને બેઠી ગઝલરૂપાંદે
કમલપત્રમાં વલય, કીડીને ચરણે નેપૂર બાજે
ઝૂલે મુદ્રામય મલય, કવિવર સરવે કાન વિરાજે

કલરવ કોમળ ટીપે ટીપે
મોતી છણકો કરતાં છીપે
પાંદડીઓમાં ગંધ પ્રવર્તી
સંવેદનની ભાવ સમીપે

નિંજારવની વ્યથા સમેટી છંદ વડે શું છાંદે
ચંબેલીને પાંદે

અરતું પીંછું મહેં, સ્વજન! વિશ્રંભકથા વ્યાકુળ
ઢીલો વાયુ વહે, વીંટાળી પોપટનાં પટકૂળ
વાચા રમ્ય વિલસતી નભની
ચુંબનમાં છાયા સૌરભની
ધ્રિબાંગસુંદર ભરીસભામાં
લાજ લૂંટે કોમલરિષભની

કાગળ સહ્યે કુમુદિનીનો સ્પર્શ મજાગ્યો ચાંદે
ચંબેલીને પાંદે

## II

(પરંપરાયણ કવિ : એક ગઝલગીતિ)

છૂબ ઝૂરી પડી ઝૂલણા છંદમા
નીપજ્યો હોઠનો અર્થ આનંદમાં
શબ્દ તો સ્થાયાણિ બન્યા, પાણિનિ !
સ્પર્શ તો વિકસ્યા આજ સોગંદમાં

તર્ક તોરણ્યા પછી તરફડી તુર્યમાં
ઇન્દ્રની સાહ્યબી સૂંઘશું સૂર્યમાં
નેત્રથી નીતરે તેજદૂતા ગઝલ
વ્યક્ત કર વેદના આજ વૈદૂર્યમાં

સ્ફટિકના પાત્રમાં કાવ્યને સંઘરું
કૌમુદી કંપતી જેમ નિસ્યંદમાં

વિશ્વ વીતી જશે: મોર બોલ્યા પછી
આ ઋતુ વીતશે જેમ માધુર્યમાં
હુંય અંતે વસંતે વસું શબ્દથી
અલ્પ થૈ ઓગળું આજ પ્રાચૂર્યમાં

ગુલછડી જેમ આ કર્ણિકા કર ગ્રહી
આજ સુંદરબ્રિણાંગે સર્યા સ્પંદમાં

III

(ઠોઠ કવિ, એક મૃદંગગીતિ)

નિશ્રેનો આ મ્હેલ, મ્હેલમાં
સંશયથી શોભાયમાન શ્રી કાગગનો બાજોઠ
કોણ બિરાજ્યું બારાખડીએ ઝકુંબઝૈયાં અચરાચર શોભ્યું મોજડીએ ઝકુંબઝૈય
કપોળકલ્પનથી કાંતેલી મૂઢ કવિતા ગૂઢ ગરજતી ખાલી ખડિયે ઝકુંબઝૈયાં
બૃહસ્પતિના પિગંળપોચા પેશી સરખા હોઠ
સંશયથી શોભાયમાન શ્રી કાગળનો બાજોઠ
સૂપડકન્ન શ્રુતિકન્યાનો અજબ કામરૂદેશ ઝંકુબમ્
નાગદનમણા કવિવર નાચે, તજી જરકશી વેશ ઝકુંબમ્
જીવ બળે તો પડે લવંડર કાજળ લયને દીવે ઝૈયાં
બાબરની બિસકોલ જેહના મનમાં મધુપ્રમેહ ઝકુંબમ્
તને, તબલચી! શબ્દ પીડે જ્યમ વ્રજનારીને વેહ ઝકુંબમ્

૧૨૧ કવિલોક માર્ચ-એપ્રિલ ૧૯૮૫

કલ્પવલ્લરિ મનમાં વાવે ઝકુંબઝૈયાં કોમળ કાનોમાતર ચાવે ઝકુંબઝૈયાં
તર્કશિરોમણુ ફૂંક ફેરવી મૃણાલદંડે હિરણ્યનું સ્પંબેલ બજાવે ઝકુંબઝૈયાં
નિશ્રેનો આ મ્હેલ, મ્હેલમાં
ફિબાંગસુંદર હજી યથાવત્ રહ્યા ઠોઠના ઠોઠ
સંશયથી શોભાયમાન શ્રી કાગળનો ભાર્ગ્ગેડ

IV

(નિઃશબ્દ કવિ, એક સંગીતિ)

વાયુ ઝૂરે. ને ઝૂરે સુંદરફિબાંગ.
ઝૂરે વૃત્તિ. રે કાંઠે હથેલી ઝૂરે.
ઝૂરે કવિતામાં રેશમનું રૂસણું.
વંન ઝૂરે. સ્તંન ઝૂરે. વેલી ઝૂરે.
ડાળે દોલાયમાન વેણુનાં ફૂલ. સાંજ નીતરતી રેણુવિલાસમાં.
ફૂંટીમાં ચાંદની. રે સંપુટે સુખ. ગંધકૂંદડીઓ ફરતી પ્રવાસમાં.
લોચન મીંચ્યાં રે મોરપીંછાંની માહ્યણીમાં.
પલકારે ઝાકળની ઢેલી. ઝૂરે....
...ચુંબનનો દ્વીપ. કને તારી ચિબુક. ત્યાં જ શોભે તે સપનું પ્રવાલનું.
લયના દુકૂલ નિષ્કંપ ઝરે. તોળ્યું તો શ્યાહીનું બુંદ સવા વાલનું.
ચૂંટી ખણું ને પારિજાતક સ્વરૂપ.
મરુસાથગમાં ચૂપચાપ કેલિ. ઝૂરે....

V

(Idiot કવિ, એક હામોનિયમિકા)

સુંદરફિબાંગજીનું જાય પરણોડું,
કે પગલાંમાં શરબત દડ્યાં રે લોલ
લ્યા, પેંરીને સંતરાની છાલનું જોડું
તે સૈડ સૈડ પરવત ચડ્યા રે લોલ
કે સૂપડાથી ઝાટક્યા તે મોતીના મૂઠા

ને આંખમાં કસ્તર પડ્યાં રે લોલ
લ્યા; કેવડાની કરવતથી વાઢ્યા અંગૂઠા
ને પીંછાંનાં બખ્તર જડ્યાં રે લોલ
કવિતાનાં ઢેકાં કનક વિદ્રૂમના
અઢારે અંગ કેવાં ઘડ્યાં રે લોલ
લ્યા, કુંપળના કાંટા લાગ્યા કલ્પદ્રુમના
તે લબકારા લેવા પડ્યા રે લોલ
ગિલોલ વડે ફંગોળ્યા વાદળના પોલ
ગગનમાં ગોબા પડ્યા રે લોલ
લ્યા, કામરૂને દેશ જઈ વગડાવ્યો ઢોલ
કવિવરને ઝોળા ચડ્યા રે લોલ
બેઠા તે ડાળખીને મૂઠ પછી મારી
તે જીવના ફ્રાચર પડ્યા રે લોલ
લ્યા, સુંદરધ્રિબાંગજીની જીભે પ્રુજારી
ને હાનચાને ઝાંઝર જડ્યાં રે લોલ

VI

(મૂઢ કવિ, એક કરુણિકા)

એક દિગ્મૂઢ કવિ
રચનાનો રજેરજ ઘ્રાણગૂઢ અનુભવી
ગર્ભ વિશે અધોમુખ કવિતાની ચીર ચાખે
ગંધ નહીં આવે,– ક્યહાં રવિ
આંખ જેની તૂરીભૂરી
હિરકચા હોઠ, વળી જીભ જેની કચસૂરી
કાન મહીં કસ્તૂરી
મુકુરમાં માય નહીં મગરૂર મૂછે ભર્યો છંદપટુ ચ્હેરો
જેની ફૈમને ઉલંઘી જતી છવિ
લયમાં વિલય પામી ખુદને ય રાખે જે મુલતવી
એક દિગ્મૂઢ કવિ
કપટી મદિર મધુ
બારિયેથી ઝૂકી ભલે રાહ જુએ નવવધૂ–

પ્રિય જેને નભ વધુ
સરખતી મૂરછામાં માનભરતખો ભૂલી મોરપીંછ ટીલડીમાં
ઢળી પડ્યો ધાવણને લજવી
મુદ્દરઘિબાંગ યતિભંગ કરી ખાતાવહી ખતવી

રચનાનો રજેરજ ઘાણમૂઢ અનુભવી
એટ હિમમૂઢ કવિ

VII

(મૂર્ધન્ય કવિ, એક પ્રશસ્તિ)

કવિવર

છીપ નાળવે ચોંટ્યો
તેથી
મંદમંદ મૂર્ધન્ય
પરપોટાથી પિંગળ તોળી પ્રકટાવે પર્જન્ય

વસંત પોતે જેની રમ્ય ચિબુકે પોત પ્રકાશે
અસ્તાચળમાં શબ્દ ઢળે તો પાંપણ ઢળતી પ્રાગે

સ્પર્શ કરે ત્યાં નગર દીસે
વેલ હતી જે વન્ય

મંદ મંદ મૂર્ધન્ય
સભર સુરાહીમાં તગતગતી ભાષા છે કે ભાંગ
સુંદર સમજી ભરી અંજળિ ત્યાં તો સકળ ઘિબાંગ

દેહયષ્ટિ ડોલે દિગ્ગજ શી
હવે સમષ્ટિ ધન્ય
મંદ મંદ મૂર્ધન્ય

VIII

(વિદગ્ધ કવિ, એક વેસ્ટલેન્ડસ્કેપ)

અમીં રે ગનપાવડરના માણસો....
ઘોડા સુંદર છૈયે ઝાઝા છૈયે ધિરણંગ
જેને તોપચી વ્હાલો ને વ્હાલો સાણસો

મારે તે આંગણ હિરોશીમાનું ઝાડ
ઝૂલે મડદાનાં પાંદ ઝૂલે દધિચીનાં હાડ
મોગરા યે ભડથું થૈ ગિયાં
કાળો કારતૂસ બન્યો કૂણો દેશ
ભૂરા ભડવાને માથે રાતું રેમતું

લીલાં ચેલકા બાળીને પાડી મેંશ
નકશા રાંડયા તે બોડી બામણી
મારા ગામમાં બચી ના ગોકળગાય
અરેરે મારા ગામમાં બચી ના ગોકળગાય
એકલો ભાયાત ફૂંકે ફાચરો –
એને તેડવાને આયાં છે મસાણુ સો
અમીં રે ગનપાવડરના માણુસો....

તરણાં ઘોટીને મૂશળ ઊગતાં
ભોમકાની ખસી ગઈ ઠેઠ આંખોઈ
બળતણુ ખૂટયાં તો મનખા મોકલ્યાં

રાતું ઘાશલેટ બની ગિયાં લોઈ
શેપટાં ઉખાડી દીધાં આભનાં
જેણે ચેહમાં નીચોવ્યાં પૂમડાં ગાભનાં
નિત પાંચ ઝુડી બંધૂકોને ફૂંકતી
મારી શિકોતેર પેઢીઓને જોઈ
ખાખી ધૂમાડામાં ધરૂજતી જોઈ

મેણુનો ચે ટોટો પીસી આટલું
અમીં લખ્યું તેને ઝાઝું કરી જાણુસો
અમીં રે ગનપાવડરના માણુસો....

વદ ચોથનો ચંદ્ર ખીલ્યો એટલે તાજી ફૂટેલી બંધૂક પર ઊજળી ચાંદની પથરાઈ ને ઇશ્વરે નિરપેક્ષ બગાસું ખાધું. ભૂખરી વનકેડી પર એક મોરપીંછું અને એક રત્નજડિત મુકુટ પડેલાં હતાં. બધા કવિઓએ બંધબેસતા મુકુટો ધારણ કરી લઈ પાટનગર ભણી મોજડીઓ હંકારી મૂકી. આ દશ્યમાત્રથી મને ને કદંબના થડને ધ્રાસ્કો પડયો. બે પાંચ ફૂલ અકાળે ખરી પડયાં ને માણસની છાલ ઊખડી ગઈ. નેચરલ શેઈડના કાગળ પર કવિતા જેવી કોમળ ખરીઓની છાપ ઊપસી આવી. બે ત્રણ ગુજરાતી જેવા લાગતા માણુસોએ અંદરોઅંદર ગલીપચી કરી ને શબ્દની કુલડીમાં ગોળ ભાંગ્યો. કવિઓના દદડના પિંગળ રેલવા જેવું માસિસ આવ્યું ને સૌ ખૂબ ખૂબ ખુશ થઈ ગયા. પણ હવે વાચાનો વ્યાકુળ ગર્ભ નહીં બંધાય એટલું ય દીવા જેવું ના સમજાયું?

દ્વિબાંગસુંદરે વારંવાર સમજાવ્યું કે ભૈલા, સર્જન તે ઉત્સર્જનનો દેખંતો મનોહર પેટાવિભાગ છે. પણ આ સાંભળીને ઉલટાનું બધાંયે કરકરાં પાંદડાંથી એને લાવરાં ભરી લીધાં.

હખણા રો' હલાધિયાઓ, શરીર ધીકે છે તો ય ગયા જનમના શકટનો ભાર અત્તારે શીદ તાણો છો, મારાં બાળુડાં? મનોમન આટલુંક કકળી ઊઠી, વગર બોલ્યે આખું નભ ઊચકીને લસરતી ગોકળગાયની લયમૂર્તિમાં ધિબાંગસુંદર સમાઈ ગયા.*

* દ્વિબાંગસુંદરકાંડ નામક કાવ્યનો સ્વતઃ સંભવા અંશ

## દુર્ગની દિવાલો/રાજેન્દ્ર શાહ

દુર્ગની આ દીવાલોમાં અણુએ અણુએ અંકિત થયેલી
લહું છું ઊધઈની લિપિ.

મારાં જ્ઞાન-ગુમાન-પુસ્તક પોથાંના પ્રસ્તરોનું
વિરાટ સ્થાપત્ય....
એને કેન્દ્ર
હું
ચક્રવર્તી
વિસ્તૃતિને ઝંખું છું આલંબનની નિબદ્ધતામાં !

સૂર્યનાં તેજથી અંજાયેલી આંખ બ્રહ્માંડના વૈભવથી
વંચિત રહી જાય છે.
અંધારનું નેજવું યે થાય છે ઉપલબ્ધિનું ઉપકારક.

રોજ રોજ હું મારાં વસ્ત્રને ઉતારું છું,
અંગે અંગને સ્વચ્છ રાખવા.
નવાં ધારણ કરીને એને ય ઉતારું છું.
એમ જ અળગી કરવી પડશે દુર્ગની દીવાલો.
બહાર નીકળી જવું પડશે
મારે
નિરાલંબ
અવકાશના અપરિમેય ઉઘાડમાં.

## — શું થાય શબ્દને ? / હસમુખ પાઠક

એને વાપરો, કટકા કરો, વેરવિખેર કરો,
જોડો, ફરી ટુકડા કરો, ફરી જોડો, ઊભા આડા
લીરા કરો, ચૂરા કરો, તેમ તેમ એ વધતો જાય;
ઝીણો ને ઝીણો થતો જાય, પાતળો
મજબૂત અને સૂક્ષ્મ થતો જાય, કઠણ કાતિલ
અને કારણ થતો જાય, બહુ બહુ જોર કરો તો
અંતે એ તમને તોડી, ફોડી, લીરા, ચૂરા, રાખ કરી
ફૂંકમાં ઉડાડી દે અને પોતે ?
પોતે ફરી નવા ગર્ભમાં પ્રવેશે
અંગ, ઉપાંગ. લટકાં, હાસ્ય, રુદન—ભર્યું
ફરી નવું શરીર ધારણ કરે,
ફરી કોઈના ગળામાંથી ગહેકે,
ફરી કોઈના અવાજને જગાડે
ફરી કોઈના શ્વાસમાં, લોહીમાં, વાણીમાં
છંદની જેમ ધબકે અને
કોઈ જો એમ માને કે—
શબ્દને હું આમ રમાડું, શબ્દને
હું આમ ઉલાળું, હું આમ પડકારું
હું એને નવું જીવન આપું, એના આમ
કટકા કરું, એને ઇતરતીતર વેરવિખેર કરું
હું એના આમ લીરા કરું, આમ ચૂરા કરું
જુઓ મારો જાદુ,
જુઓ મારો જાદુ,
જુઓ મારો જાદુ
ત્યારે—

# મારી શેરી

યજ્ઞેશ દવે

જ્યાં બાળક ભાષાની પહેલાં ગાળ શીખે છે,
જ્યાં દિવસે અંધારી નવેળીમાં પ્રૌઢ સ્ત્રીઓ નજર ચુકાવી
પેશાબ કરવા જાય છે ઝટપટ,
જ્યાં ચાર વરસની છોકરી હાજત જતી વખતે
આબરૂ ઢાંકે છે ટૂંકા ફ્રોકથી,
જ્યાં આછા કણસાટથી બળતું શરીર ઊંઘરેટાયેલી આંખે
આવતી કાલના સૂર્યની રાહ જુએ છે
વરસો વરસથી.

વરસોથી પૂજાતો – લીલથી તો વધુ જમાનાનો ખાધેલ પીપળો.
પીપળા ફરતાં આંટા મારે અખડપાંચમ ડોશીઓ.
ડગડગતા બોખા મોંમાંથી ફસકી પડતાં પ્રભાતિયાંઓ.
રાતપાલી કરી આવેલ કાંતિભાઈના મોંમાં સૂર્યનું સળગતું ઠૂંઠું
આળસ ખાતી વખતે દડી પડે છે રોજ.
ને તેમની
બગલનો ઉભાયેલો અંધકાર તેના ગંદા મુખે
સૂર્ય સામે કરે છે ચાળા.
પંદર પૈસાની ચા ને સાથે દુકાનદારની ગાળ માટે
સવારથી જ શરૂ થઈ જાય છે વિનુ અને ફારૂકની દોડાદોડ.
રાતને ખીલે બંધાયેલ ખેરૂનની બકરી હાશ કરતીક
દોડી જાય છે પાસેની શેરીમાં એઠવાડ ચરવા.
લથડતા બે પગ રઝળતા બે હાથને લઈ
નીકળી પડે છે રોજનો રોટલો રળવા.

રેડિયો પર રેઢિયાળ ગીતોના રીડિયા,
કાળા કાગડાઓની કકલાણ,

ધૂળિયા ઝાડમાં ભરાઈને બેઠેલી કેટલીક ચકલીઓ.
રહી રહીને ઊડી જવા મથતી
ઝાંખરામાં ભરાયેલી ફાટેલી પતંગ,
ડુંગળી, લસણ ને શેકાતી રોટલીની વાસની ભીડ.
અલપઝલપ ઊંઘનું ઝોકું હાટ્ હાટ્ રાંડ મર મૂઈ
રસોડામાં દૂધ પીતી મીંદડી ઠેકી જાય બેચાર ઠામનો ખડખડાટ કરીને
એઠાં વાસણમાં મોં નાખતો કૂતરો
નળિયાં પર પહોળા પગ કરી બેઠેલો તડકો
ને
નવેળીની ગંદી ગટરમાં પોતાનું મોં જોતો સૂર્ય.

મસ્જિદના બે સફેદ મિનારા આકાશની છાતીને તાકે છે શૂળીની જેમ
મુલ્લાની બાંગ મસ્જિદની દિવાલ સાથે અફળાઈ અફળાઈને
વેરાઈ જાય છે ચારે તરફ
લોબાનના વેશમાં આવે છે દૂરનો દરવેશ.
ધૂપની વાસમાં ચાચર ચોકમાંથી રૂમઝૂમ રૂમઝૂમ
બહુચર અંબા ઊતરે છે કોઈ ઓરડાના ખૂણામાં
ઝાંખો અરીસો ને અરીસાથી ય ઝાંખી મરિયમ
અરીસામાં જુએ છે તેના લમણામાં ફૂટી આવેલા ધોળા વાળ
ને પછી બધાં મરઘાંબતકાંને બુચકારી બુચકારીને
પૂરી દે છે પેટીમાં.

બકરીને કાન ઝાલીને લઈ આવે છે ગફુરમિયાં
બારીનું નેજવું ઊંચું કરી રાહ જુએ છે એક ઘર.
સાયરનની સાથે જ ખદબદવા લાગે છે શેરી.
સંડાસની ઓરડીમાં સંતાડેલ શીશો
ગટક ગ....ટક ગ....ટ....ક
પથ્થરજડી શેરી પર પરચુરણનો અવાજ
પાંચસાત પાસા કે ગુલામ, રંડી ને બાદશાનું રાજ.

જલતા-બુઝાતા દીપકામા ચમકતી લોલુપ આંખો.
વકરેલા પશુને વશ રાખવા લેંઘો વલૂરતાં વલૂરતાં
મહુ છતા પડે છે.

આવતી કાલના રંડીના કે જીતનાં સ્વપ્ન જોતા.
ક્રાંતિમા કોઈ લફંગા સાથે રમીની છેલ્લી ગીમ રમીને
ફરી પુરાઈ જાય છે તેના કાળમીંઢ કિલ્લામાં
ને છળી મરે છે રાતે
તેનાં ગળેલી કેરી જેવાં સ્તન જોઈને.
બિલાડી પહેરો ભરે છે મૂછો પસવારતી પસવારતી.
અંધારી નવેળીની ઉબાયેલી હવા ભાગી છૂટે છે
બ હુવસખોર છોકરાઓની ચુગલી કરવા.
કોઈ દુઃસ્વપ્ન જેવી ચીબરીઓ આથડ્યા કરે છે આમથી તેમ
આ તારથી પેલે તાર
ફળિયાના ભીના અંધકારમાં પાંજરામાં આંખો મીંચતો પોપટ યાદ કરી લે છે કે
કદી એક કાળે તે હતો વિદિસા નગરીની ગણિકાનો માનીતો પોપટ,
કામસૂત્રના પાઠથી આવકારતો પ્રેમિકોને
તર્જની પર બેસતો પ્રેમિકોને
પગમાં ઘૂઘરા ઘમકતા
રોમ રોમ સાક્ષિણી હતી
ને હવે
છળી મરે છે વંડી પરની બિલાડાના પેંતરાથી.
આ શેરીનો એક છેડો ખૂલે શિકાગોના સબર્બમા
ને બીજો છેડો ખુલે કલકત્તાની બસ્તીમા.
સામ્યવાદનું હળ શેરીમોગરું ચાલે ખચ્ચ
ખચકાતુ ખચકાતુ;
સમાજવાદનો પોપટ પઢ્યા કરે ઢમઢમ ઢંઢેરામા.

શેરીનો કૂતરો જો મત પત્રક પર સિક્કો મારી શકતો હોત
તો
તેને પણ કાપડનો તાકો મળ્યો હોત–
તે પણ પાંચ મીટર પૂરો હોં !–પણ આપણે શું ?
ગુમાવ્યો સાલ્લે.
દિવસ પછી દિવસ
રાત પછી રાત
ને
સદી પછી સદી
આકાશની ઓદી બારીમાં બેઠેલો એ
જાણે કે જુએ છે તો ય જોતો નથી.
મારા ખભા પર લટકતા હે સિદ્ધહસ્ત વૈતાલ
તું પૂછીશ નહીં
જોવાનું દુઃખ છે ને જાણ્યાનું ઝાઝું.
ઇ. પૂ. પાંચસોમાં કુકુત્થા નગરીમાં આમ જ હતું.
ને
આમ જ રહેશે બે હજાર ને પાંચસોમાં પણ.
તારે પૂછવું હોય તો પૂછ
પણ જવાબ હરગીઝ નહીં આપું,
તારે મારું માથું ધડ પરથી જુદું કરવું હોય તો કર,
મારા રાઈ રાઈ જેવડા ટુકડા કરવા હોય તો તેમ કર,
ભલે મારો અનુત્તર જ મારા શિરચ્છેદનું નિમિત્ત બને.
આમ એક જ ડાળ પર કાચાકાચા લટકી રહેવા કરતાં
રાઈ રાઈ રોળાઈ જવું સારું
તારે તેમ કરવું હોય તો ભલે તેમ કર;
પણ જવાબ–
જવાબ હરગીઝ નહીં આપું.

## ગતિમય સર્ગ

ઉશનસ્

કશામાથી કાંઈ કશું નીકળી ક્યારેક ગયું છે
પ્રચંડ આવેગે; નીકળી ગયું તે નીકળી ગયું;
વળ્યું ના એ પાછું, અવિરત વધી આગળ ગયું
દિશા તોડીફોડી સંસરુ વીજને વેગ વહ્યુ છે!
કળાયે છે માત્ર પ્રગતિ જ, વીંઝી ઝડપ થતી
ગતિ જે ગુંજંતી અચુત ઉડુની ઘંટડી વતી!
ગતિ જે ખેંચાઈ જતી જરી વળાંકે વળી જતી,
થતી વચ્ચે વચ્ચે સ્વલયથી ઉપાર્જિત રતિ;
ચઢ્યું છે હેવાએ બધું જ, વમળાતું વલયમા,
કશામાં પેસીને નીકળી જતું સંકુલ લયમાં;
નથી છેડા સામે;જ્યહીંથી નીકળ્યુ, તેનું ય કઈ
લઈને સંગાથે, પથ મળ્યુ ય તે ભેળવી દઈ;
અહીં ક્યાં યંભ્યાની પણ જ, જનનીકૂખથી સરી
પ્રવેશું બ્રહ્માંડે અવર ગતિસર્ગે ફરીફરી

## હવે

મધુકાન્ત કલ્પિત

બધું જ
ગાળી નાખવું હતું
એટલે તો
કાઢે બેસી
બચ્ચાક્ આગળી ઘોચી
કળાયેલ જગમાં.
હવે
નાકી રહ્યો છું
મને
જાતને
ને
વહેતી આગળીને . . .

## ભરાઇ પડી આંહીં ક્યાં

દેવજી મોઢા

ભરાઈ પડી આહીં ક્યાં? શ્રવણ નામ આ સ્વર્ગનું
પડ્યે, થનગની રહી તહીં પહુંચવા, પૃથ્વીથી
તમારી સહુની વિદાય લઈ શીઘ્ર નાસી છૂટી,
યથા કીલક દોરડા સહિત પેનુ નાસે ત્યમ!
પહોચું નહીં તો રહસ્ય ઘડીમાં ખૂલી જાય, ને
હિમ ત રળિયામણા ડુંગર દૂરથી, પથ્થરો
નજીક જ જતા દીઠા; ઊજળું એટલું એ બધું
ન'તું જ દૂધ, માત્ર એક હતી આછ ચૂના તણી
પરન્તુ અવ થાય શું? અહીં થી કો દિ' ટાય શું?
કહી ફરીથી અડવા પૃથ્વીના ય જોવાય શું?
જૂને ઘર વસાય શું? સ્વજનને મળાયે ય શું?
અને શિશુની સાથ આગણ મહીં દોડયે ય શું?
જવાયું થઈ યાત્રિણી મુજથી કો નવી વાટની,
અને હું ઘરની મટી, બની અાતણીના ઘાટની!

## ગોકુળ

દલપત ચૌહાણ

પ્રભાતના પ્રથમ કિરણને
ખભે લઈ
એક વૃદ્ધ તુવેરના ખેતરને માળે
દેખા દે છે.
હો..હો. હા. હા ..હેઈઈ. ના
અવાજથી વગડો જાય છે ભરાઈ.
કલકલિયો, લેલા, કાબરના અવાજ
આવે છે, જાય છે.
હો ..હો... હા...હા. ...હેઈઈ ...ને
હાથ વીંઝાય છે ને ધમ્મમ્ ..અવાજે રસી ખેંચાઈ
ખેતર આખું ગોકુળ બની જાય છે.



ગો

## નથી
### મનોહર ત્રિવેદી

એક પણ સ્થળ આમ હકડેઠઠ નથી
ચિત્ત છે આ દોસ્ત, મંદિર મઠ નથી.
નખ થકી લીલા ઉઝરડા નીકળે
જોઈ લે છાતી ય સુક્કી ભઠ નથી.
લોક છોડી જાય છે. એ કારણે
આદમી ભોળો, પરંતુ શઠ નથી.
દ્વાર પેઠે હોઠ ઊઘડશે તરત
ગાંઠ તેં વાળેલ જે નીંગઠ નથી.
વાતવાતે આમ સિક્કો ફેંક મા
જીવતરનું નામ કંઈ ચતબઠ નથી.
એટલે ખેંચાઈ આવ્યો છું સ્વયં
તંતુ તૂટી જાય એવી હઠ નથી.
સાંજ વેળા રોજ ઢાળું છું છતાં
આપને મન આંખ એ બાજઠ નથી.
ક્યાં સુધી ઊંઘું મનોહર, છેવટે
સ્વપ્ન છે એકાદ-બે, લાગઠ નથી.

## ગઝલ
### કૃષ્ણ દવે

મત્સ્યનું હોવું કદાચિત્ સંભવે સળવળ સતત
આમ તો ગાળ્યાં કરું અસ્તિત્વનું આ જળ સતત.
કોણ જાણે કેટલી ફળદ્રુપતા જોઈતી હશે?
યુગ થયા ખેડાઉં છું ચાલ્યા કરે આ હળ સતત.
એક આંસુ આંખમાંથી આખરે ટપકી પડ્યું
લ્યો, કહો ચાલે તમારું ક્યાં લગી આ છળ સતત.

## પ્રસર હવે
### અશોકપુરી ગોસ્વામી

હે સ્પર્શ ત્વચા પર નહીં; તળમાં પ્રસર હવે,
તેજાબી તીક્ષ્ણ ધાર થૈ પળમાં પ્રસર હવે.
તરવું ત્યજી તણાવા હું આતુર હોઉં છું,
તું પણ પ્રબળ બનીને વમળમાં પ્રસર હવે.
કેવળ દિશા બદલ પછી બદલાય છે દશા,
કાદવથી નીકળીને કમળમાં પ્રસર હવે.
હે અંધ આંખના તિમિર ! લે, તેજની કણી,
ઝળહળ સ્વયં થઈને સકળમાં પ્રસર હવે.
પ્રસરી જવું એ શ્રેષ્ઠ છે સુખની અનુભૂતિ,
મૃગજળનો અર્થ કૈં નથી જળમાં પ્રસર હવે.

## હે ગઝલ
### અશોકપુરી ગોસ્વામી

હું ગમે ત્યારે, ગમે ત્યાં. જઈ શક્યો છું ત્યારથી
હે ગઝલ, જો શબ્દ સરખો આપણો છે સારથી.
બંધ પાંપણ જેમ બિડાયેલ ઘરનાં બારણાં,
હે પ્રતીક્ષા. સૂર્ય પણ ઊગે નહીં અત્યારથી.
ક્ષણ સમજવામાં સદી ગૈ તો ય ક્ષણ સમજાઈ ના,
હે સદી, કર અર્થ ક્ષણનો તું હવે વિસ્તારથી.
જેમ રૂનું પોટલું ભીનું થતાં ભારે થશે,
હે સ્મરણ, એ વાત લાગુ આંખને થૈ ક્યારથી?
છે અજાણ્યું એક સ્થળ; ચાલ્યા વિના
પહોંચાય ત્યાં,
હે મરણ, સમજાવ થાકેલા ચરણને પ્યારથી.

## ગીત
### દિલીપ જોશી

ખિલખિલ ખિલખિલ થઈ ખોબે ઢિલાઈ ગયો
હિજરાવું શું છે—નો ઢંઢેરો લજવાના ચહેરાથી ગામમાં પિટાઈ ગયો.

પગમાં આખુંય ગગન આળોટે અણુસારે એવી છે ઝાંઝરની વાચા
કુમકુમની છાલકથી ચહેરો લીંપાઈ ગયો, પળમા એ ગ્રથવારા સાચા...

ઝરમરના સુખમાં ને મુખમા શુકન લઈ પડછાયો ઘટઘટ પિવાઈ ગયો....
હિજરાવું શું છે-નો ઢંઢેરો લજવાના ચહેરાથી ગામમા પિટાઈ ગયો....

ફૂલોથી ફાટફાટ વાયરો ઓઢીને એક ટહુકો પણ નભને નચાવે
મોસમનું ઇજન તો એવું કે પંખીઓ સામે પૂરે ય અહીં આવે....

ઋતુઓનો વાયસ કંઈ રેલાતો ઢાળ બની રૂંવેથી રગરગથી રેલાઈ ગયો
હિજરાવું શું છે-નો ઢંઢેરો લજવાના ચહેરાથી ગામમાં પિટાઈ ગયો....
ખિલખિલ ખિલખિલ થઈ ખોબે ઢિલાઈ ગયો....

## જોયા કરીએ
### મનીષ પરમાર

ફાણુ મોજાં રેત સૂરજ માછલીના આ તરફ પછડાટનો છાયો પડે જોયા કરીએ.
એકલાં પગલાં પડી રહેતાં સમંદરનાં, સૂકા ચળકાટનો છાયો પડે જોયા કરીએ.

આપણે પેલા જનમમા કાચના માણસ હઈશું, આરપારમા તન ઉઘાડું મન ઉઘાડું,
ક્યાક અથડાના પછી તૂટી જતાં એ તૂટતા ખખડાટનો છાયો પડે જોયા કરીએ.

એક માણસ ચીસ પાડીને બતાવે પેટ ખાલી એક માણસ ચીસ પાડે વસ્ત્ર માટે,
એક રોટી કેટલાં ખાશે વહેંચી એ બધા ઘોઘાટનો છાયો પડે જોયા કરીએ.

તું દુઃખી છે હું દુઃખી છું જળ દુઃખી પંખી દુઃખી ને સારી આલમ દુઃખી ભગવાન દુઃખી
સૂર્ય ઊગે આથમે છે ને કણસતી રાત પર સળવાટનો છાંયો પડે જોયા કરીએ.

પથ્થરોના સ્પર્શથી હું શૌ ગયો છું રેત જેવું કોણ પગલા પાડવા આવે અહીંયાં !
ભાગ્યની લીટી સરીખી આસુની કથા જૈ નદી ? સળવાટનો છાયો પડે જોયા કરીએ.

## ભડકો

ઉશનસ્

જ્યાં અડકો ત્યાં થડકો રે ભૈ!
જ્યાં અડકો કે થડકો!
સળંગ ગૂંથ્યું જાળું આ તો
એક જ જીવતા તારે,
આ છેડે છંછેડો જરી કે
ચઢે અખિલ હેલારે!
આદિ-અંત અગોચર, એથી અધવચ લાગે
કડકો રે ભૈ!

અધવચ બધવચ, બધીય કચ કચ;
સચ કેવળ અખિલાઈ,
અધૂરાપધૂરા રહે અધવચ, ને
વાદ વદે ગૂંચવાઈ,
ઇન્દ્રધનુ થઈ વિખરાયો છે સળંગ ચેતન
તડકો રે ભૈ!

અખંડ એક તન હાંક્યે, ધડકે
ફેફસું નસનસનાડી,
એક સમુંદર વહી આવ્યો છે
ઊમટી ખાંજણખાડી!
અમથો યે ક્યહીં કાન અડ્યો કે ખળખળ
સાંભળું ખળકો રે ભૈ!

ઉશનસજીને એમ કે આ સ્થળ
આગ નથી તો અડીએ,
મરણનામને ટિંબે એ તો
જઈને ઊભા હડીએ,
રાખમાં હળવી ફૂંક દીધી કે એ જ સનાતન
ભડકો રે ભૈ!

## સૂરજ ચોમેર પથરાઈ રહ્યો છે

જયેશ ભટ્ટ

હો! ગુફાના માનવો જાગો,
સૂરજ ચોમેર પથરાઈ રહ્યો છે.
છાંય છોડી આગ પણ માગો,
સૂરજ ચોમેર પથરાઈ રહ્યો છે.

ઘર-ઝરૂખે ને નગરમાં હલચલો
નિર્જન દિવસભરની રહી છે,
શખ્સિયતનો ઢાલ છે, વાગો,
સૂરજ ચોમેર પથરાઈ રહ્યો છે.

લ, પત્થર, તાણ, પગ, રગ ઘર,
તરસ એકાંત જેવું રોજ પીડે,
કાંચળીમાંથી હવે ભાગો,
સૂરજ ચોમેર પથરાઈ રહ્યો છે.

જાગવાની પ્રક્રિયા જ્હેતી
સતત એ રીતથી ચાલુ રહે,
તરફડે છો આપણા રાગો,
સૂરજ ચોમેર પથરાઈ રહ્યો છે.

## કેવટ સુધી
કિશોર મોદી

કોઈ મને દોરી ગયું છે તટ સુધી
નક્કી હવે એ લઈ જશે કેવટ સુધી

વૈશાખ પેઠે પાદરે જોયા કર્યું,
મારું જવું ત્યાં સિદ્ધ માફક વડ સુધી

અંતે યુધિષ્ઠિર જેવી શ્રદ્ધાથી હું યે
ઉત્તર રૂપે દોડી ગયો પનઘટ સુધી

ચોખ્ખી તરસની એ ક્ષતિ સમજાઈ ગઈ
જ્યારે હું પહોંચ્યો પૂર્ણતાથી ઘર સુધી

કેવળ કમળશી ઝંખના ભીતર હતી,
સૂરજ તરફ તાક્યા કર્યું છેવટ સુધી

## ક્યાં જવું હવે ?
હેમંત ધોરડા

સર્વત્ર છે લગાવ, કહો ક્યાં જવું હવે ?
વિસ્મયની આરપાર કહો ક્યાં જવું હવે ?

તત્ સમ્ અભાવ અર્થસભર જાણવા છતાં
સ્પર્શે નહીં આષાઢ, કહો ક્યાં જવું હવે ?

હલચલ સુગંધ તત્ત્વની સ્વભાવગત તરલ
ઉદ્ગીથ્ જપે છે જાપ, કહો ક્યાં જવું હવે ?

ગેબીપણું ન હોય તમારા વિષાદમાં
ત્યારે મળે કણાદ કહો ક્યાં જવું હવે ?

લો ઢાંકવા રહસ્ય વિષે આ પ્રવાસમાં
હરપળ રહ્યા સજાગ કહો ક્યાં જવું હવે ?

## ગડમથલ પ્રગટી
લલિત ત્રિવેદી

આગગીમાંથી આ ફનસ પ્રગટી
એક દુષ્કાળની નકલ પ્રગટી।

વીજ ઝબકી ને એક પલ પ્રગટી
ને કથા આપણી સજલ પ્રગટી।

અશ્વ દોડે છે, રાખ ઊડે છે
આગની જેમ ઠંડું જલ પ્રગટી।

રક્ત સીંચીને વાવ્યો ગુલમ્હોર .
ફૂટી કૂંપળ, તો ગડમથલ પ્રગટી!

ઘાસ જેવા આ ઝાકળિયા મખમલ
ગાઈ ગૈને ન એક ગઝલ પ્રગટી!

## પત્રગઝલ
મયંક ઓઝા

પત્રમાં આકાશ ઝળહળ મોકલું
કે વરસતું એક વાદળ મોકલું

ડૂબતો સૂરજ અને એ ગુલમહોર
એ પ્રતીક્ષા, એ સમય, સ્થળ મોકલું

ફૂલ, ખુશબૂ, ગીત કે ટહુકા નહીં
શ્વાસનો ધબકાર કેવળ મોકલું

હાથમાં ફેર્યું હશે તે પણ ગુલાબ
મ્હેકતી કે એક અંજળ મોકલું,

તે છતાં લાગે અધૂરો પત્ર તો,
મેં વિતાવી એ પળેપળ મોકલું

# ચાર ગઝલ

## મુકુલ ચોકસી

૧

મેં જે ગુમાવ્યું તે આ ફૂલોને મળી ગયું
ઉન્માદ! સૌ સુગંધનું સાટું વાળી ગયું.

સપનું શરમનું માર્યું લપાઇને જેમતેમ
અડધે સુધી ગયું અને પાછું વળી ગયું.

બાકીની હું રહીને અવિચળ કરું ય શું?
તૃષ્ણાથી તન ને મહેક થકી મન ચળી ગયું.
લખલૂટ પીને પણ ન જરીકે લળ્યું કોઈ
કોઈ પીવાની વાત થતામાં ઢળી ગયું.

ઉન્માદ! મન તૂટી ગયું હોતે તો ઠીક થાત
તૂટ્યું નહીં ને એટલે વાંકુ વળી ગયું.

૨

હદથી વધી જો જાય તો હદપાર થઇ શકે
ઉન્માદનો બીજો તો શો ઉપચાર થઈ શકે?

અશ્વો કદી ન પોતાના અસવાર થઈ શકે
આથી વધુ તો કોણ નિરાધાર થઈ શકે?

ઓછું કરો રુદન તો અણીદાર થઈ શકે
બમણું કરો તો બારીએ બૌછાર થઈ શકે.

સાક્ષાત સામે હોય તો સ્પર્શી ય ના શકો
ગઝલો ને ગીતમાં જે ગીરફ્તાર થઈ શકે.

બાકી વલોવી નાખતી વસ્તુઓ પણ કદીક
સહેલાઇથી કહો તો સમાચાર થઈ શકે.

૩

ઉન્માદ! કૃષ્ણપક્ષના ચંદ્રોને ક્ષય મળે
સૃષ્ટિ સકળને એમ પુનઃ તારી વય મળે.

રસ્તે જતા હૃદયને અચાનક હૃદય મળે
મુજને એ પર્વ નીરખ્યા કરવા સમય મળે.

ગીતોને તવ બીડાયેલાં લોચનનો લય મળે
ગઝલોને અંગ અંગ ઊઠતાં વલય મળે.

ઇચ્છયું'તું એટલું જ કે આ આખા શહેરમાં
એકાદ ઓછાબોલું અનાવૃત્ત હૃદય મળે.

૪

જીવથી વધીને અર્પવા કંઈ પણ ભલે ન હો
ઉન્માદ! એથી અલ્પ કશી આપ-લે ન હો.

ના હોય તો ભલેને સકલ આભલે ન હો
પણ સૂર્ય કોઈને કદી અસ્તાચલે ન હો.

જે આ પલે જ હો અને બીજી પલે ન હો
એવો સરકતો સ્પર્શ કોઈ આંચલે ન હો.

ઉન્માદ! આવું કેમ થતું હોય છે કહે,
હોઠે જ હાશ હો અને અંતસ્તલે ન હો!

## વસંતગીતિ

### શશિશિવમ્

૧

છોરી, આમ વાંકી વળીને શું ય જુએ!

પાલવમાં ઊડતો વૈશાખી વાયરો,
ફોળેલી મંજરીના પરિમલનો ડાયરો,
એમાં કોયલનો કંઠ કેમ છપે!

આંખોમાં ઊઘડ્યો કેસૂડો ફાગણનો,
લીલુડો લીમડો લ્હેકયો ઉર ચૈતરનો,
ઉરે ઊઘડતા રંગને જુએ।

આટલો ઉઘાડ સખી જાય કેમ અગનો!
ઘૂઘવતા પૂરનો ઉછાળ આ અનંગનો,
આ તો મ્હોરી વસંત ગાતા જુએ!

૨

મોગરાની પાંદડીએ ઊઘડે એકેક પળ
નવલી ધવલ મોહામણી,
પરિમલની ઓઢીને આછી ચાદર
વાત કરતો સમીર મોહામણી.
વહેલા પરોઢના જાગી ગયા
પેલા કોકિલના કંઠ આનંદમાં;
મંદ મંદ લ્હેરોમાં વહેતા ટહુકાર
એના ઝીલની સવાર શા ઉમંગમાં!
આભ થકી દોડતા આવી હેતલ
રમે કિરણો લીલા પાનપાનમાં;
રેલાતા રંગ સાત સામટા
ને તોય એક ઊઘડતો શ્વેત એના વાનમાં
આ તે આનંદ કયા ઊઘડતા શ્વેતશ્વેત
કુંજમાં ને પલપલના શ્વાસમાં;
પાંદડીએ પાંદડીએ ઊડતી નજર
એને સૂંઘવા અજાણ્યું કોઈ આશમાં

## મારામાં-તમારામાં

### રમણીક સોમેશ્વર

રોજ સાંજે હું પરત આવું છું મારામાં
છાપ પગલાંની બધી મૂકી તમારામાં
ઝીલવાં સ્પંદનો તણી બોલાશને નમણી
શીશ નામીને ઊભો છું શબ્દધારામાં
સાંજના ધીમા ધીમા અજવાસની સાથે
હું ભળી જાતો ક્ષિતિજે શુક્રતારામાં
એક ક્ષણને બીજ માફક એમ સંગોપી
મઘમઘી ઊઠ્યા મૃદુ અંકુર ક્યારામાં
છાપ પગલાંની બધી મૂકી તમારામાં
હું પ્રવેશું સાવ હળવોફૂલ મારામાં

## અભિલાષ

### પાર્થિક

તારામાં ઊગેલા અભિલાષને
પૂરા કરવાના મારા કોડ
હવે પારિજાતમાં ફેરવાઈ ગયા છે
એને અડકીશ મા,
નહીં તો એ ખરી પડશે
પીળા પડી ગયેલા સ્વપ્નોની જેમ

# ધરતી આપો
## કિશોરસિંહ સોલંકી

હે મારા વ્હાલા દેશબંધુઓ !

મારી ધરતીના સોગંદ ખાઈને કહું છું કે મારા વગડાને લાગી ગઈ છે પોલાદી ઊધઈ ને એને ઉઝરડી નાખ્યો છે આંગળાં વિનાના ન્હોરે.

ગઈ કાલે જે શેઢો ગાલ્લું લઈને ચાલ્યો જતો હતો ત્યાં આજે ખોદાઈ ગયા છે પાયા. ખેડૂતોના ડચકારે ઊઘડતા ચાસમાં આજે ભળી ગયો છે ટ્રેક્ટરનો ધૂમાડો.

કાંઠે છલકાઈને વહેતા જતા કૂવાઓનાં તળિયાંમાં ઊભાં થયાં છે ત્રણ કે ચારની પાઇપનાં ભૂંગળાં ને ક્યારા પણ પીવા માંડ્યા છે ઘૂંટડે ઘૂંટડે કડ ઑઇલનાં પાણી.

ડમણીએ જોડેલા મારા બળદને ફૂટી નીકળ્યા છે ડનલોપના પગ ને ઘૂંટણસમાણા રેતવાળા રસ્તાઓએ પહેરી લીધો છે ડામરિયો કોટ.

ધરતીએ પહેરેલી લીલી લીલી સાડી તો ખેંચી લીધી છે દુઃશાસનના સિમેન્ટિયા હાથોએ.

આ વાડના ભરચક ભરચક ઊભેલા થોરને ગળી ગયા છે લોખંડિયા તારના અજગર. ખેતરોનાં પેટ ચીરીને અંદરથી કાઢવામાં આવ્યાં છે લથબથ આંતરડાં ને એમનું ધબકતું લોહી પી ગયાં છે આરાવાળાં ચક્રો !

ઊભેલાં વૃક્ષોને પણ સજાવી દીધાં છે શણગારોથી ને બાંધી આપવામાં આવ્યાં છે ઘર. પંખીઓએ સ્વેચ્છાએ સ્વીકારી લીધો છે દેશવટો.

ક્યાં છે મારો ગઈ કાલનો વગડો ? ક્યાં છે મારો ગઈ કાલનો તડકો ? ઓઢીને સૂતેલો તે ભૂરું ભૂરું આકાશ ક્યાં છે મારું ? કોણે વાઢી નાખ્યાં નક્ષત્રોનાં વન ? કોણે વિખેરી નાખી તારાઓની મેદની ?

હે મારા વ્હાલા દેશબંધુઓ !
તમે જો આપી શકો તો મને મારી મુઠ્ઠીભરી ધરતી આપો.

# હિંગોળગઢનો લેન્ડસ્કેપ

જયેશ ભોગાયતા

ભોગળથી ભીડેલો દરવાજો
થરથરી ઊઠયો,
જ્યાં અડક્યા અમારા હાથ
ચોકીદારની આંખમાં

ગઢ જેવી નિસ્તબ્ધતા !
એ જાણે કે માણસ જ ન લાગ્યો,
અવશેષોની સાચવણીમાં રાખેલો
કોઈ રાસાયણિક પદાર્થ !
સ્નાનાગારનાં જળની આંખોમાં
રાણીના રૂપની તરસ દેખાતી હતી
તરતી માછલીઓ
રાજાની ખરી પડેલી આંગળીઓની જેમ
જળમાં ચકરાયા કરતી હતી !
સદ્યસ્નાતા રાણીએ સ્પર્શ્યાં હશે
મહેલના અરીસાઓને,

તેમાં અમારા ચ્હેરાઓ
ખંજરની જેમ ભોંકાયા હશે.
બંધ પડેલું ઘડિયાળ,
રાંગબેરંગી પંખીઓના ચિત્ર,
ડ્રેસિંગ ટેબલ,
પણ ત્યાં અંધકારનું કાજળ ચોંટ્યું હતું !
શયનખંડનો પલંગ
મરણ પામેલા રાજાની છાતી જેવો !
રાણીના કંકણ નંદવાયાં હશે
ને સૂરજ પણ થંભ્યો હશે;
પણ ગઢને આમ ઊભા રહેવામાં
કોનું ગૌરવ લાગતું હશે !
અટારીએથી નિહાળી પ્રકૃતિને
નરક્કડતું એકાંત
ઊડી ગયું મારી આંખમાંથી
રાણીના પાલવ જેવો પવન
ગઢના મુગટને ફરકાવતો
આમ ક્યાં સુધી વહ્યા કરશે ?
ભોગળ ભીડાયા
ને
ગઢ પાછો કેદ !
મારા ચ્હેરા પર બાઝી પડી કરચલીઓ અનેક!
ડામરના રસ્તા પર અમે આવ્યા.
ધૂળની ડમરીની જેમ
ગઢ અમારી આંખોમાં ગોરંભાયો !
ઘરે પહોંચીને
બારણું ખખડાવ્યું
ત્યાં જાણે કે
આંખોમાંથી ટપકી પડ્યો હિંગોળગઢ !

## મળું

### એસ. એસ. રાહી

તું કહે તો આજ સપનામાં મળું
અથવા તો મળવાની ઘટનામાં મળું.

માત્ર મળવાનો છે હેતુ એટલે
દ્વારકામાં અથવા કાબામાં મળું

હું ગમે તેને ગમે ત્યારે મળું.
જ્યોતિષીને હસ્તરેખામાં મળું

કોઈ દી' ક્યારેય પણ જોયા નથી
એવા લોકોની ય ચર્ચામાં મળું.

બે સ્થળે મારી હયાતી હોય છે
ટોચ પર, ક્યારેક તળિયામાં મળું

## सः त्वम

### દીપક ત્રિવેદી 'દીપ'

કલ કલ વહે ઝરણ અને ઝરણની વચ્ચે તું હો,
હું સ્તબ્ધ આંખ બીડું પાંપણની વચ્ચે તું હો,

આ ભૂખરા થયેલા પથ્થરની વચ્ચે શું છે?
કે જ્યારે આંખ ખોલું તે ક્ષણની વચ્ચે તું હો.

તત્ક્ષણ ઊગેલ કાંઠે વૃક્ષો પહેરી લેવાં
દૃષ્ટિ ઊડે પવનવત કણકણની વચ્ચે તું હો.

સોનેરી સાંજ વેળા શબ્દો ઉઘાડિલે
છલછલ વિચાર ઝુંડો બારણની વચ્ચે તું હો.

જો, દૂર ઝૂંપડીમાં દીવો બળે રે કેવો !
કારણ નહીં જ પૂછું. કારણની વચ્ચે તું હો.

## તપાસો/મદનકુમાર અંજારિયા

દ્વાર, બારીઓ, ગોખબંધ છે, પણ પેલી તિરાડ
તપાસો;
સિંહ હણાયો, કિન્તુ વિફરેલા જંગલની ત્રાડ
તપાસો !
હાય ! હયાતી નામે હત્યા દેહ ! દદડવો
છાનોમાનો
હરપળ લોહીનો હળવોધક્કો, નાડ, ફડકતી નાડ
તપાસો !
શ્વાસની કૂંપળ ફૂટે ને ઉચ્છ્વાસનું પીળું
પાન ખરે કાં ?
મૂળ તપાસો, માણસ નામે હરતું-ફરતું ઝાડ
તપાસો !
આંસુની એફામ નદીનો ઉદ્‌ગમ કેવો નાજુક છે !
નિદ્રા–નગરીના સીમાડે જઈ, શમણાંના ઝાડ
તપાસો
સ્તબ્ધ ચાડિયો, ભૂખ્યાં પંખી, ને ભેલાણ થયું
ખેતરમાં !
કયું જાનવર કેમ કરી પેઠું ! કાંટાળી વાડ
તપાસો !
ચહેરાનામે એક બુકાનીબાંધી બહારવટું ખેલો છો !
જાવ, તમારું ગામ લૂંટાયું, કોણે પાડી ધાડ,
તપાસો !

## ખાલી નગર/અજય પુરોહિત

કૈં ધબકતા શ્વાસનો અવતાર છે ખાલીનગર,
જો કવિતાના તરસનું દ્વાર છે ખાલીનગર.
વેદનાના વૃક્ષ જેવું ક્યાંય દેખાતું નથી ;
ગઝલના શબ્દ આરોપાર છે. ખાલીનગર.
આમ શોધું તો મળે યા ના મળે તું શબ્દમાં;
આ ગઝલ મારો બીજો સંચાર છે ખાલીનગર
ઝંખનાના દર્પણો પણ ઝળહળે છે સ્વપ્નથઈ;
ક્યાં સમયના મૌનનો આકાર છે ખાલીનગર.
સૂર્યને પણ હું હળાહળ પી ગયો છું એકલો.
અવનવી કૈં સાંજનો રણકાર છે ખાલીનગર.

# અનુવાદ

હાઈકુ
સ્નેહરશ્મિ

૧

The bride
Blew out The lamp
Night a blossoming beauty.

नववधू ने
दीप बुझाया : रात
रूपवल्लरी ।

નવવધૂએ
દીપ હોલવ્યો : રાત
રૂપની વેલ

૨

On The ground rustle
Dry leaves, sprout
Tender shoots above.

खडके सूखे
पत्ते नीचे, ऊपर
कोंपलें फूटे ।

ખખડે સૂકાં
પર્ણ નીચે, ઉપર
કૂંપળ ફૂટે.

૩

A falling leaf
Gazing downwards
Embraces its own shadow

गिरता पत्ता
देखे नीचे भेटते
अपनी छाया ।

ખરતું પાન
જોતાં નીચે ભેટતું
નિજ છાયાને.

૪

Unevenly leaves fall,
Burst together
Sprouts innnmerable !

गिरते पत्ते
रह रह, कोंपलें
फूटें साथ में ।

ખરતાં પર્ણ
રહી રહીને, ફૂટે
કૂંપળો સાથે.

५

Dry leaves rustle
Silent The Fall
Of fragrant flowers !

खड़के भूखे
पत्ते; नीरव गीरे
फूल म्हकते ।

ખખડે સૂકાં
પર્ણ; નીરવ ઝરે
ફૂલ મ્હેકતાં !

६

Bedrenched heaven knows
A sparrow shakes her wings
Dry upon my floor.

भीगी बाहर
घर में मेरे झाड़े
चिड़िया पंख ।

ભીંજી બહાર
ઘરે મારે ખંખેરે
ચકલી પાંખ.

७

A train puffs up hill;
The fields below
All-a-whirl.

चढ़े गिरि पे
गाड़ी; घूमते नीचे
रास में खेत।

ચઢતી પ્હાડે
ગાડી; નીચે ખેતર
ચગતાં રાસે.

८

The night departed
Leaving behind dew
For the sun.

विदाई की है
रातने: रख ओस
सूर्य के लिए ।

વિદાય લીધી
રાતે, રાખી ઝાકળ
નિજ છાયાને

(પ્રકટ થનાર ત્રિભાષી હાઈકુસ ગ્રહ 'Sunset on Snowpeaks' માંથી. હિંદી અનુવાદ : ડૉ. ભગવતશરણ અગ્રવાલ)

## 'પટેલ-પટલાણી'

મતીગ વ્યાસ

પીથલપુરમાં પટેલિયો કાંઈ પટલાણી પંચાળ કે માગે માદળિયું...
ઊગમણું ઘર અવાવરું આથમણું ઓક્ટમાળ કે માગે માદળિયું...
પટેલ કોરો ઓરસિયો પટલાણી ચંદનડાળ કે માગે માદળિયું ..

અમથો નક્કર ફાડિયું ઉમણા ઢીલો વેશ
બેઠો વચ્ચે વેશ એને માદળિયે કાંઈ મૂંઝવ્યો
ધોળો દઈ ને ઊભરે બેઠો રુખડ દેહ
પંપાળે સદેહ એની આંગળિયુમાં ઓરતા
જમણે હાથે પોતરે જાખમવંતો કાન
ખરું કેવળ જ્ઞાન આ તો માદળિયાનો મામલો
ઓસરિયું કાંઈ અણોહરી ને ગધળિયું બેકાર કે માગે માદળિયું .
પટલાણીને રગ રગ મ્હોર્યો અણદીઠો એકાર કે માગે માદળિયું ..
પટેલ પૂરા તળિયાઝાટક પટલાણી ચિક્કાર કે માગે માદળિયું . .

પટલાણીવટ જોઈને અખંડ વ્યાપ્યો કાળ
ઊભી થઈ તત્કાળ ફેંફેં મૂછો ફાંકડી
ફૂટયો ફાગી આંખમાં ફળફળતો તેજાબ
ઉપર પીધી ગાબ એના ખોખારે ધણ ધ્રોડિયા
ધણુણુણ તોપુ ગડગડી પીથલપુર મોઝાર
જાગ્યો જયજયકાર એના પંચાળે પડઘા પડે
પટલાણીને સોંસરમોઝાર પેઠી વેગણફાળ કે માગે માદળિયું
પડતું મેલ્યું પિયરિયે ને વળતા લીધો ઢાળ કે માગે માદળિયું ..
પરપોટામાં પડી ગયો રે ધોળો અંતરિયાળ કે માગે માદળિયું

હાં, હા, પટેલ, ખમા કરો અણગમત્યાની આણ
હું પાદરનું છાણ, ને તમ પારસ પીપળો
આખ્યે ઝૂલે ચાકળા કાંધી તોરણ મોર
ઢંકાશો રે કલશોર હવે ઢાળો માઝમ ઢોલિયો
પોંચી પોંચી ગતકી ચાદો અફલાતૂન
પટલાણી મૂનમૂન એને હઈડે વાગે વાંસળી
ચપટીક ઓરી લાપની ને અંધમગ કરી કુલેર કે વાગે વાંસળિયું ..
પટેલ ભીનો ભાદરકાંઠો પટલાણી ખંડેર કે વાગે વાંસળિયું .
લીંપો ધોડો છૂટી ગયો ને પડી રહી સમશેર કે વાગે વાંસળિયું ...

('પરબ')

પતિએ માદળિયું ન કરાવી આપતાં રીસાઈને પેયર જતી રહેતી નાયિકાના ઘટકાંશો આપણાં લોકગીતોમાં મળે છે. એવા જ ઘટકાંશને વધારે પરિમાર્જિત અને કાવ્યાત્મક સ્વરૂપમાં આ કાવ્યમાં વણી લેવામાં આવ્યો છે. અહીં પણ દિલ્લગીજન્ય રીસનું આલેખન છે. 'કે માગે માદળિયું' શબ્દો પહેલા ત્રણ ખંડો સુધી સતત આવર્તિત થઈ ગેયતાનું તત્ત્વ સિદ્ધ કરે છે. આ 'કે માગે માદળિયું' શબ્દો પીથલપુરના પટેલિયાને લાગુ પાડીશું કે પંચાળ-સ્થિત પટલાણીને? કવિએ તો એ સંદિગ્ધ રાખ્યું છે. રૂઢિનો સંદર્ભ બાજુએ રાખીને માત્ર પંક્તિના જ આધાર લઈએ તો આવી સંદિગ્ધતા ઊભી થાય છે. આવી સંદિગ્ધતા આધુનિક કવિઓની માનીતું એક મહત્ત્વનું લક્ષણ છે. કવચ બન્નેને આ માદળિયાની જરૂર છે. કંઈક સમીકરણની રીતે આ સમગ્ર કાવ્યની પ્રક્રિયાને મૂકીએ.

કે માગે માદળિયું (− પટેલ + પટલાણી)

|
V

કે માગે માદળિયું (+ પટેલ − પટલાણી)

|
V

કે માગે માદળિયું (+ પટેલ + પટલાણી)

પટેલ x પટલાણી = વાગે વાંસળિયું

કઈ બલા છે આ માદળિયું? ઈલમ છે કોઈ? ક્યાંક અંટસ પડી ગઈ છે ધણી–ધણીઆણી વચ્ચે. કોઈક નાની શી વાત! વટમાં ને વટમાં પટલાણી તો પીથલપુર ત્યજીને પહોંચી ગયાં હશે પિપરપંથ પંચાળ! 'પીથલપુર' અને 'પંચાળ' સાદૃશ્યસંબંધે પસંદ થયેલા શબ્દો છે. 'પટેલિયો' અને 'પટલાણી'ના આદ્ય 'પ' સાથે મળીને એ વર્ણસગાઈ રચે છે. પહેલી પંક્તિમાંનો 'કાંઈ' તો કોઈ અર્થ ધરાવતો નથી. કવિતામાં શબ્દે શબ્દનો કોઈ અર્થ હોતો પણ નથી. એ નેરેટર (વર્ણક) તરફથી વાતચીતના લહેકાના સ્વરૂપમાં, લય સાધવા, પ્રયોજેયો છે.

લોકગીતોમાં જોવા મળતી પરંપરાની જેમ જ આ કાવ્ય પણ કેટલાંક સમીકરણો રચીરચીને આગળ વધતું જાય છે. આ સમીકરણો આ પ્રમાણે છે:

૧. પીથલપુરમાં પટેલિયો કાંઈ પટલાણી પંચાળ
૨. ઊગમણું ઘર અવાવરુ આથમણું ઝાકઝમાળ
૩. પટેલ કોરો ઓરસિયો પટલાણી ચંદનડાળ
૪. પટેલ પૂરા તળિયાઝાટક પટલાણી ચિક્કાર
૫. હું પાદરનું છાણ ને તમ પારસ પીપળો
૬. પટેલ બીનો ભાદરકાંઠો પટલાણી ખંડેર

આ સમીકરણોની આવલી જ આ કાવ્યના અંતરંગને નિબદ્ધ રાખે છે. પહેલું બીજું અને પાંચમું સમીકરણ શબ્દરચનાની રીતે ભિન્ન છે; જ્યારે ત્રીજું. ચોથું અને છઠ્ઠું લગભગ સમાન તરેહ ધરાવે છે. એકેય સમીકરણ કૃત્રિમ લાગતું નથી એ એની વિશેષતા છે. બધાં જ સમીકરણો તુલનાપ્રધાન છે. પ્રથમ ચાર તુલનાઓમાં પટલાણીનું ચઢિયાતાપણું સ્થાપિત થાય છે, જ્યારે બાકીની બે તુલનાઓમાં પટેલનું. જો કે છેલ્લું–છઠ્ઠું સમીકરણ થોડું દુરાકૃષ્ટ છે. ત્યાં 'ભાદરકાંઠો' અને 'ખંડેર' વચ્ચેનો સંબંધ સહજતાથી બેસતો નથી.

ત્યારે પ્રયોજન શું છે કવિને પક્ષે આ સમીકરણો યોજવાનું? પટલાણી સાથે નાયકને કંઈક વાંધો પડ્યો છે? કેમ એ સાવ શિથિલાંગ બની ગયો છે? આમ તો એ નક્કર 'કાઠિયું'– વટવાળો છે પણ

આજે સાવ 'અમર દેહ!' આ 'અમર દેહ'! પ્રયોગ કેટલો નવો અને છતાં સાર્થક છે! પટેલ પ પાળે છે ખરો પણ 'દેહ' ને નહીં, 'અ-દેહ'ને. 'આંગળિયુ'માં પણ પત્નીને સ્પર્શના 'ઓરતા' છે, પણ એ તો ક્યાંક 'આથમણે' છે પછી તો વિચારતા વિચારતા પટેલને લાગે છે કે આ તો 'માદળિયાનો મામલો જ છે

'જમણે હાથે પોતરે જોખમ ર તો કાન
ખરતું કેવળ જ્ઞાન આ તો માદળિયાનો મામલો'

'જમણે' અને 'જોખમ'માં, 'જ' અને 'મ'નો સાદૃશ્ય છે. 'જમણે', 'જોખમ', 'માદળિયા' અને 'મામલો'માં 'મ' વર્ણનું અંતર્ગત સાદૃશ્ય છે 'પોતરે', 'વ'તો', 'ખરતું', 'આ તો'માં 'ત' વર્ણનું સાદૃશ્ય છે 'કાન' અને 'કેવળ'માં 'ક' વર્ણનું સાદૃશ્ય છે 'જમણે હાથે પોતરે'માં 'એ'કારાન્ત વર્ણોવાળા લયસંવાદ રચવામાં આવ્યો છે.

પ્રસ્તુત પંક્તિઓમાં (વિનોદનો) વિનોદ છે કેવળ જ્ઞાન 'કાન'માંથી ખર્યું છે. બુદ્ધના 'કાન' કૅલેન્ડરમાં જોયા છે? લાંબા છે– જ્ઞાનના મૂળ સ્રોત સમા. કવિના મનમાં એ સંસ્કાર હોય તો નવાઈ નહીં. આથી જ 'કાન' સાથે 'કેવળ જ્ઞાન' જોડ્યું હશે

આ 'કેવળ જ્ઞાન' કયું છે?' 'ચિક્કાર' પટલાણી કઠેક માગે છે. એને આરગ અહંકાર સ્ફુર્યો છે. એ મદ તો ઉતારવાને રપગુ પટેલ તો 'પુગ તળિયા ઝાટક' છે! કાવ્યનું સૌથી અસરકારક સમીકરણ આ છે એમાંથી વિરોધ મરાનર ઊપજે છે હવે પટેલની મૂછો ઊંચી થાય છે 'ફાગી' આંખમાં તેજ ઊભરે છે. અહીં પણ પેલું રમૂજનું–ચીખળનું તત્ત્વ છે. આ *કાવ્યના વર્ણક પાસે થોડી ચારણી શૈલીની ટીખળ-વૃત્તિ છે જેનો આ કાવ્યમાં સફળ વિનિયોગ થયો* છે ક્યાંક ઊંડે ઊંડે જાણે ગવજીનો 'ફુલીલાલ' ન બેઠો હોય! પટેલના ખૂંખારની સાથે વાણી પણ ઓજસવંતી બને છે:

ધણણણ તોપું ગડગડી, પીપલપુર મોઝાર,
જાગ્યો જયજયકાર એના પંચાગે પડઘા પડે'

ને હવે પટલાણી મૂંઝાય છે, એને પણ (ટહિપથાથા) 'પિયરિયુ' પડતું મેલવાની વૃત્તિ જાગે છે.' 'વળતા લીધો ઢાળવાળો રૂઢિપ્રયોગ કેટલો સહજ છે! પછીની બીજી જ પંક્તિમાં તળપદા શબ્દો હોવા છતાં સુંદર પ્રતિરૂપ સર્જ્યું છે 'પરપોટામાં પડી ગયો રે ધોબો અંતરિયાળ' પરપોટામાં ધોબો પાડવાનું સર્જનકર્મ સાચે જ અદ્ભુત છે.

હવે પટલાણીનું પ્રાયશ્ચિત્ત પ્રારંભાય છે પોતનો બધો મદ ઓસરી જાય છે ને એ કેટલી નમ્રતાથી પોતાની લઘુતા કબૂલ કરી લે છે? એ તરત જ કહે છે કે, 'હું પારેવું છાણું ને તમે પારસ પીપળો' આ પંક્તિમાં પણ 'પ ર'ના સાદૃશ્યો નોંધો લગભગ આખા કાવ્યમાં આ 'પ' વર્ણ લયનિર્માણાર્થે સક્રિય બનતો હોવાની પ્રતીતિ થાય છે

પટેલ–પટલાણીના મિલન સાથે કવિ અને કવિતા પણ વધારે ખીલે છે ગતને પોચી પોચી કરીને કવિએ એને સજીવ તો કરી પણ અહીં દૂરસુદૂર રહ્યાનું પોચાપણું પડેલું છે કહોને કે એની deep surfaceમાં ચાદર પણ 'અફલાતૂન' છે. પટેલ–પટલાણીના આ મિલનફલ રૂપે લાપસી રંધાઈ છે, 'વાસળિયું' વાગવા માંડી છે હવે તો 'મારે માદળિયું' ને બદલે 'મારે વાસળિયું' નો ધ્રુવશબ્દનો સમૂહ કાર્યરત બને છે ને એ લાગુ પડે છે બંનેને હવે તો સધાય છે પ્રસન્નતાનો લીલો ઘોડાવેગ. પટ

લાણી હવે ખંડેરમય વિશ્લથભાવ અનુભવે છે. (આ 'લીલા' ઘોડાનો સંદર્ભ રાવજીના 'આભાસી મૃત્યુનું ગીત' નો તો નહીં જ હોય ને ? આપણી કવિતામાં 'લીલો' શબ્દ થોડો ચલણી સિક્કા જેવો બની ગયો છે. જો કે રાવજીનું એ કલ્પન તો પુરાણમાં ઉલ્લેખ પામેલા સૂર્યના લીલા ઘોડાઓ સુધી પહોંચે છે.

કાવ્યમાં સાદ્યન્ત રંગદર્શી મિજાજ છે. કાવ્યમાંના ઓજસ ગુણને આવિષ્કૃત કરવા કવિને દોહરાબંધ વધારે અનુકૂળ આવ્યો છે. પ્રથમ ત્રણ પંક્તિઓનો લય કટાવગંધી છે. એ પછી ત્રણ દોહરા પછી ત્રણ ગેય પંક્તિઓ અને પછી ત્રણ દોહરા. આમ, આ અવાન્તર વ્યવસ્થાને કારણે કાવ્ય સુબદ્ધ બન્યું છે. દોહરામાંની પ્રાસયોજનામાં પણ એક વિશિષ્ટ તરેહ જોવા મળે છે. એમણે પંક્ત્યાન્ત પ્રાસ મેળવવાને બદલે બીજા–ત્રીજા ચરણના અંતિમ શબ્દોને પ્રાસથી જોડયા છે :

'અમથો નક્કર ફાડિયું x
હમણાં ઢીલો ઘેંશ ]
બેડો વરવે વેશ ]
એને માદળિયે કાંઈ મૂંઝવ્યો.x

દોહરા બંધની માત્રાઓ બધે ચુસ્ત રીતે ન જાળવતાં એમાં કયાંક થોડો વિસ્તાર પણ કવિએ કરી લીધો છે.

કાવ્યમાં તળપદા શબ્દોની ભરમાર છે. 'અવાવરું', 'ફાડિયું' 'વરવે,' 'થોભો,' 'અણોહરી,' 'ઘોડિયાં,' 'ઢૂંકયો,' 'ખમા,' 'આંખ્યે,' 'ચપટીક' જેવા આ શબ્દો બોલચાલની સરળતા રચે છે. 'નક્કર ફાડિયા હોવું', 'ઢીલા ઘેંશ હોવું', 'આંગળિયુંમાં ઓરતા હોવા,' 'રગરગ એંકારમહોરવો,' 'તળિયાઝાટક હોવું,' 'ફાળ પેસવી', 'પડતું મેલવું,' 'વળતો ઢાળ લેવો,' 'લાપસી-કુલેર ઓરવાં,' 'ઢોલિયો ઢાળવો' જેવા રૂઢિપ્રયોગોથી અને 'રગરગ,' 'ફેં ફેં,' જેવી દ્વિરુક્તિઓથી પણ વાણીની આવી જ સાહજિકતાનું નિર્માણ થાય છે. તદ્દન નવા પ્રયોગો પણ વચ્ચેવચ્ચે જોવા મળે છે. 'રુબ્બર દેહ,' 'જોખમવંતો કાન,' 'પટેલ પૂરા તળિયાઝાટક, પટલાણી ચિકકાર,' 'આંખ્યે ઝૂલે ચાકળા કાંધી તોરણ મોર.' 'ચાંદો અફલાતૂન' અને 'લીલો ઘોડો છૂટી ગયો ને પડી રહી શમશેર' જેવા પ્રયોગો કાવ્યને નવીનતાની સાથે સાથે ઉપકારકતા પણ પૂરી પાડે છે.

અવલોકન

# 'આન્તર'ની કવિતા

નલીન પંડ્યા

('આન્તર' કાવ્યસંગ્રહ, જ્યોત્સ્ના ય. ત્રિવેદી, પ્રકાશક પોતે, પ્રાપ્તિસ્થાન : આર. આર. શેઠની કંપની, કિંમત પંદર રૂપિયા)

કવિના પ્રક્રિયામાં આંતર દૃષ્ટિએ કરેલા અનુભવો અને વસ્તુઓનાં નિરીક્ષણની ગતિ આત્મલક્ષિતા તરફથી પરલક્ષિતા તરફ હોવી જોઈએ. 'આન્તર'ના કાવ્યોમાં કેટલે અંશે આવું બને છે એ તપાસવું ઘટે

જ્યોત્સ્નાબહેનની કવિતામાં કલ્પના બે રીતે પ્રગટ થાય છે. પ્રથમ, જિવાતી સૃષ્ટિના બળોની મધ્યસ્થી સાથે કલ્પના પ્રગટે છે, તેમજ સર્જનની શાશ્વતીનો માનસિક તબક્કો લઈને પ્રગટે છે. 'પાણી', કાવ્યમાં પાણીની સૃષ્ટિ અત્યંત ગૂઢાત્મકતા આણી આપે છે. જીવન અને જાત સાથે પાણી કઈ કઈ રીતે વણાયું છે, તે દર્શાવાયું છે પાણી જ એ સમય અને સમયનો પ્રવાહ છે. માટે જ તેઓ કહે છે કે

"ખૂબ ગમે છે મને વહેતા પાણી
પાણી...પાણી ..પાણી...
પરણી તે દહાડે પાણીનો માંડવો કરાવેલો
ચોરીમાં ચારે દોર સાત સાત
ઘડાઓમાં ઘડા જેવું
ગાળ ગાળ પાણી
તો વળી પાસેના જલપાત્રમાં
અગ્નિ પાસે પડેલું કાચ જેવું પાણી"

પાણીનો આકાર અને રંગ ધ્યાનમાં રાખી કવયિત્રી જીવનના તબક્કા અને સમયના પરિમાણો આલેખે છે સ્ત્રીસહજ અનુભવોની સુંદર ગૂંથણી તેઓ કરી છે.

'આ કવિલોક પર...' કાવ્યમાં સ્ત્રીની લાચારીને સહજ ક્ષણો ચલચિત્રિત થાય છે. મારી દૃષ્ટિએ 'આન્તર'ની પ્રધાન રચનાઓમાં 'સમજુ રાત્રિઓ'નું આગવું સ્થાન છે. ભગવદ્ ગીતાના અગિયારમા અધ્યાયનું રહસ્ય એમાં પ્રગટે છે. વિશ્વરૂપદર્શનનું તેમ જ તેનો મહિમા એક પ્રકારની મુક્તિ અને શાંતિ તરફ લઈ જાય છે. આવું જ દર્શન એરિકા જોંગ 'The Exam Dream'માં કરે છે, જુઓ:

"In a season of deaths
when dead ones, the great ones
were falling all round,
when leaves were turning
scarlet, crimson, brown as blood,
when the biches trembled
& the oak turned gold."

'સમજુ રાત્રિઓ'માં ભલે દામ્પત્યપ્રેમ શબ્દ પ્રયોજાયો હોય પણ અંત બરફ દ્વારા મૃત્યુ પાછળ મુક્તિનો જ ભાવ અભિવ્યક્ત થયો છે.

ભવિષ્યના સ્વપ્ન અને તે વિશેની ભ્રાંતિ 'ફાંફા મારતો' કાવ્યમાં વ્યક્ત થઈ છે નાઈલના ભિખારી પાણી પોતાના પ્રિયતમ સાથે પરણાવવાની વાત કલ્પવિત્રી કરે છે તે જોવા કરવામાં પ્રકટ થાય છે. તેઓ પાસે માનસિક સ્પષ્ટતા, ભ્રાંતિ કે સ્વપ્ન જ નથી જેથી થિયોડોર રોથકીનું વિધાન બરાબર લાગુ પડે

છે. તે કહે છે કે 'મારાં સ્વપ્નો મને જ સમજતાં નથી.' 'વિશ્રંભકથા' કાવ્યમાં પણ જાતીયતા વિશેની ભ્રાંતિ દેખાય છે. લગ્નની રાતે બીજી કઈ વાત થઈ શકે? પાંચ વિધાનાત્મક પ્રશ્નો જ મૂંઝવણો હોઈ શકે.

પ્રેમનો ઉભરો શમ્યા પછી અધૂરો સંતોષ 'અર્ધવિરામ'માં પ્રગટ થાય છે. સીમાબિન્દુ પર અર્ધવિરામનું ચિહ્ન જ નહીં બલ્કે ગતિ કરવાની તત્પરતા દશ્યમાન થાય છે. સંપૂર્ણ સંતોષ પછીની યાત્રા મુક્તિ તરફની જ હોય. 'મૃત્યુનું સ્વાગત'માં પૂર્ણ સંતોષ પછીની વૈરાગ્યાવસ્થા પ્રગટ થઈ છે. મૃત્યુનો ભય નહીં પણ તેનો સ્વીકાર જ અહીં વર્તાય છે. જેથી પોતાની પ્રિય વ્યક્તિના ખભા પર ઢળી પડવાનું તેઓ પસંદ કરે છે.

આ ઉપરાંત અન્ય રચનાઓમાં એકસૂરિલાપણું (monotony) વર્તાય છે. અહીં આંતરદૃષ્ટિ અને અનુભવની સચ્ચાઈ છે પણ બાહ્યલક્ષી ગતિ નથી. ઘટના અને સંસારની ઓતપ્રોતતા સમષ્ટિમાં ઓગળતી નથી, જેથી personal poetry બની રહે છે. પુત્ર પારમિત અને પતિ યશવંતના સંબંધો વૈશ્વિક ફલક પર અંગતતા છોડીને કાવ્યમાં આવ્યા હોત તો કલાગુણ જળવાઈ રહેત. જ્યોત્સ્નાબહેનમાં કલ્પનાશક્તિ અને ભાવાની પ્રબળતા છે, તેની આયોજના પણ છે; પરંતુ લાગણીશીલ, ભાવવિભોર પોચટ વિધાનો કાવ્યને બાધારૂપ લાગે છે. આ રચનાઓ ઘરની મર્યાદાઓ વટાવતી નથી. અસ્તુ.

## તેજની હદમાં પ્રવેશતી ગઝલ

### અશોકપુરી/ગોસ્વામી

કવિ શ્રી કિશોર મોદીનો તાજેતરમાં પ્રગટ થયેલો ગઝલસંગ્રહ 'જલજ' છેલ્લાં દશ વર્ષની તેમની કાવ્યસાધનાની ફળશ્રુતિનો પરિપાક ગણાવી શકાય. કવિ રંગ અને રસાયણના સંશોધનક્ષેત્રે વ્યાવસાયિક રીતે સંકળાયેલા હોવા છતાં કવિતાના ક્ષેત્રે તેમની ગતિ પ્રવાહી રહી જણાઈ છે. વાંચવા, સમજવામાં સહજસાધ્ય જણાતી ગઝલ, કવિતાના અન્ય પ્રકારોની માફક અભ્યાસ અને ઊંડું ચિંતન માગી લે છે. આમ, પ્રથમ નજરે તેનું સ્વરૂપ છેતરામણું લાગે છે. સબળ અને સર્વાંગ સુંદર ગઝલ રચવી એ દીવો ના ઠરે એ શરતે વાવાઝોડાની આરતી ઉતારવા સમું દુષ્કર કર્મ છે. ગઝલનાં સ્વરૂપ, છંદોલય તથા ગુજરાતીપણા વિશે ઘણી જગ્યાએ ઘણું લખાયું છે અને લખાય છે. તેવા સમયે કવિશ્રી કિશોર મોદીનો સંગ્રહ 'જલજ' નવી કેડી નવી ભાત ઉપસાવે છે. 'જલજ' અર્થ પ્રમાણે જલમાં ઉત્પન્ન થનાર અનેક સંકેતો આપી જાય છે. એ કમળનું પણ સૂચન કરે, તરંગનું પણ સૂચન કરે કે વમળનું પણ સૂચન કરે. સંગ્રહમાં સૂક્ષ્મ સંવેદનો અનેકવિધ પ્રયોગો દ્વારા સર્જકના માનસમાં ચાલતી સતત મથામણના પરિપાક રૂપે ગઝલ બનીને જન્મ્યાં છે. સંગ્રહની ગઝલ મૌગ્ધ્ય પ્રેમની ગુફતેગુમાંથી નીકળી નરી નકરી વાસ્તવિકતા તરફ પ્રયાણ કરી ચૂકેલી, ઉતરાણ કરી ચૂકેલી અનુભવાય છે, પુખ્ત અને પક્વ અનુભવાય છે. તેમણે અનેકવિધ વિષયો— ઐતિહાસિક, પૌરાણિક-અર્વાચીન પાત્રોનો, સંકેતોનો. સંદર્ભોનો સફળતા-

પૂર્વક ઉપયોગ કરી ગઝલસ્વરૂપને વૈવિધ્યસભર બનાવ્યો છે. સિદ્ધપ્રસિદ્ધ કવિની કવિતાની કે ગઝલની અર્થછાયા કે અસર, પડઘા કે પડછાયા તેમની ગઝલમા ક્યાય અનુભવાતા નથી તે તેમનુ તથા તેમની ગઝલનુ જમા પાસુ છે

પ્રથમ વાચને જ સ્પર્શી ગયેલા સંવેદનસ્પર્શી શેર આસ્વાદીએ,

માન્યતાના શહેરમાથી માણસો
લઈ અજ પો કેમ પાછા નીકળ્યા (પૃ ૧૪)
ચોગ્પગલે વિસ્મયો ટકરી ઊઠે
આમ ઇચ્છાઓનુ જગત જાગરે (પૃ ૧૩)
વાણી નજરૂલની લઈ આવુ પણ
ચિત્તભ્રમ શબ્દો અબોલા નીકળે (તોય) (પૃ ૪૧)
ધૂળની ચપટી લઈ પગલુ ગયુ
આગણાને ચાલવાનુમન થયુ (પૃ ૪૩)
હોડીની જેમ ઉચ્છ્વાસ છે સતત ઉછે
વીતી ગયેલ એ પ્રતીક્ષાનુ સ્મરણ અમે (પૃ ૫૮)
સ્મિત દિવાદાંડી જેવુ હોય માલમ
રાખજે મારો તૂતક પર રાતવાસો. (પૃ.૧૨)
પત્ર જૂના યે મિલનમા નીપજે
કાળવાચક સર્વ પદો બની ગયો હવે. (પૃ ૭૨)

આવા ઘણા ય શેર સમગ્ર ચિત્તને વિભાગ કરે તેવા છે. પ્રસ્તુત ૬૩ ગઝલો પૈકી પાચ છ કવિના અન્ય ગઝલની કક્ષાના પ્રમાણમા નબળી જણાય (૧૫,૨૫,૩૧,૩૫ ૪૦,૪૫) છે. અન્ય ગઝલો સુદર તો છે અને તેમા ય સાભળવા, સભાળવાયોગ્ય–'ક્ષણે ક્ષણ સાભરે ગામ મારુ સચીન' એ સ્મરણના સાતત્યનુ ઊગુ બનેલી ગઝલ છે.

તેમની ગઝલમા કાફિયામા તાજગી નાવીન્ય અને મૌલિકતા અનુભવાય છે માત્ર પ્રશ્નાર્થ, અલ્પવિરામ આશ્ચર્યવિરામ ચિહ્નોનો ઉપયોગ માત્રથી પણ તેમણે ધાર્યા પરિણામ ગઝલમા મેળવ્યા છે. વળી, ૭ ગઝલ ત્રણ મિસરાની છે જે એક રસપ્રદ પ્રયોગ છે જો કે તેની મહત્તા પ્રયોગ તરીકે સ્વીકારીએ એટલુ જ, બાકી ફક્ત બે મિસરામા–શેરમા ચોટદાર રજૂઆત દ્વારા–ઉત્કૃષ્ટ શેરીઅતવાળી રચના બનતી હોય તો ત્રીજા મિસરાનો ઉપયોગ એ શબ્દનો વ્યય છે તેવુ મારુ અંગત માનવુ છે. નાના બહેરમા, ઘણી ઉત્કૃષ્ટ ગઝલો ઉર્દૂમા અને ગુજરાતીમાં લખાઈ છે.

આ બધુ હોવા છતા પણ આ ગઝલકાર કવિ ક્યારેક અને ક્યાક ગઝલમા, શેરમા કે મિસરામા સામાન્ય કલ્પનાઓથી વિશેષ આગળ જઈ શકતા નથી

ગાળી તો એ હોય ગજાને ગમી (પૃ ૨૫)
મોજથી ખાતો સફરજન શખ્સ ... (પૃ ૫૯)
ઓછપોની રાઈ લઈ આત્મ ગયો (પૃ.૫૧)
પાસળીના શહેરમા પ્હોચી તમે (પૃ ૩૮)

આમ ક્યાક ગઝલમા ઊલા મિસરો ચોટદાર હોય અને સાની મિસરો બોદો કે નબળો આવે ત્યારે એ શેર કે આખી ગઝલને સામાન્ય બનાવે છે જો કે એ અપ

વાદ રૂપે ક્યાંક જ છે છતાં એનાથી ચેતવા જેવું તો ખરું જ.

વળી, તેમની કલ્પનાનું પંખી ટેરવાં, સ્પર્શ, લોહી, દરપણ, આગિયો, બિંબ, ચાડિયો વગેરેમાં અવારનવાર ઘૂમ્યા કરે છે. તે તેમની મર્યાદા પણ હોય અથવા લાક્ષણિકતા પણ હોય! થોડા અરુચિકર ગવાણુ રદીફકાફિયા ગઝલમાં સમરસ નથી બન્યા. જેવાં કે વૃક્ષતા, દૂરતા, લોહીઉકાળો, ઉખાળો ચાળો, બાઝો, તરસક્ષણ, બાહર, વગેરે. આ ત્રુટિ થોડી સભાનતાથી નિવારી શકાઈ હોત અને તેનો સંગ્રહને જ નહીં કવિને અને ભાવકને પણ લાભ થાત.

બાકી અત્યારે તો વ્યંજનાના, વેદનાના, વિષાદના સતત અતિરેકને લીધે, સમીકરણાત્મકતાને લીધે ગઝલ પોતાનું મુલાયમપણું ગુમાવતી જતી અનુભવાય છે ત્યારે આ સંગ્રહનાં પણ તે અમુક અંશે જોવા મળે છે ગઝલના છંદ પ્રત્યે કવિ સતત સભાન છે. ક્યારેક ક્યાંક અનિવાર્ય છંદમુક્તિ એ ગઝલમાં છંદદોષ કે તોડફોડ નહીં ગણાતા સહજ અનિવાર્યતા તરીકે સ્વીકારીએ. અલબત્ત, એનાથી શેર ઉત્કૃષ્ટ અને બળકટ બનતો હોય, અર્થ નિષ્પન્ન થતો હોય તો જ, અન્યથા નહીં. શેરની શેરીઅત સચવાતી હોય તો જ, અન્યથા નહીં. આવી પાતળી ભેદરેખાથી કવિએ અને ભાવકે સતત સભાન રહેવું પડશે.

અંતમાં તેજની હદમાં પ્રવેશી ચૂકેલી ગુજરાતી ગઝલમાં 'જલજ' સ્વયં પ્રકાશે, એ આશા સાથે આપણે 'જલજ'નું સ્વાગત કરીએ.

---

## 'કવિલોક' સામયિક અંગેની માહિતી

[ધિ રજિસ્ટ્રેશન ઓફ ન્યૂસપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ, ૧૯૫૬ અન્વયે (ફોર્મ નં ૪. રૂલ નં.૮)]


૧ પ્રકાશન સ્થળ : 'લાવણ્ય', વિજયપાર્ક', નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯.
૨ પ્રકાશન-સમય : દ્વિમાસિક, અંગ્રેજી બીજા, ચોથા, છઠ્ઠા, આઠમા, દસમા, અને બારમા મહિનાને અંતે.
૩ મુદ્રકનું નામ : ધીરુ પરીખ. રાષ્ટ્રિયતા : ભારતીય, સરનામું : 'લાવણ્ય' વિજયપાર્ક', નવરંગપુરા અમદાવાદ-૯
૪ પ્રકાશકનું નામ : ધીરુ પરીખ, રાષ્ટ્રિયતા : ભારતીય, સરનામું : 'લાવણ્ય' વિજયપાર્ક' નવરંગપુરા અમદાવાદ-૯
૫ તંત્રીનું નામ : ધીરુ પરીખ, રાષ્ટ્રિયતા : ભારતીય, સરનામું : 'લાવણ્ય' વિજયપાર્ક', નવરંગપુરા અમદાવાદ-૯
૬ માલિક કે માલિકોનાં નામ સરનામા : કવિલોક ટ્રસ્ટ, 'લાવણ્ય' વિજયપાર્ક', નવરંગપુરા, અમદાવાદ-૯

હું ધીરુ પરીખ આથી જાહેર કરું છું કે ઉપર જણાવેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને સમજ મુજબ સાચી છે.

ધીરુ પરીખ
પ્રકાશક

ગ્રીષ્મ. વિ. સં. ૨૦૪૧

# કવિલોક

મે-જૂન ૧૯૮૫

।ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि।



## કવિતા અંગે

કવિતામાં કલ્પનોત્થ સર્જકતાનું અદ્‌ભુત અંગ કાવ્યરૂપોની અપાર શ્રીમાં ને લયના અઢળક લાવણ્યમાં પ્રતીત થાય છે. સૉનેટનું કોને દર્શન થયું? ગઝલનું કોને દર્શન થયું? એ ઝગમગતાં ચમકતાં રત્નો છે, તમારા અંતરમાં ઊતરીને સંવાદ સાધે છે અને અકથ્ય વિસ્મય ઉપજાવીને રોમાંચનો અનુભવ કરાવે છે. એ રોમાંચ આપણા ઇન્દ્રિયાતીત સત્ત્વનો રોમાંચ છે. સૉનેટમાં આવેગ ને પ્રજ્ઞાનું રસાયણ હોય છે—હથેળીમાં લઈને છાતીસરસું ચાંપવાનું મન થાય એવું એ કાવ્યરૂપ છે!

ઊછળતો પ્રેમ તેમ જ જીવનની વક્રતાઓ ને વિસંવાદિતાઓની ધારદાર નાટ્યાત્મક અભિવ્યક્તિ એ ગઝલની પારાવાર સમૃદ્ધિ છે. કાવ્ય લેખે ખપતી વિકૃતિઓ બાદ કરીએ, ગઝલ અને દુહા એ બન્નેમાં જીવનના વૈવિધ્ય અને ગૂઢતાની નિખાલસ અને સાચી અભિવ્યક્તિ હોય છે. ભજન, ગરબી અને ઓડ જેવી અન્ય સંરચનાઓમાં પણ મનુષ્યની કલાસિદ્ધિઓ દેખા દે છે. આ બધાં કાવ્યરૂપો આપણા કલ્પનાપુંજમાં વસી ગયેલાં છે—છેડા, બાજુઓ ને વિસ્તારવાળા મૂર્ત પદાર્થો તરીકે નહિ પણ સર્વાશ્લેષી લાવણ્ય અને મોહકતા રૂપે.

વિષ્ણુપ્રસાદ ત્રિવેદી

('બુદ્ધિપ્રકાશ' એપ્રિલ ૧૯૮૫માંથી)

# અખાના છપ્પાના પાઠ અને અર્થ–૭

શિવલાલ જેસલપુરા

(ગતાંકથી ચાલુ)

**૩૧**

કા વેષ તણું રાખે અભિમાન ?
સામું તેણે થાયે જાન.
સંસારી મળ ધોવા માટ,
સાબુ મલદીજે જ્યમ પાટ,
અખા તે મળ જો નવ નીકળે,
તો હવે મેલું તે કેઈ પેરે ટળે ? ૩૧૨

ઉ. મા ઉપર પ્રમાણે પાઠ છે સંમા બીજી લીટી આ પ્રમાણે છેઃ ‘સંસારી મળ ધોવા કાજ, સાબૂ મેલને દીજે વાજ’ ત્રિ મા ત્રીજી લીટીમા ‘અખા તોહે મલ નવ નીકળે.’ પાઠ છે. ઉએ સં ટા ૨ અને ૬ નીચે ‘સાબુ મલ જ્યમ દીજે પાટ’ એવા પાઠાન્તર નોંધ્યા છે. ફાર્બસની ક્રમાંક ૩૬૨ વાળી પ્રતમા પણ આવો જ પાઠ છે ઉએ નહિ જોયેલી ફા. ૩૪૯ અને ૮૨૬મા આ છપ્પો નથી.

સ.એ પાદટીપમા વાજ’નો અર્થ ‘ખૂબ’ આપ્યો છે ઉએ આવા અર્થ આપ્યા છેઃ ‘મલદીજે –મર્દીએ, ઘસીએ કપડાને ધોવાની પાટ ઉપર સાબુ ઘસીએ ‘મલ દીજે’–મેલ કાઢવા સાબુ ઘસીએ ”

ત્રિ.એ શબ્દાર્થ આવા આપ્યા છે ‘સાહામુ ઊલટું’. જાન–હાનિ, નુકસાન. મલ–મેલ, મળ. મલ દીજે–ઘસીએ, ચોળીએ પાટ–(૧) જાડા પોતનું કપ (૨) પહોળો ને લાંબો પથ્થર પેરે–પ્રકારે, રીત ” જ્યારે ગદ્યાનુવાદ આવો કર્યો છે ” (પંથસૂચક) વેષનું અભિમાન શાને રાખવું એણેથી તો ઊલટું નુકસાન થાય. સંસારના મળ ધોવા હોય તો જેમ ભીંજવેલા વસ્ત્રને પહોળા પથ્થર પર પસારી સાબુ ઘસીને મેલ દૂર કરીએ (તેવી રીતે સદ્ગુરુનો ઉપદેશ સાભળી મનની મલિનતા ધોઈ નાખવી જોઈએ) પણ ઉપદેશ વાર-વાર સાભળવા છતા પણ–સાબુ ખૂબ ઘસ્યા છતા પણ–મેલ ન નીકળે તો પછી એ મેલાપણું બીજી રીતે દૂર થાય ?”

આમાથી સંએ કરેલો ‘વાજ’ નો અર્થ બંધ બેસતો નથી ‘સાર્થ જોડણીકોશ’મા ‘વાજ’ નો ‘કંટાળેલું, હારેલું, પીડા, કંટાળો’ ઈત્યાદિ ઘણા અર્થ આપ્યા છે, તેમાનો કોઈપણ અર્થ અહીં બંધ બેસે તેમ નથી. તેથી આ પાઠ સ્વીકારી શકાય નહિ

ઉ.એ પોતે સ્વીકારેલા પાઠનો ‘‘કપડાને ખંપે ધોવાની પાટ પર સાબુ ઘસીએ” એવો અર્થ કર્યો છે, પણ એ વાસ્તવથી પર છે, અને આવો અર્થ કરવાની કશી જરૂર પણ નથી સમગ્ર છપ્પાના અર્થમા એ બંધ બેસે તેમ પણ નથી

આને બદલે અખાના એક છપ્પા (ફ. ૨૧૨)ની પંક્તિ ‘જ્યમ જ્યમ મેલ ચઢે લૂગડે તેટલું ધોયે પોત ઊઘડે’નું સમર્થન મળે છે તેમ ‘પાટ’ ને ‘પટ’નું

પ્રાસ બેસાડવા માટેનું રૂપ ગણી; તેનો 'વસ્ત્ર' એવો અર્થ કરવો એ વધારે યોગ્ય લાગે છે.

ઉપર નોંધેલો "સાબુ મલ જ્યમ દીજે પાટ" એ બીજો પાઠ પણ અહીં સ્વીકારી શકાય. એનો અર્થ 'સાબુ મલની જેમ (જોશથી) વસ્ત્ર ઉપર ઘસીએ'એવો થાય. એકંદરે છપ્પાની છેલ્લી બે પંક્તિનો અર્થ આવો થાય: "વસ્ત્ર ઉપર મલની જેમ જોશથી સાબુ ઘસવામાં આવે તો પણ મેલ સંપૂર્ણ ને કાયમને માટે દૂર થતો નથી–વસ્ત્ર પાછું મેલું થઈ જાય છે, તેવી રીતે વેશટેક, કથાકીર્તન જેવા ધર્મના બાહ્યાચારોથી આત્મદર્શનને અંતરાયરૂપ મનની–અંતરની મલીનતા થોડી કે થોડોક વખત દૂર થાય છે, પણ કાયમ ને સંપૂર્ણ દૂર થતી નથી. મનની કે અંતરની મલીનતા ઉત્પન્ન જ ન થાય તેવા ઉપાયની જરૂર છે."

### ૩૨

તપ તીરથ દેહ દમવા કાજ;

જાણ્યું તનમન આવે વાજ.

ફળ સંભળાવી કીધું ખરું,

પણ હરિ મળવાનુ કારજ પરું.

અખા એ સર્વ મનની તોર,

કોડી વટાવ્યે ના'વે મહોર. ૩૧૪

ઉ.માં ઉપર પ્રમાણે પાઠ છે. ત્રિ.માં પહેલી લીટીનો ઉત્તરાર્ધ આ પ્રમાણે છે: 'સાધન સમંધ કીધાં સાજ.' સ.માં તેને બદલે 'જાણી ઉન્મત્ત આવે વાજ' છે. ઉ.એ સંજ્ઞા ૨ અને ૬ નીચે 'સાધન સમંધી કીધા સાજ્ય (જ)' એવો પાઠાન્તર નોંધેલ છે. ફા ૩૧૨માં પણ આવો પાઠ છે.

ઉ.એ આવા શબ્દાર્થ આપ્યા છે: "આવે વાજ-થાકે, કંટાળે; અહીં 'ઠેકાણે આવે.' પરું–દૂર. તોર–અહંકાર." સ.એ 'આવે વાજ'નો 'થાકી જાય' અને 'પહરું' નો 'પરું, દૂર' એવા અર્થ આપ્યા છે.

ત્રિ.એ શબ્દાર્થ આવા આપ્યા છે: "સમંધ–સઘળાં. પાઠાંતર: 'જાણ્યું ઉન્મત્ત તન મન આવે વાજ.' વાજ આવે–થાકી-કંટાળીને ઠેકાણે આવે. પહરું–પરું, દૂર. તોર (પુ.)–ગર્વ, અહંકાર. (૨) (સ્ત્રી.) નીપજ, કલ્પના, પેદાશ." જ્યારે ગદ્યાનુવાદ આ પ્રમાણે કર્યો છે: "તપ કરવું, તીર્થોમાં ભટકવું, તે દેહને દમવા માટે છે. (વળી, યોગયાગ આદિ બીજાં) બધાં જ સાધનોના સાજ તે માટે છે. એ બધાં સાધનોનાં ફળ વર્ણવી કથાકાર તે સૌને યથાર્થ ગણાવે છે; પણ હરિની પ્રાપ્તિ જેનાથી થઈ શકે તે વાત તો દૂર જ રહી જાય છે. સાધનો અને ફળ અંગેની સઘળી વાતો મનની મિથ્યા પેદાશ છે. એ માર્ગે હરિ મળે તેમ નથી. કોડી જેવું હલકું રૂપાનાણું વટાવીએ તો કાંઈ સોનાની મહોર મળતી નથી."

આમાંથી ઉપરના–પહેલા–પાઠનો અર્થ આવો થાય: "જાણ્યું હતું કે તપ અને તીરથ દેહ દમવા માટે છે અને તેનાથી ઉન્મત્ત તનમન–મેદવાળું જાડું શરીર અને ઉદ્ધત મન–ઠેકાણે આવે છે." પછીની લીટીનો અર્થ ત્રિ.એ કર્યો છે તેવો "પરંતુ કથાકારો-એ તો એનાં ફળ–ફાયદા વર્ણવીને તે સૌને હરિ-પ્રાપ્તિ માટે યોગ્ય ગણાવ્યાં છે" એવો થાય છે. તેની સાથે ઉપરોક્ત પાઠનો અર્થ બરાબર બંધ બેસે છે. સ.ના પાઠનો અર્થ બરાબર બંધ બેસાડી શકાતો નથી.

બીજો પાઠ 'સાધન સમંધી કીધા સાજ' છે. ત્રિ.એ 'સમંધ' પાઠ સ્વીકારી તેનો શબ્દાર્થ 'સઘળાં' કર્યો છે, પણ તેને માટે કોઈ આધાર નથી. ત્રિ.એ આ સમગ્ર પાઠનો ગદ્યાનુવાદ આવો કર્યો છે:

' (યોગયાગ આદિ બીજા ) બધા જ સાધનોના સાજ તે માટે છે." તેને બદલે 'સાર્થ જોડણીકોશ'ને આધારે 'સાધન' ને 'પ્રભુપ્રાપ્તિ માટે જરૂરી માર્ગો,' 'સમ ધી' (સ બ ધી) નો 'ને લગતા' અને 'સાજ'ને 'સાધનસામગ્રી' અર્થ સ્વીકારીને આ પ ક્તિનો આવો અર્થ કરી શકાય· "દેહ દમવા માટેના તપ તીરથ અને પ્રભુપ્રાપ્તિ માટેના માર્ગો (યોગમાર્ગ, કર્મ માર્ગ, ભક્તિમાર્ગ વગેરે)ને લગતી સાધનસામગ્રીના ફળ વર્ણવીને તે સૌને કથાકારોએ હરિપ્રાપ્તિ માટે યોગ્ય ગણાવ્યા છે" આ અર્થ અને તેથી આ પાઠ સ્વીકારી શકાય છે.

ત્રીજી લીટીના 'તોર' નો શબ્દાર્થ ત્રિ એ 'ગર્વ, અહ કાર' આપ્યો છે પણ ગદ્યાનુવાદમા 'મિથ્યા મેદાશ' એવો અર્થ કર્યો છે પણ મનનો અહ કાર જ તેને (મનુષ્યને) ધર્મના બાહ્યાચારો તરફ એ ચી જાય છે એના ઉલ્લેખ અખાના છપ્પામા વાર વાર આવે છે એટલે 'તોર' નો 'અહંકાર' અર્થ બરાબર છે.

છેલ્લી પ ક્તિનું દૃષ્ટાત પણ છપ્પાના વક્તવ્ય સાથે આ રીતે બ ધ બેસાડી શકાય છે ' કોડી જેવુ હલકુ નાણુ વટાવીએ તો સોનાની મહોર મળતી નથી, તેવી રીતે તપતીરથ અને જુદાજુદા ધર્મપ થો કે ધર્મ માર્ગોની સાધનસામગ્રીથી પ્રભુપ્રાપ્તિ થતી નથી."

33

હરિ જાણીજે તે હરિ વડે,
તો મન જ નથી જે આગળ પડે
બીજા કર્મ મનથા નીપજે,
મન સુધી તેને જે-વિજે.
અખા તે માટે ત્યા રહી ચેત,
જ્યા રહીને નિગમ કહે નેત ૩૧૫

ઉમા ઉપર પ્રમાણે પાઠ છે, ત્રિમા પહેલી લીટીના ઉત્તરાર્ધમા 'તાહા બીજાનું કામ ન પડે એવો પાઠ છે. સ. મા બીજી લીટીના ઉત્તરાર્ધમા 'મનસુધો તેનો જે વિજે' પાઠ છે ઉ એ સ જ્ઞા ૨ નીચે 'તહા બીજાનુ કામ ન પડે' એવો પાઠાન્તર નોધ્યો છે. ફા ૩૬૨ મા પણ એવો પાઠ છે

ઉ. અને ત્રિ. એ જાણીજે' નો 'જાણીએ' 'જય વિજે' નો 'જય-વિજય' અને 'નેત' નો 'નેતિ' એવા શબ્દાર્થ આપ્યા છે. વધુમા ત્રિ.એ નિગમ'નો 'વેદ' એવો અર્થ આપ્યો છે સ એ 'વિજે' અને 'નેત'ના અનુક્રમે 'વિજય' અને 'નેતિ' અર્થ આપ્યા છે.

ત્રિ.એ તેમણે સ્વીકારેલા પાઠને અનુસરીને છપ્પાનો ગદ્યાનુવાદ આવો કર્યો છે. "હરિ વડે જ-હરિમય બની જઈને જ કે હરિકૃપા દ્વારા જ-હરિને જાણી શકાય આ માટે બીજા સાધન કામ આવતા નથી-તેમની જરૂર હોતી નથી. માણસ જે ધર્મ કર્મ કરે છે તેમનુ પ્રેરક મન છે જ્યા સુધી મન-આશા તૃષ્ણા-છે ત્યા સુધી તે તે સાધનોની બોલબાલા છે માટે વેદે 'આ નહી, આ નહી, આ નહી' એમ કહીને જેનો નિર્દેશ કર્યો છે તે બ્રહ્મમા જ, પહેલેથી ચેતી જઈને તુ સ્થિતિ કર."

ત્રિ.ના આ શબ્દાર્થ અને ગદ્યાનુવાદ સ્વીકારી શકાય એવા છે તેના જેટલો સ્પષ્ટ અને સુસ ગત અર્થ 'ત્યા મન જ નથી જે આગળ પડે' એ પાઠ વડે થઈ શકતો નથી. તે જેતા આ બીજે એટલે કે તાહા બીજાનું કામ ન પડે' એ પાઠ સ્વીકારવો જોઈએ

૩૪

અણુલિંગી મોટો ઉપદેશ,

જે ઇચ્છે અજ વિષ્ણુ મહેશ.

લિંગચતુષ્ટયથી ઘર અથા,

જ્યાં ન મળે જગત સંબંધી કથા.

અખા એ તાં ચિદ્ આકાશ,

પણ પ્રાયેં શબ્દનો નોહે સમાસ. ૩૧૭

ઉ.માં ઉપર પ્રમાણે પાઠ છે. 'ઘર અથા'ને સ્થાને ત્રિ.માં 'પર અથા' અને સ.માં 'પર યથા' છે. આ ઉપરાંત 'પ્રાયે શબ્દનો નોહે' ને સ્થાને પ્રાયે શબ્દે નોહે' પાઠ છે. ઉ.એ સંજ્ઞા ૫ નીચે 'પર અથાહા' અને સંજ્ઞા ૬ નીચે 'પર યથા' પાઠાન્તર નોંધ્યા છે. ઉ. એ જોયેલી સંજ્ઞા ૧ અને ૨ વાળી પ્રતમાં 'પર અથા' પાઠ છે. ફા ૩૬૨ માં 'પર યથા' પાઠ છે.

ઉ. અને સ.એ આવા શબ્દાર્થ આપ્યા છે: "અજ—બ્રહ્મા. લિંગચતુષ્ટય—ચાર જાતના લિંગદેહ" આ ઉપરાંત ઉ.એ 'અથા' નો "તું થા. 'અ' ઉચ્ચારણની સરળતા ખાતર ઉમેરાયો હોય. (?)" એવો અર્થ આપ્યો છે.

ત્રિ.એ શબ્દાર્થ આવા આપ્યા છે : 'અણુલિંગી-બ્રહ્મ...લિંગ ચતુષ્ટે—દેહના ચાર પ્રકાર—સ્થૂલ દેહ, વાસનાલિંગ દેહ, કારણદેહ અને કૈવલ્ય દેહ. અથા-અથાહ, અમાપ, જેનો પાર ન પામી શકાય તેવું બ્રહ્મ...સમાસ – (૧) સમાવેશ, (૨) સંબંધ, જોડાણ,"

જ્યારે ગદ્યાનુવાદ આ પ્રમાણે કર્યો છે : "જેને કોઈ લિંગ કે ચિહ્ન નથી એવા બ્રહ્મનો ઉપદેશ અથવા બ્રહ્મભાવ જ સૌથી મોટો છે. એ ઉપદેશ-એ અભેદભાવ – બ્રહ્મા, વિષ્ણુ અને શિવ પણ ઇચ્છે છે. (બાકી સાધનોની વાતો સાવ નકામી છે.) ચાર પ્રકારના દેહથી પર એવી જે બ્રહ્મદશા છે તેમાં મિથ્યા જગત સંબંધી કશી વાતને સ્થાન જ નથી. એ છે તો ચિદાકાશ, પણ આકાશનો ગુણ જે શબ્દ તેનો સમાવેશ તેમાં નથી."

આમાંથી ઉ.એ કરેલો 'અથા' નો અર્થ સ્વીકારી શકાય તેવો નથી. 'પર યથા' (જેમ) કરતાં 'પર અથાહ' (અમાપ, બ્રહ્મ) એ પાઠ અને અર્થ વધુ સુસંગત છે. 'અથા' 'અથાહ'નું પ્રાસ મેળવવા માટેનું રૂપ હોય એમ લાગે છે.

ત્રિ.એ 'સમાસ'નો અર્થ 'સંબંધ, જોડાણ' આપ્યો છે પણ તેને કોઈ આધાર નથી. ગદ્યાનુવાદમાં તેમણે 'સમાસ'નો અર્થ 'આકાશનો ગુણ જે શબ્દ તેનો સમાવેશ' કર્યો છે, પણ તેના કરતાં 'સાર્થ જોડણીકોશ'માં આપેલો 'અનુકૂળ થઈને સ્થાન પામવું' બરાબર બંધ બેસે છે. 'શબ્દનો નોહે સમાસ' એટલે 'ચિદાકાશમાં શબ્દને સ્થાન નથી, એટલે કે બ્રહ્મ વાણીથી પર છે.' બીજી બધી રીતે ત્રિ.નો ગદ્યાનુવાદ સ્વીકારવા જેવો છે.

આ બધું જોતાં બીજી લીટીમાં 'ઘર અથા' કે 'પર યથા' ને બદલે 'પર અથા(હ)' પાઠ જોઈએ.

૩૫

ભક્તિ કરતાં ભમેં બહૂ

પણ ભજનભેદ ન જાણે સહૂ.

જ્યાં સૂચિ-અગ્ર રહેવા નહિ ઠામ,

એમ ભરી પૂરી રહ્યો છે રામ.

ત્યાં તાં કરતા દીસે ઘાત,

તો એમ અખા કયમ ધાતે વાત? ૩૬૮

ઉ.મા ઉપર પ્રમાણે પાઠ છે ત્રિ.મા 'ત્યા તા' ને સ્થાને 'તાઠા તો' અને 'કયમ ધાતે વાત'ને સ્થાને 'કયમ આવે ધાત' પાઠ છે. સ.મા 'ભરી પુરી'ને સ્થાને 'ભરી પૂરણ' અને 'ત્યા તા' ને સ્થાને 'ત્યા તો' પાઠ છે. ઉએ સજ્ઞા ૨ અને ૬ નીચે 'કયમ આવે ધાત' એ પાઠાન્તર નોધ્યો છે, અને ફા ૩૬૨મા પણ એ પાઠ આપેલો છે.

ઉ.એ શબ્દાર્થ આપ્યા છે ''ભમે'–ભ્રમાય. સૂચિ–અગ્ર–સોયની અણી જેટલુ ધાતે–અનુકૂળ આવે, ફાવે'' સએ પાદટીપમા શબ્દાર્થ અને સમજૂતી આપેલ છે ''સૂચિ અગ્ર–સોયની અણી. રામ આખા આવુમાં વ્યાપેલો છે, સોયની અણી જેટલો ભાગ પણ તેના વિનાનો નથી.'' ત્રિએ શબ્દાર્થ આવા આપ્યા છે. ''ભરમે–ભ્રમમા પડે. ઘાત–પ્રહાર. ધાત મૂળભૂત તત્ત્વ, પ્રકાર, ભેદ ધાતવુ–છાજવુ, શોભવુ, માફક આવવુ.'' જ્યારે તેમણે કરેલો ગદ્યાનુવાદ આ પ્રમાણે છે ''હરિની ભક્તિ કરવા જતા અનેક માણસો ભ્રમમા પડી જાય છે, કેમ કે બધા જ માણસો કાંઈ ભજનનું રહસ્ય જાણતા નથી પરમાત્મા સર્વત્ર એવો સભર ભર્યો છે કે એક સોયની અણી જેટલી જગા પણ એના વગરની રહી નથી કેવળ મૂર્તિમા જ ભગવાન સમાયો છે એમ માનનાર આ સનાતન સત્યનો ઘાત કરતા દેખાય છે એટલે પછી એવાઓને એ મૂળભૂત તત્ત્વ શી રીતે સમજાય?''

આમાથી પહેલી બે લીટીના અર્થ અને પાઠ સ્વીકારી શકાય એવા છે. પણ છેલ્લી લીટીના પૂર્વાર્ધમા 'ત્યા તા' ને બદલે 'તાઠા–ત્યા તો' પાઠ સ્વીકારવો જોઈએ, કેમ કે 'તા'નો અર્થ 'ત્યા' થાય છે અને આવી પુનરુક્તિ અખી જરૂરી નથી તેવી જ રીતે 'કરતા દીસે ઘાત..'નો ત્રિ.એ કરેલો અર્થ વાદ સ્વીકારી શકાય એવો નથી એમા 'કેવળ મૂર્તિમા જ ભગવાન સમાયો છે એમ માનનાર'ને બદલે 'ભક્તિ કરનાર અને ભજનનો ભેદ ન જાણનાર' એવા શબ્દો યોગ્ય ગણાય. એવી જ રીતે 'સનાતન સત્યનો ઘાત કરતા' ને બદલે 'રામ સર્વત્ર રહેલો છે એવા સિદ્ધાંત ઉપર ઘા કરતા' એવા શબ્દો વધુ યોગ્ય ગણાય.

છેલ્લી લીટીના પાઠ 'ધાતે વાત' નો અર્થ (રામ સર્વત્ર રહેલો છે એ વાત–બાબત કયમ માફક આવે અનુકૂળ આવે?' એવો થાય

'કયમ આવે ધાત.' એ પાઠનો અર્થ ઉપર ત્રિ.એ કર્યો છે એવો થાય. એ અહી વધુ બંધ બેસે છે. તેથી આ પાઠ વધુ યોગ્ય ગણાય.

૩૬

સાચો અંતર્યામી ગોર,
બીજા ગુરુ બાજીગર-મહોર,
તેનો અર્થ કહેવા શોભવા,
સંસારીનું મન થોભવા
પણ રિધ આવે જ્યમ રૂપા વડે,
ત્યમ અખા આતમથી આતમ જડે. ૩૩૬

ઉ.મા ઉપર મુજબ પાઠ છે. ત્રિ.મા બીજી લીટીમા 'થોભવા' ને સ્થાને 'લોભવા' છે સ.મા પહેલી લીટીમા 'મહોર' ને બદલે 'મોર' છે ને 'થોભવા' ને સ્થાને 'લોભવા' છે, ઉએ નહિ જોયેલી એવી ફા ૩૪૯, ૩૬૨ અને ૮૨૬મા પણ 'થોભવા' પાઠ છે

ઉ. એ 'મહોર'નો અર્થ 'મહોરાવાળા, દેખાવ કરનાર (?)' આપ્યો છે સ.મા 'મોર=ગુરુ મો'ર=

૧] કવિચરિત ...

મહોરું, સોગઠું" એવો અર્થ આપ્યો છે. ત્રિ.એ ટિપ્પણમાં 'મોહોર'નો અર્થ 'છાપ' આપ્યો છે. આ અર્થ સ્વીકારી શકાય એવો નથી.

ત્રિ.એ છપ્પાનો ગદ્યાનુવાદ આપ્યો છે, તે આ પ્રમાણે છે: "સાચો ગુરુ તો અંતર્યામી આત્મા છે. બીજા ગુરુઓ તો બાજીગર છાપ – ગુરુની છાપવાળા તમાશગીરો છે. તેમના શબ્દો ઉપદેશકથન પૂરતી જ શોભાવાળા છે. સંસારીઓનું મન લોભાવવાનો, એમને પોતાની પકડમાં લેવાનો જ ઉદ્દેશ એમનો છે. (અથવા બાજીગર જે મહોરના સિક્કા બતાવે છે તેનો ઉપયોગ થઈ શકે તેમ નથી. તે તો માત્ર ખેલ-જોનારને તેની શોભા બતાવી તેનું મન લોભાવવા માટે છે.) સાચી સમૃદ્ધિ તો રૂપા વડે આવે છે. (રોજિંદી લેવડદેવડમાં રૂપાનાણાનું ઝાઝું ચલણ છે.) એટલે રૂપા વડે જેમ રિદ્ધિ મળે, તેમ આત્માને જ ગુરુ કરવાથી આત્માનું સાચું સ્વરૂપ જડે છે."

આ ગદ્યાનુવાદમાં 'શોભવા' અને 'લોભવા' એ બંને પાઠનો એક સાથે અર્થ આપવામાં આવ્યો છે, તથા છપ્પાના વક્તવ્ય સાથે તેમાંના દૃષ્ટાંતને બંધ બેસતું કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો નથી.

છપ્પાનો તાત્પર્યને ન્યાય મળે એવો–અન્વયાર્થ આવો થઈ શકે: "સાચો ગુરુ (ગોર) તો અંતર્યામી-આત્મા છે. બીજા ગુરુ તો 'સોનામહોર' બનાવનાર જાદુગર (બાજીગર) જેવા છે. જાદુગરનો હેતુ (અર્થ) સિક્કાને સોનામહોર તરીકે ઓળખાવવા (કહેવા)નો – [ તેના વડે કોઈ વસ્તુની ખરીદીનો નહિ ] – અને તેની શોભા બતાવી સંસારીઓનાં મનને પકડમાં લેવાનો હોય છે. તેવી રીતે આ કહેવાતા ગુરુઓનો હેતુ ઉપદેશ આપી, વાણી તથા બાહ્યાચારોની શોભા બતાવી સંસારીઓનાં મન ઉપર કાબૂ જમાવવાનો હોય છે. ખરી સમૃદ્ધિ (આવી સોનામહોરોથી નહિ પણ) રૂપાનાં નાણાં (અખાના વખતમાં જેનું ચલણ હતું તે) વડે મેળવી શકાય છે, તેવી રીતે આત્મા વડે (આત્માને ગુરુ કરવાથી) આત્માનું સાચું સ્વરૂપ ઓળખાય છે."

પરંતુ જાદુગર અને કહેવાતા ધર્મગુરુઓનો અંતિમ ધ્યેય તો સ્વાર્થ સાધવાનો હોય છે. આ ધ્યેય લોકોના મનને માત્ર પકડમાં લેવાથી નહિ, પણ તે ઉપરાંત તેમના મનમાં લોભ કે લાલચ ઉત્પન્ન કરવાથી વધુ સિદ્ધ થઈ શકે છે. તે જોતાં અહીં 'શોભવા' ને બદલે ત્રિ.નો 'લોભવા' પાઠ વધુ ઉચિત છે.

પણ તેને કોઈ હસ્તપ્રતનો આધાર નથી.!

[ક્રમશઃ]

## ઝંઝાવાતે

નજેન્દ્ર શાહ

અડધી રાતે જાગેલ ઝંઝાવાતે
મારી નિદ્રા નિબિડ વિદ્ધ કીધી,
પ્રબલ સૂ સુપાતે,
જાગેલ ઝંઝાવાતે
એકાન્ત વનકુંજ-કુટીર-બારી,
ભીતર આવી ભરાય કો અલગારી
બ્હારના ઝૂકી ઝૂકી રહેલ તરુ,
માહ્યનું બધું ય ઊડતું અરુપરુ
પળે પળે
ચાંદનીનું મુખ ઊઘડે ત્યાં તો
ઓઢણું આછું ઢળે
આકુલ
કોઈ જાણે કંઈ ખેંચતું મને
અવગ એવી વાતે
અડધી રાતે પ્રેમના પાગલ નાતે

## ગાન

હસમુખ પાઠક

ગાઉં સારસ્વત ગાન
સૂરમાં જેનું ઊઘડે હૈયું, શબ્દે લાગે ધ્યાન
અંતરમાં ભરું આરત, વહાલા
આરતમાં સૌ શ્રુતિ,
ગુંજતા નાદમાં નિરહજવાળા
ઝળહળાવતી સ્મૃતિ,
છંદોલયમાં બંદીશ ઓપે, ખોલે આતમ ભાન
ભાન પહોંચવા પ્રીતમ પાસે
સૂર રેલાવે નેહે,
જેમ વીંધાયલ વાંસળી શ્વાસે
શ્વાસ વહાવે વેહે,
ગાન અને તને અંત છે એક જ, ડોલે રાધા પ્રાણ

## હિમાલય-દર્શન

જયન્ત પાઠક

ગૂહુણ ડે ટકોન્ક ગ્રીષ્મ હવા
સિલિંગ-પંખામાં વલોવાય
અકળાતી રેબઝેબ વમળોમાં કાય
પલંગમાં પડ્યો પડ્યો ફેરવું છું પાનાં
હિમાલય-ચિત્રોની કિતાબનાં

બરફમંડિત ઊંચા આકાશમાં જતાં ઊભાં શૃંગો,
ધારે એક વૃક્ષ, લીલી ઘટામાં બેઠેલ પંખી
—બપોરના સૂનકારે કશી કિલકિલ! —
ભાગીરથીધારા પર ધ્યાનમગ્ન પદ્માસને સ્થિર
ભક્ત કોઈ ઉઘાડે શરીર.

ઘેન ઘેન ઘેન

કવિલોક મે જૂન ૧૯૮૫

ઊતરી આવેલ
બરફનાં ચોસલાં શાં શ્વેત શ્વેત હેઠાં !
પવનમાં ઊડી રહ્યાં વાદળાંનાં ઊન
ઝરમર ફોરાં
સરોવર-જલે ઊઠે પુલક, સમીપ
ફીણ મહીં તરે-ડૂબે ઉપલ અનેક
નદી લિયે પહાણથી પ્હાણ પરે ઠેક;
સૂર્યાસ્તની કીરમજી ઝાંયે
વૃક્ષ - એક રંગનું શિખર !
ચકચક ધાતુલિપ્ત પથ્થરે પથ્થર !
ચન્દ્રોદય
અરણ્યોની અડાબીડ ઘનતામાં ગળાઈ ને
ટપકે છે ચાંદની શી ટપટપ !
મોટા મધપૂડા જેવી તોળાયેલી અદ્ધર ચટ્ટાન.
હમણાં જ જશે જાણે પવનમાં પડી
કાંકરી કાંકરી મધમાખ સમી ફૂંહેશે ઊડી
નદી એક મધુમતી નીકળશે રૂડી !
એકબીજા પર ચઢી ઊભાં આ મકાન
ટેકરીએ ગામ
છેક ટોચે ગોટપોટ વાદળ ઓઢીને ઊભું દેવાલય
નાનકડો હિમાલય !
ઊછળે અલકનંદા-પહાડી કો કન્યકા તોફાની
મંદ મંદ નિનાદતી મંદાકિની શાણી !
કોઈ વૃક્ષ હેઠે બેઠી યાત્રિકોની ટોળી
સામે મૂકી લાકડી ને ટીમણની ઝોળી
વદનમાં ઊઘડી શી શ્રદ્ધા આંકી શ્રમની લકીર;
ભક્તિભાવે ઢળી જતી આંખડી લગીર,
ગૃહખંડે ટકોટક ગ્રીષ્મ હવા
ફરી રહી ફેન-પાંખો
અલસ આકુલ આંખો
અડાબીડ વાંસવનો વીંધી
આવતા પવન કેરી વાંસળીની લહર લહરે ઢળી
સમાધિમાં જાય મળી !

( શ્રી અશ્વિન મહેતા-કૃત 'હિમાલય'માંની તસવીરો જોઈને )

## ચિત્ત

નલિન રાવળ

ઘૂમી રહ્યું દીપ્ત બ્રહ્માંડ....
ક્ષણ
બદ્ધ
હિમશ્વેત મૌનાર્ણવે...
મુક્ત
ક્ષણ
અન્ય
અહુ !
ભર્ગે ભર્ગે લસ્યા શબ્દલય અણુવે
ગુંજતા
ૐ
અવકાશમય ચિત્તમા
ઝૂલી રહ્યું દીપ્ત
આ દીપ્ત બ્રહ્માંડ.

## એક વાત–કવિતા

શ્યામ સાધુ

શાંતિનાં વાદળાંઓની
આકાશી દીવાલ ઊભી કરવાની
ઇચ્છાઓ નવાજેશ કરનારો, એવો
હું આજની આ ક્ષણે,
તમારું સુશોભિત અભિવાદન
કરું છું ! ઉમ્માસભરપણે !
અને એટલે
આ વાત–કવિતા તમારા સુધી
મોકલું છું જેથી–
કદાચ તમારી અને મારી વચ્ચેની
આ અવકાશી દીવાલ તૂટી પડે.

૭૩ કવિલોક મે-જૂન ૧૯૮૫

## કરફ્યૂ

યોસેફ મેકવાન

દિવસની લાશ પડી છે નગર વચ્ચે !
લોહી થીજી ગયું શ્વેત–
શૂન્યતાના હોઠેથી ટપકી ટપકી....!
ભાષા જુઠ્ઠી સાબિત થઈ છે.
વરસોથી દુવાઓમા ઊઠતા હાથ
ખોટા પડયા છે.
વરદ !
ના એ લકવાગ્રસ્ત જ છે.
ધર્મની નપુંસકતા હવે ખુલ્લી પડી ગઈ છે.
બંદૂકની અણીતળે
સરિયામ રસ્તાઓ પર
ફાટી આંખે પડી રહેલી નગ્ન શાંતિને
આલિંગતો કરફ્યૂ
હરેક ઘરનાં બારીબારણાં બંધ છે.
મિલિટરીનાં પસાર થતા ખટારાઓથી
કોકડું વળીને બેઠેલા ઘરો
મરે છે ફફડી !
રે ! સદીઓ પુરાણો આ દસ્તાવેજ
હજીયે
કયા સુધી આપણે સાચવી રાખવો છે ?
તાજી કૂંપળ જેવા શ્વાસોમાં વીંટાળીને....

# જોજનો ચાલવા ને ભોજનો જમવા વિશે

બારીન મહેતા

હવે હું કેટલાં જોજન ચાલું
ને કેટલાં ભોજન જમું?
થવાનું હતું તે થૈ ગ્યું
બાકી બધું રૈ ગ્યું
અંડેરી ગંડેરી ટીપરી ટેન
કરતું વર્ષોનું ટોળું
હાથમાં
ફુગ્ગા
રમકડાં
ચોકલેટ્સ લઈ
પસાર ય થઈ ગયું
ને આંખોમાં ઓસરવા ય લાગ્યું,
પછી શું?
હંમેશા આ 'પછી' આવીને ઊભું રહે
તાકી રહે અવાક્
ને ઓગળવા માંડે વિચારવાનો છાક
તાંક તાંક રે મનવા
તું પેટાળે તો તાંક
ત્યાં ભૂંસાનો દરબાર
અને અવળું અવળું કાંક
સટાક્
      સટાક્
            સટાક્
દશ્યોનો ફરતો કોરડો વીંઝાય
લાગે
વાગે
વીતેલું કાળનો લોચો રે જીતવા!
વીતેલું ક્યાં લગ કોચો રે જીતવા!
એટલે હવે આપણે
'કેટલા જોજન ચાલવાનું
ને કેટલાં ભોજન જમવાનાં?'
એ પ્રશ્નને રમત રૂપે સ્વીકારવો
કે નકારવો?
ના, ના, હિસાબ માંડવાની વાત જ નથી
કારણ કે
નદીના ઊંડેરા ધૂનામાં મારેલી ડૂબકીઓ,
ટેકરીની ટોચે પહોંચી દદડાવેલ પથરો,
થપ્પો રમતાં પાડેલાં પગલાંઓ,
સ્લેટમાં અક્ષરો પાડતાંપાડતાં વાપરેલી ચોકસ્ટીક્સ
આ બધું શેં ગણવું?
ને એની સામે આ બોલતી હકીકત:
ખિસ્સામાં પાવલી હોય તો બીડી લેવાય
ને પિવાય,
નહીં તો કોકને બીડી પીતું જોવાય,
સંતોષ લેવાય,
માણસનું મન એટલે!
બાકી વસ્તુઓનો ક્યાં કશો તોટો છે!
ને આપણો ય ક્યાં કોઈ જોટો છે!
આપણે તો આરોગ્યાં છે કેટલાં ભોજન!
આપણે ચાલ્યાં છીએ કેટલા જોજન!

ગાજર, ડુંગળી, રીંગણાં ને બટેટાં ભાઈ બટેટાં;
ઘઉં, બાજરો, જાર
અને મગ-તુવેર-ચણાની દાળ
ગામ, નગર, રસ્તા, કેડી, પર્વત, ખીણો
નદી ને જંગલ,
હિમાલય ને ભીતર ભમતા ઢાળ.
ગણો, ગણી લો
કેટકેટલાં ભોજન
ને કેટકેટલા જોજન!
બીજાં ભલે કહે, ઠેરનાં ઠેર
કે લાકડાનો વ્હેર
આપણે નૈ કે'વાનાં
ને આંય ધરાર રે'વાનાં.
આપણા હાથ અડે કે ફૂલ ફોરે
આપણા પગ અડે કે માટી મ્હોરે
આપણે શ્વાસ લીધો
કે હવામાં ગાબડું
આપણે ઉચ્છ્વાસ કાઢ્યો
કે આભ આપડું.
હાજું
આપણે અવ્વલ નંબરના માણહ
સળેખમ થાય
ખરજવાં થાય
એ તો સંધુય આવે ને જાય
આપણી ચામડી સો ટચની
ડૂંખ વાગે કે લોહીનો ટશિયો
આપણું હૈયું જીવતું-જાગતું
એવું ચાહે
એવું ચાહે
એવું ચાહે
કે લાગે, આપણે નાનાં આપણાં હૈયા પાંહે
ને પછી વળગે
કેટકેટલું, પાર વગરનું :
ઇચ્છા-અરમાન,
માન-અપમાન,
પ્રેમ-પીડા,
ન્યાય-અન્યાય,
શ્રેય-પ્રેય
વગેરે વગેરે વગેરે
હવે તમે જ કયો
બે ચાર ભોજન ન જમ્યાં તો ય શું?
બે-ચાર જોજન ન ચાલ્યાં તો ય શું?
છતાં માણું આજે કંઈ થાય છે
અથવા અહીં થતું દેખાય છે
એના વિચારો આવે છે
વિચારો ઘણું ઘણું લાવે છે
આવું કેમ થાય છે?
વિચારો શા માટે આવે છે?
સઘો ઘણું ઘણું શા માટે લાવે છે?
યાદી કરવા બેસીએ તો
એવડી લાંબી એવડી લાંબી
ને અંદર ભરી કેવળ ખામી જ ખામી
બરાબર આ જ મુદ્દે

મને યાદ આવી ગઈ ખાંભી!
શું કામ યાદ આવી?
ને ખાંભી જ કેમ યાદ આવી?
આ યાદ આવવું એટલે શું
ને ખાંભીનું જ યાદ આવવું એટલે શું!
ના, ના, આ નાટક નથી,
નથી નાટકનો સંવાદ;
કંઈક કશુંક થયું બન્યું એવું
કે યાદ આવી ગઈ ખાંભી.
હા, યાદ;
નદી નીતરી યાદ,
માણસની યાદ.
યાદમાં કંઈ કેટલું અજવાળું
ને ક્યાંક ક્યાંક તો અંધારું.
શું ખૂબ જોજન ચાલ્યાં
ને ખૂબ ભોજન જમ્યાં
છતાં નથી નિરાંત
કે નથી થતો અવાજ શાંત
ને આવીને બરાબર
માથે બેસી ગઈ છે આ 'ખાંભી'
એટલે જ ચલાવીએ છીએ ભાષાભાઈ?
હકીકતે તો ખાંભી—
કોની ખાંભી?
શા માટે ખાંભી?
એનો શો ઇતિહાસ,
શી કથની?
એ કેમ ખાંભી,
કેવળ ખાંભી?
જોયું ને
આમ જ ગંભીરતા પ્રવેશે
શબ્દોને વેશે
મનના દેશે
ને સીમાડે સીમાડે
ખળભળ ખળભળ
આપણી જ આંકેલી બાંધેલી સીમાઓ?
આપણાંથી જ તૂટે
આપણાંથી જ ફૂટે
ને આપણે સીમાની જ બહારઃ
વિસ્ફોટ
ધડાકા
કડાકા
ગગડાટ
ધધડાટ
ને પછી કાટમાળ....
ને એ પછીની હકીકતઃ
કેટલાય જોજન ચાલવાનો ગરવ,
કેટલાંય ભોજન જમવાનો દરપ;
ઘડીભરમાં વેરણછેરણ
ને અવ્વલ નંબરની માણહાઈ
અવ્વલ નંબરના સાણુડની બહાર આવી
અવ્વલ નંબરનો સવાલ પૂછી બેસે :
'કેટલાંય ભોજન જમ્યાં
ને કેટલાય જોજન ચાલ્યાં, હેં?!'

## શહેર વચ્ચે ઝાડ પરના પંખીની વેદના, તા. ૨૨-૪-૮૫

મફત ઓઝા

અરે !
ખાખી વેશ પ્હેરી ક્યારનું ઊભું હતું આ વૃક્ષ ?
એની ડાળીઓ બંદૂક બની શું તાકતી ??
મારા ઉપર સંચારબંધી !
પાંખ જેવી પાંખ હવે ખરી ગયેલી લાગતી.

ટહુકો સુણી
નિત સવારે ખૂલતી બારી હતી
એ કેમ બંધ-બિડાયેલી ભાસતી ?
ચોક્કસ, કોઈ કાળો અશ્વ આવી હણહણી કૂદ્યો હશે.

અહીં
પગલાં નહિ, પથ્થર પડ્યા છે લોહીભીના
શું. દિવાલો સામસામે જુદ્ધે ચડી હશે મધરાતની ?
કે પછી પડ્યો હશે માણસ સૂમસામ રસ્તા પર પથ્થર થઈ?

સૂર્યની લાશને લઈ જતો પવન ચીખતો–
દોડી રહ્યો કોઈ ચિકિત્સાલય ભણી....
આકાશ જેવું આકાશ સ્તબ્ધ–
કેમ કોઈની પાંખને સાંભળી શકું નહિ ?

કોણ આ આવી રહ્યું છે આ તરફ ?!
મારું નગર !!!!!
પાંખમાં લઈ ઊડતાં પમરી રહું એ આ નગર ?????
ભડકે બળે; પછી શું ઊડવું ?!

## સાંકળ કોઈ તોડાવો
### વિનોદ ગાંધી

થીજી ગયેલા હરણાના પગમાં ઝાકળ કોઈ પહેરાવો
મરી ગયેલા ઝરણાના પગમાં ઝાંઝર કોઈ પહેરાવો.
અવાક્ થયેલા વૃક્ષને કોઈ
પવન બનીને સ્પર્શો
શોષ-પત્ર શી પૃથ્વી ઉપર
એકસામટું વરસો
ઊડી ગયેલા તરણાના તન પર સાંકળ કોઈ પહેરાવો
મરી ગયેલા તરણાના તન પર સાંકળ કોઈ પહેરાવો.
ચપાક્ દઈ મીંચેલી આંખે
સૂર્ય બનીને પ્રગટો
શ્વેત ભીંત કાગળની તોડી
શબ્દ તમે તો છટકો
મરી ગયેલા માણસની દગમાં ઝાકળ કોઈ તો આંજો
જીવી ગયેલા માણસના પગથી સાંકળ કોઈ તોડાવો.

## સાજણ ચોમાસુ લઈ આવો
### નવનીત ઉપાધ્યાય

પીળા પીળા તડકા છાંયા કરડે છે રે આવો સાજણ ચોમાસુ લઇ આવો
આંખોથી પોકાર કરું છું હોઠે મૂકો પાવો સાજણ ચોમાસુ લઈ આવો.
અમને યાદ હતું એ છેલ્લું વાદળ પણ ભૂલાઈ ગયું રે...
તમને એકીનજરે જોયાનું ઝરણું સુકાઈ ગયું રે...
પાપણુલગ સપનાની ભ્રમણા લાવો સાજણ ચોમાસુ લઈ આવો.
ખેતરમાં ને હથેળિયુંમાં ધૂળ ઊડે છે ધૂળ ઊડે છે
સાજણ જોવા આવો અમને શૂળ ઊગે છે શૂળ ઊગે છે
આંસુને જીવતાં કરવા રે આવો સાજણ ચોમાસુ લઈ આવો.

# ઉછીનું આપ્યું

વિનોદ ગાંધી

મૂળમાં આંખ ન'તી ને એને દૃશ્ય ઉછીનું આપ્યું !
હાથ ખરેલા માણસને તેં વાદળ ભીનું આપ્યું !

અવાજનું આ પીંછું ધીમે
કાન નજીક ફરફરતું
હવા બનીને મારી અંદર
કોણ પેસતું ડરતું ?

નીચે ધરા ન'તી એવાને ગગન ઉછીનું આપ્યું
મૂળમાં આંખ ન'તી ને એને દૃશ્ય ઉછીનું આપ્યું.

પલંગમાં પોઢેલું સપનું
સૂર્યપ્રતીક્ષા કરતું
પ્હો ફાટતાં પ્હેલાં એ તો
થોડું થોડું મરતું

મરી ગયેલી ધડકનને 'ધબ્બાક' ઉછીનું આપ્યું
મૂળમાં પાંખ ન'તી એવાને ગગન ઉછીનું આપ્યું

## મુક્તાનું ગીત
### વિનોદ ગાંધી

જળની સાથે ચોંટ્યું છે ભીંજાવું, કોઈ છોડાવો
માટી સાથે મૂળ
મૂળની સાથે માટી
ધૂળની સાથે ધૂળ
ધૂળને ધૂળથી દાટી
પળની સાથે ચોંટ્યું છે રે હોવું, કોઈ છોડાવો,
જળની સાથે ચોંટ્યું છે ભીંજાવું, કોઈ છોડાવો.
પંખી સાથે પિચ્છ
પિચ્છની સાથે પંખી
રહેતું જળમાં મીન
રહેતું જળને ઝંખી
ફળની સાથે ચોંટ્યું છે રે ખાવું, કોઈ છોડાવો,
જળની સાથે ચોંટ્યું છે ભીંજાવું, કોઈ છોડાવો.

## ગધાપચ્ચીસીને ઉંબરે ઊભેલા પુત્રને વનપ્રવેશ કરતા પિતા તરફથી
### મેઘનાદ હ. ભટ્ટ

હજી ગઈકાલ સુધી
પપ્પાનાં ચશ્માં પહેરી "પપ્પા, પપ્પા" ની રમતો રમતો'તો
તે –
આજે બાપુકચીની વિડંબના કરવા માંડ્યો છે, મયંક ?
આપણી વચ્ચે ગેપ તો ક્યારે ય હતો નહીં

ને જનરેશન ?

"જે જનરેટ થઈ શકતાં નથી

એમે પૂરા એક જનરેશનને પોતીકું નામ આપવાની એવી તો શી એષણા ?
– એવું કાંઈ તું કહે તે પહેલાં કહું :
"જન્મના અકસ્માતની એકમાત્ર ભૂલથી એકઠાં થયેલા આપણે માનવીઓ
માની લીધેલી સંસ્કારિતાનાં મૂળ શોધતાં આપણે મરજીવા –
આપણી સહાનુભૂતિ, સમવેદના કે સમભાવના અલગ હોઈ શકે નહીં."
"સહાનુભૂતિ એન્ડ સમવેદના માય ફૂટ, પપ્પા.
માય કૉમ્પ્યૂટર કેર્સ એ ડૅમ ફૉર ઑલ યૉર અનુભૂતિઝ એન્ડ વેદનાઝ."
"વેલ, વેલ, માય બોય.
શું આપું તને તારા જન્મદિને ?
– પુસ્તક ?
"હુકનેઈડ, હાફબેઈક્ડ, બોરોન્ડ, બુલશીટ...."
"ચોકલેટ ?"
"નો સિન્થેટિક સ્વીટનેસ, પપ્પા."
"ધૂમ્રશેરના ગોટેગોટામાં ખોવાઈ જઈ
સીગરેટની રાખ જેવા ભૂતકાળને ચપટીમાત્રથી ખંખેરી નાખવા – એશ ટ્રે ?
"ઓહ, હાઉ અન્ડરસ્ટેન્ડિંગ ઑફ યુ, પાપા!"
"અનુભૂતિ અને અનનુભૂતિ તો મારી ય મરી પરવારી છે – માય ચાઈલ્ડ."
"યટ, આઈ લીવ ફૉર આઈ કેનનોટ ડાય."
"પપ્પા, પ્રે યુ'વ સ્પોકન ઈનફ, નાઉ !
લેટ યૉર મૌન બી મોર ઈલોકવન્ટ."
"પ્રોમીસ, સન. મારું મૌન હવે વધુ મુખર બનશે."

[illegible] ૧૯૮૫

# દરિયો હવે માત્ર લય, માત્ર દરિયો

## શૈલેષ ટેવાણી

વિશાળ આભ અને ઝળહળતા દરિયા વચ્ચે ખરી જવું
એક તારાનું એમ જ. પોતાની જાત સંકેલીને ચાલ્યા જવું
દૂર દૂર મારું એમ જ. રેતીનો વહેલી સવારનો સ્પર્શ
દૂર દૂર જાગી ઊઠેલાં અજાણ્યાં પક્ષીનો કલરવ, ગીતની
પૂર પૂર હૃદયમાં દોડતી પંક્તિઓ....મૌન અને એક સાથી.

પરવાળા પરવાળા, અશ્મિઓ અહીં અને ભીતર...
મોજાંઓનો ખિલખિલાટ પસાર થતો શ્રેણીઓ અને નહીં
જન્મેલા કેટલાંય આનંદપૂર્ણ પ્રભાતનો અણસાર મળી
જવો એમ જ.

હૃદય ભર્યું ભર્યું, રેતી ભીનીભીની. ઉપર ચંદ્રનું એતમા
ઝળૂંબવું અને મારું સ્મર્યા કરવું એને, સૌને જેને છોડ્યાં
છે ગઈકાલ. મારું સ્મર્યા કરવું એને, જેઓ છે સાથે
ને નહિ હોય કાલે અહીંયાં–ત્યાં–કશે ય.
તેના ન હોવાની વાતથી છળી મરવું મારું એમ જ, મનોમન.

દરિયો હવે માત્ર લય.
પ્રલય પૂર્વેનો, પ્રલય પછીનો, માત્ર લય. માત્ર દરિયો.

ને
કંઈક લખવા ઊંચકાતી કલમનું
આનંદ અને વિષાદના સંગમ સ્થાને થઈ જવું ખામોશ.
હોઠનું સ્મિત વેરી દેવું ધૂંધળા ઉજાસમાં એમ જ!!

# પૂર્વજન્મની સંવેદનાનું ગીત

હરિહર જોશી

તું, કેશઘન અંધારું ગૂંથી સોમનાથના દરિયે ફરતી
ચૌલાના ઉત્તુંગ સ્મરણશી ઝંખે પારાવાર ભીંસાવું....
હું, ફેલાતું નભ અને નક્ષત્રો વીંધી ધાર કે આવું ભીમદેવનું
સપનું શી ચોપાસ પછી કંઈ થાય રિસાવું....

દૂર...કશે....દૂર...પરભવના પડછાયા આજે બીજચંદ્રને અજવાસે જો પલળે !
નક્કી, તારા પગરવ મારા રક્ત વચોવચ છબછબ કરતા ફરે !
જૂઈને ઊગી ગંધલિપિ પાંપણથી સરકી ચાંદરણાના સરવર જલમાં ઢળે !

ચૌલા ! તારી ઓછપ જેવું કશુંક જાણે શ્વાસે, શ્વાસે તરે !
ચૌલા ! ડૂબે દરિયો મારી તિમિરવંતી પાંસળીઓમાં પછી ઘૂઘવના પગરવ ભાગે...
મેઘધનુષી અચરજને સંકોરી ઊભી હોય સમીપ તું સાવ સમીપ એ જોવા
આખું પ્રભાસપાટણ જાગે ...

મર્મર, મારા શાપિત જન્મોના લીલાકચ સ્પર્શ પામવા હળવે હળવે આવે !
ક્વચિત ઊગ્યું શમણું મારા નામ શીખર પર ટહેલ નાખતું જાગે...
પછી ઊભું રહી કો'ક અમારા રક્ત સોંસરો ઝાંઝરીઓનો લય પળેપળ વાવે !
ચૌલા ! તારી ઓછપ અંતરિયાળ ખટકતી ફાંસ થઈને વાગે...

તું, કેશઘન અંધારું ગૂંથી સોમનાથના દરિયે ફરતી
ચૌલાના ઉત્તુંગ સ્મરણશી ઝંખે પારાવાર ભીંસાવું...
હું, ફેલાતું નભ અને નક્ષત્રો વીંધી ધાર કે આવું ભીમદેવનું
સપનું શી ચોપાસ પછી કંઈ થાય રિસાવું...

## આવી રહ્યાં છે

### ભરત વિંઝુડા

સ્વયમ્ પોતાને વિકસાવી રહ્યાં છે
બધાં મારી નજીક આવી રહ્યાં છે.

મને પોતાનો એક હિસ્સો ગણીને
બીજાં લોકો ય અજમાવી રહ્યાં છે.

ભરાઈ જાઉં છું પ્યાલીની માફક
સકારણ આંસુઓ આવી રહ્યાં છે.

ખબર થંભી જનારાને નથી કે
વિકસતો કાળ અટકાવી રહ્યાં છે.

સૂરજનું ઊગવું પડઘાઈ રહ્યું છે
કબૂતર પાંખ ફફડાવી રહ્યાં છે.

## દેખાઈ રહ્યાં છે

### ભરત વિંઝુડા

વચોવચ છે ને ભીંસાઈ રહ્યાં છે
બધા છેડા સમેટાઈ રહ્યાં છે.

સલામત રહી શકે મારું જગત ક્યાં?
સહુનાં વિશ્વ લંબાઈ રહ્યાં છે.

અરીસામાં પ્રતિબિંબાઉં છું હું
ને મારામાં એ દેખાઈ રહ્યાં છે.

નજીક આવી રહી છે રાત આદિમ
હવે દીવાઓ ઓલાઈ રહ્યા છે.

દિવસ ઘડિયાળના કાંટે વીતે છે
અનુભવ ક્ષણમાં બદલાઈ રહ્યા છે.

## એક કૌતુકવંતી ગઝલ

### દીપક ત્રિવેદી 'દીપ'

શ્વાસ ધડોધડ ફૂટે ઝરમર હત્ તેરીકી
આંખ આડોઅડ મેઘાડમ્બર હત્ તેરીકી.

પીળાં પચરક કેસૂડાના છાંટા છલક
અલ્લપ-ઝલ્લપ ટીકે અમ્બર હત્ તેરીકી.

ટેકરિયુંનાં ઘાસ-પાંદડાં પીધાં તકધીન્
આવે કાચે-કાચાં તમ્મર હત્ તેરીકી.

પીધાં રે ગુલમ્હોર ટેરવે અડિયોદડિયો
ઊંધમૂંધ ભૌ છાતીકમ્મર હત્ તેરીકી.

પાંચ વાંભની પૂતળિયુંમાં જંતરમંતર
છલકે સરવર કુવાભમ્મર હ તેરીકી.

## હોઉં

### રમણીક સોમેશ્વર

હું નથી નક્કી, હું આ કે તે ય હોઉં
હોઉં સઘળે ને છતાં પરિમેય હોઉં.

હોઉં ઘરમાં ડાયરા વચ્ચે અને
એ જ ઘડીએ શક્ય છે બા'રે ય હોઉં.

ક્યાં કોઈ વીતી ગયેલો કાળ છું હું
સાવ પાસે હોઉં, અત્યારે ય હોઉં.

એમ મારું નામ તેઓ ગટગટાવે
કેમ જાણે હું કશું કંઈ પેય હોઉં!

ક્યાં કશો પણ ભેદ ત્યાં પામી શકાયો
હું સ્વયં હોઉં, અને હું એ ય હોઉં.

## 40°F કે નિમ્નતર

પ્રીતિ સેનગુપ્તા

ઉપરની વાત સાવ સાચી છે.
કેટલીયે સાચી વાતો મનાતી નથી.
માનવા જેવી વાતો
ઘણી વાર કહેવાતી નથી.
શું આવું નથી બનતું ?
પારાના અંશો
એવા ઊંડાણે ઊતરે
કે નસો — કાચની ભૂંગળીઓ —
તડ તડ તડ તૂટી જાય.
દરેક જાતની ધ્રુજારી/કંપારી
પૃથ્વીને — સર્વવ્યાપી અસ્તિત્વને —
આઘાત/પક્ષાઘાતના રોગીની જેમ
વિકૃત જ રાખીને અટકી જાય.
ને પછી શું અનુભૂતિ, શું આવશ્યકતા,
કે શું આકાંક્ષા.
નિર્દોષ લાગતાં મૃદુ હિમકણોનો
શીતાર્ત મહાપીંડ —
તે જ તો નિષ્ઠુર હિમપર્વત છે.
સહેજ બહાર રહેલા એના માથામાંની
બે આંખો ટગર ટગર જોયા કરે છે,
ને બાકીનું એનું આખું અંગ
દૃષ્ટિથી પર છે.
તેથી જ તો એનો ભય છે.
અદૃશ્ય એવો એ રાક્ષસ છે.
સાવ સાચી વાત છે કે
સર્વસ્વનો એ ગ્રાસ કરે છે —
દિશા, કાળ અને બધી સ્થિતિનો,
સ્મરણ અને સંબંધનો.
જોયાં છે જરૂર
સ્મરણનાં તણખલાંને પુનર્જીવિત થતાં
ક્યારેક —
પણ થીજેલા સંબંધો
ઘોડાપૂર થઈને ઓગળતા નથી,
ફરી અકસ્માત્ સ્વજનો થઈ જતા નથી.
શ્વાસ જો કાંટા બનીને વાગી શકે,
ઉચ્છ્વાસ જો દિવાલમાં પરિણમી શકે,
ટેરવાં જો સ્પર્શ ખોઈ બેસી શકે,
તો શું એવું પણ ના બને
કે સૌહૃદની વાતો કલ્પિતકથા જ હોય?

કવિલોક મે-જૂન ૧૯૮૫

## નૃત્યાંગનાનું ગીત

રાજેશ પંડ્યા

ભાન સાન વચ્ચે,
કે નાચ ગાન વચ્ચે,
કે વાહ વાહ વચ્ચે, દેહ થરકંતો તબલાની
થાપ પર.

મોંસૂઝણું થાય પ્હેલા સૂરજ ડૂબે,
ને પડતી તિરાડ આ ભીંત પર
ભ્રમણાનાં પાણીમાં પગને ઝબોળું ત્યાં
તરબોળ તરબોળ હું ભીતર
કોણે કુહાડી ઠોકી છે લીલીછમ ડાળ પર?
દેહ થરકંતો તબલાની થાપ પર.

લોકો અજવાળે છે સામટા સૂરજ
પણ ભીતર અંધારાનું પૂર
ચપટીક અજવાળાની શોધ મહીં ત્યારથી
પ્હોંચી ગઈ પોતાથી દૂર
અઢળક અંધારું ત્યારે લપસે પરસાળ પર.
દેહ થરકંતો તબલાની થાપ પર.

## કરફ્યૂ અને હું

ભગવતપ્રસાદ ચૌહાણ

મારી સોસાયટીના ચોગાનમાં
આજે પણ
ગાયો ચરવા આવી છે,
પંખીઓ ચણે છે, હવા વહે છે.
જો કે મારું આખું શહેર કરફ્યૂ નીચે છે,
હું પોતે પણ સદીઓથી કેદ છું,
કે સદીઓ મારામાં કેદ છે?
શું હું મેં જ ગૂંથેલી બેડીઓથી ગ્રસ્ત છું?
ગાયોને તો નથી કર્ફ્યુ કે નથી કરફ્યૂમુક્તિ.
મારી સામે જોઈ લેતી
ગાયની ને કબૂતરની આંખોમાં શું છે?
ઉપહાસ? શરમ? વેદના? યુગજૂના અબોલ
પ્રશ્નો?
પાસે જ ખાતા ભૂંડ ને કૂતરા સામે
ગાય માથું વીંઝે છે,
ને....શીંગડાંના ખીલામાં
વીંધાય છે ઈસુ;
ગોળી ખાય છે ગાંધી
ને, હું બની જાઉં છું
સદીઓથી વહેતો
ટોળાંઓનો લોહિયાળ ચિત્કાર.

# મુક્તિકા

પાર્થ મહાબાહુ

ચાલવા માંડશું
દોડવા લાગશું.
સૂંઠને ગાંગડે
હાટડી માંડશું.
ખેંચ એની લગામ
ક્યાં જઈ પહોંચશું ?
સૂર્ય ઝાંખો થયો
તાપણે તાપશું ?
નખ હજી આ વધે
કેટલા કાપશું ?
છે હવા પાતળી
સોંસરું દેખશું.
સોડ તાણી પછી
ઊંઘને ગોતશું.
ઊંચકી ચોપચાં
સ્વપ્નને ખોદશું.

રણઝણે ઝાંઝરી
કાન વીંધાવશું.
જાય છે આ બધું
આવતું ના કશું.
ભર બજારે જઈ
ખાલીપો થૂંકશું.
ભીંતની ઓથ લૈ
બૂંગિયો ફૂંકશું.
જાત ખોટી કઈ
પાળિયા છોડશું.
વસ્ત્ર વેચી દઈ
થીંગડાં પહેરશું.
શ્વાસ ભાંગી ગયો
શું હવે સાંધશું ?
મૂળમાં ઊતરી
ટોચને આંબશું.

ટાંકમાં ઊંઘતા
શબ્દને ઘેરશું.
દર્ભના પ્રાસથી
ગર્ભને ખેંચશું.
અર્થ સૂઝી લઈ
શબ્દને ચાવશું.
કલ્પવૃક્ષે જઈ
કલ્પના વાવશું.
સૌ ગયા ભાડમાં
આપણે ક્યાં જશું ?
બ્રહ્મનું નામ લઈ
ચીભડું ચીરશું.
વ્યર્થ છે આ રમત
હાર શું ? જીત શું ?
હું નહીં, તું નહીં
તે નહીં તો ય શું ?
એક સાંધી અને
તેરને તોડશું.
વ્યાસ જગદીશને
મુક્તમા આપશું.

૨ કવિલોક મે-જૂન ૧૯૮૫

# 'કાળકથા'

## પ્રવીણ પંડ્યા

માણસકાળ પછીના કોઈ સંવતની છે વાતો
સ્થિર થયેલા પડછાયાને ઊંચકે પ્રાણીજાતો.
કસ્બો એક હતો ને એમાં ડાહ્યા નામે પ્રાણી,
ડાહ્યાને દીકરો જન્મ્યાંની શાસ્તરમાં એંધાણી.
ડાહ્યો ખૂબ ભલુ પ્રાણી ને પ્રાણીવાદી વર્તન.
દિકરાનું નામ રખાયું ગાંડો ત્યાંથી છે પરિવર્તન.
ગાંડો પાક્યા રખડેલો તે ચીંતા કરતો ડાહ્યો,
ઘડીઘડીમાં સૌને પૂછતો 'આવ્યો, ગાંડો આવ્યો?'
અણદીઠા સ્થળમાં રઝળી એ કરતો સંશોધન,
સ્થિર થયેલા પડછાયા પર ચાલે ધનનન, ધન્ન.
પડછાયાની ઠેસ વાગતા ગબડયો ઊંધે માથે,
સ્થિર થયેલા પડછાયાને જોતા શીખ્યો હાથે.
હુરરે, હુરરે, કરતો ભાગ્યો, જાયો માણસ,
માણસ!!
વાત કરી બાપાનેતો કે' હોયો હોયો માણસ!
ગાંડા, કોડા શંખ તને શું ખબર પડે શું
માણસ?
આજ સમય છે એવો એમાં હોઈ શકે શું
માણસ?
ગાંડી ગાંડી વાતો કરમા સુધરીજા તું બાળ,
ઉમર આખ્ખી બાકી છે ને જીવતર છે વિકરાળ.
પ્રાણીજાત હતી ને એમાં જન્મ-મરણના હેવા,
માતપિતાનાં કારજ કરવા ગાંડે કીધાં દેવાં.
અર્થોપાર્જન કરવા ખાતર ગાંડે ગામ મૂકેલું,
મોટા એક નગરનું એણે સરનામું લીધેલું.
એ જ નગર છે જ્યાં આવી સૌ વ્હેંચી દે
પડછાયા,
એ જ નગરમાં રહેવા આવ્યો મારો ગાંડો ડાહ્યા.
એકસામટા સો સો પેડલ સાઇકલ ઉપર મારે,
મિલ હતી બહુ આઘી એને જાવું રોજ સવારે.
પડુંપડું થાતી ઓલીનાં ભાડા રૂપિયા એંશી,
એક જ નળનાં પાણી ખાતર છરિયું ઊડતી
દેશી.
રાતવરત પાણી ખૂટયાં'તા ગાંડો કરે વિચાર,
રાત તરસ જો ગાળી ત્યાં તો આવ્યું માંડ
સવાર.
આમ ઉઘાડે ડિલે ગાંડો ઊભો નળ પર આવી,
ગલકી નામે ભોળી કન્યા પાણી આપ્યાં લાવી.
ગલકી પાણી આપી વહોરે ચાલીની નારાજી,
તેથી ગાંડો અંદર અંદર થાતો રાજી રાજી.
ગલકી પરણી ગાંડાને તે ગાંડે બદલી ચાલી,
મિલો બંધ પડી ને એમાં સૌની થૈ બેહાલી.
ગાંડો સરઘસમાં જોડાઈ બોલે મુર્દાબાદ,
ગલકીના ગર્ભાશયમાં એ પડઘો પાડે સાદ.
શહેર હતું મોટું ને રોગીની લાંબી વણઝારો,
મરવામાં પણ આવે સૌનો કતાર મુજબ વારો.

એક દિવસ ધખધખતા બપોરે ગાંડો ખૂબ જ રોયો,
એ જ દિવસની સાથે એણે અડધો હિસ્સો ખોયો

o o o

ગાંડો સાવ થઈને ગાંડો ફરતો ખાલી ડાબે,
પથ્થર ખાતો ખળખળ હસતો ઘૂમે પોળે પોળે
મેલાઘેલા જીર્ણ થયેલાં વસ્ત્રો નાખ્યાં ફાડી,
નગ્ન દશામાં નાચ કર્યો તો સૌએ તાલી પાડી.
ચાલ ભૂલ્યો તો ઢસડાતો એ સડકો કરતો પાર,
એને પગને બોજ તરીકે ભાળ્યા પહેલીવાર.
દિવસો એની હથેળીઓ બાવળિયાની ડાળી,
શ્વાસ સુધીની એકલતાને પડછાયામાં પાળી.
ઇન્તજાર કંઈ યુગો સુધી એમ રઝળતો દેહ,
શક્ય હતું કે એનાં શબને કોઈ આપે છેહ.

## અડસઠ તીરથની જાતરા

લલિત ત્રિવેદી

કોઈએ દેખાડ્યા છે લોહીમાં તરતા કાકરા
કે શરૂ થૈ ગૈ હવે અડસઠ તીરથની જાતરા।
પાણી ભીતર આળખાયાં છે વલય પણ આકરા
હાથમાં આવી ગયા ખંડિત મહલના કાંકરા.
આજ જે મોતી છે તે કાલે થવાના બોનિયા,
ને હશે ડગમગ થતી સ્મરણો તરફની જાતરા.
હું નિરાંતે જોઉં કાંઠા પર ચળકતા ફીણને,
ને રમે ઘર ઘર રમત વેળુમાં નાના છોકરાં
રંગ-લથબથ છોકરા રંગી જશે વસ્ત્રો જરા,
શ્વાસમાં મઘમઘ લલિત ન્હાશે પલાશી વાયરા.

## પંટોળિયો

જગદીશ ત્રિવેદી

આમ તો નક્કી હતું
પણ –
એને હશે નિજા વિશે મુજ
આંધળો વિશ્વાસ –
(કોણ નહીં તો ફૂહેત અંતર્યામી ?[1])
– છેલ્લી ઘડીએ એટલે તો ફૂરચ્યો નિર્ણય!
નહીં તો –
લાચાર
મુખ વીલે
લથડતે પાય
હું હોત ના ફૂટયા નસીબનો માનવી.
એક ફૂંકે પૃથ્વીનું પડખું બદલતો
હોત કોઈ આંધળો
પંટોળિયો !

1 કવિલોક મે જૂન ૧૯૮૫

# મુગ્ધ ઓરતા

## હીરા રા. પાઠક

### સીમંતિની

કોઈને હું તો કહું નૈં બસ વાયરાની જેમ વહું;
ઉદર મૃદુ ગીત ઊછેરી ફૂલની ફોરમ લહું.

વણદીઠા એ વદન ઉપર સ્મિત અદીઠું મ્હેંકે;
રૈ હથેલી ઝંખી ક્યારે મોરલાનું વન ગ્હેકે.
પુલક પુલક અણુ અણુ મમ રોમને એવું કહું.

પારણું પોપટ-મોર-મઢ્યું હૂં નીંદરમાં હીંચોળું;
હાલરડાના સૂરમાં મીઠા શોધું શૈશવ ભોળું.
હરખની મુજ ઉરમાં વાગે વાંસળી એવું ચહું.

પળ પળે હું સુણ્યા કરું ઝાંઝર ઝીણો રવ;
આંગળી કળી મોગરાની ગુલપાનીનો પગરવ.
પ્રાણમાં પમરી આવજે મારા વ્હાલમાં વીંટી લઉં.

**સુશિલા ઝવેરી**

કયા કયા ભાવોના પોત ઉપર મુગ્ધતાની કુમાશ ચડી શકે? વિસ્મય, પ્રેમ, ભક્તિ, શ્રદ્ધા, ધર્મ, દામ્પત્ય, મૈત્રી, વાત્સલ્ય, કરુણા, સમર્પણ, શૌર્ય, દેશભક્તિ, ઝંખના, શહાદત, ટેક, ઉત્સવાનંદ વગેરે—આ ભાવો અને તેવી ભાવનાઓ તથા આદર્શોને માનવમનની મુગ્ધતા અડી, ચડી શકે. મુગ્ધતા પોતે, આ કહ્યા તેવા પ્રેમ વગેરે જેવા વિશિષ્ટ ભાવનો પ્રકાર નથી: પણ તે તે ભાવને લાગેલો એક વિશિષ્ટ વિધેયાત્મક અભિગમ છે. નિશ્ચિતપણે કહીએ તો, તે ભાવના તે ઉઘાડની અને સ્થિતિની શ્રદ્ધાળુ જીવનોપકારક મનોદશા છે. આ મુગ્ધતા શારીર અને, અથવા, માનસિક ભૂમિકાની ઉભય પ્રકારની હોઈ શકે. અત્રે, આપણે તેનો લગભગ ચિત્તની એટલે ભાવની ભૂમિકાએ બૂઝવાનો પ્રયત્ન કરીશું.

આ મુગ્ધતાનું વલણ મોટેભાગે જીવનની કિશોર અને તરુણ અવસ્થામાં સહુથી વિશેષ હોય; પણ સાથેસાથે તે કોઈપણ વય કે અવસ્થામાં પણ સંભવી શકે. કારણ, જીવનરસનું એ પણ કૌતુકભાન છે. જેના જીવનમાં મુગ્ધતાનું વણદૂષિત વલણ સંભવી શકે, તે સદ્ભાગી જન. જો મુગ્ધતામાં આપમેળે વાસ્તવિકતાની

સૂઝસમજ ભળતી જતી હોય તો તેનાથી શું રૂડું ? અર્થાત્ મૂઢતા ન હોય એવી મુગ્ધતા સ્પૃહણીય છે

માનવમનની આ મુગ્ધતા શી રીતે સંભવે ? જીવનની અને ભાવની આરંભિક દશામાં તેનો અનુભવ છે પદાર્થ, પાત્ર પ્રસંગ, કૃતિ વગેરેનો અમુક બોધ થતો હોય અમુક થવાની પ્રક્રિયામાં હોય કે પછી વાસ્તવિકતાની સૂઝસમજ છતાં તેની આસ્થાળુ દશામાં રહેવાનું વલણ હોય અર્થાત્ અનુભવનું નિર્દોષ મીઠું, અજાયબ કૌતુક ટકી રહ્યું હોય આવું વલણ વય અને અવસ્થા કરતાં સવિશેષપણે માનવમનના બંધારણમાંથી જન્મતું હોય છે એ દૃષ્ટિએ કોઈ યુવાનની મુગ્ધતા ઊગતાં જ ઓસરી ગઈ હોય તો કોઈ પ્રૌઢમાં જીવની ચમકની હોય માનવમનની એ એક પુનિત આસ્થા છે.

આપણે અહીં મુગ્ધતાનો વિચાર કર્યો તો આ છે કોઈ મુગ્ધ નવગર્ભા તરુણીની સ્વોક્તિ મુગ્ધતાથી છલોછલ ભરેલું આ તેનું હૃદ્ય ગીત છે તે શારીર વિશિષ્ટ ઘટનાને કારણે મનની ભાવાનુભૂતિને લક્ષે છે આશાભરી એ નાયિકાના જીવનનો એના સ્ત્રીત્વનો એ ધન્ય–શુભ અવસર છે જેના મુગ્ધ આનંદના સ્પંદનોમાં તે ચકચૂર છે એ અનુભવ એટલો અભિનવ તાજો અને સુકુમાર છે કે તે અર્ધસ્ફુટ કળી જેવો છે ઊગતા પરોઢિયા જેવો ફૂલપાંદડીઓ પર ઝીલાયેલા ઓસબિન્દુ જેવો કે મુલાયમ માનવવદન પરના અછરતા તેજ જેવો છે

નાયિકાનો આ કૂણો અને નાજુક ભાવ એવો છે કે મુખમાંથી હરફ કાઢી શકાય નહિ કહેતાં લજ્જા–સંકોચાઈ જવાય તેના હૃદયમાં આ ભાવ દ્વિવિધ ઘટનાની સંધિના મુગ્ધ સ્તરનો છે એક ઘટના છે પોતે અનુભવેલા પુરુષસંબંધના પ્રથમવારના હ્રીકંપનું પર્વ બીજી ઘટના તે નવગર્ભધારણની મધુર ધન્યતાની બન્ને ઘટનાસંધિના ભાવે તે સભરમૂક છે તેનું કૌતુક છે અને સંકોચ પણ

આ પ્રકારની ભાવસૃષ્ટિ નૈસર્ગિક અને પ્રથમવાર પ્રગટ થયેલી છે ગર્ભધારણ જેટલું જ આ ભાવનું આગમન વહાલું છે એટલે વહાલું કે એ અંગત અનુભવના અધિકારની કક્ષાનું, તેની હકૂમતનું છે કાચ, ભૌતિક જગતની સવ સામા યતાની રીતે મનોવૃત્તિ આગળ આ મુગ્ધતા ઝાકળ થઈને ઊડી જાય સ્વપ્નું થઈને સરી પડે એવી ભયઆશંકા તેના હૃદયમાં છે તેથી તે વિશેનો નાયિકાનો હાલો ગભરુ ભાવોદ્‌ગાર સાંભળવા જેવો છે

કોઈને હું તો કઈ ન બસ વાયરાની જેમ વહું
ઊંડે મંદ ગીત ઊંડેરી ફૂલની ફોરમ લહું '

કોઈને ય આ ભાવઘટના કહેવા નથી કહેતાં કાચ વિલાઈ જાય તો ! માટે કહું નહિ પણ એ ભાવહેલારો એવો તો છો! થાય છે એને વાયરાને વેગે વહી આગળ ચાલું એનું ન કળાય એવું મારી ભીતરમાં વહન કરું હળુ હળુ વાયરાની જેમ લઈને વહી જઉં ગૂપચૂપ કારણ માહ્યલા જીવનું ઝાઝેરું જતન કરવું છે એના અસ્તિત્વના આનંદ ઓરતા અંતરમાં સંચવા છે

આ આખા ગીતમાં, નવગર્ભધારણ કૌતુકની જોડે ભાવિ જીવનના કેટકેટલા કોડનો ઊમળકો છે ! ઉદરસ્થ સંતાનના ભાવિ કાલ્પનિક ચિત્રો કવયિત્રીએ સરલ સુષમાથી રજૂ કર્યા છે તો તત્સંબંધિત સાંપડનારા અભિનવ માતૃત્વનો હૈયે હરખ માતો નથી એવી એ સગર્ભા નારીના લાખેણા કોડ કવયિત્રીએ પ્રત્યક્ષ કર્યા છે નાયિકા આ ભાવમન સાથે મનમાં અભાન સભાનપણે માણી રહે તેવો તે મધુમધુર છે એ વીગત

આ ગીતની પ્રત્યેક ટૂકમાં ધ્રુવપંક્તિ બની, વારંવાર રટણ પામે છે.

છેક ઉપનિષદ્ કાળથી વાયુ–વાયરો એ પ્રાણ-તત્ત્વનું પ્રતીક છે. નાયિકા એક અન્ય પ્રાણને પોતાનામાં વહી રહી છે–જીવને ધારણ કરી રહી છે, તે બીના પ્રસ્તુત હોઈ, અહીં નિર્વ્યાજપણે વ્યંજિત છે.

બીજી પંક્તિનું ભાવસૌંદર્ય નોંધવા સરખું છે: એક સ્ત્રી–કવિની–માતા અને કવયિત્રી લેખેની બેવડી અનુભૂતિનો રણકદાર ભાવઅવાજ તેમાં છે, તેને જ આમ કહેવું, સહજ રીતે સૂઝે! અહીં કેવળ સર્જનનો જ આનંદ નથીઃ પણ જેમ કોઈ કવિ મૃદુ માવજતે સર્જનનું પાલન કરે, તેવું તે મહિમાવંત સાદશ્ય છે. આ મૃદુતા કથવા માટે જ આપણે નવ-જાત બાળકને 'ફૂલ જેવું' કહીએ છીએ ને? જો ફૂલમાં માર્દવ છે તો સાથે ચિત્તહારી ફોરમ પણ છે. તે મુજબ, ગીતની નાયિકા પોતાના સમગ્ર અસ્તિત્વમાં ગર્ભસ્થ જીવની ચેતના ફરકવા રૂપે અનુભવે છે. ઉમા-શંકરે, ગર્ભસ્થ શિશુની ચેતના માતાનાં ચક્ષુમાં ચમ-કતી કહી છે, તે વાત અહીં સંભારવા જેવી છે.

કવિતા એટલે નિરૂપિત ભાવની કવિહૈયે જાગેલી સૂક્ષ્મ સભાનતા. હવે પછીની ટૂકોમાં, કવયિત્રી ગર્ભ-ધારણની સભાનતાને પરિણામે, ભાવિ સંતાનનાં એક એકથી રઢિયાળાં કલ્પનાચિત્રો, નાયિકાને તત્ક્ષણ અનુભવતી નિરૂપે છે. ભવિષ્યની વાસ્તવિકતાને નાયિકા કલ્પનાબળે અત્યારે સાક્ષાત કરતી જોઈ શકાય છે.

'વણદીઠા એ વદન ઉપર સ્મિત અદીઠું મ્હેંકે;
રૈ હથેલી ઝંખી ક્યારે મોરલાનું વન ગ્હેકે.
પુલક પુલક અણુ અણુ મમ રોમને એવું કહ્યું—'

આ કલ્પનાચિત્રો તે નાયિકાના શિશુજીવન અંગેના ઓરતા છે. એટલે, જે ઘટના ભવિષ્યમાં નીપજવા-ની છે તે એને તો અત્યારે હાલ સાક્ષાત થાય છે. એવું એના ઉમળકાને કારણે, કલ્પનાનું નિશ્ચિત બળ બની બેઠું છે. એ બળથી તે ગર્ભસ્થ શિશુ, જે અત્યારે અદશ્ય છે, તેનું વદન તેને મૂર્ત થતું દીસે છે. અરે! એ વદન ઉપરનું અદીઠું સ્મિત મ્હેં-કતું પણ તે અનુભવી રહી છે. આગળની પંક્તિમાં 'ફૂલની ફોરમ' ના ઉલ્લેખે જીવને ફૂલ લેખ્યું છે તો આ પંક્તિમાં તેની ડોકાઈ રહેલી સ્મિતચેતના, તે મહેકતી માની છે. પ્રસ્તુત પંક્તિમાં, સમાનાર્થ હોવા છતાં, 'વણદીઠા' અને 'અદીઠું' એ બે પદો, જરાક શબ્દફેરે પુનરાવર્તન રૂપે શા માટે આવે છે? શબ્દના એ સ્વરૂપફેરથી શબ્દછટા નીપજે છે, જે ભાવને લહેકાવ્યાનો, લડાવ્યાનો એ કસબ છે.

આ ટૂંકની બીજી પંક્તિમાં હવે નાયિકાનો એક હૃદયંગમ ઓરતો પ્રત્યક્ષ થાય છે. પોતાની બંને હથેલીઓમાં ધરેલા નવજાત શિશુ વિશેનો એ ઓરતો છે. હાથમાં ધરેલા શિશુને જોવાનો, રમાડવાનો લહાવો હવે ક્યારે સાંપડશે, તેની તીવ્ર ઝંખના નાયિકાને થાય છે. અહીં નાયિકા હથેલી વડે પંડે પોતાને, સૂચવે છે. એટલે કે અખિલને અંશ વડે વ્યંજિત કરવાનો કસબ કામે લગાડ્યો છે. તેમાંથી માતા–શિશુનું સુંદર ચિત્ર નિર્માણ થાય છે. હથેળીમાં 'મોરલાનું વન ગ્હેકે' કહીને કવયિત્રીએ, છલકાતી વાત્સલ્ય વૃત્તિના ભાવો-દ્રેકને, અતિશયોક્ત રૂપકાલંકારે બહુ સુંદર રીતે પ્રતીત કરાવેલ છે. આ કથનની નાયિકાએ બેસુમાર મોરલાની ગહેકથી પોતાના હૃદયને ગૂંજતું કરી મૂક્યું છે. નાયિકા આ ધન્ય અવસર ક્યારે પામશે, તેની ઉત્સુક હૃદયે રાહ જોઈ રહી છે.

આ ટૂકમાં, પોતાની કલ્પના તીવ્રતર બનતાં, નાયિકાને બાળના વિવિધરૂપે ભણકારા વાગે છે. ક્ષણે ક્ષણે તેને ગર્ભસંતાનના, બાળક સ્વરૂપે ઝાંઝરના ઝીણા ઝંકારના ભણકારા સંભળાય છે, તો વળી નવજાત બાળકની મોગરાની કળી જેવી ધવલ–સુકુમાર આંગળીઓ નજરે તરે છે : વળી તેની ગુલાબની ફુલ-પાંદડીઓ જેવી ગુલાબી, સુંવાળી અને કોમળ પાનીઓના હલનચલન અને હરફર કરતા પાયના રવ–અવાજ જાણે સંભળાય છે. એવી તેની ઉત્કટ કલ્પનાથી પ્રેરાયેલી નાયિકા અંતે બાળકને સીધું સંબોધન કરી બોલાવી રહી છે. ભાવવશ બનીને સ્વાગતપૂર્વક નિમંત્રી રહી છે : 'પ્રાણમાં પમરી આવજે મારા વ્હાલમાં વીંટી લઉં' : ગીતની પરાકાષ્ટારૂપ તે ઉત્તમ ભાવભીની પંક્તિ છે.

જેણે પોતાના દેહમાંથી દેહનું અને પ્રાણમાંથી પ્રાણનું સર્જન કરીને ગર્ભપાલન કર્યું છે, તે નાયિકા ગર્ભબાળને સંબોધી આમ કહી રહી છે. 'મારા પ્રાણની ચેતનામાંથી પ્રગટેલા હે જીવ ! તું એ જ રીતે પ્રાણના સર્વસ્વમાંથી સચેત બનીને આવ. તને મારા હેતમાં–વ્હાલમાં વીંટાળીને રાખીશ. ભાવ-ભરી જે આજે હું તારી પ્રતીક્ષા કરી રહી છું, તે કહું છું કે હું તારી રક્ષા કરીશ.'

તાજા જન્મેલા બાળકને કેટલાક સમય લગી, વસ્ત્રમાં વીંટાળી રાખે છે; જેથી તેને ગર્ભાવસ્થાની કંઈક હૂંફ મળી રહે. કવયિત્રીએ કરેલો તે ક્રિયાનો આટલો સુંદર રૂપકાર્થે વિનિયોગ! તે તેમનું કવિ-કૌશલ છે. મુગ્ધ માતૃત્વથી મુકુલિત આ તરુણીનું હૈયું અણમોટચા હેતથી સમર્પિત થવા તત્પર છે.

માતૃત્વના મુગ્ધ ઓરતા કરતી નાયિકાનું ગીત, હૃદયની ઋજુલ સચ્ચાઈ લઈને અવતર્યું છે. સ્ત્રી-હૃદયનો એ માર્મિક (vital) ભાવ, કવિયત્રીએ આબાદ પકડયો છે. એ ભાવ શિષ્ટ સંસ્કારીતાની દેખાવ પૂરતી ટાપટીપ કે ઓપ લઈને આવેલ નથી. તેથી તે નિસર્ગસુંદર લાગે છે, અને સરલ સુષમા ધારણ કરે છે. અહીં ટૂંકોથી ટૂંકોમાં પસાર થતાં નાયિકાના હૃદયભાવના તરંગોની છાલકછોળ અનુ-ભવાય છે. સ્ત્રીહૃદયના ઓરતાને અનુસરતી તેની ભાવસરલ બાની છે. એવી જનિ વ્યાજ, ગીતની પ્રાસ-રચના છે. એવી જ સરલસુંદર આપમેળે વહી આવતી ભાવ તેમજ શબ્દની અલંકારયોજના ગૂંથાતી આવે છે. તે તમામનું કારણભાવનું માધુર્ય ઘણું માતબર છે. કાચબા-કાચબીના ઢાળની ચાલ, આ બધી સરલતાને ઉપકારક નીવડે છે.

આ ગીતની ધ્રુવપંક્તિ એક તરફ મુગ્ધ સંકોચને કથે છે, તો તેના ઉત્તરાર્ધમાં પ્રગટ થવાના વેગને વ્યક્ત કરે છે. બન્ને એક સાથે છે, આવો સંમિશ્ર ભાવ, પૂર્ણોચ્ચારપૂર્વક વેગીલી ગતિમાં વિલસી રહે છે. ગીત એવું ઊર્મિસભર અને સુગેય (lyrical) છે, કે તેનું વારંવાર રટણ કરવું ગમે, અથવા તેના ગાનના ભણકારા વાગે.

સુશીલાબહેન ઝવેરીના કાવ્યસર્જનના આવેગનું બળ એટલું ઉત્કટ છે કે, તે બીના સ્વયં તેમના સર્જકપણાના પ્રમાણ જેવી છે. કાવ્યલેખનની કોઈ વ્યવસ્થિત તાલીમ તે પામ્યાં નથી. પણ આપમેળે અવિરત સ્રોતથી કાવ્યસર્જન વડે તે કાવ્યસાધના કરતાં જ રહ્યાં છે. ૪–૫ કાવ્યસંગ્રહોમાં પોતાની અભિવ્યક્તિને એમણે વહાવી છે, તે તેમની કવિપ્રેરણા છે. બાળગીતો, નવલકથાઓ વગેરે ખેડીને તેમણે પોતાની સિસૃક્ષાને હાંસલ કરી છે. સુશીલાબહેને સ્ત્રીકવિની હેસિયતથી આ ગીતમાં નારીહૃદયના ખાસ ભાવનું સુંદર નિરૂપણ કર્યું છે. તેમાં વિશિષ્ટ સ્ત્રીમુદ્રાનું મનભર દર્શન છે.

## અવલોકન

# અડવાની અડવાઈને મૂલે

આરીન મહેતા

'સૂરજ કાચ ઊગે' પછી હરિકૃષ્ણ પાઠકે આપેલા બાળકાવ્યોમાની ભાષાથી સાદગી, તાજગી અને પ્રત્યાયનક્ષમતા સવિશેષ ધ્યાનાર્હ બનેલી એ સહૃદય ભાવકોથી અજાણ્યું નથી. 'અડવાપચીસી'મા આ ત્રણેય ગુણવિશેષો હાજર તો છે જ, પણ એ ગુણવિશેષો અહીં સહૃદયને મલકાવતા મલકાવતા જાત સામે મૂકી આપે છે એ એની લાક્ષણિકતા છે જેમ મેઈની સામેની આગળીચી ધામણ આપણી પોતાની સામે જ ચીંધાયેલી આપણી અન્ય ત્રણ આગળીઓની પ્રતીતિ કોઈ ક્ષણે કરાવી આપે છે એવું જ અહીં નિરૂપાયેલા અડવાના આડવ્યમાથી નિષ્પન્ન થતા હાસ્ય-સ્મિત પછીની ક્ષણે આપણી પોતાની સાથે બને છે મૂળે સમકાલીન જીવન એમા જીવતા જુદી જુદી ધખનાવાળા માણસોને સતત કોઈને ને કોઈને ઊઠલી આપી દોડી જતો અડવો કવિને અનાયાસ જ દેખાઈ ગયો એટલે નિરૂપાયો (કવિની ખુલ્લી આખને જવાબદાર ઠેરવવી હોય તો ઠેરવી શકાય) કવિની 'સેન્સ ઑફ હ્યુમર' અહીં જેટલી સક્રિય એટલી જ જીવન વિશેની સમજ પણ સક્રિય એથી આડવ્ય માત્રને કવિનો ઠીક ઠીક સધિયારો ય બાખૂબ મળ્યો છે સભવ છે કે આ જ કારણે અડવો ઉદારતાથી નિરૂપાયો હોય! આમ તો જનસામાન્યથી માડીને રાજકારણીઓ અને લેખક-સર્જકનો ય આ અડવામા સમાવેશ થઈ જાય છે અને કવિએ પોતે કહ્યુ છે તેમ લક્ષ્ય આડવ્ય છે, અડવો નહીં એટલે પ્રત્યેક કૃતિ આડવ્યને વર્ણતી ચાલે ને આપણને અડવો પ્રત્યક્ષ થતો રહે. કહો કે આ અડવો એ આપણા સહુનું-માણસજાતનું ગુરુતમ સાધારણ અવયવ છે, નીચેના દૂહા એની પ્રતીતિ કરાવશે :

'અડવાને અવઢવ ઘણી : પવન કહુ કે વા?
લેવો-દેવો દા' દોડા દોડી બેઉમા' (પૃ. ૨૩)

'સાદી સીધી સમજણે અદર જો સમજાય,
માની કથમ લેવાય આધારો જો ના મળે?' (પૃ. ૧૧)

જો કે મોટે ભાગે તો કૃતિમા દૂહા-દૂહા વચ્ચે એવી મજબૂત સાકળ પ્રવર્તે છે આમ એકલદોકલ દૂહાને અલગ તારવીને કવિકર્મ વિશે કે કૃતિગત વિશેષ વિશે વાત કરવી લગીરે ય ફાવે નહીં. ઉપર ઉલ્લેખ્યા એવા દૂહા મળી શકે પરતુ, આગળ પાછળના અન્વય વગર (ભલે અડવાનો અન્વય ના મળે) આ પ્રકારની રચનાઓની 'ખરી મજા' આવે નહીં.

'અડવા પચીસી'નું મહત્ત્વનુ અગ એના કૃતિ-શીર્ષકો છે મોટે ભાગે તો આ શીર્ષકો જ મુખ ઉપર સ્મિત રેખા મૂકી જાય વળી, શીર્ષક દ્વારા જ કવિ ભાવકનો કૃતિપ્રવેશ અહીં સહજ બનાવી શક્યા છે જ્યારે કૃતિમા કટાક્ષ અને માનવસ્વભાવ કે માનવસ્થિતિનુ કોઈ આડવ્ય હળવી રીતે નિરૂપાયેલા હોય ત્યારે શીર્ષક પણ એટલુ જ સૂચક ને માર્મિક બનવુ જોઈએ 'અડવાની ચોપાટ' અડવાની અસ્મિતા' 'અડવાનો અખબાર' 'અડવાની અવઢવ' 'અડવાનો ઉદ્યમ' અને 'અડવાનો અવસાદ' – આવા શીર્ષકો એના વૈચિત્ર્યને કારણે, એમા રહેલા કટાક્ષજન્ય આડવ્યને કારણે ભાવકનો કૃતિપ્રવેશ સહજ અને હળવો બનાવે છે આમે ય હાસ્ય અને કટાક્ષ માટેની

સામગ્રી સમસામયિક હોવી ઘટે. આ સામગ્રીને જોવાની સર્જકની દૃષ્ટિ જેટલી તિર્યક એટલી જ સર્ગજન્ય અને સમ્યક્ હોય તો કૃતિ માતબર બની રહે. કારણ કે, એથી પરિસ્થિતિજન્ય હાસ્ય ને કટાક્ષ નિષ્પન્ન થાય છે અને સમસામયિક્તાને ઓળંગી જાય છે. હરિકૃષ્ણ પાઠકની 'અડવા પચીસી'માં જ્યાં જ્યાં આમ બનવા પામ્યું છે ત્યાં ત્યાં સહૃદયનું માથું હલે ને હોઠે સ્મિત ફરકે:

'ચર્ચા ખાતર ચર્ચવું એનો યે શો અર્થ ?
ઊગ્યા કરે અનર્થ—રાજી થૈ લણવો પડે.' (પૃ. ૧૬)
'શેકયો પાપડ ભાંગતાં ભાંગી ગઢની રાંગ !
આખ વાત સુવાંગ વાસીદામાં વ્હૈ ગઈ ! ! (પૃ. ૧)
'ઊંચે સાદે બોલતાં મળતું ઊંચું સુખ,
ઊંચુ રાખે મુખ ! છો ને ઠેબાં વાગતાં !' (પૃ. ૧૦)
'અડવે ઉદ્‌ઘાટન કર્યાં કાપી કૈંક રિબિન,
સેવી હોયે પિન તો ટન ટન ઘંટી મારતો' (પૃ. ૧૮)

આમ તો અડવાનું 'નામરૂપ જૂજવાં' જેવું છે, પણ 'પંડે એકલો' એની પ્રતીતિમાં રાચે છે. એનું આ રાચવું જુદે જુદે સ્થળે, જુદી જુદી સ્થિતિમાં આસ્વાદવું ગમે એવું છે. આપણી મધ્યમવર્ગીય રીતભાતોને કવિએ અહીં, એની સભ્યતાના મહોરાની પોકળતા ખુલ્લી કરે એ રીતે નિરૂપી છે, અડવા દ્વારા. આ અડવો જ્ઞાની હોવાનો દાવો કરે ને 'મોટું જણ પરણ્યું'' ત્યારે અંજલિ આપવા માઈક ના મળ્યું એ કારણે અવસાદમગ્ન પણ બની જાય ! પોતાની જાતમાં જ એટલો રમમાણ કે વાતો ઉદ્ધારની ને પરિવર્તનની કરે ! એનું આવા હોવું એ એને થતો અન્યાય એમ પણ ખુલ્લેખુલ્લું કહી દે ! એને બધું જ મેળવવાની ચળ તો યે વાણી સાધુજનની બોલે ! એની અસ્મિતા આવી :

'કહો, અધિક શું જોઈએ અસ્મિતાને કાજ ?
—રેઢાં એનાં રાજ ને ફાવ્યું વખણાતું બધે !' (પૃ. ૯)

આવા અડવાને ઓળખાવતો એક દૂહો ઘણો જ માર્મિક છે:

'તનથી અડવો કો'ક છે, મનથી અડવો કો'ક,
પણ અડવાનો ઝોક કયાંય કદી કળાય નંઈ' (પૃ. ૧૯)

દાંતમાંથી કણી કાઢવા દાંત ખોતરી કાઢતો ને પછી કણી નીકળ્યાનું ગૌરવ ધારતો અડવો જાત ઉપર જરા જુદી પણ આગવી રીતે હસી ય લે :

'અડવી તો અડવી ભલે; મારે એ ય મીરાત,
ખુંગણનેય બનાત બાંધો ત્યારે ઓપતું'' (પૃ. ૧૨)

એને ચાનક ચડે ત્યારે આગમે ય ભાખે કે તેલ સસ્તાં થશે, ઘી—દૂધની નદીયું વહેશે, રાજકારણીઓ સાચું બોલશે, પરસેવાનાં મૂલ્ય વધશે. કવિએ આ સ્થિતિને અકળાતા 'એક જણે' માગેલી 'પાકી ખાતરી'થી સરસ ઉઠાવ આપી, નીચેના દૂહાથી કૃતિનો બંધ વાળ્યો છે :

'અડવાએ અંતે જતાં પાડયો પ્રત્યાઘાત :
(આ તો) કો'ક દિવસની વાત,
(એમાં) તારીખ—તિથિ ન હોય ભૈ !' (પૃ. ૨૫)

'અડવાનું અંગત' એ કૃતિમાં કવિએ સમાજના કેટલાક સુખ્યાત લોકોના (ખાસ કરીને proffesi-onals) અંગતની વાત કરી એને પડછે અડવાના અંગતની વાત ઊપસાવી છે. અહીં કૃતિનો વણાટ એવો છે કે પંક્તિએ પંક્તિ કટાક્ષ વ્યક્ત કરતી ચાલે :

'શઠનું અંગત સામટું, સાધુજનનું જૂજ;
અંગત રહે અપૂજ તો ભીતરમાં ભડકા બળે.
પત્રકારનું ખિન્ન ને કવિજનોનું છિન્ન;
અડવાજીનું ભિન્ન, તેથી તો એ આગવું.' (પૃ. ૨૭)

અહી બીજા દૂહામા 'ખિન્ન', 'છિન્ન' અને 'ભિન્ન' વડે કવિએ ઠીક ઠીક કામ લઈ દૂહાના પ્રથમ ત્રણ ચરણમા 'ઇન્ન'ના ઉચ્ચાર આવર્તનથી જ કટાક્ષને સર્જ્યો છે આમે ય ટૂંકમા કહેવુ–ઈશારો કરીને અટકી જવુ એ દૂહાની પાયાની ખાસિયત છે ટૂંકમા વાત વાળતા આવડે એ સારા દૂહા આપી શકે. 'અડવા પચીસી'મા આવા ઘણા સારા દૂહા છે ને એનો અનુભવ સતર્પક નીવડે છે. આ સતર્પકતા જેટલી ટૂંકમા કહેવાની રીતને આભારી એટલી જ વસ્તુની–contentની ચમત્કારકતાને પણ આભારી હોય એ એટલુ જ સ્પષ્ટ છે.

કવિએ પોતે નિવેદનમા કહ્યુ છે તેમ 'માનવજાત સાથેની નિસ્બતથી'–કહો કે, સીધી નિસ્બતથી અહી કામ થયું જણાય છે. એમણે નાની નાની રોજ–બ–રોજની સાદીસીધી, આપણને ય નરી આંખે દેખાય એવી વાત–ઘટના–સ્થિતિને કાવ્યરૂપ આપવાનુ માથે લીધુ છે ને પાર પણ પાડયુ છે. આમ કરવામા જોખમે ય રહેલુ છે. આજે કાવ્યપદાર્થ અંગેની વિવિધ વિભાવનાઓએ કાવ્યની સમાજાભિમુખતા, પ્રત્યાયનક્ષમતા અને કથંચિતત્વ અંગે સંદેહાત્મક વલણ ઊભુ કર્યું છે ત્યારે સીધુ–સોંસરુ ગમે તેને ને સમજાય એવુ કાવ્ય–કાવ્યો લખવા એ સાહસ તો કહેવાય જ, પરંતુ ભાષાની સંકુલતા/સંદિગ્ધતા કરતા કશુંક સ્પષ્ટ કહેતી હોય એવી રચના તરફ હવે સર્જકોનુ વલણ વધ્યુ છે એનુ આ પ્રમાણ છે એમ કહેવુ અનુચિત નહીં ગણાય. વળી, રચના સઘન compact બને એ ય લાભ ખરો હરિકૃષ્ણ પાઠક અહી એવુ સિદ્ધ કરી શક્યા છે અને આજની માનવીય સ્થિતિ અંગે–દેશ, કાળ સમાજ, રાજ્ય વ્યવસ્થા વિશેનો નૈતિક સૂર (moral tune) એનુ જમા પાસુ છે. આથી એની લોકભોગ્યતા વિશે પણ ખાતરીપૂર્વક કહી શકાય એમ છે છતા કવિએ અડવાના સંદર્ભમા આપેલો એક દૂહો અહી પ્રસ્તુત છે એથી ટાંકીને આગળ ચાલીએ:

'મુંગા સૌ જોયા કરો તેલ, તેલની ધાર,
ચકલાની ય હગાર તાજી ખંખેરાય નહિ!' (પૃ ૧૪)

હાસ્ય કે કટાક્ષ વ્યક્ત કરવા માટે એક મહત્ત્વનું ઓજાર છે, 'હોય એ કરતા વધારે પડતું દર્શાવવુ કે વામણુ દર્શાવવુ' પાઠકજીએ એનો પૂરતો લાભ લીધો છે જે સ્વાભાવિક હોય કે લાગતુ હોય એને એવી રીતે મૂકવુ કે જે હોય તે ઢંકાય ને જે ન હોય તે ય ઉપરથી ઉમેરવુ. આ દ્વંદ્વની સહોપસ્થિતિ એ ભૂમિકાએ સર્જાઈ હોય કે હાસ્ય એ પરિણામ:

'અડદાએ ધારણ કરી તરવર તાતી તેગ,
છેદી નાખ્યુ છેક દૂધી કેરુ ડીંટિયુ! (પૃ. ૧૦)
'ભમે ક્યાંકથી કૂતરું કે દોડે રઝળુ ગાય
–તો તો કંઈ કે થાય માણસનું તે શું ગજુ!' (પૃ. ૧૪)
'આળસ ઘેરું ઘૂઘવે ને કરે કાનમાં સેલ
પગમા અડવો ઉંઘ ને પગમા જાતો આળસી (પૃ ૨૩)

'અડવા પચીસી' હાથમા લીધી ને હાસ્ય–કટાક્ષની જ અપેક્ષા રાખી તો અડવાની જેમ પાસા અવળા પડે ને પૂનમ ને અમાસનો અનુભવ એક સાથે થઈ શકે. કારણ કે અહી ક્યાક ગંભીર સૂર પણ છે. આમ તો તમામ કૃતિમા આગળ જોયુ તેમ નૈતિક સૂર છે તે ગંભીર છે જ, પરંતુ, જે ગંભીર સૂરનો ઉલ્લેખ કર્યો છે ત્યા હાસ્ય કે કટાક્ષની હાજરી નથી અથવા તો અત્યંત ગૌણ છે 'અડવા પચીસી'ની છેલ્લી બે કૃતિ 'અડવાનુ આત્મજ્ઞાન' અને 'અડવાની આતમકથા' એના દૃષ્ટાંત લેખે ટાંકી શકાય. જુઓ 'અડવાનુ આત્મજ્ઞાન'ના આ બે છેલ્લા દૂહા:

¹ કવિલોક મે-જૂન ૧૯૮૫

'અડવો રહી રહી ચિંતવે – શું રે કીધું જાય;
સૂઝે કોઈ ઉપાય માણસાઈને પામવા ?
ઊંડે ઊંડે અંતરે એવો ભેદ લહાય –
પંડે જેહ ઘસાય એહ ઊજળું આખરે.' (પૃ. ૩૦)

'અડવાની આંતરકથા'ની ત્રણેક કડી પણ એની સાખ પૂરશે :

'વાંકો ને વાંક દેખો એ ચાહે માણસજાતને;
કોરો ધાકોર રહે જાતો કાંઠે જળપ્રપાતને,
રમૂજીલાલ જેવું એ જો કે નામ ધરે નહીં.
શોકની કો'ક છાયાને ગોપવે ચિત્તની મહીં.
આવો છે, કાંક ભોળો છે, સ્હેજમાં વટકી જતો,
આરંભે ખૂબ શૂરો ને મધ્યમાં અટકી જતો.(પૃ. ૩૧-૩૨)

આટલી વાત કર્યા પછી કેટલુંક નથી ગમ્યું એ ય નોંધવું રહ્યું. ક્યાંક એવું ય બન્યું છે કે સળંગ કૃતિમાં ઝોખો પડી ગયો લાગે છે. 'અડવાનો ઓદ્ધો' એવી કૃતિ છે. નીચે ટાંકેલા દુહામાં ત્રીજા ચરણને અંતે આવતો 'ય' અને ચોથા ચરણનો 'જ' જચતા નથી.

'ઊંડે ઊંડે એમ તો ઘણું સમજતો એ ય.
જ્યાં લગઓદ્ધો છે ય ત્યાં જ લગી છે આ બધું !' (પૃ. ૧૮)

'અડવાનો વિક્રમ' (પૃ. ૨૧) એકાદ બે દુહાનો અપવાદ બાદ કરતાં કટાક્ષની કોટિ સિદ્ધ કરવામાં ઊણી ઊતરે છે, 'અડવાની અસ્મિતા'નો આ દુહો પ્રથમ બે ચરણથી જાગેલી અપેક્ષા અંતના ચરણમાં સંતોષતો નથી: જુઓ,

'હું યે ચૂંટણીઓ લડયો, હું યે હાર્યો જંગ,
કરતો રહેતો તંગ સજ્જન-દુર્જન સર્વને' (પૃ. ૯)

તેમ છતાં, પચીસ કૃતિઓમાંથી આવું ન ગમતું થોડું જ નીકળ્યું છે. કદાચ એ ય, ભોજન પીરસાય ને ખૂબ ભાવે એટલે ઝાપટવા મંડવાની અડવા-વૃત્તિ પ્રવર્તતી હોય અને એકાદ-બે કોળિયા ઊણા ઊતરે રસ ન જામે એવા હોય તો ભોજનનો કે રાંધનારનો એમાં કેટલો વાંક? થોડીક આપણી ય અડવાઈ કારણભૂત હોય ને ! એકંદરે તો, અડવાની અડવાઈના આ ઝૂલે ઝૂલવાનો એક અનેરો આહલાદ જ ગાંઠે બંધાયો છે ને આ આહલાદ – પેલી કહેતી છે ને કે 'દૂહો દસમો વેદ'ની પ્રતીતિ કરાવી જાય છે. એથી અંતે એક દૂહો ટાંકી લઉં, 'અડવા પચીસી' કલમની પ્રસાદી. એ મમળાવ્યા પછી પ્રેરક ન નીવડે તો જ નવાઈ :

અડવાને અડવો મળે, અડવું લાગે છેક;
વટકીને લે ટેક, કલમ બચારી શું કરે?

---

૦ અડવાપચીસી : હરિકૃષ્ણ પાઠક, રંગદ્વાર પ્રકાશન, એ-૬, પૂર્ણેશ્વર, ગુલબાઈ ટેકરા, અમદાવાદ-૩૮૦ ૦૧૫.

# ભરી ભરી 'નિર્જનયાત્રા'

## યોગેશ કવાન

બેંક ઑફ ઇન્ડિયા, વડોદરામા સેવા આપતા શ્રી આશિષ દવેનો પ્રથમ કાવ્યસંગ્રહ તે 'નિર્જનયાત્રા' એમના જ શબ્દોમા કહીએ તો –" જીવનના અનેક વ્યાપારોમા હતાશા અને વિષાદ વચ્ચે રહસ્યમુલક સૌંદર્ય છે તે માત્ર અકસ્માત કે યોગાનુયોગ નથી એવો સતત અનુભવ' ને તેમાથી મળતી પ્રેરણામાથી જન્મેલ આ 'નિર્જનયાત્રા'ની કવિતા.

સિત્તોરેક જેટલા પૃષ્ઠો વચ્ચે વહેચાયેલી આ રચનાઓ અગાઉ ક્યાક સામયિકોમા કે કવિસંમેલન મા ય પ્રસિદ્ધ થયેલ નથી, એ એની વિશેષતા. નવોસવો કવિ પ્રણયનિષ્ફળતાની ક્ષણો ન આલેખે તો જ નવાઈ! તો ક્યારેક પોતાના અસ્તિત્વ વિશે ય નિર્મમ પણે તે કવિતા રચે છે ક્યાક નગરજીવનની– અવસ્થાની ઉકળાટભરી વ્યથા ય છે

સર્જકમાત્રને જગત સાથેના પોતાના મનોવ્યાપારો ની આત્મયાત્રા સૌંદર્યનો બોધ કરાવે ને એને શબ્દોમા પકડવા જાય એ મથામણોની પ્રક્રિયાનો આનંદ તે જ સર્જનઆનંદ. 'નિર્જનયાત્રા' માથી પસાર થતા એ જોવા મળે છે માનવને એક ઉમ્મર સમજના સ્તરપર અનેક પ્રશ્નો ઊઠે છે ને પછી તો તેનું તેમા ચિંતન ત્ર ઊંડ ઊતરે છે ત્યારે વિધિની આ સમગ્ર રચના વિસ્મયભરી લાગે છે। પૃ ૨૨ ઉપરની 'પ્રવાસ' રચનામાં–

'ગર્ભથી શરૂ થયેલી યાત્રા
વિસ્મય સુધીની લાબી ઘણી લાગી!
શુ કહેવુ લબાતી પ્રતીક્ષાતી ક્ષણોનુ!'

પ્રેમમુગ્ધ હૈયાની લાગણીઓના કેટલાક ઉદ્ગાર સ્મરણીય બને તેવા છે

'મેઘલી ગતે તારા બધ પોપચામા
ભી જાવું સમણુ?

X X X

હુ જ એ સમણાની ભીની કોર' (પૃ ૨૮)
'તું પાપણો ઝુકાવે છે
ને મારી આંખોને
કકુની લાલાશનો ભાર લાગે છે.

X X X

ઘોઘાટની આ ભીડમા
તારાં સ્તનો વચ્ચેનુ એકાત
વિસ્તરે ' (પૃ. ૨૧)
'મારા હાથમા લઈ
તારા ચહેરાને વાચુ છુ ફરીવાર.' (પૃ ૩૦)

'યાદ છે તને? મા''મિલન વિદાયનુ, વિયોગનું સ્વાભાવિક ચિત્રણ મનોહર છે. તો પૃ ૧૭ પરના કાવ્યમા પળે પળે વિલાતા અસ્તિત્વની ધમકભરી આક્રંદ ઊપસી આવી છે સળગસૂત્ર એક imageથી ભાવવિશ્વનુ વર્તુળ રચાય છે તેથી રચના નિખરી ઊઠી છે એનાથી મૃત્યુપ્રતીતિની જડમેસલાક અનુભૂતિ તીવ્ર રીતે અભિવ્યક્ત થઈ છે અન્ય કાવ્યોમા

'મારા ખાણાને

સતત ઘસાયેલ નનામી થકી
મારા અસ્થિમાં ઊતાર્યો છે
મૃત્યુનો સ્પર્શ.' (પૃ. ૪૮)

મૃત્યુનો આવો પરિચય અકળાવનારો છે તેને શબ્દોમાં મૂર્તિમંત કર્યા વિના કેમ રહેવાય ?

'... અને એક દિવસ હું ચાલી જઈશ
મારા પડછાયાની કાંચળી ઉતારી,
ગીત મારા ખેતરમાં વાવી
જ્યારે સૂરજનો સળગતો પહેરો નહીં હોય.'
(પૃ. ૧૫)

'સૂરજનો સળગતો પહેરો' ચોમેર છે. 'મ્યુઝિક કૉલેજ' રચનામાં તેનો પડઘો છે. એક તરફ સંવાદી સંગીત ને બીજી તરફ બજાર ઘોંઘાટ દૃશ્યરૂપે અંકિત થયો છે. એ વિરોધાભાસી ચિત્રોની ગૂંથણીમાં અંતે 'સ્વ'ની એ વેદનાનો સૂર 'સર્વ'ની વ્યથાનું સંકુલ ધ્વન્યાર્થ વાળું કટાક્ષમય ચિત્ર ઉપસાવે છે એનું વિસ્તરણ આ રીતે અંકાય છે :

'દિવાલોને અઢેલી બેઠેલી
શિશિર સાથે
ગરમ કપડાંની આપ–લે કરતી
નેપાળી સ્ત્રીઓને જોઉં છું

x x x

મને ઘણીવાર કામળા ખરીદવાનું મન થાય છે.
પણ મારી પાસે પૈસા નથી

x x x

અને ફૂટપાથ પર ગરીબી
ટૂંટિયું વાળીને સૂતી છે.

x x x

જોયો છે મેં ખુશખુશાલ ચહેરાઓ વચ્ચે
એંઠી ભેળ ખાવા હાથ લંબાવતો
કૃશકાય સૂરજ, રેલિંગ પાસે, લારીઓ પાસે.
ઝળાંહળાં શહેરનો તરડાતો ચહેરો.
ને ઠૂંઠી થયેલી આંગળીઓ પર
બણબણતી માખીઓ.' (પૃ./૭/૮/૯)

આ ઉપરાંત 'વાત્રકનાં ચારકાવ્યો' અને 'સમાનુભૂતિની ક્ષણો' આસ્વાદની ગમે તેવી રચનાઓ છે :

'તું નિરપેક્ષ છે
એટલા માટે જ
હું તને ચાહું છું'

નિરપેક્ષ ચાહવાની વાત આદર્શ છે પણ એ શક્ય કેટલું ?

'તારા ચહેરા પરનો અવસાદ
મારી શિરાઓમાં ધબકે છે.'

તરત જ નિરપેક્ષ ચાહવાની વાતનો છેદ ઊડી જાય છે ! કવિચિત્તના વ્યાપારોની મુગ્ધભાવની આ રચના-ઓમાં કેટલાંક કલ્પનો આકર્ષક છે.

કિનારાની રેતીપર ચાલતા
સમીરનો હળવો પદરવ (પૃ. ૫)
ઘાસમાં સરકતા સર્પ જેમ
બારીમાંથી પ્રવેશતી રાત (પૃ. ૬)
થાકી ગયેલી આંગળીઓ જેવો પવન (પૃ. ૭)
ક્ષિતિજ પરથી હળવેક/પગથિયાં ઊતરે ચાંદની (પૃ. ૬૬)
ફાગણના નવશેકા તડકામાં
હું એકલો જ રમતો હતો (પૃ. ૪૫)
લીલા સમયને આંખો
વારે વારે ચૂમે. (પૃ. ૩૩)

આમ છતાં આ સંગ્રહમાં કેટલીક રચનાઓનો આકાર સાદ્યંત નથી નીવડતો. ક્યાંક પોત ઝાંખુંપાંખું ય

વર્ષ વિ. સં. ૨૦૪૮ ઉપલોક જુલાઈ-ઓગસ્ટ ૧૯૮૫

।ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि।

## કવિ અને ભાષા

કવિ બીજા બધા કરતાં ભાષાનો અનોખો વાહક છે. કવિ શબ્દકોશે શબ્દને આપેલા મૂલ્યને સ્વીકારતો જ નથીને! શબ્દના ચહેરા પરનાં એક પછી એક મહોરાં એ દૂર ફગાવી દે છે, પછી ભલે એ નકરા અવાજ જેવો રહી જાય અને એના હાથમાં કોઈ તાગ ન આવે. કવિ જોઈ લે છે કે ભાષા ભલે એક જણની વાત બીજાને પહોંચાડવા ઊભી થઈ હોય, ઘણીવાર ભાષાનો ઉપયોગ વાત છુપાવવા પણ થતો હોય છે. પુરાણોમાં મેં ક્યાંક વાંચ્યું છે: परस्परं च युच्यन्ते ह्यविस्पष्टार्थया गिरा — જાણી જોઈને અસ્પષ્ટ રાખેલી ભાષા વડે માણસો પરસ્પર બખેડા કર્યા કરે છે, જેમ જૂના જમાનમાં, તેમ આપણા જમાનામાં. એટલે કવિઓ ક્યારેક તો બતાવે છે કે ભાષા એ વસ્તુ પહોંચાડવા માટેના સાધન તરીકે બિલકુલ નાકામયાબ નીવડે છે એટલું એની દ્વારા નિર્દેશી શકાય છે. ખાસ કરીને આધુનિક સમયની એકલતાની, નિઃસારતાની, અલગાવની પરિસ્થિતિઓ ભાષા ખોલતાં માનવીઓ વચ્ચે નર્યા ભગ્ન સેતુઓનું, એક હૃદયથી બીજા હૃદય વચ્ચેની ન પુરાય એવી ખાઈઓનું, એક પ્રકારના દુઃસહ આધ્યાત્મિક ખાલીપાનું દર્શન કરાવી રહે છે.

પણ ખમીરવંતો કવિ અકંપપણે ભાષાની કાવડ વહે છે. એને કોઠામાં યકીન છે કે એક અખંડ સૌન્દર્યઆકાર દ્વારા આનંદ આપી શકવાની ભાષાની તાકાતને દુન્યવી ગમે તેવા વિષમ અનુભવો પણ કુંઠિત કરવામાં ફાવે એમ નથી. અનુભવ ભલેને ગમે તે પ્રકારનો હોય એની લયબદ્ધ સુરેખ ભાષાઆકૃતિ આનંદ, કેવળ આનંદ, આપનારી નીવડી શકે છે. ભાષાનો પ્રયોગ આનંદ આપનારો, શાતા આપનારો— આપણી ચેતનાને વિશ્રાન્તિનો અનુભવ કરાવનારો નીવડતો હોય તો તે બૌદ્ધિકતાપૂર્વક નહીં પણ સહજસ્ફૂર્તિ (ઇન્ટયુશન)થી— સહજબોધપૂર્વક કવિ દ્વારા થતો ભાષાનો સૌન્દર્યલક્ષી પ્રયોગ જ.

ઉમાશંકર જોશી

('બુદ્ધિપ્રકાશ' મે, ૧૯૮૫માંથી)

ભાવના તથા તેમની આશોકમય પ્રકૃતિને કારણે તેમની નીચેની પંક્તિઓ વધારે સાર્થક લાગે છે :

મૈં કુછ દિનોં સે
એક વિચિત્ર
સમ્પન્નતામેં પડા હૂં
સંસારકા સબ કુછ
જો ખરા હૈ
ઔર સુન્દર હૈ
વ્યક્તિગતરૂપસે
મેરા હો ગયા હૈ.

તેમજ વ્યક્તિનું દુઃખ-દર્દ એ એને માટે આંતરિક વિકાસ અને જીવનબોધના સાધન સમાન છે. એટલે જ કવિ કહે છે :

રચના
દર્દ કી ધાટી
અપની હી માટીસે
ઔર ચઢના ઉતરના
ઉસ પર
મુઝે સીખના હૈ
ઔર માંજતા હૈ.

કવિ ભવાનીપ્રસાદ એક માનવતાવાદી કવિ હોવાથી હંમેશા પ્રત્યેકના સુખ કે આલોકનો ભાવ જોતા આવ્યા છે. આથી એ પરત્વેનો બોધ કે નિર્દેશ પ્રત્યક્ષ કે પ્રચ્છન્ન પ્રકારે પોતાની કવિતામાં સદા કરતા આવ્યા જ છે. સાથે સાથે તેઓ ક્યારેક, ક્યાંક વર્તમાનની વિષમાવસ્થાને પણ વિસારીને આગળ જવા તૈયાર નથી જ. 'વિકાસ સન્ધ્યા' એ સાચા અર્થમાં અંધકારની વ્યથાને જ વ્યક્ત કરે છે અર્થાત્ તેમાં 'કરોડી'-આગાની કવિતા પ્રતિત છે. આ સંગ્રહની લગભગ બધી જ રચનાઓ ઉચ્ચ સ્તરની છે અને દર્દના ઉભારને વ્યક્ત કરતી અનેક ભાવોને પ્રકટ કરે છે. તેમાંથી કેટલાંક ઉદાહરણો અહીં પ્રસ્તુત છે:

સુનો વહ આવાજ સુનો
ઉન પાંવોં કી
જો થક નહીં રહે હૈં

•

તુમ જિતને જોરસે હંસોગે
મૈં ઉતની જોર સે કહૂંગી
મૈં રહૂંગી રહૂંગી
અનન્ત કાલ તક રહૂંગી.

આમાં ભવાનીપ્રસાદની રચનાઓમાં જે સાદગી સરળતા અને જીવન સાથેનો સુમેળ જોવા મળે છે તે તેમના સાર્થક જીવન તથા દર્શનના સાર્થક પ્રકૃષ્ટ અભિવ્યક્તિ છે એમ જ કહેવું પડશે. બેરંગું વ્યક્તિત્વ ધારણ કરવાની ટેવ, ચહેરો બદલવાની આદત કે નિત નવાં અભિધાનોનો ડંકો વગાડવો વા પ્રચારાત્મ દૃષ્ટિકોણ કેળવવો એ તેમની અભિવ્યક્તિમાં જોવા નહીં મળે અને આ જ કારણે તેઓ સાચને જીવન ભવાનીપ્રસાદ મિશ્ર તરીકે પ્રસિદ્ધિને પામ્યા છતાં સાંપ્રત હિન્દી કવિતામાં 'કામ'નું જોર અતિરેકની કક્ષાએ પહોંચ્યું છે ત્યારે આ કવિ 'અનામ તુમ આતે હો' નામક કાવ્યસંગ્રહમાં આ પ્રમાણે વ્યક્ત થાય છે કે—

મૈં ને જિંદગી કી અપની
ઓઢીકા
કામ સે ન થકી
કામકી બોલી સે ભરા હૈ.

અર્થાત્ પ્રવૃત્તિ એ જ જીવન છે અને સ્વયં કવિ પણ 'યજ્ઞ-ભાવના' સાથેના જીવનને તથા એ પરત્વેની કવિતાને જ ધર્મ માનતા રહ્યા હતા તથા એ પ્રકારે પ્રવૃત્ત પણ હતા.

આમ, શ્રી ભવાનીપ્રસાદ મિશ્રની કવિતા વાદ, કાવ્યાંદોલનોથી મુક્ત તથા લોકતત્ત્વોના આગ્રહોથી તરબોળ પરિલક્ષિત થાય છે. તેઓ વિદેશી વિચાર-ધારા કે પ્રભાવોની અપેક્ષાએ ભારતીય ચિંતનધારાને જ પ્રાધાન્ય આપતા રહેલા. વળી, તેમના મતે કવિની એક ફરજ પણ હોય છે, સામાજિક દાયિત્વ સંબંધે. અને આથી આ કવિની રચનાઓમાં માનવવાદી ચિંતન વિશેષ જોવા મળે છે. સમગ્રતયા, તેમની બધી જ રચનાઓ જોતાં એ પ્રકટ થાય છે કે કવિ સદા સમ-સામયિક સ્થિતિનો સાક્ષાત્કાર કરતા કરતા યુગબોધની અભિવ્યક્તિ અત્યંત સફળ તથા સુંદર રીતે કરી શક્યા છે.

તેમનો જન્મ ઈ. ૧૯૧૩ની ૧૩મી માર્ચે હોશંગા-બાદ (મ૦પ્ર૦) જિલ્લાના ટિગરિયામાં, થયેલો. પિતા સીતારામ મિશ્ર જુઝૌતિયા બ્રાહ્મણ હતા. તેઓ હિન્દી, સંસ્કૃત, અંગ્રેજીનું સારું એવું જ્ઞાન ધરાવતા. શૈશવથી જ ભવાનીપ્રસાદને શ્લોક તથા કવિતા મોઢે કરાવતા. કવિની માતા ગોમતીદેવી ગૃહસ્થધર્મી, ભાવુ-કતા તથા ભાવમયતાનું વ્યક્તિત્વ ધરાવતાં. આમ, મિશ્રજીને વારસામાં ભાવુક માનસની છાપ માતૃપક્ષેથી તથા સાહિત્યિક અભિરુચિ પિતૃપક્ષેથી મળેલી. ઉપરાંત, હિન્દીના સુવિખ્યાત કવિ-સારસ્વતો સર્વશ્રી બાલ-કૃષ્ણ શર્મા 'નવીન', પદુમલાલ પુન્નાલાલ બક્ષી તથા પં. માખનલાલ ચતુર્વેદીનો પ્રભાવ પણ આ કવિ પર પડેલો. પોતાની શિશુવયથી જ મિશ્રજીએ કવિતા કરવાનું શરૂ કરેલું. શ્રી માખનલાલ ચતુર્વેદીએ તો આ કવિને 'બાલમોહન'ના નામથી કવિતા કરવાનું કહેલું. એમણે આરંભ તો એવો કરેલો, પણ પછી પોતાના મૂળ નામથી જ કાવ્યસર્જન કરવા લાગ્યા. એ નાની વયથી જ સામાયિકો 'પ્રભા', 'કર્મવીર', 'સરસ્વતી', 'ચાંદ,' 'સુધા' અને 'માધુરી'નું વાંચન કરતા.

શ્રી માખનલાલ ચતુર્વેદીએ એકવાર શ્રી મિશ્રજીને કહેલું કે 'ઈસ દેશ કે તરુણોંસે મૈં બલિદાનકી આશા રખતા હું તુમ અપની અંગુલિયોંસે ચાહે જો લિખો, કિન્તુ તુમ્હારા મસ્તિષ્ક ઔર સિર દેશ કા હોના ચાહિએ.'

અને આપણા આ કવિએ શ્રી ચતુર્વેદીના કથન પ્રમાણે જ પોતાનું જીવન વિતાવ્યું અને પોતાની કાવ્ય-રચના અન્વયે પાલન પણ કર્યું જ. સાથે સાથે કવિના આચાર-વ્યવહારમાં ગાંધીની પાછળ પાછળ ચાલવાની મહત્ત્વાકાંક્ષા પણ વધારે જોર પકડતી ગઈ. અને આજે પ્રત્યક્ષ તથા સાર્થક રીતે જોવા મળે છે કે શ્રી મિશ્રજી-ના કવિ-કર્મમાં ગાંધીથી વેગળાપણું ક્યાંયે જોવા નથી મળતું.

બાળક ભવાનીપ્રસાદની દેશભક્તિ, આંદોલનમાં રુચિ હાઈસ્કૂલથી જ જોવા મળે છે. આંદોલનમાં તેમની સક્રિયતાને કારણે હોશંગાબાદના તેમના આચાર્યે એકવાર ફરિયાદ પણ કરેલી. પિતા પોતે સરકારી નોકર હોવા છતાં પોતાના પુત્રને અભયદાન આપી પ્રોત્સાહિત કરેલા એ તેમનાં દેશાભિમાનનું પ્રમાણ જ બતાવે છે. આમ, શ્રી ભવાનીપ્રસાદ ગાંધી વાદી રાષ્ટ્રીય આંદોલનના વાતાવરણ્માં ઉછર્યા અને

ભાવના તથા તેમની આલોચનાત્મક પ્રકૃતિને કારણે તેમની નીચેની પંક્તિઓ વધારે સાર્થક લાગે છે :

મૈં કુછ દિનોં સે
એક વિચિત્ર
સમ્પન્નતામેં પલા હૂં
સંસારકા સબ કુછ
જો ખરા હૈ
ઔર સુન્દર હૈ
વ્યક્તિગતરૂપસે
મેરા હો ગયા હૈ.

તેમજ વ્યક્તિનું દુઃખ-દર્દ એ એને મારે આંતરિક વિકાસ અને જીવનબોધના સાધન સમાન છે. એટલે જ કવિ કહે છે :

રચના
દર્દ કી ધારી
અપની હી માટીમેં
ઔર ચંદના ઉતરના
ઉસ પર
મુઝે સીંચતા હૈ
ઔર માંજતા હૈ.

કવિ ભવાનીપ્રસાદ એક માનવતાવાદી કવિ હોવાથી હંમેશા સંબંધમાં રહ્યું કે આસપાસનો ભાર જોતા આવ્યા છે. આથી એ પરત્વેનો બોધ કે નિર્દેશ સંપૂર્ણ કે પ્રચ્છન્ન પ્રકારે પોતાની કવિતામાં સદા કરતા આવ્યા જ છે સાથે સાથે તેઓ કદાચ, કમાલ વર્તમાનની વિષમાવસ્થાને પણ વિસારીને આગળ જવા તૈયાર નથી જ. 'ત્રિકાલ સંધ્યા' એ સાચા અર્થમાં અંધકારની વ્યથાને જ વ્યક્ત કરે છે અર્થાત્ તેમાં 'કરોડી'-આગાની કવિતા સંચિત છે. આ સમકાળની લગભગ બધી જ રચનાઓ ઉચ્ચ સ્તરની છે અને હૈયાના ભાવોને વ્યક્ત કરતી અનેક સાદ.દે. પ્રકટ કરે છે. તેમાંથી કેટલાંક ઉદાહરણો અહીં પ્રસ્તુત છે:

સુનો યહ આવાજ સુનો
ઉન પાંવોં કી
જો ચલ નહીં રહે હૈં

•

તુમ જિતને જોરસે હંસોગે
મૈં ઉતની જોર સે કહૂંગી
મૈં રહૂંગી રહૂંગી
અનન્ત કાલ તક રહૂંગી.

આમાં ભવાનીપ્રસાદની રચનાઓમાં જે સાદગી સરળતા અને જીવન સાથેનો સુમેળ જોવા મળે છે તે તેમના સાર્થક જીવન તથા સર્જનના સાર્થક સંપૂર્ણ અભિવ્યક્તિ છે એમ જ કહેવું પડશે. નવું વ્યક્તિત્વ ધારણ કરવાની ટેવ, ચહેરો બદલવાની આદત કે નીત નવાં આંદોલનોનો ડંકો વગાડવો યા પ્રચારાત્મક દૃષ્ટિકોણ કેળવવો એ તેમની અભિવ્યક્તિમાં જોવા નહીં મળે; અને આ જ કારણે તેઓ સાચને ઉદાર ભવાનીપ્રસાદ મિશ્ર તરીકે પ્રસિદ્ધિને પામ્યા હતા. સાંપ્રત હિન્દી કવિતામાં 'કામ'નું જોર અતિશયોક્તિ ક્યાંયે પહોંચ્યું છે ત્યારે આ કવિ 'અનામ તુમ આતે હો' નામક કાવ્યસંગ્રહમાં આ પ્રમાણે વ્યક્ત થાય છે કે—

મૈંને જિંદગી કો અપની
ઓઢી
કામ સે ન સહી
કામકી બોલી સે બસા હૈ.

અર્થાત્ પ્રવૃત્તિ એ જ જીવન છે અને સ્વયં કવિ પણ 'યજ્ઞ-ભાવના' સાથેના જીવનને તથા એ પરત્વેની કવિતાને જ ધર્મ માનતા રહ્યા હતા તથા એ પ્રકારે પ્રવૃત્ત પણ હતા.

આમ, શ્રી ભવાનીપ્રસાદ મિશ્રની કવિતા વાંદ, કાવ્યાંદોલનોથી મુક્ત તથા લોકતત્ત્વોના આગ્રહોથી તરબોળ પરિલક્ષિત થાય છે. તેઓ વિદેશી વિચારધારા કે પ્રભાવોની અપેક્ષાએ ભારતીય ચિંતનધારાને જ પ્રાધાન્ય આપતા રહેલા. વળી, તેમના મતે કવિની એક ફરજ પણ હોય છે, સામાજિક દાયિત્વ સંબંધે. અને આથી આ કવિની રચનાઓમાં માનવવાદી ચિંતન વિશેષ જોવા મળે છે. સમગ્રતયા, તેમની બધી જ રચનાઓ જોતાં એ પ્રકટ થાય છે કે કવિ સદા સમ-સામયિક સ્થિતિનો સાક્ષાત્કાર કરતા કરતા યુગબોધની અભિવ્યક્તિ અત્યંત સફળ તથા સુંદર રીતે કરી શક્યા છે.

તેમનો જન્મ ઈ. ૧૯૧૩ની ૧૩મી માર્ચે હોશંગાબાદ (મ૦પ્ર૦) જિલ્લાના ટિગરિયામાં, થયેલો. પિતા સીતારામ મિશ્ર જુઝૌતિયા બ્રાહ્મણ હતા. તેઓ હિન્દી, સંસ્કૃત, અંગ્રેજીનું સારું એવું જ્ઞાન ધરાવતા. શૈશવથી જ ભવાનીપ્રસાદને શ્લોક તથા કવિતા મોઢે કરાવતા. કવિની માતા ગોમતીદેવી ગૃહસ્થધર્મી, ભાવુકતા તથા ભાવમયતાનું વ્યક્તિત્વ ધરાવતાં. આમ, મિશ્રજીને વારસામાં ભાવુક માનસની છાપ માતૃપક્ષેથી તથા સાહિત્યિક અભિરુચિ પિતૃપક્ષેથી મળેલી. ઉપરાંત, હિન્દીના સુવિખ્યાત કવિ-સારસ્વતો સર્વશ્રી બાલકૃષ્ણ શર્મા 'નવીન', પદુમલાલ પુન્નાલાલ બક્ષી તથા પં. માખનલાલ ચતુર્વેદીનો પ્રભાવ પણ આ કવિ પર પડેલો. પોતાની શિશુવયથી જ મિશ્રજીએ કવિતા કરવાનું શરૂ કરેલું. શ્રી માખનલાલ ચતુર્વેદીએ તો આ કવિને 'બાલમોહન'ના નામથી કવિતા કરવાનું કહેલું. એમણે આરંભ તો એવો કરેલો, પણ પછી પોતાના મૂળ નામથી જ કાવ્યસર્જન કરવા લાગ્યા. એ નાની વયથી જ સામાયિકો 'પ્રભા', 'કર્મવીર', 'સરસ્વતી', 'ચાંદ,' 'સુધા' અને 'માધુરી'નું વાંચન કરતા.

શ્રી માખનલાલ ચતુર્વેદીએ એકવાર શ્રી મિશ્રજીને કહેલું કે 'ઇસ દેશ કે તરુણોંસે મૈં બલિદાનકી આશા રખતા હું તુમ અપની અંગુલિયોંસે ચાહે જો લિખો, કિન્તુ તુમ્હારા મસ્તિષ્ક ઔર સિર દેશ કા હોના ચાહિએ.'

અને આપણા આ કવિએ શ્રી ચતુર્વેદીના કથન પ્રમાણે જ પોતાનું જીવન વિતાવ્યું અને પોતાની કાવ્ય-રચના અન્વયે પાલન પણ કર્યું જ. સાથે સાથે કવિના આચાર-વ્યવહારમાં ગાંધીની પાછળ પાછળ ચાલવાની મહત્ત્વાકાંક્ષા પણ વધારે જોર પકડતી ગઈ. અને આજે પ્રત્યક્ષ તથા સાર્થક રીતે જોવા મળે છે કે શ્રી મિશ્રજીના કવિ-કર્મમાં ગાંધીથી વેગળાપણું ક્યાંયે જોવા નથી મળતું.

બાળક ભવાનીપ્રસાદની દેશભક્તિ, આંદોલનમાં રુચિ હાઈસ્કૂલથી જ જોવા મળે છે. આંદોલનમાં તેમની સક્રિયતાને કારણે હોશંગાબાદના તેમના આચાર્યે એકવાર ફરિયાદ પણ કરેલી. પિતા પોતે સરકારી નોકર હોવા-છતાં પોતાના પુત્રને અભયદાન આપી પ્રોત્સાહિત કરેલા એ તેમનાં દેશાભિમાનનું પ્રમાણ જ બતાવે છે. આમ, શ્રી ભવાનીપ્રસાદ ગાંધીવાદી રાષ્ટ્રીય આંદોલનના વાતાવરણમાં ઉછર્યા અને

અર્થાત્ પ્રવૃત્તિ એ જ જીવન છે અને સ્વયં કવિ પણ 'યજ્ઞ-ભાવના' સાથેના જીવનને તથા એ પરત્વેની કવિતાને જ ધર્મ માનતા રહ્યા હતા તથા એ પ્રકારે પ્રવૃત્ત પણ હતા.

આમ, શ્રી ભવાનીપ્રસાદ મિશ્રની કવિતા વાદ, કાવ્યાંદોલનોથી મુક્ત તથા લોકતત્ત્વોના આગ્રહોથી તરબોળ પરિલક્ષિત થાય છે. તેઓ વિદેશી વિચાર-ધારા કે પ્રભાવોની અપેક્ષાએ ભારતીય ચિંતનધારાને જ પ્રાધાન્ય આપતા રહેલા. વળી, તેમના મતે કવિની એક ફરજ પણ હોય છે, સામાજિક દાયિત્વ સંબંધે. અને આથી આ કવિની રચનાઓમાં માનવતાવાદી ચિંતન વિશેષ જોવા મળે છે. સમગ્રતયા, તેમની બધી જ રચનાઓ જોતાં એ પ્રકટ થાય છે કે કવિ સદા સમ-સામયિક સ્થિતિનો સાક્ષાત્કાર કરતા કરતા યુગબોધની અભિવ્યક્તિ અત્યંત સફળ તથા સુંદર રીતે કરી શક્યા છે.

તેમનો જન્મ ઈ. ૧૯૧૩ની ૧૩મી માર્ચે હોશંગા-બાદ (મ૦પ્ર૦) જિલ્લાના ટિગરિયામાં, થયેલો. પિતા સીતારામ મિશ્ર જુઝૌતિયા બ્રાહ્મણ હતા. તેઓ હિન્દી, સંસ્કૃત, અંગ્રેજીનું સારું એવું જ્ઞાન ધરાવતા. શૈશવથી જ ભવાનીપ્રસાદને શ્લોક તથા કવિતા મોઢે કરાવતા. કવિની માતા ગોમતીદેવી ગૃહસ્થધર્મી, ભાવુ-કતા તથા ભાવમયતાનું વ્યક્તિત્વ ધરાવતાં. આમ, મિશ્રજીને વારસામાં ભાવુક માનસની છાપ માતૃપક્ષેથી તથા સાહિત્યિક અભિરુચિ પિતૃપક્ષેથી મળેલી. ઉપરાંત, હિન્દીના સુવિખ્યાત કવિ-સારસ્વતો સર્વશ્રી બાલ-કૃષ્ણ શર્મા 'નવીન', પદુમલાલ પુન્નાલાલ બક્ષી તથા પં. માખનલાલ ચતુર્વેદીનો પ્રભાવ પણ આ કવિ પર પડેલો. પોતાની શિશુવયથી જ મિશ્રજીએ કવિતા કરવાનું શરૂ કરેલું. શ્રી માખનલાલ ચતુર્વેદીએ તો આ કવિને 'આલમોહન'ના નામથી કવિતા કરવાનું કહેલું. એમણે આરંભ તો એવો કરેલો, પણ પછી પોતાના મૂળ નામથી જ કાવ્યસર્જન કરવા લાગ્યા. એ નાની વયથી જ સામયિકો 'પ્રભા', 'કર્મવીર', 'સરસ્વતી', 'ચાંદ,' 'સુધા' અને 'માધુરી'નું વાંચન કરતા.

શ્રી માખનલાલ ચતુર્વેદીએ એકવાર શ્રી મિશ્રજીને કહેલું કે 'ઈસ દેશ કે તરુણોંસે મૈં બલિદાનકી આશા રખતા હું તુમ અપની અંગુલિયોંસે ચાહે જો લિખો, કિન્તુ તુમ્હારા મસ્તિષ્ક ઔર સિર દેશ કા હોના ચાહિએ.'

અને આપણા આ કવિએ શ્રી ચતુર્વેદીના કથન પ્રમાણે જ પોતાનું જીવન વિતાવ્યું અને પોતાની કાવ્ય-રચના અન્વયે પાલન પણ કર્યું જ. સાથે સાથે કવિના આચાર-વ્યવહારમાં ગાંધીની પાછળ પાછળ ચાલવાની મહત્ત્વાકાંક્ષા પણ વધારે જોર પકડતી ગઈ. અને આજે પ્રત્યક્ષ તથા સાર્થક રીતે જોવા મળે છે કે શ્રી મિશ્રજી-ના કવિ-કર્મમાં ગાંધીથી વેગળાપણું ક્યાંયે જોવા નથી મળતું.

બાળક ભવાનીપ્રસાદની દેશભક્તિ, આંદોલનમાં રુચિ હાઈસ્કૂલથી જ જોવા મળે છે. આંદોલનમાં તેમની સક્રિયતાને કારણે હોશંગાબાદના તેમના આચાર્યે એકવાર ફરિયાદ પણ કરેલી. પિતા પોતે સરકારી નોકર હોવા છતાં પોતાના પુત્રને અભયદાન આપી પ્રોત્સાહિત કરેલા એ તેમનાં દેશાભિમાનનું પ્રમાણ જ બતાવે છે. આમ, શ્રી ભવાનીપ્રસાદ ગાંધી વાદી રાષ્ટ્રીય આંદોલનના વાતાવરણે ઉછર્યા અને

ભાવના તથા તેમની આલોકમય પ્રકૃતિને કારણે તેમની નીચેની પંક્તિઓ વધારે સાર્થક લાગે છે :

मैं कुछ दिनों से
एक विचित्र
सम्पन्नतामें पड़ा हूं
संसारका सब कुछ
जो बड़ा है
और सुन्दर है
व्यक्तिगतरूपसे
मेरा हो गया है.

તેમજ વ્યક્તિનું દુઃખ–દર્દ એ એને માટે આંતરિક વિકાસ અને જીવનબોધના સાધન સમાન છે. એટલે જ કવિ કહે છે :

रचना
दर्द की धाटी
अपनी ही माटीसे
और चढ़ना उतरना
इस पर
मुझे सींचता है
और मांजता है.

કવિ ભવાનીપ્રસાદ એક માનવતાવાદી કવિ હોવાથી હંમેશા પ્રત્યેકમાં સહૃ કે આલોકનો ભાવ જોતા આવ્યા છે. આથી એ પરત્વેનો બોધ કે નિર્દેશ પ્રત્યક્ષ કે પ્રચ્છન્ન પ્રકારે પોતાની કવિતામાં સદા કરતા આવ્યા જ છે. સાથે સાથે તેઓ ક્યારેય, ક્યાંય વર્તમાનની વિપદાવસ્થાને પણ વિસારીને આગળ જવા તૈયાર નથી જ. 'ત્રિકાલ સન્ધ્યા' એ સાચા અર્થમાં અંધકારની વ્યથાને જ વ્યક્ત કરે છે અર્થાત તેમાં 'કટોકટી'-ગાળાની કવિતા ગ્રથિત છે. આ સંગ્રહની લગભગ બધી જ રચનાઓ ઉચ્ચ સ્તરની છે અને દેશના હૈયાને વ્યક્ત કરતી અનેક ગાથાઓ પ્રકટ કરે છે. તેમાંથી કેટલાંક ઉદાહરણો અહીં પ્રસ્તુત છે:

सुनो यह आवाज सुनो
इन पांवों की
जो चल नहीं रहे हैं

•

तुम जितने जोरसे हंसोगे
मैं उतनी जोर से कहूंगी
मैं रहूंगी रहूंगी
अनन्त काल तक रहूंगी.

આમાં ભવાનીપ્રસાદની રચનાઓમાં જે સાદગી, સરળતા અને જીવન સાથેનો સુમેળ જોવા મળે છે તે તેમના સાર્થક જીવન તથા સર્જનના સાર્થકપણાની અભિવ્યક્તિ છે એમ જ કહેવું પડશે. બેવડું વ્યક્તિત્વ ધારણ કરવાની ટેવ, ચહેરો બદલવાની આદત કે નવાં નવાં આંદોલનોનો ડંકો વગાડવો યા પ્રચારાત્મક દૃષ્ટિકોણ કેળવવો એ તેમની અભિવ્યક્તિમાં જોવા નહીં મળે; અને આ જ કારણે તેઓ સાચને જીવતા ભવાનીપ્રસાદ મિશ્ર તરીકે પ્રસિદ્ધિને પામ્યા હતા. સાંપ્રત હિન્દી કવિતામાં 'કામ'નું જોર અતિરેકની કક્ષાએ પહોંચ્યું છે ત્યારે આ કવિ 'અનામ તુમ આતે હો' નામક કાવ્યસંગ્રહમાં આ પ્રમાણે વ્યક્ત થાય છે કે–

मैंने जिंदगी की अपनी
जोलीका
काम से न सकी
कामको मोली से भरा है.

ભાવના તથા તેમની આલોકમય પ્રકૃતિને કારણે તેમની નીચેની પંક્તિઓ વધારે સાર્થક લાગે છે :

મૈં કુછ દિનોં સે
એક વિચિત્ર
સમ્પન્નતામેં પડા હૂં
સંસારકા સબ કુછ
જો ખરા હૈ
ઔર સુન્દર હૈ
વ્યક્તિગતરૂપસે
મેરા હો ગયા હૈ.

તેમજ વ્યક્તિનું દુઃખ–દર્દ એ એને માટે આંતરિક વિકાસ અને જીવનબોધના સાધન સમાન છે. એટલે જ કવિ કહે છે :

રચના
દર્દ કી ધારી
અપની હી માટીસે
ઔર ચઢના ઉતરના
ઉસ પર
મુઝે સીંચતા હૈ
ઔર માંજતા હૈ.

કવિ ભવાનીપ્રસાદ એક માનવતાવાદી કવિ હોવાથી હંમેશા પ્રત્યેકમાં સદ્ કે આલોકનો ભાવ જોતા આવ્યા છે. આથી એ પરત્વેનો બોધ કે નિર્દેશ પ્રત્યક્ષ કે પ્રચ્છન્ન પ્રકારે પોતાની કવિતામાં સદા કરતા આવ્યા જ છે. સાથે સાથે તેઓ ક્યારેય, ક્યાંય વર્તમાનની વિપદાવસ્થાને પણ વિસારીને આગળ જવા તૈયાર નથી જ. 'ત્રિકાલ સન્ધ્યા' એ સાચા અર્થમાં અંધકારની વ્યથાને જ વ્યક્ત કરે છે અર્થાત તેમાં 'કટોકટી'-ગાળાની કવિતા ગ્રથિત છે. આ સંગ્રહની લગભગ બધી જ રચનાઓ ઉચ્ચ સ્તરની છે અને દેશના હૈયાને વ્યક્ત કરતી અનેક ગાથાઓ પ્રકટ કરે છે. તેમાંથી કેટલાંક ઉદાહરણો અહીં પ્રસ્તુત છે:

સુનો યહ આવાજ સુનો
ઉન પાંવોં કી
જો ચલ નહીં રહે હૈં

•

તુમ જિતને જોરસે હંસોગે
મૈં ઉતની જોર સે કહૂંગી
મૈં રહૂંગી રહૂંગી
અનન્ત કાલ તક રહૂંગી.

આમાં ભવાનીપ્રસાદની રચનાઓમાં જે સાદગી, સરળતા અને જીવન સાથેનો સુમેળ જોવા મળે છે તે તેમના સાર્થક જીવન તથા સર્જનના સાર્થકપણાની અભિવ્યક્તિ છે એમ જ કહેવું પડશે. બેવડું વ્યક્તિત્વ ધારણ કરવાની ટેવ, ચહેરો બદલવાની આદત કે નવાં નવાં આંદોલનોનો ડંકો વગાડવો યા પ્રચારાત્મક દૃષ્ટિકોણ કેળવવો એ તેમની અભિવ્યક્તિમાં જોવા નહીં મળે; અને આ જ કારણે તેઓ સાચને જીવતા ભવાનીપ્રસાદ મિશ્ર તરીકે પ્રસિદ્ધિને પામ્યા હતા. સાંપ્રત હિન્દી કવિતામાં 'કામ'નું જોર અતિરેકની કક્ષાએ પહોંચ્યું છે ત્યારે આ કવિ 'અનામ તુમ આતે હો' નામક કાવ્યસંગ્રહમાં આ પ્રમાણે વ્યક્ત થાય છે કે–

મૈંને જિંદગી કી અપની
ઓઢ઼ીકા
કામ સે ન સહી
કામકી બોલી સે ભરા હૈ.

અર્થાત્ પ્રવૃત્તિ એ જ જીવન છે અને સ્વયં કવિ પણ 'યજ્ઞ-ભાવના' સાથેના જીવનને તથા એ પરત્વેની કવિતાને જ ધર્મ માનતા રહ્યા હતા તથા એ પ્રકારે પ્રવૃત્ત પણ હતા.

આમ, શ્રી ભવાનીપ્રસાદ મિશ્રની કવિતા વાંદ, કાવ્યાંદોલનોથી મુક્ત તથા લોકતત્ત્વોના આગ્રહોથી તરબોળ પરિલક્ષિત થાય છે. તેઓ વિદેશી વિચારધારા કે પ્રભાવોની અપેક્ષાએ ભારતીય ચિંતનધારાને જ પ્રાધાન્ય આપતા રહેલા. વળી, તેમના મતે કવિની એક ફરજ પણ હોય છે, સામાજિક દાયિત્વ સંબંધે. અને આથી આ કવિની રચનાઓમાં માનવવાદી ચિંતન વિશેષ જોવા મળે છે. સમગ્રતયા, તેમની બધી જ રચનાઓ જોતાં એ પ્રકટ થાય છે કે કવિ સદા સમસામયિક સ્થિતિનો સાક્ષાત્કાર કરતા કરતા યુગબોધની અભિવ્યક્તિ અત્યંત સફળ તથા સુંદર રીતે કરી શક્યા છે.

તેમનો જન્મ ઈ. ૧૯૧૩ની ૧૩મી માર્ચે હોશંગાબાદ (મ૦પ્ર૦) જિલ્લાના ટિગરિયામાં, થયેલો. પિતા સીતારામ મિશ્ર જુઝૌતિયા બ્રાહ્મણ હતા. તેઓ હિન્દી, સંસ્કૃત, અંગ્રેજીનું સારું એવું જ્ઞાન ધરાવતા. શૈશવથી જ ભવાનીપ્રસાદને શ્લોક તથા કવિતા મોઢે કરાવતા. કવિની માતા ગોમતીદેવી ગૃહસ્થધર્મી, ભાવુકતા તથા ભાવમયતાનું વ્યક્તિત્વ ધરાવતાં. આમ, મિશ્રજીને વારસામાં ભાવુક માનસની છાપ માતૃપક્ષેથી તથા સાહિત્યિક અભિરુચિ પિતૃપક્ષેથી મળેલી. ઉપરાંત, હિન્દીના સુવિખ્યાત કવિ-સારસ્વતો સર્વશ્રી બાલકૃષ્ણ શર્મા 'નવીન', પદુમલાલ પુન્નાલાલ બક્ષી તથા પં. માખનલાલ ચતુર્વેદીનો પ્રભાવ પણ આ કવિ પર પડેલો. પોતાની શિશુવયથી જ મિશ્રજીએ કવિતા કરવાનું શરૂ કરેલું. શ્રી માખનલાલ ચતુર્વેદીએ તો આ કવિને 'બાલમોહન'ના નામથી કવિતા કરવાનું કહેલું. એમણે આરંભ તો એવો કરેલો, પણ પછી પોતાના મૂળ નામથી જ કાવ્યસર્જન કરવા લાગ્યા. એ નાની વયથી જ સામાયિકો 'પ્રભા', 'કર્મવીર', 'સરસ્વતી', 'ચાંદ,' 'સુધા' અને 'માધુરી'નું વાંચન કરતા.

શ્રી માખનલાલ ચતુર્વેદીએ એકવાર શ્રી મિશ્રજીને કહેલું કે 'ઈસ દેશ કે તરુણોંસે મૈં બલિદાનકી આશા રખતા હું તુમ અપની અંગુલિયોંસે ચાહે જો લિખો, કિન્તુ તુમ્હારા મસ્તિષ્ક ઔર સિર દેશ કા હોના ચાહિએ.'

અને આપણા આ કવિએ શ્રી ચતુર્વેદીના કથન પ્રમાણે જ પોતાનું જીવન વિતાવ્યું અને પોતાની કાવ્યરચના અન્વયે પાલન પણ કર્યું જ. સાથે સાથે કવિના આચાર-વ્યવહારમાં ગાંધીની પાછળ પાછળ ચાલવાની મહત્ત્વાકાંક્ષા પણ વધારે જોર પકડતી ગઈ. અને આજે પ્રત્યક્ષ તથા સાર્થક રીતે જોવા મળે છે કે શ્રી મિશ્રજીના કવિ-કર્મમાં ગાંધીથી વેગળાપણું ક્યાંયે જોવા નથી મળતું.

બાળક ભવાનીપ્રસાદની દેશભક્તિ, આંદોલનમાં રુચિ હાઈસ્કૂલથી જ જોવા મળે છે. આંદોલનમાં તેમની સક્રિયતાને કારણે હોશંગાબાદના તેમના આચાર્યે એકવાર ફરિયાદ પણ કરેલી. પિતા પોતે સરકારી નોકર હોવા-છતાં પોતાના પુત્રને અભયદાન આપી પ્રોત્સાહિત કરેલા એ તેમનાં દેશાભિમાનનું પ્રમાણ જ બતાવે છે. આમ, શ્રી ભવાનીપ્રસાદ ગાંધીવાદી રાષ્ટ્રીય આંદોલનના વાતાવરણે ઉછર્યા અને

આગળ વધ્યા પરિણામે ગાંધીવિચાર અર્થાત માનવતાવાદી પ્રભાવ સિવાય અન્ય કોઈ વિચારધારા આ કવિ પર ક્યારેય સવાર થઈ શકેલી નહી.

પરિવારમા પાચ ભાઈ અને ૭ બહેનોમા ભવાની પ્રસાદનો ક્રમ ત્રીજો આવે. આજે મોટાભાઈ અને મોટીબહેન નથી રહ્યા એક માંદગીમા નાના ભાઈનું અવસાન થયેલુ ઘરની આર્થિક સ્થિતિ જર્જરિત હતી. ઊંચા ઊંચા આદર્શોના બળે જ કપરી અવસ્થામા પણ સર્વેનો સમય જતો હતો

ઈ. ૧૯૩૯મા ભવાનીપ્રસાદનું લગ્ન સુશ્રી સરલાદેવી સાથે થયેલુ ઈ. ૧૯૪૨મા તેઓ જેલવાસ ભોગવે છે. એ ગાળામા જ 'ઘર કી યાદ' નામક રચના રચાયેલી તેમા કવિ કહે છે:

વહ તુમ્હારા મન સમઝકર,
ઔર અપનાપન સમઝકર,
ગયા હૈ સો ઠીક હી હૈ,
યહ તુમ્હારી લીક હી હૈ,
પાવ જો પીછે હટાતા,
કોખ કો મેરી લજાતા
ઇસ તરહ હોઓ ન કચ્ચે
રો પડેંગે ઔર બચ્ચે.

ભવાનીપ્રસાદ એકવાર ઇંડિયન પ્રેસ, અલ્હાબાદ તરફથી હિન્દીપ્રચાર અન્વયે વડોદરા પણ આવેલા, પરંતુ તેમને ત્યાથી યોગ્ય સહકાર ન મળતા પાછા ગયેલા ઉપર નિર્દેશ કર્યો એ કાવ્યમા કવિએ પોતાના જેલનિવાસના ગાળામા પોતાની અભણ મા અને ભોળા પિતાનું ગરીબીથી ત્રસ્ત એવું ઘ૨પણ ખૂબ જ સાંભર્યું રહેલુ. ઉપરાત, ચાર ભાઈઓ તથા ચાર બહેનોનું સ્મરણ પણ સતાવતું રહેતુ કવિ કહે છે,

ભાઈ પાગલ, બહને પાગલ
ઔર અમ્મા ઠીક બાદલ
ઔર ભૌજી ઔર સરલા
સહજ પાની સહજ તરલા
શર્મ સે રો ભી ન પાએ
ખૂબ ભીતર છટપટાએ
આજ કુછ ઐસા હુઆ હોગા
આજ સબકા મન ચુઆ હોગા

કવિ જ્યારે જેલમા ગયા ત્યારે એમનો મોટો દીકરો બે વર્ષનો હતો બીજો પુત્ર તેમની ધરપકડનો દિવસે જ જન્મેલ હતો અને જ્યારે જેલવાસ પછી એ બહાર આવ્યા ત્યારે બંને પુત્રોને જોઈ એમણે ખૂબ જ અનુકંપા અનુભવેલી એ જ ગાળામા બહેનના લગ્ન માટે વિવશતાનો અનુભવ પણ કરેલો. પૈસા માટે જ ફિલ્મમા સંવાદલેખન અને નિર્દેશન માટે પ્રવૃત્ત થયેલા તેમની પ્રસિદ્ધ રચના 'ગીત ફરોશ' તેમના કવિ તરીકેના યાતનામય જીવનની જ કથા છે

હાઁ ગીત બેચના વૈસે બિલકુલ પાપ
ક્યા કરું મગર લાચાર
હાર કર ગીત બેચતા હૂ
જી હા, હુજૂર મૈં ગીત બેચતા હૂ

એ પછી ઈ ૧૯૫૨થી, ૫૫ સુધી કવિએ હૈદરાબાદમાંથી પ્રકાશિત થતા હિન્દી સામાયિક 'કલ્પના'નું સંપાદન કાર્ય કર્યું ઈ ૧૯૫૬થી, ૫૮ના ગાળામાં તેમણે દિલ્હીના આકાશવાણીના હિન્દીના કાર્યક્રમોનું સંચાલન કરેલુ પછી ૧૯૫૮થી, ૭૨ સુધી શ્રી ભવાનીપ્રસાદ મિશ્રે 'સંપૂર્ણ ગાંધી વાઙ્મયનું સંપાદન કર્યું, ને ત્યારથી ૭૨૮ સુધી તેઓ ગાંધી સ્મારક નિધિ, ગાંધી શાંતિ પ્રતિષ્ઠાન તથા

સર્વ સેવા સંઘ સાથે સક્રિય રીતે જોડાયેલા રહેલા.

કવિ જીવનનાં છેલ્લાં વર્ષોમાં હૃદયરોગથી પીડાતા ને યાતના ભોગવતા રહેલા, પરન્તુ તેઓ સતત કાવ્ય-સર્જનની પ્રવૃત્તિમાં રત હતા. એ જ ગાળામાં આ કવિએ 'જિન્હોને મુઝે રચા' નામક એક લલિત સંસ્મરણાત્મક ગદ્યરચના પણ કરેલી. ઉપરાંત, થોડાંક વિદેશી નાટકોના અનુવાદો પણ કરેલા.

સમગ્રતયા, આ કવિના મન પર પોતાની પરંપરા તથા સંસ્કૃતિ પ્રત્યેની અનન્ય શ્રદ્ધાનો પૂરો પ્રભાવ જે પ્રકારે છવાયેલો છે તે તેમના કાવ્યસાહિત્ય તથા જીવનમાં પ્રત્યક્ષ થતો જોવા મળે છે. આ એટલે સુધી કે એમનો પ્રિય નેતા પણ એ જ રહે છે, જે રાજ-નીતિ અને સંસ્કૃતિને સમન્વિત કરી જીવન જીવે અને નવો આદર્શ સ્થાપિત કરે. પરિણામે ગાંધી અને જય-પ્રકાશ નારાયણ જ એમની કવિતા તથા જીવનમાં સ્થાયીભાવ સમાન રહે છે. જયપ્રકાશ નારાયણની જીવનદૃષ્ટિનો વિસ્તાર 'તેમની કટોકટી કાળ'ની કવિતા 'ત્રિકાલ સંધ્યા'ની રચનાઓ દ્વારા અભિવ્યક્તિ પામ્યો છે. આખરે તો આ કવિ યુગ-સત્યને જ વ્યક્ત કરે છે, જે તેમની રચનાઓ દ્વારા જોવા મળ્યું છે અને એ પણ લોકપરક સ્વભાવ દ્વારા જ, માટે જ ભવાનીપ્રસાદ મિશ્ર વિગતને વર્તમાનમાં પ્રસિદ્ધિને વરેલા અને આવતી કાલે પણ પોતાના કાવ્યદેહ દ્વારા જનજીવનનો આલોક પ્રસરાવતા રહેશે જ.

## અંકો સિલકમાં નથી

જાન્યુઆરી–ફેબ્રુઆરી તથા માર્ચ–એપ્રિલ ૧૯૮૫ના અંકો સિલકમાં નહીં હોવાથી 'કવિલોક'ના નવા ગ્રાહકો મે–જૂન ૧૯૮૫ના અંકથી જ નોંધાશે તેની સહુએ નોંધ લેવી.

## અંકો સિલકમાં છે

'કવિલોક'ના કેટલાક વિશેષાંકોની જૂજ નકલો જ સિલકમાં છે તથા તે તત્કાળ મગાવી લેવી હિતાવહ છે.

| | | |
|---|---|---|
| ૧. | રૉબર્ટ ફ્રૉસ્ટ વિશેષાંક | રૂ. ૨.૫૦ |
| ૨. | ૧૦૦મો વિશેષાંક | રૂ. ૨.૫૦ |
| ૩. | પંચમહાકાવ્ય વિશેષાંક | રૂ. ૧૫.૦૦ |
| ૪. | શિશુકાવ્ય વિશેષાંક | રૂ. ૫.૦૦ |
| ૫. | આધુનિક કવિતા વિશેષાંક (કાવ્યસત્ર વિશેષાંક) | રૂ. ૫.૦૦ |
| ૬. | ગદ્યકાવ્ય વિશેષાંક | રૂ. ૧૫.૦૦ |

રજિસ્ટર્ડ બુકપોસ્ટથી મગાવનારે રૂ. ૩.૦૦ વધુ મોકલવા.

વ્યવસ્થાપક : 'કવિલોક'
લાવણ્ય, વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦૦૦૯

## ભોજપત્રમાં ભાવક, દેખો, સહજ ચલી સુખપાલ

(એક વિશ્રંભગાથા)

હરીશ મીનાશ્રુ

•

ખરુની ટોચે
તેગિયાનો સૂર બેઠો
ને મેં કવિતા લખી :

ચંદ્રકળા શી વાધે બંકિમ રવિ
અતિ ભૂજપારો
જાસુદીનો પુંજ ભોગવી ખડતલ
પવન પ્રકારો

થયું'તું તો કેવળ આટલું જ —
ખરુની ટોચે
તેગિયાનો સૂર બેઠો
ને મેં કવિતા લખી !

•

કાગળમાં અણરખ આભ. કમ્પતું ચમ્પકચીર મલયનું. ઝૂલે રમ્ય મદનફળ સમી પૃથિવી. હલદ્રપીલી ઝાંઈ ભરેલી કપૂરની જુવતીને પીઠે નિજ પરગટ પરછાંઈ ઝબૂકે મૃગલોચનમાં નીર. વળી રસબોધે રાતા હોઠ. ચળકતી નીલગ્રીવચે ગુંજાફળની માળ. ત્રિભંગિ ઢળે દીર્ઘ કચભાર ભુજંગી વન્યપેડશીના કુચકળશે પુષ્ટ ખરજ શો હાંફે. સૂંથે મગની શિંગ સરીખાં અંગુલ તનુ તરજ ગંધાર. મોરની ડોક સઘ સળવળી વહી ભુજબળમાં. કપે પૂંઠ કેળના પત્ર સમી તગતગતી રે અનવદ્ય. ટળવળે પટ રહોળે પથરાઈ જુગલ જંઘાનો રેલો તત્ર કવિતા કેવળ (કેવળ સ્પર્શ થકી રણઝણે નિતમ્બૂર) સ્ફૂરે.

રે તદ્દન....રે

સ્વરના વાહન પર આરૂઢ મૂઢ હું
સૂંઢ કમળને ચૂંટે ત્યાં તો
ગૂઢ સરકતો પ્રલયભૂપા ધારી
રે મારા અંતસ્તલમાં
હરિતાંચલમાં
કુંદ ધવલમાં
ઘનકજ્જલમાં
સમયબદ્દામી મશરૂથલમાં
શીઘ્ર સરકતાં પલ પ્રાગ્-જલમાં
વય વીણા વૈતાલિક વીંધી અંગૂરજલમાં ભગૂરથલમાં
ભૂતલમાં હું ભૂલો પડેલો
અભિસારની અપૂર્વ ક્ષણે હવે શું કરું ?
કહો રિ સાજણ કહો કિ કરું ?
વહિલા આવો તો કુસલ પૂછિને, સઁાસ ઉપરિ
પ્રીછીં! પ્રીછું હું કપૂર તડકો સાંધ્ય પ્રહરિ ?
કહો રિ સાજણ કહો કિ કરું ?
લીલી રે ગજીનું ન્હોરી કાપડું
પોપટા ઓ, તડપતી કસ્તૂરીનાર
પાંદડી છેદું કે છેદું ગંધને
સાથળમાં વિનવે છે કમળકિનાર
કહો રિ સાજણ કહો કિ કરું ?
ચિબૂકચાંદે ઝૂરે શબનમ તિલસ્મી તલ બની
કરું ત્યાં હું પેશેખિદમત બુલંદી ગઝલની ?
કહો રિ સાજણ કહો કિ કરું ?

આમ ને આમ

અહીં કુંજગલીમાં પેઠો, બેઠો અગનપંખૂડી ખોલી, અમથો
રિતુ બસંતમાં રોઈ પડ્યો, નિજ મુકુર મનોહર ખોઈ, જડ્યો

તુર્ત જ તસવીરે તલબગાર, હું શીદ મોહ્યો રે ? નિપુણ
નાયિકાની દારુણ ઝુલ્ફોમાં શીદ સપડાયો ? કલમ તનુથી
ભભૂકતી રહી નગરબંધ, લયના બિસતંતુથી બંધાતી
છૂટતી, મુશ્કેટાટ, મનોમન, નિત્ય નિરંતર........
ત્યારે — આ કોણ, કોણ એવું સમજી બેઠું છે કે
હું છંદ સાથે રમણા રચી બેઠો છું ?

•

નૈઋત્યમાં ઊડી ગયેલાં પંખીની કતારમાંથી
ઋતંભર એક
આમ હૃદય વીંધીને છેક
વહ્યું ઈશાન
કવિતા, તેનું એક નિશાન

માય વર્ડ્ઝ —
મ્યૂઝિકલ નોટેશન્સ ઑફ બર્ડ્ઝ
લોસ્ટ ઈન ધ વુડ્ઝ....
પણ
રહીરહીને આ કોણ છેડ કરી રહ્યું છે
કે પ્રિયતમ ! યતિભંગ તે શું એ તો કહો !

•

ક્ષિતિજ દર્દની પ્રકટી ગઝલસરાઈમાં
તરસની દીપ્ત નજાકત ઊંડે સુરાહીમાં
હંસતુલિકામાં પોઢી ગયો છે એક કવિ...
ને એના હોઠ પર ઝળહળતા
હમફૂંદકી હરફ :
યે આંસુ ભી હૈ તર્જે ગુફ્તગુકા અંદાઝા —
કિ પિઘલતી હૈ આજ હુસ્નેનવલ સ્યાહીમાં

ગુજર રહી હૈ યે નાજુકખયાલ પરછાંઈ
જીવે તો શી રીતે બેકૈન બેગુનાહીમાં

આવ, આ તરફ અલકછંદા !
ગમસતારાની તંદ્રિલ ત્વચાથી વારું ઉઘાડું દિલ ઢાંકી દઉં...

તો વ્યંજના કહીને કોણ પુકારે, સાજિદ!
કે બુલબુલોનો કંઠ પીગળ્યો ગવાહીમાં
હુયે અલ્ફાઝ મેહરબાઁ તો યે ખતમેં લિખ દૂં
કશો યે ભેદ ક્યાં છે ઇશ્ક ને ઈલાહીમાં

•

કેતકીનો દંડ બની
લંબાય છે કાસિદનો હાથ તારા સરનામે

મદ્યના પાત્રમાં
મોરપીંછ તગતગે
શબ્દ સહસા જ
રમણીયમાં ઝગમગે

પરંતુ તંતુવાદ્યના ઝિરિમિરિ સ્વરિમાં
તારાં મૃગલોચનથી તો
છંદ ચિંતામણિ જળનાં ફોરાં કવનકિશોરાં
ઝણુક રણિઝણિ લયઝિંગોરાં
ઝણુક રણિઝણિ નંદવિલોરાં
ટપકે

અત્ર. તત્ર. સર્વત્ર.
તપ્ત. ટીપાં. ટપક. મદ્યના પાત્રમાં....
હજુ યે આ મેરુસ્તન ધડકતાં રુદ્ધ રુદને
સૂરીલાં પંખી સૌ સમ પર ઢળી સિમ્ફનિ બને

•

નક્શ બર આબકી તરહ તૂને ભૂલા હી દિયા
યે લબેખુશ્કપે રખકે ગઝલ, કાસિદ જો ગયા

•

ભોજપત્રમાં ભાવક, દેખો, સહજ ચલી સુખપાલ
હમકો ઇતના ખુસી હોઈ ગવા, જિત દેખું નિત લાલ

થયું'તું તો કેવળ આટલું જ —
ખરુની ટોચે
જોગિયાનો સૂર બેઠો
ને મેં કવિતા લખી!

# અરણ્યરુદન

જયન્ત પાઠક

આકાશ આ ખાલીખમ તપ્ત ભાઠડ જેવું
પૂણી જેવી પાતળી ય વાદળી ના એક મળે
આખેઆખો
ભૂરોભૂરો વ્યોમ તણો ઝાડ બળે!

પશુપંખી તરુવરો
ટીપા જલ માટે ટળવળે.

કઠણ પથ્થર જેવી લૂખીસૂકી
ચીરાયેલા ચામડીના ચાસ
ધૂળ થઈ ઊડે ઊંચે પૃથિવીની ચ્યાસ
પિતુ કોઈ અકાલે વસૂકી
ડુંગરાઓ અડીખમ આદિવાસી
ધડાકામાં તૂટી પડે વજ્ર જેવા ખભા
બ્હેરી નાખે વેરી કાંઈ આડા અને ઊભા!

તરુવરો ઢીલાં મૂળે
ઝંઝાવાતી ઝીંક ઝીલે, બાઝી રહેવા મથે

કડડડ પડે.... અરણ્યરુદન ઊઠે.
પવિત્ર નદીનાં પાણી મેલાંમેલાં
લોક બધાં ઘેલાંઘેલા
પ્રદૂષિત પાઈ પાણી
ઉછેરતા નવી પેઢી—બોબડી બહેરી કાણી!
નક્કર અંધાર વળી હારબંધ ગુફાઓમાં
ટૂંટિયું વાળી પડેલ માણસની ગતિ—

કોઈ માગે ભીખ
કોઈ આપે શીખ
એક અસહાયતાની ચારેકોર ચીખ.

અરણ્યપશુઓ તણા
ધોળે દહાડે શેરીઓમાં આંટાફેરા
પીળીપીળી આંખો મહીં તગતગ મોત
નીકળેલ ન્હોર
વકરેલ દાંત
ભયંકર—ભયભીત વચ્ચે
હરખજ મરણિયો જંગ મચે
એકમેકને ગળે ત્યાં
કહો પછી બચે તો ય કોણ બચે!

આપણી આ ધરા
કવિઓની સ્તવી ઋતંભરા
— સમુદ્રવસને દેવિ, પર્વતસ્તનમણ્ડલે —
ઋષિઓના આશીર્વાદે ધન્ય
બ્રહ્માંડમાં એક ને અનન્ય —
પંચમહાભૂત
પૃથ્વીપાણીતેજવાયુવ્યોમ
અહીંક ઉલ્કાએ બધું
અસ્તવ્યસ્ત ભડભડ રોમરોમ
સર્જન સકલ જાણે વિસર્જનકાળે
વેગથી કરંત ગતિ
બાળવાની ખોવાયેલી માનવીની મતિ.

હવે ક્યાં ય
ધરવાને પાય
બચી હશે કે કુંવારી પગભર ભૂમિ!
કોઠે હાશ વળે એવું
મેલમુક્ત બચ્યું હશે કે ટીપુંય પાણી!
એટલુંક રહ્યું હશે કયાં ય અજવાળું
જેમાં જરા ભીતરના તલ લગ ભાળું!

એકાદ લહરમાંય હશે એવો વાયુ
સ્પર્શે જેના ફરકતું થાય ફરી આયુ!
ટુકડો ય એવું વ્યોમ
જેમાં મારી આશ–અભિલાષના
ઘડીભર ઊગે શકે સૂરજ ને સોમ!
કોણ બધું કરે સમું ?
વસમું વસમું.... બસ.... શમું. □

## સપનું

હસમુખ પાઠક

સપનું જુએ ગોપી, ગોપી કૃષ્ણ રૂપ લેઈ
વાંસલડી વગાડે, નાચે થેઈ થેઈ થેઈ.
માથે ધરી મોરનું પીંછું
કંઠે ચંદન માળ,
અંગે વીંટી એક પીતાંબર
આંખમાં આંજી વહાલ;
હૃદય ભેદી રાધા નામને રટે ગાઈ ગાઈ
વાંસલડી વગાડે, નાચે થેઈ થેઈ થેઈ.
નામ પોતાનું સાંભળી ગોપી
શુંય ઓવારી ગઇ
ઓચિંતાનું સપનું ભાંગી
આંખ ખોલી શરમાઈ
જાગતી હવે રડે ગોપી, કૃષ્ણ કૃષ્ણ કહી
વાંસલડી વગાડો, નાચો થેઈ થેઈ થેઈ.

## રાહ જોઉં છું

જગદીશ ત્રિવેદી

વિદાયટાણે —
અનંતના હે કવિ
પૂછી લીધું હતું મેં :
'મળવું હોય તો હવે ક્યારે, ક્યાં મળાય ?'
ઉત્તર દીધો કવિ તમે —
તમારા અનંત અતલ અંતર સમો:
'ગમે ત્યારે, ગમે ત્યાં.'
આજે હવે મારો તલસાટ છે પાણીના વમળ જે
તમે ક્યાં છો કવિ!
થાકીને બેસી ગયો અનંત આભની નીચે
પથની વચ્ચોવચ.
મારી નાડ નાડ રટતી હતી: 'કવિ! ઓ ક[illegible]
થાકેલો હું ઢળી પડવા જાઉં છું ત્યાં —
પાતળો ઊંડો સ્પષ્ટ એકપરિચિત અવાજ આ[illegible]
'ભીતર, હજી ભીતર, ભીતર ને ભીતર આવ
આવ—હું રાહ જોઉં છું તારી!'

## એક ફૂલથી બીજે ફૂલ

ઉશનસ્

અહો, શું શાન્તિનું કુસુમ ખીલ્યું છે પૂર્ણ દિલમાં
મને આયુષ્યાન્તે, પરિણત ઢળી લુખ્ખી વિટપે,
કદે, રૂપે, રંગે પ્રસર્યું તરુના પૂર્ણ પટ પે!
સુગંધે તો જાણે અકલ અનલાન્તે સકલમાં;
પડ્યો આડો મારું સુરભિ શયને એ કુસુમની
રૂંવે રૂંવે મારી તનની ય કશી ગંધ ભ્રમતી,
બીજ્યું છે માંહીં કો ફૂલ અફીણનું માદક અતિ,
પઢ્યે ઘેને નેનો ઢળત રજનીમાં મઘમઘી;
કુવે કો માધુરી ગહન મહીં ચૈતન્ય ગળતું:
બિડાતાં આવે છે કમલદલ રાત્રિ સરવરે,
અને નિદ્રા કેરું અવર ખીલતું પોયણું જળે,
રહું આ યાત્રાન્તે ફૂલ થકી બીજે ફૂલ ભળતું;
તને આમંત્રુ હે યમ! અગર તું પુષ્પ તૃતીય,
મને તો તારી દે ચરમ શમમા, આવ, તું પ્રિય!

## વાદળ

હસમુખ પાઠક

ફિલસૂફીના વધુ પડતા વલણવાળો
કેમ સ્વીકારે તને
કે આ લખાતા શબ્દને?
જેનું સ્વરૂપ એક કાળું ડિબાંગ વાદળ
અનુકૂળ વીજઝબકારમાં ક્યારેક ઝરમર ઝરમર
પ્રતિકૂળ પવનમાં ક્યારેક
ઘમળાતું, વિખરાતું, ઊઘડતું
નઃશબ્દ વાદળ.

## એક રચના

શ્યામ સાધુ

તૂંકા પડેલા અરીસામાં
વૃક્ષોની કવિતા નથી મળી આવતી
મન અરીસામાં તૂંકું પડે છે એટલે મને
વેઠારવાં પડે છે ગણી ન શકાય એટલાં
અનિશ્ચિતતાનાં વર્ષો.
આ પછી પણ તૂંકાં પડેલાં અરીસા
તે છતાં, વૃક્ષોની કવિતાનાં મૂળ
સૂકામાં નથી હોતા!
શું હું માની શકું?
તૂંકા પડેલાં અરીસા કોઈ ઘેરી
ઉદાસ એકલતાનું નામ છે?
શું કોઇ અચાનક તૂટી ગયેલી
નાનકડી ડાળીની ચીસ છે?
એ જે હો તે
આ તો તૂંકા પડેલાં અરીસામાં તમને
ઝીલી ના શક્યો એટલે આ મન
તમારા સુધી ફેલાવ્યું છે અને
પહોંચાડી છે આ કવિતા.

## ગઝલ

'શૈલ'

આ પારને ભરી દે, એ પારને ભરી દે
પ્રગટાવ તેજ તારું, અંધારને ભરી દે.
જે દૂર દૂર સુધી પથરાઈને પડી ને
મારી નજરના ખાલી, વિસ્તારને ભરી દે.
ખંડેર જેમ ભીંતો, આ દેહની ઊભી છે,
તારા જ શ્વાસશ્વાસે, ધબકારને ભરી દે.
તું ક્યાંક તો હશે પણ ક્યાં શોધ હું કરું તે
તારું કશેક હોવું, અણસારને ભરી દે.
કૈં કેટલા સમયથી વેરાન થઈ ગયું છે
ખાલી ચમન મહીં તું ગુલઝારને ભરી દે.

# ચાર ગઝલ

મનહર મોદી

૧

કાનલાંબી આંખમોટી આરસી
હોય એવી વારતા ચહેરા કને.
એ ખરું કે લોક એ જાણે નહીં;
હા, વિચારોમાં તો આંગળીઓ હસે.
કાળ મૃત્યુ ઊંઘ ઓશીકું નદી;
વાતડાહ્યાં પાંચ પગલાંઓ બને.
એક પક્ષી એ વિચારે ચૂપ છે;
એને પડછાયો છે એનું શું કરે ?
મેં ગુમાવ્યું છે ઘણુંયે ઊંઘમાં
ને હવે જાગું તો અંધારું મળે.

૨

છે શબ્દો ય મારા સુગંધીભર્યા
બને તો સુકોમળ નજર રાખશો.
મેં માગ્યાં હતાં બે કિરણ પ્રેમનાં
મને શી ખબર કે સૂરજ આપશો ?
હું પર્વતમાં દરિયામાં ઊછળું કૂદું
જો ઊંઘો તો મારા જ જેવા થશો.
કહો છો તો ઊંચે ઊડું ને રહું,
પરંતુ આ લોકો ના વળગાડશો.
મુસાફર છું, અટકું ને ભાંગી પડું
તો રસ્તો જ મારા ઉપર નાખશો.

૩

પ્રેમ પણ કેવો અજબ છે દાખલો !
આંખથી ભાંગો અને દિલથી ગુણો.
પથ્થરો પારસથી સોનું થઈ શકે
એમની સાથે અમોને જોઈ લો.
સ્નેહનું અણમોલ મોતી પામશો
લાગણીના છેક તળિયાને અડો.
ફૂલ સાથે એકલા કાંટા રહે
એમનાથી એટલે છૂટો થયો.
અશ્રુઓ થંભી ગયાં છે એ રીતે
આંખને જાણે ભરાયો છે ડૂમો.

૪

ઇચ્છા હવેથી કોઈ પણ બાકી નથી મને
દોડી રહી છે ચારે દિશાઓ લઈ મને.
એકાદ આશ ઝબકી સિતારો થઈ જતાં
આકાશ છું હું, એમ કલ્પના થઈ મને.
આવી ઘડીક દર્દ સદાનું વસી ગયું
મહેમાન છું હું આજથી, એવું કહી મને.
શમણું વહી ગયું તો હું રજકણ બની ગયો
પટકી ગયું ધીરેથી ઊંચે લઈ જઈ મને.
દૃષ્ટિ જતાં નયનની સ્થિતિ એમ થઈ ગઈ
સૃષ્ટિ જ જાણે છોડીને ચાલી ગઈ મને.

## ધ્વંસની ગઝલ

### હર્ષદેવ માધવ

ખણુકાટ આરપાર અરેરાટ કડડભૂસ
સણકાઓ સાટકાઓ સડેડાટ કડડભૂસ.
તોળાય પાંખ ગીધની, સૂંઘાય શેરીઓ
મુરદાની ગંધનો ય ઘણુઘણાટ કડડભૂસ.
માથાઓ, હાથ, ઢાલ, લોહી, ધૂળ, ડેલિયું
એકાદ ડૂસકાનો સળવળાટ કડડભૂસ.
એકકેક દોઢીએથી મરશિયાઓ ખાળકે
ને લોહીમાં અમલનો ઝગઝળાટ કડડભૂસ.
ઝળઝળ કરીને રાખ ચૂંદડીની લાલ ઝાંય
સૂનકાર ખણુખણાટ ઝણુઝણાટ કડડડભૂસ.

## દૂધથી દાઝેલાની ગઝલ

### હર્ષદેવ માધવ

મન હતું ખંડેર એનો શ્વાસ ત્યાં સદ્દગત હતો
આયના ખાલી હતા આભાસ ત્યાં સદ્દગત હતો.
હાડપિંજર થઈ ગયો દરિયો પછી એક ઝાટકે
કે નદીનાં જગનો હરઉચ્છવાસ ત્યાં સદ્દગત હતો.
બાળવિધવા લાગણી ને વાસના ગંગાસ્વરૂપ
કોઈ ઇચ્છાનો દિવાને-ખાસ ત્યાં સદ્દગત હતો.
હા! ગયા શ્રીજીચરણ છાતી અને બે પ્રાસકા
લોહીનો આછો ભૂરો ઇતિહાસ ત્યાં સદ્દગત હતો.
સૂરવાનો આમ અંતેવાસ ત્યાં પૂરો થયો
કે નદી સુકાઈ ઉપરવાસ ત્યાં સદ્દગત હતો.
કોઈ ન્હોતું નામ પણ મારા વિધુર આ હોઠને
રાંડ ચારે ભીંતનો સહવાસ ત્યાં સદ્દગત હતો.

## રાતની ખામોશીમાં

### ભરત યાજ્ઞિક

ચાંદની છે કે પછી આ હિમપ્રપાત!
ચંદ્રની છે આઠમા ખાનામાં ઘાત.
ભીંત તોળાઈ રહી તલવાર જેમ
એક પડખે ઊંઘવા માંડી છે રાત.
પાંપણોના સઢ મૂક્યા સંકેલી ક્યાંક
આંખમાં આવી ચડ્યો વસવા અખાત.
શ્હેર ને ગુલમ્હોરથી unknown હોય
કોણ કોનાથી શરૂ કરશે તો વાત?
મારા કંઠે શ્વાસમાં ઘૂંટાય રાગ
હે કવિતા! તું છો કઈ નાગણની જાત?

## જળ

### ભરત યાજ્ઞિક

જળની જ્ઞાતિમાં પછી જળનાં વલય પેદા થયાં
એ પછી જલકન્યકાના હાથનાં માગાં થયાં.
જળના અશ્વો પર પરણવા નીકળ્યો જળનો કુમાર
જળને છાલક ભરતીના સારાં શુકન સામાં થયાં.
જળકમળવત્ રહી પછી જળ ચોરીએ બેઠું હતું
જળચિકર રૂપે પછી જળના શિરે છાંટા થયા.
જળનાં ઝાંઝર છલછલ્યાં જળના શયનકક્ષે અને
જળના રેશમ ઢોલિયે અંધાર પણ ઓછા થયા.
એમ થઈ બેભાન જળની સાવ ખૂલ્લી છાતીઓ
ખંડમાં જળકૂકડીના હાસ્યનાં પીંછાં થયાં.
સાત પેઢીઓ પછી જળની જલાશય થઈ ગઈ
આપણે વરસાદમાં શા કારણે ગાંડા થયા?
એક કૌતુક સાત ભવથી જોઈ રહું છું આજ લગ
કઈ બેકાબૂ જળનારે ત્યાં રેશમી પડખાં થયાં.

# (શિલ્પ જોતાં) મંદિરના ઓટા પરથી પડી ગયાનું ગીત

**મનહર ચરાડવા**

માથા પર સણસણતો સૂરજ પણ હોય અને અંધારું થાય, ભાઈ ! અંધારું થાય !
ભીતરનું થનગનતું પંખી કોઈ કોઈ વાર થંભી યે જાય, ભાઈ ! થંભી યે જાય !....
પર્વત આખો ય ભલે લોહીમાં ડૂબે ને મારગ તો વળતો રે
અણધાર્યો શેઢે, આ ચરણોમાં આવી ભરાય !
આંખોની આરપાર સર્પો ઊગે કે ત્યાં ખરખરતાં ભેળાં કૈં
લીલેરાં ફૂલોની ઊભરતી નદિયું તરાય !
સાવધાની ઓઢીને હડસેલું જેને ઈ અચરજ–શું કોઈ વાર ફાવી યે જાય !
ભીતરનું થનગતતું પંખી કોઈ કોઈ વાર થંભી યે જાય, ભાઈ ! થંભી યે જાય ....
ચાલીસ ચાલીસ અંગરક્ષક અડાભીડ સાથ સાથ ફરતા ને
તો ય અહીં નર્યું સાવ એકલા જ જેવું કળાય !
દહેરા બહાર પેલા ચોફરતા ઓટા યે શિલ્પ બધું વળગે ને
દહેરે જ બેઠેલા કેસરિયા દેવને મળાય !
ખાંચો યે હોય અને બખરે ના હોય પછી દક્ષિણ પદ વામ હસ્ત ડુંગર પછડાય !
માથા પર સણસણતો સૂરજ પણ હોય અને અંધારું થાય, ભાઈ ! અંધારું થાય !....

## નીકળ્યા

**મનીષ પરમાર**

પથ્થરો પોચા ખરેખર નીકળ્યા,
પથ્થરોમાંથી સમંદર નીકળ્યા.

માટી મારા હાથમાં લીધી, સુંઘી;
કે લીલાં લીલાં જ ખેતર નીકળ્યાં.

હું ય જે ખંડેરમાં ફરતો હતો,
આપણા સંબંધનાં ઘર નીકળ્યાં.

એક માણસ જિન્દગીભર રણ રહે,
શ્વાસમાંથી રેતના થર નીકળ્યા.

છેવટે રસ્તો થવું પડતું મનીષ
કારવાં લાખોય ભીતર નીકળ્યા.

## ગીત

**શશિશિવમ્**

મેહભરેલો આષાઢ
મારો નેહભરેલો જીવ,
રંગભરેલાં શમણાં
તારાં ઝબકાવો, થાય વીજ.
ફૂલભરેલો શ્રાવણ
મારાં ઝૂલભરેલાં ચીર,
ખોલભરેલાં નયણાં
તારાં ખોલને, વાય સમીર.
જલભરેલાં સરવર
મારાં દલભરેલાં કામણ,
નેહભરેલાં હૃદયાં
તારા વરસાવો, જાય શ્રાવણ.

# બા તો હજી યે....!

હરીશ વટાવવાળા

છાતીની ઝીની ત્વચામાં
આછાં આછાં મૂળિયાં રોપાયાં
એટલે —
બાએ કહેલું કે
'હવે જરા અરીસા હરખું પે'ર
અને બટન બંધ કરતાં શીખ;
આટલો મોટો થયો તો ય....!'

ત્યારથી
મને થયેલું કે
મારી નસેનસમાં ખરીઓ પછાડી
અશ્વપણું દોડી રહ્યું છે

પછી તો
છાતીમાં કાળું બલ્લક ઝૂમખાદાર ટોળું
દોડી આવ્યું
પુખ્ત પુરુષ બનીને
અડ્ડો જમાવીને
મૂળિયાં નાંખીને
ઊં
ડે
ઊં
ડે
એ કાળા ઘટ્ટ ટોળામાં
થોડાથોડા સફેદ પૂણી જેવા
વાળ દેખાવા લાગ્યા
મૂછોમાં પણ....!
ત્યારે
બાએ કહેલું કે
'આ તારા કલ્પેશની છાતીએ...'
અને
મારામાંથી કિલકિલ કરતા
ખીલતા બાળકનું શિશુ-કલહાસ્ય
હડી કાઢીને દોડી ગયું
પણ
સાલ્લું હું હજી યે....!
અને
તો હજીયે એવી ને એવી જ છે!

□

ગામ જવાનું થાય છે ત્યારે
છેલ્લી બસની રાહ જોઈને
બા
ઝરણુદ્વારે
હજી યે મારી વાટ જોઈને ઊભેલી હોય છે.

ફળિયામાં પેસતાં જ
તે
સામે આવીને
માથે હાથ ફેરવી
પીઠ પસવારી કહે,
'આવ્યો બેટા!'

ત્યારે
મારામાં રહેલું શૈશવ
હજી યે
ઘૂંટણિયાં ભરીને
બાની છાતીએ વળગી જવા મથે છે.

અને
ઓકળિયોમાં જીરણુ લીંપણ-જુગની
પાંખડીઓ એક પછી એક ખર્યા કરે છે…
શૂન્યલીન સ્થિતિમાં
આકુળવ્યાકુળ
ધૂળ, ખેતર, પાદર, ગામ, ફળિયું,
ડેલી, ઉંબર, નળિયાં, ભીંત, બારણું,
બારસાખ, વળગણી, ઓરડો, પરસાળ
અને
જેમાં હું સ્લેટપેન મૂકતો હતો તે ગોખલો–
બધાં જ મારી લગોલગ દોડી આવી
કહે છે,
'આવ્યો ભા !'
અને
આંખો તણકે છે
આંખો છલકે છે
આંખો જળકે છે
આંખો ઢળકે છે
આંખો ધબકે છે

અરિસામાં મારાં પ્રતિબિંબો
તરડાય છે
તૂટી જાય છે તડાક દઈને.
હું
દ્વારવત્ થઈ જાઉં છું
હવે
એમ લાગે છે કે
સાલ્લું કાગળ જેવું જીવતર જીવી
દીવાસળી જેવું બળવાનું !

સમયના થર ઊખડતા જાય છે
હું હથેળીમાં રેખાઓ જોયા કરું છું !
અને
આ તો હજીએ એવી ને એવી જ છે !
□
ગામમાંથી જીવજીએ
ઉચાળા ભર્યા.
ગામમાં પાકી પડી ગઈ,
ટપોટપ દુકાનો બંધ થઇ ગઇ
એક પછી એક.
એ જ જીરણુ ઘરના જીરણુ દ્વારે
જીરણુ ચોકે લોક ઊમટી આવ્યું.

કલકલ્લોલઘૂને મસ્ત
એવાં
ધૂળ, ખેતર, પાદર, ગામ, ફળિયું,
ડેલી, ઉંબર, નળિયાં, ભીંત, બારણું,
બારસાખ, વળગણી, ઓરડો, પરસાળ
અને
પેલો ગોખલો

અને
ચોકની સામે રોજ
લીલાંસૂકાં સૂકાંલીલાં
પર્ણ વેરતો લીમડો
એમાંથી ચળાઈને આવતો તડકો
સ્તબ્ધ બનીને બરફ થઈ ગયાં.
પણ
પીગળી ન શક્યાં
નીગળી ન શક્યાં
નીકળી ન શક્યાં
નીતરી ન શક્યાં

ધૂસર વેદનામય ચહેરા
જીરણ ઘરના જીરણ ચોકથી
ટૂકડા બનીને આકાશ ઝરી પડે છે.
પીળો તડકો ઓગળે છે

મને લાગે છે
મારો ગાત્રવાસ પૂરો થાય છે.
જે શિલ્પીએ મને ઘડ્યો હતો
તે શિલ્પીની ચરણરજ માટે
હું
જન્મજન્માંતરથી પ્રતીક્ષા કરું છું
પણ
હું
ગર્ભમય થઈ જાઉં છું
ત્યારે પણ
બા કહેતી હતી કે
'તારા કલ્પેશની છાતીએ...!'
પણ
બા તો હજી યે એવી ને એવી જ છે!
□

## પ્રતિઘોષ

### મદનકુમાર અંજારિયા

લખું નિત નવો શ્વાસ વળતી ટપાલે!
મળે ઉષ્ણ ઉચ્છ્વાસ વળતી ટપાલે!

અને પત્ર પ્રિયતમનો આવ્યો અહીં પર;
જશે નામની લાશ વળતી ટપાલે!

તને કાલ્પનિક મોકલી પત્ર, પામ્યો
નયન કાજ ભીનાશ વળતી ટપાલે!

લખે પૂર્વને સૂર્યનો પત્ર પશ્ચિમ;
મળે શુભ્ર અજવાસ વળતી ટપાલે!

ગગન મોકલે મસ્ત ફોરાં ધરાને;
ધરા પાઠવે ઘાસ વળતી ટપાલે!

લખી મોકલું એક મિસરો અને હું!
ગઝલ મોકલે પ્રાસ વળતી ટપાલે!

છું પરબીડિયું ગેરવલ્લે જનારું!
લખાયું હતું ખાસ વળતી ટપાલે!

# માણુરાજ

દાન વાઘેલા

માણુરાજ....માણુરાજ...માણુરાજ....માણુરાજ....

મંડપ મણિનગરમાં રોપ્યો,
ભરચક ખાલીપાને જોખ્યો;
તડકા કેસરથી છંટાણું,
ચોરસ કુંડાળે હોમાણું,
અમને મીંઢળ-બાંધી વેચ્યાં.
અમને અજવાળે ઉલેચ્યાં.

સૈયર ! કાલ બની છે આજ !
સૈયર ! લૂંટયા લખ-લખ રાજ !
સૈયર ! ઢીંગલીઓ શણગારી કંકુ ચોડયાં માણુરાજ ?

માણુરાજ....માણુરાજ...માણુરાજ....માણુરાજ....

॥ નીંદરમાં નખ્ખ ખોળી આંજ્યો ઉજાગરો
ને છાતીઢક ઓઢયો છે ડૂમો,
હાથોમાં મહેંદીથી મહોરી છે હોળી
ને સ્પર્શોની લૂમઝૂમ લૂમો. ॥

સૈયર ! પલક પાંપણે બોળ્યાં,
અમને રામણ-દીવે રોળ્યાં,
અમને ચોખલિયાળી ચૂંદડીએ ઢંઢોળ્યાં માણુરાજ !

માણુરાજ....માણુરાજ....માણુરાજ....માણુરાજ.... !

॥ પડતર પરસેવાની પડખામાં ગંધ
ક્યાંક ધસમસતા ડંખીલા ડાઘ,
સપનામાં અંગતના અણદીઠા રંગ
હવે ચીતરે છે આપાઢી આભ. ॥

સૈયર ! અપટીક શ્વાસે ઘોળ્યાં,
અમને હતાં-હશુંમાં ખોળ્યાં,
અમને તલાવડીની વડપૂજાએ ડૂહોળ્યાં માણુરાજ !

માણુરાજ...માણુરાજ...માણુરાજ...માણુરાજ !

## વરસાદ

### દિલીપ જોશી

એટલું રે આકાશ વરસ્યું એટલું રે આકાશ
જીવમાં ફૂણું ઘાસ ઊગ્યું રે જીવનું ફૂણું ઘાસ....

આભને કદી વાગતી નથી ટહુકાઓની ઠેસ
કુંજડીઓનાં પગલે ઊડ્યો ઝળઝળિયાંનો દેશ
નેજવું કરી જોઉં તો ચાલી પોઠ ભરીને પ્યાસ.

વીજળીના એક ચમકારામાં ભવની ઝાકમઝોળ
પાંદડે-પાંદડે મોતી ગણતું સપનું જળબંબોળ
ભરબપોરે પ્રગટે સમી સાંજ સમો આભાસ!

શાપ ઊઘાડું બારણું અને પંડમાં આવ્યા રામ
ઓસરીથી ઓતરાદી શેરી ઊઘડે રે સૂમસામ
આપણી વચ્ચે પથરાયા રે ફુલગુલાબી શ્વાસ!

એટલું રે આકાશ વરસ્યું એટલું રે આકાશ
જીવમાં ફૂણું ઘાસ ઊગ્યું રે જીવનું ફૂણું ઘ.સ!

## સ્મૃતિ

### દિલીપ જોશી

ઝાંખાં પાદર-કૂવા-ઝાડ
ઝાંખાં શૈશવની'ર્યાં લાડ
ઝાંખું સાવ રે જૂનું આકાશ....
ઝાંખાં ઝમરખ દીવે શ્વાસ
ઝાંખાં અવસરના ઉલ્લાસ
ઝાંખાં પાછલા પહોરનાં એંધાણ....
ઝાંખો વરસે કરચરઘાણ
ઝાંખાં સપનાઓ પાષાણ
ઝાંખાં આંખનાં અવાવરું મેદાન...
ઝાંખાં મહેલ ને મકાન
ઝાંખાં ભીનાં ભીનાં ભાન
ઝાંખાં ઓગળે પહાડ જેવા પહાડ....
ઝાંખાં પાદર-કૂવા, ઝાડ....
ઝાંખાં શૈશવની'ર્યાં લાડ....

# ઇથાકા

## કૉન્સ્ટન્ટીન કવૅફી

જ્યારે તમે ઇથાકાની સફરે નીકળી પડો
ત્યારે એવી પ્રાર્થના કરો કે તમારો પંથ દીર્ઘ હો.
સાહસો અને અનુભવોથી ભર્યોભર્યો હો.
માનવભક્ષીઓ અને દૈત્યો
અને ક્રુદ્ધ સાગરદેવતાથી ડરશો નહીં.
તમારા વિચારો જો ઉન્નત હશે અને એક ચોક્કસ લાગણી
તમારા દેહમનને સ્પર્શી રહી હશે
તો તમારા પંથમાં આવા કોઈ નહીં આવે.
માનવભક્ષીઓ અને દૈત્યો
અને ક્રુદ્ધ સાગરદેવતા —
તમારા મનમાં જો એમને સાથે નહીં રાખો
તમારું મન જો તમારી સમક્ષ એમને ઉપસ્થિત નહીં કરે
તો તમને પંથમાં સામા નહીં મળે.
તો એવી પ્રાર્થના કરો કે પંથ દીર્ઘ હો.
ગ્રીષ્મની એવી અનેક સુંદર સવારો આવે
જ્યારે તમે આનંદ અને ઉમંગથી
વણદીઠેલાં બંદરોમાં પ્રવેશ કરતા હો પહેલી વાર.
થોભજો ફિનિશિયાના બજારોમાં
અને વેપારવણજની સુંદર ચીજો ખરીદજો
મોતી, માણેક અને પરવાળાં,
વળી સુગંધિત અત્તરો
જેટલાં ખરીદી શકાય એટલાં મનને તરબતર કરતાં અત્તરો ખરીદો.
તમે જનો ઇજિપ્તનાં અનેક નગરોમાં

વિદ્વાનો પાસેથી જ્ઞાનનો સંચય કરવા.
હમેશાં તમારા મનમાં રાખજો ઈથાકા
એ તમારી આખરી મંજિલ છે
પણ જરાય ઉતાવળ કરશો નહીં સફર દરમ્યાન.
વર્ષો સુધી સફર ચાલતી રહે તે ઇષ્ટ છે
જેથી તમે જ્યારે એ ટાપુ પર પહોંચો ત્યારે વૃદ્ધ થયા હો,
માર્ગમાં જે જે મળ્યું તેનાથી સમૃદ્ધ થયા હો.
ઈથાકા તમને સંપત્તિ આપશે એવી આશા રાખશો નહીં.
ઇથાકાએ તો તમને આ સુંદર સફર કરાવી છે, એટલું.
તેના વિના તમે પંથ પર કદી નીકળી ન પડ્યા હોત.
પણ ઈથાકા પાસે તમને આપવાને બીજું કંઈ નથી.
ઈથાકા જો દરિદ્ર હોય, તો એવું ન સમજતા કે તેણે તમને છેતર્યા છે.
તમે જે જાતજાતના અનુભવો મેળવ્યા છે, જે મહાન જ્ઞાન મેળવ્યું છે,
તેનાથી તમે ઈથાકાનો મર્મ અવશ્ય સમજી શક્યા હશો.

અનુવાદ : સોમાભાઈ પટેલ
(John Mavrogordateના અંગ્રેજી અનુવાદ પરથી)

---

## ડૉ. જયન્ત પાઠક કવિતા–પુરસ્કાર

સુરતની એમ. ટી. બી. આર્ટ્સ કૉલેજ તરફથી પ્રતિ વર્ષે અપાતો ડૉ. જયન્ત પાઠક કવિતા–પુરસ્કાર, ૧૯૮૪ના વર્ષ માટે શ્રી વિનોદ જોશીના કાવ્યસંગ્રહ 'પરંતુ'ને મળે છે. નિર્ણાયકો હતા સર્વશ્રી ભગવતીકુમાર શર્મા, જયન્ત પારેખ અને ચંદ્રકાન્ત શેઠ.

*

## શ્રી રાજેન્દ્ર શાહને પુરસ્કાર

ભારતીય ભાષા પરિષદ, કલકત્તા તરફથી ગુજરાતી ભાષામાંથી કવિ શ્રી રાજેન્દ્ર શાહના કાવ્યગ્રંથ 'સંકલિત કવિતા'ને પુરસ્કાર એનાયત થયો છે.

---

# વિફળતાનો ઇતિહાસ

જગદીશ વ્યાસ

લાખ જણ લખતા, જીવીને કેટલા લખતા ગઝલ?
આપણી પાસે ફક્ત 'ઈર્શાદ'નું દૃષ્ટાંત છે!
– ચિનુ મોદી 'ઈર્શાદ'

દિલીપ વ્યાસના પ્રથમ ગઝલસંગ્રહ 'ઊભો છે સમય બહાર'*થી જીવીને ગઝલ લખનારનું 'ઈર્શાદ' પછીનું બીજું દૃષ્ટાંત પ્રાપ્ત થાય છે. હા, દિલીપ જે જીવે છે એ જ લખે છે. ભૌતિક જીવન તો ઠીક પણ એનું મનોજીવન, અને એ ય સવિશેષ, દિલીપની ગઝલોમાં ઊતર્યું છે. દિલીપ લાગણીથી જીવે છે આ વાત એના જ શબ્દોમાં જોઈએ :

કયાં હું મહિમા કોઈનો યે ગાઉં છું,
લાગણીનો માર્યો હું ખેંચાઉં છું.
(પૃ. ૩૫)

દિલીપ માત્ર લાગણીથી જીવે છે. 'સમજણ', 'બુદ્ધિ' વગેરે માટે એને સખત અણગમો છે. એને લીધે કેટલાક પ્રશ્નો પણ થતા હશે, છતાં દિલીપ તો કહેવાનો :

રળિયામણા છે ડુંગરા સમજણના દૂરથી જ–
તેને કરી સલામ! પકડીએ ફરી સડક.
(પૃ. ૪૮)

કહે છે ફકીરી, કહે ઘાવ કારી,
નથી જિંદગી બુદ્ધિની સાઠમારી.
(પૃ. ૬૬)

સમજણના આ અસ્વીકારનું કારણ, સમજણથી કંઈ પ્રેમ પામી શકાતો નથી એવી સમજણ હશે? કે પછી પ્રેમ આગળ સમજણ આપોઆપ ખસી જતી હશે?

નીકળ્યાં ઠાઠથી તારાં સ્મરણો–
માર્ગ દેવાને સમજણ ખસી ગઈ.
(પૃ. ૭૦)

ખરી વાત તો એ છે કે પ્રેમે દિલીપના અસ્તિત્વમાં એટલી બધી જગા રોકી લીધેલી છે કે અન્ય બાબતો માટે અવકાશ જ નથી. એ કારણે જ દિલીપની ગઝલોમાં પ્રેમ સિવાયના વિષયો નિરૂપાયા નથી પણ દિલીપને એની ફિકર નથી :

તારા વિષયમાં મારી કવિતાને શી ફિકર?
તું બદ્ધતા નથી, વળી વ્યાપી રહ્યો છું હું.
(પૃ. ૬૮)

પ્રણયની ઝંખના, એકલતા વગેરે વિષયક શે'રો આ સંગ્રહમાં ક્યાંક ક્યાંક મળી આવે છે, પરંતુ વધારે તો પ્રણયની નિષ્ફળતા પછીની અનુભૂતિને જ વિવિધ રૂપે અહીં વ્યક્ત કરાઈ છે. દિલીપે કરેલો નિશ્ચય અહીં સાચો પડતો જણાય છે. એટલે કે વિફળતા વિશે ઇતિહાસ લખવામાં એને ખરેખર સફળતા મળી છે :

સફળમાં સફળ રીતથી ખાસ લખશું,
વિફળતા વિશે એક ઇતિહાસ લખશું.
(પૃ. ૪૦)

દિલીપનો પ્રેમ ઇશ્કે-હકીકી નથી, ઇશ્કે-મિજાજી છે. એ આ પૃથ્વી પરની પોતાના જેવી જીવતીજાગતી વ્યક્તિને પ્રેમ કરે છે અને એટલે જ પોતાના પ્રેમનો પ્રતિભાવ માગે છે:

મારી ચાહતનો કશો પ્રતિભાવ મારે જોઈએ,
સાંજ સમયે આભમાં લાલાશ મારે જોઈએ.
(પૃ. ૫૫)

* 'ઊભો છે સમય બહાર', પ્રકાશક: અક્ષરી, ૫/એ હરિહર સોસાયટી, આશ્રમ માર્ગ, અમદાવાદ–૧૪.

પણ-સામી વ્યક્તિ તરફથી ઇચ્છિત પ્રતિભાવ સાંપડતો નથી. અને સંબંધ બંધાઈને વિકસે ત્યાં જ જાણે છૂટા પડવાનું બને છે. દિલીપ એ વખતે સમજાવી પણ જુએ છે :

ભાગલા નું પાડ ના સંભાવના,
છે હજી કોઈ ક્ષણો તો પામવી.

(પૃ. ૩૮)

એ પ્રયત્ન સફળ થતો નથી, અને એક યા બીજા કારણે છૂટા પડવું જ પડે છે, જુદાઈ સ્વીકારવી જ પડે છે. અસ્તિત્વના સમૂળા વિનાશના—વિકૃતતાના આ કારમા અનુભવને દિલીપ 'હડપ્પા'ના પ્રતીક દ્વારા અપૂર્વતાથી અને અત્યંત બળકટ રીતે આકૃતિબદ્ધ કરે છે—

હું બન્યો છું એક ભાંગેલું હડપ્પા;
ખેર, તારી વાત કર, તું શું બની છે?

અહીં મીરનો એક શે'ર સરખાવી જોવો રસપ્રદ થઈ પડશે. એ શે'રના બોલકાપણા સામે દિલીપનો ઉપર ટાંકેલો શે'ર મૂકી જોતાં દિલીપનું સામર્થ્ય જણાઈ આવશે. પોતાની વાત અડધેથી છોડીને સામી વ્યક્તિને પ્રશ્ન પૂછવાની છટા દિલીપના શે'રમાં એક પ્રકારના પૌરુષનો અનુભવ કરાવે છે. મીરનો શે'ર છે·

दिल वो नगर नहीं कि फिर आबाद हो सके
पछताओगे सुनो हो ये बस्ती उजाड़ कर

પ્રિયની પ્રાપ્તિ ન થઈ, તો એને ભૂલી જવી જોઈએ. પણ એમ ભૂલી જવું આસાન ક્યાં છે? ભૂલી નહિ શકવાની દિલીપને ખાતરી છે, એટલે તો એ દૃઢ નિર્ધાર કરે છે :

કરી વજ્જર સમી છાતી તને ભૂલી જવી છે,
હવે આખી અને આખી તને ભૂલી જવી છે.

(પૃ. ૭૧)

પણ એમ તો ક્યાંથી ભૂલી શકાય? કેમકે, પ્રેમ દિલીપ માટે સમગ્ર અસ્તિત્વની પ્રવૃત્તિ છે પ્રાચીન ઋષિઓને દેવતાઓ માટે હોય એવો જ ભાવ દિલીપને પ્રેમ માટે અને તેથી પ્રિય પાત્ર માટે હોવાના સંકેત નીચેના શે'રોમાંથી સાંપડે છે :

મંત્રોની જેમ કોઈનાં સ્મરણો ભણાય છે,
મારામાં ખૂબ જોખમી રમતો રમાય છે.

(પૃ. ૫૧)

આજ ઉચ્ચારાય કોઈ નામની મંજુલ ઋચા,
વેદના! શરણાઈનો સંગાથ મારે જોઈએ.

(પૃ. ૫૫)

પ્રેમ કરવો એ કેટલું મુશ્કેલ છે, એમાં જગત સાથે તો ઠીક પણ જાત સાથે ય લડવું પડે છે આ જાણીતી વાતને નારી વિશેની એક જાણીતી વ્યાપ્તિ સાથે મૂકીને દિલીપ એક નવો સંદર્ભ રચી આપે છે:

જાત સાથે પણ લડી ચાહી તને મેં,
તું હમેશાં યુદ્ધનું કારણ બની છે!

(પૃ. ૬૩)

આટલી સચ્ચાઈ, ગંભીરતા અને પવિત્રતા હોવા છતાંય, જાત સાથે પણ લડ્યા પછી ય, પ્રેમમાં સાંપડેલી નિષ્ફળતા દિલીપને વૈરાગ્ય તરફ લઈ જાય છે :

કશું ભૂલવાને અને યત્ન માંડ્યો,
ધુમાડો, હવા, આંસુઓ, સંગ ભગવા.

(પૃ. ૩૧)

આમ, ભગવા રંગ તરફ દિલીપ વળી તો જુએ છે, પરંતુ એ એના માટે સહજ નથી. દિલીપ આસક્ત છે, વૈરાગ્ય એના માટે 'મહેમાન' છે. દિલીપે પોતે જ એની કબૂલાત આપી છે :

અનાસક્તિ મહેમાન છે જાત માટે,
અદબ રાખવા ઈન્દ્રિયોને વિનવશું.

(પૃ. ૪૦)

લાગણીને મેં ફરીથી ઘર ગણી.
-ને ગણ્યું છે તત્ત્વને મહેમાનમાં.

(પૃ. ૪૧)

પ્રણયની વિફળતાને લીધે દિલીપ એક તરફ ભગવા રંગ તરફ વળે છે તો બીજી તરફ શબ્દ-કવિતા-ગઝલ તરફ વળે છે. પ્રિયતમાના બંધ દ્વાર એને પ્રિયતમાની ગલીમાંથી શબ્દોના માર્ગ તરફ વાળી દે છે અહીં દિલીપને વિપરીત અનુભવ થાય છે. પ્રિયતમાના બંધ દ્વારની સામે અહીં શબ્દના સામ્રાજ્યમાં દિલીપનું શાહી ઠાઠથી સન્માન થાય છે :

શબ્દમાં મારી સવારી આવતાં,
અર્થની તોપો ફૂટે છે માનમાં,

(પૃ. ૪૧)

પછી તો શબ્દ-કવિતા ગઝલ સાથે એવો તો ઘરોબો બંધાઈ જાય છે કે—

હું ગઝલમાં ને ગઝલ મારા મહીં,
નાખીએ પાસા પરસ્પર દાવામાં,

(પૃ. ૧૪)

દિલીપ પ્રિયતમાને ગઝલ સાથે સરખાવી જુએ છે, અને પછી પ્રિયતમાના સ્થાને ગઝલને સ્થાપીને બેફિકર થઈ પોતાની જાત ગઝલને હવાલે કરે છે :

કેમ હલચલ આમ મારામાં મચી છે ?
ક્યાં ગઝલ સાથે તને સરખાવવી છે ?

(પૃ. ૫૫)

સળગતો પ્રશ્ન છતાં બેફિકર છું કારણ કે
ભલે હું ઊંઘતો, જાગે છે ગઝલ મારામાં.

(પૃ. ૪૪)

ક્યારેક વાતચીતમાં, દિલીપને ચીડવવા જ ખાસ તો, આપણે એવો અભિપ્રાય આપ્યો હોય કે 'ગઝલ એટલે શબ્દોની ગોઠવણી' તો દિલીપ ખરેખર ચિડાય છે. કારણ કે એ કાવ્ય-સર્જનને અતિ ગંભીર પ્રવૃત્તિ ગણે છે. દિલીપ જે ભૂમિકાએ પ્રેમ અને આધ્યાત્મિકતાને સાંકળે છે એ જ ભૂમિકાએ એ પ્રેમ અને કવિતાને પણ સાંકળે છે. પ્રેમ અને આધ્યાત્મિકતા તથા પ્રેમ અને કવિતાને એકસાથે મૂક્યા પછી એ જ્યારે આધ્યાત્મિકતા અને કવિતાને એકસાથે મૂકી આપે છે ત્યારે એક વર્તુળ પૂરું થાય છે, દિલીપની અનુભૂતિની સચ્ચાઈ પ્રગટી આવે છે :

અહીં હું મુક્ત મને કાવ્યયોગ માણી લઉં,
મને ય દોહ્યલું તે તત્ત્વ પ્રગટ મારામાં.

(પૃ. ૪૪)

દિલીપની ગઝલોમાં પ્રેમની - નિષ્ળ પ્રેમની-વાત આવે છે. એટલા જ કારણમાત્રથી એ આપણને ગમે છે એવું નથી ઉપર ટાંકેલા શે'રો વાંચતાં જણાશે કે સંવેદનની સચ્ચાઈ, ભાષા-વિચારની સરળતા અને સફાઈ તથા સાર્થક કલ્પન-પ્રતીકની યોજનાનો પણ એમાં નાનોસૂનો ફાળો નથી; ઉપરાંત સીધી-સાદી વાતને વળ ચડાવીને કહેવાની આગવી છટાથી, સંવેદનની તીવ્રતાથી, કલ્પનાન્નાવિન્યથી કે ઉપમા, રૂપક, ઉત્પ્રેક્ષા

આદિ અલંકારોના અપૂર્વ વિનિયોગથી આપણને આકર્ષી લેતા દિલીપના આવા તો અનેક શે'રો ટાંકી શકાય:–

મારે તો સપનું જ કડવું ફળ સ્વર્યું,
તારે સપનાંનાં યે પાછાં ફળ હતાં?

(પૃ. ૧૮)

શું કરું હું આ સ્વયં–પર્યાપ્તતા,
જેની ખુદ તકતી ય સમસમતી રહે.

(પૃ. ૪૩)

મારું જ નામ તોડવામાં મસ્ત હોઉં છું,
ક્યારેક તો હું ખૂબ જબરજસ્ત હોઉં છું.
કાગળ બનીને કોઈમાં ઊડયો છું ચોતરફ,
હું આગવી જ રીતથી ગ્રંથસ્થ હોઉં છું.

(પૃ. ૩૬)

છાતીમાં ભૂતિયા મકાન જેમ આજકાલ,
મધરાત જેવું થાય અને દર્દ વાય છે.

(પૃ. ૫૯)

તારા વિચાર મધ્યે હું ઊભો વિષાદગ્રસ્ત,
એ ચિત્રમાં દિવસો રૂપી રંગો પુરાય છે.

(પૃ. ૫૨)

કોયલા માફક વીંઝાયો હર અભાવ,
જીવવું જાણે ઊઠેલા સોળ છે.

(પૃ. ૨૧)

અત્તરની જેમ દોસ્ત! કુતૂહલ ઊડી ગયું–
જાણે મને ય પૂમડું રૂનું જ ગણીને.

(પૃ. ૫૭)

દિલીપની ગઝલોને પણ મર્યાદાઓ નથી એમ નથી. સર્જક-મથામણ ઓછી પડવાને કારણે બંને મિસરા સામાન્ય થઈ જતા હોય એવું કે શે'રનો પહેલો મિસરો સાંભળ્યા પછી ઊભી થયેલી આપણી અપેક્ષા બીજો મિસરો સામાન્ય આવવાથી ન સંતોષાય એવું પણ ક્યારેક બને છે:

ખીલી જશે એવી રીતે મારામાં ગઝલ પણ,
જેવી રીતે કાદવમાં ખીલી જાય છે કમળ.

(પૃ. ૪૮)

ટૂંકી પાડી દુન્યવી હર માપણી,
કાવ્યના રણમાં ડૂબી એક સાંકળી.

(પૃ. ૩૮)

જો કે અહીં કહેવું જોઈએ કે બીજા શે'રમાં છે એ મર્યાદા માત્ર દિલીપની નથી, કદાચ સ્વરૂપની છે. સર્જકતા સ્વરૂપની મર્યાદાને ઓળંગી જવામાં છે એ ખરું, પરંતુ સિદ્ધહસ્ત ગઝલકારોમાંથી પણ આવાં ઉદાહરણો મળી આવે છે. પૃ. ૨૧ પરની ગઝલના એક શે'રનું ઉદાહરણ આપેલું છે. એમાં પ્રાદેશિક ઉચ્ચાર પ્રમાણે 'કોરડા'ના સ્થાને દિલીપ 'કોરડો' મૂકે છે (મુદ્રણદોષ હશે?) તેથી અર્થ પામવામાં મુશ્કેલી અનુભવાય છે. ઉપરાંત 'દમ કાઢ્યા કરે' જેવા શબ્દપ્રયોગ પણ સુભગ નથી લાગતા.

રાત–દિ' દોડાવી એનો કેમ દમ કાઢ્યા કરે?
કસ્તૂરીને પણ હરણમાં ક્યાંય પણ ગમતું નથી!

(પૃ. ૫૪)

જરૂરી સંદર્ભ ન આપ્યા હોય ત્યારે કે દિલીપ પોતે જ પૂરો સ્પષ્ટ ન હોય ત્યારે એના કોઈ કોઈ શે'રમાં દુર્બોધતા પ્રવેશી ગઈ હોય એવું પણ બન્યું છે:

વલયમાં બધી વેદના ઢાળવીશું,
હવે વૃક્ષ માફક નથી કંપવું.

(પૃ. ૭૬)

ભરો શ્વાસ કે શબ્દમાં છિદ્ર પડશે,
હવાઓનું પણ હળવું-મળવું પ્રયોજો.

(પૃ. ૩૩)

થોડાક ફેરફાર સાથે મિસરાનું પુનરાવર્તન પણ દિલીપ-માં જોવા મળે છે. અગાઉની ગઝલમાં વારંવાર આવી ગયેલો એક વિચાર દિલીપ નીગઝલમાં પણ ફરી એક-વાર ડોકાઈ જાય છે. અલબત્ત, એના નિજી, અનુભવ-માંથી આ વિચાર આવ્યો હશે, તોપણ એ અતિ સામાન્ય થઈ ગયો છે :

ના જાણ થાય એમ, સરકતા રહ્યા મિત્રો,
સારું થયું : એકાંતને પગભર કરી લીધું.

(પૃ. ૫૩)

દિલીપ પોતાની નિખાલસતાને ઉપસાવવા માટે દોસ્તો પર ઉઝરડા કરે છે ત્યારે એ આપણને કલાનુભવ કરાવવામાં પાછો પડે છે –

એટલે મારી નિખાલસતાને ગાળો ભાંડે,
દોસ્તોને ઘણુંય હોય છે સંઘરવાનું.

(પૃ. ૭૩)

દિલીપ છંદો પર સારો એવો કાબૂ ધરાવે છે. એ મોટે ભાગે પ્રચલિત છંદોને જ ખપમાં લે છે, છતાં અભિવ્યક્તિની જરૂરિયાત મુજબ એ પ્રચલિત છંદમાં છેલ્લે એક 'ગા' ઉમેરીને પોતાને અનુકૂળ એવું વાહન ઉપજાવી લે છે –

ખૂબ સંભારી તને મેં બહુ રડી છે,
તું હમેશાં છીપમાં મોતી બની છે.

(પૃ. ૬૭)

અન્યથા છંદો પર સારો કાબૂ ધરાવતો દિલીપ સંગ્રહની ચોસઠમાંથી બે-પાંચ ગઝલોમાં છંદ માટે બેકાળજી બતાવે છે ત્યારે નવાઈ લાગે છે. બે શે'ર જુઓ :

નદીની રેતમાં રમતું નગર મળે ન મળે,
ફરી આ દૃશ્ય સ્મૃતિપટ ઉપર મળે ન મળે.

– આદિલ મન્સૂરી

આજ વરસાદ નથી એમ ના કહેવાય રમેશ,
એમ કહીએ કે હશે આપણે ભીના ન થયા.

– રમેશ પારેખ

આદિલ મન્સૂરી અને રમેશ પારેખે વધુ ખેડેલા આ અલગ અલગ છંદોનું (ઘણીવાર રમેશ પારેખ પણ કરે છે એમ) દિલીપ કોઈ વિચિત્ર પ્રકારનું મિશ્રણ કરી નાખે છે–

તમામ સ્વર્ગ ને તમામ નરક મારામાં,
ફકીર મોજથી ફૂંકે છે ચલમ મારામાં.

(પૃ. ૪૪)

કોઈ ક્ષણ તળિયે વળી કોઈ ક્ષણ સપાટીએ,
શક્ય હો તેટલું પ્રસરીને તને ચાહી છે.

(પૃ. ૬૯)

દિલીપ ક્યારેક અણજાણપણે આવાં મિશ્રણ કરે છે તો ક્યારેક જાણી બૂઝીને પણ છંદની અવગણના કરે છે. નીચેની ગઝલ આખી વાંચતાં ખ્યાલ આવે છે કે દિલીપના મનમાં 'ગાગા લગા લગાગા ગાગા લગા લગાગા' છંદ છે. પરંતુ દિલીપનો કાફિયા–રદીફનો પ્રેમ અને ભાવ માટેનો અહોભાવ છંદોભંગ કરાવીને જ જંપે છે -

પથ્થરના નિખાલસ એવા પ્યારને ચાહીશું,
ચાહીશું હિમાલયને ગિરનારને ચાહીશું.

(પૃ. ૭૨)

દિલીપનું અનુસંધાન સ્પષ્ટપણે પરંપરા સાથે છે, આધુનિકતા સાથે નહિ, આધુનિકતાની ઓળખ માટે J. A. Cuddon દર્શાવે છે એવી લાક્ષણિકતાઓ દિલીપની ગઝલોમાં ખાસિયત રૂપે ક્યાંય દેખાતી નથી—'As far as literature is concerned modernism reveals a breaking away from established rules, traditions and conventions, fresh ways of looking at man's position and function in the universe and many (in some cases remakable) experiments in form and style.'૧

દિલીપને નગર માટે અણગમો છે. પરંતુ એટલા ઉપરથી જ એને આધુનિક કહી શકાય એમ નથી. કેમ કે એ અણગમાની પાછળ ધીરુ પરીખ આધુનિક સર્જકો માટે જણાવે છે એવાં કારણો નથી: "યંત્રસંસ્કૃતિ અને ઔદ્યોગિક ક્રાંતિ પછી માનવજાતે ભૌતિક સમૃદ્ધિનાં એક પછી એક શિખરો સર કરવા માંડયાં તેની વિપરીત અસરો ક્રમશઃ મૂલ્યહ્રાસ, સંવેદનજડતા, માનવ-માનવ વચ્ચેના તથા માનવ અને સમાજ વચ્ચેના ભાવાત્મક તેમજ ભાવનાત્મક સંબંધો-સંયોગોના તિરોધાનમાં પરિણમી. આ બધું સંવેદનશીલ સર્જકને ખટકવા લાગ્યું. આ બધું નગરવાસીના અનુભવ-જગત-નો વિષય બન્યું. આથી નગરવાસી સર્જકને નગર — યંત્રસંસ્કૃતિ અને ઔદ્યોગિક ક્રાંતિએ જન્માવેલા નગર-પ્રત્યે નફરત જાગી." દિલીપના અણગમાનું કારણ તો જુદું છે પ્રેમ માટેની અબૂઝ પ્યાસ અને પ્રેમની અપ્રાપ્તિને કારણે જ એને તો નગર ગમતું નથી.

આ તરસમાં ને તરસમાં ક્યાંય પણ ગમતું નથી,
આવડા મોટા નગરમાં ક્યાંય પણ ગમતું નથી
(પૃ. ૫૪)

પ્રેમનું સ્વપ્ન આંખમાં લઈને મરવાનું,
આ નગરમાં વિશેષ કંઈ જ નથી કરવાનું.
(પૃ. ૭૩)

આપણે ત્યાં ગુજરાતીમાં ૧૯૬૫ના અરસાથી શરૂ થયેલા ગઝલના નવા પ્રવાહ સાથે દિલીપનો સંબંધ નહિવત્ છે. આદિલ, મનહર, ચિનુ, મનોજ, રમેશ, ભગવતીકુમાર, અદમ, નયન, જયેન્દ્ર વગેરે ગઝલકારોએ ગઝલમાં વિષય, કાફિયા-રદીફ, મત્લા-મક્તા, છંદ પ્રતીક કલ્પન-પુરાકલ્પન, ઈન્દ્રિયવ્યત્યય, શૈલી તેમજ ભાષાના ક્ષેત્રે કરેલા આધુનિકતાના નિદર્શક પ્રયોગોથી દિલીપની ગઝલો દૂર રહે છે. અપવાદરૂપે દિલીપ સ્વાનુસારી કાફિયાની રદીફશૂન્ય ગઝલ (પૃ. ૨૩) કે સળંગ મત્લા-ગઝલ (પૃ ૩૫) આપે છે; પરંતુ પ્રયોગ એ દિલીપનું સ્વભાવ-સહજ લક્ષણ લાગતું નથી.

દિલીપે પ્રસંગોપાત ગલી, મોતી, પરપોટા, પગલાં જેવા પરંપરિત ગઝલનાં પ્રતીકો; સૂર્ય, ચાંદ, ગટર ચન્દ્ર જેવા આધુનિક ગઝલના પ્રતીકો અને બહુધા જળ, માછલી, પાતાળ- કૂવો ડાળી, સાંજ, વૃક્ષ, શંખ, દીવો, શિખામણ, તુલસીની માળા, ભગવો રંગ, ધજા, કિલ્લો, ઘેરાવ, કોટ-કાંકરી, બુદ્બુદ ઈતિહાસ, અને છૂંદણાં, જેવા અનાયાસે જ કર્ણમધુર બનેલાં પ્રતીકોનો વિનિયોગ પોતાની ગઝલોમાં કર્યો છે. આ પ્રતીકો દ્વારા આધુનિકતાનો નહીં, પરંતુ દિલીપના પ્રેમની જ વિવિધ અનુભૂતિઓનો વિવિધ રૂપે બોધ થાય છે

દિલીપની ચોસઠમાંથી એક ગઝલ નવ શે'રની છે; બે ગઝલ સાત શે'રની છે; આઠ ગઝલ છ શે'રની છે. ચુમ્માલીસ ગઝલ પાંચ શે'રની છે અને નવ ગઝલ ચાર શે'રની છે. આ આંકડાઓ જોતાં જણાશે કે શે'ર-સંખ્યાની બાબતમાં પણ દિલીપનું વલણ પ્રયોગાત્મક નથી. એ મોટે ભાગે પાળ ઓળંગતો નથી. છતાં તાણી-તૂસીને ય પાંચ શે'ર કરવા જ એવું પણ એ નથી માનતો, એટલે તો એની નવ ગઝલ ચારચાર શે'રની છે.

આધુનિક ગઝલની ખાસિયતરૂપ પીંછું, મૌન, ઓટ, રેતી જેવી નામવાચક રદીફ દિલીપ પ્રયોજતો નથી. 'હિમાળો' (પૃ. ૩૦) જેવી રડીખડી ગઝલ બાદ કરતાં એ મોટે ભાગે ક્રિયાપદ કે સહાયકારક ક્રિયાપદને જ રદીફરૂપે પ્રયોજે છે.

દિલીપ પ્રયોગો નથી કરતો એનું એક કારણ એ છે કે એને સ્વ-અભિવ્યક્તિ માટે પ્રયોગો અનિવાર્ય નથી લાગતા. પોતાની અનુભૂતિને સચોટતાથી વ્યક્ત કરવામાં ગઝલ પૂરતી કાર્યસાધક નીવડતી હોય ત્યારે માત્ર દેખાદેખીથી કે કેવળ આધુનિકમાં ખપવાની લાલચ-થી પ્રયોગો કરવામાં દિલીપને રસ નથી. ગઝલ પરનો કટાક્ષ ગાળી નાખીને લાભશંકર ઠાકરનું આ કથન જોઈએ તો, દિલીપને આવી કોઈ અનુભૂતિ વ્યક્ત કરવી નથી એટલે એના માટે ગઝલનું પરંપરાપાત્ર સ્વરૂપ અનુકૂળ સાબિત થાય છે: "...આત્મસાત્ કરતાં કરતાં રચાયા હતા તે સ્તંભો કડડભૂસ તૂટી રહ્યા છે આંતરિક શબ્દ ચેતનામાં, લય ચેતનામાં નિરાધાર છે બધું અંદર ગબડે છે, ખખડે, તૂટે છે, ચિરાય છે, અથડાય છે, પછડાય છે. આડું અવળું ઈધરતીધર ચિત્રવિચિત્ર સંકુલ, તેમાં ગીત-ગઝલનું સિમ્પલ ગાણું ગાઈ શકાય તેમ રહ્યું નથી, સળંગ."૩

પ્રયોગો નહિ કરવાનું બીજું અને મહત્ત્વનું કારણ એ છે કે દિલીપને ગઝલના મિજાજમાં રસ છે. મિજાજ અળપાઈ જતો હોય એવા કોઈ પ્રયોગને એ આવકારતો નથી. ધીરેન્દ્ર મહેતાનું આ નિરીક્ષણ અહીં ઉપયોગી જણાશે: "(પ્રયોગો દ્વારા) ઉત્તમ કવિતા સિદ્ધ થતી હોય એવી રચનાનો કાવ્ય-સ્વરૂપે સ્વીકાર થશે, પરંતુ એ રચનાનો ગઝલરૂપે—એક વિશિષ્ટ કાવ્ય-સ્વરૂપ તરીકે સ્વીકાર કરવામાં મુશ્કેલી પડશે."૪ દિલીપની રચનાઓ-નો ગઝલરૂપે સ્વીકાર કરવામાં આપણને સહેજે ય મુશ્કેલી પડતી નથી. કેમકે એની ગઝલોમાં મિજાજ અકબંધ જળવાઈ શક્યો છે.

દિલીપનું અનુસંધાન પરંપરા સાથે છે એનો અર્થ એ નથી કે દિલીપ પરંપરામાં સમાઈ જાય છે. ખરું જોતાં દિલીપમાં પરંપરા વિકસે છે. પરંપરિત વિષય અને નિરૂપણરીતિની સાથે દિલીપ પોતાનું અંગત દર્દ, કેટલાંક નવાં કલ્પનો-પ્રતીકો અને વાતચીતની ભાષાની સ્વાભાવિકતા તેમજ અભિવ્યક્તિની આગવી છટાઓ ઉમેરીને તેમનો સમન્વય સાધે છે. અને એ દ્વારા ગઝલને તાજગી આપે છે.

દિલીપની ગઝલો વાંચતાં ગઝલકાર કલાપીનું પણ સહેજે સ્મરણ થઈ આવવાનું. બંનેના જીવન અને કવનના કેન્દ્રમાં પ્રેમ છે અને ગઝલ એમના બંનેના પ્રેમની અનિવાર્ય અભિવ્યકિત બને છે. પરંતુ દિલીપની ગઝલોમાં કલાપીની ગઝલોમાં જોવા મળે છે એ જીવન-જગત-મરણ વગેરે વિષયક પ્રશ્નો વિચારો કે તારણો નથી. બંને લાગણીથી દોરવાઈને ગઝલ લખે છે, પરંતુ દિલીપની ગઝલોમાં કલાપીની 'મસ્તી' નથી અને એથી જ કલાપી જેવી સ્વરૂપની અનવસ્થા કે ભાષાની અણઘડ-તા પણ નથી. દર્દ બંનેની ગઝલોમાં છે, પરંતુ 'ઈશ્કે

મિજાજ'માંથી 'ઇશ્કે-હકીકી'માં રૂપાંતરિત થતાં કલાપીના પ્રેમનું દર્દ ઉપશમન સાધે છે. જ્યારે દિલીપ એકવાર ઈશ્વર તરફ જઈને પાછો વળે છે. એટલે એનું દર્દ બેવડાય છે. ઘૂંટાય છે ચંદ્રકાન્ત શેઠ કલાપી માટે લખે છે: "એમની આ ગઝલોમાં શરાબ ને સાકી, ચમન ને ગુલ, પ્યાર ને ખંજર, સજા ને કજા, લાલી ને પાની — આ બધું મમલખ છે ગઝલ માટેનો તૈયાર મસાલો — એ માટેનો મિજાજ — નાટકિયો લાગે એ હદનો મિજાજ — એ પણ કલાપી પાસે હાજર છે. કલાપી ગઝલના આમરસ્તે સરિયામ રસ્તે ચાલે છે. એમાં ખૂબી કલાપીની અવારનવાર પ્રગટ થતી નિજી ચાલની છે."[5] આ સંદર્ભમાં જોતાં દિલીપે તૈયાર મસાલાનો ઉપયોગ કર્યો નથી એનું દર્દ પણ પોતીકું છે, એનો મિજાજ પણ પોતીકો છે ગઝલના આમ રસ્તે ચાલવાને બદલે એણે પોતાની આગવી કેડી કંડારી લીધી છે.

સમગ્ર રીતે જોતાં, ૧૯૬૫ના અરસામાં ગઝલમાં આવેલાં પરિવર્તનોને નહિ સ્વીકારીને, મરીઝ, શૂન્ય, સૈફ, બેફામ વગેરેની પરંપરાને દિલીપ આગળ વધારે છે એનું સૌથી વધારે સામ્ય મરીઝ સાથે છે. મરીઝની ઈશ્વર આસ્થા, સુરાપ્રીતિ કે જગત અને જગતના વ્યવહારો વિશેના પ્રતિભાવો અહીં નથી, પરંતુ મરીઝમાં જોવા મળતી પ્રેમની સૂક્ષ્મતા અને ઊંડાણ સાથે દિલીપને ગહેરો નાતો છે. દિલીપમાં એની પોતીકી અને કલાત્મક અભિવ્યક્તિ છે. આપણને સાચી ગઝલો મળતી હોય તો પછી તે આધુનિક છે કે નહીં તેની શી ફિકર!

૧ A Dictionary of Literary Terms by J. A cuddon, Page–399.
૨ સમકાલીન કવિઓ–ધીરુ પરીખ, પૃ. ૩
૩ સર્જકની આંતરકથા–સં. ઉમાશંકર જોશી, પૃ. ૫
૪ કવિલોક, જુલાઈ-ઑગસ્ટ ૧૯૮૦, પૃ. ૧૨૫
૫ કવિલોક, જાન્યુઆરી–ફેબ્રુઆરી ૧૯૭૫, પૃ. ૨

## 'અગોચર ફેરાં'*

શ્રી ભગવતીકુમાર પાઠકનો આ પહેલો ગઝલસંગ્રહ છે. સંગ્રહનાં પૃષ્ઠની સંખ્યા છત્રીસની છે, અને એટલી જ સંખ્યા છે ગઝલોની. આ સંગ્રહમાંની ગઝલો પર પરંપરિત ગુજરાતી અને ઉર્દૂ ગઝલોનો ઘેરો પ્રભાવ દેખા છે. ભાષાની ક્યારેક સતત નડતી હોવા છતાં વિવિધ બહેરો અને રદીફ–કાફિયા પરની કવિની ફાવટને કારણે આ ગઝલો વાંચી શકાય એવી બની છે.

પરંપરમાંથી આવતા હોવા છતાં પોતીકી અભિવ્યક્તિને કારણે આસ્વાદ્યક્ષમ બની શકતા હોય એવા કેટલાક મિજાજસભર શે'રના અપવાદ અહીં છે.

એ આંખની કરામત ઓછી નથી જરાયે,
આજે બધા નમાજી કાફર બની જવાના.
(પૃ. ૩૦)

તેં તારી જવાનીથી બહુ દિલ ડુબાવ્યાં,
હજુ એ દુઆ છે કે બહેતર બની જા.
(પૃ. ૨૩)

રહીને જતન સાચવો ના ખજાને,
તમે છેતરાશો હું ખોટા મણિ છું.
(પૃ. ૧૪)

સ્મરણો તો દેવચકલી ને લાગણીઓ સેહાં,
ભેતર સમાલવાને ગોફણ બનીને આવો.
(પૃ. ૭)

તાલમેલિયા ગઝલોના ઝોકણાં જેવા શે'રો વચ્ચેથી ક્યારેક આપણને ક્ષણભર રોકી લે એવા શે'ર પણ હાથ લાગે છે:

ઈશ્વરના હાથો આળા છે.
દૂધ ઘડે તો પડનાં આંટણ.
(પૃ. ૩૧)

હું કોણ છું' હજારો યુગથી સવાલ છે,
તારી નજર મળી ને ઉત્તર મળી ગયો.
(પૃ. ૧૧)

ક્યારેક ક્યારેક આ ક્લિષ્ટ કલ્પનાવિહાર ગઝલની ગંભીરતાને અનપેક્ષિત રીતે હળવી કરી નાંખે છે:

પૂરતી માવજત લઈને શ્રી પાઠક પોતાના પ્રતિભાબીજને વિકસાવી શકે એવી શક્યતાઓ છે એટલી આશા તો આ સંગ્રહ વાંચતાં જરૂર બંધાય છે.

* 'અગોચર ફેરાં', પ્રકાશક : ભગવતીકુમાર પાઠક, શાંરદા પીઠ કૉલેજ હૉસ્ટેલ, દ્વારકા, પૃ. ૩૬, રૂા. ૬–૫૦

# વેદનાનો આનંદ

## સુધીર દેસાઈ

### ખાલી કરેલું ઘર દૂરથી જોતાં

ત્રીજે માળે અધખૂલી દીઠી એક બારી; પ્રવેશ્યું
ત્યાંથી મારું મન ભીતર...
મારી એકકે રહી નહિ નિશાની, છબી ના, ન સોફા;
છુટ્ટા, વાયુ સહ રમત ખેલ્યા કરે, કાગળો ના;
અર્ધા ખુલ્લા પઠન કરતાં એમ ને એમ મૂક્યા
ગ્રંથોયે ના, કપ નહિ; વધી ચા પરે બાઝતી ના
માખો; તેજે રજનીભર વાંચ્યું, ન એ લૅમ્પ; રાત્રે
એકાંતોમાં સતત ધબકી શાંતિમાં સાથ દેતો
ડબ્બો જૂનો પણ નથી ઘડીનો; અહીં ના રહ્યાં છે
વસ્ત્રો મારાં ઝૂલી વળગણીએ; ન કેલેન્ડરે છે,
જેમાં જોતાં ગિરિધર. થઈ બ્હાવરી રાધિકાની
ખેંચી લીધી મનભર છબી...
વાયુ લ્હેરે, અધખૂલી રહેલી વસાતાં જ બારી
પુરાયેલું મુજ મન મૂકી ચાલવાને મથ્યું હું!

**ચિનુ મોદી**

કાવ્યના શીર્ષકના શબ્દોની જ થોડી વાત પ્રથમ કરીએ તો, 'ઘર', 'ખાલી' અને 'દૂરથી જોતાં' ભાવક ચિત્તમાં એક વિચિત્ર વિચારશૃંખલા જન્માવે છે. 'ઘર' એટલે દુનિયાનો છેડો. આપણે 'ઘર'માં આખાયે દિવસનો થાક ઉતારવા પાછા ફરીએ છીએ. જ્યાં આપણને આપણાં સ્વજનો, આપણી અંગત–બિનઅંગત વસ્તુઓ ને આપણું નિત્ય વાતાવરણ, અરે, આપણી જાતે ય પાછી મળે છે!

પણ આ ઘર હવે ખાલી કરી દીધું છે. હવે આપણો ત્યાં કોઈ અધિકાર નથી. હવે એ અન્યની માલિકીનું છે. એટલે એને દૂરથી જ જોવાનું છે. હવે ત્યાં માત્ર સ્મૃતિ જ છે, એ સિવાય આપણું ત્યાં કશું નથી. જે એકદા આપણું ઘર હતું ત્યાં હવે મન ચહે ત્યારે જઈ શકાતું નથી!

અને આપણે ત્યાં જઈએ છીએ — મનથી. ત્યાં ઘટેલા પ્રસંગો ફરી માનસિક રીતે માણી લેવા આપણે ફરી ત્યાં જઈએ છીએ. જેને એક વખત આપણે આપણું કહેતા હતા તે ઘર પાસેથી પસાર થતી વખતે સ્વાભાવિક રીતે જ આપણી નજર એના તરફ જાય. કવિ કહે છે —

'ત્રીજે માળે અધખૂલી દીઠી એક બારી; પ્રવેશ્યું
ત્યાંથી મારું મન ભીતર...'

કવિમન બારી વાટે અંદર પ્રવેશે છે. દરેક વસ્તુમાં મનથી જ પ્રવેશવાનું હોય છે...મનની ગતિને કોઈ અવરોધ નથી...અંદર પ્રવેશી ઘરના એ જ જૂના વાતાવરણને જોવા ઝંખે છે...અને માનસિક ધક્કો લાગતાં ઉપાડેલ બીજો પગ અદ્ધર જ રહી જાય છે. આ ઘર હવે મારું? ના, એ તો અન્યનું, અને ઉપાડેલ પગ અદ્ધર રહી જાય એમ પંક્તિ પણ હવામાં અદ્ધર જ રહી ગઈ છે.

બહારથી માણસ ઘરમાં પ્રવેશે ત્યારે ક્ષણાર્ધ કંઈ દેખાતું નથી એનો અનુભવ કરાવવા પણ જાણે કવિએ 'ભીતર' શબ્દ આગળ પંક્તિને અધુરી છોડી દીધી છે! વળી ત્રીજી રીતે જોઈએ તો વર્તમાનમાંથી કાવ્યનાયક



શ્યામ જયસિંઘાણી



વાસદેવ નિર્મલ



વાસદેવ મોહી



મોહન દીપ



અર્જુન હાસીદ



મોહન કલ્પના

શિશિર વિ.સં. ૨૦૪૧ કવિલોક સપ્ટેમ્બર-ઓક્ટોબર ૧૯૮૫

। ॐ वाङ्‌ मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितमाविराविर्म एधि ।

## કાવ્યાર્થ

કાવ્યની સમગ્ર અસર, સમગ્ર કાવ્યવિષયનું એક એકમ તરીકે સંક્રમણ, કાવ્યનો મૂડ, કાવ્યનો વાચકની ચેતના સાથે સધાતો સંવાદ, કાવ્યમાં વ્યક્ત થતો કવિનો મિજાજ – આવાં ગમે તેટલાં ડીમડીમ જોરશોરથી વગાડીએ પણ કાવ્યનો જન્મ છેવટ તો ભાષામાં, સંજ્ઞાઓના સ્તરે, વાક્યોના સ્તરે જ થતો હોય છે. જે સંજ્ઞાઓ, જે ભાષા, વાક્યોમાં, વિધાનોમાં સંયોજિત થઈ હોય તેના પ્રાથમિક અર્થો અને તેમાં પડેલા સંકેતો દ્વારા વિસ્તરતી અર્થચ્છાયાઓની ક્ષિતિજોને સાવ બાજુ પર રાખી, સાવ ડિસ્કાઉન્ટ ( discount ) કરી, કાવ્યાનંદ કેવી રીતે માણી શકાય? પત્તાના મહેલને પણ આખરે તો નક્કર ધરાતલની જ જરૂર પડતી હોય છે. કાવ્યના પ્રાથમિક અર્થ, અંગ્રેજીમાં જેને ગદ્યાત્મક અર્થ, પ્રોઝ મીનિંગ ( prose meaning ) કહે છે તેને બાજુ પર રાખવો શક્ય નથી જ નથી. કાવ્યમાં પડેલાં સૂચનોને લક્ષમાં લઈ લક્ષણા, વ્યંજના, પ્રતીકાત્મક, સાંકેતિક વગેરે અનેક અર્થોનાં અનેક સ્તરોને કાવ્યના વાચ્યાર્થના ધરાતલ પર જ ગોઠવવાં પડે. આવા ધરાતલની નક્કરતા જ અન્યથા નિષ્પન્ન અર્થસ્તરો અને અર્થચ્છાયાઓનું આલંબન બની શકે.

ભાલચન્દ્ર

( ‘ એતદ્ ’ ૮૩-૮૪માંથી )

# અખાના છપ્પાના પાઠ અને અર્થ–૯

શિવલાલ જેસલપુરા

[ પ્રતાંકથી ચાલુ ]

૪૩

સૂધું કહેતાં ન માનો દુઃખ,
પણ વહેતે જળે નહિ દીસે મુખ.
ઠેરાણે ભાસે જેવું જથા,
અણઠેરાણે પામ્યો વ્યથા.
જ્ઞાન એક સઘળે પિંડ વસે,
પણ અખા કૃત્યની પૂજા હસે. ૪૦૭

ઉ અને સ.માં ઉપર પ્રમાણે પાઠ છે. ત્રિ.માં પહેલી લીટીમાં 'સુધું કેહેતાંમાં માને દુઃખ' અને ત્રીજી લીટીમાં 'જ્ઞાન એક સઘળા પંડ વિષે' એવા પાઠ છે. ઉ.એ સંજ્ઞા ૨, ૩, ૬ અને ૭ નીચે 'કહેતાં (૩, ૭ તામાં) માને દુખ', સંજ્ઞા ૨ અને ૬ નીચે 'પાંમે વૃથા' અને સંજ્ઞા ૬ અને ૭ નીચે 'સઘલા... વીષે' પાઠાન્તર નોંધ્યા છે. ઉ.એ નહિ જોયેલ ફા૦ ૩૪૯, ૩૬૨ અને ૮૨૬માં 'સુધું કહેતાંમાં – કેહતામાં – કેહેતામાં માને દુખ' અને 'પાંમે વ્યથા' પાઠ છે ફા૦ ૩૬૨માં 'જ્ઞાન એ સઘલા પંડ વસે' અને ફા૦ ૮૨૬માં 'જ્ઞાન એ સઘલાં પિંડ વિષે' પાઠ છે. ઉ.એ નોંધ્યા નથી પણ તેમની સંજ્ઞા ૨ અને ૩ વાળી પ્રતોમાં અનુક્રમે 'જ્ઞાન એ સઘલા પિંડ વસે' અને 'જ્ઞાન એ સઘલા પંડમ વિષે' પાઠ છે.

ઉ.એ 'ઠેકાણે' એટલે 'ઠરવાથી' એવો, એકમાત્ર શબ્દનો અર્થ આપ્યો છે.

ત્રિ.એ આ છપ્પાનો ગદ્યાનુવાદ આ પ્રમાણે આપ્યો છે: "આ સીધેસીધી હકીકત તને કહેતામાં તું દુઃખ પામે છે, પણ સમજી લે કે વહેતા પાણીમાં માણસને પોતાના મોંનું પ્રતિબિંબ દેખાતું નથી પણ પાણી સ્થિર હોય તો તેમાં યથાર્થ–ચોખ્ખું–પ્રતિબિંબ દેખાય, પણ તે સ્થિર ન હોય ને પ્રતિબિંબ જોવા મથીએ તો પીડા પામીએ. (સંસારના વહેતા જળમાં જોવાથી આત્માનું પ્રતિબિંબ ન દેખાય. સંસારની ઉપાધિઓથી પર બની સ્થિર બુદ્ધિથી માણસ જાતતપાસ કરે તો તે આત્મસ્વરૂપ જોઈ શકે) સઘળા દેહની બાબતમાં જાણવા જેવું કે મેળવવા જેવું જ્ઞાન આ એક જ છે. પણ જગતમાં શાસ્ત્રોએ ઉપદેશેલ ધર્મકર્મોની પૂજા છે–તેમનો જ આદર કરાય છે."

પરંતુ આ અર્થ કે ગદ્યાનુવાદથી છપ્પાનું તાત્પર્ય કે રહસ્ય સ્પષ્ટ થતું નથી. તે માટે ઉપરના – ૪૦૬ ક્રા – છપ્પામાં આવેલ 'ઉલટ સાધના'ના ફરેલા અર્થને પ્રથમ તો ધ્યાનમાં લેવાની જરૂર છે. ઉપરાંત 'સૂધું કહેતાં ન માનો દુઃખ'ને સ્થાને 'સૂધુ કહેતામાં માને દુઃખ', 'જ્ઞાન એક'ને સ્થાને 'જ્ઞાન એ', તેમજ 'પિંડ વસે'ને સ્થાને 'પિંડ વિષે' એ પાઠ પણ યોગ્ય જણાશે. 'જ્ઞાન'નો 'સમજવા જેવી વસ્તુ' એવો અર્થ સ્વીકારવો પડશે

આ રીતે આ છપ્પાનો અર્થ આવો થશે : "સીધું-સાચું કહેતાં તું દુઃખ પામે છે પણ વહેતા પાણીમાં માણસને પોતાના મુખનું પ્રતિબિંબ દેખાતું નથી, તેવી રીતે જગત તરફ વહેતી વૃત્તિઓના પ્રવાહમાં આત્મદર્શન થતું નથી. પાણી સ્થિર હોય તો વસ્તુ(પદાર્થ)નું બરાબર પ્રતિબિંબ દેખાય છે પણ પાણી અસ્થિર હોય તો પ્રતિબિંબ જોવામાં મુશ્કેલી પડે છે. તેવી રીતે વૃત્તિઓ સ્થિર હોય તો પરમ તત્ત્વ-આત્મતત્ત્વ-નો અનુભવ થાય છે પણ અસ્થિર હોય તો ઊલટાની પીડા ભોગવવી પડે છે. સમજવા જેવી વસ્તુ એક જ-આત્મા-છે અને તે સઘળા દેહમાં વસે છે. પરંતુ તેને બદલે ધર્મના બાહ્ય ક્રિયાકાંડનો આદર કરાય છે."

૪૪

દીઠાને વળગે સહુ ભૂર,
 વણદીઠું વેધે તે શૂર.
દૃષ્ટિપદારથ જૂઠો થશે,
 વૈકુંઠ આદ્ય સર્વે જશે.
ધ્યાન ધર્યે દીસે જંજાળ,
 અખા નોહે એ હરિની ભાળ. ૪૦૯

ઉ.માં ઉપર પ્રમાણે પાઠ છે, સ.માં 'વૈકુંઠ આદ્ય'ને સ્થાને 'વૈકુંઠાદિ' છે. ત્રિ.માં 'દૃષ્ટિ-પદારથ જૂઠો થશે'ને સ્થાને 'દ્રષ્ટ પદારથ જોયું થશે' છે. ઉ.એ સંજ્ઞા ૨, ૩, ૬ અને ૭ નીચે 'જૂઠો થશે'ને સ્થાને 'જોયું થશે' પાઠાન્તર નોંધેલ છે અને ફા૦ ૩૪૯ અને ૩૬૨માં પણ 'જોયું થશે' છે.

ઉ.એ કોઈ શબ્દનો અર્થ આપ્યો નથી. સ.એ 'ભૂર'નો 'મૂરખ' એવો અર્થ આપ્યો છે. ત્રિ.એ 'ભૂર'નો 'મૂર્ખ' અને 'ભાળ'નો 'પત્તો, ઠેકાણું, દર્શન' એવા શબ્દાર્થ આપ્યા છે ને ગદ્યાનુવાદ આ પ્રમાણે કર્યો છે : "હે મૂર્ખ! તું જેને જુએ છે તેને જ શા માટે વળગે છે? શૂર તો તે છે કે જે નજરે દેખાતું નથી તેને વેધે છે – તેને પોતાનું લક્ષ બનાવે છે. આંખે દેખાતા પદાર્થ તે મિથ્યા તમાશો થશે. સ્વર્ગ વૈકુંઠ આદિ બધાં ટળી જશે. ધ્યાન ધરતી વખતે બધી જંજાળ દેખાય છે પણ તે કાંઈ હરિની ભાળ નથી."

આમાં બીજી પંક્તિના 'જૂઠો' અને 'જોયું' ધ્યાન ખેંચે એવા પાઠ છે. 'જૂઠો' અને 'જોયું' એટલે સાચા કે સનાતન નહીં, નાશવંત. બંનેના અર્થ સરખા છે. પણ 'જોયું' ૧૧માંથી ૬ પ્રતમાં છે ને આ અર્થ નવી અર્થછાયા સાથે અહીં વપરાયો છે એ દૃષ્ટિએ એ સ્વીકારવો જોઈએ.

ત્રિ.એ કરેલા છેલ્લી બે પંક્તિના અર્થ છપ્પાના તાત્પર્યને બરાબર રજૂ કરતા નથી. છેલ્લી પંક્તિમાં 'ધ્યાન ધર્યે'નો 'ધ્યાન કરતી વખતે' એવો અર્થ કરવામાં આવ્યો છે. અહીં 'ધ્યાન' શબ્દ 'એકાગ્રતા' નહિ પણ ચિંતન કે વિચાર કરવાના અર્થમાં વપરાયેલ છે.

૪૫

સદ્‌વિચાર તે સાચી ભક્તિ,
 જેણે જીવશિવની લહીએ વ્યક્તિ.
જીવશિવ તણું લહ્યું હેત,
 તે પોહોતો જ્યાં વેદ કહે નેત.
એમ ભક્તિ આવે કણસડે,
 નહિ તો અખા જુગ જુગ રડવડે. ૪૨૭

ઉમા ઉપર પ્રમાણે પાઠ છે ત્રિમા બીજી લીટીમા ‘જીવે શિવ તણુ લહ્યુ હેત’ અને ‘તે પોહોતુ’ એવા પાઠ છે, જ્યારે ત્રીજી લીટીમા ‘કણુસડે’ને સ્થાને ‘કણુસલડે’ એવો પાઠ છે સમા ‘કણુસડે’ને સ્થાને ‘કણુ સડે’ પાઠ છે ફા૦ ૩૪૯ અને ૩૬૨મા ‘લહીએ વ્યક્તિ’ને સ્થાને ‘લહીયે યુક્ત’ છે

‘ઉએ શબ્દાર્થ આપ્યા છે “વ્યક્તિ – વ્યક્ત (સ્પષ્ટ) થવુ તે હેત – હેતુ, કારણ પોહોતા – પહોચ્યો કણુસડે – કણુસલે છોડને કણુસનુ આવે તેમ” સએ ‘કણુ સડે’નો ‘કણ સડવાથી–જીવની મમતા મરવાથી નવો અકુર ફૂટે છે’ એવો અર્થ આપ્યો છે ત્રિએ શબ્દાર્થ આવા આપ્યા છે “વ્યક્ત્ય – વ્યક્તિ, સ્પષ્ટતા હેત–ભાવ કણુસલડે કણુસલે, છોડમાથી કણુસનુ બહાર આવે એવા સહજ ભાવે” પણ ગદ્યાનુવાદ આવો કર્યો છે “સદ્વિચાર–કેવળ પરમાત્મા જ સત્ય છે એવો વિચાર – એ જ સાચી ભક્તિ છે એ વિચારથી જીવ અને શિવની એકતા સમજાઈ જાય છે જીવે શિવભાવ કેળવ્યો કે વેદ જેને ‘નેતિ’ ‘નેતિ’ કહી હાથ ખખેરે છે તે બ્રહ્મને પમાય છે આમ છોડમાથી કણુસનુ બહાર આવે તેવા સહજ ભાવે ભક્તિ આવે છે નહિ તો જીવ યુગોના યુગ સુધી રવડયા કે અટવાયા કરે છે’

નવાઈની વાત એ છે ત્રિએ ટિપ્પણમા ‘વ્યક્તિ’નો અર્થ ‘સ્પષ્ટતા’ આપ્યો છે, જ્યારે ગદ્યાનુવાદમા ‘એકતા’ એવો અર્થ કર્યો છે જો કે આ અર્થ વધુ બધ બેસે પણ છે પણ તે માટે ફા૦ ૩૪૯ અને ૩૬૨ વાળો પાઠ ‘યુક્ત’ (યુક્ત્ય)=જોડાણ’ સ્વીકારવો જોઈએ

બીજી લીટીમા ‘જીવશિવ તણુ લહ્યુ હેત’ એ પાઠનો સુસગત અર્થ થઈ શકતો નથી તેને બદલે ‘જીવે શિવ તણુ લહ્યુ હેત’ સ્વીકારવાની જરૂર છે તો જ તેનો બરાબર અન્વય ‘તે પોહોતો’ કે ‘તે પોહોતુ’ સાથે થઈ શકે છે

ત્રિએ ‘હેત’નો અર્થ ‘ભાવ’ કર્યો છે. પણ અખો ‘શિવ’ શબ્દ બ્રહ્મના અર્થમા વાપરે છે. તે જોતાં ઉએ ‘હેત’નો કરેલો અર્થ – ‘હેતુ’ કે ‘કારણ’ અહી બરાબર બધ બેસે છે કારણ એટલે મૂળ શિવને – બ્રહ્મને ઓળખવાનુ મૂળ સાધન ‘સમજ’ કે ‘વિચાર’ છે તેનો અખાએ અહી પુરસ્કાર કર્યો છે. બ્રહ્મને પામ્યા પછી સહજ રીતે ભક્તિ આવે જ છે, એમ કહીને અખાએ ભક્તિ કરતા સદ્વિચારને ચડિયાતો ગણ્યો છે

સનો ‘કણુ સડે’ પાઠ અને તેનો અર્થ કોઈ રીતે બધ બેસે તેમ નથી.

૪૬

ભક્તિ જ્ઞાન કથે વૈરાગ

અને દેહદર્શન તે ન કરે ત્યાગ.

ત્યહા લગે એ કે નવ ફરે,

જ્યમ શુદ્ધ સુરા ઉપરથો બળે.

તેને અતર અગ્નિ ન લાગે કયમે,

ફોકટ દન અખા નિગમે ૪૨૧

ઉ અને સ.મા ઉપર પ્રમાણે પાઠ છે ત્રિ.મા પહેલી લીટીનો ઉત્તરાર્ધ ‘એ મિથ્યા ભાષણ ન કરે ત્યાગ’ એ પ્રમાણે છે ઉએ સત્તા ૨, ૩, ૬ અને ૭ નીચે ‘એ બે મીથ્યા (૬,૭ એ મીથ્યા) ભાષણ ન કરે ત્યાગ (૬મા ‘ન’ નથી)’ એવા પાઠાન્તર નોંધ્યા છે. ફા૦ ૩૪૯, ૩૬૨ અને ૮૨૬મા પણ ‘એ મીથ્યા ભાષણ ન કરે ત્યાગ’ એવો પાઠ છે

ઉ.એ આ પ્રમાણે શબ્દાર્થ આપ્યા છે : "દેહ-દર્શન–દેહ સત્ય છે એવી દૃષ્ટિ. સુરા – દારૂ. નિગમે–કાઢે, ગાળે." ત્રિ.એ કરેલો ગદ્યાનુવાદ આ પ્રમાણે છે : "ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યની પોકળ વાતો રૂપી મિથ્યા ભાષણનો ત્યાગ તું કરતો નથી. જ્યાં સુધી એ ત્યાગ થયો નથી ત્યાં સુધી એ ત્રણમાંથી એક પણ સિદ્ધ નહિ થાય. શુદ્ધ સુરા ઉપરઉપરથી જ બળે છે, તેની અંદર કેમે કર્યો અગ્નિ લાગતો નથી. (ભક્તિજ્ઞાનની મિથ્યા વાતો માત્ર બાહ્ય દેખાવ છે, જીવભાવ તો અંતરમાં કાયમ જ છે એટલે) એ પ્રમાણે તું પોતાના દિવસો – આયુષ્ય એળે ગાળે છે."

ઉપરનો 'દેહદર્શન ન કરે ત્યાગ' એ પાઠ અને ઉ.એ કરેલો તેનો અર્થ, ત્રીજી લીટીનો 'અંતર અગ્નિ ન લાગે કયમે' એ સંદર્ભ જોતાં, બંધ બેસે છે. પણ કુલ ૧૧ માંથી ૮ પ્રતમાં આવેલો 'એ મિથ્યા ભાષણ ન કરે ત્યાગ' એ પાઠ, 'કથે' (માત્ર વાતો કરે) સાથે તેનો સંબંધ – સાતત્ય જોતાં વધુ યોગ્ય લાગે છે. આ પછીના છપ્પા ૪૨૨માં અખાએ વધુમાં કહ્યું છે કે "વણત્યાગે ફળે વૈરાગ, સદ્‌વિચાર જ્યારે આવ્યો ભાગ" (કશાનો ત્યાગ કર્યા વગર જ વૈરાગ્ય સિદ્ધ થાય – જો માણસને ભાગે સદ્‌વિચાર આવે તો) – એ જોતાં પણ આ પાઠ પસંદ કરવા જેવો છે.

### ૪૭

એ રહેણી વિના કહેણી જે કથે,
મહી વિના પાણી જ્યમ મથે.
જ્યમ કોયલસુતને પાળે કાગ,
પણ વસંત રતે ઊડી જાયે જાગ,
લક્ષ વિના કહેણી જોઈ અખે,
ભક્તિ દંભ કુતર્ક જ્ઞાની લખે, ૪૨૪

ઉ. અને ત્રિ.માં ઉપર પ્રમાણે પાઠ છે. સ.માં 'જ્ઞાની લખે'ને સ્થાને 'જ્ઞાન લખે' પાઠ છે. ઉ.એ સંજ્ઞા ૧ નીચે 'જ્ઞાન વ્યપે' પાઠાન્તર નોંધ્યો છે. ફા૦ ૨૧૭ (ઉ ૨), ફા૦ ૩૩૬ (ઉ ૩), ફા૦ ૩૪૯, ૩૬૨ અને ૮૨૬માં પણ 'જ્ઞાન વિપે' પાઠ છે.

ઉ.એ 'જાગ'નો 'જગ્યાએ' અને 'જ્ઞાની લખે'નો 'સમજે છે' એવા અર્થ આપ્યા છે. સ.એ 'લખે'નો અર્થ 'લક્ષે, માને' આપ્યો છે. ત્રિ.એ કરેલો ગદ્યાનુવાદ આ પ્રમાણે છે : "આચરણમાં ઉતાર્યા વગર જ્ઞાનની જે વાતો કરવામાં આવે તે દહીં વગર કેવળ પાણી મથવા – વલોવવા – જેવું છે. (કોયલ કાગડીના માળામાં પોતાનાં ઈંડાં મૂકી આવે છે. ઈંડામાં ભેદ ન હોતાં કાગડી પોતાનાં ઈંડાં સાથે તે ઈંડાંને સેવે છે. ઈંડાંમાંથી બચ્ચાં જન્મે તેને કાગડી જ ખવડાવે છે. પણ બચ્ચાં બોલતાં થાય ત્યારે તેમની વાણીમાં થતા ભેદને લીધે કાગડી કોયલનાં બચ્ચાંને સીધાં કરવા મથે છે. આમ) કોયલનાં સંતાનને કાગડી ઉછેરે છે, પણ વસંત ઋતુ આવતાં ટહુકાર કરતાં કોયલનાં બચ્ચાં (કાગડીના ત્રાસથી બચવા) ઊડી જઈ પોતાની સ્વતંત્ર જગાએ જાય છે. અખાએ જગતમાં બ્રહ્મરૂપી ધ્યેય વગરની મિથ્યા ભક્તિજ્ઞાનની વાતો થતી જોઈ. એવા કુતર્ક જ્ઞાનનું લક્ષ તો ભક્તિનો દંભ છે, એ સાચી ભક્તિ નથી."

પરંતુ આગળપાછળના છપ્પાનો સંદર્ભ જોતાં 'રહેણી'નો અર્થ 'આચરણ' નહિ પણ 'સદ્‌વિચાર કે વૃત્તિની પરમતત્ત્વમાં સ્થિરતા' (રહેણી, રહેઠાણ)

એવો અર્થ કરવો જરૂરી છે. બીજી પંક્તિના દૃષ્ટાંતને છપ્પાના વક્તવ્ય સાથે બંધ બેસાડવાની જરૂર છે તે આ રીતે થઈ શકે : "કાગડીએ ઉછેરેલાં કોયલના બચ્ચાં વસંત ઋતુમાં પોતાની પાસેથી ઊડીને બીજી જગાએ જતાં રહેતાં છેતરાય છે, તેવી રીતે ભક્તિ જ્ઞાનની વાતો કરનારા છેતરાય છે – તેમની ઇચ્છાઓ પરિપૂર્ણ થતી નથી.'

ત્રિ એ કરેલો ત્રીજી લીટીનો ગદ્યાનુવાદ બરાબર સ્પષ્ટ નથી. તે આ પ્રમાણે જોઈએ : "પરમ તત્ત્વ – બ્રહ્મને ઓળખવાના ધ્યેય વગરની ભક્તિજ્ઞાનની વાતો( કથાકીર્તન – ઉપદેશ વગેરે )ને અખાએ જોઈ ચકાસી છે ( અને તેનું કશું પરિણામ આવતું નથી તેની તેને ખબર છે) "

આ પછી ઉત્તરાર્ધનો 'ભક્તિ દંભ કુતર્ક જ્ઞાન લખે' એવો પાઠ લઈએ તો તેનો આવો અર્થ થાય "અખો આવી (માત્ર કથાઉપદેશમાં રાચનારી) ભક્તિને દંભ અને આવા જ્ઞાનને કુતર્ક સમજે (લખે) છે"

જો આ સ્થાને 'ભક્તિ દંભ કુતર્ક જ્ઞાન વિષે' એવો પાઠ સ્વીકારીએ તો તેનો આવો અર્થ થાય "અખાએ આવા કથા–ઉપદેશ અને વાતોમાં રચનારા જ્ઞાન વિષે કુતર્ક અને આવી ભક્તિ વિષે દંભ જોયા છે." 'જોઈ' પરથી 'જોયા' ક્રિયાપદ અહીં પણ લાગુ પડી શકાય છે અખાએ પછીના છપ્પા ૪૨૬માં આ હકીકતને આ રીતે રજૂ પણ કરી છે 'કુબુદ્ધિ કુતર્કને જ્ઞાન જ કહે, વિષયી દંભને ભક્તિ કરી ગ્રહે'.

ઉપરોક્ત ઉત્તરાર્ધમાં (ઉ.માં) આવેલો 'જ્ઞાની' પાઠ સ્વીકારવાથી કોઈ સુસંગત અર્થ કરી શકાતો નથી

આટલી વિગત પરથી એ સ્પષ્ટ થાય છે કે 'જ્ઞાન લખે' અને 'જ્ઞાન વિષે' એ બંને પાઠ સ્વીકારી શકાય એવા છે, પણ 'જ્ઞાન વિષે' એ પાઠ ૧૧માંથી ૬ પ્રતમાં છે એ નોંધપાત્ર છે.

૪૮

જ્યમ છાયાતરુએ તરુ નવ ફરે,
 ત્યમ બ્રહ્મવેત્તા કાંઈયે નવ કરે
કૃત્ય એકે નોહે તે વિષે,
 એ અચિંત્ય તરુ કેરાં ફળ ભખે
નિજપદ બેઠો રહે તે વીર,
 નિત્યાનંદ અખા છે ધીર ૪૨૯

ઉ.માં ઉપર પ્રમાણે પાઠ છે સ.માં પહેલી પંક્તિમાં 'જ્યમ' નથી, અને 'છાયા તરુએ' એમ બે શબ્દો છૂટા પાડેલા છે. ત્રિ.માં '( જ્યમ ) તરુ છાયાએ તરુ નવ ફરે' એવો પાઠ છે ઉ એ સ.ગ્રા ૨, ૩ અને ૬ નીચે 'જ્યમ છાયા તરુ ઈ(ઉઇ)છા નવ્ય ધરે' એવા પાઠાન્તર નોંધ્યા છે આ ઉપરાંત ફા૦ ૩૪૮ અને ૩૬૨માં 'જ્યમ છાયાતરુ ઇછા નવ્ય ધરે' અને ફા૦ ૮૨૬માં 'જ્યમ છાયાતરુ ઇછા નવ્ય કરે' એવા પાઠ છે

ઉ એ 'છાયાતરુ'નો 'છાયામાં દેખાતું તરુ' એવો અર્થ કર્યો છે અને સમજૂતી આ પ્રમાણે આપી છે 'છાયામાં દેખાતું તરુ ફરે તેમ ખુદ તરુ ફરતું નથી'. 'જ્યમ છાયા તરુ ઇછા નવ્ય ધરે' એ પાઠાન્તરનો તેમણે આવો અર્થ કર્યો છે "છાયા મૂળ તરુની ઇચ્છા ધારતું નથી અથવા છાયા તરુ ઇચ્છા ધારતું નથી .

ત્રિ એ શબ્દાર્થ આવા આપ્યા છે: "તરુછાયા– તરુની છાયા. પાઠાંતર 'છાયાતરુ'– ખૂબ છાંયડો

આપતું વૃક્ષ. અચિંત્ય–ચિંતવી ન શકાય એવું. ભખે–ભક્ષણ કરે, ખાય." પોતે સ્વીકારેલા પાઠ અનુસાર તેમણે છપ્પાનો ગદ્યાનુવાદ આવો કર્યો છે : "જેવી રીતે વૃક્ષની છાયા ફરે તેવી રીતે વૃક્ષ પોતે ફરતું નથી. (તે તો પોતાના સ્થાનમાં સ્થિર રહે છે.) તે જ રીતે બ્રહ્મવેત્તા (ખાવું પીવું બોલવું ઉઠવું જેવી સામાન્ય ક્રિયાઓ કરતા દેખાય છે છતાં સર્વથા નિર્લેપ હોઈને બ્રહ્મપદમાં જ સ્થિર રહે છે. ફલની ઇચ્છાથી એ) કશું કરતા નથી. કર્તવ્ય જ હોય એવું કશું કરવાપણું એમને નથી. એ તો અચિંત્ય બ્રહ્મવૃક્ષનાં ફળ ખાય છે. (બ્રાહ્મી સ્થિતિમાં મસ્ત રહે છે.) તે નિજપદમાં – આત્મદશામાં – નિરંતર સ્થિતિ કરતો હોય તે વીર ધીર પુરુષ નિત્ય આનંદમાં જ રહે છે."

ઉ.એ 'છાયાતરુ'નો અર્થ 'છાયામાં દેખાતું તરુ' કર્યો છે. પણ એ અર્થ બરાબર નથી. (ખરેખર તો 'છાયાતરુ' એટલે વિશાળ છાયા આપનારું વૃક્ષ.) અને 'છાયાતરુ'નો આ અર્થ સ્વીકારીએ તો આ પાઠને ઉત્તરાર્ધના વક્તવ્ય સાથે બંધ બેસાડી શકાય નહિ. જો એ ગમે તેમ કરીને બેસાડવો હોય તો ત્રિ.એ કર્યો છે એવો ફેરફાર – 'છાયાતરુએ'–ને સ્થાને 'તરુછાયાએ'– કરવો પડે. જો કે આવો પાઠ કોઈ હસ્તપ્રતમાં નથી. વળી ત્રિ.એ 'બ્રહ્મવેત્તા કંઈયે નવ કરે'નો અર્થ 'બ્રહ્મવેત્તા બ્રહ્મપદમાં જ સ્થિર રહે છે' એવો કર્યો છે પણ છેલ્લી લીટીના પૂર્વાર્ધ 'નિજપદ બેઠો રહે તે વીર'નો એવો જ અર્થ થાય છે, ને એવો અર્થ તેમણે કર્યો પણ છે. આ એક દેખીતી પુનરુક્તિ છે. ઉપરાંત પાઠમાં 'કાંઈયે નવ કરે' છે ને તેનો અનુવાદ ત્રિ.એ બ્રહ્મવેત્તા 'સામાન્ય ક્રિયાઓ કરતા દેખાય છે' એવો કર્યો છે, એય બરાબર નથી. એ જોતાં ત્રિ.એ પાઠમાં ફેરફાર કર્યો હોવા છતાં દૃષ્ટાંત અને વક્તવ્ય બરાબર બંધ બેસતાં નથી.

'જ્યમ છાયાતરુ ઇચ્છા નવ ધરે' એ પાઠનો ઉ.એ જે અર્થ કર્યો છે તેમાંના પૂર્વાર્ધમાં કર્તા 'છાયા'ની સાથે 'ધારતું' ક્રિયાપદનો મેળ બેસતો નથી. ઉત્તરાર્ધના 'છાયા તરુ' એ શબ્દો ભેગા કરીએ તો અર્થ આ રીતે બંધ બેસે છે : "છાયા (આપનારું) તરુ (પોતે જગત ઉપર કરેલા ઉપકારના બદલાની) ઇચ્છા ધરાવતું – રાખતું નથી, એવી રીતે બ્રહ્મવેત્તા કોઈપણ પ્રકારની ઇચ્છા ધરાવતા નથી. તે ઇચ્છારહિત – અમન સ્થિતિ ધારણ કરે છે." પછીની બે લીટીનો અર્થ આવો થાય : "તે પ્રવૃત્તિથી નિર્લેપ રહે છે, ને અચિંત્ય તરુ–બ્રહ્મવૃક્ષનાં (બ્રહ્મ આપે તે) ફળ ખાય છે, એટલે કે બ્રહ્મ–હરિ રાખે તે સ્થિતિમાં રહે છે, એ વીર પુરુષ બ્રહ્મત્વ(નિજપદ)-માં સ્થિર–લીન રહે છે અને એ વીર પુરુષ એનો નિત્ય આનંદ અનુભવે છે."

દૃષ્ટાંત અને વક્તવ્યનો મેળ અહીં બરાબર મળે છે અને અખાના તત્ત્વદર્શન સાથે સુસંગત એવો અર્થ છપામાંથી નીકળે છે. ઉપરાંત આ પાઠ કુલ ૧૧માંથી ૬ પ્રતમાં આવેલો છે, તે જોતાં તે ઇષ્ટ ગણાય.

ક્રમશઃ]

# સિન્ધી કવિતા–૫૦૦ વર્ષ, ૫૦૦ કવિઓ

## નામદેવ તારાચંદાણી

**કાઝી કાદનથી સચલ સરમસ્ત**

કાઝી કાદન (૧૪૬૩–૧૫૫૧)
શાહ અબ્દુલ કરીમ (૧૫૩૬–૧૬૨૪)
શાહ ઇનાયત અલનાહ રિઝવી (૧૬૨૫–૧૭૧૩)
શાહ અબ્દુલ લતીફ (૧૬૮૯–૧૭૫૨)
સચલ સરમસ્ત (૧૭૩૯ ૧૮૨૯)

સિન્ધી કવિતાની પ્રથમ ત્રણ સદી સૂફી કાવ્ય પરંપરાની છે તેમાં સૂફી મતની સાથે સાથે વેદાન્તનો પ્રભાવ પણ છે આ ત્રણ સદીમાં ઉપર જણાવ્યા પ્રમાણેના પાંચ મુખ્ય કવિઓએ ભારતીય છંદ, દોહા તથા સોરઠા અથવા તેના મિશ્રિત રૂપોનો ઉપયોગ કર્યો છે, જેને સિન્ધીમાં 'બેત' કહે છે આ સમયે જ અન્ય ભારતીય ભાષાઓમાં રામ તથા કૃષ્ણ કાવ્ય પરંપરા પૂરા વેગમાં હતી, પણ સિન્ધીમાં તેનાં દર્શન થતાં નથી તે સિન્ધીની ભૌગોલિક અને સાંસ્કૃતિક વિશેષતા કહી શકાય

'કાઝી કાદન જો કલામ (૧૯૭૮)'ના શ્રી હીરો ઠક્કરે કરેલ સંપાદન પૂર્વે કાઝી કાદનના માત્ર સાત બેત પ્રકાશમાં હતા, જે હવે ૧૧૭ થયા છે તાજેતરના આ સંશોધનથી સિન્ધી કવિતાનો ઇતિહાસ ૨૦૦ વર્ષ પાછળ જાય છે સિન્ધીની સારા પ્રમાણમાં વિખ્યાત અને અધિકૃત કવિતા આપનાર આ પ્રથમ મુખ્ય કવિ ગુરુ નાનક મીરાબાઈ તથા સૂરદાસના સમકાલીન રહ્યા છે એમની ભાષા સરાયકી/મુલ્તાની ઉપરાંત પંજાબી પ્રભાવવાળી સિન્ધી છે

કાઝી કાદન પછીના મુખ્ય કવિઓમાં શાહ અબ્દુલ કરીમ(૧૫૩૬–૧૬૨૪)ના ૯૪ બેત અને શાહ ઇનાયત અલનાહ રિઝવી(૧૬૨૫–૧૭૧૩)ના ૪૬૯ બેત તેમજ ૪૨ વાઇ સંકલિત થયા છે આ બન્ને કવિઓ લગભગ કાઝી કાદનને અનુસર્યા છે

ઉપરના ત્રણ મુખ્ય આરંભિક કવિઓ પછી સિન્ધી કવિતાના ઇતિહાસમાં ચમત્કાર થાય છે સિન્ધીના સર્વશ્રેષ્ઠ કવિ શાહ અબ્દુલ લતીફ (૧૬૮૯–૧૭૫૨) આ સમયે આવે છે જેમને દેશ વિદેશના વિદ્વાનો તુલસીદાસ તથા કાલિદાસ સાથે સરખાવતા રહ્યા છે શાહ જો રિસાલો'માં સંકલિત એમના કાવ્યો ઉર્દૂ અને અંગ્રેજી ઉપરાંત અન્ય ભારતીય ભાષાઓમાં મહદ્ અંશે અનુવાદ પામ્યા છે તેના ગુજરાતી અનુવાદનું કાર્ય પણ ઘણા સમયથી થઈ રહ્યું છે

શાહ લતીફ એમના પૂર્વજના શાહ અબ્દુલ કરીમના પ્રપૌત્ર શાહ હબીબના પુત્ર હતા લૌકિક પ્રેમના આઘાતથી એમને થયેલો અનુભવ એક મોટા કાવ્યસમુદ્રમાં પરિણમ્યો એમનું કાવ્યસર્જન સંગીત પ્રધાન હોઈ લોકહૃદય ઉપરાંત લોકમુખે વસેલ છે કલ્યાણ યમન કલ્યાણ સોરઠ તથા રામકલિ જેવા ભારતીય રાગોમાં તે વિભાજિત છે લોકકથાઓ તેમનો મુખ્ય આધાર છે સંગીત ઉપરાંત પ્રકૃતિ દર્શન, ભક્તિભાવ તથા પ્રગતિવાદી સૂરો તેમના કાવ્યના મુખ્ય વિભાવો કહી શકાય સૂફીવાદ સાથે તેમના કાવ્યમાં વેદાન્તનો પ્રભાવ પણ રહ્યો છે સૌંદર્યના અનન્ય પૂજારી આ મહાકવિ વિશ્વકક્ષાના કવિ છે

સચલ સરમસ્ત(૧૭૩૯ ૧૮૨૯)ની કવિતા

નીડરતા અને સ્પષ્ટ અભિવ્યક્તિથી જાણીતી છે. ત્રણસો વર્ષની સૂફી કવિતાની આ કડી સિન્ધી કવિતાના આ સૂફીવાદી પ્રવાહને ટકાવી શકી.

આ સમય દરમિયાન બે મહત્ત્વના કવિઓએ અલગ ભાવની કવિતા પણ લખી છે. દાદૂ દયાલ (૧૫૪૪–૧૬૦૩) તથા સ્વામી પ્રાણનાથ(૧૬૧૮–૧૬૯૪)ની કવિતા સૂફી કાવ્યપરંપરાથી અલગ, સંત કાવ્યપરંપરામાં ગણવાની રહે છે. આ બન્ને કવિઓએ સિન્ધી ભાષામાં કાવ્યરચના કરી છે ખરી પણ દાદૂ મૂળ હિન્દી ભાષાના અને પ્રાણનાથ કચ્છી તથા ગુજરાતી ભાષાના સર્જક કહી શકાય. તેથી એમનું કાવ્યસર્જન સૂફી પરંપરાથી અલગ તરી આવે છે.

આ સિવાય ઉપરના પાંચ મહત્ત્વના કવિઓમાં કાવ્યવિષય, વિચાર કે છંદની રીતે ઘણું સામ્ય છે. તેમાં કાઝી કાદન પ્રથમ મુખ્ય કવિરૂપે અને શાહ લતીફ મહાકવિરૂપે વિશેષ મહત્ત્વ ધરાવે છે.

## 'સામી'થી 'બેવસ'

લગભગ સચલના સમયમાં જ કવિ સામી સાહેબ(૧૭૪૩–૧૮૫૦)થી કવિતાની નવી દિશા ખૂલે છે. તેમની કવિતા સલોક (શ્લોક) તરીકે જાણીતી છે. તેઓ આ શ્લોક ગુરુમુખી લિપિમાં લખી માટલામાં નાખતા જતા. તેમનું સમગ્ર કાવ્યસર્જન આધ્યાત્મિક ભાવનાથી પરિપૂર્ણ છે. જો કે અત્યંત પ્રચારાત્મકતા, ઉપદેશપૂર્ણતા, ખૂબ જાણીતાં વચનો; નો એમણે લીધેલો આધાર અને કાવ્યકલાની શિથિલતા જેવાં ઘણાં કારણો 'સામી'ની કવિ તરીકેની પ્રતિષ્ઠાને સીમિત કરે છે. તેમ છતાં 'સામી'થી સિન્ધી કાવ્યપ્રવાહમાં વળાંક આવ્યાનું નોંધવું રહ્યું.

સામી પછી ઘણા સમય સુધી સિન્ધી કાવ્યપ્રવાહ ધીમો રહ્યો છે. ખલીફો ગુલ મહંમદ(૧૮૧૧–૧૮૫૮)થી આ કાવ્યસર્જનમાં હવે પારસી કાવ્યનું અનુકરણ કરવાની પ્રણાલી પણ આરંભાઈ. સિન્ધી કવિતા શમા–પરવાના અને સાકી–મયખાનાના ચક્કરમાં પડી ગઈ. ગઝલ, કસીદા, રુબાઈ વગેરેના મોહમાં આ કવિઓ કાફિયા–રદીફની ગણતરીમાં લાગી ગયા. ખલીફો ગુલ મહંમદે સિન્ધી ભાષાને પ્રથમ 'દીવાન' આપ્યું.

મીર મહમ્મદ હસન અલીખાન 'હસન'-(૧૮૨૪–૧૯૦૯)ના 'સિન્ધ જો શાહનામો' તથા મીર અબ્દુલ હુસૈન ખાન સાંગીના 'દીવાનસાંગી'ના કાવ્યમાં કલાપક્ષ વિષે સભાનતા વધતી જોવા મળે છે. 'દીવાનસાંગી'માં એક ગઝલ એવા શબ્દોથી લખાઈ છે જે વાંચતાં બે હોઠ ભેગા થતા જ નથી.

"તુંહિંજે કાકુલતાં કર્યાં સદિકે ખથૂરીઅ જા ખરા/
ઐન આહૂઅ જા ઐ જાની! તુંહિંજે નેણનિ
તાં નિસાર."

મિર્ઝા કલીચ બેગ (૧૮૫૩–૧૯૨૯) આ સમયના મોટા ગજાના ગદ્યકાર છે, પણ તેમણે 'દીવાન કલીચ' તથા 'સોદાએ ખામ'ની પણ રચના કરી છે, જેમાં તેમની કાવ્યસર્જકની પ્રતિભાનાં દર્શન થાય છે.

સૂફી કાવ્યધારાના પ્રભાવ નીચે ગણાતા ત્રણ અન્ય કવિઓ પણ અહીં ઉલ્લેખ માગી લે છે: નાનક યુસુફ (૧૭૮૩–૧૮૫૩), કાદર બખ્શ 'બેદલ' (૧૮૧૪–૧૮૭૨) અને મુહમ્મદ મુહસિન 'બેકસ' (૧૮૫૮–૧૮૮૦). પણ એમની કવિપ્રતિભા અન્ય સૂફી કવિઓની દૃષ્ટિએ ફિક્કી લાગે છે. પણ ત્યારબાદ કવિ કિશનચંદ ખત્રી 'બેવસ' (૧૮૮૫–

૧૯૪૭) સિન્ધી કવિતાને આધુનિક ચેતના તરફ વળાંક આપે છે 'બેવસ' નવજાગૃતિના પ્રણેતા, કવિતાને સામાજિક વ્યાપ આપનારા, ઉદાર અને ઉદ્ધારક વૃત્તિ ધરાવતા, પ્રગતિશીલ વિચારધારાવાળા કવિ છે તેઓ સમયના ધબકારા પારખી સમાજ સુધારા પ્રત્યે ખબરદાર, ઉગ્રતાને બદલે સરળ અને વિનમ્ર સમન્વયાકાંક્ષી વ્યક્તિત્વનો પરિચય આપે છે. વિનયી, વિવેકી, ઈશ્વરાસક્ત 'બેવસ' ગાંધીજી ઉપરાંત ટાગોરથી વિશેષ પ્રભાવિત રહ્યા છે અધ્યાપકનો વ્યવસાય કરતા 'બેવસ' કાવ્યમાં પણ અધ્યાપન છોડતા નથી. પરિણામે તેમનું કાવ્યસર્જન કવિતાની નજાકત, સૂક્ષ્માભિવ્યક્તિ, સાંકેતિકતા અને મનોભાવોને મોટે ભાગે આંબી શક્યું નથી પણ કવિતાની આ અસામાન્યતાના અભાવ છતાં, કૃષ્ણાનુરૂપ ચેતના, ભાષા તેમજ કાવ્યશિલ્પમાં સમયાપેક્ષિત પરિવર્તન ઉપરાંત એક અચ્છા દેશભક્તના નાગરિક સંસ્કારો 'બેવસ'માં સુલભ છે. આથી સિન્ધી કવિતાને જેમ 'સામી'થી એક અલગ રસ્તે જતી જોઈ શકાય છે તેમ 'બેવસ'થી એ ફરી એક નવા સાનુકૂળ વળાંક પર જતી જોવા મળે છે. આ પરિવર્તનમાં બેવસ' 'કારણ' કરતાં 'નિમિત્ત' વધુ બને છે – લગભગ 'સામી' સાહેબની જેમ. આ બન્ને કવિઓને આવા કારણોથી પણ સીમાચિહ્ન ગણવા જોઈએ

## વિભાજન પછીની સિન્ધી કવિતા

ભારતના વિભાજન પછીની સિન્ધી કવિતાના આ પરિચયમાં બે વાત ખાસ નોંધવી જોઈએ

(૧) આ સમયગાળાની આસપાસ સિંધ (હાલ પાકિસ્તાન)ના સિંધી ભાષાના કવિઓ અલગ પડી જાય છે. આ વિકાસરેખામાં બેવસ' પછીથી તેમનો ઉલ્લેખ કરાયો નથી

(૨) હવે પછીના કવિઓના અમુક પ્રકાશનો વિભાજન પૂર્વે પણ થયેલા છે ખરા, પણ તેમનું મુખ્ય પ્રદાન વિભાજન પછી જારી રહ્યું છે. વીસમી સદીના પહેલા અઢી દાયકામાં જન્મેલા એવા ઘણા કવિઓ છે જેમની કવિતા વિભાજન પૂર્વે સંકલિત તથા પુરસ્કૃત થઈ હતી, પણ વિભાજન પછીના મુખ્ય સિન્ધી કવિઓમાં એમને વધુ પ્રવૃત્ત થયેલા જોઈ શકાય છે.

પ્રો લેખરાજ 'અઝીઝ' (૧૮૯૭-૧૯૬૯) સિન્ધી ઉપરાંત પારસીના વિદ્વાન હતા. 'આબશાર', 'સુરાહી' જેવા નવ જેટલા કાવ્યસંગ્રહોમાં કવિની, કવિતાના નિયમોમાં બદ્ધ અને રંગીન તબિયતના શાયર તરીકેની સશક્ત પ્રતિભા અંકિત થઈ છે. સમૃદ્ધ પરિવારના આ સુશિક્ષિત કવિ ભારતવિભાજન પહેલા મુંબઈ શિક્ષણાર્થે આવ્યા હતા એમની કવિતાને ઘણા પુરસ્કારો પ્રાપ્ત થયા છે. ખુમારીભર્યા મિજાજથી જાણીતા 'અઝીઝ'નું નામ સિન્ધી કવિતાનું એક વજનદાર નામ છે

માસ્ટર ચંદ્ર (૧૯૦૯-૧૯૮૪) એક અત્યંત પ્રસિદ્ધ ગાયક હતા તેઓએ ગાયેલા ગીતોમાં એમની સ્વરચિત કૃતિઓ પણ છે. એક સાહિત્યિક કવિની એમની છબિ એમની ગાયક પ્રતિભામાં ઢંકાઈ જવા પામી હોય તેવું લાગે છે, જ્યારે પદ્મશ્રી હુંદરાજ દુખાયલ (જ ૧૯૧૦)ની સામાજિક પ્રતિષ્ઠા એમના કવિપદને મદદ કરતી રહી છે ગાંધીવાદી, વિનોબાજીના સહકર્મી રાષ્ટ્રીય હિત માટેના જેલવાસી રાષ્ટ્રિય ચેતનાના કવિ તથા ગાયક દુખાયલ 'બેવસ'ની

શિષ્યમંડળીમાંના છે. એમની કવિતાની રાષ્ટ્રિય ચેતના એમના જીવનની પરિચાયક છે.

પ્રગતિશીલ કવિની કવિતામાં કલાતત્ત્વની ઊણપની ફરિયાદ સિન્ધીમાં જાણીતી છે. બહુ ઓછા કવિઓ આમાંથી બચી શકયા છે. પરસરામ ઝિયા (૧૯૧૧–૧૯૫૮) એમાંના એક છે. એમનું કાવ્ય મુખ્યત્વે નિમ્ન વર્ગની આકાંક્ષાઓ, સિન્ધમાંથી લગભગ ખાલી હાથે આવેલ સિન્ધી પ્રજાજીવનની સહજ કટુ પ્રતિક્રિયાઓ અને એવા અન્ય પ્રગતિશીલતાના સૂરો આપે છે. તેમ છતાં 'કમિટેડ લિટરેચર'ની જાણીતી મર્યાદાઓથી તેઓ ઘણા મુક્ત રહ્યા છે. પોતે જીવી જોયેલા જીવનની અંગત અનુભૂતિની સહજ અભિવ્યક્તિના કારણે તેઓ ઇરાદપૂર્વક સામ્યવાદી વલણો અપનાવવાથી બચી શકયા છે. એમના કવનરાશિમાં ધાર્મિક કાવ્યસર્જન તથા રૂપાન્તરનું પણ સારું પ્રમાણ છે.

લેખક, ગાયક, નૃત્યકાર, સંગીતકાર એવા પદ્મશ્રી પ્રો. રામ પંજવાણી (જ. ૧૯૧૧) કવિતા પણ લખે તે સ્વાભાવિક છે. પણ કવિતા એમની મુખ્ય પ્રવૃત્તિ નથી. રામ પણ 'બેવસ' શિષ્યમંડળીના છે. તેઓ 'બેવસ'ને ગુરુ માને છે. સિન્ધીમાં દુર્લભ એવા પીએચ. ડી., ડી. લિટ્. ડૉ. હરૂમલ સદારંગાણી 'ખાદિમ' (જ. ૧૯૧૩) પ્રથમ વ્યક્તિ છે જેઓ ડબલ ડૉકટોરેટ ડિગ્રી ધરાવે છે. સિન્ધમાં તેઓ પરશિયનના પ્રોફેસર રહી ચૂકયા છે. એમના કાવ્યસંગ્રહોમાં એમની આ ભાષાવિદ્ગત્તા વિશેષ ધ્યાન ખેંચે છે. એમણે રુબાઈને કાવ્યપ્રકાર તરીકે વધુ પસંદ કરી છે. ખિયલદાસ 'ફાની' (જ. ૧૯૧૪) કવિ ઉપરાંત ગાયક તથા સંગીતકાર પણ રહ્યા છે. નિવૃત્ત શિક્ષક 'ફાની'ના બે કાવ્યસંગ્રહોમાં એક છંદાનુસારી કવિ તરીકેની છબિ ઊપસે છે. એમની ગઝલો વિશેષ આદર પામેલી. પાંચ પંક્તિના 'પંજકડા' કાવ્યપ્રકારને વધુ અનુકૂળ માનતા કવિ પ્રભુ 'વફા'(જ. ૧૯૧૫)નાં કાવ્યોમાં પ્રગતિશીલ વિચારો, પ્રેમાસક્તિ, સામાજિક વ્યંગ અને સૌંદર્યની ઉપાસના જોવા મળશે. 'સુર્ખ ગુલાબ સરહા ખુવાબ' સાહિત્ય અકાદમી પુરસ્કારપ્રાપ્ત 'પંજકડા'નો સંગ્રહ છે. 'બેવસ'-પરંપરાની નજીકના હોવા છતાં 'વફા' ઈશ્વર પ્રત્યે લગભગ પહેલી વાર સાશંક દષ્ટિકોણ વ્યક્ત કરે છે. જ્યારે 'બેવસ'શિષ્યમંડળીના કવિ હરી દરયાણી 'દિલગીર' (જ. ૧૯૧૬) જીવનમાં અને કવનમાં ઈશ્વરાસક્ત અને આશાવાદી રહ્યા છે. એમના સાહિત્યસર્જનમાં કાવ્યસંગ્રહો ઉપરાંત ખંડકાવ્ય, બાળગીતો, ગીતાનો અનુવાદ વગેરે આવે છે. આદિપુર(કચ્છ)ની અનેક માતબર શૈક્ષણિક સંસ્થાઓના સંચાલક, પ્રિન્સિપાલ 'દિલગીર' પરંપરાગત કવિતાના મુખ્ય કવિ છે.

કવિ 'ઝિયા'ની જેમ પ્રગતિશીલ ભાવબોધ સાથે કલાસૂઝ ધરાવતા અન્ય કવિ છે ઇન્દ્ર ભોજવાણી (જ. ૧૯૧૮). એમના કાવ્યસંગ્રહોમાં સિન્ધ પ્રત્યે યાદ, સામાજિક વ્યંગ, જીવન પ્રત્યે ઉદાસીનતાની સતત પ્રતીતિ થાય છે. પ્રાથમિક શિક્ષકપદ પરથી નિવૃત્ત કવિ ઇન્દ્રદેવ બાંટવા-(સૌરાષ્ટ્ર)માં રહ્યા રહ્યા ઉસ્તાદ શાયર 'અઝીઝ'ના 'કાવ્યદોપો' પર લખી એમની કાવ્યકલાની નિપુણતા સિદ્ધ કરી ચૂકયા છે. અન્ય કાવ્યપ્રકારો ઉપરાંત એમને 'તન્હા' વિશેષ પ્રિય જણાય છે.

સિન્ધી કવિતામા વિભાજન પૂર્વેથી જે પ્રગતિશીલ વિભાવના વ્યક્ત થતી રહી છે તે વિભાજન પછી વ્યાપક અને સતેજ તથા ક્યારેક ઉગ્ર રૂપ ધારણ કરે છે. સિન્ધી સાહિત્યનાં પ્રકાશન, પ્રસારણ તથા સાસ્કૃતિક પ્રવૃત્તિઓની સંસ્થાઓના કેટલાક ઉદ્યમી ગદ્યલેખકો આ વિભાવનાને વેગ આપવામાં મોખરે રહ્યા છે પરિણામે હિન્દી ભાષાના પ્રગતિવાદની જેમ સિન્ધીમા 'તરક્કી પસંદ' સાહિત્ય ની એક વ્યાપક ધારા જોઈ શકાય છે, જે આ રીતે ગુજરાતી કવિતામા જણાતી નથી

સામાન્ય રીતે આ પ્રગતિશીલ ધારાના કાવ્યમા કાવ્યત્વને સાચવવું મુશ્કેલ રહ્યું છે, પણ સુગુન આહુજા (૧૯૧૯-૧૯૬૬) ત્રીજા એવા સશક્ત કવિ કહી શકાય જેઓ એ ઘણે અંશે સાચવી શક્યા છે. 'ગ્રિયા' તથા ઇન્દ્ર ભોજવાણીનો આ રીતે ઉપર ઉલ્લેખ થયો જ છે. આ એક સંયોગ કહી શકાય કે આ ત્રણે કવિઓએ ગરીબીને નજીકના સગાની જેમ ઓળખવા છતા એમની કવિતા 'ફરિયાદ' કે 'પુકાર' ન બનતા 'દર્દ' તથા 'આહ'ની પ્રતીતિ કરાવી શકી છે.

નારાયણ 'શ્યામ' (જ. ૧૯૨૨) ભારતના સિન્ધી કવિઓમા 'મુમતાઝ શાયર' ગણાય છે, જેમ સિન્ધ(હાલ પાકિસ્તાન)મા મુબારક શેખ અયાઝ (જ. ૧૯૨૩) ગણાય છે મિતભાષી, અત્યંત નમ્ર, કવિતાજગતના અભ્યાસી એવા આ સામાન્ય કારકુનના જીવનમા કશુ અસામાન્ય છે તો તે છે એમનું મનોવિશ્વ, કલાના આશકી 'શ્યામ'ના અનેક કાવ્યસંગ્રહોમાં સૌંદર્ય અને પ્રકૃતિ સમાન્તરે ચાલે છે. સૉનેટમાળા રૂપે લખાયેલ પૌરાણિક પ્રણયમૂ મિશ્રુક્ત ખંડકાવ્ય' રૂપમાયા'ના સર્જક 'શ્યામ'ના અન્ય કાવ્યસર્જનમા ગઝલ, વાઈ ઉપરાત 'તરાઈલ'નું વિશેષ સ્થાન છે. પ્રકૃતિના આ કવિને જાણે દુનિયા માટે કોઈ મોટી શિકાયત નથી. મનન, નિરીક્ષણ અને જીવનને મુક્ત મનથી પી જવાની એમની અવ્યક્ત નેમ છે. અત્યત સાદા સરળ વ્યક્તિત્વમા છુપાયેલી તીવ્ર કવિસુઝ ઊંડી મનોવ્યથા અને વિશાળ સહૃદયતાના સુમેળથી ઘણી વખત અચંબો પમાડે તેવી જણાય છે.

સિન્ધી ગઝલ ઉપર પીએચ. ડી થયેલા અને ગઝલ તથા અન્ય રચનાઓ લખતા ડૉ. અર્જુન 'શાદ'(જ. ૧૯૨૪)ની કવિતામા સિન્ધની યાદ, પ્રેમાભિવ્યક્તિ અને થોડીઘણી આધુનિક ચેતના જોવા મળે છે ગુજરાતીમા જેને ગદ્યકવિતા તરીકે ઓળખાવાય છે, તેને હિન્દી ભાષાની જેમ સિન્ધીમા પણ 'નવી કવિતા'ના વિશિષ્ટ નામથી ઓળખાવાય છે. હિન્દીની જેમ સિન્ધીમા પણ આ નામ એક આંદોલનનું પરિચાયક થઈ ગયું છે. પ્રો અર્જુન શાદે પણ આ નવી કવિતાના પ્રયાસો કર્યા છે અને કેટલીક સશક્ત રચનાઓ તેઓ આપી શક્યા છે પણ એમની આ નવી કવિતાનો સમગ્ર પ્રભાવ ઘણો સીમિત છે.

છંદમા લખતા ઘણા કવિઓ આ નવી કવિતાના ક્ષેત્રમા નાનામોટા બારણેથી પ્રવેશ્યા છે, પણ એમનુ પ્રવેશવું શક્ય જણાયુ નથી, જો કે એમ. કમલ (જ ૧૯૨૫) જેવા કવિઓ છંદમા તથા નવી કવિતામા સફળ રચનાઓ આપે છે ત્યારે આ શક્ય થાય છે. એમ કમલ તેમ છતા છંદમા વધુ પ્રભાવક રહ્યા છે. 'નવી ગઝલ'ના એમના પ્રયાસો પણ મહત્ત્વ

ધરાવે છે. એમની કવિતામાં આધુનિક સંવેદનાનો સ્પર્શ અનુભવાય છે. આવા સ્પર્શ વિના આજની કવિતા પણ આજના ભાવબોધને સમાવિષ્ટ ન કરે તો તે પરંપરાની પૂર્તિ જણાવા લાગે. ડૉ. લખમીચંદ પ્રેમ ( જ. ૧૯૨૮ ) ચારેક કાવ્યસંગ્રહો તથા ગીતાના કાવ્યાનુવાદથી લગભગ આવી પ્રતીતિ કરાવે છે. જ્યારે ઈશ્વર આંચલ ( જ. ૧૯૨૮ ) એક અલગ મુદ્રા લઈ આવે છે. એમનું કાવ્ય જીવન તથા જગતને સતત માણવા તથા પ્રમાણવાના પ્રયત્નો કરે છે. સહજતા તથા ચતુરાઈથી દૂર એવા આ કવિ એક ચિંતનશીલ ભાવની કવિતા આપે છે. પરંતુ ક્યારેક સામાજિક ચિંતનના ભારથી એમની કવિતા કવિતામાંથી સરી જતી પણ લાગે.

ગોરધન 'ભારતી' ( જ. ૧૯૨૯ ) સિન્ધી કવિતાની વિશિષ્ટ પ્રતિભા છે. સિન્ધી ભાષાની મોટા ભાગની ફિલ્મોનાં અસંખ્ય ગીતોના ગીતકાર 'ભારતી'નું આ ક્ષેત્રે 'વર્ચસ' રહ્યું છે. છંદ સિવાયની એમની શરૂઆતની અછાંદસ રચનાઓથી સિન્ધી નવી કવિતાના આકારને નવું બળ મળેલ, પણ આ ક્ષેત્રે એમની પછીની રચનાઓ આયાસી બનવા પામી છે. 'ઉદા મીંઢ મલીર' તથા અન્ય સંગ્રહો એમને એક સારા સહૃદય કવિની ખ્યાતિ અપાવવા સમર્થ છે. એમનાં બાળગીતો, લગ્નગીતો કે હાસ્યગીતોના સંગ્રહો જે તે વિષયને નિભાવી શક્યા છે

મોહન કલ્પના ( જ. ૧૯૩૦ ) જાણીતા વિચારશીલ કવિ છે. વિશ્વ તથા સમાજને પોતાની એક અલગ દૃષ્ટિથી જોવાની એમની ખેવના રહી છે. એમનું ગદ્ય પણ લલિત ગદ્યની નજીકનું વિશિષ્ટ શૈલીનું ઓજસ ધરાવતું પ્રભાવશાળી ગદ્ય છે.

અર્જુન 'હાસિદ' ( જ. ૧૯૩૦ ) મુખ્યત્વે છંદમાં લખતા કવિ છે. છંદમુક્ત કવિતાઓ પણ એમણે લખી છે પણ તેમાં એમને ધારી સફળતા મળી નથી. ગઝલમાં સિદ્ધ કવિ જણાતા 'હાસિદ' તેના ઇલમના ઉસ્તાદ પણ છે. એમ. કમલની જેમ તેઓ પણ ગઝલમાં નવા યુગની ચેતનાને અનુરૂપ 'નવી ગઝલ'ને 'નવી' કહ્યા વગર નવી કરી શક્યા છે. એમનું ભાવવિશ્વ વ્યથિત માનવીની હયાતીની વિકટતાથી જન્મતા વ્યંગ–આક્રોશની આસપાસ સર્જાયું છે. નવાં પ્રતીકવિધાન અને વિશિષ્ટ ઉપમાનોથી એમની કવિતા ધારદાર બની શકી છે.

'સિન્ધી કવિતામાં સ્ત્રીનું નિરૂપણ' જેવા વિષય ઉપર થીસીસ લખનાર, દુબઈમાં ઇન્ડિયન સ્કૂલના પ્રિન્સિપાલ ડૉ. મોતી પ્રકાશ ( જ. ૧૯૩૧ ) કવિતામાં સિન્ધની યાદ, ગુસ્સો તથા દેશભક્તિના સ્વરો ગુંજાવે છે. સમાજમાં જેમને સહન કરવું પડે છે એવા વર્ગ પ્રત્યે સહાનુભૂતિ પણ એમના કાવ્યમાં છે. લગભગ આવા જ વિષયો કવિતામાં વધુ જોરથી પ્રસ્તુત કરનાર કિશ 'રાહી'(જ. ૧૯૩૨)ની કવિતા દોહા, સોરઠા, બેત, કાફી, ગીત, ગઝલ, સૉનેટ, રુબાઈ, તરાઈલમાં લખાઈ છે. વિવિધ કાવ્યપ્રકારોમાં સફળતાથી લખતા 'રાહી' નવી કવિતામાં એટલી સફળતા પ્રાપ્ત કરી શક્યા નથી. ઉલટ કવિતાઓના કવિ આનંદ ખેમાણી ( જ. ૧૯૩૫ ) એમની કવિતાઓને ગંભીરતાથી લેતા નથી અને તે યોગ્ય પણ છે. તેઓ એક સક્ષમ વાર્તાકાર–વિવેચક પણ છે.

હાસારામ શર્મા 'પીયા' (૧૯૩૫–૧૯૮૩) પરંપરાગત કાવ્યપ્રણાલીના કવિ હતા. રાષ્ટ્રિય ભાવ ધર્માભિમુખતા અને નિમ્ન વર્ગની વ્યથાની

કથા તથા પ્રેમની અભિવ્યક્તિ એમની કવિતામા નિરાડંબરથી થતી રહી હતી

તરાઈલ ફ્રેઈમ કવિ હરિકાન્ત (જ. ૧૯૨૫) નવી કવિતાના સબળ હસ્તાક્ષર બની ગયા છે 'ઉઘાડા આવાઝ'ની એમની આવી કવિતાઓમા વિષયની આંતરિક સંગતિ ખંડકાવ્યની લહેજત પણ આપે છે આ જ કવિતાઓના સમાવેશ સાથે હિન્દીમાં પ્રકાશિત એમનુ પુસ્તક 'એક ટુકડા ઇતિહાસ' દીર્ઘ કવિતા થઈ શક્યુ છે. રાજકીય પરિવેશની આ કવિતાઓ રસ અને ભાવથી વંચિત જીવન જોઈ, તેના આતંકથી હતાશ થઈ ક્ષોભ અનુભવતા તીખા વ્યંગપ્રહારો કરે છે તેમના આ પ્રહારો ઘણી વાર માર્મિક ચોટ કરી જાય છે. પણ આવી માર્મિકતાના અભાવથી ડૉ મોતીલાલ જોતવાણી (જ. ૧૯૩૬)ની નવી કવિતાઓ કવિતાની અપેક્ષાઓ પૂરી પાડી શકી નથી નવી કવિતાને સંબંધ છે ત્યાં સુધી વાસુદેવ નિર્મલ (જ ૧૯૩૬) પણ એની સાથે સંબંધ નિભાવી શક્યા નથી જો કે છંદમા એમણે ઘણી સારી રચનાઓ આપી છે આમ કેટલાક કવિઓ છંદમુક્ત ક્ષેત્રે વિશેષ પ્રભાવ પાડી શક્યા નથી પણ છંદયુક્ત કાવ્યમા એમનુ ઘણુ નામ છે

શ્યામ જયસિંઘાણી (જ ૧૯૩૭) આધુનિક ભાવબોધના કવિ છે 'વિઉટયૂ'ના સર્જક શ્યામની કવિતામા દૃશ્ય ખડા કરવાની શક્તિની પ્રતીતિ થાય છે અનુભવને પ્રામાણિક રીતે ભાવક સાથે તેઓ વહેંચી શકે છે જો કે ઘણી વાર એમની કવિતાઓ દુર્બોધ પ્રતીકોમા ફસાઈ જાય છે

છંદમા એક પણ કવિતા ન લખનાર, છંદોની પર બેસીને કવિતા લખનાર, કવિતા માટે લયને પણ આવશ્યક ન ગણનાર છતા નવી કવિતાના એક સશક્ત કવિ પ્રો હરીશ વાસવાણી (જ. ૧૯૪૦) સિન્ધી નવી કવિતાના પ્રણેતા છે દાર્શનિક દૃષ્ટિથી માણસના મનને આંબી શકનાર હરીશની કવિતા અત્યંત ઊંડા ચિંતનને વ્યાપક પરિવેશ સાથે જોડી આપે છે કવિતા લખવાની ને કહેવાની એમની એક અલગ લાક્ષણિક અદા છે જગતની સાંસ્કૃતિક ચેતનાના અભ્યાસી, માનવીય સ્વભાવના સંદર્ભોના અન્વેષક, કલાકારમનની સૌંદર્ય અનુભૂતિના સૂક્ષ્મ દ્રષ્ટા હરીશની 'નવી કવિતા' નવી હોવા છતાં કવિતાની મહત્તમ અપેક્ષા સાધે છે લગભગ આવો જ પ્રભાવ એમની ટૂંકીવાર્તા તથા વિવેચનક્ષેત્રે રહ્યો છે. '૪૦–૭૬'ની એમની કવિતાઓ પછી પણ આ ક્ષેત્રે તેઓ સાર્થક પ્રયોગો કરે છે નવી કવિતાના એવા જ એક ઉત્તમ કવિ તરીકે વાસુદેવ 'મોહી' (જ ૧૯૪૪)ની ગણના થાય છે 'તગાદ' તથા 'સુગંધ કિથે આહે'ના કવિ 'મોહી' એમની કવિતામા સહજ સ્પંદનશીલ, અને ઘણી વાર વેધક જણાય છે 'કથાતત્ત્વ'ની સહેજ છાંટ સાથે તેઓ 'ઇમેજ' ઊભી કરી વિશિષ્ટ પ્રતિભાવનુ પ્રક્ષેપણ કરવામા સફળ રહ્યા છે ભાષા પાસેથી 'મોહી' ઝીણવટભર્યું કામ લે છે હાલમા 'મોહી' ગઝલ પણ લખે છે.

લક્ષ્મણ ભાટિયા–'કોમલ' પ્રેમ પ્રકાશ પ્રિજ મોહન મોહન દીપ, ગોરધન તનવાણી, રીટા શહાણી તથા નામદેવ જેવા હજી ઘણા નામ લઈ શકાય, જેમણે કવિતાઓ અથવા કવિતાસંગ્રહો આપ્યા છે.

ભારતની સિન્ધી કવિતાના આ ઐતિહાસિક પરિચય પરથી કેટલાંક તારણો આ પ્રમાણે પણ કાઢી શકાય

# હાથની વાત

ઉશનસ્

બે અવયવોએ તો તારી બૂરી વલે કરી છે :
હૃદયે અને હાથે;
હૃદયને જોરથી ધડકવું છે,
અને એની વાદેવાદે
હાથને વ્હાલથી સૌને ભડકવું છે
ધડકનને તાલેતાલે;
અને બે ય છે મારા વશની બહાર;
આ હાથ – મારા વાલા માણસૂડા –
રસ્તે જનાર હરકોઈની સાથે ઊમળકાથી
મળવા લંબાઈ જાય છે
કે તરત કોઈ હાથમાં સરકાવી દે છે ઝેરનો પ્યાલો,
ભડકીને બે ય હાથ પાછળ હઠાવી લઉં છું
તો કોઈ હાથકડી ચઢાવી દે છે પાછળથી,
બે હાથે રસ્તે જતા બે અજાણ્યાને ખભે
વિશ્રંભથી મૂકવા લંબાવી દઉં છું
તો તરત ક્રૂસનો જ અનુભવ !
સામેના કોઈ હાથ ખીલા ને હથોડો
સંભાળી લે છે !
છેવટે બે ય હાથ ઊંચા જ કરી દઉં છું
તો લોક માને છે કે મેં યુદ્ધમાં
હાર સ્વીકારી લીધી છે ને યુદ્ધબંધી જાહેર કરી છે;
અને તે વાત સાચી નથી જ – યુદ્ધ ચાલુ જ છે.
પણ હવે તે મારા હાથમાંથી ભીતર
સરકી ગયું છે; હવે એ અંદર લડાય છે.
જ્યાં હવે કશી જ મારા હાથની વાત નથી.

# હું તો ચાહું એવા શબ્દો...

ચંદ્રકાન્ત શેઠ

એ શબ્દો,
જે કાન પકડતાં કહ્યું આપણું કરે,
મને તે નથી જ ગમતા.
અદબ-પલાંઠી વાળી,
થઈ ઠાવકા બેસે જેઓ,
તરવાને દો હોડી તો યે
રહે જ તટને વળગી જેઓ;
જેઓ, કંઠે આગ હોય ને
ઝરણું વહેતું હોય ચરણને અડતું અડતું,
તો ય પોશથી જલ પીવામાં ક્ષોભ પામતા હોય,
અને જે ભૂખ છતાંયે ભર્યા થાળને જમી શકે ના,
તે કાયર ને કુંઠિત શબ્દો;
ત્યાં વિશ્વાસ પડે ના!
કાયરપામર શબ્દો મારે નહીં જોઈએ,
જે પોતાની હરફરના યે અવાજથી ફફડે!
તાજી તાજી હવા ય લેતાં
એમ જ ઠંડી ચડી જાય ને હાલત અમથી લથડે!
એવા બેંબેંછાપ શબ્દના દળથી
કેમ જિતાશે જંગ જગતના?
કેમ કરી છુટાશે દળવાદળથી?
જે શબ્દો અહીં નાકદાંડીએ નીચું ઘાલી ચાલે,
ચાલે ચાલે પગલાં માપી માપી;
આડીટેડી જરા આવતાં વાટ મૂંઝાવા માંડે,
માંડે જેઓ 'મદદ' 'મદદ'ની બૂમ પાડવા;

—એ શબ્દોથી આ જંગલમાં
કેમ કરીને કેડા નવા ઊઘડશે ?
એ શબ્દોએ,
મારે જે જે મુકાબલા કરવા છે મોટા;
કેમ બધા એ શક્ય જ બનશે ?
થનગનતા ને
ઉછાળતા જે પુચ્છ ધસંતા,
તેજીલા તોખાર સરીખા શબ્દો,
કદાચ એથી,
વટવાનો જો હોય, આપણો વટી જાય રથ !
કેમ આપણા શબ્દો કેવા ! —
સાવજ–છાતી,
સાહસથી ઊભરાતી !
ઝડપ બાજની,
ગગ્ચું કરી દે તુરત હડપ જે !
તીક્ષ્ણ નજર શી ! —
દૂર દૂરના તારા વીંધતી !
—એ શબ્દો તો
સાથે નહીં ને સામે પણ જો હોય,
અને જો થાય એમની સાથ આપણો મુકાબલો તો
થવા જોગ કંઈ થઈ રહ્યાનો મળે દિલાસો !
હું તો ચાહું એવા શબ્દો—
સમાધાનની વાત છેડતાં ઊતરી આડા થાય;
પાછું ડગ ભરવા જ્યાં માડું
તુરત ખેંચી તલવાર, આપણી સન્મુખ ઊભા થાય !
જે જાણે છે કેવળ એક નમન
ત્યાં શબ્દોનું સહજ મોકળું નથી જામતું રમણ.

ઝૂકવાની જે કટેવ,
તે શબ્દોને કદી સદે ના;
જે મૂળ નાખી નથી ઊભતો,
તેને શબ્દ બદે ના !

શબ્દો ચાહે,
પોતાના બંદાઓ ઊભા હોય અડીખમ,
માથું મેલી સાવધ સામે.
સામસામી તલવારો રમશે,
તણખા ખરશે,
અરસપરસને પલોટવા ને પલટી દેવા
દાવપેચ કંઈ કંઈ તે કરશે;
થશે દેશમાં કંઈક,
થશે કાળમાં કંઈક,
કંઈક આપણી અંદર-બહાર
ઉપર-તળે કંઈ થશે,
શબ્દો સાથે ખેલ આપણો
પ્રગાઢ જામ્યો હશે.

સંભવ જોકે છે જ :
એ શબ્દો, જે હું દેખું છું, તેથી અલગ બતાવે !
–જે સાંભળવા ચાહું તેથી અલગ મને સંભળાવે !
અરે, આપવા જે જે ચાહું,
તેથી કંઈ ભળતું જ, બીજું કંઈ સૌને આપી આવે !
અને જેમનાથી છૂટવા હું ચાહું,
તે સૌ સાથે પાકી ગાંઠ કરાવે !
મનમાં ઊગે તેમ,
બધાને મુખે મારી કંઈ કંઈ કથા કથાવે !

શબ્દ હોય જો ખરા,
ખુમારે ભર્યા,
શક્તિના ઝરા;
આપણી સૌ સરહદનાં કરી નેતરાં,
મંથન એવાં કરશે —
સૌમાં મારું, સૌ મારામાં
સેળભેળ થઈ. એક બન્યાનો સ્વાદુ પિંડ ઊતરશે.

અરે, આપણે કોણ ?
આપણું કોણ ?
આપણાં દેશકાળનાં વસ્ત્રો કદી ઊતરશે ?
કશુંક એવું શબ્દોમાંથી ભીતરમાં અહીં,
કશુંક આ ભીતરમાથી એ શબ્દ-સોંસરું,
આવનજાવન કરતું ઝબક્યા કરશે;
— જેની સાથે તાલ મેળવી, સૂર મેળવી
રણક્યા કરવું પંચ તત્ત્વના સૂક્ષ્મ મેળવી તાર.
એ જ એક અહીં સૂઝતું-ગમતું કામ !

આપણે આ ધરતી પર,
આભ તળે આ,
એવા શબ્દો સ્વાતિપળના ચહીએ
જેથી સતત પુરાતો રહે આપણો થાળ મોતીએ.
હોય આપણા શબ્દો એવા,
જેનો મળતાં સંગ,
આપણી સકળ હસ્તી આ ઊછળે
થઈને ઝાળ....
રગરગ રૂમઝૂમ થાય જુવાની,
મનના ગોખે ગોખે ઝબકે
સ્વપ્નોની મધુ-રાણી !

કેસરિયા શબ્દોના રંગે,
દુનિયા કશી દીવાની !
અહો ! આપણી અમરત-કૂંપી,
એ શબ્દોએ દર્શાવી ત્યારે જ આપણે જાણી !
એ શબ્દોએ આપણુંને શા દિલથી ચાહ્યા-ચાહ્યા !
જીદ કરીને શબ્દોએ જ્યાં કહ્યું : 'ખેલવા આવો',
આપણ મન ખોલીને ખેલ્યા !
કેવા કેવા ખેલ આપણા !
કેવા કેવા મેળ આપણા ખેલે ખેલે !
અશ્વ બનીને શબ્દોની અહીં, કાઢી ભવ્ય સવારી !
બેસાડીને ખભે,
ચખાડી અલકમલકની કેવી દુનિયાદારી !
શબ્દો અમને કદીક કહેતા, પલપલાવતાં આંખ :
'ચલો, અમોને શોધો; અમે છુપાશું.'
કદીક કહેતા : 'ચલો, તમે સૌ તરવા હો તૈયાર,
અમે સામો તટ થાશું.'
કદીક શબ્દો કહે : 'તમે સૌ આંખ મીંચતાં,
બની રહો અંધાર,
અમે સૌ દીપ બનીશું !'
કદીક તેઓ કહે : 'બારી સૌ ખોલી દોને આજ;
અમે સૌ ગગન બની આવીશું;
ગગન બની ટહુકાનો સમય રચીશું.'
'અમે ચમકશું, અંધ આંખમાં, બની તિમિરની મ્હેક;
ઘટ ઘટ ઝરમર ઝીલતાં ઝીલતાં અમે ઘૂંટશું મ્હેક.'
શબ્દોની શી લીલા !

એમે એમે ખૂલ્યા,
મેળે મેળે ખીલ્યા !

શબ્દો સાથે ગમે લાડ–લડવાડ,
શબ્દોથી શો ભીતર સ-રસ ઉઘાડ !
શબ્દોથી અહીં સાત સમુંદર પાર ઊતરવા સ્હેલ !
દેશકાળનાં દ્વાર ખોલવાં – એ શબ્દોની ગેલ !
મૃગજલના દરિયેથી મોતી લણવાં,
પડઘાઓની ભીંસ તોડતાં,
કયાંક મૌનને કાંઠે થઈ મમોળુ સ્મિત લહરવું,
એકાંતોની ડાળે ડાળે ટહુકે તેજ નીતરવું,
હવે અમારે માટી ભેદી,
પથ્થર ભેદી,
શ્વાસે શ્વાસે સહજ બધે વિસ્તરવું.
એમ ને એથી એમ —
કદાચ કોઈ કવિને ખૂલવા–ખીલવા
અજવાળાના શ્વાસે શ્વાસે
પ્રાસ પ્રેમના મળે રૂપાળા !
વળી ધરા ને ગગન બેયની વચ્ચે
લયના મુક્ત હિલોળે હીંચતાં
પદ પદનો સંવાદ સાધતાં
નવી નવી કો હસ્તીના મૃદુ રસમય ઉદયે
સતત સર્વની સાથ રચતાં સુંદર સ્નિગ્ધ સમાસ,
મીઠો મીઠો ગહન પમાશે
શબ્દે દીધો શબ્દપારનો સ્વાદ !

## અનુવાદ

અનુ. નામદેવ તારાચંદાણી

### અવાજો

એમ. કમલ

હજી

અંદર પ્રવેશ્યો જ હતો ત્યાં
દીવાલોએ રાડ પાડી,
'આટલું મોડું ?'
એકી સાથે
બનાવટી ઉત્સાહથી
મેજ અને ખુરસીએ
'ગુડ મોર્નિંગ'થી આવકાર્યો.
શરીરનું વજન નાખીને
પગોનો આભાર માનતાં
ઠંડો શ્વાસ લઈ
મૃત નજર ઉપર કરી
ટેબલ પરથી
ફાઈલોનો ઢગલો
મહમદશાહ રંગીલાની જેમ
મારી થાકેલી ને
ઊભરતી યુવાનીને
તાકી રહ્યો હતો.
ને વળી
કોઈક વ્યંગમાં હસ્યું.
મેં ઘડિયાળ અને
કેલેન્ડરને આંખ મારતાં જોઈ લીધાં.
કેલેન્ડરની બીજી લીટીના નાનકડા કેદખાનામાં
ચૌદશના અંધારા સાથે
મારી આજ
હાંફી રહી હતી.
આ આજ
મારી આવતીકાલની જેમ
મરી કેમ નથી જતી ?
હું એને મારી નાખીશ.
એને ખતમ કરી દઈશ.
'અર્જુન,
કોઈ મરતો નથી
માત્ર લીટીઓ અને કેદખાનાં બદલાય છે.
બેસ, મુન્શીગીરી સંભાળ.'
મારા હાથ
ઑટોમેટિક મશીનની જેમ
કલમ ઉપર પડે છે
કલમ
મારી જવાનીને પી પીને
મારા વૃદ્ધત્વને આંબી છે
હું
સ્વપ્નોના રફ પેપર ઉપર
પી. એફ.ની રકમ
સોનાના ઘરેણાંમાં ગણું છું
બૅન્ડના અવાજો આગળ વધતા જાય છે
અંત
મારા ઘરથી
બહુ દૂર નથી.

('ગરંદડ બર્ફ જા નફ્સ'–૧૯૭૫)

## પંજકડા
### પ્રભુ વક્ર

વીંટાયેલું રેશમરૂપ
પીંછી પહેરી ભીડયો વિચાર
ભિક્ષુ સામે નમણું કોઈ
પહેરી માત્ર હવા ને ધૂપ
વીંટાયેલું રેશમરૂપ

o

તડપતો હતો એકતારાનો તાર
હતી કોણ એ રાગ-રાણી ? કહો.
ઝૂકીને જરા એના ચૂમ્યા ચરણ
ઘડાયા સૂરોમાંથી રણઝણ ઝંકાર
તડપતો હતો એકતારાનો તાર

o

('મુખ' ગુલાલ સુરેખા ખ્વાબ'–૧૯૮૦)

## બે રચના
### સદારંગાણી 'ખાદિમ'

'ખાદિમ' શું છે એ સવાલોના જવાબ ?
શું કે હયાતી શું જગતનો આ હિસાબ ?
ને હું ય છું પળમાત્રની કોઈ હકીકત
કે ખ્વાબમાં ખ્વાબી જુએ ખ્વાબોના ખ્વાબ !

o

કણ કેમ કહો ? હું સહરા છું
ટીપું ના કહો, હું દરિયા છું
મજનૂ થઈને ફરતો જ ખુદા
'ખાદિમ' હું ખુદાની લયલા છું

o

('ખુશબૂ ને સફર'–૧૯૮૦)

## ત્રિસંધિ (Triolet)
### કિશન રાહી

આંખ તારી હોય ને હું અશ્રુ હોઉં
હોય દુઃખ ને દુઃખનો કિનારો ય હોય
હોઠ તારા હોય ને હું સ્મિત હોઉં
આંખ તારી હોય ને હું અશ્રુ હોઉં
થાય તું મંઝિલ તો હું થઈ જાઉં રાહ
કોક જીવતરનો સહારો સાંપડે
આંખ તારી હોય ને હું અશ્રુ હોઉં
હોય દુઃખ ને દુઃખનો કિનારો ય હોય

o

('કુમાચ'–૧૯૬૯)

## ભ્રમર
### અરજન શાહ

તેના નયનોની ખુમારી
ને છાતીનો ઉભાર.
કાનને છેડતી વાળની લટ
ને મલકાતો ચહેરો
કંઈક રંગીન વાત પર.
અચાનક સ્મિતની સાથે
કપોલ પર લાલાશનું લાવણ્ય
ને મારી નજરોના ભ્રમરનું
એને વળગી પડવું.

o

('અધો ટુકો'–૧૯૮૨)

# મૃત્યુ સાથે વાતચીત

## મોહન કલ્પના

કાળ, તને મારાં બારણે
હાથ જોડી ઊભેલો જોઉં છું...
આજે ચાલી નીકળવાનો સમય આવ્યો છે કદાચ.
જો માને તો વાત એક કહું તને ?
મને થોડો સમય જોઈએ
ઘડી બે ઘડી
સમય જોઈએ મારાં બાળકોને જોવા
ને મારી પત્નીને જોવા.
અલમારી પરથી ટાગોરનું પુસ્તક લઈ
પાઠ થોડો કવિતાનો કરું.
રેડિયો પરથી સમાચાર સાંભળું દુનિયાના,
અને શાંતિનાં ગીતો ગાઉં
પછી ભલે તું લઈ જા મને
કોઈ પણ જુલમીની પાસે ..
મિત્ર મારા, તું ય શું નારાજ થઈ જાણે છે ?
તારી સાથે લેવા શું ને દેવા શું મારે ?
તું તો માત્ર દૂત છે ઈશ્વરનો
તું તો છે માત્ર લેવા માટે
આપવામાં તું શું ધૂળ જાણે ?
જો કહે તો વાત એક તને પૂછું ?
તને નથી તારા માનઅપમાનનો વિચાર
શાને ભિખારી શો ભટકે ઘરે ઘરે ?
ને માગે દાન જીવનનું ?
કોણ છે આ દુનિયામાં જે તને ચાહે ?
તું જવામાં ન સમજે
હાથ જોડી કરે જીદ

ને અમે છીએ મનુષ્યો
કંઈક દયાળુ, ને કૃપાળુ
મલકાતાં મરી જઈએ
ને કહીએ : વારુ, હાલો જઈએ...
મારા મનમાં છે એક બીજો પ્રશ્ન
શું આપશે જવાબ ?
શું કામ અમને મૃત્યુનો દંડ મળે છે ?
શું અમે નથી બનાવી રેલગાડીઓ ?
ઇમારતો ને મોટરો ?
ને મિલો ને ફેક્ટરીઓ ?
ને પુલો ને કારખાનાં ?
બંધો, બંદરો, ટેલિફોન ને લિફ્ટ ?
શું કામ અમને મૃત્યુનો દંડ મળે છે ?
બીજી બાજુ છે ઈશ્વર
હત્યારો ઘોર પાપી !
કહે મને આજે...
કોણ છે કારણ પૂરનું ?
દુષ્કાળનું, ધરતીકંપનું,
આંધી અને તોફાનનું ?
શું કામ આભથી પડે છે વીજળી ?
ને ફાટે છે પર્વતો ?
કેમ સ્ટીમરો ડૂબે છે સાગરમાં ?
કેમ મરે છે ભૂલકાંઓ શૈશવમાં ?
જા, પૂછ જઈ તારા ભગવાનને
કોણ છે મોતને લાયક
અમે માનવી કે ઈશ્વર !

('જહાજ ને ડેક તે'–૧૯૮૪)

## બધું જ સંયોગથી

મોતીલાલ જોતવાણી

તે મને સ્ટેશને તેડવા આવ્યો હતો
અને ટેક્સીના
શાહી માર્ગો પર પસાર થતાં
નગર સાથેનો પોતાનો પરિચય કરાવતો ચાલ્યો હતો –
'આ ટાઉનહોલ છે
એના હાઉસટેક્સ ડિપાર્ટમેન્ટમા મારું નામ છે
આ જીવન-વીમાવાળાઓની ઊંચી ઇમારત છે.
હુ તેમની પાસે દર વર્ષે પૈસા ભરું છું
સાહિત્ય અકાદમીનું કેન્દ્રીય કાર્યાલય
સામે રવીન્દ્રભવનમા છે.
મારાં કેટલાંક પુસ્તકો ત્યાથી પણ પ્રકાશિત થયા છે.
આ આકાશવાણી દિલ્હી છે.
સૌથી પહેલા મેં જ ત્યાથી
સિન્ધીમા સમાચાર વાચ્યા હતા.'
ગર્વથી કહ્યું હતું, 'હુ પાટનગરમા છુ'
એટલામાં એક મોટો અવાજ
ને તે ન હતો
હેં ? હજી હમણા તો એ મારી સાથે હતો.
ને એટલામાં જ તે હવે ન હતો.
અહીં હુ કેવળ સંયોગથી હતો.
ને અહીં તે કેવળ સંયોગથી ન હતો.
હવે તે પડ્યો હતો
રસ્તા વચ્ચે
નિર્જીવ ઠંડી લાશ.
ટી.એચ., એલ આઈ. સી, એસ. એ., અને એ. આઈ. આર ના
કાર્યાલયોમાં એક નામ.
અને ખરેખર તો નામ પણ નહીં,
લાંબી અનુક્રમણિકાઓમા માત્ર એક સંખ્યા !

('સંબોધનિ ને સડક તે'–૧૯૮૨)

## તસ્વીરો

### નારાયણ શ્યામ

ચૂંટું શેં આ ફૂલ ?
આમ જ ખીલ્યું ડાળ પર
ભગવન્, કરો કબૂલ !

ફરફર ફરકે લીમડી
ખરે પાંદડાં ચાર
નૈન ઝુકાવી સુંદરી
બેઠી કરે વિચાર

પાલવડો ચોમેર
રાત ગઈ ને થયું પરોઢ
શમણાં વેરવિખેર

સાગરકાંઠે પ્યાસ
પાણીપાણી ચોતરફ
પાણીની ના આશ

દૂર આટલું શ્હેર
આ વનવાસી નાગમાં
ક્યાંથી આવું ઝેર ?

તારા કેટલા દૂર
પહેલાં પહેલાં પ્રેમનાં
પ્યારાં પ્યારાં પૂર

અમૃતનજરે નિહાળ
સોના સોના રૂપ ને
રૂપા રૂપા વાળ

આરસ જેવો હાથ
જોયું ના, તેણે ચીંધી
આંગળી કોની પાસ

('ચાક ભિના રાબેલ'-૧૯૬૪)

## વણમાગ્યો લવાયો હું જગતમાં

### ઈશ્વર આંચલ

વણમાગ્યો લવાયો હું જગતમાં
ડગલે ને પગલે છૂટવાની કરી છે કોશિશ
કંઈક તો છે, જેણે જતાં રોકી રાખ્યો છે.

મેં જ્યારે પણ
નિર્ણાયક સ્થિતિઓમાં ડગ માંડ્યા છે
તે ક્ષણે
જિંદગીની દરેક ફરિયાદ
મીણની જેમ પીગળવા લાગી છે !

મૃત્યુના સંગાથમાં
જિંદગીનાં રંગરૂપ,
રાતના પડછાયામાં
ચંદ્રનો આભાસ.

દરેક મુસીબત
દરેક અવરોધ
રસ્તાના એક નાનકડા પથ્થર જેવો
લાગ્યો છે.

બધી અડચણો
નાની થતાં થતાં
ટપકાં થતી જાય છે.
જિંદગી બસ,
એક હકીકત
બાકી બધું
વ્યર્થ લાગવા માંડે છે.
ક્ષીણ લાગે છે દરેક સમસ્યા જિંદગી સામે.

('ખાક-લપ'-૧૯૭૪)

## તન્હા

### ઇન્દ્ર ભોજવાણી

દરેક ગોળી અવાજ કરે, 'હે રામ !'
પ્રગતિ ક્રિમીનલ કોડની, સભ્યતાનો વિકાસ.
મેંઢો સરિતા અમૃત રેડે, સાગર તો ય ખારો
લીડર અરેસ્ટ, કમ્પ્લીટ રેસ્ટ
આદર્શોને જગ્યા મળી કાગળોનાં હૃદયમા.
મહાસાગરની પીઠ પર પાતળું પાંદડું સવાર
નભની સ્લેટ પર યુગોથી એક જ પાઠ.
હું – દુનિયા = હું
પડદા બારીના, રહસ્યોના રખેવાળ.
ખાઈ માનવમાંસ સ્મશાન બેહોશ પડ્યું.
કાગડો ગાયે ગીત કોયલ આપે કોમેન્ટ્રી.
શબ્દકોશોના ઢગલા ઘણા, આંખની ભાષા ક્યા ?
મનને માર્યો એક ચાબૂક – મન મારે છે હજાર.
પગ સરક્યા જ નહીં, હોઠોએ કાપી મંઝિલો
('ગિજલ્યું રચૂ બરમનિ'–૧૯૭૦)

## કેન્ટીનમાં

### મોહન દીપ

ઉજ્જડ કેન્ટીનમાં
લુખ્ખા ચહેરાઓ.
એકબીજાના પરચૂરણમા
આંખ રાખતા કારકુનો.
સખાવતી હોવાનો ઢોંગ કરતા
નવા પરિચિતો.
ઘરનું ગરમ ખાણું અને ઠંડી પત્નીને
યાદ કરતા વૃદ્ધો – અર્ધવૃદ્ધો.
ટિફીન ખોલી ખાતાં,
લાગતી કારકુન છોકરીઓને જોતા.
મટકામા આવતા આંકડા પર શાસ્ત્રાર્થ કરતા.
હાથ ઢીલો.
ચાલવું ધીમું
બોલવામાં સ્ફુર્તિનો અભાવ.
આંખોમાં ઉત્સાહનો ચળકાટ.
ખતમ થતી બેટરી .
આ કેન્ટીન જાણે પોસ્ટમોર્ટમ જોઈ રહી છે
સરકારી સ્ટાફનું.
પોતાના સુપિરિયર્સની દમદાટી ખાતાં
ઝડપી કાર્ય (ક્યારેક)
શરૂ કરે છે.
જાણે એક દર્દના દર્દીઓ
બીજા ખતરનાક દર્દનાં જંતુઓ જોતા
સાહસ કરી
ડૉક્ટર ભણી ધસતા હોય ..
('મુ હિઝે પાટે તે હિકુ હિસ્સો'–૧૯૭૫)

## ગઝલ

### અર્જુન હાસિદ

શું કરું હું આ જ મારી જિંદગી છે;
કોણ જાણે હરપળે શી બેબસી છે !
મેં નભાવ્યુ ના કદી કોઈની સાથ;
જે મળે તે સૌની સાથે દોસતી છે.
ઢાકવાની તો નથી આ વાત જો કે;
તે જ્યાં મે કોઈને એ કયા કરી છે ?
સળવળે સદીઓથી જે હેવાનિયત તે;
આજ પણ પામે જ આવીને સૂતી છે.
કે મરીને પણ કદી મરતો નથી હું;
આત્મહત્યા આજ પણ મેં તો કરી છે.
હોત આપ્યુ કોઈને તેં સ્મિત 'હાસિદ';
આમ તો કોઈ અહીં ના અજનબી છે.
('પથ્થર-પથ્થર કંડા કંડા'–૧૯૭૪)

# સરકસ ચાલુ છે

## હરિકાન્ત

જે કબ્રસ્તાનને ટપીને
મારા સુધી પહોંચે છે નગ્ન અવાજો
તેનો પ્રાસ
મારા દેશ સાથે મળે છે,
( મર્યાદિત અર્થમાં ).
કેટલાક નવા ખાડા ખોદ્યા છે ત્યાં
અનુભવી હાથોએ
જીવતી લાશો માટે
હાલમાં.

સારી એવી વીતી ગઈ છે રાત્રિ
ચાલો
હવે જઈને લાંબા થઈએ સલામત કબરોમાં
કાલે વળી સૂર્ય ઊગશે
ને ઉપાડવો પડશે ભાર પ્રકાશનો
આખો દિવસ
ખોવાયેલી આકાંક્ષાઓ શોધવામાં.

સૂર્ય
પ્રકાશના બહાના હેઠળ
તેના દરેક સ્મિત સાથે
અમને છિન્ન કરવાનો યત્ન કરી રહ્યો છે.
પ્રકાશ
એટલો તો વધી ગયો છે
કે
કંઈ જ દેખાતું નથી.

આંખો બંધ કર્યા પછી પણ
સૂઝતા નથી સંદર્ભો ગઈકાલના અકસ્માતોના.

કોઈપણ અકસ્માત
ઇતિહાસ બની શકે છે,
કોઈપણ ઘાયલ
અમર શહીદ.

શરત
માત્ર સગવડ છે
સમયના ખેતરમાં ઊગી આવતી જડીબુટ્ટી.

ગઈકાલે
જેઓ ઉધાર લઈ ગયા હતા અમારી પાસેથી
અમારું કદ,
બધી જ સાડીઓ નાની પડે છે આજે
એમના સુધી પહોંચવા માટે.
પોતાના હિસ્સાનું સત્ય લૂંટાવી
કેટલા ઠીંગણા બની ગયા છીએ આપણે !

કદથી મોટી ટોપી માથામાં રોપી
અથવા માથું ટોપીમાં રોપીને
ફાંકા મારે છે જોકરો
પોતાની ઊંચાઈ પર.

આ સરકસમાં એમની સંખ્યા પાંચસો ને કંઈક છે,
સિત્તેર કરોડ પ્રેક્ષકોના મનોરંજન માટે
તેમની સંખ્યા પર વ્યંગ
લગભગ દેશદ્રોહ ગણાશે.

આખરે આ સરકસ
આપણી મહાન રાષ્ટ્રિય ઉપલબ્ધિ
અને
સંસારનું સૌથી મોટું સરકસ !

( 'કમાડા આવાજ'–૧૯૮૧ )

# કેવો જમાનો આવ્યો !

## વાસદેવ નિર્મલ

(વાઈ)

કળીઓ કેરા મુખ પર તાળાં કેદ ફૂલની વાસ
અરેરે ! કેવો જમાનો આવ્યો !

કોયલના ગીતોથી ગમતો કૌઆનો બકવાસ
અરેરે ! કેવો જમાનો આવ્યો !

માનસરોવર બેઠા હંસો, છીપે ન એની પ્યાસ
અરેરે ! કેવો જમાનો આવ્યો !

ગાંધી લુમ્બા તણા લોહીમાં ડૂબ્યા રે ઇતિહાસ
અરેરે ! કેવો જમાનો આવ્યો !

બોરમ ધરાની ઇજ્જત લૂટે તો ય ચૂપ આકાશ
અરેરે ! કેવો જમાનો આવ્યો !

દીનધર્મની છત્રછાયમાં વસે નર્યા બદમાશ
અરેરે ! કેવો જમાનો આવ્યો !

ભચડક ચાવે માણસ જુઓ, એકબીજાના માસ
અરેરે ! કેવો જમાનો આવ્યો !

એક મરે ત માટે બીજો કરે માનતા ખાસ
અરેરે ! કેવો જમાનો આવ્યો !

હું, તું, તે ને સઘળા ઉપર બધે છવાયો ત્રાસ
અરેરે ! કેવો જમાનો આવ્યો !

સિન્ધી માટે દુનિયા ઘર પણ શોધે નવા નિવાસ
અરેરે ! કેવો જમાનો આવ્યો !

'નિર્મલ' એ શું દિલ છે જેમાં તડપે ના કોઈ આસ
અરેરે ! કેવો જમાનો આવ્યો !

o

('દુ દિલ સુર મુ દિલ ગીત'-૧૯૭૦)

## બંધ ઑફિસ
### શ્યામ જયસિંઘાણી

મ્યાઉં –
કોઈ ગંધની શોધ
ને થપ થપ...

બંધ ઓરડાઓ, સૂમસામ અગાસીઓ.
છાપરાંઓમાંથી ઊતરતા અંધારામાં અટવાયેલ
રોશનીના કેટલાક રડયાખડયા ટુકડાઓ.
વાસી હવામાં
વરઠીઓના ફફડાટનો અણુઓગળ્યો પડઘો.
કોઈ આત્મા બોલે છે.
કોઈ અવાજ ગૂંજે છે.
આવશે... ફરી આવશે.
આવશે... ફરી આવશે.
થોડા પ્રહરો માટે ગયા છે...
કટાઈ રહેલા મોહને
કલઈ કરાવવા
કોઈને પોતાના કહેવા – કહેવડાવવા.
ઠંડા પડતા ઉમંગો નવેસરથી જગાડવા.
શરીરોની તાણ શમાવવા
ફાઈલોથી દૂર
વ્યક્તિગત ખાતામાં કંઈક નોંધાવવા ..
( ફાઈલોમાં ગમે તે હોય,
તે એમની રામકહાણી નથી )
ખાલી પગથિયાંઓ પર વિખરાયેલ
બિનવારસી ઇચ્છાઓ.
કબાટોમાં બંધ લાઈલાજ મજબૂરીઓ.
ચોળાયેલા કાર્બનપેપરોમાં કચડાયેલ શબ્દો.
મૂગી રાખમાં અવળા મોંએ ધરબાયેલ
સડેલી લાગણીઓ – બુઠ્ઠી તમન્નાઓ.
કેટલાક મોદીઓ/ધોબીઓનાં બિલો.
પ્રેમપત્રોના ફાટેલા ટુકડાઓ.
વ્યક્તિગત બજેટની નોંધ.
કાગળો જ કાગળો.
અભરાઈઓ પર ખડકાયેલા પોટલામાં ભીંસાયેલા
અંધારા, ગૂંગળામણ ને એકલતાને સોંપેલાં.
ખાતેદાર મહેતાજીઓ પાછા આવશે.
આવશે... જરૂર આવશે
પૂંછડી પટપટાવતા.
અંધારા ખૂણે
ગોસ્ત ચાવવાનો અવાજ.
– બે સળગતા અંગારા.
ટેલિફોન કોર્ડ વાયરનો પડછાયો.
ફાંસી જેવા આકારની પેલે પાર
કૂદકો મારી નીકળી જનાર કોઈ આત્મા.
થપ... થપ ..

('વિછાટ્યું'–૧૯૮૦)

## કંઈક કંઈક
### હરિ 'દિલગીર'

ગમે છે હજી જિંદગી થોડી થોડી
ને દિલચસ્પી યે છે હજી થોડી થોડી
વહેંચી જો લઈએ ખુશી થોડી થોડી
ખરેખર જશે એ વધી થોડી થોડી

કોઈ મિત સ્નેહી ને સાથી છે મારો
સહુ સાથ છે દોસ્તી થોડી થોડી
ન ક્યાંયે ખરેખર સદંતર ખરાબી
હશે વાત સારી બધે થોડી થોડી

સુણી એ શકે સુણવાને જેઓ ઇચ્છે
કરે વાત કો ચૂપકીદી થોડી થોડી
દઈ સાઝેદિલ ગીતના સૂર માગ્યા
તો કરવી પડી શાયરી થોડી થોડી
નથી દિલરૂબા જ્યારે 'દિલગીર' સાથે
તો હર ચીજમાં છે કમી થોડી થોડી

('પલ-પલ તે પરલાઉ'–૧૯૭૭)

# શોધ

## વાસુદેવ મોઢી

અવાજોના ગોટેગોટા
પ્લેટફોર્મ પર છે એનાઉન્સમેન્ટ
શબ્દો ક્યાં છે?
આવી ગઈ છે ગાડી
આમાં જ ચડવું છે કદાચ
અવાજોથી વીંટળાયેલો છું
સારું છે ગાડીમાં બેસી રહીએ
આ ગાડી ક્યાં જશે?
સીટીની પ્રતીક્ષા
ફરી અવાજો
શબ્દોથી દૂર
ગાડી ચાલવા લાગી છે
મન હજી પાટા ફેરવે છે

આવડા મોટા ગામનું
આવડું મોટું પ્લેટફોર્મ
અને આવો સૂનકાર
બી ગયો છું હું

'ભાઈ સવાર ક્યાં મળશે?
લોકો હસે છે
પાગલ તો નથી
પણ કદાચ લાગું છું
અનેક રસ્તા છે
મારે એક જ રસ્તો જોઈએ
'ભાઈ, આ રસ્તો ક્યાં જશે?'
ખબર નથી
…ી વખત પૂછવો પડશે આ સવાલ!
હા, મને સવારની તલાશ છે

સવાર ભણી જવું છે મારે
'આ ગામની સવાર ક્યાં છે, ભાઈ!'

કહે છે –
આ ગામમાં
રાત નથી થતી
તેથી સવાર પણ નથી થતી
અજવાળું અહીં હર પળે છે
અરે હર પળે લોકો સડકો પર છે

'ટેક્સી!
સવાર તરફ ચાલ!'
હસે છે ડ્રાઇવર
'બેસો સા'બ
ટે'મ પછી
કોઈ પેસેન્જર મળ્યો છે
આમ આ વિસ્તારનો જ છું
બધું ઓળખું'

બેઠું છું હું
'જુઓ સા'બ, આ બન્નેને –
એકે કફમાં સંતાડેલ છે
સાયનાઇડ લગાડેલ સોય
બીજાએ ડાબલીવાળી વીંટીમાં સંતાડ્યું છે ઝેર
એકબીજામાં શંકા છે બન્નેને
પણ સાથે બેઠા છે પીએ છે
'ના, નેતા નથી
સામાન્ય માણસો છે સસરા
હમણાં જ જીવતી દુશ્મનીને
દફનાવીને આવ્યા છે.'

'પેલો જુઓ ઇન્સ્પેક્ટર
યુનિફોર્મ નકલી
એની પિસ્તોલ પણ રમકડું છે

પણ સુખી છે
રાજી રોટી સારી ચાલે છે'
વિચારું છું
ડ્રાઇવર જરૂર પીધેલ છે
બહુ બોલે છે
બહુ આંચકા ય આપે છે
'જુઓ સા'બ માંસના ટુકડા
કાલ રાતે
ટ્રક નીચે કચડાઈ ગયો સંતદાસ
સાલા કેટલા માંસના ટુકડા
હજી પડ્યા છે વિખરાયેલા
નજીક જ એક ઝૂંપડીમાં રહેતો હતો
તેની વિધવા જોરુ
નવા ખસમ સાથે ગૂમ છે સવારથી
તેનાં નાનકડાં બાળકો
રખડે છે આમતેમ
ન સુખી છે ન દુઃખી છે'
અને 'બધું ચાલ્યા કરે'ની આંખ મારે છે
સોરી સા'બ !
બ્રેક મારવી પડી
પણ આ વાંદરીએ હેરાન કર્યો છે
કાલથી
મરેલા બચ્ચાને
છાતીએ વળગાડી
દોડે છે રસ્તાઓ પર
આ તમારી સવાર સા'બ આવી ગઈ
ઊતરું છું
ના, અહીં તો મંદિર છે
ભજનકીર્તન ચાલે છે
હાથી ઘોડા પાલખી
સંભળાવે છે
ભગવાનનો જન્મદિવસ છે
'ભાઈ, સવાર ક્યાં છે ?'
લથડતા, પડીને ઊભા થતા વૃદ્ધને પૂછું છું
તે ફિલસૂફી ગણગણે છે
'આ પેટી તો વાગે છે
દરેક સાંભળે છે
તેં લાકડીને વાગતાં સાંભળી છે !
આ જો !'
તે માથું આગળ ધરી ઘાવ બતાવે છે
લોહી વહે છે
લહુની ગંધ તેજ છે
ત્યાં જ પાનખાઉ, લાલ દાંતવાળા લોકો
ઘેરી લે છે
'શેઠ, અમને સેવાનો મોકો આપો'
સરકવું જોશે અહીંથી
કેટલાંય વર્ષો અગાઉ
પિતા આંગળી પકડી લાવ્યા હતા આ નગરમાં
ત્યારે સવાર હતી
પિતાનો હાથ ક્યાં છે ?
'ઇન્સ્પેક્ટર સાહેબ,
'તમે કહેશો સવાર ક્યાં છે ?'
'પાછળ આવો !'
ઇન્સ્પેક્ટરની પાછળ જઉં છું
પણ...
પણ એની પિસ્તોલ તો રમકડું છે

o

('સુબહ કિધે આહે ?' – ૧૯૮૩)

# દોસ્તને "......"

## હરીશ વાસવાણી

સત્ય (તારા પત્રમાંથી) શોધતો રહ્યો છું
મારા હોઠ
*ખલિલ જિબ્રાનના કેટલાક શબ્દો ગણગણતા રહ્યા છે*
સુખ અને સત્યના વિરોધ અંગે તેં સંકેત કર્યો છે.
મને ખબર નથી
સુખની તારી પરિભાષા શું છે
પણ ક્યાંક વાંચ્યું હતું
(કદાચ કોઈ બેંક(!)માં લખાયેલા સુ(?)વિચારોમાં)
રાજા હોય કે ખેડૂત
સુખી એ છે
... ... ...
પોતે રાજા ન હોવા પર
અમે ક્યારેય ફરિયાદ નથી કરી
અફસોસ માત્ર એટલો છે
કે અમને ખેડૂત પણ થવા દેવાતા નથી
સત્ય તીક્ષ્ણ હોય છે, બરાબર
પણ દરેક તીક્ષ્ણ વાત સત્ય નથી થઈ જતી
શબ્દ અને અર્થની ખાઈ અત્યંત ઊંડી છે
તું અને હું આપણું હોવાપણું હોમી દઈએ
તો ય એ નહીં ભરાય
(આમે ય મારું કદ કેટલું ?)
મારી મજબૂરી એ છે કે હું
સત્યને શબ્દનું રૂપ નથી આપી શકતો
(કદાચ સત્યને આવું કોઈ રૂપ હોતું જ નથી)
શબ્દ અર્થ અને સત્યના કોયડા
(ધનામની લાલચમાં)
હંમેશાં ઉકેલતો રહ્યો છું

પણ ક્યારેય મારો ઉકેલ
સાચો મનાયો નથી
હારેલા જુગારીનો આત્મા લઈ
પોતાને માટે કેટલાક કઢંગા શબ્દો પણ વાપર્યા છે
ને દુનિયાને વ્યર્થ અને અસાર પણ કીધી છે
પણ તેથી કબીર, તુલસી કે નાનક
નથી બની ગયો
આંખો છે
લખાવટ જોવાનું ચૂકતી નથી
સાંભળ
મૂળ તો
આપણે એકબીજાને કોઈક જગ્યાએ
નાપસંદ કરવા માટે મજબૂર છીએ
આપણી (વ્યક્તિગત) માનસિક રેખાઓ
સરહદો જેવી છે
શાન્તિ માટે વચનબદ્ધ હોવાને કારણે
આપણે બચાવના નામે આપણાં બધાં સૈન્યો
એ સરહદો ભણી મોકલવાં શરૂ કરીએ છીએ
તેથી સરહદ પર હંમેશ સંત્રાસ રહે કે
અને સરહદો સેન્સિટિવ થઈ જાય છે
કોઈપણ અથડામણના સમયે
મરવામારવાની ચિંતા કર્યા સિવાય
આપણે એ માટે આકાંક્ષિત હોઈએ છીએ
કે પોતાને હુમલાખોર ન કહેવામાં આવે
જિંદગી માટે
આપણે બન્ને સ્વીકારી ચૂક્યા છીએ
આપણે ઘણી વખત મરવું છે
કેટલીક વખત આપણે મરી ચૂક્યા છીએ
(પણ
દરેક મરતો માણસ પોતે જ શું પયગંબર નથી ?)

મેં મારા શ્રેવયાર્ડમાં
પોતાના મરી ગયેલા પયગંબરોની સમાધિઓ
સ્થાપી લીધી છે
અને બીજા માટે ખાલી જમીન મૂકી રાખી છે
તેઓ દરેક રાત્રિએ મને ઉપદેશ આપે છે
(ઉપદેશ આપવો જાણે કે મડદાઓ માટે અનામત છે)
– દાખલા તરીકે

મડદું ૧ —
પૃથ્વી આખી સળગી રહી છે
સળગતાં-સળગતાં ફરી રહી છે
એમાંથી અમુક ટુકડા છૂટી રહ્યા છે
એ સળગી રહ્યા છે – ફરી રહ્યા છે
વળી તેમાથી કેટલાક ટુકડા છૂટી રહ્યા છે
આગ ધીમે ધીમે બુઝાઈ જશે

મડદું ૨ —
મનુષ્ય એક વિશાળ રણ છે
જેમાં રેતીના તુચ્છ કણો સિવાય કંઈ નથી
માર્ગ કંડારવાની ઘેલછા વ્યર્થ છે
રસ્તાઓ કેટલીક કપાયેલી કેડીઓ છે (રેતીમા)
મંઝિલોનાં કેટલાક નિશાન દટાયેલાં છે (રેતીમા)

મડદું ૩ —
બધા ચીસ પાડી રહ્યા છે
કોઈ કોઈની ચીસ શોધી શકતું નથી
બીકથી જો કોઈ ચૂપ થઈ પણ જાય
તો તેની ચૂપકીદી કોઈ નહીં જુએ
બીજાઓની અસહ્ય ચીસોથી સૌ બહેરા થઈ જશે
અને દુનિયા એમને માટે શાંત થઈ જશે
પછી દરેકને માત્ર પોતાની ચીસનો
અનુભવ થશે

મડદું ૪—
'સમસ્યાઓ જિંદગીની નહીં પણ મોતની હોય છે' વગેરે
ઉપદેશો ન માનવાની જીદમાં
પ્રભાતે
લાલ ફૂલો, અગરબત્તીઓ અને લોબાન લઈ
હું સમાધિઓ પાસે જાઉં છું
અને પોતાની નાની-નાની ઇચ્છાઓ
છોડી આવું છું
જેમ કે
પ્રિયતમાના મોતની
એકાધિક સ્ત્રીઓ સાથે મૈથુનની
ઘરની નીચે ધરતીકંપ થવાની
પછી આખો દિવસ પોતાની નસોને જોઉં છું
એ કાચની છે તેથી પારદર્શક છે
તેમાં વહેતું પાણી જોઈ મને આનંદ થાય છે
અંતઃકરણમાં નિરખવાનું સુખ કંઈ સહેલું નથી
સાંજે ગ્રેવયાર્ડમાં
એક વધારે મડદું દફેલું મળે છે
(સમાધિમાં જતાં પહેલાં)
મને મારી પ્રિયતમાનાં મોત માટે આશીર્વાદ આપે છે
કોને ખબર એ મને સિફિલિસ આપત
કોને ખબર એના ખોળામાં આગ સળગત
કોને ખબર એની છાતીમાં ઝેર રેડાત
અને સ્ત્રી સાથે મૈથુન કરવાની રજા આપતો રહે છે
ઇન્દ્રિયસુખ માટે કદાચ એ જ
ન્યાયપ્રિય માર્ગ છે
સાથે સાથે
માત્ર પોતાના જ ઘરની નીચે ધરતીકંપની માંગ માટે
મારી નિંદા કરે છે
હું સમાધિઓ પર નથી જતો

તે સવારે કેટલાક મડદા કબરો ઉખેડી મારી સાથે
ભળી જાય છે
અને મારા ધંધા કરવામા મને મદદ કરે છે
ધંધા પિતાનો, ધંધા પુત્રનો, ધંધો પતિનો
ધંધો નોકરીનો અને ધંધો નાગરિકનો
તને તો ખબર છે કે હુ બહુધંધી માણસ છુ
પણ આજકાલ બિઝનેસમા બહુ ખોટ પડી રહી છે
ખરુ તો
ધંધાના કાયદાઓનુ એક નાનુ પુસ્તક
(જેમા બિઝનેસની ગ્લોસરી આપેલ હતી)
મારાથી ખોવાઈ ગયુ છે
અને કાયદાના અર્થ મારાથી ભૂલાઈ ગયા છે
એક વધા
જે હું ઘણા ઉત્સાહથી કરતા હતા
શબ્દના ધાતુમાથી સિક્કાઓ ઘડવા ને સંઘરવાનો
સરકારે ઑર્ડિનન્સ બહાર પાડીને
એને ગેરકાનૂની ફરમાવી દીધા છે
કેટલાક કીમતી સિક્કાઓ
જે મે સાચવી રાખ્યા હતા
તે હવે લીગલ ટેન્ડર નથી રહ્યા
ગરીબી અનુભવાતા તે ખખડાવી
રાજી થઉ છુ
પણ ગરીબીમા કોઈ ફરક નથી પડતા
કારણ એના બદલે મને કોઈ કંઈ નહી આપે
ખોટ ઉપર હુ ચૂપ છુ
જો રોઈશ તો મડદા મને ચૂપ કરાવવા મારશે
માર ખાઈ હુ વધુ રોઈશ
અને એ વધુ મારશે
દીવાળુ કાઢવાથી મને ખબર છે
દુનિયા મને સુવડાવી મારી ઉપર

ઘોડાઓની રેસ કરશે
અને પછી મને લિલામ કરશે
અત્યારે મારા અસ્તિત્વને
લિલામની પળોની તૈયારી કરવી છે
(એ સિવાય મારું કયું ભાવિ છે?)
તેથી શરીર પર પડતા દરેક દબાણના કારણે
પગોમાં મને નાળ અનુભવાય છે
અને દરેક અવાજમાંથી ટાપ-ટાપનો અર્થ કાઢું છું
(– બચાવો રે બચાવો)
પણ બધું સહન કરવા માટે અશક્ત છું
ખાવાની ખોટ છે
'અન્ડર નર્સ્ડ' આત્માઓ રોજ મળે છે
કથા છે —
મારી બિરાદરીના એક મિત્રને
પરદેશમાં તેના મિત્રની મા
પહોંચતાં જ સૌથી પહેલાં ખાવાનું આપે છે
એવા શબ્દો સાથે
'દીકરા ભારતમાંથી આવ્યો છે, ભૂખ્યો હઈશ'
મારા માટે બોલી કોણ બોલશે, કોણ જાણે
પણ હું કોઈને ઓળખી નહીં શકું
ચહેરાઓ મને અત્યારે ય નથી દેખાતા
કેટલાક આંકડાઓ છે
આંખો કાન નાક હોઠ બાવડાં જાંઘો
(આજકાલ તો સ્પેરપાર્ટ્સ પણ ઉપલબ્ધ છે)
જેમાં હલનચલન થતું રહે છે
એના સરવાળાનું નામ માનવતા છે
માનવતામાંથી
અંતે મને માત્ર બે વસ્તુઓની અપેક્ષા રહેશે
આંખો
અને એક જૂની પાટી

જેના પર નાનપણમાં હું
પ્રેમ શ્રદ્ધા વિશ્વાસ અને મિત્રના જેવા શબ્દો
લખી પાઠ કરતો હતો
પછીથી વરસાદોએ એને ધોઈ નાખ્યા છે
પણ પાટી મેં રાખી છે
અત્યારે તેના પર માત્ર કાળું ધુમ્મસ છે
જે મને એ અક્ષરોની યાદ આપે છે
હું પાટી ધોઈ
તેના પર તારો પત્ર ચોડી દઈશ
અને પાટી બહાર રાખી વરસાદની પ્રતીક્ષા કરીશ

('૪૦-૭૬'-૧૯૬૬)

○

## શું ત્યારે સાજન મળશે?

### ગોવર્ધન ભારતી

જ્યારે બહાર
થાશે ફુવાર
લીલા પાન પીળા થાશે
કરમાયેલ પાંખડી તૂટેલા ફૂલ
દુઃખના આંસુ રેલાને
ડાળ ડાળ ને ફૂલ ફૂલ પર ફાગણ જ્યારે ફરશે
શું ત્યારે સાજન મળશે?

સુંદર રાતો
ને વરસાદ
જ્યારે પૂરા થઈ જશે
બાગોના પત્ર ગિયા ભમરા સૌ
ને ભમરડીઓ ઊડી જશે
ઉનાળાના તડકે લાગી નૂથી સૂર્ય સળગશે
શું ત્યારે સાજન મળશે?

દિલના તરંગ
મનના ઉમંગ
આશાઓ બૂઝાઈ જશે
જોબનવતી કાયાના સૌ
રંગ ઊડી વિખરાશે
જે પળ રોગ ગાલ ઉપર રે' ઘડપણ દેખા દેશે
શું ત્યારે સાજન મળશે?

જ્યારે કાળા
કાજળવાળા
નયનોમાં નૂર ન રહેશે
હોઠની ફિક્કી રતાશ પર
અશ્રુના દરિયા ઢળશે
ને જ્યારે કાતિલ મોત આવીને માથે ફેરા ફરશે
શું ત્યારે સાજન મળશે?

('વડા મીઠ મસીર')

# વનવતન-વિચ્છેદની વેદના

મણિલાલ હ. પટેલ

## વેરાન

બાર વરસને અંતે જોયું ગામ
—એનું નવું પડયું છે નામ!—
આંગણમાં ઊભેલો વગડો
ઉગમણી પા ટેકરીઓની સોડે
પાછે પગલે દોડે;
દોડે સાથે કલરવમાળા,
સૂરજિયા અંધારા સાથે પડછાયા પગપાળા;
ધુંગામાં સૂતાં'તાં તે સૌ શિયાળ કયાં છે!
કયાં છે પેલા સાપલિસોટા ચટાપટાળા!
રાનબિલાડાના ડોળામાં ફરતાં તેજફૂંડાળાં
કયાં છે!
રેતકાંકરા પાછળ મૂકી વહી ગયા રે વ્હેળા,
છંછેડેલા મધપૂડાની
લાખલાખ માખોના કયાં રે
એ કોલાહલમેળા!
કઠિયારાની કુહાડીઓના ટચકા કાને પડે
કડડડ કરતાં વૃક્ષ સામટાં પડે
ખરખર મારાં ખરી રહ્યાં છે પાન;
ખરખર ખરી રહ્યાં છે ગાન;
હર્યુંભર્યું (હું)રાન
હવે વેરાન!

જયન્ત પાઠક

'અનુનય'ના કવિ જયન્ત પાઠકને ૧૯૮૦નો કેન્દ્રીય સાહિત્ય અકાદમી પુરસ્કાર પ્રાપ્ત થયો છે. 'અનુનય'ની કવિતામાં વનવતન સાથેનો અનુરાગ તીવ્રતાથી ઊપસે છે. વનવતનનો આદિમ લય, એની અસલિયતનો વૈભવ કાવ્ય દ્વારા કવિનો અનુનય પામે છે. 'અનુનય'માં કવિતા સાથેનો ય અનુનય કવિએ વર્ણવ્યો છે. અરણ્ય-અનુરાગ કે વન-વ્હાલની કવિની આ પ્રકારની કવિતાનો પ્રથમ આવિષ્કાર આપણને એમના પુરોગામી સંગ્રહ 'અંતરીક્ષ'માં જોવા/માણવા મળેલો. અરણ્યને અડીને ઊભેલા પોતાના વતનની એ આદિમ અનુભૂતિઓએ કવિ જયંત પાઠકને રઘવાયા કરી મૂકેલા. 'અંતરીક્ષ' અને 'અનુનય'ની કવિતામાં ઘવાયેલા કવિનો રઘવાયો શબ્દ કાવ્યત્વને પામ્યો છે. 'વનાંચલ' નામની બાળપણનાં સંસ્મરણોની કથા એક દાયકા પહેલાં આ કવિએ લખી હતી. લાલિત્યપૂર્ણ એ સર્જનાત્મક-સંસ્પર્શયુક્ત વતન-કથાલેખને કવિની કાવ્યદિશા પલટી નાખી હતી એ વાત સુવિદિત છે. 'વેરાન' નામનું આ કાવ્ય કવિના 'અંતરીક્ષ'(પૃ. ૪૪)માંથી આસ્વાદ માટે પસંદ કર્યું છે. કાવ્યોપકરણોના કશાય ભાર વિનાનું આ હળવું ફૂલ કાવ્ય જેટલું સરળ લાગે છે એટલું સપાટ નથી, બલ્કે રસાળ છે. 'કવિ

ભાષામા પડેલી ભાષા' પાસેથી કામ લે છે, કાવ્યમા જે કહેવાય છે એના કરતા જે શબ્દો વડે નથી કહેવાતુ પણ ધ્વનિત થાય છે એ વધારે અગત્યનુ હોય છે 'વેરાન'નુ ભાવાર્થવાળી પકડ કરતા આ વાતો સ્પષ્ટ થઈ જાય છે

સાઠીની ગુજરાતી કવિતામા યુદ્ધોત્તર દનાશાનો અને યત્રયુગજન્ય શહેરીકરણની પ્રક્રિયામાથી સર્જા-યેલી મૂલ્યહ્રાસોન્મુખ સમાજની અવદશાનો બળવાન પડઘો સભળાય છે. માનવજીવનને છિન્નભિન્ન કરી નાખનારી આ સ્થિતિ ગામડાના સીમાડાઓને ઓળગીને અરણ્યની સરહદોને ય સ્પર્શે છે! માણસ પ્રકૃતિના જે વૈભવોમા સાહજિક ઉલ્લાસથી ઉછરતો હતો એ ઉલ્લાસ અને એ વનસ્ફૂર્તિ હવે સ્વપ્નવત્ બનતા જાય છે! સવેદનપટુ કવિ આનાથી ઘવાય છે! યત્રયુગે સાધેલો વિકાસ આપણા કવિને બદૂકની ગોળીની જેમ વાગે છે! ને કવિ ભરચક લીલો 'હર્યોભર્યો ગન વગડો મરી જઈને વેરાન બની જાય છે 'વેરાન કાવ્ય એક રીતે 'હર્યા ભર્યા રાન'માથી માનવ અને જીવનને વેરાન બનાવતી યત્રયુગીન પરિસ્થિતિનુ કાવ્ય બની રહે છે

મજબૂરીઓ માણસને ધધાર્થે શહેરમા ખેચી ગઈ છે વનાચલ છૂટી ગયો છે! વનાચલમા વિતાવેલુ બાળપણ, એનો આદિમ લય, એની અસ્ખલિતતાનો કેફ કવિને બરાબર યાદ છે કવિ એ બધુ જ પુનઃ પ્રેક્ષવા માટે વ્યગ્ર છે કવિની આ વ્યગ્રવિહ્વળ વનવતનપ્રીતિ ઘણા કાવ્યોમા ઝિલાય છે વનાચલ તો હવે સ્મરણમા જ ટકયો છે વનસમીપના એ નદની ગધ, એનો રગ કવિને વ્યાકુળ કરે છે હવે કોઈ ઉપાય નથી! સ્મરણથી કવિ એ બધુ જીવે છે. ક્યારેક રોષ, તો ક્યારેક આક્રોશ વ્યક્ત કરતા આ કવિ પોતાના એ વનવતનને યાદ કરે છે. કવિની એ યાદમા વેદનાની વ્યજના ઘૂટાય છે

'વેરાન' કાવ્યનો પ્રારભ વિષાદથી થાય છે બાર વરસને અતે કવિ પોતાનુ વહાલુ ગામ જુએ છે! સમયની કેવડી મોટી ખાઈ! વતનનુ નામ પણ બદલાઈ ગયુ છે ઓહ! ક્રૂર સમયે એ લાગણી ભર્યું લડકુ નામ પણ છીનવી લીધુ છે! નામથી પણ વિચ્છેદ! પહેલો જ આઘાત! જે નામ કદી નહોતુ ભુલાયુ, જે નામ કદીય ભુલાવાનુ કે બદલાવાનુ નહોતુ, જે નામ આખા શૈશવને રમતુ કરી દેતુ હતુ, એ જ હવે નથી રહ્યુ! પછી બીજુ તો શુ બચ્યુ હોય?

પદરપચીસ ઘરના એ ગામમા વગડો છેક આગણામા જ ઊભો હોય, પછીતે ડુગરા ડોલતા હોય પાછને બારણેથી જ સીમ શરૂ થતી હોય, વૃક્ષો ઘરને બાહુમા ઝુલાવતા ઊભા હોય, ખળખળ વહેતા જળ સભળાય એટલી જ દૂર ચોમાસે ભર-પૂર નદી હોય અને સ્વજનની આખ જેવુ તળાવ ગામમા પેસતા જ સત્કારતુ હોય! કેવુ હોય છે એક ગામમા! પણ હવે તો એ બધુ જ દૂર દૂર સરી ગયુ છે વગડો ચાલી ગયો છે, ઉગમણી દિશાની ટેકરીઓની સોડમા લપાયેલો એ વગડો પાછે પગને દોડતો દોડતો દૂરના જગલોમા ચાલ્યો ગયો છે. હાસ્તો, વૃક્ષો કપાઈ જાય, ટેકરીઓની છાતી ખુલ્લી થઈ જાય, વનન પશુઓ કે પખીઓ પછી રહે ક્યા? બધુ દૂર ને દૂર અરણ્યમા અલોપ થઈ જાય છે! પખા ગયા, કલરવોના મેળા ગયા! સાજ ગઈ, સાજના લબાતા પડછાયા ગયા! આથમતા

સૂર્યની ગતિએ બધું પગપાળા મુસાફરની જેમ અલોપ થઈ ગયું છે! પ્રકાશ-છાયાની સવારસાંજની લીલા અદશ્ય છે હવે. શતરંજનાં બધાં જ ઘર ખાલી હોય, એવી છે આ વનભૂમિ! એકેય પ્યાદું નથી, વૃક્ષ નથી...સૂરજના જવાની સાથે એની પાછળ ગતિ કરતા અંધારા જેવું બધું જ હવે શૂન્ય! શાન્ત! કદાચ ક્લાન્ત છે વધુ. કવિને પ્રશ્ન થતો હશે કે ક્યાં છે મારું ગામ? ક્યાં છે મારું ઘર? ભીંત પરના ઊખડતા પોપડાને જયંત પાઠકે સમયની સાથે જ નહીં, બલ્કે ઊખડતા માનવો અને સંબંધો સાથે જોડયા જ છે–એમના એક કાવ્યમાં! વનાંચલ હવે ફરફરતો નથી, વનાંચલ ઉપર જે સૂરજ ઊગે છે તે નવો છે, શહેરનો છે કદાચ!

વતનથી વિચ્છેદાયેલા કવિ હવે વનને શોધે છે! ધુંગામાં સૂતાં'તાં એ શિયાળ હવે નથી. રાત્રિએ થતી એમની લાળીથી નિદ્રા તૂટવાનું જે સુખ મળતું એ ય હવે નથી. સાપ ગયા છે ને એના લિસોટા ય ગયા છે! ચટાપટાળા સર્પો અને લિસોટા જોતાં જ યાદ આવતો ચટાપટાળો સાપ! એટલે જ કવિ 'સાપલિસોટા ચટાપટાળા' એવો શબ્દપાઠ રચે છે! શબ્દમાંથી મળતો કવિવિવક્ષિતાર્થ અહીં ધ્યાનપાત્ર છે. રાન બિલાડાના ડોળાનાં તેજકૂંડાળાં હોય એ જોવાની ભયમિશ્રિત મજા કવિ ઝંખતા હશે. કવિ એટલે તો એ આવી નાની વિગતને પણ યાદ કરી લે છે. બધું જ ગયું છે, નષ્ટ થયું છે. એટલે કવિએ ક્યાંય પંક્તિને અંતે પ્રશ્નાર્થચિહ્ન મૂક્યું નથી. અને એટલે કવિએ પૂછેલા પ્રશ્નનો પ્રશ્નાર્થભાવ વિષાદાર્થમાં પલટાઈ જાય છે આપોઆપ.

'રેત કાંકરા પાછળ મૂકી વહી ગયા રે વ્હેળા!' કાવ્યમાં પહેલી જ વખતે કવિએ વિલય પામેલા વૈભવને 'વહી ગયા રે વ્હેળા' કહીને વર્ણવ્યો છે! પંક્તિમાંનો 'રે' કવિની વેદનાને ઘૂંટે છે. આ 'રે'માં નિઃસહાયતાનો ચહેરો પણ જોઈ શકાય. ભીનાછમ વ્હેળાઓ તો ગયા. હવે તો માત્ર સૂકા-ખંખ રેતકાંકરા રઝળે છે. વ્હાલી ચીજોની વસમી યાદો! ભીનાશ ગઈ એની સૂકી નિશાનીઓ જ હવે નજરે રઝળતી દેખાય છે. કોઈએ ઉત્સાહમાં આવીને છંછેડેલા મધપૂડાની માખીઓનો ગણગણાટ કવિ ભૂલ્યા નથી. એનો ય એક મધુર અવાજ! કવિને મન એ કોલાહલ છે. 'શાન્ત કોલાહલ!' એટલે જ કવિ એને 'કોલાહલમેળા' કહે છે. ને એવા તો કેટકેટલાય 'મેળાઓ' છૂટી ગયા છે, રોળાઈ-રગદોળાઈ ગયા છે – યંત્રયુગને હાથે.

અંદર સળગતા નીંભાડાની જેમ કવિમાં એ બધું જ વેદનારૂપે સળગે છે, એની યાદો વળીવળીને કવિને વળગે છે. કાવ્યમાં કરુણ ભાવને વધારે નક્કર રીતે મૂર્ત કરતી પંક્તિઓ આ રહી:

'કઠિયારાની કુહાડીના ટચકા કાને પડે
કડડડ કરતાં વૃક્ષ સામટાં પડે'

પ્રત્યેક અક્ષરને છૂટા પાડીને ભાવાર્દ્રસંદર્ભે ધીમે-ધીમે એના લયમાં વાંચવાથી વેદનાની સરહદોમાં પહોંચી શકાય છે. ક્યાંક કઠિયારો કુહાડીથી ટચકા કરે છે! કદાચ વિતેલા ભૂતકાળમાં આવી ટચકાની ક્ષણોએ જ 'રાન'ને 'વેરાન' કરી દીધું છે કવિને હજીય એના ભણકારા વાગે છે. પડઘાઓ ભય થઈને રઝળે છે, ક્યાંક વૃક્ષ થઈને ભય જ ઢળી પડે છે. અસલિયતનો ઢેર અહીં ઢગલો થઈ પડે છે. એકએક ટચકો એના પડઘાઓ, ભય, એક પછી એક પડતાં વૃક્ષો. ને પછી તો બધું એકસામટું કડડડ થઈને ઊથલી પડે છે... 'કડડડ'માં ઊખડી જવાની વેદન

સગ્સ ઊપસી રહે છે વૃક્ષોના જતા સાથે સઘળુ ખાલીખમ ! કવિના પાન ખરે છે એમને કે વૃક્ષમય કવિના પાદડા હવે ખરખર ખરી રહ્યા છે ઇચ્છાની કૂપળો હવે ફૂટતી નથી વનવતનના પ્રેમના જે પલ્લવો હતા એય હવે ખરી રહ્યા છે કઇમા ગાન હતા—વ્હાલના. એય હવે ખરતા જાય છે ગાન તો કેટકટલી નદીનુ ગાન વ્હેળનુ ગાન પવન અને પખીના ગાન, કેદમા મહાલતા આદિવાસીનુ ગાન— આ બધાનો સરવાળો કરીએ એટલે કવિનુ ગાન બન્યુ હશે ! હવે કવિનુ ગાન પણ ક્યાથી હોય?

કવિને અચાનક 'હર્યું ભર્યું રાન' ઘેરી વળે છે કવિ પોતે જ 'હર્યુંભર્યું રાન' હતો કવિ 'રાનમય' હતો ને રાન કાવ્યમય હોય જ પણ હવે પેલું 'હર્યાભર્યાપણુ રાનમાથી બાદ થઈ ગયુ છે કવિમાથી એ 'હર્યું ભર્યું રાન' બાદ થઈ જતા માત્ર 'વેરાન' જ બચે છે જે રાન હવે કાયમ નથી એ 'ગન નો કવિ તો 'વેરાન' જ હોય ને '(હૂ) રાન'ની સામે/સાથે કવિ વેરાન શબ્દ મૂકે છે. કવિ એકાક્ષરી ફેરફાર કરીને કેવડો અર્થ પનટો રચી દે છે 'ભાષામા પડેલી ભાષા' આવા નાજુક બિંદુએ જ લેખે લાગતી હોય છે કાવ્યમા સીધુ કથન કાવ્યને બોલકુ (લાઉડ) બનાવી દે એવો ડર હમેશા રહે છે, પણ જયત પાઠક એ ભયસ્થાનને સફળતાથી ઓળગી ગયા છે ગન્યમા આવતા, ને સાહજિક ક્રમે ગોઠવાતા પ્રાસો, 'ગ' કાર અને 'પ'કારવાળા શબ્દો ભાવને ખાસ્સા ઉપકારક બને છે 'આ'કારયુક્ત શબ્દોનુ દીર્ઘ ઉચ્ચારણ વેદનાના ભાવને કે વિષાદી સૂરને ઊડાણથી રજૂ કરવામા મદદરૂપ પુરવાર થાય છે

કવિ જયત પાઠકની વતનવિચ્છેદની ઘણીબધી વેદનાઓનો સરવાળો આ કાવ્યમા પામી શકાય. કાવ્યના પડેપડને ખોલીને આપણે જોયુ કે આખોય વનાચલ ઓછા અને સરળ શબ્દોમા કેવા તો ઊડાણથી અને સૂક્ષ્મતાથી ઝિલાયો છે ! 'થોડા વગડાનો શ્વાસ' શ્વાસમા ભરીભરીને જીવતા આ કવિમા એ વગડા માટેનો વિશ્વાસ હજીય અકબધ જ લાગે છે નગરમા જીવતા કવિની શ્રદ્ધા એને અરણ્યની સરહદ સુધી દોરી જાય છે ! કવિ ઉશનસમા પણ આપણને વનો પ્રત્યેની અપાર માયા દેખાય છે ઉશનસ્‌ની કવિતાની ગતિ નગરસસ્કૃતિથી અરણ્ય સંસ્કૃતિ ભણીની છે તો એમના જ સમકાલીન એમના કવિબધુ જયત પાઠકની કવિતાની ગતિ જનથી વન ભણીની અને ક્યારેક વનથી જન ભણીની છે, એમ પ્રતીત થાય છે ઉશનસ્‌મા જે કવિ અરણ્યોને ફેફસામા ભરીભરીને શબ્દબદ્ધ કરે છે જ્યારે જયતભાઈમાનો કવિ વનાન્તે ઊભો રહીને વનાચલમાથી ઊખડી ગયેલી અસલી જનપદની વેદનાને વાચા આપે છે આ બને કવિઓએ માનવપ્રેમને ય ગાયો છે પણ અરણ્યરોમાચની ઉશનસ્‌ની કવિતા તેમજ જયત પાઠકની વનવતન વિચ્છેદની વેદનાની કવિતા નોખી છે એટલે જ વિશેષ આકર્ષક અને આસ્વાદ્ય છે વેદનાનો સૂર કવિતામાથી કોઈ કાળે લુપ્ત ન હજો

# 'ગઝલ નામ સુખ' વિશે

## રાજેશ વ્યાસ

'ઘાયલ' સાહેબના ગઝલસંગ્રહો 'રંગ'થી લઈને તાજેતરમાં પ્રગટ થયેલ તેમના છઠ્ઠા ગઝલ-સંગ્રહ 'ગઝલ નામ સુખ' સુધી સળંગ યાત્રા કરવાનું બને તો નદીનો પ્રવાહ ધીરે ધીરે કઈ રીતે પટ બદલાતો હોય છે તે સહજ અનુભવી શકાય. ઘાયલ-સાહેબ ગત પેઢીના ગઝલકારો માંના એક પ્રમુખ ગઝલકાર છે, જેમણે ગઝલના પલટાતા પ્રવાહને જાણ્યો છે, નવાજ્યો છે અને અપનાવ્યો છે એટલું જ નહીં, પણ ગઝલના વિકાસમાં પોતે કારણભૂત પણ બન્યા છે. તેમણે તેમની ગઝલોને મુક્ત રીતે વહેવા દીધી છે. ખેપ કરી છે તો ગઝલની અને રત રહ્યા છે તો પણ ગઝલમાં જ. એ એક એવા કવિ છે જેમણે એક માત્ર ગઝલની જ એકોપાસના કરી છે. ગઝલની ધૂણી ધખાવનાર ઘાયલસાહેબે 'ગઝલ નામ સુખ' દ્વારા તેમની તાજા-બ-તાજા ગઝલોનું સંકલન આપ્યું છે.

પરંપરાનો ગઝલકાર હોય તો તેના સંગ્રહમાં કઈ કઈ રદીફો, કેટલા કાફિયા અને કયા કયા વિષયો હશે તેની એક યાદી નાનું છોકરું ય બનાવે તો સાચી પડે. પરંતુ ઘાયલસાહેબની ગઝલોના અનેક જમા પાસાંઓમાંનું એક પાસું એ પણ છે કે વિષયવૈવિધ્ય અને નિરૂપણ હંમેશાં તાજાં રહ્યાં છે, પલટાતા સમયને અનુરૂપ રહ્યાં છે, કારણ કે તે કહે છે તેમ :

'દેવ દુર્લભ દર્દની છે દેણગી,
શાયરી શબ્દોનું કરિયાણું નથી.' (પૃ. ૫૫)

'ગઝલ નામ સુખ' એ અમૃત ઘાયલને માટે પ્રાણનું પાથેય છે. તેની સરખામણીમાં અન્ય સુખ તેમને તૃણવત્ અને તુચ્છ લાગે છે. જીવનમાં તેમણે સતત ગઝલ અને માત્ર ગઝલને જ રટી છે, અને આ જ કારણે તેમની ગઝલો વાંચતાં આપણને પણ બે-પાંચ ગઝલકારો બાદ કરતાં અન્યની ગઝલો તૃણ-વત્ લાગે છે.

ગુજરાતી ગઝલસાહિત્યમાં કાફિયાનું વૈવિધ્ય તેમણે આણ્યું છે. કલ્પના પણ ન હોય તે શબ્દના અનેક કાફિયા તેમને સહજસાધ્ય ! સીમિત કાફિયાનું દારિદ્રય ભોગવતી ગુજરાતી ગઝલને અઢળક વૈવિધ્ય ધરાવતા કાફિયાથી સમૃદ્ધ કરવાના યત્નના પણ સર્વ-પ્રથમ અધિકારી તેઓ જ છે. અમુક કાફિયા લઈને ગઝલ પૂરી કરવી અઘરી નહીં, અશક્ય જ લાગે; તેવા કાફિયાઓ પણ તેમની ગઝલમાં સાવ સહજ રીતે આવી ચઢેલા જણાય છે :

'જો સમિધોથી નથી પ્રગટી તો મેં
વેદી અસ્થિથી સંધૂકી જોઈ છે.'

(પૃ. ૫૩)

ઉપરની ગઝલના અન્ય કાફિયા 'ચૂકી', 'ટૂકી', 'ફૂંકી' વગેરે છે. તેમણે કાફિયાને માટે ભાષાનું કોઈ બંધન સ્વીકાર્યું નથી. સોરઠી બોલી, ઉર્દૂ, સંસ્કૃત કે અંગ્રેજી કોઈ પણ ભાષાને જ્યાં ખપ પડી છે ત્યાં પ્રયોજી છે. પૃ. ૨૩ ઉપરની ગઝલમાં 'ઘર', 'અમર' સાથે 'brother' જેવો અંગ્રેજી કાફિયા જોવા મળે છે. જો કે ક્યારેક

માણસાઈ', 'તવાઈ', 'વધાઈ' સાથે 'કિબ્રિનાઈ' જેવો અપરિચિત શબ્દ પણ કાફિયા તરીકે તેઓ પ્રયોજે છે, તો ક્યારેક 'F', 'કેફ', 'safe', 'વાકેફ' જેવા કાફિયા પણ કોઈને દુરાકૃષ્ટ લાગે તેવી રીતે સાયાસ પ્રયોજવા લાગે છે બેચાર ઉદાહરણો જોઈએ

'Dની પછી "E'–E ની પછી "F' જોઈએ
મુજને નથી રસ એમા મને કેફ જોઈએ
એની શી ખાતરી કે એ ચોરાઈ ના જશે
આ દિલને કાજ બેન્કમા એક safe જોઈએ.

(પૃ. ૫૭)

કરી છે દોડાની એમણે માનવપ્રતિષ્ઠાને,
લઈ બેઠા છે જેઓ આજ ઠેકા કિબ્રિયાઈનો

(પૃ ૧૮)

આવે વખતે ગઝલને કે કોઈ સારા વિચારને જ સહન કરવુ પડતુ છે તેમની ગઝલોની બીજી એક લાક્ષણિકતા મત્લાના શેરોની છે એકથી વધારે શેર મત્લાના હોય તેવી ગઝલો તેમના સગ્રહોમા ખાસ્સી હોય છે જો કે હવે મત્લા લખવાની પ્રણાલી કદાચ વૈયક્તિક મર્યાદાઓને કારણે કે ફેશનને કારણે ઓછી નિભાવાતી જોવા મળે છે સારો મત્લા તાકાત માગી લે તેવી વસ્તુ છે મત્લાને ટાળવાની વૃત્તિ કાવ્યશક્તિની ઓટ જેવી લાગે છે આવા સજોગોમા ઘાયલસાહેબમા મત્લાઓનુ વૈવિધ્ય ઊડીને આંખે વળગે એવુ જમાપાસુ બને છે. એક જ ગઝલમા તેઓ ક્યારેક ચારપાચ શેર મત્લાના કરી નાખે છે — આસાનીથી હસતા રમતા!

પ્રસ્તુત સગ્રહના આરભે 'થોડુ ક અગત'મા [...] જણાવે છે તેમ આ સગ્રહમા સ્થાન પામેલી [...]ોટા ભાગની ગઝલો, તમની પથારીવશ અવસ્થા દરમ્યાન સર્જાયેલી છે. તો પૃ ૭, પૃ. ૧૧ પર છે તેવી ગઝલો, છપાયે વર્ષો વીત્યા પછી અહી પ્રથમ વાર ગ્રથસ્થ થાય છે

આગળ વાત કરી ગયા તેમ ઘાયલસાહેબની ગઝલોને ઝીણવટથી જોતા તેના જુદા જુદા રગોને તારવી શકાય છે રગ થી 'ગઝલ નામ સુખ' સુધીના સગ્રહોની ગઝલો વચ્ચે સૂક્ષ્મ ભેદરેખાઓ છે, જે ઘાયલસાહેબના બદલાતા મિજાજની તાસીરો ગણાય પ્રસ્તુત સગ્રહમા 'ઉતરાવો મોતિયો એ કારનો' (પૃ ૪૫), 'જ્યા સુધી આ મોતિયો ના ઊતરે' (પૃ ૭૧), કે 'મોતિયાનુ મોતી ઝટ પાક નહી' (પૃ. ૨૦૪) જેવા મિસરાઓ ઘાયલ સાહેબની શારીરિક અવસ્થાનો સીધો પરિચય પણ આપે છે આવા ઉલ્લેખોનો અતિરેક કાવ્યને હાનિ પહોચાડે તે સમજતા વાર લાગતી નથી છતા આખી ને આખી ઉતારવાનુ મન થઈ આવે એટલી સખ્યામા સારી ગઝલો પણ એમની પાસેથી મળે છે પણ અહી થોડાક ગમતા શેર ટાકીને સંતોષ માનુ છુ

'તરણાનુ શુ ગજુ કે ભલા શીશ ઊચકે,
એ વ્યક્ત કરવા ચાહે છે શ્રદ્ધા હુકારમા'

(પૃ ૩)

'મને હાજી ઊભો છે એમ કે મારો જ પડછાયો
(કે) સ્પર્શી તો શકુ છુ પણ મને પેખી નથી શકતો.'

(પૃ. ૧૫)

'જીવન પણ આખરે ટમટમતો દીપ છે ઘાયલ,
સળગતો સૂર્ય નથી કે હુ ઓલવી ન શકુ'

(પૃ ૨૫)

'ક્યારેય કનકવરણુ લહેરાયુ નથી તરણુ,
છુ વર્ષો થયા પડતર કે કોક મને ખેડો

માન્યું કે નથી સૂફી હું રિન્દ તથાપિ હું,
નરસિંહ સમો નાગર કે હોક અને સાહો.'
(પૃ. ૨૮)

'નથી અસલમાં નથી કોઈ દશ્ય કદરૂપું,
તું કોઈ નૂરથી તારી નજર નિખારી જો.'
(પૃ. ૪૫)

'વિષ હતું આમ પણ ઔષધિ થઈ રહ્યું,
કામ આવ્યું તો આવ્યું ગઝલ નામે સુખ.'
(પૃ. ૬૦)

ગઝલની જેમ જ અહીં સ્થાન પામેલાં મુક્તકો પણ વાંચતાં સોંસરાં ઊતરી જાય તેવાં છે. માંદગીને કારણે રહી જવા પામેલી ક્ષતિઓ ક્ષમ્ય ગણી શકાય, પરંતુ એકની એક ગઝલ પૃ. ૧૬ અને પૃ. ૧૭ પર બે શેરના વધારાઘટાડા સાથે છપાઈ ગઈ છે, જે ભૂલ સ્હેજે નીવારી શકાઈ હોત. પૃ. ૬૭ પરની ગઝલ તેમના પહેલાના ગઝલસંગ્રહ 'શૂળ અને શમણાં'ની બીજી આવૃત્તિમાં પૃ. ૧૧૦ પર જોવા મળે છે, જો કે 'શૂળ અને શમણાં'ની તે ગઝલના આઠ શેરમાંથી ૧, ૪, ૬ શેર સીધા લેવાયા છે, જ્યારે પાંચમા શેરને તેનો પહેલો મિસરો બદલીને લેવામાં આવ્યો છે.

'આગ આંટો લઈ ગઈ છે ગામને,
અવદશા બેઠી છે આખા ગામની.' (પૃ. ૧૧૦)

ઉપરના શેરના પહેલા મિસરાને બદલે નીચેનો મિસરો મૂકવામાં આવ્યો છે :

'મન શું આશાઓ શું સર્વે છે દુઃખી.'

'શૂળ અને શમણાં'ની ગઝલના ૬, ૭, ૮ શેર અહીં નથી જોવા મળતા તેને બદલે ૨, ૩, ૫, ૭ નવા શેર ઉમેરાયા છે. ઘાયલસાહેબે એની એ જ ગઝલ મૂકી હોત તો વધુ સુંદર લાગત. નવા શેર ઉમેરવાથી, જૂના શેર કાઢી નાખવાથી અને મિસરો બદલવાથી ગઝલને કોઈ વિશેષ લાભ થયો નથી, બલ્કે થોડા સારા શેર દૂર કરાયાનો અફસોસ થાય છે. ક્યાંક મુદ્રણદોષને કારણે છંદદોષ જન્મે છે, પરંતુ 'ગઝલ નામે સુખ' મળ્યાનો આનંદ ઓછો નથી. ખટકતી બાબતો જ યાદ કરવા બેસીએ ત્યારે પ્રાસંગિક રચનાઓ, વ્યક્તિઓને આપેલાં પ્રમાણપત્રો જેવી બની જતી રચનાઓ, કાવ્યના ક્ષેત્રની બહારની બાબતો જ હતી; તે અહીં ન મૂકી હોત તો ! હા, વ્યક્તિ પર પણ રચનાઓ થાય – કોઈક વ્યક્તિ સામાજિક હસ્તી જેવી થઈ ગઈ હોય તો. કોઈક ગાંધી, કોઈ ક્રાઈસ્ટ, કોઈક એવા... કાવ્યાનુભૂત અનુભૂતિ બની શકવા જેટલું મર્મને સ્પર્શી જનાર માટે રચનાઓ થાય તે, જો કાવ્યાનુભૂતિક્ષમ હોય તો, શોભે, અન્યને માટેનાં અભિનન્દનપત્રોનો 'રોલ' ગઝલ પાસે શાને ભજવાવવો ? આ કડવી વાત લખવાનું મન એ કારણે થાય છે કે ઘાયલસાહેબ મૂળભૂત રીતે કવિ છે, એમના સંગ્રહોમાંથી કવિતા છલકાય છે – એ કાવ્ય સ્રોતની વચ્ચે આ બધું મૂકવું જરૂરી હતું ? જીવનમાં આ બધું થઈ જતું હોય તો થવા દેવું; કાવ્યસંગ્રહમાં તો શુદ્ધ કવિતાને જ પરવાનો આપવો, એ હિતાવહ નહિ ? અલબત્ત, શુદ્ધ કાવ્યરસનું બબલખ પ્રમાણ જ આ સંગ્રહને એમનું એક અત્યંત મહત્ત્વનું અર્પણ ઠરાવે છે. ગઝલ અને 'ઘાયલ' જાણે પર્યાયો છે. સાચું છે કે :

'બળ થઈ અને બાહુમાં લગાતાર રહી છે,
મમ રક્તનો લય, પ્રાણનો ધબકાર રહી છે.
હું એને રહ્યો છું કંઈ એનાથી વધારે,
ગઝલો મને જીવનમાં વફાદાર રહી છે.'


ઇન્દ્ર ભોજવાણી


પ્રભુ વફા


હરિ 'દિલગીર'


સદારંગાણી 'ખાદિમ'


ગોવર્ધન ભારતી


અરજન શાદ


નારાયણ શ્યામ



ઈશ્વર આચન



મોતીલાલ જોતવાણી



હરિકાન્ત



હરીશ વાસવાણી



ક્રિશ રાહી



એમ કમલ

હેમંત વિ. સં. ૨૦૪૨ **કવિલોક** નવેમ્બર-ડિસેમ્બર ૧૯૮૫

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितमाविराविर्म एधि ।

## કવિતાની ભાષા

કવિતાની મુશ્કેલી એ છે કે કવિતા ભાષામાં લખાય છે અને એથીયે વિશેષ આધુનિક કવિતાની મુશ્કેલી એ છે કે એ ભાષાથી લખાય છે. સામાન્ય રીતે ભાષા આપણા દૈનંદિન જીવનમાં શ્વાસ જેવી બની ગઈ છે. આપણે સતત ભાષાથી વીંટળાયેલા હોઈએ છીએ, વાતચીત ને લખાણરૂપે. આપણા કમકાજના કલાકોમાં તો ઠીક, ઊંઘમાં પણ વાતચીત કર્યા કરીએ છીએ. આપણે લગભગ ભાષાની વિશ્રાન્તિ( linguistic comfort )માં રહીએ છીએ. તદ્દન જુદી જુદી પરિસ્થિતિઓમાં અને બહુ જ જુદા જુદા અનુભવો વચ્ચે આપણે ભાષા શીખેલા હોવાથી આપણી દરેકની ભાષા એક તો નથી જ. તેમ છતાં આપણી એકબીજાની રોજિંદી ભાષાને સમજવામાં – અને ખાસ તો એક જ વર્ગના કે જૂથના સભ્યોની ભાષાને સમજવામાં – આપણને ઓછામાં ઓછું અનુકૂલન કરવું પડે છે ને તેથી ભાષાનો સમગ્ર વ્યવહાર આપણે માટે લગભગ સહીસલામત અને સ્વયંસંચાલન જેવો બની ગયેલો હોય છે. ભાષાનું આવું સરલ પ્રત્યાયનશીલ પરિમાણ લઈને અર્થની સાદીસીધી સમજથી કવિતા પાસે પહોંચનારો ભાષક કવિતાની ભાષાને પણ એ જ પરિમાણથી સ્વીકારવા જાય છે ને ત્યાંથી સમસ્યાઓ ગૂંચવાય છે. કવિતાની ભાષા, ભાષા તો છે છતાં એ રોજિંદી ભાષા નથી. રોજિંદી ભાષાનાં માન્ય ધોરણો એમાં છે તો ખરાં, પણ એ ધોરણોથી થયેલાં જબરાં વિચલનો પણ એમાં છે. રોજિંદી ભાષાની વ્યવસ્થા વચ્ચે જીવનારા ભાષકો, જ્યારે ભાષાની પરંપરા નિર્ધારિત સીમાઓની બહાર જઈ બહારથી છાપા મારી વ્યવસ્થાને તોડવાનો પ્રયત્ન કરતી બહારવટે નીકળેલી કવિતાની ભાષાની સામે મુકાય છે ત્યારે ભાષા-વિશ્રાન્તિમાંથી બહાર આવી ઉપદ્રવશીલ કવિતાભાષાનો સામનો શી રીતે કરવો એની તાલીમના અભાવમાં ભાષકો ઘણુંખરું કિંકર્તવ્યમૂઢ બની રહે છે.

ચન્દ્રકાન્ત ટોપીવાળા

('સંસર્જનાત્મક કાવ્યવિજ્ઞાન'માંથી)

# અખાના છપ્પાના પાઠ અને અર્થ-૧૦

શિવલાલ જેસલપુરા

(ગયા અંકથી ચાલુ)

૪૯

જીવકલંક આશા ટળ્યે ટળે,
	આશાએ ભ્રમાયે જીવમાં ભળે.
આશાવાન તણું નામ જીવ,
	પદ નૈરાશ્ય બેઠો તે શિવ.
મર્કટ મન તે આશા લગે,
	જોએ વિચારી અખા તું વગે. ૪૭૬

ઉ.માં ઉપર પ્રમાણે પાઠ છે. સ. અને ત્રિ.માં પહેલી લીટીના ઉત્તરાર્ધનો પાઠ આ પ્રમાણે છે: 'આશાએ જીવ ભ્રમમાં (ત્રિ: ભ્રમમાંહાં) ભળે.' બીજી લીટીમાં 'પદ નૈરાશ્ય'ને સ્થાને ત્રિ. અને ફા૦ ૩૬૨માં 'પદ નિ(ની)રાટ' છે.

ઉ.એ શબ્દાર્થ આપ્યા છે: "જોએ (આજ્ઞાર્થ) -જો. લગે-ને કારણે. વગે-વ્યવસ્થિત રીતે." ત્રિ.એ શબ્દાર્થ આવા આપ્યા છે: "પદ નિરાટ-કૈવલ્ય પદ, પૂર્ણપદ. વગે-અનુકૂળ સમયે ને રીતે." તેમણે કરેલો ગદ્યાનુવાદ આ પ્રમાણે છે: "આશા ટાળવાથી જીવનું કલંક ટળે છે. આશાને કારણે જીવ ભ્રમમાં-મિથ્યા વસ્તુઓમાં-ભળે છે. તેમને માટે મમત્વ સેવે છે. જે આશાવાળો છે તે જીવ કહેવાય. પણ જે નિરાટ પદમાં-બ્રહ્મપદમાં સ્થિતિ કરે છે તે શિવ છે. મનરૂપી મર્કટની કૂદાકૂદ આશા હોય ત્યાં સુધી જ છે. અખો કહે છે કે તું આમ અનુકૂળ સમયે ને રીતે વિચારી જો."

'આશાએ જીવ ભ્રમમાહાં ભળે'નો અર્થ છપ્પા-માં બંધ બેસે છે, પણ આ પાઠને કોઈ હસ્તપ્રતનો આધાર નથી. વળી 'પદ નિરાટ' એ પાઠ પણ એક જ હસ્તપ્રતમાં છે.

વળી જ્યારે અખો જીવના લક્ષણ તરીકે 'આશા'નો ઉલ્લેખ કરે છે ત્યારે તેના વિરોધમાં શિવના 'નૈરાશ' લક્ષણનો પણ ઉલ્લેખ કરે છે. ઉ. ત., 'આશા ઘટ્યે શિવ અવ્યક્ત' (આશા દૂર થતાં અવ્યક્ત શિવસ્વરૂપ પ્રગટે છે). તે જોતાં 'પદ નૈરાશ્ય' પાઠ વધુ ઉચિત છે

૫૦

સાચા ગુરુને કો'એ નવ ભજે,
	અને જૂઠે તો કો નવ નીપજે.
જેમ રસાયણી કેને નવ મળે,
	અને ધૂર્ત વિત્તે લેઈને પળે.
એ બેયની સદાયે ખોટ,
	અખા ન મળે કોટાકોટ. ૪૪૭

ત્રીજી લીટીના ઉત્તરાર્ધનો પાઠ ઉ માં ઉપર મુજબ અને સ.માં તેને મળતો '...અખા નહિ મળે કોટાનકોટ' છે. એનો અર્થ આ પ્રમાણે થાય: "સાચા ગુરુ અને સાચા રસાયણી (બીજી ધાતુ-ઓનું સોનું બનાવનાર)ની હંમેશ ખોટ જ છે. એવા કરોડો ન મળે, (જૂજ જ મળે)."

ત્રિ.માં 'એ બેહુની સદાયે ખોટ, અખા મળે જો કોટાનકોટ' એવો પાઠ છે. ઉપરના પાઠની જેમ આ પાઠને પણ હસ્તપ્રતોનો ટેકો છે. ઉ.એ સંદા

૨ અને ૬ નીચે આ પાઠાન્તર નોંધ્યો છે. ઉપરાંત ફા૦ ૩૬૨વાળી પ્રતમાં આ પાઠ આવેલો છે. તેનો અર્થ આવો થાય: "સાચા ગુરુ અને સાચા રસાયણીની હંમેશ ખોટ જ છે. જો એ મળે તો કરોડો રૂપિયા મળ્યા બરાબર મોટો લાભ થાય."

પ્રથમ પાઠમાં 'જેમની ખોટ છે તે કરોડોની સંખ્યામાં મળતા નથી – 'ખોટ છે' એ 'મળતા નથી' – એમ કહ્યું છે તેમાં દેખીતી જ પુનરુક્તિ છે, જ્યારે બીજામાં નવું, નવા અર્થવાળું વિધાન છે જે સાચા ગુરુની મહત્તા સૂચવે છે. આ દૃષ્ટિએ બીજો પાઠ પસંદ કરવા જેવો છે.

૫૧

ચિદ્દઅર્ણવ કેરા બુદબુદા,
ઊપજે ખપે સ્વભાવે સદા.
આસ્ત્ય-નાસ્ત્ય એની ન કહેવાય,
નર-છાયા જ્યમ સાથે જાય.
જ્યમ સૂર્ય-કિરણ કહેવાને બે,
એમ જીવ-શિવ અખા જોઈ લે. ૪૬૫

ઉ.માં ઉપર પ્રમાણે પાઠ છે. સ.માં 'સૂર્ય-કિરણ'ને સ્થાને 'સૂરજ-ધામ' છે. ત્રિ.માં 'આસ્ત્ય-નાસ્ત્ય'ને સ્થાને 'આસ્ત્ય' છે ને 'સૂર્યકિરણ'ને સ્થાને 'સૂર્ય-ધામ' છે. ઉ.એ સંજ્ઞા ૧, ૨ અને ૬ નીચે આ પાઠ નોંધ્યો છે. ફા૦ ૩૬૨માં પણ આ પાઠ છે.

'આસ્ત્ય-નાસ્ત્ય'નો ઉ.એ 'અસ્તિનાસ્તિ, હોવું-ન હોવું તે' એવો અને સ.એ 'વ્યાપકતા અને અવ્યાપકતા' એવો અર્થ આપ્યો છે.

ત્રિ.એ શબ્દાર્થ આવા આપ્યા છે: "અર્ણવ–મહાસાગર. બુદબુદા–પરપોટા. ખપે–નાશ પામે. આસ્ત્ય–હોવાપણું. નાસ્ત્ય–ન હોવાપણું. સૂર્ય-ધામ–સૂર્ય અને ધામ. ધામ–તેજ. કિરણ." જ્યારે સ્વીકારેલા પાઠ અનુસાર ગદ્યાનુવાદ આવો કર્યો છે: "દુન્યવી પદાર્થો (કે જીવો) તો ચૈતન્ય બ્રહ્મરૂપી મહાસાગરના પરપોટા છે, અને તે હંમેશાં સહજ-ભાવે થાય છે અને શમી જાય છે. એનું અસ્તિત્વ છે જ એમ કહી શકાશે નહિ. માણસ અને તેનો પડછાયો સાથે જ થાય છે તેવું આ છે. (પડછાયો ભાસે છે ખરો પણ માણસથી સ્વતંત્ર એનું અસ્તિત્વ નથી.) સૂર્ય અને કિરણ માત્ર બોલવામાં જ બે છે, (સાચી રીતે તો અભિન્ન છે,) તેવું જીવ અને શિવનું છે. (બોલવામાં બે પણ સાચી રીતે અભિન્ન જ છે એમ જાણી લે.)"

પરંતુ 'આસ્ત્ય'ને સ્થાને 'આસ્ત્ય-નાસ્ત્ય' એ પાઠ સ્વીકારવો જોઈએ, કેમ કે દુન્યવી પદાર્થોનું અસ્તિત્વ છે એમ, એ નાશ પામતા દેખાતા હોવાથી, કહી શકાશે નહિ. એવી રીતે દુન્યવી પદાર્થોનું અસ્તિત્વ **નથી** એમ પણ કહી શકાશે નહિ, કારણ કે મહાસાગરના પરપોટાની જેમ એ પણ નિત્ય ચૈતન્યના એક ભાગરૂપે અસ્તિત્વ ધરાવે છે.

વળી 'ધામ' પાઠ વધારે પ્રતમાં છે અને તેનો અર્થ 'કિરણ, પ્રકાશ' થાય જ છે, એટલે એ પાઠ અખાના સંસ્કૃતના જ્ઞાનની સાક્ષીરૂપે પણ સાચવી રાખવો જોઈએ.

૫૨

બ્રહ્મવેત્તાને જીવ નવ કળે,
જ્યમ રાતદિવસ એકઠાં નવ મળે.
ત્યાં કલણ નહિ અન્ય જીવ અચેત,
શિવપદ બેઠાં સર્વ લહે હેત.

જયમ ઉચ્ચ આસન બેસે જે કોય,
નીચી ભૂમિ કાં દેખે સોય? ૪૭૯

ઉ.માં ઉપર પ્રમાણે પાઠ છે. સ. અને ત્રિ.માં 'અન્ય જીવ'ને સ્થાને 'અને જીવ' પાઠ છે. ઉ.એ સંજ્ઞા ૧ નીચે આ 'અને' પાઠાન્તર નોંધ્યો છે.

ઉ.એ શબ્દાર્થ આપ્યા છે: "કલણુ-કલન, કળવું-સમજવું તે હેત-૧ કારણ, ૨ પ્રેમ. અહીં પહેલો અર્થ અભિપ્રેત લાગે છે." સ.એ 'કલણુ'નો 'કલના, કલ્પના' એવો અર્થ આપ્યો છે. ત્રિ.એ શબ્દાર્થ આવા આપ્યા છે: "કળે-જાણે, ઓળખે કલણુ-જેમાં પગ મૂકતાં કળી જવાય એવી જમીન, (૨) સૂઝ, સમજ, જ્ઞાન અચેત-જડ, મૂઢ. હેત-સાર, રહસ્ય. સોય-તે." અને ગદ્યાનુવાદ આ પ્રમાણે કર્યો છે: "સામાન્ય દુન્યવી જીવો બ્રહ્મજ્ઞાનીને ઓળખી શકતા નથી. રાત અને દિવસ કયારેય એકીસાથે મળતાં નથી. એવા જીવોને સમજ કે જ્ઞાન ન હોવાથી તેઓ અચેત-જડ રહે છે. (પણ જ્ઞાન લાધે અને જીવ-શિવની એકતા સમજાતા જીવભાવ દૂર થઈ જે) શિવપદમા સ્થિતિ કરે તે પૂર્ણપણે રહસ્યને પામે છે. (જગતનું મિથ્યાત્વ તેમને સ્પષ્ટ થઈ જતાં તેઓ આત્મચિંતનમાં લીન બની જાય છે.) જે ઊંચે આસને બેસે તે નીચી ભૂમિ તરફ શા માટે જુએ?"

અનુવાદમાં પ્રથમ તો છપ્પાના દૃષ્ટાંત વક્તવ્ય સાથે બંધ બેસાડવામાં આવ્યાં નથી. જાણે કે છપ્પાના પદ્યને ગદ્યમાં ઢાળી દીધું હોય એવું લાગે છે.

પહેલી લીટીનો અર્થ આ રીતે સ્પષ્ટ કરવો જોઈએ: "જેમ રાત્રિ અને દિવસ એકબીજાને મળતા–ઓળખતાં નથી, તેવી રીતે અજ્ઞાનીને જીવ ઓળખી શકતા નથી."

છેલ્લી લીટીનો અર્થ આ રીતે સ્પષ્ટ કરવો જોઈએ: "જે ઊંચે આસને બેસે છે તે નીચેની જમીનને જોઈ શકતા નથી, તેવી રીતે શિવપદ પ્રાપ્ત કરનારની નજરે જીવભાવ (કે અજ્ઞાન) ચડતો નથી, તેમનામાં જીવભાવ ફરી ઉત્પન્ન થતો નથી."

'કળણુ'નો સ.એ કર્યો છે તે અર્થ 'કલ્પના' બરાબર નથી. ઉ.એ અને ત્રિ.એ કરેલો અર્થ 'સમજ' બરાબર છે. 'હેત'નો ત્રિ.એ કર્યો છે તે 'સાર, રહસ્ય' નહિ પણ ઉ.એ કરેલો 'કારણ' અર્થ સ્વીકારી શકાય એવો છે. અહીં 'કારણ' એટલે શિવપદના માર્ગમાં રુકાવટ કરતું જીવનું અજ્ઞાન.

આ બધું જોતાં બીજી લીટીમાં 'અન્ય' પાઠ અર્થહીન છે. તેને સ્થાને 'અને' સર્વથા યોગ્ય છે.

૫૩

દેહ સહુની દૃષ્ટે પડે,
દેહી કોએકની મીટે ચડે.
ભાત પડે છે જે પોત વિષે,
વચન ઘાટ ઘાલે પારખે.
કહેતામાં ઓછે જે સાન,
અખા અગમનું આવે માન. ૪૮૦

ઉપરના છપ્પાનો પાઠ ઉ., ત્રિ. અને સ.માં ઉપર પ્રમાણે છે. ઉ.એ સંજ્ઞા ૧ નીચે પહેલી લીટીનો પાઠાન્તર 'સહૂ એની' નોંધ્યો છે, જે 'સહૂએની' (સહુયેની) હોવાનો સંભવ છે, ઉપરાંત માત્ર ક૦

૩૬૨માં આ છાપો છે તેમાં પણ કોઈ પાઠાન્તર નથી.

ક્ર.એ 'માન'ના 'માપ' એવો અર્થ આપ્યો છે. સ.એ આ પ્રમાણે શબ્દોના અર્થ આપ્યા છે: "દેહી – આત્મા, મીટે – નજરે, અગમ – બ્રહ્મ, માન – માપ, સમજણ." ત્રિ.એ આ પ્રમાણે શબ્દાર્થ આપ્યા છે: "દેહી – આત્મા. પોત – જેમાં ભાત કે રંગ ન હોય તેવું સ્વચ્છ મુલાયમ કપડું; વસ્તુનું અસલ સ્વરૂપ. ભાત – તરેહ, ડિઝાઇન, વેલબુટ્ટીવાળી છાપ. પારેખ – પરીક્ષા કે પારખું કરતાં. ઘાટ ઘાલે – ઉપયોગમાં લે, અંતરમાં ઉતારે. સાન – સંજ્ઞા, સંકેત, ઇશારો. અગમ – પરમાત્મા, બ્રહ્મ. માન – મહત્તા કે શક્તિસામર્થ્યનો અંદાજ, માપ; (૨) પ્રત્યક્ષ પ્રમાણ." જ્યારે ગદ્યાનુવાદ આ પ્રમાણે કર્યો છે: "(હાડચામનો બનેલો આ સ્થૂલ) દેહ સૌની નજરે ચડે છે, પણ જે દેહી – આત્મા છે તેના તરફ મીટ માંડી તેને જ જોનાર કોઈક જ હોય છે. પોત ઉપર જે ભાત પડે છે તેની જ વાત કરીકરીને લોકો વસ્ત્રને પારખે છે. (ઉપરની ભાત જોઈને મોહ પામેલા પોતનો વિચાર ભાગ્યે જ કરે છે.) (અસલ પોત તે બ્રહ્મ, તે જ સાચું. તે ઉપરની ભાત તે આ ચિત્રવિચિત્ર સંસાર, જે ખોટો છે, મિથ્યા છે.) આટલું કહેતાંમાં જ જેઓ દેહનું મિથ્યાત્વ સમજી આત્માને ઓળખવા મથશે તેમને જ અગમ્ય ગણાતો પરમાત્મા અને એનું સામર્થ્ય સમજાશે."

આમાં પહેલી લીટીનો અનુવાદ બરાબર છે. પણ બીજી અને ત્રીજી લીટીના અન્વયાર્થ મૂળને વફાદાર નથી તેમ સ્પષ્ટ પણ નથી. ભાતીગળ ઘાટ-(=સ્ત્રીઓનું ઓઢવાનું, સાડીના જેવું એક વસ્ત્ર)નું દૃષ્ટાંત છે તે છપ્પાના વક્તવ્ય સાથે બંધ બેસાડવામાં આવ્યું નથી. તેમાં 'ભાત' એ સંસારના રંગનું – તેની અસરનું, 'પોત' એ આત્મસ્વરૂપનું તથા 'વચન' (=વિશ્વાસ, વેપારીએ ઘાટના વણાટ અને તેની ગુણવત્તા વિશે આપેલ વિશ્વાસ કે ખાતરી) સદ્ગુરુના જ્ઞાનોપદેશનું ઉપમાન છે. 'ઘાલે' – 'ઘાલ્યે' એટલે 'પહેરવાથી' એવો અર્થ બંધ બેસે છે. 'સાર્થ જોડણીકોશ'માં 'ઘાલવું'નો એક અર્થ 'પહેરવું' આપેલો છે. આ 'પહેરવું' એ 'અનુભવ'નું ઉપમાન છે. આ બધું જોતાં આ બીજી લીટીનો અન્વય આ પ્રમાણે થાય: "જે પોત ઉપર ભાત પડેલી હોય તેના વિશેની ખાતરી-(વચન)નું પારખું ઘાટ ઘાલ્યે (પહેર્યે) થાય." વક્તવ્ય સાથે આ દૃષ્ટાંત આ રીતે બંધ બેસાડી શકાય: "તેવી રીતે, આત્મા ઉપર સંસારના રંગ પડેલા હોવાથી તેના અસલ સ્વરૂપ વિશે સદ્ગુરુએ આપેલી ખાતરીનું ખરું પારખું તો તેમણે આપેલા જ્ઞાનોપદેશને અનુભવમાં ઉતારીએ ત્યારે થાય."

ત્રીજી લીટીનો અન્વયાર્થ આ પ્રમાણે થાય: "કહેવતોમાં (ઉપદેશ સાંભળીને) જે સાન (આત્માનું સ્વરૂપ, લક્ષણ) સમજે (પ્રીછે) તેને પરમાત્મા – બ્રહ્મનું (અગમનું) માપ – મહત્ત્વ સમજાય છે."

૫૪

જેને તું જાણે આકાશ,
તે તું જ વિચારી જોને પાસ.
તે નોહે ખૂણેખાંચરે,
આ પ્રત્યક્ષ મુખેમુખ વાતો કરે.
જ્યમ સંકલ્પે ચઢયાં ન દીસે દેહ,
ત્યમ અખા રહ્યો છે તેહ. ૪૮૨

ઉ. અને સ માં ઉપર પ્રમાણે પાઠ છે. ત્રિ.એ પહેલી લીટીના ઉત્તરાર્ધમાં 'તે તો જાણ તારો પરકાશ' એ પાઠ સ્વીકાર્યો છે, જેને ફા૦ ૩૬૨ વાળી એકમાત્ર પ્રતનો આધાર છે. ઉ.એ સંજ્ઞા ૨ અને ૬ નીચે 'તે તું જાણ તારો (૬ નાસો) અવીકાસ' એવો પાઠાન્તર નોંધ્યો છે.

ઉ. અને સ. એ કોઈ પ્રકારના અર્થ આપ્યા નથી. ત્રિ.એ આ પ્રમાણે અર્થ આપ્યા છે: "આકાશ – સર્વપ્રકાશક પરમાત્મા. સંકલ્પ – ઇચ્છિત વસ્તુ મેળવવા માટેનો મનોવ્યાપાર." જ્યારે તેમણે કરેલો ગદ્યાનુવાદ આ પ્રમાણે છે: 'જેને તું આકાશ જાણે છે તે તો તારો પોતાનો જ પ્રકાશ છે. પરમાત્મા કાંઈ ખૂણેખાંચરે (ભરાઈને બેઠો) નથી (કે તેને શોધી કાઢવા મથવું પડે.) એ તો પ્રત્યક્ષ મોઢામોઢ વાતો કરે છે. પણ જેવી રીતે વિચારવંટોળે ચઢી જનારને દેહનું ભાન રહેતું નથી તેવી રીતે સંસારના વમળમાં સપડાયેલા જીવને આત્મદર્શન થતું નથી. ['જયમ' કાઢી નાખીને 'દેહ' અને 'તેહ'નો સ્થાનફેર કરીએ તો વધારે સારો અર્થ મળે છે – સુખોપભોગની ઇચ્છાઓના સંકલ્પે ચઢી ગયેલા મનને આત્મા – તે દેહમાં જ રહ્યો છે છતાં – દેખાતો નથી.]"

ત્રિ.નો ગદ્યાનુવાદ સ્વીકારી શકાય એવો છે.

પણ પ્રશ્ન પાઠનો રહે છે. પહેલી લીટીના ઉત્તરાર્ધના ત્રણ પાઠ છે: (૧) તે તો જાણ તારો પરકાશ. (૨) તે તુ જ વિચારી જોને પાસ. (૩) તે તું જાણ તારો અવકાશ.

(૧) અખો અવારનવાર 'આકાશ' શબ્દનો ઉપયોગ 'બ્રહ્મ – પરમાત્મા'ના અર્થમાં કરે છે, અને અહીં પણ એનો એવો જ અર્થ છે. અખો જ્યારે બ્રહ્મને માટે સૂર્યનું પ્રતીક યોજે છે ત્યારે 'કિરણ' કે પ્રકાશ'ને આત્માના અર્થમાં યોજે છે. પાઠનો અર્થ તો, 'આકાશ' એ જ 'પરકાશ' છે એવો થાય. તેથી આ પાઠ સ્વીકારી શકાય નહિ.

(૨) બીજા પાઠનો અર્થ આવો થાય: તું જ એ બ્રહ્મ છે અને તે તારી પાસે – નજીક છે. આ અર્થ અને પાઠ સ્વીકારી શકાય તેવા છે. પણ આ હકીકત બીજા શબ્દોમાં બીજી લીટીમાં રજૂ થયેલી છે

(૩) આ પુનરુક્તિ ત્રીજો પાઠ સ્વીકારવાથી ટાળી શકાય તેમ છે. તેનો અર્થ આવો થાય: "જે આકાશ – બ્રહ્મ – છે તે તારો અવકાશ – તારી વિશાળતા, તારું (આત્માનું) વિશાળ સ્વરૂપ છે." આ અર્થ ને આ પાઠ વધુ સુસંગત લાગે છે તેથી આ પાઠ વધુ યોગ્ય છે.

ચોથી લીટીમાં 'દેહ' અને 'તેહ'નો સ્થાનફેર કરવાનું સૂચન ત્રિ.એ કર્યું છે. પણ તે પ્રમાણે કરવાની જરૂર લાગતી નથી.

૫૫

એમ જાણી ધીરજ મને ધરે,
અજગરવૃત્તિ મહાપુરુષ આદરે.
જો જાણે માથે કરતાર,
તો ફોગટ હું થઈ કાં વહે ભાર?
ચક્રચૂડામણિ તારો તાત,
ધીરજ ધરે અખા સાક્ષાત. ૪૮૫

ઉ. અને સ.માં ઉપર પ્રમાણે પાઠ છે. ત્રિ.માં 'ચક્રચૂડામણિ તારો તાત'ને સ્થાને 'ચક્ર ચડ્યું મન તાહારું, તાત!' એવો પાઠ છે. ઉ.એ આ

પ્રમાણે પાઠાન્તર નોંધ્યા છે: "૨, ૬ ચક્રચૂડામણ તાહારું તાત. ૨ માં અગાઉ બીજી વાર પણ આ છાપ્યો છે ત્યાં – અને ૬ માં – ચક્ર ચઢુ મન તાહારું તાત." આ ઉપરાંત ફા૦ ૩૬૨ માં 'ચક્ર ચઢુ મન તાહારું તાત' છે.

ઉ.એ 'અજગરવૃત્તિ'નો 'આજીવિકા માટે દેવ ઉપર આધાર રાખવો તે' એવો અર્થ આપ્યો છે. ત્રિ.એ શબ્દાર્થ આવા આપ્યા છે: "અજગર-વૃત્તિ – સહેજે જે આવી મળે તેના ઉપર જ ગુજરાન ચલાવવાની વૃત્તિ. અજગર પોતાનો શિકાર શોધવા જતો નથી, શિકાર પોતે જ એની તરફ આકર્ષાય છે અને આમ શ્રમ કર્યા વગર જ તે પોતાનો ભક્ષ મેળવે છે. આદરે–સ્વીકારે, ચક્ર ચઢ્યું–ચકરાવે ચઢ્યું. પાઠાંતર 'ચક્રચૂડામણિ તાહારો તાત.' આ પાઠ સુસંગત નથી. સાક્ષાત – સંમુખ, નજરોનજર." તેમણે કરેલો ગદ્યાનુવાદ આ પ્રમાણે છે: "આ વાત જાણી-સમજીને મનમાં ધીરજ ધર. સંત-મહાત્માઓ અજગરવૃત્તિ ધારણ કરે છે. માથે ઈશ્વર બેઠો છે તો પછી 'હું કરું', 'હું મેળવું' એમ કરીને ફોગટનો ભાર શા માટે માથે લેવો? તારું મન ચકરાવે ચડ્યું છે. ધીરજ રાખશે તો તારે માટે નિર્માયેલ વસ્તુ અનાયાસે તને આવી મળે છે એ વાત પ્રત્યક્ષ થશે."

ત્રિ.નો ગદ્યાનુવાદ તેમણે સ્વીકારેલા પાઠ મુજબ બરાબર છે. પણ તેમણે 'ચક્રચૂડામણિ તાહારો તાત' એ પાઠ 'સુસંગત નથી' એમ કહ્યું છે તે બરાબર નથી. 'ચક્રચૂડામણિ'નો અર્થ 'માથાના મુગટમાં જડેલો ચક્ર જેવો મણિ' એટલે કે 'સર્વ-શ્રેષ્ઠ' થાય છે. તેમાં 'જો જાણે માથે કરતાર'ની જેમ તાત–પરમાત્મા ઉપર શ્રદ્ધા રાખવાની વાત છે. જોકે તેમાં પુનરુક્તિ છે, જ્યારે 'ચક્ર ચડ્યું મન તાહારું, તાત' (= 'બાપ' સંબોધનાર્થે = બાપલા) એ પાઠમાં ધીરજ ધરવાનું એક વધુ કારણ – એક કારણ અગાઉના છાપા ૪૮૪માં આપવામાં આવ્યું છે તેમ) આપેલું છે. તે જોતાં આ પાઠ વધુ યોગ્ય ગણાય.

[ ક્રમશઃ

---

## અંકો સિલકમાં નથી

જાન્યુઆરી–ફેબ્રુઆરી માર્ચ–એપ્રિલ તથા મે–જૂન ૧૯૮૫ના અંકો સિલકમાં નહીં હોવાથી 'કવિલોક'ના નવા ગ્રાહકો જુલાઈ–ઑગસ્ટ ૧૯૮૫ના અંકથી જ નોંધાશે તેની સહુએ નોંધ લેવી.

---

# 'મેઘનાદવધ'

## ચન્દ્રકાન્ત મહેતા

૧

**જીવન :**

માઈકેલ મધુસૂદન દત્તનો જન્મ ૧૮૨૪ની ૨૫મી જાન્યુઆરીએ જેસોર જિલ્લાના સાગરદાંડી ગામમાં રાજનારાયણ દત્તને ત્યાં થયો. એમની માતાનુ નામ જાહ્નવીદાસી. એ લોકો મૂળ ખુલના જિલ્લાના તાલાગ્રામ ગામનાં. એઓ એમના પિતાના જયેષ્ઠ પુત્ર હતા. એમના પિતા ત્યાંની દિવાની અદાલતના વકીલ હતા. એમના બીજા કાકા જેસોરમાં વકીલ હતા. એક કાકા ન્યાયાધીશ હતા, અને એક અદાલતના શિરસ્તેદાર હતા. આ ચારે ભાઈઓમાં મધુસૂદન એકમાત્ર હયાત સંતાન હતા. એ સિવાય મધુસૂદનના બે નાના ભાઈનું બાલ્યાવસ્થામાં અવસાન થવાથી, એઓ પાણી માગે તો દૂધ મળે એવા વાતાવરણમાં ઊછર્યા હોવાથી ખૂબ જીદ્દી અને મનનુંધાર્યું કરવાની વૃત્તિવાળા બન્યા. પરિણામે ભવિષ્યમા એમને ખૂબ શોષવું પડ્યું.

એમણે પ્રાથમિક શિક્ષણ ગામની નિશાળમાં લીધેલું. એ સમયે શિક્ષણમા તથા રાજકાર્યમાં ફારસીનો પ્રભાવ ઘણો હતો. એથી શરૂઆતમાં મધુસૂદનને ફારસી કવિતા શીખવવામાં આવી. અને મધુસૂદને નાનપણથી જ ફારસી કવિતા કઠસ્થ કરવા માંડેલી. નાનપણમાં ગીત અને વાદ્યવાદનનો રસ પણ એમને હતો, જે પછીથી કાવ્યાનુરાગમાં પરિ... થયો. બારમે વર્ષે પ્રાથમિક શિક્ષણ પૂરું પછી, ઉચ્ચ શિક્ષણ માટે એમના પિતા એમને કલકત્તા લઈ ગયા, અને ત્યાં ખિદિરપુર વિદ્યાલયમાં દાખલ કર્યા. તે પછી થોડા સમયમાં હિન્દુ કૉલેજમાં દાખલ થયા. ત્યાં ડિરોઝિઓ નામના એક તરુણ શિક્ષક હતા. તેમના પ્રભાવથી વિદ્યાર્થી અવસ્થામાં જ એમણે અંગ્રેજીમાં કવિતા લખવાનું શરૂ કર્યું. ત્યાં પરીક્ષામા સારા ગુણ મેળવી એમણે છાત્રવૃત્તિ પ્રાપ્ત કરી, અને બી. એ.ની પદવી મેળવી.

એ વખતે એમને વિલાયત જવાની પ્રબળ ઇચ્છા હતી. પણ વિલાયત જવાથી ધર્મભ્રષ્ટ થવાની બીકે રાજનારાયણ એમને મોકલવા રાજી નહોતા. એટલે છોકરાનું મન બીજે વાળવા એમણે એમનું વેવિશાળ કર્યું. પણ લગ્નને દિવસે મધુસૂદન ઘેરથી ભાગી ગયા, અને એક પાદરીએ એમને ચાર દિવસ સંતાડ્યા ને પછી એમને ખ્રિસ્તી ધર્મની દીક્ષા આપી. આ સમયે તેમની વય ઓગણીશ વર્ષની હતી. દત્તવંશના એકમાત્ર સંતાને ધર્માન્તર કર્યું તેથી સમગ્ર પરિવારને પ્રબળ આઘાત લાગ્યો. તે પછી મધુસૂદને બિશપ કૉલેજમાં અધ્યયન ચાલુ કર્યું, ત્યારે રાજનારાયણે એમનો અધ્યયનખર્ચ એમને મોકલવાનું ચાલુ રાખ્યું. આ સમયે જ જુદાં જુદાં સામયિકોમાં અંગ્રેજી કવિતા પ્રગટ થતા એમણે ખ્યાતિ મેળવી રાજનારાયણ ભણવાનો ખર્ચ મોકલતા હોવા છતાં મધુસૂદને પરિવારની જોડે કશો જ સંબંધ રાખ્યો નહિ અને એથી રાજનારાયણે ખર્ચ આપવાનુ બંધ કરતાં, કૉલેજમાં ચાર વર્ષ ભણ્યા પછી મધુસૂદનને દ્રવ્યોપાર્જન કરવાની જરૂર પડી. કૉલેજમાં

એમને કેટલાક મદ્રાસી વિદ્યાર્થીઓ જોડે મિત્રતા બંધાયેલી, એટલે એ મિત્રતા પર આધાર રાખી એઓ મદ્રાસ ગયા. ત્યાં છાપાંમાં લેખો લખવાથી એમને પ્રસિદ્ધિ તો મળી, પણ અર્થોપાર્જન થયું નહિ. એ સમયે સંયુક્તાની કથાને આધારે એમણે અંગ્રેજીમાં 'The Captive Lady' નામક કાવ્ય લખ્યું. ત્યાં કોલેજના આચાર્યની પુત્રી સાથે એમણે લગ્ન કર્યું, પણ એમનું લગ્નજીવન ઝાઝું ટક્યું નહિ. થોડા જ સમયમાં એમણે છૂટાછેડા લઈ, હેન્રીયેટા નામની એક અંગ્રેજ સ્ત્રી સાથે ફરી લગ્ન કર્યું. એમણે મદ્રાસમાં શિક્ષકની નોકરી કરી, અને હિબ્રૂ, ગ્રીક, સંસ્કૃત, તેલુગુ તથા લેટિન ભાષાઓ શીખી લીધી. આઠ વર્ષ મદ્રાસ રહી એઓ પાછા કલકત્તા આવ્યા. મદ્રાસમાં એમણે અમિત્રાક્ષર છંદમાં 'Visons of Past' કાવ્ય લખ્યું. કલકત્તા આવીને કોઈ અધ્યાપકીય નોકરી મેળવવામાં નિષ્ફળ જતાં એમણે પોલીસકોર્ટમાં કારકુનની નોકરી લીધી, અને દુભાષિયાનું કામ કરવા લાગ્યા. એ સમયે જ માતૃભાષા પ્રત્યે એમને આકર્ષણ થયું. ૧૮૫૭માં એમણે સંસ્કૃત 'રત્નાવલિ' નાટકનો અંગ્રેજીમાં અનુવાદ કર્યો, જે બેલગાચિયા નાટ્યશાળામાં ભજવાયું પણ ખરું. એ અરસામાં એમણે 'શર્મિષ્ઠા' અને 'પદ્માવતી' – એક પૌરાણિક અને બીજું ઐતિહાસિક – નાટકો લખ્યાં, અને એ બન્ને સફળતાપૂર્વક ભજવાયાં. આ પછી એમણે બે પ્રહસનો લખ્યાં: 'બુડો શાલિકેર ઘાડે રોં' (ઘરડા શાલિકપક્ષીના ગળા પર રૂવાંટું); અને 'એકેઈ કિ બોલે સભ્યતા?' (આને જ સભ્યતા કહેવાય કે?) એમાં તત્કાલીન સમાજની અંધશ્રદ્ધા અને લોકોની જીવનપ્રણાલિ પર ભારોભાર કટાક્ષ છે. પહેલા નાટકમાં એક શ્રીમંત વૈષ્ણવના અંગ્રેજી શિક્ષણ લીધેલા પુત્રની ઉપહાસજનક સભ્યતા પર વ્યંગ્ય છે. તો બીજામાં, એક તિલક તથા માળાધારી ભક્તના એક મુસલમાન તરુણી પ્રત્યેના અનુરાગને કારણે એ કેવી હાસ્યાસ્પદ રીતે વર્તે છે, તેનું હૃદયંગમ ચિત્ર આલેખ્યું છે. ૧૮૬૦માં એમણે 'તિલોત્તમા સંભવ' કાવ્ય પ્રકાશિત કર્યું. એ કાવ્યમાં એમણે અમિત્રાક્ષર છંદનો પ્રયોગ કરી, બંગાળી કવિતામાં એક નવીન છંદનો સફળતાપૂર્વક વિનિયોગ કર્યો. એ કાવ્ય સુન્દઉપસુન્દના પૌરાણિક આખ્યાનને આધારે લખેલું છે. ૧૮૬૧માં એમના ત્રણ કાવ્યસંગ્રહો 'મેઘનાદવધ', 'વ્રજાંગના' તથા 'વીરાંગના' અને એક નાટક 'કૃષ્ણાકુમારી' પ્રગટ થયાં. 'વ્રજાંગના' કાવ્ય શૃંગારરસનું કાવ્ય છે. એમાં અઢાર કવિતા છે, જેમાં વિશેષરૂપે રાધિકાના વિરહનું વર્ણન છે. 'વીરાંગના' કાવ્ય પ્રસિદ્ધ રોમન કવિ ઓવિદ-(Ovid)ના Heroic Epistlesને આદર્શ માનીને એમાં પૌરાણિક સ્ત્રીપાત્રોના પત્રોના સ્વરૂપમાં કાવ્ય લખી, બંગાળી કવિતામાં એક નવીન કાવ્યરીતિનું પ્રદાન કર્યું. એમાં અગિયાર પત્રો છે. જેમ કે શકુન્તલાનો દુષ્યન્તને, તારાનો ચંદ્રને, દ્રૌપદીનો અર્જુનને, ઇત્યાદિ. પત્રશૈલીમાં લખાયેલું એ બંગાળીમાં પહેલું કાવ્ય છે. 'કૃષ્ણાકુમારી' ટોડના રાજસ્થાનમાંથી લીધી છે. એ બંગાળીનું પ્રથમ કરુણાન્ત નાટક છે. પણ એમને બંગાળના સર્વશ્રેષ્ઠ કવિ તરીકે પ્રતિષ્ઠા અપાવી 'મેઘનાદવધે'.

વિલાયત જવાની એમની ઇચ્છા પાછી જાગી, અને ૧૮૬૨માં એમણે સપરિવાર લંડન તરફ પ્રસ્થાન કર્યું. ત્યાં પાંચ વર્ષ રહી એઓ બૅરિસ્ટર થયા. એ પાંચ વર્ષ આર્થિક સંકડામણને કારણે એમને પારાવાર યાતના સહન કરવી પડી. આખરે વિદ્યા-

સાગરે એમને ૭ હજાર રૂપિયા મોકલી, એમને ઋણમુક્ત થવાની અને ભારત પાછા ફરવાની સગવડ કરી આપી. એમણે ફ્રાન્સમાં લખેલા 'ચતુર્દશપદાવલિ' ગ્રન્થ વિદ્યાસાગરને સમર્પિત કરી એમની કૃતજ્ઞતા વ્યક્ત કરી.

વિલાયતથી આવીને એમણે કલકત્તા હાઈકોર્ટમાં વકીલાત કરવા માંડી, પણ વકીલાત ચાલી નહિ. પૈસાની ભયંકર તંગી વર્તાવા લાગી. અર્થોપાર્જન માટે એમણે 'નીતિકવિતામાલા', 'માયાકાનન' ને 'હેક્ટરવધ' લખ્યાં, પણ લક્ષ્મીએ એમની તરફ પાછું ફરીને જોયું નહિ. પછી બૅરિસ્ટરી છોડી, પંચકોટના રાજાના મૅનેજરની નોકરી લીધી પણ ત્યાં પણ બહુ ટક્યા નહિ. માનસિક ચિંતાથી શરીર ભાંગી પડ્યું. પછી ઇલાજ કરાવવા કલકત્તા, ત્યાંથી ઢાકા ગયા; પણ શરીર સુધર્યું નહિ એટલે પાછા કલકત્તા આવ્યા. એવી કરુણ સ્થિતિ આવી કે ઘરખર્ચને પહોંચી વળવા ઘરવખરી વેચવા માંડી. જ્યાં બે ટંક ખાવાનાં સાંસાં હોય ત્યાં દવાની કે હવાફેરની તો વાત જ ક્યાંથી થાય? આખરે એઓ ધર્માદા ચિકિત્સાલયમાં દાખલ થયા અને એમની પત્ની પુત્રી શર્મિષ્ઠાને ઘેર મૃત્યુશય્યામાં પડી રહી. થોડા સમયમાં પત્નીના મૃત્યુના સમાચાર એમણે ચિકિત્સાલયની મરણપથારીમાં સાંભળ્યા. ત્રણ દિવસ પછી ૨૯મી મે, ૧૮૭૩ને દિને એમનું અવસાન થયું.

એમના મૃત્યુ પછી પંદર વર્ષે ૧૮૮૮માં એમની સમાધિની રચના થઈ એ સમાધિ પર મધુસૂદને જ રચેલી કવિતા મુકાઈ. એમાં લખ્યું છે:

દાડાઓ,[1] પથિકવર, જન્મ યદિ તવ
બંગે, તિષ્ઠ ક્ષણકાલ! એ સમાધિસ્થલે
(જનનીર કોલે[2], શિશુ લભયે[3] જેમતિ
વિરામ) મહીરપદે[4] મહાનિદ્રાવૃત
દત્તકુલોદ્ભવ કવિ શ્રી મધુસૂદન.
યશોર સાગરદાંડિ, કપોતાક્ષ[5] તીરે
જન્મભૂમિ, જન્મદાતા દત્ત મહામતિ
રાજનારાયણ નામે, જનની જાહ્નવી.

— માઈકેલ મધુસૂદન દત્ત

૨

## 'મેઘનાદવધ' : કથાસાર

રામાયણનો એક અંશ લઈને આ કાવ્યની રચના થઈ છે. કાવ્ય નવ સર્ગમાં વહેંચી નાંખ્યું છે કાવ્યમા ત્રણ દિવસ અને બે રાતની ઘટનાઓનું નિરૂપણ છે, એમાં વીર તથા કરુણ બન્ને રસનું કૌશલભર્યું સંયોજન છે. અહીં સુવર્ણલંકાના પતનકાળનું ચિત્રણ છે. પરન્તુ પશ્ચાદ્ભૂમાં એમણે રાવણની સ્મૃતિરૂપે લંકાની સમૃદ્ધિ ચરમ શિખરે હતી તેનું પણ ચિત્ર આલેખ્યું છે.

સર્ગ ૧ :

શરૂઆતમા વાણી સરસ્વતીવન્દના કરી, કવિ વાલ્મિકીને જે રીતે રામાયણ લખવા દેવીએ કૃપાન્વિત કર્યા તેવી રીતે પોતાની પર કૃપા વર્ષાવવા પ્રાર્થના કરે છે.

કાવ્યની શરૂઆત રાવણ એના દરબારમાં બેઠો છે ત્યાંથી થાય છે. રાવણસભાનું વર્ણન ચિત્રાત્મક રીતે કવિએ કર્યું છે. ત્યાં એક દૂત આવે છે ને

૧. ઊભા રહો. ૨. ખોળામાં. ૩. મેળવે.
૪. પૃથ્વીને પટે. ૫. કપોતાક્ષી નદી.

વીરબાહુની વીરગતિના સમાચાર આપે છે. શોકાકુલ થઈને રાવણ કહે છે: 'મેં કયે પાપને કારણે આ ધન ગુમાવ્યું? હું આ વેદના શી રીતે સહીશ? આ નિર્બલ દુશ્મને મને નિરાધાર બનાવી દીધો.' પછી રાવણ પોતાનો દોષ જોવાને બદલે શૂર્પણખાને માથે દોષનો ટોપલો ઢોળતાં કહે છે, 'કઈ કુક્ષણે પંચવટીમાં તેં એ અભાગીને જોયો, ને કઈ કુક્ષણે તારે દુ:ખે દુ:ખી થઈને પાવકશિખારૂપિણી જાનકીને હું હરી લાવ્યો?' એમ કહી એ રડવા લાગ્યો, ત્યારે દૂતે વીરબાહુના વીરત્વનાં વખાણ કર્યાં. પછી એ રાજપ્રાસાદમાં ગયો. પછી પાછો આવીને સભામાં બેઠો. એ સમયે વીરબાહુની મા ચિત્રાંગદા ત્યાં આવી, અને આક્રંદ કરતાં કરતાં એણે પોતાના પુત્રરત્નનું રક્ષણ રાવણ ન કરી શક્યો, તે માટે એને કટુવચન કહ્યાં. એણે કહ્યું કે, 'આજે લંકામાં કાલઅગ્નિ કોણે સળગાવ્યો છે? હાય! નાથ! તમારા કર્મદોષથી તમે કુળને ડુબાડ્યું અને તમે પોતે પણ ડૂબ્યા.' ચિત્રાંગદાનું પાત્ર રામાયણમાં નથી, એ કવિનું પોતાનું સર્જન છે. રાવણ દૈવને દોષ આપતાં કહે છે, 'મારા કયા ગુન્હાને કારણે તમે આ રત્નનું હરણ કર્યું?' ચિત્રાંગદા રાવણનો તિરસ્કાર કરીને અંતઃપુરમાં ગઈ, પછી રાવણે યુદ્ધની તૈયારી કરવા માંડી.

અહીં દૃશ્ય બદલાય છે. વરુણાની – સમુદ્રની દેવી કે જેને કવિએ મુરલા નામ આપ્યું છે તેની – અને લક્ષ્મીની વાતચીત આલેખી છે. લક્ષ્મી મુરલાને પૂછે છે કે ઇન્દ્રજિત કેમ દેખાતો નથી? ત્યારે લક્ષ્મી કહે છે કે મેઘનાદ પ્રમોદઉદ્યાનમાં પત્ની પ્રમીલાની સાથે વિહાર કરે છે. પછી લક્ષ્મી મુરલાને વિદાય કરી, મેઘનાદની ધાવનું રૂપ લઈ પ્રમોદઉદ્યાનમાં પહોંચે છે અને મેઘનાદને વીરબાહુના મૃત્યુના અને રાવણની રણસજ્જાના સમાચાર આપે છે. એટલે મેઘનાદ રથ બોલાવી વીરવેષ ધારણ કરે છે. એ રથ પર ચઢવા જાય છે, ત્યાં પ્રમીલા આવીને એના બન્ને હાથ પકડી લે છે. પણ મેઘનાદ એને સાંત્વન આપી ચાલ્યો જાય છે. એ રાવણ પાસે આવીને યુદ્ધે ચઢવાની આજ્ઞા માગે છે. રાવણની હિંમત ચાલતી નથી. એ કહે છે, 'તને વારંવાર રણમાં મોકલવાની મારી હિંમત ચાલતી નથી. મારી પર વિધાતા રૂઠ્યો છે.' પણ મેઘનાદના અત્યંત આગ્રહને કારણે એ મેઘનાદને પહેલાં ઇષ્ટ દેવની પૂજા કરીને પણ લડવા જવાનું કહે છે, ને મેઘનાદનો અભિષેક કરે છે.

## સર્ગ ૨

બીજો સર્ગ ઇન્દ્રસભાના દૃશ્યથી શરૂ થાય છે. ત્યાં લક્ષ્મી આવે છે, ને કહે છે કે 'હું ઘણો સમય સુવર્ણલંકામાં રહી. રાક્ષસરાજા મારી અહૂ અંદરથી પૂજા કરે છે. પણ એની પ્રત્યે વિધિ વક્ર થયો છે, અને પોતાના દોષથી એ પાપી ડરવાનો છે. પણ જ્યાં સુધી રાવણ જીવતો હશે ત્યાં સુધી હું બંધનમાંથી છૂટવાની નથી.' પછી મેઘનાદના અભિષેકની તથા એના નિકુંભિલા યજ્ઞની માહિતી આપે છે અને જો એ યજ્ઞ પૂરો થાય તો રામની રક્ષા અસંભવિત બની જશે એમ કહે છે. એ સાંભળી ઇન્દ્ર ડરે છે, તથા ઇન્દ્રાણીને લઈને શંકર-પાર્વતીની પાસે કૈલાસ જાય છે. એમણે પાર્વતી પાસે જઈ રામની રક્ષા કરવાની વિનંતી કરી. પણ પાર્વતીએ કહ્યું કે રાક્ષસકુળ તો મહાદેવથી રક્ષાયેલું

છે; ને શંકર તો તપમાં મગ્ન છે. એ સમયે વાતાવરણમાં સુગંધ ફેલાય છે, શંખધ્વનિ થાય છે, ઘંટ વાગે છે, ને દુર્ગાનું આસન ડોલી ઊઠે છે. પાર્વતીને એ સમયે એની સખી વિજયા બતાવે છે કે લંકામાં રામ તમારી પૂજા કરે છે, તેનો આ પ્રતાપ છે. આથી ભક્તવત્સલા પાર્વતીનું હૃદય દ્રવે છે અને એ શંકર પાસે કૈલાસ જવા તૈયાર થાય છે. રતિ એને સજાવે છે, તથા મોહિનીરૂપ ધારણ કરી કામદેવને સાથે લઈ મહાદેવ પાસે જાય છે. આ બધું રામાયણમાં નથી. પણ 'પ્રસિયડ'ના ચૌદમા સર્ગ અને 'કુમારસંભવ'ના તૃતીય સર્ગનું સંમિશ્રણ કરી એમણે આ બધી ઘટનાઓનું આયોજન કર્યું છે. કામદેવ શરૂઆતમાં તો શંકરના તપનો ભંગ કરાવવાથી પોતાના પર આવી પડનારી આપત્તિ તરફ પાર્વતીનું ધ્યાન ખેંચે છે. પણ પાર્વતી એને અભયવચન આપે છે. આથી કામદેવે પુષ્પસર છોડ્યું. શંકર મુગ્ધ થયા. એમણે કહ્યું, 'હું બધું જાણું છું. માયાના પ્રભાવથી મેઘનાદનું મૃત્યુ થશે.' અને પોતાના રુદ્રતેજથી નિર્મિત અસી લક્ષ્મણની પાસે મોકલવાની આજ્ઞા આપી. એ આજ્ઞા લઈ ઇન્દ્ર માયા પાસે પહોંચ્યો, અને ચિત્રરથ દ્વારા એ અસી લક્ષ્મણને મોકલી

## સર્ગ ૩

આ સર્ગમાં કવિએ મેઘનાદની પત્ની પ્રમીલાના પાત્રને તેજસ્વિતાથી મંડિત કર્યું છે. પ્રથમ સર્ગમાં પ્રેમાળ અને અશ્રુપૂર્ણ લોચને પતિને વિદાય આપવા અનિચ્છુક બતાવી છે. તો આ સર્ગમાં એના વીરાંગનાસ્વરૂપને આલેખ્યું છે પહેલા સર્ગમાં મેઘનાદ પત્નીને જલદી પાછા આવવાનું કહીને ગયો હતો પણ એ જલદી ન આવ્યો તેથી એ અત્યંત વ્યાકુળ બની જાય છે. એ સખી વાસંતીને કહે છે, 'ચાલો આપણે બધા લંકા જઈએ.' વાસંતી એને કહે છે 'લંકામાં આપણને ઘૂસવા કોણ દેશે? લંકાને તો ચારે બાજુથી રાઘવસેનાએ ઘેરી છે' ત્યારે પ્રમીલા કહે છે, 'જ્યારે ગિરિગૃહ છોડીને સરિતા વેગથી સાગર તરફ ધસે છે ત્યારે એની ગતિને રોકવાની કોની શક્તિ છે? હું મારા ભુજબળથી લંકામાં પેસીશ. જોઉં છું, મને કોણ રોકે છે!' એમ બોલી એ અને એની સખીઓ વીરવેશ ધારણ કરી ઘોડા પર બેઠી હનુમાન પણ એની આ વીરતાથી સ્તબ્ધ થઈ ગયા પછી એ પ્રમીલાની સખીને રામની પાસે લઈ ગયા. સખીએ રામને કાં તો યુદ્ધ કરવાની અથવા તો પ્રમીલાનો માર્ગ છોડી દેવાની વિનંતી કરી રામે હનુમાનને માર્ગ છોડી દેવા જણાવ્યું. એટલે ગૌરવપૂર્ણ રીતે પ્રમીલાએ લંકામાં પ્રવેશ કર્યો રામની સેના ચિત્રવત બનીને આ દૃશ્ય જોઈ રહી. કૈલાસમાં પાર્વતીએ આશ્ચર્યથી પ્રમીલાની આ વીરતા જોઈ. અહીં પ્રમીલાનું ચરિત્રનિરૂપણ માઈકેલ મધુસૂદન દત્તની પ્રતિભાનું એક ઉજ્જવળ પ્રદાન છે. જે પ્રમીલાએ રામની સેનાને ડરાવી લંકામાં પ્રવેશ કર્યો તે સાસુના ડરથી પોતાની ઇચ્છા પ્રમાણે વર્તી શકતી નથી. તે પતિને જણાવતાં કહે છે, 'હાય! નાથ! મને હતું કે આજે તમારી સાથે યજ્ઞશાળામાં જઈને તમને યુદ્ધનો સાજ સજાવીશ પણ શું કરું? મારા જ મંદિરમાં મને સાસુએ બંદિની બનાવી રાખી છે. છતાં પણ તમારા પદ-યુગ્મ જોવાનો લોભ ન ખાળી શકી.'

## સર્ગ ૪

ચોથા સર્ગમાં કવિ આપણને અશોકવનમાં

શોકાકુલા સીતા પાસે લઈ જાય છે. મેઘનાદને સેનાપતિપદે સ્થાપિત કર્યો તેથી લંકામાં આનંદોત્સવ થઈ રહ્યો છે. એ વખતે વિભીષણની પત્ની સરમા સીતા પાસે છે. એ સીતાના કપાળમાં કંકુનો ચાંદલો કરતી હોય છે, અને સીતાને મુખે એની ભૂતકાળની વાતો સાંભળતી હોય છે. સીતાએ આભૂષણ પહેરવાં છોડી દીધાં છે, તેથી સરમા લંકાપતિને દોષિત ઠરાવે છે, ત્યારે સીતા કહે છે, 'વિધુમુખી ! આ માટે તું રાવણને અમથો જવાબદાર ગણે છે. જ્યારે એ પાપીએ કપટથી મને પકડી ત્યારે મેં મારી ભાળ મળે તે કારણે આભૂષણો રસ્તામાં જ ફેંક્યાં હતાં, જેને પરિણામે તો રામ સેતુ બાંધી અહીં આવી પહોંચ્યા છે.' આ સર્ગમાં પંચવટીની પ્રાકૃતિક સુન્દરતાનું તથા ત્યાં વિતાવેલા સુખી દાંપત્યજીવનનું કવિએ સીતા દ્વારા ખૂબ મનોહારી વર્ણન કર્યું છે : 'પ્રભાતમાં મયૂરના ચિત્તવિનોદન વૈતાલિક ગીતે મારી આંખ ખૂલતી. મયૂરની જોડે ઢેલ મારા આંગણામાં નાચતી... ક્યારેક હરિણી જોડે વનમાં નાચતી, કોયલનું ગીત સાંભળી ગાતી. નવલતિકાને તરુ સાથે પરણાવતી અને જ્યારે મંજરી આવતી ત્યારે એને પૌત્રી સમજી ચુંબતી...' પછી શૂર્પણખાનો દંડકારણ્યમાં પ્રવેશ, એની મૃગચર્મ માટેની હઠ, લક્ષ્મણ જોડે બોલાચાલી અને અંતમાં રાવણે એનું કરેલું હરણ, જટાયુ સાથે રાવણનું યુદ્ધ—એમ સીતામુખે કવિએ રામાયણના અનેક પ્રસંગોનું સંક્ષેપમાં વર્ણન કર્યું છે. અંતમાં સીતા કહે છે, 'સખી સુરમા કુક્ષણમાં મારો જન્મ થયો છે. સદા હું સુખનો પ્રદીપ બૂઝવતી રહી છું. હું અમંગળા જે ઘરમાં જાઉં છું, ત્યાં વિનાશ સર્જાય છે... અહીં પણ મારા દોષને કારણે કેટલાય રાક્ષસો અને દૈત્ય-બાળો મર્યાં. અને આજે અદ્વિતીય સુન્દરી પ્રમીલા પણ હોમાશે.' અત્યાચારી રાક્ષસો તરફ આટલી અનુકંપા રામાયણની સીતામાં નથી. આમ, મધુસૂદને સીતાના પાત્રને ગૌરવાન્વિત દર્શાવ્યું છે.

### સર્ગ ૫

પાંચમા સર્ગમાં કવિ પૃથ્વી અને સ્વર્ગ બન્ને ભૂમિનો પ્રવાસ કરાવે છે. માયાદેવીના કૌશલથી લક્ષ્મણે સ્વપ્ન જોયું કે એની મા સુમિત્રા એને લંકાની ઉત્તર દિશામાં વન છે ત્યાં જઈને લંકાની અધિષ્ઠાત્રી મહામાયાની પૂજા કરવાનું કહે છે. એ મુજબ લક્ષ્મણ દેવપૂજા કરવા જાય છે. માર્ગમાં અનેક વિઘ્નો આવે છે. પહેલાં તો શંકર એનો માર્ગ રોકે છે. પણ લક્ષ્મણની વીરતાથી, એણે 'કાં તો માર્ગ મૂકો વા યુદ્ધ કરો' એવા એના પડકારથી, માર્ગ આપે છે. પછી એને ડરાવવાને ક્યારેક માયામય સિંહ, ક્યારેક દાવાનળ આપે છે, પણ લક્ષ્મણ બીતો નથી. પછી કુંજવનવિહારિણી દેવાંગનાઓનો કંઠસ્વર સંભળાય છે, અને જમીન પર ઊતરેલી તારિકાઓ સમાન જ્યોતિર્મયી એ જળક્રીડા કરતી હતી. ત્યાંથી ઊઠીને લક્ષ્મણને ઘેરી લીધો. પણ લક્ષ્મણે એમને મા કહી, એટલે એ બધી અદશ્ય થઈ ગઈ. પછી લક્ષ્મણે વિધિવત દેવીની પૂજા કરી, એટલે દેવીએ આકાશવાણી દ્વારા એને વરદાન આપ્યું.

અહીં મેઘનાદ પ્રમીલા સાથે ફૂલશય્યા પર સૂતો હતો, ત્યાં પક્ષીઓનો આનંદકલ્લોલ સાંભળી એ જાગી ગયો. એમના નિદ્રાભંગનું વર્ણન કવિએ મિલ્ટનના 'પૅરેડાઈઝ લૉસ્ટ'ના પાંચમા સર્ગમાંના આદમ તથા ઇવના નિદ્રાભંગને આદર્શ માનીને

કર્યું છે ક્રોધમાથી ઊઠેલા મેઘનાદે યુદ્ધમા જતા પૂર્વે માતાની રજા લેવા પ્રમીલા સાથે પ્રસ્થાન કર્યું. માતાની રજા લઈ પછી પત્નીની વિદાય લીધી

સર્ગ ૬

મેઘનાદવધનો મૂળ પ્રસગ આ સર્ગમા છે વિભીષણ અને માયાદેવીની મદદથી લક્ષ્મણ મેઘનાદનો વધ કરે છે, તે આ સર્ગનો વર્ણ્ય વિષય છે કાવ્યનો નાયક તથા પ્રતિનાયક એકસાથે આ સર્ગમા દેખાય છે

સર્ગના આરભમા લક્ષ્મણ દેવીની પૂજા કરીને તથા વરદાન મેળવીને શિબિરમા પાછો ફરે છે ભગવતીના પ્રસાદને કારણે એનુ ચિત્ત અત્યત પ્રફુલ્લિત છે શરૂઆતમા લક્ષ્મણ દેવીની કૃપા મેળવીને શિબિરમા પાછો ફર્યો છે એ જાઈને રામને દેવીપૂજનની હકીકત વર્ણવે છે, અને રામની આજ્ઞા માગે છે પણ રામ એક કાપુરુષની જેમ લક્ષ્મણને કહે છે 'તને હુ સાપના દરમા શી રીતે મોકલુ ? સીતાનો ઉદ્ધાર કરવાની જરૂર નથી મે નકામો સાગર પર સેતુ બાધ્યો હે ભાઈ ! મારુ આ જગતમા કોણ છે કે જેનુ મોઢુ જોઈ હુ જીવી શકુ ? ચાલો, પાછા આપણે વનમા જઈએ, આપણે કુક્ષણે ભૂલથી આ રાક્ષસપુરમા આવ્યા ' ત્યારે વિભીષણે કહ્યું, 'સ્વપ્નમા મને રાક્ષસકુળની રાજલક્ષ્મીએ આવીને કહ્યુ છે કે તારા ભાઈએ ઘોર પાપ કર્યુ છે તો હુ લકામા શી રીતે રહી શકુ ? તારા પૂર્વકર્મને કારણે હુ તારા પર ન ખુ એટલે રાવણનુ શૂન્ય સિહાસન તને આજે તારા ભત્રીજાને સુમિત્રાપુત્ર મારશે.' તો પણ રામ માનતા નથી અને આક્રદ કરે છે, અને અયોધ્યા છોડતાં રડતી ઊર્મિલા તથા સુમિત્રાએ કેવી રીતે લક્ષ્મણને એમને સોપ્યો હતો તેની વાત કરે છે જ્યારે વિભીષણની આજીજી પણ રામને અનુમતિ આપવા રાજી કરતી નથી ત્યારે આકાશવાણી થાય છે અને દેવવાણીની અવગણના ન કરવા વિભીષણ રામને કહે છે રામ સમત થાય છે, અને વિભીષણને લક્ષ્મણની સોપણી કરતા કહે છે, 'આ મારુ અમૂલ્ય રત્ન તમને સોપુ છુ. મારા જીવનમરણ તમારા હાથમા છે' સમતિ મળતા વિભીષણ તથા લક્ષ્મણ મેઘનાદનો વધ કરવા જાય છે લક્ષ્મણ તથા વિભીષણે યજ્ઞશાળામાં પ્રવેશ કર્યો એના શસ્ત્રોનો ખણખણાટ તથા પગલાના અવાજથી મેઘનાદના ધ્યાનનો ભગ થયો એણે આખો ખોલી, અને લક્ષ્મણને એના ઇષ્ટદેવ માની લક્ષ્મણની ચરણવદના કરી લક્ષ્મણે પોતાની ઓળખ આપી પણ મેઘનાદને વિશ્વાસ ન બેઠો એણે ફરી વાર ચરણવદના કરી વર માગ્યો પણ જ્યારે લક્ષ્મણે એને મારવા ખડ્ગ ઉપાડ્યુ ત્યારે એનો ભ્રમ દૂર થયો. એણે કહ્યુ, 'હુ તારી રણુનાલસા યુદ્ધમા પૂરી કરીશ લક્ષ્મણ! તો તુ મારો અતિથિ છે એટલે મને શસ્ત્ર સજવા દે શસ્ત્રહીન વૈરીને મારવાની વીરવશમાં પ્રથા નથી પણ લક્ષ્મણે એ વખતે જ એની હત્યા કરી હત્યા પૂર્વે મેઘનાદે શખપટ એની તરફ ફેક્યા, એનાથી લક્ષ્મણ પોતાની રક્ષા ન કરી શક્યા ત્યારે માયાએ આવીને બધુ દૂર કરી, મેઘનાદને એવો ભાસ કરાવ્યો કે શૂલપાણિ મહાકાલ તથા વિષ્ણુ વગેરે દેવો એની ચાર તરફ છે એ મત્રમુગ્ધ બની ગયો ત્યારે લક્ષ્મણે એને ધરાશાયી કરી દીધો અને રામની પાસે આવી પહોચ્યો અહીં

રામાયણથી ઊલટું લક્ષ્મણનું ચારિત્ર્યખંડન કર્યું છે. એનું કારણ, કેટલાક વિવેચકોના મતાનુસાર, એમણે વાલ્મિકીનું નહિ પણ હોમરનું અનુકરણ કર્યું છે, તે છે. હોમરે કોઈ પણ પ્રસિદ્ધ ગ્રીક વીરને ટ્રોયવાસીઓએ ન્યાયયુદ્ધમાં હરાવ્યાનું આલેખ્યું નથી. હોમરને ગ્રીકો તરફ જેવો પક્ષપાત હતો, તેવો જ પક્ષપાત મધુસૂદનને રાક્ષસો તરફ હતો.

## સર્ગ ૭

સાતમા સર્ગમાં કવિ આપણને પ્રમીલા પાસે લઈ જાય છે. પ્રમીલા નાહીને વસ્ત્રો તથા આભૂષણ પહેરવા બેઠી છે ત્યારે કંકણથી કાંડું છોલાવું લાગ્યું, અને માળા પહેરતાં ગળા પર દુઃખવા લાગ્યું. ત્યાં દૂરથી રુદનનો અવાજ એને સંભળાયો. એણે એની સખીને કહ્યું, 'પ્રાણનાથ યજ્ઞાગારમાં છે, ત્યાં જઈને આજે યુદ્ધમાં ન જવા માટે વિનંતી કર.' જે પ્રમીલા લંકામાં પ્રવેશ કરવા માટે રામને પડકારે છે. તે પ્રમીલા એની નમણી આંખ ફરકતાં ભયવ્યાકુળ બની જાય છે. મેઘનાદના મૃત્યુના સમાચાર ધીરેધીરે લંકામાં ફેલાય છે. પણ રાવણને જણાવવાની કોઈની હિંમત ચાલતી નથી. કૈલાસમાં મહાદેવ મેઘનાદના મૃત્યુને કારણે દુઃખી છે. ભક્તવત્સલ ભગવાન ભક્તની વિપત્તિને કારણે વ્યથા અનુભવે છે. એમણે વીરભદ્રને લંકા જઈ રાવણને રુદ્રતેજ આપીને પરત આવવા કહ્યું. વીરભદ્રના આગમનથી લંકા કાંપી. વીરભદ્રે રાવણને શસ્ત્ર આપ્યું. એથી રાવણ વિષાદમાંથી બહાર આવી, ઉત્સાહિત બની ગયો. એ પુત્રશોકથી ભાંગી પડેલી મંદોદરીને કહે છે, 'આજે આપણા બન્ને પર દૈવ રૂઠયો છે. હવે હું એનો બદલો લેવા જ જીવતો રહ્યો છું. મને જવા દે. રડે છે શા માટે? રડવા માટે તો ચિરકાળ છે. હું અશ્રુજળથી ક્રોધાનલ શા માટે બૂઝાવું?' લક્ષ્મણને મારવાની રાવણે પ્રતિજ્ઞા લીધી. એથી કમલા ગભરાઈ વૈજયન્ત ગઈ, ને ઇન્દ્રને રામની ગમે તે ઉપાયે રક્ષા કરવા જણાવ્યું. બીજી બાજુ ધરતી ભયભીત થઈ વિષ્ણુ પાસે ગઈ, ને રાવણને શંકરે રુદ્રતેજ આપ્યું છે તેની વાત કરી. વિષ્ણુએ એને રામનું રક્ષણ કરવાનું અભયવચન આપ્યું. પછી વિષ્ણુએ દેવતેજનું હરણ કરવા ગરુડને મોકલ્યો. ઇન્દ્ર પણ સેનાસહિત રામની મદદે આવી પહોંચ્યો. પાર્વતીના આદેશથી કાર્તિકેય પણ લડવા આવી પહોંચ્યો. રામ આ જોઈને ઇન્દ્રને કહે છે, 'મેં ગયા જન્મમાં કેટલાંય પુણ્ય કર્યાં હશે કે આજે તમારી સહાય મળી.' ઘમસાણ યુદ્ધ જામ્યું. રાવણની સામે ઇન્દ્ર આવ્યો, ત્યારે રાવણે એને કહ્યું, 'આજે છળયુદ્ધમાં લક્ષ્મણે મેઘનાદને માર્યો તેથી તું આવ્યો છે, તું અવધ્ય છે, પણ આજે લક્ષ્મણને હું જીવતો રહેવા દેવાનો નથી, એ મારી પ્રતિજ્ઞા છે.' ઐરાવતને મારીને રાવણ રામ પાસે આવીને બોલ્યો, 'આજે મારે તારું કામ નથી. એક દિવસ ભલે તું જીવતો રહે. પણ તારો છળકપટ કરનારો ભાઈ ક્યાં છે? તેને તો હું મારીશ જ.' પછી હનુમાનને વીંધ્યો, સુગ્રીવને ઘાયલ કરી ભગાડયો. રામની સેના ભાગી. પછી લક્ષ્મણની સામે આવ્યો, અને કહ્યું, 'આજે હું તારું માંસ ગીધડાંઓને ખવડાવીશ.' લક્ષ્મણ પણ એને વીરતાભર્યો ઉત્તર આપે છે, 'હું તને આજે તારા પુત્રની પાસે મોકલીને તારો શોક મિટાવીશ.' લક્ષ્મણ વીરતાપૂર્વક લડયો. રાવણના પ્રહારોથી લક્ષ્મણ પડયો. લક્ષ્મણના દેહને ઉપાડવા

રાવણ ગયો ત્યારે પાર્વતી શંકર પાસે ગઈ કહ્યું, 'તમને સંતોષ થયો. પણ હવે લક્ષ્મણના દેહની રક્ષા કરો' ત્યારે વીરભદ્રે રાવણને જઈ શંકરનો સન્દેશ આપ્યો, એટલે રાવણ પાછો ફર્યો.

## સર્ગ ૮

આઠમા સર્ગમાં લક્ષ્મણ સજીવન થાય છે. સર્ગની શરૂઆતમાં લક્ષ્મણના મૃતશરીરની પાસે કલ્પાંત કરતા રામ બેઠા છે ત્યાં કૈલાસધામમાં પાર્વતી રામને દુઃખે દુઃખી છે, અને લક્ષ્મણને જિવાડવા શંકરને આજીજી કરે છે, એથી શંકરે માયાદેવીને લંકામાં મોકલી ને એને રામને સાથે લઈ પ્રેતપુરીમાં દશરથને મળી લક્ષ્મણના પુનર્જીવનનો ઉપાય એની પાસેથી જાણી લાવવા કહ્યું. માયાદેવી રામ પાસે આવી, ને કલ્પાંત કરતા રામને કહ્યું, 'તમારાં આંસુ લૂછો. તમારો અનુજ જીવતો થશે. તમે સિન્ધુ-તીર્થમાં સ્નાન કરી, મારી સાથે યમલોકમાં ચાલો શિવની કૃપાથી તમે સદેહે ત્યાં જઈ શકશો ત્યાં તમને દશરથ લક્ષ્મણના પુનર્જીવનનો ઉપાય બતાવશે' તે પ્રમાણે સિન્ધુતીર્થમાં સ્નાન કરી પિતૃઓનું તર્પણ કર્યું. તે પછી યમલોકનું જુગુપ્સાપ્રેરક વર્ણન કર્યું છે. દેવી બધા અવગતિયા પાપી જીવોની ઓળખ આપતી જાય છે. આ પસાર કરીને તેઓ યમલોકના બીજા સ્થળ જે સુરમ્ય, નયનરમ્ય હતા, જ્યાં પુણ્યવાન આત્માઓ હતા, ત્યાં જઈ પહોંચ્યા. ત્યાં જટાયુ મળ્યો, વાલિ મળ્યો. વાલિ પોતાનો પરિચય આપતાં કહે છે કે, 'ન્યાયહીન રણમાં તમે જેને માર્યા હતા તે હું વાલિ.' પછી જટાયુ એમને દિલીપ પાસે લઈ ગયો. પછી દશરથ પાસે રામને એકલા છોડી જટાયુ વિદાય થયો. દશરથ એમના આગમનનું કારણ જાણતા હતા. એમણે કહ્યું, 'લક્ષ્મણના શરીરમાં હજી પ્રાણ છે. ગંધમાદન પર્વત પર વિશલ્યકરણી ઔષધિ છે, જેનું નામ હેમલતા છે. તેને હનુમાનની મારફત મંગાવ. અને તું રાવણની હત્યા કરશે. રાત પૂરી થતાં પૂર્વે ઔષધિ આવવી જોઈએ' પિતાના આશીર્વાદ લઈને રામ પાછા લંકામાં આવ્યા.

## સર્ગ ૯

સવાર પડી ને રામસેનામાં હર્ષનાદ થઈ રહ્યો, જે રાવણે સાંભળ્યો એટલે એણે સારણ દૂતને બોલાવીને કહ્યું, 'રાત્રે વિષાદ હતો, અને અત્યારે હર્ષધ્વનિ કેમ છે તેની તપાસ કરો.' ત્યારે સારણે આવીને કહ્યું, 'રાત્રે શૈલપતિ દેવાત્મા જાતે ગઈરાતે આવ્યા, ને મહાન ઔષધિથી લક્ષ્મણને જીવતો કર્યો.' એ સાંભળી રાવણે કહ્યું, 'વિધિવિધાનને કોણ રોકી શકે છે? જેને મેં બાહુબળથી માર્યો તે દૈવબળથી બચી ગયો કારણ પણ મારા ભાગ્યદોષને લીધે હું એને રણમાં છોડીને ચાલી આવ્યો પછી કુંભકર્ણ તથા મેઘનાદના મૃત્યુ માટે શોક કરીને સારણને રામની પાસે જઈને કહો કે રાવણ એના પુત્રની ઉત્તરક્રિયા કરવા ઇચ્છે છે, માટે સાત દિનના યુદ્ધ-વિરામની મારી માગણી છે તમે સારું મુહૂર્ત જોઈને ચાપ ચઢાવ્યું છે. દેવો તમારી મદદે છે.' રામ રાવણની વાતનો સ્વીકાર કરે છે.

દૃશ્ય બદલાય છે પ્રમીલાને પતિના શબ પાસે બેઠેલી આપણે જોઈએ છીએ. શબયાત્રા સ્મશાન-ભૂમિમાં આવે છે. ત્યાં મેઘનાદ તથા પ્રમીલા માટે ચંદનની ચિતા ખડકી છે. ચિતારોહણ કરવા પૂર્વે પ્રમીલા એની સખીઓની વિદાય લેતા કહે છે,

'વહાલી સખીઓ! આજે જીવ-લીલા-લોકમાં મારી જીવલીલા પૂરી થઈ. તમે દૈત્યદેશમાં જઈને બધી વાત મારા પિતાજીને કરજો. માને કહેજો કે મારા ભાગ્યમાં વિધાતાએ જે લખ્યું હતું તે જ થયું. આ દાસીને પિતામાતાએ જેના કરોમાં સમર્પિત કરેલી તેની સાથે જ આ દાસી આજે જાય છે.' રાવણને થાય છે કે આ જોવા ને સાંભળવા વિધાતાએ મને જીવતો રાખ્યો!' ધીરેધીરે એ ચિતા આગળ જઈને બોલ્યો, 'મેઘનાદ! મને આશા હતી કે છેવટે તારી આગળ જ હું મારી આંખ મીંચીશ. રાજ્યભાર તને સોંપીને જઈશ. રાજસિંહાસન પર તારી પડખે તારી પુત્રવધૂને બેઠેલી જોઈશ. એ આશા ફળી નહિ. મારાં પૂર્વનાં પાપે તેને બદલે તમને બન્નેને વિકરાળ કાળના આસને બેઠેલાં જોવા વારો આવ્યો. શું આ ફળ મેળવવા મેં શંકરની આરાધના કરી હતી? શું મોઢું લઈને લંકામાં પાછો ફરીશ? મંદોદરી પૂછશે કે મારો પુત્ર અને પુત્રવધૂ ક્યાં છે ત્યારે શો ઉત્તર દઈશ?' પછી એ વિધાતાને કહે છે, 'વિધાતા! મારા કયા અપરાધ માટે તું મને આ સજા કરે છે?' એનું આક્રંદ સાંભળી શંકરનું હૃદય દ્રવિત થયું, તથા એમણે મેઘનાદ તથા પ્રમીલાને પોતાની પાસે લઈ આવવા દૂતને આજ્ઞા આપી. મેઘનાદ તથા પ્રમીલા ભસ્મીભૂત થયાં. એમના આત્મા દિવ્યદેહ ધારણ કરી દિવ્યરથમાં બેસી ઊર્ધ્વલોકમાં ચાલ્યા ગયા. પછી રાવણે ચિતાભસ્મ સમુદ્રમાં નાંખી, ચિતાભૂમિને ગંગાજળથી ધોઈ, પછી વિજયાદશમીને દિવસે દેવીની પ્રતિમાનું વિસર્જન કરીને ભક્તો અશ્રુધારા વહાવતાં પાછા ફરે છે તેવી રીતે રાવણ અને રાક્ષસો લંકામાં પાછા ફર્યા.

## ૩

## 'મેઘનાદવધ' : કાવ્યચર્ચા

'મેઘનાદવધ' માઈકલ મધુસૂદન દત્તનું ઉત્કૃષ્ટ બંગાળી મહાકાવ્ય છે. કવિએ પોતે જ કાવ્યારંભે કહ્યું છે :

'હે મા! વીરરસનું, મહાગીત ગાઈશ,
તો આ દાસને તારી પદછાયા આપજે.'

કાવ્યનો આરંભ કવિએ મા ભારતીની સ્તુતિથી કર્યો છે. એટલે આ માનું સંબોધન મા ભારતીને છે. આ સ્તુતિ કરતાં મહાગીતનું વસ્તુ રામાયણમાંથી લીધું હોવાથી, સ્વાભાવિક રીતે એમાં 'વાલ્મિકી રામાયણ'નો ઉલ્લેખ આવે છે, અને જેવી રીતે વાલ્મિકીની રસના પર તમે આવીને બેઠાં હતાં, તેવી જ રીતે આવીને આ દાસની પર દયા કરો.' અહીં કવિએ કાવ્યના રસ વિશે અને પ્રકાર વિશે ઉલ્લેખ કર્યો છે – વીરરસ અને 'મહાગીત'. એમણે 'મહાકાવ્ય' શબ્દનો પ્રયોગ બંગાળીમાં પ્રચલિત હોવા છતાં કર્યો નથી તેનાં બે કારણો સંભવી શકે. એક તો, આપણા પૌરસ્ત્ય રસમીમાંસકોએ સંસ્કૃત મહાકાવ્યનાં જે લક્ષણ ગણાવ્યાં છે, તદનુસાર આ સંસ્કૃતરીતિનું મહાકાવ્ય નથી. પશ્ચિમના મહાકાવ્ય( epic )લેખકોમાંથી કવિએ ભરપૂર સામગ્રી લીધી છે. જેમ કે પહેલા સર્ગમાં જે વરુણાનીનું ચિત્રણ કર્યું છે, તે 'રામાયણ'માં નથી. પરન્તુ, હોમરની થેટિસ( Thetis )માંથી મિલ્ટને કોમસ( comus )ની સાબ્રિનાનું સ્વરૂપઘડતર કર્યું છે, તેને આધારે વરુણાનીનું પાત્રસર્જન થયું છે. બીજા સર્ગમાં જે દેવી અને દેવો રામને સહાય કરે છે, મહાદેવ અને પાર્વતીની કૃપાથી ઇન્દ્ર અજેયાસ્ત્ર

મેળવે છે, તે પ્રસંગ મૂળ 'રામાયણ'માં નથી 'ઇલિયડ'ના ચોદમા સર્ગમા હોમરે નિરૂપ્યુ છે કે ટ્રોયવાસીઓ પર જ્યૂપીટરની કૃપા ઊતરેલી જોઈ, એની પત્ની જૂનો સોભામણીવેષભૂષા ધારણ કરીને તથા વીનસનો વિશ્વને મોહપાશમા બાંધનારો કટિબંધ ધારણ કરીને ઇડા પર્વત પર જ્યૂપીટર પાસે ગઈ જ્યૂપીટર પત્નીનુ મોહક ને લુબ્ધ કરનારુ રૂપ તથા વેષભૂષા જોઈ એના આલિંગનપાસમા બંધાયો અને એ જ અવસ્થામા નિદ્રાવશ થયો આવી જ્યૂપીટરની દશાનો લાભ લઈ, ટ્રોયવાસીઓનો વિનાશ કરવાનુ ષડયંત્ર રચાઈ ગયુ.

'ઇલિયડ'ના આ પ્રસંગ જોડે 'કુમારસંભવ'ના મદનદહનના પ્રસંગનુ સંમિશ્રણ કરીને બીજા સર્ગની રચના કરી છે પાર્વતી રામને સહાયભૂત થવા, શંકરનો તપોભંગ કરવા તૈયાર થાય છે, મોહિનીરૂપ ધારણ કરે છે, અને રતિ તથા કામદેવની સહાયથી શંકરનો તપોભંગ કરવામા સફળ બને છે જોકે શંકર ગ્રીકપુરાણના જ્યૂપીટર જેવા કામુક નથી. વળી, કાલિદાસે 'કુમારસંભવ'માં કામદેવ દ્વારા ધ્યાનાવસ્થામા શંકરનો તપોભંગ કરાવ્યો નથી એ વખતે તો શંકરનુ ધ્યાન પૂરુ થયુ હતુ એ ઉપરાંત 'કુમારસંભવ'મા પાર્વતીનો મહાદેવનો તપોભંગ કરાવવામા જરાય હેતુ નથી અર્થાત્ મહાદેવ રાવણવત્સલ છે તેથી મહાદેવનો તપોભંગ કામદેવ તથા રતિની મદદથી કરાવીને જ્યૂપીટરની પત્ની જૂનો ટ્રોયવાસીઓનો નાશ કરવાનો જે માર્ગ ગ્રહણ કરે છે તેવુ જ, અહી પાર્વતી શંકરને ભોળવીને શંકરનુ રૂદ્રતેજ પડાવે છે આ સર્ગની મુખ્ય ઘટના 'ઇલિયડ'ને આધારે યોજાઈ છે 'મેઘનાદવધ' લખતા હતા ત્યારે ટેસો'નુ વાચન કરતા હતા, એથી મેઘનાદ તથા પ્રમીલાના ઉદ્યાનવિહારનુ ચિત્રણ 'ટેસો'ને આધારે થયુ છે પહેલા સર્ગમા મેઘનાદ અને પ્રમીલા પ્રમોદવનમા વિહાર કરે છે, એ પ્રસંગ 'ટેસો' કાવ્યના સોળમા સર્ગમા આર્મિડા(Armida) રિનાલ્ડો(Rinaldo)નુ સ્મરણ થાય છે એ 'ટેસો'ના બન્ને પાત્રોની પ્રમોદઉદ્યાનમા પ્રણયલીલા, અને મેઘનાદ-પ્રમીલાની પ્રમોદઉદ્યાનમા પ્રણયલીલાના વર્ણનમા પણ ઘણુ સામ્ય છે રિનાલ્ડો અને મેઘનાદ બન્ને બાહ્યજગતને વીસરી ગયા છે

પાચમા સર્ગમા મેઘનાદ અને પ્રમીલા પંખીનો કલરવ સાભળતા મોહનિદ્રામાથી જાગે છે, તે દશ્ય 'પેરેડાઇઝ લૉસ્ટ'માના આદમ અને ઈવના નિદ્રાભંગને આદર્શ માનીને યોજ્યુ છે છઠ્ઠા સર્ગમા ટ્રોયવાસી ગ્રીકોને ન્યાયયુદ્ધમા જીતે એ હોમરને માન્ય નહોતુ તેથી એમણે એક પણ ગ્રીકને ટ્રોયવાસી ન્યાયયુદ્ધમા હારતો બતાવ્યો નથી એવો જ પક્ષપાત મધુસૂદનને રાક્ષસો તરફ હોવાથી, એમણે લક્ષ્મણને કપટથી મેઘનાદનો વધ કરતો દર્શાવ્યો છે એને કારણે લક્ષ્મણના પાત્રને એમણે હીન ચીતરવુ પડ્યુ છે જે લક્ષ્મણ સ્વયં શંકરને પણ યુદ્ધ માટે પડકારે છે તે જ લક્ષ્મણ મેઘનાદને જોતા જ ઢીલો થઈ જાય છે આમ, નાયકને ગૌરવાન્વિત બનાવવા લક્ષ્મણને ગૌરવહીન બનાવ્યો છે 'ઇલિયડ'મા જેમ જે હેક્ટર અનેક સ્થાને મહાન વીરરૂપે આલેખાયો છે, તે જ્યારે એના હરીફ ઍકિલિસની સામે આવે છે, ત્યારે એના અંગ ખોડકાઈ જાય છે, તેવુ જ લક્ષ્મણનુ થયુ આમ, કથાવસ્તુ 'રામાયણ'માથી લીધુ હોવા છતા, એમણે એના નિરૂપણ માટે આધાર પશ્ચિમના મહાકાવ્યનો લીધો છે. સાતમા

સર્ગમાં રામને મદદ કરવા ઇન્દ્ર, કાર્તિકેય વગેરે દેવો આવે છે, આ જાતનું આલેખન 'રામાયણ'માં નથી. કવિને આ પ્રસંગનિરૂપણ કરવાની પ્રેરણા 'ઇલિયડ'ના એકવીશમા સર્ગમાંથી મળી છે. આઠમા સર્ગમાં રામ લક્ષ્મણના પુનર્જીવન માટેનો ઉપાય દશરથને પૂછવા પ્રેતનગરીમાં જાય છે, તે દૃશ્ય વાલ્મિકી 'રામાયણ'માં નથી. રામ પ્રેતપુરીમાં એક લાંબી સુરંગમાં થઈને જાય છે. 'ઇલિયડ'માં વર્ણવેલી એકેરોન (Acheron), અથવા સ્ટયક્ષ (Styx) 'મેઘનાદવધ'માં વૈતરિણીનું રૂપ લઈને ઊતરી છે, સ્ટયક્ષના નાવિક ચેરોને (Charon) ઇનીએસને માર્ગ આપવાનો ઇન્કાર કર્યો ત્યારે સાઇબિલે જેવી રીતે એને પોતાનો માયાદંડ બતાવ્યો છે, તેવી જ રીતે મધુસૂદનના કાવ્યમાં માયાદેવી પણ વૈતરિણી રક્ષક યમદૂત જ્યારે એમનો માર્ગ રોકે છે ત્યારે શંકરનું ત્રિશૂળ દર્શાવે છે. ઇનીએસની જેમ રામ પણ પ્રેતપુરીમાં એમની અનેક પરિચિત વ્યક્તિઓને મળે છે. પ્રેતપુરીનું વર્ણન પણ પાશ્ચિમાત્ય મહાકાવ્યોમાં આવતાં વર્ણનોની વિગત પણ 'મેઘનાદવધ'માં સમાન છે. પશ્ચિમનાં આ મહાકાવ્યોનો પ્રભાવ તો મધુસૂદને પણ સ્વીકાર્યો છે. કાવ્યના આરંભમાં જ સરસ્વતીવંદના પછી કલ્પનાદેવીને સંબોધીને એઓ કહે છે :

'તમે પણ આવો, દેવી, તમે મધુકરી
કલ્પના કવિના ચિત્ત-ફૂલવનનું મધુ
લઈને, રચો મધપૂડો, બંગાળીઓ જેનાથી
આનંદ-સુધાનું નિરવધિ પાન કરે.' (સર્ગ ૧)

આમ, ભિન્ન ભિન્ન કાવ્યોમાંથી કલ્પના દ્વારા મધુસંચય કર્યાનું એઓ સ્વીકારે છે. આમ, 'મેઘનાદવધ'નું વસ્તુ પૂર્વના મહાકાવ્યનું છે. પણ એનો પ્રકાર પશ્ચિમનાં મહાકાવ્યોનો છે. એ કારણે જ કદાચ મધુસૂદને, એમના કાવ્યનાં લક્ષણો આપણા રસશાસ્ત્રીઓ અનુસાર મહાકાવ્યનાં ન હોય તેથી જ, એમની રચનાને 'મહાકાવ્ય' નામ આપ્યું નથી. તદુપરાંત, મધુસૂદને જે યુગમાં આ કાવ્ય લખ્યું તે યુગ રોમૅન્ટિક યુગ હતો, જે યુગમાં ઊર્મિકાવ્યો, એટલે ગીતોનું જ પ્રાધાન્ય વધુ હતું, એથી એમના યુગને અનુરૂપ એમણે 'મહાગીત' શબ્દનો પ્રયોગ કર્યો હોય એ સંભવિત છે. આથી જ 'મેઘનાદવધ' એ પ્રશિષ્ટ કાવ્યસ્વરૂપ જેણે ધારણ કર્યું છે, એવું કાવ્ય હોવા છતાં, એ 'રોમૅન્ટિક' કાવ્યના પ્રભાવથી બચી શક્યું નથી. એનું એક કારણ એ પણ ખરું, કે એમણે જે યુગમાં આ કાવ્ય રચ્યું, તે યુગમાં આપણા રસમીમાંસકોએ નિર્ધારિત કરેલાં લક્ષણો લક્ષમાં રાખીને જે કાવ્ય રચાયું હોય, તેવું કાવ્ય લોકરુચિને સંતોષી શકે નહિ. એ સમયે પશ્ચિમના સાહિત્યપ્રવાહોથી આપણો સર્જક પ્રભાવિત થયો હતો. વિશ્વવિદ્યાલયોમાંથી પશ્ચિમના ઉત્કૃષ્ટ સાહિત્યની પરિચિત એવો વિદ્યાસંપન્ન વર્ગ 'રામાયણ'–'મહાભારત'ની કાવ્યરીતિથી રચાયેલાં કાવ્યોથી સંતુષ્ટ ન હોય. એમણે જે પશ્ચિમના સાહિત્યનું અધ્યયન કર્યું હોય તેમાંથી પ્રેરણા લઈ, પ્રાચીન સાહિત્યની કથાનું પુનર્ગઠન કર્યું, એવી કૃતિ જ એમને સંતોષ આપી શકે. યુદ્ધમાં પોતાના ભુજબળથી જે જીતે તેને જ જયમાળા પહેરાવીને, તેનું અહોગાન કરવાનું એમને ન રુચે. આપણાં મહાકાવ્યોનાં બીબાંઢાળ પાત્રોના નિરૂપણમાં નવા યુગને રસ ન પડે. મધુસૂદને રાજનારાયણ બસુને એક પત્રમાં લખ્યું હતું : 'You should not have to complain

against the un-Hindu Character of the poem. I shall not borrow Greek stories but write, rather than try to write, as Greek would have done.' આમ, 'રામાયણ'માંથી કથાઅંશ લઈને, એમણે ગ્રીક મહાકાવ્ય(epic)ની શૈલીમાં એ કથાઘટકની રજૂઆત કરી, બંગાળી કાવ્યમાં એક નવું પ્રસ્થાન કરી, પશ્ચિમના પ્રશિષ્ટ કવિઓની શૈલીમાં કથાનું ગ્રહન કર્યું. એમણે તે સમયે બંગાળામાં પ્રચલિત એક પણ છંદને પસંદ ન કરતા 'મેઘનાદવધ' માટે અમિતાક્ષર છંદ પસંદ કર્યો. એટલું જ નહિ, પણ કાવ્યને વીરરસ અને કરુણારસને એક જ ધારામાં નિરૂપિત કરી, વીરરસના કાઠિન્યને કરુણરસની કોમળતા દ્વારા સિક્ત કર્યું છે. જોકે, કાવ્યારંભે મધુસૂદને 'હું વીરરસનું મહાગીત ગાઈશ' એમ કહ્યું છે. છતાં યુગપ્રભાવને કારણે શુદ્ધ વીરરસનું કાવ્ય એઓ રચી શકયા નથી. શસ્ત્રોની અથડામણનું વર્ણન આજે કોઈને પણ રસપ્રદ ન લાગે. એ દૃષ્ટિએ જોતાં આ કાવ્યમાં યુદ્ધનું વર્ણન બહુ ઓછું છે. સાતમા સર્ગમાં જ્યાં ઇન્દ્રજીતના વધના સમાચાર સાંભળી રાવણ રણે ચડે છે, શત્રુને ત્રાહ ત્રાહ પોકરાવે છે અને લક્ષ્મણને ઘાયલ કરી નિષ્પ્રાણ કરી મૂકે છે, તેમાં વીરરસનું વર્ણન છે. કાવ્યના નાયક મેઘનાદને તો યુદ્ધનો મોકો જ મળ્યો નથી. પ્રમાદવનમાથી એ યુદ્ધમાં સજ્જ થવા લંકામાં આવે છે, અને દેવોની પૂજા કરવા બેઠો છે, ત્યાં એનો વધ થાય છે. આમ, યુદ્ધનું વર્ણન એક જ સર્ગમાં અધિક હોવા છતાં, એમણે વીરરસને યોદ્ધાનાં વચનો દ્વારા, અને કાર્યો દ્વારા સારા પ્રમાણમાં વિકસાવ્યો છે. જેમ કે પ્રમીલાના લંકાપ્રવેશ વખતે, રામસેનાને એણે આપેલો યુદ્ધનો વિકલ્પ, તે સમયનાં એનાં વચનો, અને એનું વીરાંગનાને ઉચિત એવું વર્તન, લક્ષ્મણ માયાની સહાયથી અદૃશ્યરૂપે મેઘનાદના પૂજાગૃહમાં પ્રવેશ કરે છે, તે સમયનાં મેઘનાદનાં વચનો, ઇત્યાદિ વીરરસને પુષ્ટ કરે છે; તો, વીરબાહુની હત્યા થઈ છે તે સમયે સભામાં આવી, રાવણ પાસે વેદનાભર્યા સૂરમાં પોતાના પુત્રનું એણે રક્ષણ કર્યું તે માટે ફરિયાદ કરતી ચિત્રાંગદા, વીરબાહુ તથા મેઘનાદના હણાયાના સમાચાર સાંભળી રાવણનો વિલાપ, લક્ષ્મણ હણાતાં રામનો વિલાપ, ચિતા પર ચડતી વખતે પ્રમીલાનાં વચનો, અશોકવનમાં સરમા પાસે સીતા પોતાની વીતકકથા કહે છે તે પ્રસંગ—આ બધામાં કરુણરસના નિરૂપણમાં કવિની રસનિરૂપણની શક્તિનો સુભગ પરિચય થાય છે. આ 'મહાગીત' અથવા epicની વિશેષતા એ છે કે વીર અને કરુણ બન્ને એકબીજાનાં પરિપોષક અને પરિપૂરક છે. તેમ છતાં કાવ્યમાં કરુણરસ વીરરસ કરતાં અધિક છે, કારણ કે આ કાવ્ય સમસામાયિક યુગની નીપજ છે. પ્રશિષ્ટ (classic) કાવ્યમાં સમકાલીન યુગની આશાઆકાંક્ષા, જીવનદૃષ્ટિ, મૂલ્યો — એ બધું પ્રતિબિંબિત થતું હોય છે, એ યુગ સંક્રાન્તિકાળ હતો. પરંપરામાંથી શ્રદ્ધાના વિલોપનનો યુગ હતો, પરિવર્તનનો યુગ હતો, વિદ્રોહનો યુગ હતો. એથી જ કાવ્યમાં રામલક્ષ્મણ કરતાં રાવણ તથા મેઘનાદ વધારે પ્રભાવક ચિત્રિત થયા છે. એમાં, વાલ્મિકીની જેમ રાવણાદિને માત્ર દુર્ગુણોના ભંડારરૂપે જ ચીતર્યા નથી, પણ એમને માનવરૂપે પણ દર્શાવ્યા છે. વીરબાહુના મૃત્યુની વાત સાંભળી રાવણ વિલાપ કરે છે; ચિત્રાંગદા ઠપકો આપે છે, એનો તિરસ્કાર કરે છે, તે પણ સાંખી લે છે, મેઘનાદને અગ્નિદાહ માટે

ચિતા પર રાખે છે, ત્યારનાં એનાં વચનો આપણને એની પ્રત્યે સહાનુભૂતિ થાય, આપણું હૃદય પણ આર્દ્ર બને એ પ્રકારનાં છે. એ પિતા, પતિ, સસરા તરીકે કેટલો બધો પ્રેમાળ હતો, કેટલો બધો કોમળ હતો તેનું આલેખન કરી કવિએ પૌરાણિક પાત્રના અભિનવનિરૂપણનો એક નવો જ માર્ગ ચીંધ્યો છે. કવિએ રાવણના પાત્રને રામ કે લક્ષ્મણ કરતાં સવિશેષ ગૌરવાન્વિત, તેજસ્વી, અને આપણા હૃદયમાં જેને માટે કોમળ ભાવ ઉત્પન્ન થાય તેવું આલેખ્યું છે, તેને ઘણા વિદ્વાનો મધુસૂદનના કાવ્યની ગંભીર ક્ષતિરૂપે લેખે છે અને એમાં એ નીતિ અથવા પાપનું સમર્થન થયું માને છે. પણ આપણે જરા ગંભીરતાથી વિચારીએ તો જણાશે કે રાવણ પોતે કરેલા સીતાહરણ માટે વારંવાર પસ્તાય છે ને વિધાતાને કહે છે:

'મારાં કયાં પાપો જોઈ હે દારુણ વિધાતા !
તેં મારું આ ધન હરી લીધું ?
× × ×
શની શંભુસમ મારો કુંભકર્ણભાઈ
અકાળે મારે દોષે મર્યો !'

અને પછી આત્મવંચના કરતાં દોષનો ટોપલો શૂર્પણખાને શિરે ઢોળતાં કહે છે:

......'હાય શૂર્પણખા,
કઈ કુક્ષણે તેં અભાગણીએ કાળ
પંચવટીવને, કાલકૂટથી ભરેલા ભુજંગને જોયો?
કઈ કુક્ષણે (તારે દુ:ખે દુ:ખી)
પાવક-શિખા રૂપિણી જાનકીને
આ હેમ-ગૃહમાં હરી લાવ્યો?'

આ ઉપરાંત ચિત્રાંગદા વીરબાહુના મૃત્યુથી વ્યાકુળ બની ગઈ છે. તે કહે છે:

'રણમાં જે દેશના વેરીને મારો છે તે ધન્ય છે.
પણ વિચારો નાથ ! તમારી લંકાપુરી ક્યાં છે?
એ અયોધ્યા ક્યાં છે? કેવી રીતે કયા લોભને કારણે
રામ અહીં આવ્યા? આ સુવર્ણપુરી સુન્દરી
જેને ઇન્દ્ર વાંછે છે, જે ત્રિલોકમાં અનુપમ છે,
જેની ચારે બાજુ રત્નાકરની શોભા છે,
જેની રજત-રચેલી ઉન્નત પ્રાચીર છે,
મેં સાંભળ્યું છે કે એનો સરયૂને કિનારે વાસ છે.
એ તુચ્છ માનવ છે! શું તમારા સોનાના
સિંહાસન માટે
રાઘવ ઝૂઝશે? કયો વામન ચંદ્રને
પકડવા ઇચ્છે?
તો પછી એને દેશનો વેરી શા માટે કહો છો?
એ ભુજંગનું હમેશાં માથું નીચું છે,
પણ એની પર કોઈ આક્રમણ કરે તો
એની સામે એ ફણા ઊંચી કરે છે.
લંકામાં આ દાવાનળ કોણે સળગાવ્યો?
હાય! નાથ તમે પોતાનાં જ કર્મથી.
કૂળને ડુબાવ્યું અને તમે પોતે પણ ડૂબ્યા.'

આ દર્શાવે છે કે મધુસૂદનને પાપી પ્રત્યે સહાનુભૂતિ હોવા છતાં એણે પાપનું સમર્થન કર્યું નથી, અને રાવણના દોષને જરા જેટલો પણ ઓછો દર્શાવ્યો નથી. રાવણે અનીતિ આચરી છે, તે એમણે રાવણ પાસે તથા ચિત્રાંગદા પાસે કબૂલ કરાવ્યું છે. આમ, કવિ અનીતિનું સમર્થન કરે છે કે એની પર ઢાંકપિછોડો કરે છે, એ આક્ષેપ પાયાહીન સાબિત થાય છે. રાવણનું પાત્ર, ગુણદોષથી ભરેલું

સમતુલિત પાત્ર છે. રાવણને પોતાની ક્ષતિઓની પૂરી જાણ છે. રાવણનું પાત્ર રામને ભોગે કવિએ ગૌરવાન્વિત બનાવ્યું નથી. બે વખત રામ કાયરની જેમ વર્તે છે, એક વખત જ્યારે મેઘનાદ સામે યુદ્ધ ચઢવાની લક્ષ્મણ રજા માગવા આવે છે ત્યારે અને જ્યારે રાવણના પ્રહારથી ઘાયલ થઈ લક્ષ્મણ ધરતી પર ઢળી પડે છે ત્યારે. બન્ને સમયે રામની નિર્બળતાને એમના ગાઢ ભ્રાતૃપ્રેમરૂપે ઘટાવી શકાય. પરંતુ પહેલી વખત લક્ષ્મણ સમજાવે છે, વિભીષણ સમજાવે છે, છતાં યુદ્ધ છોડીને સીતાને પાછી મેળવવાની વાત પડતી મૂકીને રામ પાછા વનમાં જવાની વાત કરે છે, અને રામને સમજાવવા આકાશવાણીનો આશ્રય લેવો પડે છે. ત્યાં રામની નબળાઈ અક્ષમ્ય લાગે છે. રામને લક્ષ્મણ માટે અઢળક ભ્રાતૃપ્રેમ હોય તે સમજી શકાય, પણ સીતાને પાછી મેળવવાનું કામ છોડીને એ વનમાં જવાની વાત કરે ત્યારે રામનો સીતા માટેનો પ્રેમ પણ લક્ષ્મણપ્રેમમાં પલટાવી દીધો હોય, અને સીતા કોઈ પરાઈ સ્ત્રી બની ગઈ હોય એવું લાગે છે. પણ એથી યે વિશેષ અન્યાય લક્ષ્મણના પાત્રને થયો છે. જ્યારે લક્ષ્મણ માયાના પ્રભાવથી છાનોછૂપો મેઘનાદના પૂજાગૃહમાં પ્રવેશ કરે છે, અને મેઘનાદ એને પિછાને છે ત્યારે મેઘનાદ લક્ષ્મણને કહે છે :

'જો તું સાચેસાચ રામાનુજ લક્ષ્મણ હોય,
તો હે મહાબાહો ! હું તારી રણલાલસા
જરૂર રણમાં સંતોષીશ...
લે આતિથ્ય એવા શૂરશ્રેષ્ઠ તું પહેલાં,
મારા આ ધામમાં તું આવી જ ગયો છે,
તો થોભ'
રાક્ષસરિપુ તું છે, તો યે આજે તો તું અતિથિ છે
તો હું જરા વીરસાજ સજી લઉં ! નિઃશસ્ત્રરિપુ
તેની પર પ્રહાર કરવાની પ્રથા રઘિકુળમાં નથી.
એ નિયમ હે વીરેશ્વર ! તને અવિદિત નથી.
તું ક્ષત્રિય છે. બીજું શું કહું !'

એના જવાબમાં લક્ષ્મણ કહે છે :

'જાળમાં સપડાયલા વાઘને, કિરાત
ક્યારેય છોડે ખરો ? અબોધ !
હમણાં જ તારો વધ કરીશ.
તારો જન્મ રાક્ષસકૂળમાં છે પાપી !
તો ક્ષત્રિયધર્મનું પાલન શા માટે કરું ?
હું તો વૈરીને મારવા ગમે તે ઉપાય અજમાવીશ.'

અને એને બાણોથી વીંધી નાંખ્યો. અહીં લક્ષ્મણને હીન તો બતાવ્યો છે, પણ જ્યારે ઘાયલ મેઘનાદ પૂજાનાં પાત્રો એની પર ફેંકે છે ત્યારે એ પોતાની જાતને બચાવી શકતો નથી, માયાએ બધાં પૂજાનાં ઉપકરણોથી એને બચાવી લીધો. એટલું જ નહિ, પણ ઘાયલ ઇન્દ્રજિત લક્ષ્મણ પર હલ્લો કરવા ગયો, ત્યારે માયાની લીલાને કારણે ઇન્દ્રજિતે સામે પાડા પર બેઠેલા, હાથમાં શૂળી લીધેલી છે એવા યમરાજને જોયા અને વિમાનમાં દેવોને જોયા, અને એ હતપ્રભ થઈ ગયો, ત્યારે લક્ષ્મણે ખડ્ગથી એનો વધ કર્યો. લક્ષ્મણને આવો હીન આલેખવાનું એક કારણ એ હોઈ શકે કે મેઘનાદ ન્યાયયુદ્ધમાં જીતી શકાય એવો નથી. માયા ઇન્દ્રને કહે છે :

'ત્રિભુવનમાં એવો કોઈ વીર નથી,
દેવ અથવા માનવ, જે ન્યાયયુદ્ધમાં મારે
રાવણને...'

આમ, ટ્રોયવાસી અને ગ્રીકોના યુદ્ધમાં ટ્રોયવાસીઓ કપટથી ગ્રીકોને મારે છે, એમ 'ઇલિયડ'માં બતાવ્યું છે, તેનું જ અનુસરણ મધુસૂદને કર્યું છે. અને એમ કરવા જતાં લક્ષ્મણને હીન આલેખવા સિવાય બીજો કોઈ ઉપાય નહોતો. જો લક્ષ્મણ મેઘનાદને સમરમાં મારે તો તેથી કાવ્યનાયક મેઘનાદનું ગૌરવ ઓછું થાય એમ હતું. એટલે જ લક્ષ્મણને ભોગે કવિએ કાવ્યનાયકનું ગૌરવ જાળવી રાખ્યું છે. જો કે, લક્ષ્મણ જ્યારે રાવણની જોડે લડે છે, ત્યારે એને એક વીરની જેમ લડતો દર્શાવ્યો છે, કારણ કે ત્યાં લક્ષ્મણ મરણતોલ ઘાયલ થાય છે એટલે રાવણનું ગૌરવ ઓછું થાય એવી કોઈ પરિસ્થિતિ ઉત્પન્ન થતી નથી. આમ, લક્ષ્મણને ભોગે મેઘનાદના પાત્રને જે વીરત્વ અર્પ્યું છે, તે કવિનો કાવ્યનાયક માટેનો અનન્યસાધારણ પક્ષપાત સૂચવે છે.

કવિનાં નારીપાત્રોમાં પ્રમીલા તથા સીતાનું ચરિત્રનિરૂપણ ઉજ્જ્વળતાથી થયું છે. પ્રથમ સર્ગમાં પ્રમીલાના મોહક સ્વરૂપનું નિરૂપણ છે, તો બીજા સર્ગમાં એના ઝળહળતા વીરત્વનું દર્શન થાય છે. જ્યારે એની સખી એને પૂછે છે કે રામસેનાએ ચારે બાજુથી લંકાને ઘેરી લીધી છે, તેમાંથી શી રીતે માર્ગ કાઢશો, ત્યારે એ વીરાંગનાને શોભે એવો ઉત્તર આપે છે :

'શું કહ્યું સાહેલી ! જ્યારે ગિરિગૃહ છોડી
સરિતા વેગથી સાગર તરફ જાય છે
ત્યારે એની ગતિ રોકવાની કોની દેન છે ?
× × ×
હું લંકામાં મારા બાહુબળથી પ્રવેશ કરીશ.'

અને એ રામને જે સન્દેશો દૂતી જોડે મોકલે છે, તેમાં પણ "કાં તો માર્ગ આપો, અથવા યુદ્ધ કરો" એમ કહે છે. એમ કહેવાય છે કે "મેઘનાદવધ"ની રચનાના થોડા સમય પૂર્વે સિપાઈવિદ્રોહની વીરાંગના લક્ષ્મીબાઈની વીરતાએ ભારતવાસીઓમાં ઉત્સાહનો સંચાર કર્યો હતો. એ સમયે મધુસૂદનના હૃદયમાં લક્ષ્મીબાઈની મૂર્તિ અંકાઈ હતી, અને પ્રમીલાનું ચિત્રણ કરવામાં કદાચ એ પ્રેરકશક્તિ રહી હોય. મેઘનાદ યુદ્ધની તૈયારી કરવા નીકળે છે, ત્યારે પ્રમીલા એને કહે છે :

'હાય નાથ ! "બોલી સતી"
આજે મેં વિચાર્યું'તું,
હું તમારી સાથે પુણ્ય યજ્ઞશાળામાં જઈશ.
ત્યાં તમને વીરસાજ સજાવીશ.
શું કરું, પણ પોતાના ઘરમાં બંદિની
બનાવીને સાસુએ મને રાખી છે. તો પણ
તમારા પાદયુગ્મનાં દર્શન કરવા હું આવી.'

અહીં કવિના સમકાલીન યુગમાં સ્ત્રીઓને સાસુઓનો ત્રાસ બરદાસ્ત કરવો પડતો તેનો ઉલ્લેખ કરીને પ્રમીલાને સમસામાયિક રૂપ આપ્યું છે. આ જ પ્રમીલા સાતમા સર્ગમાં નાહીને વસ્ત્રાભૂષણ ધારણ કરવા જાય છે, ત્યારે એની ડાબી આંખ ફરકે છે તેથી, માળા પહેરતાં કંઠ દુઃખે છે તેથી, આકળી બની જાય છે; ત્યાં એનું ભાવપ્રધાન રૂપ જોવા મળે છે. અને છેલ્લા સર્ગમાં સ્મશાનમાંની પ્રમીલાની વિષાદમૂર્તિ જોવા મળે છે. એને કવિએ 'નિષ્પ્રભા શશિકલા' જેવી કહી છે. એ સતી થવા જાય છે, ત્યારે એ મૌનવ્રતધારિણી છે, એનું હાસ્ય ઊડી ગયું છે, આંખો જ્યોતિહીન બની છે; પણ એની દૃઢતા પૂર્વવત્ જ છે. ચિતારોહણ કરતાં પૂર્વે એની માતાને એટલો જ સન્દેશો મોકલાવે છે કે 'વિધિએ જે ભાગ્યમાં લખ્યું તે જ થયું છે. જેના

હાથમાં મને સમર્પિત કરેલી, તેની સાથે જ આજે જાઉં છું.' આ અંતિમ ઉક્તિ દ્વારા પ્રમીલાની અનન્ય પ્રતિભાનો સુભગ પરિચય કરાવી, ભારતીય કાવ્યોનાં નારીપાત્રોમા એને ઉચ્ચોચ્ચ સ્થાનની અધિકારિણી બનાવે છે.

એવું જ ગૌરવમંડિત પાત્ર સીતાનુ છે કવિએ સીતા માટે આખો એક સર્ગ રોક્યો છે. એ સર્ગમાં સીતા અને વિભીષણની પત્ની સરમાનો સંવાદ છે. એમાં સીતાના પાત્ર દ્વારા કવિએ દંડકારણ્યમા રામસીતાના પારિવારિક જીવનનુ હૃદયંગમ ચિત્ર આલેખ્યું છે. સીતા ઉદાર છે. મારિચે લક્ષ્મણને પૂકાર કર્યો ત્યારે 'રામાયણ'માં સીતા 'તું મારી પર મતિ બગાડીને બેઠો છે. તેથી જતો નથી', એમ કહેવડાવી, સીતાને નીચી ઉતારી છે. પણ મધુસૂદનની સીતા લક્ષ્મણને કઠોર વચનો તો કહે છે, પણ એની નજર બગડી છે એવું કહેતી નથી. એથી સીતાનું પાત્ર વિશેષ સમભાવ ઉત્પન્ન કરે છે. સરમા જ્યારે સીતાએ આભૂષણ ત્યજ્યાં છે, તે માટે રાવણને દોષિત ઠરાવે છે, ત્યારે પણ સીતા એને કહે છે કે 'તું નકામી રાવણનો દોષ કાઢે છે. એ આભૂષણ તો મેં જ ઉતારીને ફેંક્યાં હતાં.' આમ, એનું ભારોભાર અહિત કરનાર શત્રુની પણ વ્યર્થ નિંદા એનાથી ખમાતી નથી. છેલ્લા સર્ગમા સીતાને સરમાએ મેઘનાદના મૃત્યુના તથા પ્રમીલા સતી થાય છે તે સમાચાર આપ્યા ત્યારે પણ રાવણના પરિવારને દુઃખે એ દુઃખી થાય છે, એટલી એ ઉદાર છે. એ સરમાને સજળ નેત્રે કહે છે. "મારો કુલક્ષણમાં જન્મ થયો છે. હું જ્યાં જાઉં છુ ત્યાં સુખનો પ્રદીપ બૂઝાય છે. ...મારા બળ્યાઝળ્યા કપાળમા વિધિએ એ જ લખ્યું છે. ...પૂજાશોકથી સસરા મરી ગયા. અયોધ્યાપુરી અંધકારાછન્ન છે. રામનું સિંહાસન શૂન્ય છે. આ દાસીનું માન રાખવા પ્રતિપક્ષી દ્વારા જટાયુનો વધ થયો છે. સખી! અહીં જો ઇન્દ્રજિત મર્યો, આ અભાગિણીના દોષને કારણે અને કેટલાય રાક્ષસો માર્યા ગયા: આજે પ્રમીલા મરે છે; જે વિશ્વમા અદ્વિતીયા તેજસ્વિની, અદ્વિતીયા સુન્દરી છે. હે સખી! બિચારી વસંતના આરંભમાં જ એ ખીલતી કળી કરમાઈ.' આ રીતે વિજયની ક્ષણે પણ સીતા આનંદિત થવાને બદલે રાક્ષસોના દુ:ખે દુ:ખી થતી દર્શાવી છે. અને કવિએ સીતાના પાત્રનુ ગૌરવ જાળવી રાખ્યું છે.

મંદોદરી મેઘનાદની મા હોવા છતાં એ પાત્રની રેખા બહુ આછીપાતળી આલેખાઈ છે. પાચમા સર્ગમા જ્યારે મેઘનાદ રણને માટે સજ્જ થતાં પૂર્વે માતાની રજા લેવા આવે છે ત્યારે એ મેઘનાદ સમક્ષ પ્રમીલાને પોતાની પાસે રાખવાની માગણી કરે છે, ત્યારે એની કુટુંબવત્સલતા પ્રગટ થાય છે. એ પ્રમીલાને કહે છે, 'તારુ ચન્દ્રમુખ જોઈને મારો પ્રાણ બચાવીશ' અને પછી રામને માયાવી કહીને, મેઘનાદને રજા આપતા પોતાનો સંકોચ વ્યક્ત કરે છે, પણ એનું વ્યક્તિત્વ વીરબાહુની માતા ચિત્રાંગદા કરતાં જુદુ છે. ચિત્રાંગદા તો વીરબાહુનું મૃત્યુ થતાં, આવીને રાવણનો તિરસ્કાર કરે છે. અને એને પાપે જ એણે પુત્ર ગુમાવ્યો એમ કહે છે. પરંતુ પતિપરાયણા મંદોદરી રાવણનો દોષ કાઢતી નથી, પણ શૂર્પણખાનો દોષ દર્શાવતાં કહે છે:

'હા! વિધિ! મરી શેં ન ગઈ માના ઉદરમાં?
શૂર્પણખા – કુટિલા, – કુલક્ષણા – અમંગલા.'

રાવણ પણ પ્રથમ સર્ગમાં જ્યારે વીરબાહુના મૃત્યુના સમાચાર સાંભળે છે, ત્યારે પણ બધો દોષનો ટોપલો શૂર્પણખાને માથે ઢોળે છે: એથી પતિપરાયણા મંદોદરી પણ એ જ ભાષામાં બોલે છે. ચિત્રાંગદાની જેમ પોતાની રીતે પરિસ્થિતિની સ્વતંત્ર રીતે મૂલવણી કરતી નથી. આ ઉપરાંત પ્રમીલા મેઘનાદને વળાવવા જાય છે, ત્યારે સાસુએ એને ઘરમાં બંદી બનાવીને રાખી છે ત્યાં પણ એવું લાગે છે કે એમના કાવ્યને ભારતીય ઓપ આપવા તથા પ્રમીલાના પાત્રને ઊજળું દેખાડવા કવિએ મંદોદરી, એની પુત્રવધૂને જેની પ્રત્યે આદર ઉત્પન્ન થાય એવી નારી નથી એમ બતાવ્યું છે, મેઘનાદના વધ પછી પણ રડતી રડતી રાવણના ચરણોમાં આવીને પડે છે, એટલો જ ઉલ્લેખ કર્યો છે. ત્યારે પ્રશ્ન એ થાય છે કે મંદોદરીની કવિએ ઉપેક્ષા શા માટે કરી હશે? ચિત્રાંગદાનું પાત્ર તો પ્રથમ સર્ગમાં થોડીવાર જ આવે છે, પણ વિદ્યુતની ચમકની જેમ વાચકને અત્યંત પ્રભાવિત કરી જાય છે.

જ્યોતીન્દ્રનાથ ઠાકુરે 'મેઘનાદવધ' કાવ્યની ચર્ચા કરતાં મહાકાવ્ય (epic)માં જે કાર્યની એકતા હોવી જોઈએ તે આ કાવ્યમાં નથી, એમ કહીને પોતાના વક્તવ્યના સમર્થનમાં બે દૃષ્ટાન્ત ટાંક્યાં છે. પ્રથમ તો 'મેઘનાદવધ' તો છઠ્ઠા સર્ગમાં થઈ જાય છે, તે પછીના ત્રણ સર્ગો, આ કાવ્યના મુખ્ય પ્રસંગ જોડે સંકળાયેલા નથી, અને તેથી કાવ્યબંધ શિથિલ થઈ જાય છે. એમના મત પ્રમાણે છઠ્ઠા સર્ગમાં કાવ્ય પૂરું થઈ જાય છે. આની વિચારણા કરતાં એમ લાગે છે કે કાવ્યના નાયકનો વધ તો એક પ્રસંગ છે. વળી, મેઘનાદની પત્ની પ્રમીલાનું પતિ સાથે ચિતારોહણ, અને પરભવમાં પણ પતિની સહગામી થઈ, એ દર્શાવવું. તથા મેઘનાદવધથી રાવણહૃદયમાં જાગેલા વીરતાના અને વિષાદના ઉત્કટ ભાવો, મેઘનાદ તથા પ્રમીલાનું દિવ્ય રૂપ ધારણ કરી દિવ્ય લોકમાં ગમન—એ મેઘનાદવધના મુખ્ય પ્રસંગ જોડે સંકળાયેલું નથી. મેઘનાદની અંતિમ ક્રિયા એ પણ મેઘનાદના મૃત્યુ જોડે જ સંકળાયેલી ઘટના છે. એટલે છેલ્લા ત્રણ સર્ગો, કાવ્યની એકતાને ખંડિત કરે છે એમ ન કહી શકાય. આમ, વધનો અર્થ માત્ર મૃત્યુ એટલો થય નહિ. જ્યાં સુધી દેહનો અગ્નિસંસ્કાર થાય નહિ, ત્યાં સુધીના પ્રસંગો આલેખવામાં અનૌચિત્ય નથી. એમનો બીજો વિરોધ, ચોથા સર્ગમાં સીતા અને સરમાનો અશોકવનમાં જે સંવાદ છે, જેમાં સીતા સરમા સમક્ષ પોતાના પંચવટીના અત્યંત સુખી દાંપત્યજીવનનું ચિત્ર અંકિત કરે છે, તેની સામે છે. એનો રદિયો ડૉ. તારાપદ મુખોપાધ્યાયે સચોટ રીતે આપ્યો છે. એઓ કહે છે: "મેઘનાદવધ કાવ્યમાં ચતુર્થ સર્ગની સાર્થકતા ખરી, એ પ્રશ્ન ઉદ્‌ભવ્યો છે. એ સર્ગ કથાનું અખંડત્વ જાળવી રાખે છે. એટલું જ નહિ, પણ એક ઉદ્દેશ્ય વ્યક્ત કરવાનું સાધન પણ બન્યો છે.

રામસીતાના શાંતરસાસ્પદ અરણ્યના દાંપત્યજીવનના વિસ્તૃત વર્ણનથી બાળકનું મન એવા એક અનિર્વચનીય આવેશથી અભિભૂત થાય છે, કે એમાં શાન્ત વાતાવરણમાં તે પવિત્ર વનસ્થલીમાં યોગીના વેશમાં રાવણનો આવિર્ભાવ શું કૃતાન્તરૂપી વ્યાધનું આગમન ન કહી શકાય?

'સુલોચના! અમે હતાં ગોદાવરીતીરે

કપોત-કપોતી જેમ ઊંચા ઝાડની ટોચે
માળો બાંધી રહે તેના જેવાં ’

તે સુખનો માળો ભાંગીને અમંગળરૂપી રાવણે શું પતિવ્રતા ધર્મની પવિત્રતા નષ્ટ નહોતી કરી? ભારતની નારીનો શુદ્ધ મંગલઘટ પદાઘાતથી દૂર ફગાવી દેતો નથી? રાવણના એ ક્રૂર કર્મથી આ દાસીની કરુણ અવસ્થા જોઈ વનદેવીએ આક્રંદ કર્યું. પણ એ ક્રન્દન વૃથા હતું. આના પરથી એ અનુમાન શું ન તારવી શકાય, કે રાવણની દાનવી શક્તિનો રથ જે શુદ્ધ પવિત્ર પણ દુર્બળ છે, તેની છાતી પરથી શક્તિનો ધ્વજ લહેરાવતો ચાલ્યો જાય છે? અને તો લાગે છે કે ચોથા સર્ગમા રામસીતાના પવિત્ર દાંપત્યની જોડાજોડ એ અપવિત્ર અગ્નિશિખાને મૂકીને કવિએ બંનેનું પાર્થક્ય સ્પષ્ટ કર્યું છે.

આ સર્ગમા સીતાના દુઃખદગ્ધ ચિત્તને કવિએ એવા પવિત્ર ભાવથી, એવા સંયમ અને શુચિતાથી અંકિત કર્યું છે કે એમ લાગે છે કે ભારતીય સંસ્કૃતિની મર્મવાણી કવિ સીતાના ચરિત્ર દ્વારા બુલંદ અવાજે ઉચ્ચારે છે. કવિ જ્યારે અશોકવનમા પ્રવેશ કરે છે ત્યારે લાગે છે કે જે કવિએ રાવણને ચીતર્યો છે, તે આ કવિ નથી કવિ જ્યારે સુવર્ણલંકામાથી બહાર આવીને, સમુદ્રસ્નાન કરી પવિત્ર થઈને વેશ બદલીને રાજનગરીના કોલાહલથી દૂર ગુપ્ત રીતે અશોકવનમાં આવી ભાવવિભોર બની સીતાનું ચિત્ર આલેખે છે. કવિનો અવ્યક્ત અંતર્ભાવ જાણે આ સીતાચરિત્રમા વ્યંજિત થયો છે. કવિનો નિભૃત ગોપન અંતર્લોક જાણે અશોકવાટિકામા પ્રગટ થયો છે.” જોકે, અહીં વિવેચક ભાવુક બનીને તટસ્થતા ખોઈ બેઠા છે. તેમ છતા એઓ અશોકવનના આ પ્રસંગનુ ઔચિત્ય આપણા મન પર ઠસાવવા મહદ્ અંશે સફળ થયા છે. આ ઉપરાંત, એ પણ સાચું છે કે જેનો ઉદ્ધાર કરવા ઘમસાણ યુદ્ધ ખેલાયું છે તે સીતાને આ કાવ્યમાં સ્થાન ન અપાય તેમાં પણ ઔચિત્ય નથી. એવો ચોથો સર્ગ કાવ્યના ઘટનાપ્રવાહને બાધક ગણી શકાય નહિ.

મહાકાવ્યમા હોવો જોઈએ તેવો આમાં ભવ્ય પ્રસંગ છે. અને ઘટનાબહુલ આ વર્ણન કાવ્યમા કથાનકને પુષ્ટ કરે એવુ વાતાવરણ પણ છે. એમાં સ્વર્ગ, મર્ત્ય અને પ્રેતલોકના વર્ણનો છે, વિશાળતાની સાથે સઘનતા, પ્રત્યક્ષતા, અને રસોત્પાદકતા છે, તેથી આ કાવ્યની અનુભૂતિ ભાવકને સહજ રીતે થાય છે અને એ અનુભૂતિ ભાવકના ચિત્તનું ઊર્ધ્વીકરણ કરે છે પ્રકૃતિવર્ણનો પણ જાડી પીંછીથી ચિત્રિત હોવાથી, અને પ્રકૃતિ અને માનવભાવનુ અનુસંધાન ન કરીને કવિ પશ્ચિમના મહાકાવ્ય(epic)નું સ્વરૂપ જાળવી રાખે છે કવિની પરભૂમિ સુવર્ણલંકા છે. પણ એ લંકા સમૃદ્ધિયુગની નથી, પતનયુગની છે એ પતનકાળનુ ચિત્ર આંકવામા કવિનું અસાધારણ કૌશલ નજરે પડે છે પતનનું ચિત્ર આલેખવા માટે જે અસાધારણ શક્તિની આવશ્યકતા છે તેનો મધુસૂદન આ કાવ્યમાં સુપેરે પરિચય કરાવે છે.

કવિએ જે અલંકારો યોજ્યા છે તેમાં પણ કવિ પોતાની ઔચિત્ય દૃષ્ટિ દાખવી શક્યા છે. જેમકે મેઘનાદની સ્મશાનયાત્રામા બધા લંકાવાસીઓ ઊમટ્યા હતા, તેનું ચિત્ર આલેખતા કવિ કહે છે: “બાળક, યુવાન, વૃદ્ધ નરનારીઓ જતાં હતા, જેમ સહસા ગોકુળ, કૃષ્ણ વિના બન્યું હતુ તેમ લંકા-

પુરીને શૂન્ય અંધકારમય કરતાં જતાં હતાં" અહીં ગોકુળ વિનાના કૃષ્ણ જોડે, મેઘનાદ વિનાની લંકાને સરખાવી કવિએ થોડા જ શબ્દોમાં લંકાના ઘોરતમ વિષાદનું ચિત્ર તાદૃશ કર્યું છે. જ્યારે મેઘનાદવધના સમાચાર રાવણ સાંભળે છે, ત્યારે રાવણની મનઃસ્થિતિ કેવી થઈ તે વિષે કવિ કહે છે: "જેમ ઘોરવનમાં, કઠોર વ્યાધનાં બાણથી વીંધાયેલો સિંહ ભીમનાદ કરીને ભૂમિ પરં ઢળે, તેવી જ રીતે રાવણ સભામાં પડ્યો." રાવણની વીરતા, એને સિંહની ઉપમા આપીને સૂચવી છે. અને મેઘનાદના મૃત્યુને વ્યાધના બાણથી ઉપમા આપી કવિએ કાળ સમક્ષ ભલભલા મહાવીરો પણ કેવા ઢીલા થઈ જાય છે, તે અસરકારક રીતે આલેખ્યું છે. મેઘનાદની અંતિમ-ક્રિયા કરી રાવણ અને લંકાવાસીઓ પૂરમાં પાછાં ફરે છે ત્યારે બંગાળીઓ આસાનીથી સમજી શકે તે માટે એ બધાંની શોકતપ્ત દશા વર્ણવતાં કવિ કહે છે, "જ્યારે રાક્ષસસમૂહ સમુદ્રમાં સ્નાન કરીને લંકામાં પાછો ફર્યો ત્યારે દશેરાને દિવસે પ્રતિમાનું વિસર્જન કરીને આવતા લોકોના જેવી તેમની સ્થિતિ હતી." અહીં વિજયાદશમીનો ઉલ્લેખ કરીને કાવ્યના નાયકને દેવીપ્રતિમા જોડે સરખાવી કવિએ કાવ્યનાયકને ભાવભીની અંજલિ આપી છે. મેઘનાદના મૃતદેહ આગળ બેઠેલી પ્રમીલા, જેનો દેહ છોડીને પ્રાણ ઊડી ગયા છે, એમ બેઠી હતી તેનું ચિત્ર આલેખતાં કવિ કહે છે: "વૃક્ષ સુકાયાં પછી સ્વયંવરા લતા-વધૂ, પોતાની મેળે જ સુકાઈ જાય છે." અહીં પણ અલંકાર દ્વારા મેઘનાદ પ્રત્યેના પ્રમીલાના પ્રેમનું સૂચન અસરકારક રીતે કર્યું છે. રાવણ જ્યારે વીર-બાહુના મૃત્યુની વાત સાંભળે છે ત્યારે પોતાનાં આત્મીયો એક પછી એક મૃત્યુ પામે છે. એથી એની દશા કેવી થઈ છે તેનું વર્ણન કરતાં કહે છે: "વનમાં જેમ પહેલાં ડાળીઓ એક પછી એક કઠિયારો કાપે છે, અને અન્તમાં વૃક્ષ કાપે છે તેમના જેવી મારો રિપુ વિધાતા મારી દશા કરે છે. એના બાણથી હું મૂળ સાથે નિર્મૂળ થઈ જઈશ." અહીં પણ વૃક્ષ અને ડાળીઓની ઉપમા, રાવણના પારિવારિક ઘનિષ્ઠ સંબંધોનું સૂચન સચોટતાથી દર્શાવાયું છે.

આવી રીતે મધુસૂદને પ્રકૃતિના વર્ણનમાં, પાત્રોના નિરૂપણ અને તેમના આંતરસંઘર્ષમાં, ઘટનાઓના નાટ્યાત્મક સંયોજનમાં, રસનિરૂપણમાં દૃશ્ય-શ્રાવ્ય ઘટકોના સમુચિત અને સુયોજિત ગઠનમાં, વક્તવ્યને પ્રભાવક બનાવે તેવા અલંકારોની પસંદગીમાં, એમના કવિકર્મના કૌશલનો આહ્લાદક પરિચય કરાવ્યો છે. આ કારણે જ બંગાળના કવિઓમાં એઓ મહાકવિનું ઉચ્ચપદ અર્જન કરે છે; રાક્ષસો પ્રત્યેના એમના પક્ષપાતને કારણે એમણે ક્યારેક રાક્ષસોને, વિશેષે કરીને રાવણને રામના કરતાં અને મેઘનાદને લક્ષ્મણ કરતાં મહાન દર્શાવ્યો છે. પાર્વતીના પાત્રનું ગૌરવ હણ્યું છે. કાવ્યની શરૂઆતમાં જ મેઘનાદનો પરિચય આપતાં એને વિષે "ઇન્દ્રજિત, જગતમાં અજેય રાક્ષસોને જેની પર પૂરો ભરોસો હતો એવો કહ્યો છે." જ્યારે લક્ષ્મણનું નામ ન લેતાં એને "ઊર્મિલાવિલાસ" તરીકે ઓળખાવ્યો છે. જ્યારે પહેલા જ સર્ગમાં વીરબાહુ હણાય છે તે વખતે મેઘનાદને એની પત્ની સાથે પ્રમોદોદ્યાનમાં પ્રણયક્રીડામાં મસ્ત છે, અને લંકામાં યુદ્ધ ચાલી રહ્યું છે તેની એને કશી ચિંતા નથી. એ તો જ્યારે લક્ષ્મી મેઘનાદની ધાવનું રૂપ લઈને જાય છે, અને એને સમાચાર આપે છે, ત્યારે જ

મેઘનાદને એની જાણ થાય છે. એમને ખરું જોતાં તો મેઘનાદનો પ્રથમ પરિચય આપણને પ્રમીલા-વિલાસીના રૂપમાં થાય છે, છતાં કવિ લક્ષ્મણને ઊર્મિલાવિલાસી તરીકે ઓળખાવે છે. આ પક્ષપાતને કારણે જ એમણે લક્ષ્મણ છળકપટથી મેઘનાદનો વધ કરે છે એમ દર્શાવ્યું છે અને રામ વારંવાર વિલાપ કરે છે, કાયરની જેમ સીતા-ઉદ્ધારની વાત છોડી દઈને પાછા વનમાં જવાની વાત કરે છે. લક્ષ્મણ વિભીષણની વાત માનતા નથી, અને આકાશવાણી થાય છે, તોયે એમને વિશ્વાસ ઊપજતો નથી, તેથી આકાશમાં મોર અને સાપના ભયાનક યુદ્ધનું દૃશ્ય બતાવ્યું છે, જેમાં સાપ મોરને મારે છે એમ દર્શાવી, અજેય વૈરીને લક્ષ્મણ જીતશે એવો ભરોસો રામમાં ઉત્પન્ન કર્યો છે. રામના પાત્રને આવું હીણું આવું બીકણ ચીતરવાનું કારણ, રાવણ પ્રત્યેનો કવિનો પક્ષપાત છે, પણ એમ કરવા જતાં કાવ્યના ગૌરવને હાનિ પહોંચી છે. આવા કેટલાક દોષો છતાં કવિની જે સિદ્ધિ છે તે એમના દોષોને અતિક્રમે છે. એથી એમનું મહાકવિ તરીકેનું સ્થાન નીચું જતું નથી. રાક્ષસોના કોમળ માનવભાવનું નિરૂપણ કરી એમણે રાવણ, ચિત્રાંગદા, પ્રમીલા ઇત્યાદિ પાત્રો દ્વારા કરુણરસ વહાવી, બંગાળમાં નવજાગૃતિ યુગનું મંડાણ કર્યું છે એમાં યુગચેતનાનું પ્રતિબિંબ છે, જે યુરોપીય મહાકાવ્યનું એક લક્ષણ છે.

---

## સાભાર સ્વીકાર

* **એક કીડીનું અંધારું સૂંઘવા:** ભરત યાજ્ઞિકનો પ્રથમ કાવ્યસંગ્રહ, કાચું પૂઠું, પૃ. ૬૦, રૂ. ૨.૫૦, વિતરક: ચક્રમૌલિ પ્રકાશન, ૨૪૬, ઇન્દ્રકોટ, દોશીવાડાની પોળ, કાળુપુર, અમદાવાદ-૧
* **હાથ ફેરાસે આંધળા સુગંધને:** હર્ષદેવ માધવનો પ્રથમ કાવ્યસંગ્રહ, કાચું પૂઠું, પૃ. ૫૮, રૂ. ૨.૫૦, વિતરક: ઉપર મુજબ
* **વન લીલું નાઘેર:** ક્લાન્ત વિષ્ણુ શ્રીરામ 'બાદલ', કાચું પૂઠું, પૃ. ૧૨૦, રૂ. ૧૬, પ્રકા૦ હર્ષ પ્રકાશન, ફુવારા સામે ગાંધી માર્ગ, અમદાવાદ-૧
* **એકાએક:** મનોજ જોષીનો પ્રથમ કાવ્યસંગ્રહ, કાચું પૂઠું, પૃ. ૭૮, રૂ. ૩.૩૦, પ્રકા૦ પોતે, પંચવટીનગર, નાના મવા રોડ, 'માતૃદીપ', રાજકોટ-૪
* **અમીઝરણું:** પલ્લવી શેલતનો પ્રથમ કાવ્યસંગ્રહ, કાચું પૂઠું, પૃ. ૬૪, રૂ. ૭, પ્રકા૦ રમેશ શેલત, 'સરસિજ', આરોગ્યનગર, અઠવાલાઈન્સ, સૂરત-૧
* **જ્યોતિરેખા:** સુન્દરજી બેટાઈનાં ખંડકાવ્યોનું સંપાદન, સંપાદક૦ રમણલાલ જોષી, કાચું પૂઠું, પૃ. ૬૮, રૂ. ૧૨, પ્રકા૦ કુમકુમ પ્રકાશન, ભામુનાયકની પોળ સામે, ગાંધીરોડ, અમદાવાદ-૧

---

## શુદ્ધિ

પૃ. ૫, કૉલમ ૨, પં. ૨૦માં 'કહેવતોમાં' ને સ્થાને 'કહેતાંમાં' વાંચવું.

# સુખદુ:ખનો સોદાગર – એક બોધકથા

જયન્ત પાઠક

વાયરો લાવ્યો વાત કે
આવ્યો અલકમલકનો વેપારી
ઝાંપે બેઠો ઝાડની હેઠો
દુઃખડાં સાટે સુખ આપે છે
–વાત સુણો ભૈ ન્યારી !

દોડયું આખું ગામ
લઈને નાનાં-મોટાં, હલકાં-ભારે
પોતપોતાના દુઃખનાં પોટલાં ઝાંપે પ્હોંચે
જોતજોતામાં ઢગલો અડચો ઝાડની ટોચે !

વ્હાલથી આપ્યું વેપારીએ
એકકેક પડીકું સૌને સુખનું, અમનચમનનું
સૌને સરખા કદનું ને સરખા જ વજનનું !

ને પછી તો–
સરખા સૌના દિવસ, સરખી રાત
સરખા સૌના ભાવ ને સરખી ભાત
સરખું બધા હસે, સરખું બોલે
એક જ ગતમાં ગાય વગાડે ડોલે !
ગાલ ભરીને કહે ગામના મુખી
આપણે અલ્યા કેટલા બધા સુખી !

ત્યાં–
અક્કરમી એક નીકળ્યો આડો
પડીકું છોડે, મોં મચકોડે, અકળામણમાં પાડે બરાડો :
કેમ લાગતું ભીતર ખાલી ખાલી,
ક્યાં ગઈ મારી દુઃખની દોલત ચાલી !
બોર આપીને નક્કી ધુતારે કલ્લી લીધી કાઢી.

ને એમ–

સૌના મનની વાત છતી થૈ છાની –
આકળવિકળ દોડ્યું સઘળું લોક
આપી પડીકું પાછો લેવા દુઃખનો દીધો થોક.
ઝાંપે જુએ તો–
પોટલાં કેવાં, કેવો વેપારી !
જાદુ જ જાણે કોઈ ગયું કરી – દુઃખ હુઆ અતિ ભારી !
પછી –
એકબીજાને ખભે માથું ઢાળી
રડતાં રડતાં બધાં પાછાં વળ્યાં
ને
એમ એમને પાછાં દુખડાં મળ્યાં !

## તમને શું લાગે છે ?

કિશોર મોદી

એકાદી શ્વાસો છે, તમને શું લાગે છે ?
દ્વારે કો જાસો છે, તમને શું લાગે છે ?
એકબીજામાં ફોરમ પેઠે ભળવું છે, પણ
સ્હેજ પવન ત્રાંસો છે, તમને શું લાગે છે ?
ખાલીખમ ખેતરમાં વાસંતી ઈચ્છાથી
ચીતરેલા ચાસો છે, તમને શું લાગે છે ?
ક્યાં લાક્ષાગૃહની વાતો છે, ક્યાં તો અહીંયાં
શકુનિનો પાસો છે, તમને શું લાગે છે ?
પેય સમયનું ગાળીગાળીને પીવાનું,
એ જ ગળે ફાંસો છે, તમને શું લાગે છે ?
ચારે બાજુ છંદોલય છે, ચારે બાજુ
શબ્દોનો વાસો છે, તમને શું લાગે છે ?

## વાતો રહી ગઈ

વિનોદ ગાંધી

ઘટના મૂળથી ગઈ ને વાતો રહી ગઈ,
વહી ગયો અંધાર ને રાતો રહી ગઈ.
દીવાં ઓગળ્યું તેજ
સમય પણ વાટ બન્યો,
જરીક મારી જાત
પવન ઉકળાટ બન્યો,
ગતિ થઈ ગૂમસૂમ ને પાંખો રહી ગઈ,
દર્શન ફૂલમફૂલ કે આંખો રહી ગઈ !
પણે દૂર ને દૂર
કે કુમકુમ રૂપ બળે,
કહે કોઈ કે જાત
કહે કોઈ ધૂપ બળે,
જીરણ ચદરિયા થઈ ને ભાતો રહી ગઈ !
ઘટના મૂળથી ગઈ ને વાતો રહી ગઈ !

# ગીત

## હરિહર જોશી

અંધકારને હ્‌હેળી આંખો જળ વચ્ચે જઈ એમ ભટકતી;
જેમ ભટકતી જળ વચ્ચે કોઈ માંજી કેરી નાવ....

રતૂમડી આંગળિયો મારી ભણકારા ગણતાં ભૂલે એ જોઈ,
જોઈને થાય જીવને કાશ! જો તું આવ....

સપનદેશમાં કસ્તુરીમૃગ ઠેકે; ને ઠેસે ઠેસે ગંધ રઝળતી જાય,
રઝળતી એમ હું અંતરિયાળ!

એકલતાને રાધા કહું કે કહું મીરાં હું અથવા કહેવી
હિજરાતી કોઈ ઊર્મિલાનાં વર્ષો કેરી ફાળ?

'હુપ્પ' દઈને ઘેરી લે છે ઘરવચ્ચેથી સોળ વરસના કોડ
કુંવારા જે મૂક્યા'તા આછરતી મધરાત....

મીંઢળ, બાજઠ, શ્રી ૧I, શ્રી લાભ, શુભ ને ગણશું સૈયર,
હવે કયા અવસરની તે સોગાત!?

મુઠ્ઠીભર જાગ્યાંતાં રામણદીવા સંજે એ દશ્યો ખોતરવા પીંજે
પાંપણ અમને પળ પળ અનરાધાર!

સિંદૂર, સેંથી, ચંદરવાની મ્હેંક અમારે અંગે જોવા
ખંડ આખાની એકલતા પણ જાણે થૈ તૈયાર!

વાચાનાં તમરાંઓ મૂંગા અંતર થાશે; નજરું વચ્ચે ઝૂલશું દાદા!
જેમ ઝૂલે કોઈ એકલવાયી ડાળ!

કંકણ કંકુ થાપાઓની શૂળ ખૂંચશે આંખે; દાદા!
પણ હેવાયા થાશું સમજી જીવતરની ઘટમાળ!

## આજનું પર્વ

રાજેન્દ્ર શાહ

અષાઢી જલવૃષ્ટિના પર્વે–
મેઘના આગમન વિના–
વ્યાકુલ શૂન્યતા.
દૂરદૂરથી આવતી સવારીના,
ડંકા-નિશાનના આછેય તે રવ
હજી
જરાય તરંગિત નથી હવા.
પંખીનાં ખરેલાં પીંછાં
ઇતસ્તતઃ અવકાશમાં અધ્ધર અધ્ધર....
ગતિહીન મૂર્છના.

તપ્ત નિશ્વાસે શોષાય છે
ક્ષેત્ર ભીતરનાં જલ.
નેત્ર સન્મુખ છલ છલ
મરીચિકાનું મધ્યાહ્ન લાવણ્ય.

નીલકંઠની હિંગતળીંડી આંખની
કણુસ-આતુર કેકા
ઘુમરાઈ ઘુમરાઈ વિલય પામે છે
ફરતી ક્ષિતિજની પાળે.

વર્ષાન્તે આવેલું આજનું અષાઢી વર્ષા-પર્વ !

## નારી

યોસેફ મેકવાન

એક અજ્ઞાત સિદ્ધાંત સમ
નારી
તું છે.
તારું કેટલુંક યૌવન ચિત્રોમાં સ્થગિત છે
શિલ્પોમાં સુબદ્ધ છે
આકર્ષક-કલામય-મંજુલ
સંગીતના મધુર તાલ સમું
પહેલી વસંતના પ્રાદુર્ભાવના અનુભવ સમું
પહેલા વરસાદની શીતળતાના સમું
વીજની તીવ્ર રેખાઓ સમું
વારંવાર ઊપસી આવે છે
ત્યારે
ભીતરની ભીષણ દ્યુતિથી
હું છલોછલ છલકાઈ ઊઠું છું
ને પછી—
તરંગિત સમુદ્રની જેમ હું છું
ભીતર ને ભીતર
કશી એની જાણ થતી નથી
ને તું તો રહી જ જાય—
કોઈ અજ્ઞાત સિદ્ધાંત સમ !

# ચાર ગઝલ

## મનહર મોદી

### ૧

બગાસાં ખાઈએ તો એટલું પાણી પીવું પડશે
સવારે કોણ જાણે કેમ એવી વાત ચાલે છે.

ઘણી વેળા મને થઈ જાય કે મારા ઉપર પડશે
અચાનક આંખમાં ઊગીને કેવી રાત ચાલે છે!

બને તો એમને કહેજો કે ખૂશબો મ્યાનમાં રાખે
બગીચામાં બધાં ફૂલોની હમણાં ઘાત ચાલે છે.

શરાબી કેટલું લથડે તો સારું લાગશે અહીંયાં?
સુરાલયની સભામાં એ વિશે પંચાત ચાલે છે.

હકીકતના બધા દરવાજા તાળું શોધવા લાગ્યા
કોઈ ઊંઘી ગયું એનો જ પ્રત્યાઘાત ચાલે છે.

### ૨

મળી થોડીક ખૂશબો તો મને ભારે જણાઉં છું
હું થોડો ફૂલ જેવો છું અને પથ્થર વધારે છું.

આ કાળી રાત જેવી રાતને ક્યાં જઈ વીતાવીશું?
હું સૂરજ છું અને તેથી ગગનમાં તો સવારે છું.

છે માણસ એક એની આજુબાજુ ભીંત લાખો છે
મને સમજાવશો કોઈ કે હું કેવા વિચારે છું?

છે મ્હોરું એક બાજુ ને બીજી બાજુ તમે પોતે
કોઈ ત્રીજો કહે તો ઠીક, હું કોના સહારે છું?

અહીં ડૂબવું અને તરવું સતતનો ખેલ ચાલે છે
અને તેથી ગમે ત્યારે કહું છું કે કિનારે છું.

### ૩

નિહાળી વદન રમ્ય ચંદાનું ભોળું
તિમિરનો હું આખોય દરિયો ડહોળું.

અહીં મારા મનમાં વિચારો ઘૂમે છે
ને મેદાનમાં જોઉં ઘેટાંનું ટોળું.

અસલ રંગ એને મળી જાય એથી
આ આયુષ્યને કૈંક રંગોમાં બોળું.

દિશાઓનાં પલ્લાં જો હાથોમાં આવે
તો જ્વાળામુખીના પ્રવાહોને તોળું.

મને એવી ઊંચી જગા રહેવા આપો
સૂરજ જેમ કિરણો ખૂણે ખૂણે ઢોળું.

### ૪

ભીંત પર એમ ભીંત ઊગે છે
અક્ષરો પર લખાય છે અક્ષર.

ભૂખ લાગે છે જ્યારે તેઓને
ત્યારે પોતાને ખાય છે અક્ષર.

મારા માટે ઘણું કરી લે છે
મારા પહેલાં દટાય છે અક્ષર.

વૃક્ષમાં પાંદડે પવન સાગર
ક્યાંના ક્યાં જઈ લપાય છે અક્ષર!

આમ દેખાય છે તો દરિયો છે
આમ પાછા તણાય છે અક્ષર.

## અર્જુનની ઉક્તિ

જિતેન્દ્ર કા. વ્યાસ

હું જે પાછા હટવાનું કહું છું
તે પીછેહઠ નથી;
તેની પાછળ
તરકીબ છે,
ધાર્યું નિશાન પાડવાની strategy છે.

હે અચ્યુત,
યુદ્ધ માટે તો હું ક્યારનો ય તરફડું છું!
મને વિષાદ-રોગ થયો જ નથી–
 વિષાદ-રોગ થતો જ નથી
  તો
 ઉપદેશ આપવાનું બંધ કરો.
(હું સલાહને આવકારું છું, ઉપદેશને નહિ.)

યુદ્ધમાં શસ્ત્ર ધારણ નહિ કરવાનું
તમે
જે જાહેર નિવેદન કર્યું એ બદલ ધન્યવાદ.
પરંતુ
જો
તમે એને ચીટકી જ રહેવાના હો,
અણીના સમયે પણ શસ્ત્ર ધારણ કરવાના ન હો.
તો
અત્યારથી જ કહી દો
જેથી હું અન્ય સારથિની વ્યવસ્થા કરી શકું.

હે અચ્યુત,
આપના હોવા–ન–હોવાથી કશો ય
 ફેર પડવાનો નથી.

આ ધરા ઉપર
 યુદ્ધ થશે જ.
આ ધરા ઉપર
 યુદ્ધ હશે જ.

## ગઝલ

હનીફ સાહિલ

સ્પર્શ તારો થાય ને કોમળ બને,
આ અજંપો ઓગળી ને જળ બને.
આ ઊઘડતો જાય દિવસ આંખમાં
ને પીગળતી રાત પણ ઝાકળ બને.
આ પ્રતીક્ષારત ક્ષણો તારા વગર
કઈ રીતે ફોળે અને કૂંપળ બને.
સ્હેજ ઝબકી જાય જો તારું સ્મરણ
તે પછી એકાંત પણ ઝળહળ બને.
લે, પવનની જેમ હું આવી મળું;
લે, હવે આ દૂરતા પણ સ્થળ બને.
શ્વાસની સહુ આપલે પૂરી થઈ
કઈ રીતે સુરક્ષિત હવે આ પળ બને.
શાહીના તળિયેથી ઊભરે છે હનીફ
આ ગઝલ પણ કેટલી વિહ્વળ બને!

# આધુનિક યુધિષ્ઠિર

મેઘનાદ હ. ભટ્ટ

ધર્મરાજા થઈ અધર્મ આચરવા
મારે મારી દ્રૌપદીને હોડમાં મૂકવી પણ પડે
દ્રૌપદીને અર્જુન માટે પક્ષપાત હોય
તો એને હોડમાં મૂકવા માત્ર એ બ્હાનું પૂરતું નથી ?
નિર્વસ્ત્ર નૃપને નિર્લિપ્ત ભાવે 'નાગારાજા' કહીને સંબોધવાની નિર્દોષતા કે નિર્દંશતા આવે
તો "નરો વા કુંજરો વા" કદાચ બોલી પણ ન શકાય.
–પણ, મારે ક્યાં મારા રથને ધરતીથી વેંત ઊંચો લઈ જવો છે ?
રાજા ભલે નિર્વસ્ત્ર હોય–
    મંત્રીઓ ભલે 'યથા રાજા'ના રૂપમાં રાચતાં હોય
મારે આ લોકોની "સંસ્કારિતા" અને "ડહાપણ"નો બુંગિયો વગાડવો જ પડશે.
અશ્વત્થામાની જેમ મારા વ્રણને માથે રાખી કાયમ મારે રખડવું નથી,
મારે તો દ્રોણાચાર્યની નિર્મમ હત્યા કરવી જ છે.
મારા નિકટતમ સ્વજનોને સ્મશાનમાં અગ્નિદાહ આપી
ફરી પાછી મારી રોજિંદી દિનચર્યા શરૂ કરું
તો તેનું મને આશ્ચર્ય નથી
અને આમે
મારા યક્ષપ્રશ્નના ઉકેલથી મારે કોઈને ખુશ યા રાજી કરવા નથી.
પાંચે પાંડવોમાંથી માત્ર નકુળને સર્વપ્રથમ સજીવન કરવાની નિર્લેપતા મારે કેળવવી નથી.
સાપને દોરડું માની સાપને સહારે જીવી જવાય તો ય શો વાંધો ?
મારે મારી અનિદ્રાના ચિરંજીવ નશામાં રહેવું છે.
એક પંખીની સ્વસ્થતાથી જો જીવી શકાય
તો ડાળ હલે કે પડે તેનો ડર કોને ?
મારી પાંખો મને કેટલાંય આસમાનોમાં ઉડાડી શકશે
અને તો જખ મારે છે દુર્યોધનના દાવપેચ

આજે તો મામા શકુનિ સાથે દ્યુતસભામાં જુગટું રમી જ લેવું છે
સોમસુધાનું આકંઠ કરી લેવું છે પાન
હવે મારે મારી "જાગ્રતાવસ્થા"ને કાયમ દેવી છે વિદાય
મારો શ્વાન ભલે એકલો એકલો હિમાલયમાં હિજરાય
–મારે હવે સ્વર્ગમાં નથી જવું
મારે અનિદ્રાના ચિરંજીવ નશામાં ચકચૂર રહેવું છે
મારે મારી નિર્ભ્રાંત ભ્રાંતિમાં જીવ્યા કરવું છે.

## બે સોનેટ

રામપ્રસાદ શુક્લ

૧

પ્રિયે ! મારી મંધ્યા અવલનવલા રંગ નિખરી
રચી તેં, અંધારા મુદમય ઉષાના અવતરી
હિલોળે કલ્લોલે મહીં શું મૃતસંજીવની ભરી ?

રચ્યા અંગે મારે અદ્ભુત રસો, ચોંટી જ ઊડચા
ઉમંગોમાં એને લગીર વ્યવધાનો નહિ નડચાં,
ઊડચા હંસો જેવા અવનિરસ મ્હાલે જઈ અડચા.

અરે! આ શું જાદુ ક્ષણમહીં તળેટીથી શિખરે
ઉછાળીને મૂકે ? ક્ષણમહીંય આનંદ નિખરે.

વહેતી વેળા શું પુનરપિ મળે ? એ મૃગજળે
ફળે કોની આશા ? તદપિ મન મારું નવ વળે,
મથે પેલા પ્યારા સમયની છબી કાંક ગ્રહવા,
પ્રસાદી પામેલો કયમ ન તરસે તારી જ ફુવા ?

દવોમાં દાઝેલાં નવ જલધરે કાનન હસે,
મરે તો કાં મારું ? મન-હરિણ રે ! શોષતરસે ?

૨

"રહી જાઓ" કહેતાં તુજ નયનથી જે દ્રવ ઢળ્યા
પ્રતીતિ પ્રીતિની કયમ ગણી શકું ? શબ્દ નમણા
ભલા પોલા ઠાલા; કદી રચી શકે નાવ નબળાં
તુફાનોનાં ટોળાં પર સરકતી સિંધુરમણા ?

"રહ્યા છો જી મારા હૃદયમનમાં, આ નથી ઇતિ
વસ્યા છો અજ્ઞાતે, ઉદધિભરતીમાં જયમ રતિ
શશીની છુપાઈ" બહુ કથન છોને કરગરે,
છળેલા છંદે શું રસવિભવ આસ્વાદ નિખરે ?

પ્રિયે ! મારી પ્રીતિ ગગનભરી દેતી દ્યુતિઝરી,
અરે ! તેમાં ક્યાંથી અવનિથી ઊડીને રજ ખરી ?
દગો વાવંટોળે નજર કયમ માંડે ? જીવતરે
દયા વ્હેતા તારા નયનરસથી શું દવ ઠરે ?

કપાયેલી ડાળે કવચિત જ નવાં કૂંપળ હસે,
ગુલાબી ઉદ્યાનો તુહિનશિખરે કેમ વિલસે ?

[ પ્રગટ થનાર કાવ્યસંગ્રહ 'સમય નજરાયો'માંથી ]

## ગાન

### પૂનમ ઠાકુર

આજ આ કોના શ્વાસની તરલ તરતી કોમલ
વનવનોની પારની વિમલ ફૂલ સગન્ધી તેજલ !
આમ તો હજુ વણવાવેલી ભોમ
ને ઉપર કોક ને ઝૂરે વ્યોમ
(ત્યાં) ઊગ્યો ટહુકો વગર પાંદ
ગુલાબે શરમાઈ ગ્યો ચાંદ
રૂપાળા પડઘાઓમાં સજલ
કોનો ફરકે આંચલ,

સાત આ સૂરજ અચલ આંજે
શમણાંઓનાં કાજલ.
વાટ-વળાં કે થોરિયા કાંટાળા,
ઓલી કોર પગલાં વગર માળા;
ખોવાયાં અણબોલાયાં ગાન,
અડયા વણ કંપ થયાં વેરાન,
ને હવે આજ મને એમ થાય હું પાગલ
શોધવા કમલ ભાન વિના રે ભટકું કેવલ
ઝાંઝવાં કેરે જલ

## પડદો એક દૃશ્ય

### નલિન પંડ્યા

સળગે છે પડદો
ને ચૂડેલ બની વળગે છે દીવાલો.
સળગતી દીવાલોને
સળગતો પડદો વળગે છે,
બારણાંને પણ સળગતો પડદો વળગે છે.
વળગે છે
મારી અટૂલી
કાળી મેશ બોચીને.
આ આંધળી મૂર્ખ બોચી
ઓશિકે ટેકો દઈ
વિચરવાનું વિચારે છે
પણ હાથ
માથું ખંજવાળે
ને પગ
ઊઠવાનો પ્રયાસ કરે ત્યાં જ
ચસક આવે.
અસકેલ મગજના નથી પગ
કે નથી હાથ
કે નથી બોચી જેવું
સપાટ એકાંત.
એને તો છે
ચંડાળ ચોકડી જેવા
લંબગોળ–લંબચોરસ દરવાજા.
રવાજા થોભતા નથી
પડદા સાથે ફરકયા કરે છે.
ખીસામાંથી
માચીસ કાઢી
દીવાસળીથી
બીજો પદદો સળગાવું છું.
અને પડદો બની જાય
એક પીળો અવકાશ....
એક પીળો સરિયામ રસ્તો.

## ન્યૂ યૉર્કની નદી હડસન

### પ્રીતિ સેનગુપ્તા

વહે અચલ-ગોદથી ચપલ કન્યકા નીકળી
અધીર પગ માંડતી, ચિરવિદાય આપી રહે
શૃંગો ધવલ દૂરથી, સમય અલ્પ માટે વળી
સરોવર તણી બને પ્રિયતમા, વિલાસે ગૃહે.

વિલંબ, પણ, ના રુચે, ગમન સત્વરે કાળનું;
હજી પથ સુદીર્ઘ ને વિષમ વિઘ્ન અગ્રે હશે.
શહેર-પુરની વધે રુચિર કાંતિ જે આઢશે
પ્રગલ્ભ સરિતા-હૃદે રટણ સાગરોદાત્તનું.

પ્રવાહ ગુરુતા ધરે, પટ વિશાલની ભવ્યતા,
સુશીલ લહરો મુદે પવન સંગ આહ્લાદતી,
સરે તરણિ મુગ્ધ-શી, લલિત હંસની રમ્યતા,
સ્વરૂપ સહચર્યનું વિરલ સેતુથી સાધતી.

અહો, અનુપમા રમા નયનરમ્ય સ્રોતસ્વિની,
મહાનદ સુમંગલા ચ યમુના ચ ભાગીરથી.

# ગીત

## ફિરોઝ કાઝી

છલ્લક છલ્લક આંખો તારી કેફછલકતી, સ્હેજ મલકતી;
રોજેરોજ મને દે સાદ, મને એ ઘણું ગમે.

ટપ્પક ટપ્પક વ્હાલપ તારી, સદાય વરસે, રુદિયા ફરતે;
જાણે શ્રાવણિયો વરસાદ; મને એ ઘણું ગમે.

આંખોની ઉપ્પર ધુમ્મસ, ધુમ્મસ પાછળ આવે ઝાડ.
ઝાડ ઉપર ટહુકાઓ જાણે કોયલ પકડી બેઠા.

એક દોરડું લાંબુ લચ્ચક, ઝૂલો કરવાના લઈ કોડ;
એક છેડલે સૂરજ, બીજે ચાંદરડું બાંધી બેઠા.

હિંચ્ચક હિંચ્ચક ફરે હીંચકો, મને ઝુલાવે, બહુ જ ભાવે,
જાણે ઢળરિયો પરસાદ, મને એ ઘણું ગમે.
છલ્લક છલ્લક........

છાતી માંહે એક રમકડું, જુઓ વસે છે ધણકધણકતું,
કોઈ મારી મિલકત લઈને જાતું ઝટપટ ભાગી.

પકડો—રોકો—ચીસ—બૂમ : સૌ ચૂપ, ફક્ત એક પાન ફરકતું,
અને ચોરને દોટંદોટા કરતા ઠોકર ઠરરક વાગી.

ઠરરક ઠરરક વાગે ઠોકર, હાથ ધરુજે, દલડું તૂટે,
એમાં કોઈ નહીં અપવાદ, મને એ ઘણું ગમે.
છલ્લક છલ્લક........



# અવલોકન

## અપ-ડાઉન વિશે

**ચન્દ્રશંકર ભટ્ટ**

[અપ-ડાઉન મફત ઓઝા, પ્રકા૦ આદર્શ પ્રકાશન, જુમ્મા મસ્જિદ સામે, ગાંધી માર્ગ, અમદાવાદ-૧, કિં રૂ ૧૮-૦૦]

ડૉ મફત ઓઝાનો આ પાચમો કાવ્યસગ્રહ છે તેમના ચાર સગ્રહોથી તેઓ કવિ તરીકે પ્રસ્થાપિત થઈ ચૂક્યા છે આ સગ્રહમા ચાર ખડ છે પ્રથમ ખડ મુસાફરીના સદર્ભે રચાયેલા કાવ્યોનો છે વ્યવસાયાર્થે નિત્ય અમદાવાદ-વડોદરા વચ્ચે અપ ડાઉન કરતા આ કવિએ જે અનુભવ્યુ, જોયુ અને સવેદ્યુ એ જીવનના વ્યાપક સદર્ભમા મૂકી કાવ્યરૂપ આપીને ઢાળ્યું છે જીવન એક આખુ યાત્રા છે એ વાત જાણીતી છે, પણ કવિ જુદી રીતે કહે છે ટિકિટ લીધી હોવા છતા અતિમ સ્ટેશનની કોઈને ખબર નથી તેમની એક કાવ્ય પક્તિ છે

'ભૂલી ગયો છુ ઊતરવા સ્ટેશનનુ નામ' (પૃ ૧૧)

જીવનસદર્ભ અને કલાવિનિયોગને કારણે રેલવેની જ સૃષ્ટિના ગાડી, પાટા, ટિકિટ, સ્ટેશન, થાભલા, સિગ્નલ, લાલલીલી બત્તીઓ કેબિન વગેરે પ્રતીકો બની આપણી સવેદનાના ભાવસકેતોને વિસ્તારે છે એટલે જ તમાની સવેદના માત્ર કવિની ન રહેતા માનવમાત્રની બની રહે છે માણસ પોતે જ જડેલા પાટાના માર્ગે આગળથી તમ ભટક્યા કરતા આજના માણસની વાત બની જાય છે કવિ કહે છે

'હુ<br>
શ્વાસ અને ઉચ્છ્વાસના પાટા પર<br>
સ્ટેશને પહોચવા દોડી રહ્યો છુ' (પૃ ૧૫)

માનવીને જીવત રાખતા શ્વાસઉચ્છ્વાસના જડત્વનો આ સકેત તદ્દન નવીન છે માણસ શ્વસે છે ખરો, પણ એનો એકેય શ્વાસ ચેતનવત નથી કેવળ એક જડ પ્રક્રિયા છે એવી તીવ્ર સવેદના આ સકેત આપી જાય છે જીવનના જડત્વનો આ સકેત એક જુદા પ્રતીકથી કવિએ તીવ્રતાથી પ્રગટ કરેલ છે પ્રત્યેક શ્વાસથી સવૃદ્ધ થતો જતો માનવી વાસ્તવમા જડત્વની જે પ્રક્રિયામા ઉત્તરોત્તર કપાતો જાય છે તેવી અનુભૂતિ આપી જતી કવિની એક પક્તિ ઉલ્લેખનીય છે·

'મારી છાતી પર<br>
શ્વાસનુ કરવત ફરી રહ્યુ છે ધીમે ધીમે' (પૃ ૧૨)

અને જીવનને ગતિ આપનાર આત્મશક્તિના પ્રતીક સમા એન્જિનને ન પકડી શકતો નથી તેની લાચારી દર્શાવતા કવિ ઉદ્ગારે છે

'હુ વિખૂટા પડી ગયેલા એન્જિનને<br>
પકડવા હાથ લબાવી શકુ તેમ નથી' (પૃ ૧૨)

આજના દિશાશૂન્ય થયેલા વટોળિયા જેવા માણસના સાપ્રત પરિસ્થિતિએ ચીરી નાખેલા વ્યક્તિત્વની વેદના જરાસધના પુરાકલ્પન દ્વારા તીવ્રતાથી પ્રગટ કરી છે તેને વ્યક્તિત્વના અખડ પિડની ઝખના છે, પણ વર્તમાનયુગ-સદર્ભમા અસહાય બની રે ફાઈ ગયેલો માનવી જે મથામણ અનુભવે છે તેને વાચા આપતા કવિ કહે છે

'હું રાતદિવસ કણસ્યા કરું છું
મારો શાપ શિવલિંગની જેમ પાંગરે છે.
સતત સંધાતા જતા પાટા
એક થાય તો મારે ઊભા થવું છે.' (પૃ. ૧૮)

આ ખંડનાં કાવ્યોમાં આવતાં પ્રતીકો આટલી સભાનતા અને સજ્જતાથી પહેલી વાર પ્રયોજાયાં છે અને દરેક વખતે ભાવનો નવોન્મેષ પ્રગટ કરી આપણી સંવેદનાને વિસ્તારી જાય છે. મફતભાઈએ આ કાવ્યો દ્વારા કવિતાની એક નવી દૃષ્ટિ ખોલી આપી છે.

સંગ્રહનો આ એક વિભાગ છે.

બીજા જૂથમાં વિવિધ ભાવે પ્રણયાભિવ્યક્તિ છે. અભિવ્યક્તિનું નાવીન્ય કાવ્યોને તાજગી બક્ષે છે. વિયોગની વેદના વ્યક્ત કરતાં કવિ કહે છે:

'બે જ ડગલાં સાથે ચાલ્યાં હોત તો ય
ડામર રજનીગંધાની જેમ મધમધ્યો હોત.' (પૃ. ૩૭)

તો બીજા એક કાવ્યમાં પ્રણયસ્પર્શના વિસ્મયાનંદને ગાય છે:

'કોનો સ્પર્શ થયો આ રણને
ફૂટયા ઝરા તસતસતા રેલાતા કોયલના
ટહુકા જેવા?' (પૃ. ૪૨)

'હેષા' (૫૧) નાનું પણ તાજગીનો અનુભવ કરાવતું નાજુક કાવ્ય છે. આ કાવ્યગુચ્છમાં વિરહ-મિલનનું ગાન છે. જોકે આ કાવ્યોમાં ઝાકળ, પમરતો અંધકાર, પગલાંની ફોરમ, રેશમી પડછાયા, પતંગિયાંની પુનરુક્તિ અને પરિચિત પદાવલિ ક્યારેક તાજગીને મંદ પાડે ખરી!

ત્રીજા કાવ્યજૂથમાં કવિએ યાંત્રિક નગર-જીવનમાં અસ્તિત્વ અને વ્યક્તિત્વ ખોઈ બેઠેલા માનવીની અવદશાની મનોવેદનાને વાચા આપી છે. કવિને ક્યાંય ચેતનવંત માનવીય સળવળાટ અનુભવાતો નથી તેથી અકળાઈ પ્રશ્ન કરે છે:

'તો ય એકાદી માછલીનો
સળવળાટ કેમ ક્યાંય પરપોટાતો નથી?'

મિત્રસ્નેહને છતો કરતાં આ કાવ્યોમાં ઘૂંટાયો છે તો વિષાદ. 'પાટાઓ વચ્ચે સૂરજનું માથું કપાયેલું પડ્યું છે' (પૃ. ૬૨) જેવી નરી તાજગી-સભર પંક્તિઓ મળે છે આ કવિ પાસેથી.

સમાજમાં થતા વિક્ષોભ, અસ્તિત્વની વિપણ્ણતા-નો અવાજ છેલ્લા જૂથમાં સંભળાય છે. આ જીવનથી વાજ આવેલો માનવી કંઈક ચેતનસ્પર્શ ઝંખે છે, પણ નિરાશ થઈ કહે છે:

'મારો સૂરજ બત્રીસ વર્ષનો–
એના આઠમા કિરણનો હજી સ્પર્શ થયો નથી.'
(પૃ. ૭૮)

માનવી માનવી વચ્ચેના માનવીય સંબંધનો સેતુ તો ભાંગી ગયાની વાત નવી નથી, પણ માણસ પોતે પોતાનાથી વિખૂટો પડી ગયો છે તે જાત સાથે પણ દગાબાજી કરે છે એટલી હદે તેનું અમાનવીય-કરણ થઈ ગયાનો સંકેત આપતાં કવિ કહે છે:

'હું જ મારાથી વિખૂટો પડી ગયો છું.' (પૃ. ૮૧)

આગળની કવિતા કરતાં મફતભાઈની કવિતા અહીં નવાં પરિમાણો, નવી સૃષ્ટિ, નવા ઉન્મેષો સાથે આગળ વધે છે. તેમાં તાજપ છે, તીક્ષ્ણતા છે અને લયના હૃદ્ય પ્રયોગો છે. માણવા અને સંવેદનશીલતાથી અનુભવવા જેવાં ઘણાં કાવ્યો આ સંગ્રહમાં છે.*

---

* આકાશવાણીના સૌજન્યથી તા ૧૯-૫-૮૫એ આપેલો વાર્તાલાપ સુધારાવધારા સાથે.

## હજી એ જ

મફત ઓઝા

[સંનિવાસ : ઇન્દુકુમાર ત્રિવેદી, પ્રકા. પ્રણવકુમાર ત્રિવેદી, બી-૪, નીરવ ફ્લેટ્સ, ડ્રાઇવઇન રોડ, નવરંગપુરા, અમદાવાદ-૯, કિંમત રૂ. ૧૫]

૧૯૪૦–૪૧ થી આરંભાયેલી કવિની કાવ્યપ્રવૃત્તિના પરિણામરૂપે ૧૯૬૫માં પ્રથમ કાવ્યસંચય મળે છે 'કવચિત્.' એ અપ્રાપ્ય થતાં કવિએ 'કવચિત્' અને એ પછીનો 'આર્જવ'–બંનેને સાથે મૂકી 'સંનિવાસ' સંચય આપ્યો છે. આમાં ચૂંટેલી રચનાઓ છે. 'કવચિત્' વિશે થયેલાં અવલોકનોના અંશો કવિએ નિવેદનમાં નોંધ્યા છે. કવિશ્રી સુન્દરમે એ રચનાઓને 'સર્વાંગપૂર્ણ' અને 'ટૂંકી છતાં સઘન ભાવમય' કહી છે. તો પ્રો. દિગીશ મહેતાએ . એ રચનાઓમાં 'સ્વસ્થ વ્યક્તિત્વવાદ' જોયો છે.

'સંનિવાસ'ની રચનાઓ જોતાં કવિના કોઈ વિશેષ ઉન્મેષની ઝાંખી થતી નથી. જેટલું દૃષ્ટિફલકમાં ઝિલાયું છે એટલું શબ્દરૂપ પામ્યું છે. કવિ પાસે સ્વચ્છ છંદ અને અભિવ્યક્તિની હથોટી છે એટલે દૃષ્ટિબીજ અંકુરાતું લાગે, પણ એ કાવ્યત્વ પામતું નથી. એકાદ વિચાર કે તંતુ પકડાતાં કવિ સર્જન કરવા ધસે છે ને અંતે વિચારગર્ભ સ્થિતિ રચી વિરમે છે. એમની કાવ્યરચના ગાણિતિક પરિવેશ રચે છે. અંતે એ ઇતિસિદ્ધ પ્રતિ ગતિ કરે છે. પરિણામે કોયડાનો ઉકેલ મળે છે, કાવ્યાનંદ નહિ. સજા અને મજાની સમાન્તર રેખાઓ આ રીતે વિસ્તરે છે –

'જિન્દગીને જીવવાની
આય તે
કેવી સજા!
જોઈ જેને
દૂરથી રે મોત પણ
માણે મજા!'

'સંનિવાસ'ના સહવાસ પછી મનમાં બે પ્રતિભાવો જન્મે છે: (૧) 'કવચિત્'ની રચનાઓમાં તાજગી નથી. છંદોબદ્ધતા અને પદાવલીમાં કવિનું નિજત્વ નોખું પડતું નથી. ઘણી રચનાઓ અભિધા સુધી ગતિ કરે છે, સૂત્રાત્મકતા કવિને વધુ સહજ છે. પ્રીત પરની બે રચનાઓ આ રહી–

–'આ હૃદયની
પ્રીત જાણે કોઈ
ચુંબકસોયના જેવી અચલ,
જે કોઈ પણ
સ્થળ-કાળમાં
ધ્રુવની દિશાને
દાખવે.'

–'પ્રેમ
જેમ જેમ બાંધવાને જાવ પ્રેમ
તેમ તેમ ઢળી જાય પારા જેમ.'

ઘણુંખરું લઘુ રચનાઓ સૂત્રાત્મક બની છે, તો કેટલીક 'વસંત' કે 'ફૂલચકલી' જેવી રચનાઓ બાળકાવ્યો બન્યાં છે 'કવચિત્'ની એ લીલા છેક 'આર્જવ' સુધી એમ ને એમ વિસ્તરેલી આવી રચનાઓમાં જોઈ શકાશે. જોકે 'આર્જવ'માં નલિન રાવળની રૂપનિર્મિતિનો ઘણો મોટો પ્રભાવ છે. (૨) 'કવચિત્' અને 'આર્જવ'ને જોતાં કવિનું

નિજ ભાવવિશ્વ હોય એવું લાગતું નથી. સમકાલીનોથી એ જરાય ચીલો ચાતરતા નથી. એમની રચનાઓ પર વિષય, ભાવ અને નિરૂપણમાં પ્રિયકાન્ત મણિયાર, નલિન રાવળ વગેરેની સીધી અસર છે. 'આર્જવ'નાં કાવ્યોમાં આધુનિક વિભાવનાનો સ્પર્શ ખરો, પણ એમાં એમની આગવી અનુભૂતિનો પરિચય થતો નથી. 'વિષાદયોગ'માં સાંપ્રત સંદર્ભ વણાયો છે અને વિષાદ નગરસંસ્કૃતિ નિમિત્તે ગવાયો છે, પણ એમાં પ્રિયકાન્ત મણિયારના 'એ લોકો' જેવી અને જેટલી ચોટ આવી શકી નથી. મહાભારતનાં પાત્રોની વ્યથા વ્યથા રૂપે રહી છે.

સંનિવાસની કવિતા પરિસ્થિતિજન્ય છે એટલે પ્રાસંગિક છે. કવિને જે કવિ/કવિતાનો પ્રસંગ પડે છે એની એમાં સીધી અસર જોવા મળે છે. તો આસપાસ જે કંઈ બને છે એને એ ઝીલી શબ્દસ્થ કરે છે. એમની દૃષ્ટિ સ્વજનોથી વિશ્વમાનવો સુધી વિસ્તરી છે એ પણ વાસ-સહવાસને લીધે. 'જુદી છે' જેવી નબળી રચના અનુકરણને ફળ છે, તો 'પોપટ' જેવી રચનાઓ રમત છે. અંત્યાનુપ્રાસની ઘેલછા 'મોહમયી' જેવી રચનામાં કૃતક બને છે.

'વર્ષાપંખી' રચનાની રૂપરચનામાં નલિન રાવળની ઘેરી અસર હોવા છતાં એના 'ખર' શબ્દના આવર્તનોથી અને નભ, દરિયો, પીંછાં અને પંખી શબ્દોની સંયોજનાને લીધે ધ્યાનાર્હ રચના બની છે. તો 'જ્યારે જ્યારે'માં કવિ 'હું' આ રીતે નિહાળે છે–

'હું મારામાંથી છટકીને
ક્યારે સઘળે સૌમાં ભળી જાઉં.'

કવિશ્રી ઇન્દુકુમાર ત્રિવેદીની સાડા ચાર દાયકાની કાવ્યસાધનાનું ફળ તે 'સંનિવાસ.' આ સાધનામાંથી કવિનું જે વ્યક્તિત્વ-પોત ઊપસવું જોઈએ એ ઊપસતું નથી. કવિ પાસે ગ્રહણશક્તિ છે, પણ એનું કલારૂપ આપવાની કોઠાસૂઝ નથી. આથી સાડા ચાર દાયકાની કવિતાનો એમનામાં સમન્વય થયેલો જોઈ શકાય છે. એમની નિજ-પ્રતિભાનાં દર્શન થતાં નથી, અંતે કવિએ ટી. એસ. એલિયટને આપેલી અંજલિ અહીં ટાંકીએ:

'ધરણી!?
છે એની એ જ 'મરુભૂમિ.'
ભેદ માત્ર એટલો
ઓ કવિ!
તવ
વાણી-વ્હેણ થકી જરી ભીની ભીની.'

## મથામણ કવિતાની છતાં...

**મફત ઓઝા**

[**મથામણ:** પ્રતાપસિંહ હ. રાઠોડ 'સારસ્વત', પ્રકા૦ પોતે, સીતવાડા, તા. પ્રાંતીજ, જિ. સાબરકાંઠા, કિંમત: રૂા. ૯–૦૦]

'એક દાયકાની કાવ્યમથામણ' પછી રચાયેલી રચનાઓમાંથી 'કડક ધોરણે' ચકાસી એકાવન રચનાઓ લેવામાં આવી છે આ સંગ્રહમાં. આમાં ગીતો છે, ગઝલો છે, સોનેટ છે, અછાંદસ છે, બાળગીતો અને હાઈકુ છે. 'વિશાળ ભાવક સમુદાય'ને કેન્દ્રમાં રાખી આ વૈવિધ્ય સ્વીકાર્યું હશે.

'મથામણ'નાં ગીતોમાં પ્રકૃતિ અને પ્રાકૃતપણું ઘણું છે. કવિ જે બોલી ગીતોમાં પ્રયોજે છે તે

ભાતીગળ ભાવસૃષ્ટિને પોષક છે. પ્રણયનાં વિવિધ સ્વ-રૂપોની સચ્ચાઈનો નક્કર રણકો બોલીમાંથી પામી શકાય છે એટલું જ નહિ, ખુદ ગીતોને એના મિજાજમાં ઉપકારક નીવડે છે. 'સારસ્વતે' એમના આ તળપદાપણાથી જ ધ્યાન ખેંચેલું. એ એમનું આગવાપણું વેધક બન્યું કાવ્યત્વથી. હા, બધી રચનાઓ નખશિખ ઊતરતી નથી. ક્યાંક ક્યાંક ઝણકારા આવી જાય છે. આમ છતાં 'પતંગિયું'; 'ડુંગરા લ્યો'; 'ખાબોચિયું' અને 'મૂંઝવણ' જેવી રચનાઓ વધુ આસ્વાદ્ય નીવડી છે.

'પતંગિયુ'માં પંક્તિએ પંક્તિએ પતંગિયાની જે ગતિ આલેખાઈ છે તે ગતિનો ઉઘાડ આ રીતે થાય છે–

> 'પાંદડે પુંવારને બેઠું પતંગિયું
> જોવાને આભ આવ્યું હેઠું પતંગિયું.'

આ રીતે પતંગિયું જોવા આભ નીચે આવે એની સાથે પ્રકૃતિ સાથે એનાં કેટકેટલાં રૂપો રચાય છે! ને અંતે એ–

> 'મેં તો મારા કાળજડે પ્રોયું પતંગિયું!'

વૈશ્વિક પરિવેશમાંથી વૈયક્તિક પરિવેશ સુધીની આ ગતિ સહજ રીતે થતી લાગે છે. તો 'ડુંગરા લ્યો'માં પણ કવિ ત્યાં જ આવી અટકે છે. આ ગીતનાં આવર્તનો અને ક્રિયાઓ નરી તાજગીનો અનુભવ કરાવે છે. ડુંગરા ભારે બાંધીને ઘેર લાવવા, ખરીએ ભરાઈ ખુદ આવવા, ખુલ્લી હથેળીઓમાં બેસવા કે પાંપણથી હેઠા નાખી દેવા – વગેરેમાં અનુભૂતિની વિશિષ્ટ ઝાંખી થયા કરે છે. એ જ રચનાક્રિયા 'ખાબોચિયાં'ની છે. 'મૂંઝવણ'માં વ્યથા પરંપરિત રીતે છતાં કવિ પોતીકી રીતે ગૂંથે છે.

અહીં ૨૯ ગીતો છે. આ ગીતોની વિશેષતા તળપદા ભાવો અને તળપદી શૈલી છે. આ જ વિશેષતા 'વિશાળ ભાવક સમુદાય'ને માણવામાં મર્યાદા બની રહે છે લોકલયની એકવિધતા, પ્રણયની પોચટતા અને તળપદાપણાના અતિરેકને લીધે ઘણાંખરાં ગીતો સ્વયં મર્યાદા બની રહ્યાં છે. કવિની 'કડક' ચકાસણી પછી ફાલ તો નોખો ઊતરતો નથી. 'કવિનું મૃત્યુ' અને '...કે સહિયર મોરી' જેવી રચનાઓમાં અન્ય કવિઓની સીધી અસરમાંથી એ બચી શક્યા હોત.

ગીતો પછીનાં અન્ય સ્વરૂપોમાં કવિની મથામણ છે, પણ પકડ નથી ગઝલોમાં આયાસ-પ્રયાસ છે. પ્રણયનું ભીનું ભીનું વાતાવરણ કે પરતાપશંગનો પરિચય થતો નથી થોડી સંગ્રહાયેલી ગઝલોથી. સોનેટ્સ, હાઈકુ અને અછાંદસ રચનાઓ કવિકર્મમાં ઘણી ઓછી ઊતરે છે. બાળગીતો થોડાંક છે, પણ એ એના ચિત્રાત્મક વળાંકોને લીધે સ્પર્શી શકે છે. 'કાવ્યમથામણનો ચોખ્ખો હિસાબ' આપવાનો થાય તો જમા પાસું ઘણું ઓછું નીકળે.

'શબ્દનો દીવો' લઈને નીકળેલા કવિના આ પ્રથમ સંગ્રહ નિમિત્તે કહીએ કે 'ગોફણમાં ચકલાં ઉડાડ્યાં તો જાણ્યાં' પણ કાળજાં ઉડાવવાં હજી બાકી છે. આ દિવસની આપણે રાહ જોઈશું!



# ઋતુકાવ્ય વિશેષાંક

કવિલોકનો જુલાઈ – ઑગસ્ટ ૧૯૮૬નો અંક દ્વિજ અંક ૧૦૦મો હશે. કવિતાના ઋતુપત્રનો આ ૧૦૦મો અંક પ્રકૃતિનાં ઋતુવિષયક કાવ્યોનો હશે. આ દળદાર અંકમાં આપણા મધ્યકાલથી અર્વાચીન કાળ સુધીનાં ચૂંટેલાં ઋતુકાવ્યો સંગૃહીત થશે. એ ઉપરાંત 'કવિલોક' માટે નવાં મળેલાં ઋતુકાવ્યોમાંથી પણ પસંદગીનાં ઋતુકાવ્યો અપાશે. આ સાથે 'ગુજરાતી કવિતામાં પ્રકૃતિ' એ વિષય પરનો અભ્યાસપૂર્ણ લેખ પણ જોડવામાં આવશે.

આપણે ત્યાં પ્રથમ વાર પ્રકટ થતો આ પ્રકારનો દળદાર ઋતુકાવ્ય વિશેષાંક 'કવિલોક'ના ગ્રાહકોને નિયત લવાજમમાં જ અપાશે. આપે જો લવાજમ ના મોકલ્યું હોય તો રૂ. ૨૫–૦૦ વાર્ષિક લવાજમ તરત જ નીચેના સરનામે મોકલી આપશો. આજીવન લવાજમ રૂ. ૨૦૦–૦૦ છે. 'કવિલોક ટ્રસ્ટ'ને રૂ. ૫૦૦ કે તેથી વધુ રકમનું દાન આપનારને 'કવિલોક' દ્વિમાસિક ભેટ મોકલાય છે.

વ્યવસ્થાપક :

'કવિલોક,' લાવણ્ય, વિજય પાર્ક,

નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯

## બ. ક. ઠાકોર પારિતોષિક

૧૯૮૫ના વર્ષના 'કવિલોક'માં પ્રકટ થયેલાં મૌલિક કાવ્યો પૈકી શ્રેષ્ઠ કાવ્યને રૂ. ૫૦૧=૦૦નું "બ. ક. ઠાકોર પારિતોષિક" અપાશે. નિર્ણયની જાહેરાત આવતા અંકમાં કરવામાં આવશે. આ પારિતોષિક પ્રતિવર્ષ આપવામાં આવશે.

## લવાજમ વધાર્યું નથી

'કવિલોક'નું લવાજમ વધારવામાં આવ્યું નથી. આપનું લવાજમ પૂરું થઈ ગયું હોય તો નવા વર્ષનું લવાજમ રૂ. ૨૫–૦૦ સત્વરે મોકલી આપશો. લવાજમ માટે બહારગામની બૅન્કના ચેક સ્વીકારાતા નથી.

# ઋતુકાવ્ય વિશેષાંક

કવિલોકનો જુલાઈ–ઑગસ્ટ ૧૯૮૬નો અંક દ્વિજ અંક ૧૦૦મો હશે. કવિતાના ઋતુપત્રનો આ ૧૦૦મો અંક પ્રકૃતિનાં ઋતુવિષયક કાવ્યોનો હશે. આ દળદાર અંકમાં આપણા મધ્યકાલથી અર્વાચીન કાળ સુધીનાં ચૂંટેલાં ઋતુકાવ્યો સંગૃહીત થશે. એ ઉપરાંત 'કવિલોક' માટે નવાં મળેલાં ઋતુકાવ્યોમાંથી પણ પસંદગીનાં ઋતુકાવ્યો અપાશે. આ સાથે 'ગુજરાતી કવિતામાં પ્રકૃતિ' એ વિષય પરનો અભ્યાસપૂર્ણ લેખ પણ જોડવામાં આવશે.

આપણે ત્યાં પ્રથમ વાર પ્રકટ થતો આ પ્રકારનો દળદાર ઋતુકાવ્ય વિશેષાંક 'કવિલોક'ના ગ્રાહકોને નિયત લવાજમમાં જ અપાશે. આપે જો લવાજમ ના મોકલ્યું હોય તો રૂ. ૨૫-૦૦ વાર્ષિક લવાજમ તરત જ નીચેના સરનામે મોકલી આપશો. આજીવન લવાજમ રૂ. ૨૦૦-૦૦ છે. 'કવિલોક ટ્રસ્ટ'ને રૂ. ૫૦૦ કે તેથી વધુ રકમનું દાન આપનારને 'કવિલોક' દ્વિમાસિક ભેટ મોકલાય છે.

વ્યવસ્થાપક :

'કવિલોક,' લાવણ્ય, વિજય પાર્ક,
નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯

## બ. ક. ઠાકોર પારિતોષિક

૧૯૮૫ના વર્ષના 'કવિલોક'માં પ્રકટ થયેલાં મૌલિક કાવ્યો પૈકી શ્રેષ્ઠ કાવ્યને રૂ. ૫૦૧=૦૦નું "બ. ક. ઠાકોર પારિતોષિક" અપાશે. નિર્ણયની જાહેરાત આવતા અંકમાં કરવામાં આવશે. આ પારિતોષિક પ્રતિવર્ષ આપવામાં આવશે.

## લવાજમ વધાર્યું નથી

'કવિલોક'નું લવાજમ વધારવામાં આવ્યું નથી. આપનું લવાજમ પૂરું થઈ ગયું હોય તો નવા વર્ષનું લવાજમ રૂ. ૨૫-૦૦ સત્વરે મોકલી આપશો. લવાજમ માટે બહારગામની બૅન્કના ચેક સ્વીકારાતા નથી.

શિશિર વિ. સં. ૨૦૪૨ 

# કવિલોક

જાન્યુઆરી–ફેબ્રુઆરી ૧૯૮૬

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितमाविराविर्म एधि ।

## ગઝલ

ગઝલ-કાવ્યપ્રકારે વિકાસ સાધવો હોય તો એણે તાળીઓ અને દાદ સામે ધ્યાન રાખી કરાતી ચમત્કૃતિના મોહમાંથી મુક્ત થવું જરૂરી છે એવું મને લાગે છે. આમાં બીજી પણ એક વાત અગત્યની છે. એક 'ફોર્મ્યુલા'માં ગઝલને પૂરી એ 'ફોર્મ્યુલા' એટલે જ ગઝલ, એવું માનવાનો મોહ સાવચેતીથી ટાળવો જોઈએ. ગઝલકાર એ કળાના ક્ષેત્રનો સાધક છે, લોકપ્રિય મસાલાનાં પડીકાં બાંધનારો દુકાનદાર નથી. દરેક કવિએ પોતપોતાની પ્રતિભા પ્રમાણે, અનુભવની અટળ પ્રકૃતિને અનુસરીને ગઝલનું રૂપ સતત શોધતા રહેવું જોઈએ. ગઝલની રૂપસિદ્ધિ સતત વિકાસશીલ રહેતી સર્જન-પ્રક્રિયા હશે તો જ આ કાવ્યપ્રકાર અભિવ્યક્તિના એક સર્જનશીલ માધ્યમ તરીકે ટકી રહેશે. એકાદ ગઝલને દાદ મળે અથવા એ લોકપ્રિય થાય તો એ કળાત્મક દૃષ્ટિએ નીચલી કક્ષાની જ હશે એવું એકાન્તિક વિધાન મારે જરા પણ કરવું નથી. લોકપ્રિયતા એટલે નીચલી કક્ષા એમ માનીને ચાલવું એ ભૂલભર્યું જ છે, છતાં સાથે સાથે એ પણ નક્કી જ છે કે ગઝલ મહેફિલને ધ્યાનમાં રાખીને ગવાય ભલે, પણ મહેફિલ સામે જોઈને રચાય નહીં. એ તો કવિએ પોતાના અંતરમાં ઊંડિર્યું કરીને જ લખવી જોઈએ. કવિએ મહેફિલ જરૂર જીતવી, પણ પોતાની અનુભૂતિ સાથે પ્રામાણિક રહી મહેફિલ જીતવી. મહેફિલ કવિને જીતવા માંડે ત્યારે કવિ પણ ખલાસ થાય અને ગઝલ પણ.

મંગેશ પાડગાંવકર

અનું. મૃણાલિની દેસાઈ

( તાજેતરમાં પ્રકટ થયેલા 'ઉત્તરા' વાર્ષિકમાંથી )

# અખાના છપ્પાના પાઠ અને અર્થ – ૧૧

શિવલાલ જેસલપુરા

(ગયા અંકથી ચાલુ)

૫૬

આહાર આશાએ જીવ સહુ થાય,
આશાએ દેવ ક્ષીરસાગર જાય.
આશાએ તપિયા દેહને દમે,
આશાએ મનોરથ સહુ ભમે
રાયરંક આશાના દાસ,
આશા અખા માયાનો પાશ. ૪૮૬

ઉ. અને સ.ના ઉપર પ્રમાણે પાઠ છે. નિ.મા 'આહાર આશાએ'ને સ્થાને 'અહીં આશાએ' પાઠ છે. ઉ.એ સટા ૨ અને ૬ નીચે 'અહી આશાએ' એ પાઠાન્તર નોંધેલ છે આ ઉપરાંત ફા૦ ૩૬૨ મા 'અહી આસાયે' પાઠ છે

'આહાર' એટલે ખોરાક, ખાનપાન. જીવ થવાનુ – જીવભાવ ગ્રહણ કરવાનુ કારણ ખોરાક કે ખાનપાન છે, તેવી રીતે તે માટે બીજા કારણ પણ રહેલા છે ખરુ જોતા 'અહી (આ જગતમા) આશાએ જીવ સહુ થાય' એ ચરણમા સામાન્ય હકીકત આપી પછીના ચરણોમા તેનુ સમર્થન કર્યું હોય એ વધારે શક્ય લાગે છે તે જોતા આ પાઠ – 'અહી આશાએ' સ્વીકારવો જોઈએ.

૫૭

સૂકજ્ઞાની નીરસ હોયે રદે,
વાણી ખાણી લૂખુ વદે
હીંસે નહિ તે સર્વોલ્લાસ,
ચૈતન્ય જાણી નોય ઉલ્લાસ.
એ લક્ષણ સૂકજ્ઞાની તણુ,
જ્ઞાનદગ્ધ અખા હવે ભણુ. ૪૮૭

ઉ અને સ.મા ઉપર પ્રમાણે પાઠ છે. ત્રિ.એ પહેલી લીટીના 'વાણી ખાણી'ને સ્થાને 'વાણી ખાલી' એવો પાઠ સ્વીકાર્યો છે પણ તેને કોઈ પ્રતનો ટેકો નથી ફા૦ ૩૩૬ (ઉ ૩)મા 'લૂખુ વદે' ને સ્થાને 'લુખી વદે' પાઠ છે

ઉ એ 'ખાણી'ના અર્થ '૧ ખાણ, ભંડાર' અને '૨ ઢગ, (હિ खानि – ઢગ, પ્રકાર)' એવા અને સમજૂતી આ પ્રમાણે આપી છે: 'વાણીના ભંડાર હોવા છતા અથવા વાણીના ઢગ જોતા" સ. એ 'વાણી – ખાણી'નો અર્થ 'વાણીના ભંડાર' આપ્યો છે ત્રિ.એ શબ્દાર્થ આવા આપ્યા છે: 'રદે – હૃદયમા ખાલી – ઠાલી, બેકાર, પ્રભાવ વગરની પાઠાંતર 'વાણી ખાણી લૂખુ વદે' સંદર્ભમા બરાબર લાગતુ નથી હીંસે – હર્ષ પામે, આતુર થાય" જ્યારે ગદ્યાનુવાદ આવો કર્યો છે: "જે શુષ્કજ્ઞાની છે તેમનુ હૈયુ નીરસ હોય છે. તેઓ સત્ત્વહીન લૂખી વાણી વદે છે. સર્વોલ્લાસ પરમાત્માને અનુભવવામા તેમને આનંદ નથી. પોતે તે પરમ ચૈતન્ય જ છે એ વાતે એમને ઉલ્લાસ થતો નથી. શુષ્કજ્ઞાનીનુ એ લક્ષણ. હવે જ્ઞાનદગ્ધની વાત.'

ત્રિ.ના પાઠના 'ખાલી' અને 'લૂખુ' એ બને શબ્દોના સમાન અર્થ – 'વ્યર્થ' કે 'ફોગટ' થાય છે અને આખા ચરણનો આવો અર્થ થાય છે "તેઓ ખાલી-લૂખી-વ્યર્થ વાણી વદે છે."

જ્યારે ઉપરના ઉ.વાળા પાઠનો અન્વય આવો થાય છે: તેઓ વાણી ખાણી (પણ) લૂખી વદે

છે. 'ખાણી'નો અર્થ 'ખાણ–ભંડાર' (સં. खनिः) કરીએ તો ચરણનો અર્થ "તેઓ વાદવિવાદ બહુ કરે છે પણ તેનાથી કશો હેતુ સરતો નથી – તે ઉપયોગી થતો નથી" એવો, અને 'ખાણી'નો અર્થ 'ઢંગ' કરીએ તો "તેઓ જાતજાતની દલીલો કરે છે પણ તેનાથી કશો હેતુ સરતો નથી – તે ઉપયોગી થતી નથી" એવો થાય છે.

આ બીજા પાઠનો અર્થ વધુ સારો અને સુસંગત છે તેથી તે સ્વીકારવો જોઈએ. 'લૂખું'ને સ્થાને 'લૂખી' પાઠ પણ સ્વીકારવો જોઈએ.

## ૫૮

હઠજ્ઞાની સિધ્યને વસ્તુ લખે,
કહે બ્રહ્મજ્ઞાન નોય સિધ્ય પખે.
કહે ચૈતન્યે તે ભર્યો બ્રહ્માંડ,
પણ સિધ્ય વિના તે કાચો પિંડ.
અખા લક્ષ હઠજ્ઞાની તણો,
જ્યાં સિધ્ય ત્યાં પૂર્ણ બ્રહ્મ ગણ્યો. ૪૯૯

ઉ.માં ઉપર પ્રમાણે પાઠ છે. ત્રિ. અને સ.માં બીજી લીટીમાં 'ભર્યો બ્રહ્માંડ'ને સ્થાને 'ભર્યું બ્રહ્માંડ' છે. ત્રિ માં ત્રીજી લીટીમાં '(અખા) એ લક્ષણ હઠજ્ઞાની તણું... પૂર્ણ બ્રહ્મપણું' એવો પાઠ છે. ઉ.એ સંજ્ઞા ૩ નીચે 'અખા લક્ષણ ...તણૂં... બ્રહ્મપણૂં' એવો પાઠાન્તર નોંધ્યો છે.

ઉ.એ અને ત્રિ.એ શબ્દાર્થ આપ્યા છે: "સિધ્ય – સિદ્ધિ. લખે – લક્ષે, સમજે." ત્રિ.એ આ ઉપરાંત 'પખે'નો 'સિવાય' અર્થ આપ્યો છે. ત્રિ.એ ગદ્યાનુવાદ આવો કર્યો છે: "જે હઠજ્ઞાની છે તેનું લક્ષ્ય સિદ્ધિ છે. સિદ્ધિને જ તે મેળવવાયોગ્ય પદાર્થ માને છે. એનું કહેવું એવું છે કે સિદ્ધિ વગર બ્રહ્મજ્ઞાન ન હોઈ શકે. સમગ્ર બ્રહ્માંડ ચૈતન્યથી ભર્યું છે એ સાચું, પણ સિદ્ધિ વગર માણસનો દેહ કાચો ગણાય. જ્યાં સિદ્ધિ ત્યાં જ પૂર્ણ બ્રહ્મપણું છે એ માન્યતાવાળો છે હઠજ્ઞાની."

આમાં 'લક્ષ'ને સ્થાને 'લક્ષણ' પાઠ અર્થની દૃષ્ટિએ વધુ સુસંગત છે. 'લક્ષ' પાઠ રાખવાથી છપ્પાનું પહેલું ચરણ અને આ ચરણ એકસરખાં લાગે છે. વળી 'લક્ષણ' પાઠને અનુસરીને તેમજ પ્રાસની દૃષ્ટિએ 'હઠજ્ઞાની તણૂં... બ્રહ્મપણૂં' એ પાઠ વધુ યોગ્ય છે.

## ૫૯

વેદનો લક્ષ તે કૈવલ્ય રહ્યો,
અને ઈશ્વરલક્ષ તે પુરાણે ગ્રહ્યો.
તે ઈશ્વરના ચોવીસ અવતાર,
તે માંહે વળી સાર ઉદ્ધાર.
તેને સ્થળ વળી પ્રતિમા કરી,
એમ અખા માળા વિસ્તરી. ૫૧૦

ઉ.માં ઉપર પ્રમાણે પાઠ છે. ત્રીજી લીટીમાં સ. અને ત્રિ.માં 'માળા'ને સ્થાને 'માયા' છે. ઉ.એ પાઠાન્તર નોંધ્યા નથી, પણ તેમણે જોયેલી સંજ્ઞા ૧ અને ૪ વાળી પ્રતમાં 'માયા' છે. તે જોતાં ઉ.ના ઉપગના પાઠમાં છાપભૂલ હોવાનો સંભવ છે. જો કે 'માળા'નો અર્થ બંધ બેસે છે. 'માળા' એટલે સંકલના, સંગ્રહ. પણ 'માયા' વધુ બંધ બેસે છે.

છપ્પાનો અર્થ સમજવા માટે તેમાંના કેટલાક શબ્દોના અર્થ અહીં આપ્યા છે: લક્ષ–ધ્યેય. કૈવલ્ય–

બ્રહ્મ, સાર–સારરૂપ, ઉત્તમ. ઉદ્ધાર–ઉદ્ધાર કરનારા. પ્રતિમા–મૂર્તિ.

૬૦

સમજ્યો નર શો બાંધે ઘાટ?
આપાપર ટળી ગયો નાટ
અકસ્માત ઊપન્યો વિચાર :
સત્યાનિત્ય બાધો સંસાર.
અનંત બ્રહ્માંડનો દ્રષ્ટા આપ,
અખો કહે શરીર આદે દેહી વ્યાપ. ૫૩૩

ઉ.માં ઉપર પ્રમાણે પાઠ છે. સ.માં બીજી લીટીમાં 'સત્યાનિત્ય'ને સ્થાને 'સત્તાનિત્ય' અને 'બાધો'ને સ્થાને 'બાંધ્યો' છે તેમજ ત્રીજી લીટીમાં 'દેહી'ને સ્થાને 'દેઈ' છે ત્રિ.માં પહેલી લીટીમાં 'સત્યાનિત્ય'ને સ્થાને 'સાત અનિત્ય' તથા 'બાધો'-ને સ્થાને 'દીઠો' પાઠ છે ઉ એ સ ક્ષ ૨ અને ૬ નીચે 'દીઠો સંસાર' એવા પાઠાન્તર નોંધ્યા છે. ફા૦ ૩૩૬(ઉ. ૨) અને ફા૦ ૩૬૨મા 'ટલી ગયુ' અને 'દીઠો સંસાર' એવા પાઠ છે. ત્રિ.ના 'સાંત અનિત્ય' અને સ.ના 'સત્તાનિત્ય' તથા 'બાધ્યો' પાઠને કોઈ હસ્તપ્રતનો ટેકો નથી

ઉ એ શબ્દાર્થ આપ્યા છે : "નાટ – નાટક, તમાશો. સ યાનિત્ય – સત્ય અને અનિત્ય. સર૦ 'સત્યમિથ્યા'. ૫૪૨ ચા દ્રષ્ટા આપ – આત્મા છે તે સત્ય, અનત વિસ્તાર છે તે અનિત્ય. શરીર આદિ અનત બ્રહ્માડ તે દેહી–આત્મા–નો વ્યાપ–વિસ્તાર છે."

ત્રિ.એ શબ્દાર્થ આપ્યા છે : "આપ અપર–પોતે ને બીજા. નાટ – નક્કી. સાંત – અ તવાળો, નાશ પામે તેવો. 'સત્યાનિત્ય બાધો સંસાર' પાઠ યોગ્ય નથી. દેહી–આત્મા." ત્યારે ગદ્યાનુવાદ આવો કર્યો છે : "જેને પોતાના–પારકાના ભેદ ટળી જ ગયા છે એવો, (સર્વાવાસ હરિનો) સમજવાળો માણસ શી યોજનાઓ ઘડવાનો છે? અકસ્માત એને આત્મવિચાર ઉત્પન્ન થયો, (અને તેમ થતા) એણે સંસારને અ તવાળો (વિનાશી) અને અનિત્ય દીઠો. (આત્મ સ્વરૂપે) પોતે અનત બ્રહ્માંડનો દ્રષ્ટા છે. શરીર વગેરેમા પણ એ દેહીનો (આત્માનો જ) વ્યાપ છે. (હું દેહ છું, બીજાથી જુદો છું, અનંત કાર્યોનો હુ કર્તા છું, એવા ખ્યાલ ખોટા છે એમ અખો કહે છે.)"

આમા 'નાટ'નો 'નાટક' કરતાં 'નક્કી' અર્થ વધારે બંધ બેસે છે. 'બાંધે ઘાટ'નો 'યોજનાઓ ઘડવાનો' કરતા 'વિચાર કરવાનો' અર્થ વધુ યોગ્ય ગણાય. ત્રિ.એ પહેલી લીટીના ચરણને ઉલટાવાને અર્થ કર્યો છે તેને બદલે "આ હકીકત (અજાણના છાપાની) જે નર સમજ્યો હોય તે બીજો શો વિચાર કરવાનો હતો? તેના પોતાના–પારકાના ભેદ નક્કી ટળી જાય છે" એવો અર્થ વધુ સુસગત છે, કેમ કે પૂર્વાર્ધના અનુસંધાનમાં જ ઉત્તરાર્ધની સ્થિતિ શક્ય છે.

ત્રિ.એ બીજી લીટીનો કરેલો અર્થ બરાબર સુસગત છે, પણ પાઠમા ફેરફાર કર્યા વગર 'સત્યા-નિત્ય'નો 'જે સત્ય લાગે છે ત્યાં અનિત્ય છે' એવો અથવા 'સાથેસાથ અનિત્ય છે' એવો અર્થ કરીને પણ ત્રિ.એ કર્યો છે એવો અર્થ નિષ્પન્ન થઈ શકે છે. તે જોતાં હસ્તપ્રતના આધાર વિનાના પાઠને સ્વીકારવાની જરૂર નથી

૬૨

વિચાર અણલિંગી કયમ ઊપજે,
જ્યમ કો નર ને વેલા ભજે,
અથલ થઈ જાય તેની વૃત્ય,
ત્યમ કૈવલ્યપણું પામે સૂર્ત.
ભાવના ફેર પડે છે મન,
અખા નહીં કો સાક્ષી અન્ય. ૫૪૧

ઉ.માં ઉપર પ્રમાણે પાઠ છે. ત્રિ.માં 'કયમ ઊપજે'ને સ્થાને 'એમ ઊપજે', 'નર ને વેલા'ને સ્થાને 'નર નેવેલા', 'લઈ જાય'ને સ્થાને 'થઈ જાય' તથા 'સૂર્ત'ને સ્થાને 'સૂર્ત્ય' છે. સ.માં 'નર ને વેલા'ને સ્થાને 'નરને મહેલા', 'લઈ જાય'ને સ્થાને 'થઈ જાએ' તથા 'સૂર્ત'ને સ્થાને 'તુર્ય' પાઠ છે. ઉ.એ આ પ્રમાણે પાઠાન્તર નોંધ્યા છે: સંજ્ઞા ૨ અને ૬ નીચે 'એમ ઉપજે' તથા સંજ્ઞા ૧, ૨ અને ૬ નીચે 'જ્યમ કો નરને' (૨, ૬ ને) વેલા ભજે.'

ઉ.એ આ પ્રમાણે અર્થ આપ્યા છે: "વેલા, નેવેલા (૧ 'ને' આપે છે તેથી 'ને વેલા') – કોઈ માદક પદાર્થ (?) સૂર્ત–સુરત, સુરતા (લગની; સૂધ)" સ. આ પ્રમાણે અર્થ આપે છે: "મહેલા–મહિલા, સ્ત્રી. વૃત્ય–વૃત્તિ. તુરત–તુરત." ત્રિ.એ શબ્દાર્થ આપ્યા છે: "વિચાર અણુલિંગી – બ્રહ્મ કે આત્માનો વિચાર. વેલા–આફત, પીડા, ઉપાધિ. નેવેલા? ભાંગ જેવો નશાકારક કેફી પદાર્થ હોઈ શકે. અથલ–ચકિત, આભી. કેફી પદાર્થ લેવાથી દેહભાન જતાં માણસની વૃત્તિઓ શમી જાય, સ્થિર થઈ જાય. સૂર્ત્ય–લગની, ધ્યાન; સુરતિ; આનંદ અને સુખની દશા. ભાવના ફેર–એક બાજુ દેહભાવ, બીજી બાજુ બ્રહ્મભાવ. મનને કારણે એ ભેદ થાય છે."

જ્યારે એમણે કરેલો ગદ્યાનુવાદ આ પ્રમાણે છે: "અણુલિંગીનો વિચાર (બ્રહ્માત્મભાવ) આ રીતે પેદા થાય – કોઈ માણસ નેવેલા જેવો માદક પદાર્થ ખાય ત્યારે તેની વૃત્તિઓ આભી બની જઈ સ્થિર થઈ જાય છે. અણલિંગી બ્રહ્મ સાથે આત્માની એકતા અનુભવતાં પણ મનોવૃત્તિઓ સ્થગિત થઈ જાય છે. આનંદકારી સમાધિદશા સધાતાં કૈવલ્યપણાની મસ્તી સાંપડે છે. (સુરતા કૈવલ્યભાવ પામે છે.) જે ફેર પડે છે તે મનના ભાવનો. (દેહભાવ છૂટી બ્રહ્મભાવ સધાય છે.) એનો બીજો કોઈ સાક્ષી હોતો નથી."

આ રીતે આ છપ્પામાં બ્રહ્મભાવના અનુભવનું, બ્રહ્મમાં મનની તન્મયતાનું વર્ણન કરેલું છે. આ અલૌકિક, દિવ્ય અનુભવ છે. તેને નર-નારીના ઐહિક ઐક્ય સાથે સરખાવી શકાય નહિ. તે જોતાં સ.નો પાઠ અસ્વીકાર્ય ગણાય.

'નેવેલા' નામનો કોઈ માદક પદાર્થ હોય તો તેનો અનુભવ ત્રિ.એ ઉપર વર્ણવ્યો છે તેવો હોઈ શકે. પણ એ નામનો માદક પદાર્થ હોય એવી માહિતી મળતી નથી. કદાચ એ હોય તો પણ 'ભજે'નો, ત્રિ.એ કર્યો છે એવો, 'ખાય' અર્થ શક્ય નથી.

ગુજરાતીમાં 'વેળા ભજવી' એ રૂઢિપ્રયોગ છે અને તેનો અર્થ 'અણધારી મોટી આપત્તિ આવી પડવી' એવો થાય છે. એ અર્થ અહીં બરાબર બંધ બેસે છે. વેળા ભજે છે ત્યારે મનની વૃત્તિઓ અથલ થઈ જાય–ગંઠાઈ જાય, બંધાઈ જાય કે સ્થિર થઈ જાય છે. બધી પ્રતોમાં 'નરને વેલા ભજે' એવો પાઠ છે, પણ સંપાદકોને 'લ'ને 'ળ' કરવાનું

તેમજ 'નર' સાથે 'ને' જોડવાનું તત્કાળ નહિ સૂઝવાથી આ વિચિત્રતા ઊભી થઈ છે. અહીં સાચો પાઠ 'જ્યમ કો નરને વેળા ભજે' છે.

૬૨

વૈકુંઠ આદ્યે ઊંચા માળ,
 નીચાં જોતાં આદિ પાતાળ.
તેમાં બળિયાની બલા બહુ,
 એક અધિપતિ ને પરજા સહુ.
અખા જોતાં એક માંડણી,
 પણ મહાકારણ તે અળગો ધણી. ૫૫૦

ઉ.માં ઉપર પ્રમાણે પાઠ છે. બીજી લીટીમાં ત્રિ.માં 'બળિયાની બલા'ને સ્થાને 'બળિયા નિર્બળ' અને સ.માં 'બલિયાની બલિયા' પાઠ છે. ઉ.એ સંજ્ઞા ૬ નીચે 'બલીયા નીર્બલ' પાઠાન્તર નોંધેલ છે. ફા૦ ૩૬૨માં પણ 'બલીયા નીરબલ' પાઠ છે.

સ.એ 'બલિયા'નો અર્થ 'બલિહારી' આપ્યો છે, પરંતુ આ પાઠ કોઈ પ્રતમાં નથી ને આ અર્થ કોઈ શબ્દકોશમાં નથી.

'બલા' એટલે 'આફત' કે 'પીડા.' 'મહાકારણ' એટલે 'પરમાત્મા-બ્રહ્મ'. તેણે રચેલા આ બ્રહ્માંડમાં કેવા ભેદ છે તે અખો આ છપ્પામાં બતાવવા માગે છે. તેણે વૈકુંઠ અને પાતાળના, ઊંચા અને નીચા માળના, અધિપતિ અને પ્રજાના – એવા ભેદની જેમ 'બળિયા–નિર્બળ'ના ભેદ અહીં બતાવવા હોય એ વધુ શક્ય લાગે છે.

'બળિયાની બલા' એ પાઠ સ્વીકારીએ તો તેનો અર્થ 'સગુણ ઈશ્વર અને વિષ્ણુ, બ્રહ્મા આદિ દેવોનું ઐશ્વર્ય અને તેની પૂજાના બાહ્યાચારોની જંજાળ' એવો કરવો પડે.

બંને અર્થ બંધ બેસે છે, પણ પછીના છપ્પા ૫૫૧માં આવેલી 'વિષ્ણુ બ્રહ્મા શિવ ને શેષનાગ, ઐશ્વર્ય અધિકાઓછા ભાગ' એ પંક્તિ જોતાં અહીં 'બળિયા નિર્બળ' પાઠ વધુ ઉચિત લાગવાનો સંભવ છે.

૬૩

જ્યમ કાગળમાંથી જાય કપૂર,
 ત્યમ શોષે સહુને એનું નૂર.
ગર્વ ગાહુઆ, મોહોકમ જાણ,
 સહુને પીલે એકે ઘાણ.
ખોખાં કરી નાખે તત્કાળ,
 અખા એહવો કરડો કાળ. ૫૬૯

ઉ.માં અને સ.માં ઉપર પ્રમાણે પાઠ છે. ત્રિ.માં પહેલી લીટીના ઉત્તરાર્ધનો પાઠ 'ત્યમ સોખે એ સહુનું નૂર' એ પ્રમાણે છે. ઉ.એ નોંધ્યો નથી પણ ફા૦ ૨૬૭(ઉ. ૨)માં 'ત્યમ સોખે સહુનું નૂર' એવો પાઠ છે.

ઉ.એ શબ્દોના અર્થ આપ્યા છે: "એનું–કાળનું. ગાહુઆ–ઠગનાર, ગઠિયા. મોહોકમ–(અરબી 'મુહકમ'.) મોકમ, દૃઢ, પુષ્કળ. જાણ–જ્ઞાની. ઘાણ–ઘાણીએ."

ત્રિ.એ આ ઉપરાંત 'ઘાણ'નો અર્થ 'એક જ ફેરામાં ખંડાય એટલો જથો' એવો આપ્યો છે. ઉપરાંત છપ્પાનો ગદ્યાનુવાદ આ પ્રમાણે કર્યો છે: "કાગળમાંથી જેમ કપૂર ઊડી જાય તેમ કાળ સૌનું નૂર શોષી લે છે. (પોતાની બુદ્ધિશક્તિનો) ગર્વ કરનારા, બીજાને વાતવાતમાં છેતરનારા ગઠિયાઓ અને મોટા સમર્થ વિદ્વાનો – એ સૌને કાળ એક જ

ધાણમાં પીલે છે અને તેમનાં તત્કાળ ખોખાં કરી નાખે છે. કાળ આવો કરડો, કઠોર અને ક્રૂર છે."

ઉપરના શબ્દાર્થ અને ત્રિ.નો ગદ્યાનુવાદ સ્વીકારી શકાય એવા છે, પણ ઉ.નો 'એનું' એટલે 'કાળનું' એવો અર્થ સ્વીકારી શકાય એવો નથી. એ સ્વીકારીએ તો 'કાળનું નૂર સહુને શોષે છે' એવો અર્થ થાય, જે વિચિત્ર લાગે છે. અગાઉના છપ્પાના સંદર્ભમાં પણ 'ત્યમ શોષે એ સહુનું નૂર' પાઠ વધુ યોગ્ય લાગે છે. તેનો અર્થ – 'એ (કાળ) સહુનું નૂર શોષી લે છે' – પણ તર્કબદ્ધ અને સુસંગત લાગે છે.

[ક્રમશઃ

o o o

## સુધારા

'કવિલોક'માં નીચેના છપ્પાના જે અર્થ આપ્યા છે તેને બદલે જે-તે છપ્પાના અર્થ નીચે પ્રમાણે કરવાનું વધુ ઉચિત લાગ્યું છે.

૧ : અંક ૯૧, પૃ. ૪

(૧) છપ્પા ૨૬૩ની બીજી પંક્તિનો અર્થ :

"આવો અવસર મનુષ્ય-અવતાર સિવાય બીજે મળવાનો નથી. માનવજીવન વીજળીના ઝબકારા જેવું ક્ષણિક છે. એટલી વારમાં મોતીને વીંધવા ને પરોવવા જેવું બ્રહ્મમાં અંતરનો તાર પરોવવાનું આ કાર્ય કરી લે."

૨ : અંક ૯૨, પૃ. ૭

(૨) છપ્પા ૩૦૭નો અર્થ :

"એક વખત ભ્રમ ઉત્પન્ન કરે એવો ઉપદેશ કાનમાં પડ્યો એટલે વધી ગયેલા રોગની જેમ તે કાબૂમાં આવતો નથી. પટોળા ઉપર પડેલી ભાત ભૂંસાતી નથી તેવી રીતે ગુરુના ઉપદેશની અસર દૂર થતી નથી. ગુરુઓ તો પરમાત્માને ઓળખવાના જુદા જુદા ઉપાય બતાવે છે. પણ જેમ કાજી બદલાય પણ જેને આધારે તે સજા કરે છે તે કાનૂન બદલાતો નથી, તેવી રીતે ધર્મગુરુઓ બદલાય પણ તેમણે બતાવેલા ઉપાયોના આધારરૂપ પરમાત્મા બદલાતો નથી. તેને ઓળખવાના બધા ઉપાયોમાં આત્મવિદ્યા–આત્મજ્ઞાન (જ્ઞાનમાર્ગ) શ્રેષ્ઠ ઉપાય છે. તે સિવાયના ઉપાય જુદી દિશામાં લઈ જનારા છે."

૩ : અંક ૯૫, પૃ. ૫

(૩) છપ્પા ૪૨૪નો અર્થ :

"આચરણ વગર જ્ઞાનનો ઉપદેશ દહીં વિનાના પાણીને વલોવવા જેવો વ્યર્થ છે. જેમ કાગડી ઓળખ્યા વગર કોયલનાં ઈંડાંને સેવે છે ને એનાં બચ્ચાંને ઉછેરે છે પણ વસંતઋતુમાં સાચું ભાન આવતાં એ બચ્ચાં ઊડી જાય છે અને કાગડી છેતરાય છે, એવી રીતે માણસ જ્ઞાન વગર પણ કેવળ મમતાથી–ભક્તિથી છેતરાય છે. બ્રહ્મના લક્ષ–ધ્યેય વિનાનાં ભક્તિ અને જ્ઞાનના દોષ અખાએ જોયાં છે અને તેવી ભક્તિમાં રહેલ દંભ અને તેવા જ્ઞાનમાં રહેલ કુતર્કનો તેને પરિચય થયો છે."

# વેત્રવતીને તીર

## રાજેન્દ્ર શાહ

૧ : અદ્‌ભુત

વહી જાય અક્ષુણ્ણ પ્રવાહે વેત્રવતી
કમનીય સરલ બંકિમ ગતિશીલ.
પુરાતન પ્રવર્તંતી લહાય શાશ્વતી
ઊંડાં અંબરથી વર્ણવિહીન કેવલ તો ય નીલ.
કલરવભીનું બેઉ પ્રશાન્ત કંઠાર,
વનની વિપુલ વનસ્પતિ,
ચરાચર – આ સકલ બિંદુ બિંદુ જલને આધાર.

ભૂમિ પર પડેલું આ ધૂલિકણ સમું તરુબીજ
નિજમાં જ નિહિત રાખી રહેલ વૃક્ષ કો વિશાળ
લચેલું અસંખ્ય ફલે, –અગણ્ય સૃષ્ટિની એનાં બીજમાં પતીજ
એમાં અધુના હું જોઈ રહું અનાગત કાલ.
અગોચરને આ લહું કિયે તે લોચન !
ઘનાડંબરમાં સદ્ય ઝબૂકી શી વીજ !
કરણની સીમિત શક્તિનું વિમોચન !

ક્યારે હું ન હતો ? હશે ક્યારે ય આ વિશ્વ મારા વગરનું ખાલી ?
ઓ...હ ! કૌમુદી-ઉજ્જ્વલ રાત્રિ ! – ગોપવધૂનો વિલાસ !
નૃત્યરમણાને લય વાગે પખવાજ કરતાલી
સંગે ઘૂમી રહ્યો છું હું ઉરને ઉલ્લાસ !
નિસ્યંદતી રતિ....
બિંદુ જલ સ્વીય સિન્ધુને તરંગ નિત્ય રહે મ્હાલી.
ક્યાં છે અથ ?! ક્યાં છે એની ઇતિ ?!

૨ : શૃંગાર

આવ પ્રિય આવ અહીં જોને ચંદનની મધુ વરસંત હેલી.
બકુલની ઘનનીલ નિર્જન નિકુંજ
આવ અન્કુલશી આળપંપાળને મેલી.

આવ હૃદયને રમ્ય પરિમલ-પુંજે
ઝીણી ઝરમરસમ અલિગણનું છે અહીં અવિરત ગાન.
ક્રૌંચયુગલની કામ્ય કેલિ,
આવ રતિ-ઋતુને આહ્વાન.

કુરજ-કુસુમ-પ્રાંજલિએ વધાવેલ ચક્ષે આગંતુક મેહ
પરોક્ષ પ્રિયને સંસ્મરણ, અતીવ વિહ્વલ.
તું અહીં સમ્મુખ છે સદેહ
ચોષિતને ઉલ્લાસ ઉચ્છલ.
કેસર-રંજિત તેજે વૈતાલિકી ગાને
નીતરતે નેહ
આવ પ્રિય સમય-સમ્માને.

તારી પદઠેકે મારો ઝિલાયેલ બોલ,
કપોલે અંકાઈ અરુણાઈ,
અંગ-ભંગિમાએ વેત્રવતી-જલલહર-હિલ્લોળ,
ગતિમાં આવેગ અધીરાઈ.
મોરલીને સૂર આવું હું ય કને કને
ઉપરણે અડે તવ ઊડતો નિચોલ.
સમ પર શાન્ત શાન્ત એક દૃઢ આલિંગને.

૩ : વીર

સામી પારનો આવે છે સૂર
વચમાં વિસ્તીર્ણ પટ. વાંભવાંભથી યે ઊંડો દ્રહ.
રક્તમાં આવેગનાં છે અનિરુદ્ધ પૂર.
સંકલ્પની આડે આવે નહીં કોઈ ગ્રહ.
વણજોયેલાંનું અતિ હૃદ્ય આકર્ષણ, —દુર્નિવાર.
અહરહ
'જવું છે, જવું છે પેલી પાર'.

અળગાં કરીને પરિધાન— અંતરાય,
ઝીલાવું ગભીર જવરવસહ વહી જતાં, અમળાતાં નીરે.

તરતી તણાતી જાય કાય.
અપબલ કને બાહુબલ ? -પ્રાણની અગને માર્ગ કરે ધીરે ધીરે.
ઘડીક રૂંધાઈ જાય શ્વાસ
એવું, જળમાંથી માથું કાઢી જાણે કુંદ પશુ કોઈ અકળાય, ભાંગી ચૂરચૂર થાય
પાંપણના જલબિંદુ વીંધી, નાખે દૂર દૂર નજર વિશ્વાસ.

કને કને જવા જલને ઉકાનું તેમ વળી તીર જતો લાગે આઘે આઘે !
અંગેઅંગ મહીં એક શિહરન—મીંચી આંખ વેગ ધરે વધુ
નિકુંજમાં મુક્ત ગળે કોણ ગાઈ રહ્યું બિહાગના અનુરાગે !
વિપરીત પાણીનો પ્રવાહ ! —અનુકૂલ થાય બધું.
વાણી, —'કિનારને ભીંજવતી જો તું જલછોળ'.
ભૂમિ પર પાય મુજ લાગે
શ્રમ ભર્યો આનંદ અઘોળ

૪ વિનોદ

અરે હું આ વ્હેણમાં તણાઉં ડૂબી જાઉં
કાઢશો ન કોઈ બ્હાર મને.
નાવણું જ્યાં ગમે ત્યાં મૂંઝાઉં,
ઊંડે ઊંડે ઊતરતી જાઉં ને ઉપર પણ આવું ક્ષણે ક્ષણે
કોણ મારો ઝાલી રહ્યું હાથ ?
કેમ કરી એને અટકાવું ?
આવશે એ મારી જ સંગાથ.

નીચે જલ ચોમેર છે જલ જલ જલ
આભ વરસે છે જલ-ઝડી.
જલનું આ કેવું રે ટીખળ ?
જિંદગી કેવળ એક ઘડી !
રહ્યો નહીં કોઈ રે બચાવ.
મારે તો આ મરણ મંગલ
હોવું તે ન હોવું, ભાવાભાવ.

સાગરે ગાગર તો છે ગાગરે સાગર.
કોણ કોની મહીં રહ્યું ભળી ?

લીન મારી આંખ મહીં સહુ ચરાચર.
જાણે ખોવાયેલી આજ મને હું છું મળી.
મને તાણનાર મારી ભીતર તણાય
વિજેતાને અંગ પરાજિતની ચાદર.
ભેદાભેદે, ગગન ભરાય એમ કોણ કોનાં જયગાન ગાય ?

૫ : રુદ્ર

ગગને સઘન ઘન-ઘોર ઘટાટોપ :
નીચે વેત્રવતી તવ પ્રબલ હુંકાર.
ભેખડ ભાંગે ને વહી જાય એવો પ્રવાહ, –પ્રકોપ.
કોણ તારો ઝીલે પડકાર ?
આજે નાચી રહી છે તું તાડવને તાલ,
વીંઝાયેલી એક છોળ – એ તીર અલોપ.
પ્રલયકારિણી હે કરાલ !

તને હું વધાવું કરી મૃદંગ-વાદન.
સૂક્તિને શબ્દ વેરું ફૂલ.
મૃદુલ એવું જ તવ કઠિન શાસન.
કુલીન તું આજ છે અકુલ.
હે ઉન્મના !
તવ અંતરને વિભાવન,
તું એકલ જાણે શી વિશદ છે વ્યંજના...

ભાંગ, ભલે ભાંગી નાખ જડારૂઢ જામેલ જંજાળ,
ખાલી, –ક્યાંય ક્યારેય નિહાળ્યું નહીં ખાલી.
કોણ થતું રિદ્ધિવંત, કોણ રે કંગાળ ?
જોયા વિણ તું તારે આવેશ જાય ચાલી.
હે સ્થવીર વિહારિણી તવ નહીં પ્રથમ સંપર્ક;

જાણું છું હું તું છો મુક્ત, કોઈ નહીં આળ કે પંપાળ.
તો ય તારે નિમિત્ત શાં સંહરણ, સર્ગ !

૬ બીભત્સ

ક્યારેક તો જોયું અહીં કીધા હશે લાડ,
આનંદ ગુંજને વા ગર્જનઘોષ વડે હશે ભરેલ ગગન
તેના કંકાલના છિન્નભિન્ન અહીં થઈ રહ્યા હાડ.
વન્ય ચીલ ગીધ શ્વાન – સહુયનું ભોજ્ય આક્રમણ,
ચંગુલ નહોર ચંચૂ દંતને પ્રહાર
પાડી ચીડ
ભાગે આવેલ ભોગનો કરંત આહાર

નિર્મમ છે કાનન તટસ્થ
સૌનયપાની સુગંધ સહ શવગંધ પાયુ કરંત પવન.
ક્યાંય કોઈ જણાય ન ત્રસ્ત
લહી સંહરણ
તરુ થડને ત્યાં ટોચે છે લક્કડખોદ
સ્વ-સ્થ
નિજને પ્રમોદ

નિહાળું છું હું જો આ સ્મશાન
કેટકેટલા જંતુને કાજ છે તે મનોહર
પ્રાણને તોષક સ્વાદ્ય ભોજનનું સ્થાન
જીવનનું આલમ્બન મૃત્યુની ઉપર
નિરાધારને આધાર
કોણ ગૌણ કોણ છે પ્રધાન ?
રક્તજિહ્વ કાલી કંઠે શ્વેત અસ્થિ ફૂલનો સીંગાર

૭ ભયાનક

અરણ્યનો સીસમ સઘન અંધકાર–
(અંગ ન ભીંસાય એટલુ જ અવકાશ અનુમાન)
–ક્યાંથી રહી કંસારીનો અવિરત આવે ભણકાર
રવહીન કંપન શ્રવણ કાજ સરવા છે કાન
કશોક સંચાર ક્ષણે, ક્ષણ પછી સ્તબ્ધ

અગોચરનો નિગૂઢ તમિસ્ર-આચાર.
છું જાગૃત, જોવાને શું થાય ઉપલબ્ધ.

એકાએક આ–તે-દિશા થરહરી શૃગાલ-ક્રંદને,
કોઈ દોડી ગયું ત્યાં...સવેગ !
ફફડે વિહંગ નિજ નીડ-નિબંધને.
(મારે મન મ્યાન-મુક્ત ચમકંત તેગ)
જોઉં મારી સામે તાકી રહેલ છે જલતી બે આંખ.
અવિચલ વ્યૂહે રહું દૃઢ નિયંત્રણે.
અને એનો બદલાય લાંક.

ના આવે ન કને કોઈ ભણે હીહીહીહી હીહીહીહીં !
કોને કેવા શકુન દે ચીબરીની અકળ કળેળ ?
સર્પની ડણક, જલે નિર્માજિત કૈંક એવી હવા સળવળી રહી અહીં.
પ્રથમ રાત્રિની અંધ અસુર્ય આ વેળ.
દિગંત વ્યાપ્ત માયાવિની શર્વરીનું રહસ્ય અતાગ.
સરી જતી ક્ષણ સહ વહી જતી વિભીષિકા લહી
પાંપણ ઢળતી દગે અંજાય છે આગ.

૮ : કરુણ

કાળી કાંચળીને મેલી ક્યાંક સરી ગયેલ છે સર્પ.
એક વખતના આ રાજવી મહાલયને ખંડેર.
અહીં જ પુરા મેં જોયો'તો નકુલ-નાગનો સંઘર્ષ.
એકમેકને ભરખવા મથતું હલાહલ વેર.
નિર્મલ નિર્મમ નદીને નીર
કોઈનો ય રહ્યો નહીં દર્પ.
નિરંતર ગતિશીલ વહેણના અભિન્ન બે તીર.

તૃણ-પલ્લવનો શ્વાસોચ્છ્વાસ
સંભળાય એવું રવહીન છે કાનન.
તેજ-છાયા-વિવર્તને કેવલ ઉદાસ;
કોકિલકૂજન હો કે ક્રૌંચવિલપન.

રાત્રિદિન
કોણ કોનો કરી રહ્યું આસ ?
પરસ્પર પુચ્છ મુખે ધરી રહ્યા મીન !

અંધકારને ગગન આવે ઉડુગણ
ભમ હર્મ્યને મંડપ અસંખ્ય નાજુક દીપ તણી હલચલ.
પાયલ ઝંકૃત, તંગ તૃષ્ણાના ચરણ...
'ક્યાંય કોઈ નહીં, નહીં' પુકારે પાગલ.
એષણા-વિહ્વલ શ્યામ હવા.
દ્રવી રહી કોઈની પાંપણ
ઝીલે અચંચલ તૃણ-પલ્લવ, અથવા...

૯. વાત્સલ્ય

પ્રલંબ યાત્રાને પંથ આવ્યો તવ સલિલ પ્રાંગણે
અંગે વડી લોહભાર ક્લાન્તિ.
વિચિને મંગલ સ્મિતે જાણું તું શું ભણે,
એક અંજલિનું પય-પાન, અનુપમ શાન્તિ
તવ આર્દ્ર ઉદરે હું કરી રહું સ્નાન,
ક્ષણે
લેશ પણ અવસાદની ન લહું સાન.

હે મા,
સોહે પરિસર તવ પુલિન ધવલ
તું મધ્યમાં
તારું નિરંતરનું છે વહન સરલ,
હે વૈષ્ણવી
પ્રીતિએ જાણી ન કદી આદિ-અંત સીમા
તારે ઉછંગ હું ક્રીડા કરંત શૈશવી

લહર અડીને જાય વહી, વળી લહર નૂતન.
લહું ભાવોદ્ભવ પળેપળ
ભીનું ભીનું પ્રસાદ-પ્રફુલ્લ તનુ મન,

કલકલ–વિભોર કેવલ.
હે અનર્ગલા,
મુજ સંગ ચોમેર વિહંગનું શું સહજ કૂજન !
આવીને ઓસરી જતાં નીર મહીં હે નિત્યા-મંગલા !

૧૦ : શાન્ત

મંદ સુમંદ કર્ણગુંજ સમાન નદી-વિચી-કલ-જલ્પન,
વિભાવરીની ઝિલ્લિ-ઝંકૃતિ,
સ્વપ્ન કિંવા સુષુપ્તિમાં લીન ચરાચર વન,
ગગને નિહારિકાની પ્રશાન્ત કાન્ત ગતિ.
સકલને કેન્દ્ર
પુલિને આસિન એક જન
રાજેન્દ્ર,
પ્રિયના અંચલ સમ હવાનો છે સ્પૃહણીય સ્પર્શ.
નિખિલની આલિંગતી રતિ.
અંગે વહી રહ્યો રોમહર્ષ,
લોચને પ્રખર સૌમ્ય દ્યુતિ.
જે કંઈ વિપુલ રસ બાહ્ય
પ્રીતિને ઉત્કર્ષ
ભીતરની ચિતિથી તે સકલ આસ્વાદ્ય.

મધ્યમાં વહે છે પ્રાણાપાન,
ક્યાંક કોઈ ગુહાને ગહન જાણે રણંકૃત બીન,
સમીપ શું સ્વચ્છ તો ય સુદૂર સમાન.
કોણ કોને દહર છે લીન !
ભાવાભાવ... પ્રસ્પંદ... નિસ્પંદ !
રાજેન્દ્ર અજાણ
અજાણ નિજને આનંદ.

o

## ફૂલને પણ ફૂલ જેવું નામ ના દીધું અમે

### લલિત ત્રિવેદી

જેમ ચાલે તેમ ગાડુ ચાલવા દીધુ અમે કે ફૂલને પણ ફૂલ જેવુ નામ ના દીધુ અમે,
નાકની દાંડીના રસ્તે જીવતા સીધુ અમે કે ફૂલને પણ ફૂલ જેવુ નામ ના દીધુ અમે

ટહુકતા'તા મોર ત્યારે નભ તળે ટળવળતા મનને હાથની રેખા બતાવીને અમે લાવ્યા ઘરે,
શ્રાવણી દિવસોનુ ટાણુ સાચવી લીધુ અમે કે ફૂલને પણ ફૂલ જેવુ નામ ના દીધુ અમે

આજ સન્નેપાત સુધી નાટકે છે એક વેળા લોહીને અજવાળતી એ વીજળી જેવી પળો,
ધીમુ ધીમુ ઝેર મનમા ઘોળીને પીધુ અમે કે ફૂલને પણ ફૂલ જેવુ નામ ના દીધુ અમે

પાનખર જેવી હવાની જેમ આવીને બચેલા પાંદડા જેવી ક્ષણોને થરથરાવે છે કદી,
એ સ્મરણને સ્વપ્નમા પણ 'આવજો' કીધુ અમે કે ફૂલને પણ ફૂલ જેવુ નામ ના દીધુ અમે

## ગીત

### દિલીપ જોશી

દર્પણમા આખ્ખાયે જગતનુ ફાટફાટ મધમધ એકાન્ત ખૂલી જાય છે,
કોઈ પછી હરણા શુ પલકારે મીત બની પોતીકુ ઘર ભૂલી જાય છે

સાંજકને સથવારે પહાડોના આછરતા પડઘાનો લય મને વાગતો,
ઝાંઝર પહેરેલી એક ઊતરતી કેડીને નભનો અંધાર રૂડો લાગતો

મનવાંછિત સપનાના અઢળક આકાશ નીચે માણસ ચિક્કાર ઝૂલી જાય છે,
કોઈ પછી હરણા શુ પલકારે મીત બની પોતીકુ ઘર ભૂલી જાય છે

એકાદો માણસ પણ ટોળુ થઈ બેઠો છે સિગરેટના છેલ્લેરા કસમા,
અંધારુ ઊતર્યાનો હળવો રોમાચ લઈ પંખીઓ ઊડ્યા નસનસમા

રોમરોમ છલકાતા એકાદા ફૂલ સારૂ આપણોયે ભવ તૂલી જાય છે,
દર્પણમા આખ્ખાયે જગતનુ ફાટફાટ મધમધ એકાન્ત ખૂલી જાય છે

---

## નવ્ય કવિ શ્રેણી

'નવ્ય કવિ શ્રેણી'મા આગામી કાવ્યસગ્રહ પ્રફુલ્લ પંડ્યાનો છે તે કાવ્યસગ્રહ ૩૧મી માર્ચ સુધીમા પ્રકટ થશે સગ્રહની કિંમત રૂ ૭૦૦ છે

---

# પર્જન્યસૂક્ત

## હરીશ મીનાશ્રુ

વાચસ્પતિ મયૂર ઝૂલે છે
જંઘુની જળનમણી દ્રુમલીલામાં
વારાંગનાઓનાં
પ્રિયંગુશરીર ઓગળે છે
ઘ્રાણોન્મદ માટીના હૃદયમાં

લથડતી જતી લથબથ
મદિરામાં ઝબોળેલી ગર્ભમંથરા પૃથ્વીને
સૂર્ય સ્નેહ થકી સાહી લે છે
ચિરવિરહની
વ્યાકુળ ભ્રમણકક્ષામાં

આ ક્ષણે ટપક્યું તે ટીપું
એટલું તો આર્દ્ર છે
કે એમાં
મારું સકળ મનુષ્યત્વ જાણે ઓગળી જશે
–પછી
એ નભોનીલ દ્રાવણમાં
કલમ બોળીને હું
કવિતા લખું તો લખું !

o o o

અહીં તો
પ્રિય અને પર્જન્ય,
નથી કો અન્ય –
કેવળ
હું
તે
ઝળહળ જળમાં અંતર્ધ્યાન :

(રખે ને આજ કવિતા લખે)
મૌનમાં
શબ્દ સકળ તે મ્યાન !

o o o

અઢળક ભૂરા મોર ખરજમાં
રોળ્યા રે રળિયાત
દાદૂર-કંઠે ધૈવત, તોળ્યાં
ટીપામાં સૂર સાત !
મનનાં રજકણ રતૂંબડાં તે આઠે રસમાં ઘૂંટયાં
નવનિધ ચૂંટી ચણોઠડી રે નવધા આંસુ ચૂંટયાં
ભાષાનું કિનખાબ ખૂંદતો
રઝળે કોઈ કિરાત !
મલયાગરનું કત્થૈ ઢેફું, લળે લીલાધર તરણાં
તરસબૂખરું તનુ કપિંજલ રચે રિષભમાં રમણા
રઢ લઈને રઢિયાળ રસળતી
કુબ્જા ઉજળિયાત !
દેહ ઓગળ્યો આવળફૂલ થૈ, વ્રજમાં વાધ્યો વ્રેહ
ગિડિગિડિ વ્યોમ તડિત તિરકિટ ધા, વરસ્યા બારે મેહ
રંગરેજ રૂઠચો તબ કાહે
બરસત હૈ બરસાત ?

o o o

તૃણને ચૂંટું તો લીલું દર્દ ઊગે જેમને –
એ ગયાં આઘે અને વરસાદ થૈ આવ્યાં કને
ગંધમાદન ટેકરી પર વાદળાં ઘેરાય છે
એકબે ફોરાં ખરીને મઘમઘે તારાં સ્તને
લોહીમાં રમતી મૂકેલી પૃથ્વીઓ ભૂલી પડી
તે ચણોઠીલૂમખાં થૈ ઝૂલતી ગાઢાં વને

સીમની કોરી હવામાં મોરના ડાઘા હતા
ભેજથી એ ઓગળીને શ્રાવણે શાહી બને.
એમના વાવડ લઈને દૂ...રથી આવ્યો હતો
પાંપણે આજે અમે રોકી લીધો વરસાદને

○ ○ ○

ભુવનમોહિની
આંખ કવિની
ચળકે ભીની ભીની :
એ ઘટનાને
તું કેવળ પર્જન્ય કહે
પાણિનિ !

○ ○ ○

બારે તે મેઘ અમે પીધા
જિલ્લા આજ કોઈ માંડીને એક ખૂંટસાં
છેલ્લે બચેલ એક ટીપું તે
બાળવીને જીવ્યું છે પાંપણના પૂરમાં

○ ○ ○

ટુહૂકવભીંજ્યા હોઠે
ઝૂલે અધખીલ્યો ઉચ્ચાર,
આર્દ્ર માટીનાં
એનાં અધખીલ્યાં સ્તન.
જળની આભાથી ચળકતી એની ત્વચા,
સદ્ય સ્ફૂર્ત દુર્વાંકુરોની રજતરૂંવાટી
ને ઉપર ઝરી ચૂકેલા મેઘનું ઓજસ.

તેજોધૂમિલ વાસનાનું લથબથ વસ્ત્ર
અસ્તવ્યસ્ત પડ્યું છે
સમસ્ત સ્પર્શગૂઢ વનશ્રીના શરીર પર.

અંગને સ્પર્શીને સરી જતા
ખુશ્બુદાર વાયુની લીરેલીર ઝાલીને
એ કિશોરીએ અમસ્થું સૈડકું વાળ્યું
ને
ટપ્પ દઈને ખર્યું
મંદ્ર ખરજનું ચંદ્રકમળનું ફૂલ
ગંધ અને તેજનું નર્યું ટાઢુંટબૂકલું !
ને
મેં અસૂયાથી તરફડીને
લખેલી કવિતા રોળી નાખી.

○ ○ ○

નયન થકી રે નેહ
નીતરે નેવાં પરથી નીર
ઘરમાં પલળ્યાં પ્રિયજન
કુંજે ભીંજ્યા કોયલકીર
જરકશી મેઘબિજુલી ઊડે
આજ પધારે ચડી ગરુડે
બંશીવટને પૂંજ પાદડે
ઝગમગતો આહીર
સ્તનમંડળ પર મેહૂલમોતી
ચકડે તગતગ જળની જ્યોતિ
ગોપવનિતાનાં લયવ્યાકુળ
ચળકે ચરણા ચીર
ઝળઝૂલણા વન વૃંદાવનનું
બુંદ બિલોર ઝરે કંચનનું
સ્યાહિ ઝબોળી જીર્ણું દ્વારિકા
ઝૂરે, નરી કથીર

○ ○ ○

વરસે છે મેઘનો મંત્ર
મુદામય મનમાં
ને તરસે છે મૃદ્દગંધથી ઘવાયેલા
મરુતનો આવેગ, ઉલોળ્લ શ્વાસે

કલમમાં મખમલ ઢળી પડી છે
મોરની ગાઢ પિરોજી ડોક
ઇન્દ્રનો ઘટાટોપ આલોક
ઊઘડ્યો છે શબ્દલોકમાં

હૈયે વસ્યું હતું જે સત્ય સ્વાતિનું
તે સદ્ય પ્રકટી ઊઠ્યું છે
ચુંબનરૂપ અનૂપ
પ્રિયજનને તંબૂળહોઠે
બત્રીસે કોઠે જળના ઝમરખ દીવા !

પાંપણે પ્રકટ્યા છે વરુણ
ને રસના પર રાજે છે જાણે
તિક્ત વારુણી

હું કવિ –
ઋણી છું આ ઋતુનો !
o o o

આ છંદ થકી
ઓગળતો મનહર માઢ
રસિક મેડીએ
રતિ થકી રૂપવતી
કવિતાનું ભુજબંધન ગાઢ –
અહો !
આ પુનરપિ પ્રકટ અષાઢ !
o o o

આ વરસ એવું જલદ વરસાદનું ટીપું ખરે
કે તને અંગતપણું તારું પલળતું સાંભરે
શ્રાવણે પોપટ અને પરદેશ બહુ લીલાં બને
એટલે કાયમ તું લીલાં પાંદડાં ચૂંટયાં કરે
o o o

જ્યોતિર્મય પાંદડીઓની
સ્થિર શિખાઓ મધ્યે આવી ચડ્યું છે
ભાદ્રપદથી ભીંજાયેલું
આ એક
વૃંદવિખૂટું શુકપંખી

હવે
હું કાવ્યની વૃત્તિ કરીશ તો
વૃંતેથી તૂટીને બધી જ પાંદડીઓ
પાંખો ફફડાવીને શુકવૃંદમાં ભળી જશે
ને ચૂપ રહીશ તો
એ ગભરુ પોપટબાળ
હેબતાઈને
પાંદડીમાં પલટાઈ જશે

તમે જ કહો –
હું શું કરું ?
o o o

ટૈડકો ચડ્યો તે અમે ટીપાં બાઝેલ
એક પાંદડું બનીને હવે ઝૂલતાં
બાચકો ભરીને મોર બોલે ચિક્કાર
અમે દીંટું તોડીને દુઃખ ભૂલતાં

ઝળહળતા રેલવામાં રઝળે છે આભ, પણે છગદળમાં છંદ ઊભો આભો
રઢિયાળો હોઠ હજી રસમાં રીબાય જાણે રેશમની ભાષાનો ગાભો

પોપટનાં ટોળાં તે છેદરો બનીને
બધે માટીના ઢેફામા ડૂલતા

મનમાં મરદ જેમ ખૂંચે છે મેઘ, જીવ અંધારે ઓગળ્યો ઝરૂખમાં
પોપચાંમાં પેટાવ્યા જળના દીવા કે મારી સાથળ ભભૂકી ઊઠી સુખમા

પે'લ્લો વરસાદ ઠેઠ ઘરમા ધાર્યો
તે ઊભી ઠેળ કને જૈને કબૂલતા

० ० ०

ભીંજાઈ ચૂકેલા
ઉનપચાસે મરુતો
ત્રિભુવનને ચામરી ઢોળે છે
અડતાળીસે અગ્નિ
અકીકના શીતળ શરીરમા ઉદય પામે છે
ચંદ્રના મુખ પર તબકે છે
શ્રાવણ વદી અષ્ટમીના
આંસુ લૂછયાના ઓધરાળા
કૃત્તિકા ને મૃગશીર્ષ
રોહિણી ને રેવતી –
એક પછી એક સત્તાવીસે નક્ષત્રો
ઓગળી રહ્યા છે સિંજારવમા
એનો દરદભરેલો
છંદરૂપેરી રેલો
મારા તેત્રીસ કોટિ રજકણોને પખાળે છે

નિર્જન તિમિરમા
તતડે છે ઘ્રાણવિલાસી જળના રેષા
ને માઢમેડીએ
દીર્ઘ લયે નફરે છે
તદાકાર આશ્લેષા !

० ० ०

જળથી ઢાંકી
અતિશય વાંકી
ખીલી અષાઢી બીજ
હોડ બધાયે ચુંબન ચુંબન, બીજ બધા ઉદ્ભીજ !

० ० ०

તડકામા રે ટબૂકટીપા
ને ટીપામા ટળવળ ટળવળ દ્યુતિ,
વરુણની રિદ્ધિમા રાજે તૃણ,
વિરાજે પત ગિયામા પ્લુતિ.
વર્ણ અને વાયુની
જાણે રતનપદારથ યુતિ !

અબરખ લયમા લળે
દ્રુમની ડાળી ઝૂલણહાર –
ઝૂલતા વનમાળી પંખી રે
બાંધી જલધારાથી મંદ ઝંકારે
ઝગમગતો ફૂલદોલ,
બોલતો બોલ
બપૈયો હૃદય વિદારે,
બુદ્બુદ જેવું પ્રલ ભરમતું
કેવળ ફ્રાઉઙ્કારે !

માટીને ઉરમંડળ છૂંદે મેઘ છૂંદણાં,
જળનાં જરીભરતથી ગૂંથે
વેલફૂલને બુટ્ટા,
ગૂંથે પવન પિરોજી ચીર –
ચલો, કવિને લૈ ચાલો, કેવટજી, સામે તીર

લીલોતરીનાં જળમાં
સરતી દુહ્રરવની ઓ તરી
ફરકતી રમણીય અતિ રુચિર
ચળકતી દુહ્રરવની ઓ તરી
ફરકતી અનુકૂલ ગતિ ગભીર
ઝળકતી દુહ્રરવની ઓ તરી
સહજની સમીપ સામે તીર...
અતિ અધીર...

o o o

નીતરતે ડિલ હું તો ઊભી નાવણિયામાં
આઘેથી કોક બૂચકારે હોજી
ફલફૂડી જાત મારી ઓગળતી ફૂલ ફૂલ
જળને દદૂલ મને મારે હોજી

પાતળિયો પાવરો પેટો, સહેલી, જાણું
પણઘટ પધાર્યું પાણિયારે હોજી
સોના ઈંઢોણી રૂપા બેડલું રે બાઈ
મને મોતીએ મઢી છે મણિયારે હોજી

રૂંગું ચડે તો મને રોળે રવેશીમાં
ચાંદો ચૂંટીને અંધારે હોજી
ધમચી કરીને મને ઢોળે લીલોતરીમાં
ખાંડે છે મૂશળધારે હોજી

માટીના ઢેફામાં ધબકયું જોબનિયું
વંઠેલીને તે કોણ વારે હોજી

એમ કરી પાનબાઈ બોલે, ખલૂડીબાઈ
ડોકું ધુણાવે હોંકારે હોજી

o o o

પોપચાં સ્હેજ પલળ્યાં
ને તુલસીની પાંદડીઓ બની ગયાં
ઝીણી કિણખાબી ગંધ ઊઘડી છે
માંજરી આંખોમાં
ને મેઘરવો ઝર્યા કરે છે શરીરમાંથી
પૂછો, –શાથી?

ખરું કહું?
એ તો મને ય ખબર નથી –
કવિતા લખતાં લખતાં
ભારઝલ્લી પાંપણે
મેં તો કેવળ હથેલી જ અડકાડી હતી
મોરના અવાજની આશકા લઈને!

o o o

જળમાં ટમકે કીરકબૂતર
ટમકે સક્કરખોરાં
ચિનિકબાળ દ્રુમદાડિમ નીમતરુ
ટમકે બબુલ બિજોરાં

ફૂલકટોરા હળે છલોછલ
છલકે સગપણ મધનું
કરચલિયાળ કૂબામાં અજવાળું
આખા ય અવધનું

આજ શબરિયા
તોર ડગરિયા
યે પરદેસી મરદ કહાંસે આયો
કાહે મોર પીટે ઢિંઢોરા?

શ્યામ બદરિયા બરસે
મીઠાં બદરિફળનાં ફોરાં
નીતમ રૂડી રમે ખલૂડી
તરૂવર નવલનિચોરાં

o o o

પાણીની
સ્વચ્છ પૂતળીએ
ગર્ભમાં અગ્નિને ધારણ કર્યો છે

–જાણે ઉદરમાં ઊછરી રહ્યું છે
દેવકીનું આઠમું બાળ !

o o o

જળનું ટીપું ઝબકી ગળતી રાતે પૂર્ણવિરામ બને
ભાષા અંગિકાર કરું તો અમથું અમથું આમ બને
આકંઠ તરસના અધિપતિ શ્રી ભાવકજીના ચરણ તળે
પર્જન્યોની પાર કમળની પાંદડીઓ સુખધામ બને

o o o

# બે ગઝલ

## અશોકપુરી ગોસ્વામી

૧

સાવ સાદો દાખલો ખોટો થયો,
એક ડાઘો ભૂંસતાં મોટો થયો

જીતવું પણ હારના જેવું હતું,
આપણો જુદો નફો-તોટો થયો.

જન્મ પામ્યા કે જીવન પૂરું થયું,
જળની અંદર જેમ પરપોટો થયો

ક્યાં બુલંદી કોઈને કાયમ મળી ?
એક તારો એક લિસોટો થયો.

આપનામાં કાલ જે જીવતો હતો,
એ જ માણસ આખરે ફોટો થયો

*

૨

આમ તો રણ સમી હથેલી છે.
મેં નદીને છતાં ધકેલી છે.

હા, ચણોઠીથી તાપવાનું છે.
તાપણી ક્યારની ઠરેલી છે.

હું મને શોધવાને નીકળ્યો છું,
ટાંકણી રેતમાં સરેલી છે.

ઝંખના કર બરફના સૂરજની,
જિંદગી મીણની બનેલી છે.

હું ય મૂંગો છું, લોક બ્હેરા છે;
મેં ગમેલ એટલે લખેલી છે.

હું ગુનેગાર છું, હું કેદી છું,
મેં જનમટીપ મને કરેલી છે.

*

# અન્ડરગ્રાઉન્ડ

## વિજુ ગણાત્રા

હું હવે કવિતા લખતી નથી,
ઉપર ચડતા કારેલીના વેલાને જોયા કરું છું.
એનાં કાળાશ પડતાં ઘેરાં લીલાં પત્તાં
નવલકથાના યાદગાર અંશોના લીલા લેખ બનીને પડ્યાં છે
એ ઉત્કીર્ણ લિપિને સન્માનું છું,
બ્રાહ્મી લિપિમાં બાવળિયા ઊગ્યા હોય તો ય મને ખબર નથી.
પાછી ફરતી બસની આગળ ને આગળ
એક વાદળ દોડ્યા કર્યું હતું,
માઈલો સુધી વેરાયેલી ખંડિત મૂર્તિઓ
અધૂરી દંત-કથાના ઉદ્દગારો જ હતી કે શું?
મારા લકવા થયેલા જમણા હાથને
હવે સ્પર્શનો કોઈ અનુભવ થતો નથી
માખણ પાયેલા મુલાયમ શબ્દો છોભીલા પડે છે—હું ય.
છતાં ય
પથ્થરના ખંડિત હાથનું કંકણ
મને ભીના હોવાનું ભાન કરાવે છે;
બંધ આંખોને કેટલી સગવડ!
ગોઠણેથી તૂટી ગયેલો પગ જડી જાય છે
રૂપેરી ઝાંઝર રણઝણી ઊઠે છે
સ્કંધપ્રદેશ પર રેશમ લહેરાઈ ઊઠે છે
આંખોનાં બિડાયેલાં પોપચાં શરમાઈ ઊઠે છે
સંપૂર્ણ આભિજાત્ય સાથેનું મારું આ પ્રાગટ્ય;
અહો!
ક્યાંય તિરાડ નથી,
તો પછી ટાંકણું કેમ ચાલુ છે?
સુથારના રંધામાંથી હજુ છોલ કેમ નીકળે છે?
પદ્મિનીના પેટમાં ગોળી વાગે છે.

કવિલોક જાન્યુઆરી–ફેબ્રુ

શીશમહેલનાં અગણિત પ્રતિબિંબો ચિત્કારી ઊઠે છે,
હું હાંફું છું, હેઠા શ્વાસ બેસે પછી વાત ..
મને સામે મળતા દરેક માણસનાં નવાં વસ્ત્રો પર
એક સળ સુધ્ધાં નથી.
મારી પીઠ પરનું લાખું
મારી કાયાના રંગને એક રહેવા દેતું નથી;
નવાં વસ્ત્રો નીચેનો કોઢ મને જ કેમ દેખાય છે?
મને સામે મળતાં ખડેરો માણસ હોવાની વાત કેમ કરે છે!
હું એમનું નામ પૂછું છું તો પીઠ બતાવે છે,
પીઠ પર લીલા, લાલ કે કાળા અક્ષરોમાં
તેમનું નામ લખેલું છે
આજે અડધી રાતે જાગી ગયેલા બેબાકળા અરીસાએ
લીલાં, લાલ, કાળાં ઝાંમાં પોતાની પીઠ પર જોયાં;
સફેદ કબૂતરો ઉડાડું છું,
સફેદાવાળો કૂચડો પીઠ પર ફેરવું છું,
મખમલના ગાલીચામા પગ ખૂંપતા જાય છે,
ક્યાં ય સળવળ નથી,
કશું ય વળવળ નથી અને છતાં ય
બધું ગૂંચવાયેલું છે / ગઠ્ઠો થઈ ગયેલું છે;
ચોમાસાના આકાશને દમ ચઢ્યો છે,
સાત રંગનો ગળફો સડક પર પડ્યો છે,
ભડકાને પણ ભપકો હોય અને રાખને પણ રુવાંટી હોય/રોમાંચ હોય.
ખીણમાં પડઘો પાડવા ફેંકેલો શબ્દ
વાંસવનમાં સળગે છે,
માટીના કૂંડામાં લોહી સિંચ્યું છે એ ય ખરું
પણ આટલો લગાવ શા માટે!
सच कहूं, एक प्रकारका अलगाव महसूस करती हू, वह भी क्यों?
શાક લેતી વખતે ધ્યાન રાખું છું–
દાંડી મારા તરફ નમે.
પત્તાં વચ્ચે સંતાડીને રાખેલી સરની રાણીને

દેશવટો દઈ શકીશ ?
શોક્યના સંતાનને ચાહી શકીશ ?
શિલાલેખો પાસું બદલે પણ ખરા,
વાવનું લીલુંકાચ પાણી મેદાનોમાં વહે,
વૃક્ષોના કાનમાં કશુંક કહે.
કાલે કવિતા લખું પણ ખરી.
અત્યારે તો ઊભાં છે જંગલો અડાબીડ.
ભરચક શેરીમાંથી પસાર થતી રથયાત્રાને
ઊંચી મેડીએ ચડીને જોઉં છું.
ઓગળી જવા દો પગથિયાંઓને
પછી હું અશ્વત્થની જેમ કૃષ્ણ-કથા કહીશ.
હજુ તો મને સૂતક લાગે છે,
હું શેહમાં આવી જાઉં છું,
નણંદને મારો નવો સાડલો પહેરવાની ના પાડી શકતી નથી,
સસરાની આડે ઊતરતી નથી અને સાસુની સામે બોલતી નથી.
સોનાઈ ઢોણીનો ભાર છે,
શબ્દોને ક્યાં ધાર છે ?
ફટકિયાં મોતી અંધારામાં પરોવું છું.
ધબ ધબ ધબ ધબકારા સંભળાય છે,
ઘડિયાળના કાંટા પર લોહી ફૂટ્યું છે,
દેડકો ચીરવાનું ડિસેક્શન બોક્ષ મારા હાથમાં ધ્રૂજે છે,
એમોનિયાની તીવ્ર ગંધ મારા નાકમાં પ્રવેશે છે અને
ફટ કરતુંકને બારણું બંધ થાય છે...
ચંદન તળાવડી મારા માટે અકબંધ છે.
ચોખ્ખી વાત છે
દિવાસ્વપ્નો વધારે જોઉં છું.
અંધારા સામે અરીસો ધરતી નથી,
કારેલીને પીળાં ફૂલ આવશે તેની બારી ખોલી પ્રતીક્ષા કરું છું.
એ રેશમી પીળો રંગ મારી હથેળીમાં ઓગળે છે અને
નવી માટલીમાંથી ઝમતાં પાણીની જેમ

હું પીળું ઠંડુ વાતાવરણ બની જાઉં છું.
હાથ, પગ, મો વગરનો પીળો રંગ
ચપાકળીને ચૂંટી લે છે-
                    ડેડ લેટર્સના બંધ કવરમાં હું મહેકું છું.
આસ્ફાલ્ટની સડકો ક્રોસ કરતા શબ્દોને ધમકાવું છું,
ગુલમ્હોરની ટોચે સડસડાટ ચઢી જતી ખિસકોલીને શાણી કહું છું,
ગુલાબી ઠંડુ વાતાવરણ ભોયતળિયે ભરી
તાળાની કૂંચી કેડે લટકાવું છું ને લટકમટક ચાલું છું
મેં કહ્યું ને સલામતી ધારા હેઠળ
હું કોઈની પણ ધરપકડ કરી શકું છું!
કારેલીના પીળા ફૂલની વાત ચાલતી હતી..
એમ તો મને પીળું ગુલાબ પણ ગમે છે-
વચ્ચે પાછી ગુલાબી ગુલાબની વાત કરી લઉં
રૂપારામ-
    તેને નોકર કહેવો ગમતો નથી
    કારણ આકાશ ભેજવાળું હોય ત્યારે જ
    ઈલાયચીની સુગંધવાળી ચ્હાનો કપ
    એ ટ્રિપૅાય પર મૂકી જતો
    ચ્હાના કપની ઉષ્મા અને તેની આંખોમાં સામ્ય હતું..
આ તો મારી ધારણા બાકી
રૂપારામને કયો છોડ કેટલો ઊંડો છે અને
કયા મૂળિયા આગળ પથ્થર આવીને અટક્યો છે
તેની સાથે શી નિસ્બત?
એ કહેતો,
    'बहनजी मैं आपको हररोज गुलाब देता हूँ,
    आप उसे जूडेमे क्यो नहीं सजाती?'
ગુલાબી રંગ ઝમે છે, અંડરગ્રાઉન્ડમાંથી
આંખોમાં ઝળઝળિયાં આવે છે
લાર્જેક્ટીલથી ઊંઘ આવી જશે એમ માનેલું
પણ શબ્દો ચકડોળે ચઢ્યા છે,

પેટમાં ચૂંથારો થાય છે,
ચક્કર ખાઈને પડેલું મારું વાક્ય ડૉક્ટર તપાસે છે,
મારા ડાબા-જમણા ખભે સ્પિરિટની તીવ્ર વાસ આવે છે,
બાવળિયાની બે સૂળ વચ્ચેથી હું સીધું જોઉં છું :
' रूपाराम, ये साली लगाववाली बात समझमें नहीं आती '
' સીરિયસ કેસ છે...:
' ગ્લુકોઝના બાટલા ચઢાવવા પડશે...'
' એડમીટ કરો જલદી...'
કોઈ મને પૂછે છે, ' હું કોણ છું ? '
ઊંડી ઊંડી ખીણમાં ઊભી છું
પડઘા પડે છે : હું કોણ છું !
કોણ છું ?
છું ?
છું ?
છું !
પથ્થરોના પથ્થરો ગબડે છે,
કૂમળા છોડ દટાય છે,
લીલ પરથી લપસાય છે વારંવાર :
रूपाराम, अपनेको एक कप चाय पीला दो
कमसक्कर, कड़क !
કોણે ધાડ પાડી છે ?
હાડ ગળે છે :
હું કોણ છું ? કોણ છું ? છું ? છું ? છું ?
કોણ ? ણ ? ણ ? ણ ?
એક્શન...
રિએક્શન...
ઇન્જેક્શન...
કોણ ?
' હું ડૉક્ટર, પૂછ્યા વગર લાર્જેક્ટીલ લેવી નહીં '
ફરી પાછી હું જાતને ઓળખવા લાગી છું,

બે બારણાવાળી જગ્યા તે દરવાજો
આ મારો મનગમતો વોલપીસ,
કટપીસ ખરીદતા માણસોની ભીડ સાથે
મારે પણ કંઈક સંબંધ છે
સીંગર મશીન લેવાનું વિચારું છું.
લાલ દોરાથી રફૂ કરવું છે–
લાલ ખાબોચિયાનું
ચાંચિયાગીરી હું નહીં કરી શકું,
કાલિદાસ અને ભવભૂતિથી અભિભૂત છું,
સુંદરમ્–ઉમાશંકરને સન્માનું છું.
માનું છું એ ધવલશિખરોથી આકાશ ઊંચું નથી,
બેડીઓ તોડી નાસી ગયેલા કેદીની નિંદા કરવાનું હું ક્યારે છોડીશ?
છોલાયેલા શબ્દના વ્રણમાંથી પરુ ઝરે તો મને ગમે?
સત્તાહીન મારા શરીરમાં કોઈની બાઈનો આત્મા પ્રવેશે તો
હું પોળમાં પતાસાં વહેંચું?
રૂપારામ, તારા નિખાલસ પ્રશ્ન જેટલો નિખાલસ જવાબ મારી પાસે નથી
મારો ફોન પણ હું રીસિવ કરી શકતી નથી,
ધબ્બ દઈને મૂકી દઉં છું રીસિવર
પૂજ્ય મોટાના મૌનમંદિરોમાં મારા પડઘાઓ વેરણછેરણ પડ્યા છે
કારેલીને કારેલા બેસી ગયા છે
સાતસમંદર પારથી શબ્દે ઘોડો પલાણ્યો છે
रूपाराम, अपना क्या होगा?
सब गोगला हो गया है
एक चमत्कार कड़क चाय,
सूनता है?



(બહેન વિજુ ગણાત્રાનું અકાળ દુઃખદ અવસાન થયું તે પૂર્વે થોડા જ દિવસે તેમણે આ રચના કવિલોક માટે મોકલી હતી – તંત્રી)

# હું માણસ

દલપત ચૌહાણ

હું માણસ
લાઠી-પથ્થર-તેજાબ કેરા બલ્બ બનીને
રઝળું-રઝળું-રઝળું ચારે પાસ.
ઓળ ઝૂંપડાં-માણસ કેરાં મુંડ મુંડનાં લઈ નિશાનો,
ઝીંકુ ધારિયા, ભચરક, ભચરક... ખચ્ચાક ખચ્ચાક...
શ્વાસ કપાયા – શ્વાસ ટૂંપાયા,
શ્વાસ લપાયા – શ્વાસ છુપાયા.
ક્યારેક દોડું;
છરી – ગુપ્તી – તલવાર બનીને,
અધખુલ્લાં નિશાન બનીને.
ચિત્કારોની માળાઓ ગૂંથાયા કરતી – ચાલ્યા કરતી.
છેક છેવાડે દડતાં રહેતાં આંસુ !
ના રે એ તો લોહી દદડતું.
ના રે એ તો મોત થીજતું.
દૂર સુધી ધરબાયા કરતી ગીધો કેરી ચિચિયારીઓ...
ચિચિયારીમાં સળગે સૂરજ...ભડભડ સળગે.
તો ય અંધારું ઘોર, અંધારું ઘોર.
(હા માનવતાનું જ સ્તો.)
લોહીના રંગે કાળે તડકે – ફટાક ફૂટે શ્વાસ.
લ્યો રે કોઈ લાશ વેચતો માણસ તેની
લાશ લડે છે,
લાશ ખડે છે,
લાશ રડે છે.
લાશ વળી આ ખડખડ હસતી
ચીંધી આંગળી માણસને.
માણસ ક્યાં રે...? નથી માનવી.
માણસ ક્યાં રે...? નથી માનવી.
અનામત – સલામત – ધર્મધજા – કર્મકાંડનાં કુંડ ભરાણાં.

કમાય લાશો.
કમાય હાથ-પગ-હૃદય-કુંડમાં,
માનવ કેરાં મુંડ કમાયાં.
ધર્મ નામ મહી માણસ કેરાં લોહી કમાયા
આ કોલાહલ બસ... કોલાહલ ..
લોહી...પથ્થર – આગ – તેજાબ – ગોળીનો ઘઘરાટ,
રાતને લૂટે.
ને હજીમ બનું ૩૦૩ લશ્કરની.
લશ્કર લઈને દોડે વાડ ગામની.
કસ્બા – શહેર – શેરીની ગલી ગલીને ઢસડી જાતું
માણસ નામે લાશ (સમયની)
ધરરર...ર...ધરરર...ર ધરરરરર...
રસ્તા દોડે ટ્રક બની લશ્કરની
ઘઘરાટીમાં રહી દીવાલો સતત ધ્રૂજતી ..સતત ધ્રૂજતી.
માનવતાની કબર ઉપરે .. •

---



---

## કવિલોક ટ્રસ્ટને મળેલાં નવાં દાન

| | | |
|---|---|---|
| ૧. બલવંત કે. પારેખ ફાઉન્ડેશન, મુંબઈ | રૂ | ૩૦,૦૦૦–૦૦ |
| ૨. ભૂરાભાઈ લલ્લુભરામ પરીખ | રૂ. | ૩,૦૦૦–૦૦ |
| ૩. જયંત પારેખ, મુંબઈ | રૂ. | ૫૦૦–૦૦ |

## એ એકલી જ

### ઉશનસ્

એ એકલી જ નિજ ઝૂંપડી પાસ ઓટલે
બેઠી હતી સહજ, નિત્યની ટેવ, એમ:
ઓછે જ વસ્ત્ર ઘરની નીકમાં ઝબોળી
ન્હાની, કશી પ્રથમ ઉદ્ભવી વીચિમાળમાં
ખોવાયલી; નીકતટે અડી ઊગી નીકળ્યા
કો વન્ય છોડ સરખી, જ્યહીં ન્હેલી વારકાં
ફૂટ્યાં અજાણ ફૂલ બે; શું શકુંતલા કો ?
કે લ્યૂસી શી ? કર વડે મૃગ ખંજવાળતી;
એ ઓટલો કહેણ કાનનપ્હાણ તાછડો;
કો ખાપ શું વહી જતું ઝરણું જ, નીક એ,
જ્યાં એ જુએ નિજનું પુષ્પિત બિંબ, યોગમે
સંદર્ભ વન્ય અખિલાઈભર્યો ભૂલી જે;
હું ગોપ, જોઈ રહું : ધેન-ધરાની ડોકમાં
પંપાળતો લબડી ગોદડી પ્હાડીઓની.

*

## ઘર

### વિપિન પરીખ

એક દિવસ તેં કહ્યું હતું :
'ચાલો, આપણે એક ઘર બનાવીએ,
આપણા બે જણ માટે જ; નાનકડું, સુંદર
તમને ને મને ગમે તેવું.'
એક ઈંટ તું લાવી હતી
એક ઈંટ હું પણ લાવ્યો હતો.
લોકો પૂછે છે :
'પહેલી કાંકરી ખરવાની શરૂઆત ક્યારથી થઈ ?
ભીતને પહેલો ધક્કો કોણે માર્યો ?'
તને યાદ છે ?

## ગઝલ

### સંજુવાળા

અશ્વમેધી અણગમાની રક્તવર્ણી છાવણી
સાંજનો પર્યાય થઈને દુર્ગ સામે હણહણી.

શ્વાસ હરદમ આપણા સંબંધ જેવો શુષ્ક ને
ફેફસાંમાં ટળવળે ભરચક હવાની લાગણી.

એક અમથી દેવચકલી ચોકમાં આવી ચડી,
દ્વાર સૌ ખૂલી ગયાં ને દોસ્ત તેં ચૂંટી ખણી.

ક્યાં કશો છે અર્થ એના વૈભવી હોવા વિશે,
હસ્તરેખા નીવડી જન્મોજનમની વાંઝણી.

હે વિષાદી દેવ ! તમને આણ છે અવસાદની,
બે ઘડી છલકે ભલે રંગો હૃદયમાં ફાગણી.

તે હજુ પડઘાય છે અંતઃસ્થલે ઘટના બની,
ઉપવને ટહુકા સમી જે ગઝલ તેં ગણગણી.

## ગઝલ

### મયંક આઝા

ભીતર કશુંક ખાળું, ત્યારે ગઝલ બને છે,
ભીતરને ક્યાંક ઢાળું, ત્યારે ગઝલ બને છે.

ક્યારેક મારી અંદર ઊડતાં પતંગિયાંને
પાંપણ ઉપર પલાળું, ત્યારે ગઝલ બને છે.

કાગળની હોડીઓમાં તરતાં મૂકેલ સપનાં
ડૂબી જતાં નિહાળું ત્યારે ગઝલ બને છે.

ચપટી ભરીને મારા ખાલીપણાનો દરિયો
કાગળ ઉપર ઉછાળું ત્યારે ગઝલ બને છે.

ક્યારેક હું જ મારાં પગલાંઓ શોધવાને
રસ્તાની રેત ચાળું ત્યારે ગઝલ બને છે.

## ગઝલ

### સ્વ. હિમાંશુ જાની 'બાબુલ'

સાવ સૂની સ્હેજ ઝુકી લાગણીની ડાળ પર,
પંખીઓ કલરવ કરે છે દૂર બેઠા પાળ પર.

આ સઘન અંધાર ટબકે તારલાઓ આભ પર;
કોણ અજવાળું હશે, મુજને મળી મારા વગર?

અંતરે અડક્યા કરે છે દૂરના એ સૂરમા,
કોણ પડઘાયું હશે મનમાં અકળ તાગ વગર!

સાવ સૂની સૂસવે છે જિંદગીના આ સફર,
આગિયા સમ કોણ ઝબકે મૌનના આકાશ પર?

હું પ્રકાશિત થૈ નથી શકતો, સૂરજને છે ખબર;
કોના પડછાયા ફરે છે કોઈના હોયા વગર!

કોઈના હોવા વિષે મારા ઉપર આ રણ ઉપર
મૃગજળો ફરતા રહે છે જિંદગીની રેત પર.

આ તરંગિત તરબતર મનને નથી તેની ખબર:
* ક્યાં હશે! ક્યારેક મળશે?-કોઈ મનનો રાહબર!

* (આ રહ્યો મુજને મળ્યો મારા જ મનનો રાહબર!)

## તક મળે પણ

### ગુલામઅબ્બાસ 'નાશાદ'

વાતને વણસાવવાની તક મળે પણ,
શહેરને સળગાવવાની તક મળે પણ.

શબ્દને પણ રાજકારણ શીખવીને,
લાગણી પંપાળવાની તક મળે પણ

મૌન બેસે આ સમજદારોની વસ્તી,
અર્થને લંબાવવાની તક મળે પણ

આયના જેવી જ કૈં તરડાય અફવા,
બિંબને ઉંફાવવાની તક મળે પણ

બંધ મુઠ્ઠીમાં ભરો કીચડ સમયનો,
હંસને ખરડાવવાની તક મળે પણ.

રક્તના બે બુંદ દો "નાશાદ" આજે,
સત્યને ફણગાવવાની તક મળે પણ.

# જિંદગી

## ફિરોઝ કાઝી

જિંદગી મારી જ મુજથી એમ કંઈ બેધ્યાન થઈ,
ઘેર આવું છું હું મારા, આજકલ મહેમાન થઈ.

મૂળ તો ઇચ્છા હતી કે તટ સુધી છે પહોંચવું,
થઈને મોજું ના, તો ચાલો પહોંચીએ તોફાન થઈ.

જિંદગીને જો સમજવી હોય, તો યે થાય શું ?
થઈ અહીં જીવન મળે, તો ત્યાં વળી અવસાન થઈ.

માનવીની સૌ વિફળતાનાં છે કારણ ફક્ત બે,
ક્યાંક થઈ સંજોગ પ્રગટે ક્યાંક એ ભગવાન થઈ.

જિંદગીના સૌ પ્રસંગો કંઈ ને કંઈ તો જ્ઞાન દે,
ક્યાંક એ સન્માન થઈ, તો ક્યાંક એ અપમાન થઈ.

શી ખબર આ જિંદગીનો માર્ગ ક્યાં લઈ જાય છે ?
પારણામાંથી ઉઠાવી, પાસના સ્મશાન થઈ.

# રબારી જાય છે

## મનીપ પરમાર

એક ડચકારે ભરેલી સીમને હાંકી રબારી જાય છે !
અંધકારોની પછેડી તારલે ટાંકી રબારી જાય છે !

રોજ જંગલ એટલું ઘૂમે, ભરાતો પ્હાડ પગલાંથી સતત,
સાંજ સુધી પ્હોંચવામાં કેટલું થાકી રબારી જાય છે !

કેટલી આંખો બરાબર ગોઠવાતી બ્હાર પગરવ સાંભળી ?
ને પ્રતીક્ષામાં બધાંને ક્યાં મૂકી બાકી રબારી જાય છે !

કોઈ પગલું ઝૂરતું કાંઠા ઉપર છોડી, અને સ્થિતપ્રજ્ઞશો,
આ નદી-ઝરણાં-તરસ-પથ્થર બધું તાકી રબારી જાય છે.

આમ એની જિન્દગી પથરાયલી પ્હાડો ઉપર, ઢોળાવમાં,
ઘર તરફ એકેક લીલા ઓરતા આંકી રબારી જાય છે.

## ભરવરસાદમાં

### નીતા રામૈયા

મારામાં રહેલ બાળક
શોધે છે
ભરવરસાદમાં
છુમ્મક છુમ્મ ઝુમ્મક ઝુમ્મ થાતું ઝાંઝર.

મારી આસપાસ ભરાયેલાં
વરસાદનાં પાણીમાંથી
રસ્તો કરતા
મારાં પગ સાથે અથડાય છે
ઢીંગલીનો છૂટો પગ,
દોરડીનું સિંહાસન,
તૂટેલા ઉંબરાનો ખૂણો,
પડુંપડું થતાં ઘરને ટેકવેલો લાકડાનો થાંભલો,
ગોથાં ખાતું ગલૂડિયું.

મારામાં રહેલ બાળક
શોધે છે
ભરવરસાદમાં
ઢીંગલીનું રજવાડી રૂપ,
પ્રસાદમાં મળતો પેંડો,
ઉંબરે રાખેલી લખોટી,
રાજકુમારનો જાદુઈ મહેલ
અને
ગલૂડિયાની માને.

છુમ્મક છુમ્મ ઝુમ્મક ઝુમ્મ થાતું ઝાંઝર
ભરવરસાદમાં
શોધે છે
મારામાં રહેલ બાળકને.

] કવિલોક જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૮૯

## વર્મોન્ટનાં વન

### પ્રીતિ સેનગુપ્તા

જુઓ, પ્રસરતી રહી ક્ષિતિજ-રેખને ભાંગતી
પદાવલિ ચતુર્દિકે ગિરિ તણી, વળી લાવતી
ઘન-ગગનને કને, હરિત રંગ આચ્છાદને
કરે જગત ગ્રીષ્મનું મુદિત ચિત્તને, નેત્રને.

અબાધિત સરોવરે પ્રચલ ઊર્મિ જાગે શમે,
સુનીલ નભ ઝૂકતું, પ્રખર સૂર્ય સંતાપતો,
અધીર ઋજુ વાદળી જળ તણે અરીસે રમે,
સરે તરણિ લાસ્યથી, મલય નિત્ય ઉલ્લાસતો.

અરણ્ય વિચરે મૃગો ભય વિના, વહે ગોપને
–રહે રણઝણી છતાં ઝરણું લીલયા કાનને;
હવા સ્મિત શાંત ને ગહન-ગીચ વીથી મહીં
ચિરાગત સખી સમી અનિશ આવકારે અહીં.

મનોહર, અગાધ ને સઘન, ગાઢ છો આ વનો–
રહ્યાં વચન પાળવાં, સમય અલ્પ વિશ્રામનો.*

(વર્મોન્ટ – અમેરિકાનું ઉત્તર-પૂર્વનું એક રાજ્ય)

* રૉબર્ટ ફ્રોસ્ટના 'સ્ટૉપિંગ બાય વુડ્ઝ...'ની અંતિમ પંક્તિઓનો અનુવાદ.

## ગઝલ

### હિંમત રાઠોડ

શબ્દને અડકતા બારણું નીકળે,
એ પછી સામે જ ઘર આપણું નીકળે.

હું મને શોધવાં નીકળું છું બધે,
બિંબમાં તારું હોવાપણું નીકળે.

એ ઘડી આંસુઓ કેટલાંયે હતાં,
ને પછી આંખમાંથી કણું નીકળે.

# હાઈકુ

સ્નેહરશ્મિ

૧

ASLEEP WE QUARRELLED...
AWAKE I SEE YOU
SINGING!

नींदमें लडे
हम...जागते पाऊँ
गाते मैं तुझे।

ઊંઘમાં લડ્યાં
આપણે...જાગી જોઉં
ગાતી હું તને!

૨

MORNING: A PAIR OF DOVES
PLAYING HIDE-AND-SEEK
AMIDST FALLEN LEAVFS.

झडे पत्तों में
खेलते परेवा दो
आँख-मिचौनी.

ખરેલાં પર્ણે
પરોઢે પારેવાં બે
રમે સંતાકૂકડી.

3

BEYOND THE HORIZON
SANK A SHIP...
SEA-LINE IS RESTORED.

क्षितिज पार
डूबा जहाज...रेखा
फिरसे जुडी.

ક્ષિતિજ પાર
ડૂબ્યું વહાણ.... રેખા
ગઈ સંધાઈ.

૪

AT THE BACK OF
ROYAL COUPLE'S PORTRAIT
A LIZARD CATCHING PREY!

राजारानी के
चित्र पीछे छिपकली
करे शिकार।

રાજારાણીની
છબી ઓથે ગરોળી
કરે શિકાર!

## ૫

O BIRDS!
THE SUN IS SETTING,
BID HIM A SILENT FAREWELL!

अरे पंखियों !
डूबता सूर्य ! देना
मौन बिदाई।

અરે પંખીડાં !
ડૂબે છે ભાણુ ! દિયો
મૌને વિદાય !

## ૬

SNATCHING FROM THE EARTH
HER COLOURS, THE EVENING
VANISHES IN THE DARK.

लेकर रंग
पृथ्वीके, संध्या गई
तम में छिप.

લઈને રંગ
પૃથ્વીના, જાય સંધ્યા
તિમિરે છૂપી.

## ૭

NOW THAT YOU ARE SINGING
PLEASE GO ON,
I'LL ENJOY IT FROM YONDER!

गाने लगी तू,
गाते रहना ! सुन
लूँगा वहाँ से !

ગાવા માંડ્યું તેં,
ગાતી રે'જે ! માણીશ
હવે હું ત્યાંથી !

## ૮

EVEREST IS UNDER MY FEET...
WHERE MAY I
STEP NEXT?

एवरेस्ट तो
पग तले...कदम
कहाँ बनाऊँ !

એવરેસ્ટ તો
પગ નીચે.... પગલાં
હવે ક્યાં પાડું ?

૯

THEREFROM IT EMANATES
THEREIN IT LIVES,
IN IT IS ITS NIRVAN.

वहां से आया,
उसी में रहे, वहीं
उसका निर्वाण.

ત્યાંથી એ આવે,
તેમાં રહે, તે મહીં
એનું નિર્વાણ.

૧૦

STAYING OVERNIGHT
IN THE INN, A TRAVELLER
DEPARTED UNKNOWN.

धर्मशाला में
रात बिता के गया
पंथी अज्ञात.

ધર્મશાળામાં
રાત ગાળી પ્રવાસી
ગયો અજાણ્યો.

૧૧

A MOON-LIT NIGHT,
A FRAGRANT NIGHT-FLOWER
SWELLS THE SWAN-SONG.

चांदनी रात,
रातरानी, बहे है
वाँ हंसगीत.

ચાંદની રાત,
રાતરાણી, બોળાય
ત્યાં હંસગીત.

(તાજેતરમાં પ્રકટ થનાર ત્રિભાષી હાઈકુસંગ્રહ
'સનરાઈઝ ઑન સ્નોપીક્સ'માંથી)

× × ×

## ઈશ્વર

**મોહમ્મદ અલવી, અનુ. જયન્ત પરમાર**

મને એનું દુઃખ છે
કે મેં તને
આજ સુધી કેમ ના ઓળખ્યો?
ઈશ્વર! હે ઈશ્વર!
હું સમજતો હતો કે તું
નિર્દય છે જે
મારા પર અત્યાચાર વરસાવે છે!
મને એ ખબર જ ન હતી -
કે તું પણ
દુઃખી છે!
એકલો છે!!
હું અને તું
એક જ આગમાં સળગી રહ્યા છીએ!!

(કવિતાસંગ્રહ 'આખરી દિનકી તલાશ'માંથી)

# દેશનિષ્કાસિતનું પુનરાગમન

જ્યોર્જ સેફેરિસ
અનુ. પ્રસાદ બ્રહ્મભટ્ટ

'વૃદ્ધ મિત્ર, શું શોધી રહ્યા છો તમે?
તમારા સ્વદેશથી સુદૂર
પરદેશમાં વર્ષો ગુજારી
વિદેશી આકાશ તળે ગ્રહણ કરેલ
પ્રતિમાઓ સાથે આવ્યા છો તમે'
"હું શોધું છું મારો જૂનો ઉદ્યાન;
વૃક્ષો પહોંચે છે કેવળ મારી કમરે,
ટેકરીઓ દીસે છે અટારીઓ સમ નીચી;
કિંતુ હું જ્યારે હતો શિશુ
ત્યારે ત્યાં તૃણ પર
મહાન છાયા હેઠળ રમતો'તો
ને કલાકો સુધી ઢોળાવો પર
રોજ દોડી જતો'તો."
'મારા વૃદ્ધ મિત્ર, થોભો ઘડી,
થોડી વારમાં ટેવાઈ જશો એ બધાથી તમે.
તમારા પરિચિત ટેકરીઓના રસ્તા પર
સાથે મળી આપણે આરોહણ કરીશું,
ને તળેટીનાં વૃક્ષોના ગુંબજ હેઠળ
સાથે મળીને આપણે કરીશું વિશ્રામ.
ધીમે ધીમે તમારી પાસે પાછા આવશે
તમારાં ઢોળાવો ને ઉપવન.'
"હું શોધું છુ મારું જૂનું મકાન,
ઊંચા ઘટાદાર વૃક્ષથી છાયાચ્છાદિત
ઊંચી બારીઓવાળું મકાન,
અને શોધું છું પેલો પુરાણો સ્તંભ,
ખલાસીનો સીમાસ્તંભ.
હું કેવી રીતે આવી ચડ્યો આ કુટીરમાં?
છત તો છે મારા ખભાથી યે નીચી
અને ગમે તેટલું દૂર હું જોઉં
માણસોને જોઉં છું ઘૂંટણિયે પડેલા,
તમે કહેશો કે તેઓ કરે છે બંદગી."
'મારા વૃદ્ધ મિત્ર, તમે સાંભળી શકતા નથી મને?
થોડી વારમાં ટેવાઈ જશો એ બધાથી તમે.
તમારી સન્મુખ આ રહ્યું તમારું મકાન.
અને આ દ્વાર પર જ હમણાં ટકોરા મારી
આવી ચડશે તમારા મિત્રો ને સ્વજનો
તમને ઉમળકાથી સત્કારવા.'
"તમારો સ્વર શા માટે છે દૂર-સુદૂર?
તમારું મસ્તક થોડું ઊંચું કરો
જેથી હું ગ્રહી શકું તમારા ઉચ્ચરિત શબ્દો;
કેમ કે જ્યારે તમે બોલો છો
ત્યારે દીસો છો નાના ને નાના થતા
જાણે તમે ખૂંપી રહ્યા હો જમીનમાં."
'મારા વૃદ્ધ મિત્ર, થોડો વિચાર કરો,
થોડી વારમાં ટેવાઈ જશો એ બધાથી તમે.
તમારી તીવ્ર ગૃહઝંખનાએ તમારે માટે સર્જી છે
કાનૂનમુક્ત અસ્તિત્વવિહોણી ભૂમિ
પૃથ્વી ને માનવની પેલે પાર.'
"હવે કશું જ સંભળાતું નથી મને–
ધ્વનિ પણ નહીં.
મારો આખરી મિત્ર પણ ડૂબ્યો અને ગયો.
કેવું વિચિત્ર છે એ, વખતોવખતનું
સહુ તરફનું આ સમથળીકરણ:
હજારો દાતરડાં-વહતાં રથો
પસાર થાય છે અને કાપે છે અહીં."

('The Return of the Exile'નો અનુવાદ)

–ભૂલવા માટે શિશુ ય થવું પડે,
ને ખોળવા માટે ખોવાવું ય પડે–

•

આવો આવો, પૃથ્વીપાણીતેજનભવાયુ
નાનકડા હાથ કરી ઊંચા
કાલા કાલા બોલે બોલાવુ :
પકડો મારી આંગળીને
મારી આશાને – પાંગળીને
દોરો ભાવિ ભણી મારી પગલીને
હવે હું પુનઃશ્ચ શિશુ
તમારી સર્વોપરિ ધારક ધજાની છાયાને
ખોળે આળોટું, ખેલું
–હાયાને
સ્નેહશુદ્ધ થવા માટે ભલે થોડું થવું પડે મેલું–
એ વિના તો
મળે ક્યાંથી ગોકુલનું ગારલીપ્યું બારણું !
મળે ક્યાંથી વટપત્રપુટતણું પારણું !

•

## ગીત

### નંદિતા અધ્વર્યુ

વાંસળીની માંહ્ય અમે ફૂંક્યો પવંન
એ તો તૂફાન બની છાયો ગગંનમાં...
ઘેલું ગોકુળ, બન્યું બ્હાવરું તે બરસાના,
ડોલ્યાં કદંબ આખા વંનમાં.. વાંસળીની૦

એક એક વીંધ થકી વહેતી સરવાણીઓથી
ગૂંથાતા સાવ નવા રાગ,
કેસરિયા સૂરોની મધમધતી ધારાએ
ખેલાયા લાખેણા ફાગ,
આખું આકાશ છાયું સાત સાત રંગે
ને એનો ઉમંગ મારા મંનમાં.. વાંસળીની૦

ખીલ્યા તે ફૂલડામાં ગાતી સુગંધ,
એની મ્હેંકમાં ય લાગણીનો રંગ,
વાંસળીના સૂર જેમ વહી જાય એમ
ક્યાંય દૂર દૂર વાદળીની સંગ,
રમણે ચઢેલ આજ જમનાના નીર
એનો ઊછળે ઉલ્લાસ મારા તંનમાં... વાંસળીની૦

# સ્થિતિ

## મદનકુમાર અંજારિયા 'ખ્વાબ'

એક અપૂજ શિવાલય-શા વીતકનો જીર્ણ તબક્કો લઈને;
ઉડણ-ખાટલીમાં ફસડાઈ પડ્યો ડૂમાનો હુક્કો લઈને!

એક હતો હું-ની સાચુકલી દંતકથા સાંભળવી છે કે?
જ્યો 'તો એવું પૂછ્યાનો રુક્કો, અગાટ રુક્કો લઈને!

બેસ ચીંથરેહાલ ઝરકશી જામા પહેરી, લાગો લેવા!
'હાય! હવે શું કરવું!'–ઇત્યાદિ કહેવાના હક્કો લઈને!

'હું' ઉર્ફે હારેલ વિજેતા, જુઓ, ઊપડ્યો ધૂઆંપૂઆં!
–મંથર ચાલે, નતમસ્તક ને ઉગામેલો મુક્કો લઈને!

જીર્ણોદ્ધાર થયાની પીડા ખમી-ખમી. ખંડેર કરાંજે!
દૂર એક શિલ્પી ઊભો છે એક શિલ્પનો ભુક્કો લઈને!

# મેઘાલોક

## વિનોદ અધ્વર્યુ

'આષાઢસ્ય પ્રથમ દિવસે'...
મેઘની યાદ મ્હેંકે,
કે વીતેલાં શતકકણી આ પારથી મોર ગહેંકે,
રેલાતો શો હૃદયહરતો ભવ્ય ભીનો મલ્હાર!
સૂરે સૂરે સજીવન થતાં લુપ્ત રમ્યો અપાર.

જાગે, જાણું, નિજ ગતકથા!
શૈશવે-યૌવને જે માણેલી તે
મુગધરસિકા સૃષ્ટિ...
આજે સહેજે ઊઠે જાગી!...
પુનરપિ લહું પૂર્વ કેરી પ્રતીતિ.
'ક્ષિપ્રાવાતા...'
'વિરલ વિદિશા...'
'વ્યાકુલા વા સુપ્રીતિ...!'

સંકેલાતા સમયની બજે ઝાલરી...
શાન્ત રમ્ય...

સન્ધ્યાકાશે ઘનપટહનો નાદ...
ઊંડો... અગમ્ય...!

ધીરો ધીરો ગહનગભીરો મંદ કો છંદ બાજે!
ગોરંભાતો ગગનભરતો મંદ્ર નિર્ઘોષ ગાજે!

આષાઢસ્ય પ્રથમ દિવસે...
વ્યોમે ભોમે લહું પ્રસરતો નીતર્યો શો ઉજાસ!
રેલે ભીનું ઉધર ભૂમિમાં શુભ્ર ઉત્ફુલ્લ હાસ!

## બે ગઝલ

### મનહર મોદી

ગયા વર્ષો હવે આવ્યા – અને આઘાત ચાલે છે,
સવારે કોણ જાણે કેમ એવી વાત ચાલે છે !
ઘણી વેળા મને થઈ જાય કે મારા ઉપર પડશે,
અચાનક આંખમાં ઊગીને કેવી રાત ચાલે છે !
બને તો એમને કહેજો કે ખુશ્બો ધ્યાનમાં રાખે,
બગીચામાં બધા ફૂલોની હમણાં ઘાત ચાલે છે
શરાબી કેટલું લથડે તો સારુ લાગશે અહીંયાં ?
સુરાલયની સભામાં આજ આ પંચાત ચાલે છે
હકીકતના બધા દરવાજા તાળું શોધવા લાગ્યા,
કોઈ ઊંઘી ગયું છે એનો પ્રત્યાઘાત ચાલે છે

*

સ્વપ્ન આંખોમાં અચાનક ઊછળે,
આપણે બે – એની છાલક ઊછળે
છે છલોછલ જામ તો ક્યાં બાત હૈ !
ઊર્મિઓ બીનું ને ભરચક ઊછળે
મેં કશું પૂછ્યું નથી ને તે છતાં
એ કહે છે ઊંડે ધક ધક ઊછળે
મોત શું છે ? જિંદગી શું ? પ્રેમ શું ?
કાચના ટુકડાઓ અઢળક ઊછળે
ભૂલ થઈ છે એમ બોલાઈ જતું,
કોઈ જ્યારે મારી માફક ઊછળે
છે સમય દરવાજે મારી રાતનો,
એમ હું બોલું ને ટક ટક ઊછળે
આટલી સુંદર ગઝલ કોણે લખી ?
મારી અંદર એક ભાવક ઊછળે

## ક્યાં છે ?

### ભરત વીંઝુડા

તારા ભાવક શી રીતે મારા લાગ્યા છે ?
તુલસીદાસ પૂછે કે આનંદ બક્ષી ક્યાં છે ?
ક્યાં છે આંખ મહીં કોઈ ચીતરેલું સુખ પણ ?
ચારે બાજુ કોરાકટ પરદા રાખ્યા છે
સંખ્યાબંધ ઘડિયાળો વચ્ચે બેઠેલા
ઘડિયાળીને પૂછી જુઓ, શું વાગ્યા છે ?
દરિયા સુધી વહી જતા આ જળને પૂછો,
ક્યારે ક્યારે તમને બે કાંઠા વાગ્યા છે ?
શબરીએ ચાખ્યા છે સાચા બોર હમેશાં,
બોર રામજીએ કેવળ મીઠા ચાખ્યા છે

## ઊંચે સતત

### ભરત વીંઝુડા

ઊંચે જઈ રહ્યા છે હજી પણ ઊંચે સતત
એક એવું ઘર છે જેની હજી પણ ન આવી છત
રસ્તા કદાચ ખોટી દિશામાં જતો રહ્યો
આવી શકે છે તેમ છતાં ત્યાંથી ક્યાં પરત ?
ટીપે ટીપે બરફમાં સમાતું રહ્યું છે જળ
જળ ધીરે ધીરે ધીરે થતું જાય છે સખત
દુષ્કાળમાંય કોઈને ચાહી શકાય છે
આવી ન પ્રેમમાં જ કદી ઓટ કે અછત
મનમાં અનેક વાર મીટાવી દીધું જગત
એના જ અંશરૂપ મરી જાઉં છું ફક્ત

# એ જ મને સૂઝેલો સ્વધર્મ

## ચંદ્રકાન્ત શેઠ

૧

આજે કશો તૂટું છું.
વ્હેરાઉં છું હું બે તટેથી !
આ તે કેવી તાણ ?
તલ તે તણાતું જાય !...
હોડી એક આવી,
ધુમ્મસનો હોઉં એમ, મારામાંથી સોંસરી પસાર થાય...

હલેસાંને હાલવું કબૂલ નથી,
વળવું સુકાનને કબૂલ નથી !
ઊગતો સૂરજ,
મારાં પોપચાંના ભારથી દબાય,
ચઢતો દિવસ,
મારી છાયા તળે કેટલો ભીંસાય !...
મારી સામે આજ મારી હસ્તીનું તોફાન તંગ જામે;
ખાલી મારા હાથ,
ક્યાંય કિનારો ના પામે !
કેટલો ઓથાર આજ મારામાં ચિક્કાર !
સ્વપ્નોને ય આગિયાની જેમ જરા
ઝબૂકી લેવાની અહીં મોકળાશ નહીં !
સૂરને ય રાગે કોઈ
વળવાની–ઢળવાની નમણાશ નહીં !
મૌનના આઘાત જેમ બધું અહીં શાંત !
માટીના જે પગ, તે ય માટીમાં જ ઠર્યા !
તૂટેલાં આકાશ જોઈ ખગ પાછાં વળ્યાં !

ભય કશો ઊઠે આજ બંધિયાર મને !
ઊંડે ઊંડે એ જ મને દમે !

શા કા ડોક પગની પાનીમાંથી પ્રવેશી,
    નસે નસે વિષ કશું દમે !
અવાજની ધાર મારી કેટલી કઠોર !
કોને મારો મત્સ્યવેધ કરવાનો તોર !
    ટીપે ટીપે કોઈ મને ટપ ટપ ટોચે
    કોઈ મારી માટીને મારામાં રહી કોચે !

ક્ષણેક્ષણ ખરવાનું ચાલે – નિરુપાય !
મૂગા મૂગા ડૂબવાનું ચાલે – નિ:સહાય !
હું તો શો લાચાર બની હેરી રહું
        મારે નહીં વશ, એવી મારી વક્ર ગતિ !
હું તો રહું ચોંકી અરે, મારામાંથી જાગેલી તે
                આવી રે ઉદ્દંડ ક્યાંથી રતિ ? !
મારો પિંડ દેશકાળે ખેંચાતો ખૂંદાય !
વલોવાતી માટી મારી,
    વલોવાતું મન,
    નિ:સાર એક ક્રિયાનુંયે કેટલું વજન !

૨

કોઈ મને અંદરથી ચેતવે સતત
    “ભાગ, પાછો હઠ !
    અજાણી આ ધરતીમાં
                ભરતો ના ડગ
    પથ્થરોમાં હળ તારું તૂટી જશે,
    સાવ ઢીલું દોરડું છે છૂટી જશે
    તારે આમ ચોકઠામાં ઢળવાનું હોય નહીં,
    ચાર ચાસ વચ્ચે તારે ઝૂમવાનું હોય નહીં
    દેખ, એ ક્ષિતિજ પાર,
    ઊડ, એ આકાશ પાર,
    પાયા ભલે હોય તારા માટી મહીં,
    ચાર માત્ર ભીંતો આડે સ્વર્ગ તારું હોય નહીં

મૂળ ભલે માટીમાં તું નાખે,
માટી ઓઢી પોઢવાનું હોય નહીં તારે.

વ્યોમ તારી ઘટા માટે ઝૂરે
ઊડ, તારી ડાળીઓ પ્રસાર.
આવવા દે પાન, ફૂલ, ફળ,
બેસવા દે પંખીને સકળ,
ટહુકવા દે, ઊડવા દે,
ખેલવા દે લ્હેરખીની સાથે તારા મનને તું.

નાખ, ઊંડાં મૂળ,
રાખ તારા થડને ટટાર,
ફૂલ આવે ત્યારે નહીં રૂહેતો બેદરકાર !

તારે ઘણી પાનખરો ટકવાનું છે.
ઘણું ઘણું ખેરવીને ખીલવાનું છે.
તને મળ્યો ઘટ,
તારો ઘાટ ક્યાંક હશે;
ઊઠ શોધ, ઘટને તું છલકાવ રસે,
તારામાં તો ઝાંખ,
ક્યાંક તારી તૃષા ઠારે એવુંયે કો પેય હશે.
ક્યાંથી આવે રસ તારો ?
કેમ બધે વ્યાપે ?
ખુલ્લી આંખે ખોજ,
ખોજ ઊંડે બંધ આંખે.
રસનો પ્રકાશ ક્યાંથી અનાયાસ સ્ફુરે ?

રસ દેખ. રમ્ય આંખે
જલને ઉજાશ કશો ઝગે !
બંધ હોઠે, માધુર્યના ભાવે કશો
મરક મરક થતો તગે !
ક્યાંક કો સંકલ્પદૃઢ ગતે એનો છંદ,
ક્યાંક કોઈ સ્નેહગૂઢ સ્પર્શે એનો સ્પંદ !
ક્યાંક કોઈ તાજા પર્ણે લીલાછમ લાવણ્યે એ સ્રવે !
એ જ પેલો રસ કોઈ વાદળીની છાયામાંથી ચૂપચાપ દ્રવે.

ક્યાંક કોઈ અદ્રિશૃંગે ગૌરવે એ ઊડે,
ક્યાંક કોઈ પાષાણી તળેથી એની સરવાણી છૂટે.
એ જ રસ એકાંતે શો પ્રતીક્ષાપ્રદીપે સ્થિર લસે
ઇન્દ્રિયોના ગોખે ગોખે એની આભા રૂપ કશા રસે!
ખંખેરી નિરાશા,
ખોલીને પંખાળી આશા;
સમાહિત ચિત્તે,
સૃષ્ટિનો પ્રકાશ તને થાય છે પ્રત્યક્ષ કઈ રીતે?
– પામ સમસ્ત સંવિતે"

3

ઊડે એક સંચરતી સ્મૃતિ મહીં,
સ્નેહભીની સ્વચ્છ એક કૃતિ મહીં,
અણુધારી મર્મભિદ્ ચમત્કૃતિ મહીં,
સૂક્ષ્મતમ સ્પંદે,
નિગૂઢતમ છંદે,
સ્વર એક ચેતી ઊઠે સંયોગે ઘૂંટાતો,
વિપ્રયોગે શુદ્ધતમ થાતો!
ખેંચી રહે અજ્ઞાત અનુરાગે
મને મારી જટાજાળ તલે
કોઈ સાનુકૂળ વળે ને વમળે!
હું તો એક ગુહા,
જ્યાંથી ઊઠે રસ-ધ્વનિ!
હું તો એક ઘર,
જેની ઈંટે ઈંટે છૂપેલી આકાશકણી
છોડ, ભાઈ, ઘર.
છતી પાંખે આભ સામે બેસી રહેશે દિનભર?
હાથ જોડી બેસવાનું હોય તારે?
ટુકડાએ ટકવાનું હોય તારે!
ભલે તારી ઈંટઈંટ ઊતરી આ જાય,
ખરડ તારું બધું, ભલે તૂટીફૂટી જાય,
ભલે તારા પિરામિડો બેસી પડે,
હાથપગ સંકોડીને,
આપઘાત કરી બંધ,
ભીડમાં બનીને ભીડ,
છતાં શબ્દે વાચાહીન જીવ્યું કેમ જાય!
સાથે કોઈ રહે કે ના રહે,
ચીલાઓમાં ચાલવાનું નથી;
ટેકો કોઈ આપ કે ના આપે,
સડેલું સંભાળવાનું નથી.
ભલે હોય રૂપાળા-રંગીન
મને ઢાંકી દેનારા ના વેઠાશે પટલ.
મારે મારા સંચ ખોલી દેવાના છે,
મારે મારા ભેદ પામી લેવાના છે,
મારે મારો ટાળવાનો ભેજ,
કેટલાયે તાપ-ઝાળ સ્હેવાનાં છે.
મારે મારી માટીમાં જ વાવવી કલમ,
ભલે મારી માટી આ ઉપરતળે
કરવાની થાય!

આપણે તો ખારાં જળ મીઠાં કેમ થાય,
એના કીમિયાઓ કળેકળે પામવા છે.
ભલે મારું બધું યે તણાય;
મારે વ્હેતાં વ્હેતાં,
ખોતાં ખોતાં,
મૂળથી તે ફળ લગી.

રસનું જે ચાલતું તોફાન;
એનો પામી લઈ મર્મ
ખૂલવું છે શબ્દે શબ્દે,
મૌને મૌને,
એ જ મારું કર્મ
એ જ મને સૂઝેલો સ્વધર્મ.

---

## સ્વરૂપાંતર

### વિનોદ ગાંધી

તળિયું ઝાટકઝૂટ કે વાતો ખલાસ થઈ!
ગઈ, પાનખર ગઈ કે રાતો પલાશ થઈ!

નીંદર રાતું ફૂલ
કે આંખે ઊગી ગયું,
દખ્ખણ ફૂંક્યું તેજ
પૂરવમાં પૂગી ગયું,
અંતર ઊઘડ્યાં ફટ્ કે જાતો ખલાસ થઈ!
વહી ગયો અંધાર કે રાતો ઉજાશ થઈ!

પ્રભાત પીળું પાન
કે એ તો પાકટ થયું,
અને ઓગળ્યું ભાન
કે હોવું નાટક થયું,
દુનિયાદારી ગઈ, દિવાલો ઉદાસ થઈ!
ફૂલમાંથી ખરી ગઈ, પાંખડી સુવાસ થઈ!

## પાનખરની એક

### ઉશનસ્

(ગઝલ)

વાવી વસંત હતી રક્તિમ આંગણામાં,
પામ્યા પરંતુ પીળી પાનખર પાંદડામાં;

ચોંટી તળે ચરણને પ્રસરી બધે એ,
ગૈ ખોરડે અહીંથી ત્યાં, હર ઓરડામાં;

એ જે ખરે ક્ષણક્ષણે, અહ, એહ જે ખરે
આવે – હું હોળું શિર તો – ઢગ કાંસકામાં!

આ પાનનું ખરવું જોયું ન જાય આમ,
હું પલકું તો કંઈ ભરાય જ પોપચામાં.

જો એ ખર્યા જ કરશે અવિરામ આમ
તો શું બચે? વિટપ–ઠૂંઠ–થડે–કશામાં?

હા, આંખ તો પરણ-ચાદર ઓઢી સૂશે;
કર્ણે પરંતુ ધ્વનિ ખરૂખરૂ શાળું શામાં?

○○

# સાન કરી સનકારી

ભરત પાઠક

સાન કરી સનકારી, ઓરા આવ્યા,
ને મને હૂકડી લીધી ને કહ્યું, "વહુ .."
આગળ શું કીધું ઈ બોલ્યું ન જાય
મૂઈ કેવી રીતે હું તને કહું ?

ખોટકલું ખોટકલું ઘરઘર રમતાં'તાં
પછી સાચકલું સાચકલું પૈર્યાં,
ખોટું ને સાચું સંધુ ય જીમાં ઓરીને
કરવાતાં જીવતરનાં દૈણાં,
ઈ કાળજાની ઘંટીને અધવચ થંભાવી દિયે એવું ઈ બોલ્યા, "બસ બહુ–"
આગળ શું કીધું ઈ બોલ્યું ન જાય મૂઈ કેવી રીતે હું તને કહું ?

વાસા બે વાસાનાં આપણાં જણેલાંનાં
સાંભરે છ હોઠ અને પગ ?
એવા રેતુંબડા વ્હાણામાં રૂંવેરુંવે
દીવા પેટાય ટગમગ.
એમ નજરુંના કંકુથી સેંથા પૂર્યા ને પછી હેતથી પૂછ્યું કે, "હાઉ ?",
આગળ શું કીધું ઈ બોલ્યું ન જાય મૂઈ કેવી રીતે હું તને કહું ?

તૂં ય બૂંડી રો'છ અલી જોઈને નનામી મારી
રો'તું છો ગામલોક આજે,
આયખાને ઓવારે કીધી રળિયાત મુંને
વ્હાલે આવીને મારે કાજે.
વ્હાલાને સથવારે મૂંગારો શોભે સઈ કેમ કરી સમજાવી જઉં ?
આગળનું પૂછય મા, તારું સંધું ય થાવ એટલી આશી હું તને દઉં.

## ગંભીર ને આતુર મુદ્રાની કવિતા

જયન્ત પાઠક

જયાબહેન એમના એક કાવ્યમાં કહે છે :

'કવિતા લખવી એટલે
નીકળી જવું બારાખડીની બહાર...'

વાત ખરી છે; કવિતા છેવટે તો બારાખડીની બહાર નીકળી જઈને જ એની સત્તાની સાબિતી આપે છે; પણ જયાબહેન સાચી સમજદારીથી અહીં સૂચવે છે તેમ કવિતા લખવાની હોય છે. એ બારાખડીમાં ને બારાખડી દ્વારા જ બારાખડીને અતિક્રમે છે ને વ્યંજનાના વિશાળ પ્રદેશમાં વિહરે છે. શાસ્ત્રની રીતે કહીએ તો કવિતા ભાષાથી ભાષાની સરહદો ઓળંગી જાય છે, ભાષાવિશ્વને વ્યાપીને એની દશાંગુલ ઊર્ધ્વતાની પ્રતીતિ આપે છે. આકાશમાં તારાઓની ચુપકીદીમાં ભલે ધ્વનિનો સપૂચો અભાવ હોય, કવિતાની ચુપકીદી તો ધ્વનિસભર જ હોય. હા, આ ધ્વનિ અવાજ ના બની જાય, ઘોંઘાટ ના બની જાય તેની સાવચેતી કવિએ રાખવાની છે, રાખવાની જ છે. કવિતા બહુ બોલકી ના હોય, ઓછાબોલી હોય. 'કાન્તાસંમિતતયોપદેશયુજે'ના પ્રયોજનને લક્ષણમાં ઘટાવીને કહીએ તો કવિની વાણીમાં કાન્તાની વાણી જેવો સૌન્દર્યમાધુર્યગર્ભ ધ્વનિસંદેશ કે સંદેશધ્વનિ હોય.

'આકાશમાં તારાઓ ચૂપ છે' જયાબહેનનો ત્રીજો ટચુકડો કાવ્યસંગ્રહ છે; ટચુકડો તે માત્ર કાવ્યકૃતિઓની સંખ્યાની દૃષ્ટિએ નહીં; કાવ્યકૃતિઓના કદની દૃષ્ટિએ પણ. એમના સંગ્રહમાંનાં ૫૭–૫૮ કાવ્યોમાંનાં મોટા ભાગનાં કાવ્યો એક જ પાનામાં સમાઈ રહે છે. પણ આ તો એમના સ્થૂલ કદની વાત થઈ; બાકી તો એમાંનાં કેટલાંક કાગળની બહાર નીકળીને ભાવકના ચિત્તમાં દૂર દૂર સુધી વિહરે–વિસ્તરે છે. કવિતાએ જયાબેનને વચન આપ્યું છે :

'શિશુની આંખે ને મુગ્ધાના હૃદયે ને માતાની મમતાથી
વિશ્વભરને નીરખ્યા કર
હું તારી જ છું.' (પૃ. ૫)

જયાબહેન આ સંગ્રહની કૃતિઓમાં કવિતાએ મૂકેલી શરતનું પાલન કરવા મથ્યાં છે; એમણે વિશ્વને શિશુની આંખે, મુગ્ધાના હૃદયે ને માતાની મમતાથી જોવાનો ઉપક્રમ સ્વીકાર્યો છે ને એમ કવિતાને પોતાની કરવા નિષ્ઠાભરી મથામણ કરી છે.

કોઈ જયાબહેનની કવિતાના ભાવવિશ્વ સંબંધમાં પૂછે તો કહેવાય કે ઊંડી વ્યથા ને હતાશાની લાગણી એમની કવિતાને વાતાવરણની જેમ વીંટળાઈને રહેલ છે. આ વ્યથા ને હતાશાના મૂળમાં જીવન અને જગતની રચના તેમ પ્રવર્તનમાં રહેલાં કેટલાંક વિષમ તત્ત્વો ને તેમાંથી નીપજતા સ્વાનુભવો છે. જયાબહેનના જ શબ્દો અન્ય સંદર્ભમાં પ્રયોજીને કહીએ તો આપણાં બધાની 'બિડાયેલી પાંખમાં છુપાયેલી ઊડાઊડ' માટે આકાશ નાનકડું હોય છે કે પછી હોતું જ નથી. આપણા નાનકડા અસ્તિત્વનાં બારણાં બહુધા બંધ જ રહે છે ને આપણે મનગમતા એકાન્તને બદલે એકલતામાં, એકલવાયાપણામાં ઝૂરતાં રહીએ છીએ. વળી, આપણે આપણામાં એવાં તો

બંધાઈ ગયા છીએ કે બહારના વિશાળ વિશ્વમાં થતી ઘટનાઓ ને પ્રવર્તતાં પરિબળો પરત્વે મૂક ને બધિર બની ગયા છીએ. આ સંવેદનશૂન્યતા નગરસંસ્કૃતિની દેન છે.

'ભેજનો સુધી પથરાયેલા સમુદ્રની
અફાટ વિસ્તરેલા બરફીલા ધ્રુવપ્રદેશોની
એકાન્ત-શાંતિ
–નો
મને
અનુભવ નથી
હું નગરનો માનવી.' (પૃ. ૧૦)

*

'ચકલીએ ઝીણીઝીણી ચાંચથી ટકોરા માર્યા
રમતિયાળ કન્યાએ ગીત ગાયું
બારણું બંધ રહ્યું.
પાડોસેની ગોળી સનન આવી
બારણું બંધ રહ્યું.' (પૃ. ૧૧)

કવિને – ને એમ તો સૂક્ષ્મ ઉત્કટ સંવેદનશીલતા ધરાવતી હરકોઈ વ્યક્તિને – એકલતા સાથે, અજંપા સાથે લેણાદેણી રહી છે. રવીન્દ્રનાથ કહે છે તેમ એ 'દેવતાર દાન' હોય કે પછી શાપ હોય, પણ કવિના ભાગ્યમાં આવી એકલતા વેઠારવાનું, આવો અજંપો વેઠવાનું લખાયેલું છે. એને 'નિત્ય જાગરણ'માં જીવવાનું હોય છે. જીવનના બાહ્ય વ્યવહારોમા વ્યસ્ત વ્યક્તિના આંતરજીવનને, એની સંવેદનશીલતાએ એને આપેલી વિષાદી એકલતાને જોવાઓળખવાની કોઈને પડી નથી. સૌ બાહ્ય જીવનની સારી-માઠી ઘટનાઓ પરત્વે જિજ્ઞાસા સેવે છે ને પ્રતિભાવો આપે છે, પણ એમાં કદાચ સાચા જીવનની કે જીવનની સાચી ઓળખ ને સહ-અનુભૂતિ નથી.

'મારી કવિતાને કોઈ વખાણે છે, કોઈ વખોડે છે
મારાં આવક-ખર્ચ વિષે કોઈક જિજ્ઞાસા રાખે છે
મને કોઈ પ્રેમ કરે છે, કોઈ ધિક્કારે છે
મારી નિદ્રાહીન રાત્રિઓની કોઈને જાણ નથી
મારી એકલતાની કોઈને જાણ નથી.' (પૃ. ૧૩)

જયાબહેનની આવી વિષાદી હતાશ મનોદશાની ને મિથ્યાત્વની સંવેદનાની છબી એમનાં 'પચાસ પચાસ વર્ષોથી મેં સંચિત કર્યાં છે' અને 'સાંજે મારી બારીમાંથી તડકો રેલાય છે' એ બે કૃતિઓમાં સ્પષ્ટ ને ઉઠાવદાર રેખાઓમા અંકિત થઈ છે. સમયના પ્રવાહમાં આપણી આગળ ઘણુંબધું આવે છે, ઘણુંબધું એકઠું થાય છે ને જીવનમાં ઉમેરાય છે; પણ આ ઉમેરો તે માત્ર વૃદ્ધિ છે, સમૃદ્ધિ નથી. ખરેખર તો સમયમા આપણે ક્રમશઃ ઘસાતા, વિસર્જિત થતા હોઈએ છીએ, રિક્ત થતા હોઈએ છીએ. કવિએ દેખીતી સ્ફુટ સભરતામા રહેલી ફૂટ રિક્તતાને પ્રગટ કરી આપી છે :

'હજી યે હું એમા
ઉમેરો કરતી જાઉં છું
અને ખાલી થતી જાઉં છું' (પૃ. ૧૮)

સાંજ પડતાં બારીમાથી રેલાતો તડકો મ્લાન થતો જાય છે ને અંધારું ઊતરવા લાગે છે. વસ્તુઓ ઉપરથી તડકો ધીમે ધીમે સરતો જાય છે ને તેનું સ્થાન અંધકાર લેતો આવે છે. આ રોજિંદી બાહ્ય ઘટનામા કવિચેતનાને આખું અસ્તિત્વ અંધારાના બોજ હેઠળ દબાતું અનુભવાય છે. જયાબહેનનો કાવ્યમાં સામાન્ય વસ્તુઓ ને વીગતોનો વિનિયોગ

જીવન-વૈફલ્યની અનુભૂતિને તીવ્રતા ને મર્મસ્પર્શિતા આપે છે :

'પેપર-વેઇટ નીચેથી પણ તડકો સરી જાય છે
ને
પછી
ધીરે ધીરે ધીરે
કેવળ અંધારું
અંધારાના પેપર-વેઇટ નીચે
...આપણી જિંદગી' (પૃ. ૨૧)

લઘુ જીવનની નાનીમોટી સિદ્ધિ-રિદ્ધિમાં બદ્ધ આપણે એને જાળવવાના મરણિયા પ્રયાસો કરીએ છીએ ત્યારે એમાં જે જીવનની બહાર છે, આરાધ્ય છે ને પ્રાપ્તવ્ય છે તેની અવગણના–અવહેલના થઈ જાય છે. અસ્તિત્વની કોઈ ધન્ય ક્ષણે આની દશાનું ભાન જાગતાં આપણે આપણું બધું છોડીને, આપણું લઘુત્વ છોડીને બૃહત્ અને મહત્‌ને પામવા તત્પર થઈએ છીએ. આવું સમર્પણ જીવનને કૃતાર્થતાથી, ધન્યતાથી ભરી દે છે. આપણાથી મહા, વિશાળ ને ઉદાર એવા તત્ત્વને શરણે જઈને જ આપણી લઘુતા ટાળી શકાય, આપણામાંથી નીકળીને જ એને પામી શકાય. જયાબહેન કહે છે :

'લો, આ અર્પી દીધાં
કવચ-કુંડળ,
આવો હવે.
......
કરશો ના વાર
વીતી જશે ક્ષણ
ને હું
મારામાં જ
ફરી બંધ.' (પૃ. ૫૮)

જયાબહેને એમનાં સંવેદનની અભિવ્યક્તિ માટે, અનુભૂતિને આકૃત કરવા માટે અછાંદસનું માધ્યમ પસંદ કર્યું છે ને એમાં એમને ઠીક ઠીક સફળતા પણ મળી છે. અછાંદસનાં ભયસ્થાનો છે જ, ને જયાબહેન એમના પરત્વે સભાન પણ હશે જ. કલાકૃતિમાં મુક્તતા તે અતંત્રતા કે સ્વૈરતા નથી એની પણ એમને જાણ હશે જ. ક્યારેક ગદ્યકાવ્યમાં ગદ્યની લઢણમાં બોલતાં 'કાવ્ય' વેગળું રહી જાય, સામાન્ય વિધાનોમાં સરી જવાય, કાવ્યને ઇષ્ટ એવા તંગ તાર શિથિલ થતાં સૂરમાં મંદતા આવી જાય ને સમગ્ર કાવ્ય એક સુબદ્ધ, સઘન રચના થવાને બદલે વેરવિખેર ભાવ-વિચારનું વ્યંગ નિરૂપણ બની જાય. આમાં અછાંદસના માધ્યમનો જ બધો દોષ છે એવું સાવ ન પણ હોય. ક્યારેક ભાવને પૂરતો સેવ્યો ન હોય, વિચારને પૂરો ઠરવા દીધો ન હોય એવું ય હોય. કવિ માટે કાવ્યરચનામાં પ્રવેશવું સહેલું હશે કદાચ, પણ એમાંથી હેમખેમ આરપાર નીકળી જવું એટલું સહેલું નથી. ક્યારેક દર્શન-વર્ણનની વિશિષ્ટતા કે વિશેષતાનો વિચાર કર્યા વગર સર્જનમાં પ્રવૃત્ત થવાય ને સામાન્ય કૃતિ સર્જાય. ક્યારેક ભાવ-વિચારને વ્યક્ત કરવાની તાલાવેલી કે ઉતાવળમાં એમની માવજત કરવાનું રહી જાય ને આપણે કેવળ સંભાષણમાં મુખરતાથી સરી પડીએ, ભાવવિચારને કાંતવાનું ને ધ્વનિ પ્રગટાવવાનું વીસરી જઈએ. આમ તો જયાબહેન સ્વસ્થ ઊર્મિવ્યક્તિનાં હિમાયતી છે, એને વિશે સભાન ને સાવચેત પણ છે, છતાં અપવાદરૂપે એમાં પ્રમાદ સેવાતો જોવા મળે. 'મને ચહેરા જોવા ગમે છે'(પૃ. ૩૩)માં 'બધા જ ચહેરા આમ તો સરખા હોય છે' એવા વિધાનમાં જ કશોક તર્કદોષ રહેલો હોઈ આખું કાવ્ય વિરોધનો ઉઠાવ પામવાને

બદલે કેવળ ચહેરાઓની વિવિધતાના વર્ણન જેવુ થઈ જાય છે એવી જ રીતે પચાસમા પાના પરનુ કાવ્ય પ્રશ્નોપયુક્ત સભાષણ થઈને રહી જાય છે એના અતનુ 'તમે છો કેવળ સૌદર્ય ને વાસનાનુ પાષાણરૂપ' એવુ કાવ્યચમત્કૃતિ વગરનુ કોરુ વિધાન કરે છે. બાવનમા પાન પરનુ કાવ્ય પણ કશી ઉક્તિવક્રતા વગરનુ ને મુખર બની જાય છે

પણ આવુ આવુ તો કાવ્યસર્જનનુ સાહસ આદરનાર સહુ કોઈના સબધમા ઓછુવત્તુ થાય જયાબહેનની કાવ્યસૂઝ કાવ્યને સિદ્ધ કરવાની સાચી રઢ એમને વહેલુ મોડુ એવુ બધુ ટાળતા કરશે જ એમની કવિતાનો સ્વસ્થ અવાજ, એની ગભીર ને, આતુર મુદ્રા એને અભિમુખ થવા પ્રેરે છે એટલુ તો ચોક્કસ સગ્રહના પ્રથમ કાવ્યમા જયાબહેન કહે છે. 'આખ હઠીલી છે, આકાશ તરફ જોવાનુ છોડતી નથી.' આપણે એમને કાવ્યાનદ પામવાના લોભલાભથી પ્રેરાઈને કહીશુ કે તમારે આકાશ તરફ જોવાનુ છોડવાનુ નથી કેમ કે આકાશમા તારાઓ ચૂપ નથી, ચમકે છે દેવસ્ય પશ્ય કાવ્યમ્ ।

---

## સાભાર સ્વીકાર

**અખાનાં કાવ્યો :** સપા રમણલાલ જોશી, પ્રકા. આદર્શ પ્રકાશન, જુમ્મા મસ્જિદ સામે, ગાધી માર્ગ, અમદાવાદ-૧, કાચુ પૂઠુ પૃ ૮૦, રૂ ૧૨-૫૦

**હલક :** (હસિત બૂચના ગીત ગઝલોનુ ચયન) સપા સતીશ ડણાક, કાચુ પૂઠુ, પૃ ૬૨, રૂ. ૧૦, પ્રાપ્તિસ્થાન ગૂડ કમ્પેનીઅન્સ, 'ઉષાકિરણ', રાવપુરા, વડોદરા-૩૯૦ ૦૦૧

**હાવરા સ્ટેશનના પ્લૅટફૉર્મ પરથી :** સુનીલ ગગોપાધ્યાયના બગાળી કાવ્યોનો અનુવાદ, અનુવાદક નલિની માડગાવકર, કાચુ પૂઠુ, પૃ ૬૮, રૂ ૧૫, મુખ્ય વિક્રેતા. નવભારત સાહિત્ય મદિર, ગાધી માર્ગ, અમદાવાદ-૩૮૦ ૦૦૧

**લગભગ :** હરીશ ધોબીનો પ્રથમ કાવ્યસગ્રહ, પ્રકા ગુજરાતી સાહિત્ય પરિષદ, આશ્રમ રોડ, અમદાવાદ-૯, કાચુ પૂઠુ, પૃ ૫૨, રૂ ૫

**વાંસ થકી વહાવેલી :** વીરુ પુરોહિતનો પ્રથમ કાવ્યસગ્રહ, વિતરક. ડૉ ચિત્રાબેન પુરોહિત, એલ-૭૫, મેઘાણીનગર, જૂનાગઢ ૩૬૨ ૦૦૧, કાચુ પૂઠુ, પૃ ૮૮, રૂ ૮-૩૫

**ઉરધબકાર :** વિનય કવિ 'બદનામ'નો કાવ્યસગ્રહ, પ્રકાશક પોતે જ, કાચુ પૂઠુ, પૃ. ૭૨, રૂ ૮-૦૦

**અજનવી વસ્તીમાં .** દિનકર શાહ 'જય'નો કાવ્યસગ્રહ, વિક્રેતા ગૂર્જર એજન્સી, ગાધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧, પાકુ પૂઠુ, પ ૧૧૨, રૂ. ૨૨

# પોસ્ટ ઑફિસ ટાઈમ ડિપોઝિટ

# ૧૧½%

## પાંચ વર્ષની ડિપોઝિટ પર આકર્ષક વ્યાજ

| હવે સુધારેલા વ્યાજના આકર્ષક દરો : (તા. ૧૦/૫/૧૯૮૭ થી અમલમાં) | |
|---|---|
| વર્ષ | ટકા |
| ૧ | ૯½% |
| ૨ | ૧૦% |
| ૩ | ૧૦½% |
| ૫ | ૧૧½% |

- અર્ધવાર્ષિક ધોરણે વ્યાજની ગણતરી.
- અન્ય માન્ય જામીનગીરી સહિત આવકવેરા ધારાની કલમ ૮૦-એલ હેઠળ રૂા. ૩,૦૦૦ સુધીનું વ્યાજ કરમુક્ત

# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

સંસ્થાપક

રાજેન્દ્ર શાહ

તંત્રી

ધીરુ પરીખ

વસંત

૨૦૪૨

માર્ચ-એપ્રિલ ૧૯૮૬ સળંગ અંક ૧૭૦ દ્વિજ અંક ૯૮

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : વસંત : ૨૦૪૨ : સળંગ અંક ૧૭૦ : દ્વિજ અંક ૯૮

માર્ચ-એપ્રિલ ૧૯૮૬

તંત્રી ધીરુ પરીખ

કાવ્યો



અનુવાદ



ગદ્ય



આસ્વાદ



અવલોકન




સલાહકાર

રાજેન્દ્ર શાહ નિરંજન ભગત

○ 'કવિલોક', દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઓગસ્ટ, ઓક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં—પ્રકટ થાય છે

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું :
'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા
અમદાવાદ-૩૮૦૦૦૯

○ દેશમાં વાર્ષિક લવાજમ રૂ ૨૫, પરદેશમાં રૂ ૬૦ યા પા ૪, અમેરિકામાં રૂા ૭૫ યા ડૉ ૧૦
આ અંકની છૂટક કિંમત રૂ ૫
આજીવન લવાજમ રૂપિયા ૨૦૦

મુદ્રક અને પ્રકાશક : ધીરુ પરીખ
– મુદ્રણસ્થાન –
સ્વાતિ પ્રિન્ટિંગ પ્રેસ, અમદાવાદ-૩૮૦ ૦૦૭

# ઋતુકાવ્ય વિશેષાંક

કવિલોકનો જુલાઈ – ઑગસ્ટ ૧૯૮૬ નો અંક દ્વિજ અંક ૧૦૦ મો હશે. કવિતાના ઋતુપત્રનો આ ૧૦૦ મો અંક પ્રકૃતિનાં ઋતુવિષયક કાવ્યોનો હશે. આ દળદાર અંકમાં આપણા મધ્યકાલથી અર્વાચીન કાળ સુધીનાં ચૂંટેલાં ઋતુકાવ્યો સંગૃહીત થશે. એ ઉપરાંત 'કવિલોક' માટે નવાં મળેલાં ઋતુકાવ્યોમાંથી પણ પસંદગીનાં ઋતુકાવ્યો અપાશે. આ સાથે 'ગુજરાતી કવિતામાં પ્રકૃતિ' એ વિષય પરનો અભ્યાસપૂર્ણ લેખ પણ જોડવામાં આવશે.

આપણે ત્યાં પ્રથમ વાર પ્રકટ થતો આ પ્રકારનો દળદાર ઋતુકાવ્ય વિશેષાંક 'કવિલોક'ના ગ્રાહકોને નિયત લવાજમમાં જ અપાશે. આપે જો લવાજમ ના મોકલ્યું હોય તો રૂ. ૨૫–૦૦ વાર્ષિક લવાજમ તરત જ નીચેના સરનામે મોકલી આપશો. આજીવન લવાજમ રૂ. ૨૦૦–૦૦ છે. 'કવિલોક ટ્રસ્ટ'ને રૂ. ૫૦૦ કે તેથી વધુ રકમનું દાન આપનારને 'કવિલોક' દ્વિમાસિક ભેટ મોકલાય છે.

વ્યવસ્થાપક :

'કવિલોક', લાવણ્ય, વિજય પાર્ક,

નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯

---

'કવિલોક'માં પ્રકટ થયેલાં કાવ્યો પૈકી શ્રેષ્ઠ કાવ્યને અપાતું

## બ. ક. ઠાકોર પારિતોષિક

૧૯૮૫

'મારી શેરી'

યજ્ઞેશ દવે

નિર્ણાયકો

નિરંજન ભગત • નલિન રાવળ

---

## લવાજમ વધાર્યું નથી

'કવિલોક'નું લવાજમ વધારવામાં આવ્યું નથી. આપનું લવાજમ પૂરું થઈ ગયું હોય તો નવા વર્ષનું લવાજમ રૂ. ૨૫–૦૦ સત્વરે મોકલી આપશો. લવાજમ માટે બહારગામની બૅન્કના ચેક સ્વીકારાતા નથી.

વસંત વિ. સં. ૨૦૪૨

# કવિલોક

માર્ચ-એપ્રિલ ૧૯૮૬

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितमाविराविर्म एधि ।

## માધ્યમ અને કથયિતવ્ય

દરેક કવિ પોતાની રીતે માધ્યમને પ્રયોજે છે એ મત સાથે બધા સંમત થશે. પણ પુરોગામીઓથી જુદી રીતે માધ્યમ પ્રયોજવા પાછળ કોઈ બીજું કારણ હોવું જોઈએ કે નહિ તેનો જ્યારે આપણે વિચાર કરીશું ત્યારે આપણને લાગશે કે માધ્યમને પ્રયોજવાની અપૂર્વતાની સાથે કવિના કથયિતવ્યમાં પણ કોઈ વિશિષ્ટતા હોવી જોઈએ. માત્ર અભિવ્યક્તિની નવીનતાથી કવિતાના ઇતિહાસમાં નોંધપાત્ર અર્પણો થતાં નથી. આ રીતે કથયિતવ્યની નવીનતા અથવા જગતને જોવાની જુદી દૃષ્ટિ અથવા વિશિષ્ટ દર્શન અને તેની સમાંતરે ઉક્તિવૈચિત્ર્યને સાંકળીએ નહીં તો પ્રયોગખોરીનું વર્ચસ્ જાગે. બધા દોષોનું મૂળ આખરે તો નવીનતા પ્રત્યેની ઘેલછામાં જ રહ્યું હોય છે. એટલે જ એલિયટે કૃતિના મૂલ્યાંકનમાં નૈતિક, સાંસ્કૃતિક ધોરણોનો પણ સમાવેશ કર્યો હતો.

**શિરીષ પંચાલ**

(તાજેતરમાં પ્રકટ થયેલ પુસ્તક 'કાવ્યવિવેચનની સમસ્યાઓ'માંથી)

# અખાના છપ્પાના પાઠ અને અર્થ–૧૨

શિવલાલ જેસલપુરા

(ગયા અંકથી ચાલુ)

૬૪

જેમ અરૂપ અગ્નિ રહે ચકમક વિષે,
તે પ્રગટ થયા પછે સહુ લખે.
તે રૂપ ધરી બહુ પ્રાક્રમ કરે,
તે બુધ્યવિલાસ સહુ કો આદરે.
પણ પ્રગટયાને કાળની દધા,
અરૂપ અખા સદોદિત સદા. ૫૭૭

ઉ અને સ.મા ઉપર પ્રમાણે પાઠ છે. ત્રિ.મા ત્રીજી લીટીના ઉત્તરાર્ધમા '(તે) બુધ્યવિલાસ સહુકો ઓચરે' એવો પાઠ છે ઉ.એ સંજ્ઞા ૨ અને ૬ નીચે 'કો ઓચરે' એવા પાઠાન્તર નોંધ્યાં છે, જો કે સંજ્ઞા ૨ (ફા ૧૬૭)વાળી પ્રતમા ઓચરે' નહિ પણ 'આચરે' પાઠ છે.

ઉ એ આટલા શબ્દાર્થ આપ્યા છે. "લખે–ઓળખે દધા–દુગ્ધા, પીડા." સ.એ આટલા શબ્દાર્થ આપ્યા છે. "દધા–પીડા સદોદિત–સદા ઉદિત, હમેશાં ઉદય પામેલ." ત્રિ એ શબ્દાર્થ આ પ્રમાણે આપ્યા છે "લખે–જોય, લક્ષ કરે, પ્રીછે. રૂપ કાઢ્યા પછી–પ્રગટ થયા પછી. પ્રાક્રમ–પરાક્રમ, મોટા કામ. રૂપાત્મક અગ્નિથી થતા કામ જોઈ લોકો તેને વખાણે છે અને તેનો આદર અને ઉપયોગ કરે છે પાઠાતર: આદરે. દધા–પીડા, ત્રાસ. પેદા થયું તેનો નાશ છે જ. અરૂપ–બ્રહ્મ, પરમાત્મા. સદોદિત–હમેશ ઉદય પામેલું, ઉચ્ચ ને પ્રફુલ્લ." જ્યારે ગદ્યાનુવાદ આવો કર્યો છે.

"ચકમકમા રૂપ કે તેજ વગરનો અગ્નિ રહેલો છે. (ચકમક ઘસતા) તે અગ્નિ પ્રગટ થાય તે પછી જ સહુ તેને જુએ–ઓળખે છે. રૂપ કાઢ્યા પછી તે અગ્નિ પોતાની પ્રકાશક-દાહક શક્તિ પ્રગટ કરે છે અને સૌ કોઈ બુદ્ધિવિલાસ દ્વારા તેને અગ્નિ કહે છે પણ પ્રગટ થઈને જે રૂપધારી બન્યું છે તેને કાળની પીડા છે (કાળબળે તેનો નાશ છે). અરૂપ પરમાત્મા તો હંમેશ ઉદય પામેલો (પ્રફુલ્લિત–સર્વવ્યાપી) છે (તે અવિનાશી છે, કાળબળથી પર છે)"

ત્રિ.નો ગદ્યાનુવાદ–ખાસ કરીને બીજી લીટીનો–છપ્પાના વક્તવ્યને ન્યાય આપે એવો સુસંગત નથી. સદર્ભ જોતા અગ્નિનું 'રૂપ' સગુણ–સાકાર બ્રહ્મનું–ઈશ્વરનું અને 'પ્રાક્રમ' તેના ઐશ્વર્યનું ઉપમાન (પ્રતિનિધાન) છે અખો આ ઐશ્વર્યને 'બુદ્ધિવિલાસ' (=બુદ્ધિનો નકામો વ્યાપાર) કહી તેનો વિરોધ કરવા માગે છે એ પણ ચોક્કસ છે.

આ સદર્ભમા 'સહુ કો ઓચરે', 'સહુ કો આચરે' અને 'સહુ કો આદરે'નો અર્થ આ પ્રમાણે થાય:

(૧) એ બુદ્ધિવિલાસ છે એમ સહુ કોઈ કહે છે.

(૨) આવો બુદ્ધિવિલાસ સહુ કોઈ કરે છે.

(૩) આ બુદ્ધિવિલાસનો સહુ કોઈ આદર–સત્કાર કરે છે.

આમાંથી 'ઓચરે' પાઠ સ્વીકારીએ તો એનો અર્થ એવો થાય કે 'સહુ કોઈ' – લોકો ઈશ્વરના સાકાર–સગુણ રૂપનો વિરોધ કરે છે. જો લોકો આ પ્રકારનો વિરોધ કરતા હોય તો છપ્પાની ત્રીજી લીટીનું કશું પ્રયોજન ન રહે, અખાને કશું કહેવાનું ન રહે. આમ, આ પાઠ છપ્પાના વક્તવ્ય સાથે સુસંગત નથી. 'આચરે' અને 'આદરે' એ બંને પાઠ અને તેના અર્થ અહીં બંધ બેસે છે, પરંતુ બુદ્ધિવિલાસ આચરનારા (શાસ્ત્રપુરાણો રચનારા) કરતાં બુદ્ધિવિલાસનો સત્કાર કરનારાની સંખ્યા વધારે છે. તેથી 'આદરે' પાઠ વધુ સ્વીકાર્ય ગણાય.

૬૫

અખા એમ ધરી જો ધ્યાન,
 આફણીએ જડશે સ્વસ્થાન.
બીજી તે મનની રોચના,
 અંતર જાડ્ય ન ટળે શોચના.
પરાપાર પ્રાણેશ્વર નાથ,
 નહિ સમજે તે ઘસશે હાથ. ૫૮૦

ઉ. અને સ.માં ઉપર પ્રમાણે પાઠ છે. ત્રિ.માં પહેલી લીટીના ઉત્તરાર્ધનો પાઠ 'આફણીએ નીકળશે માન' છે. ઉ.એ સંજ્ઞા ૨ અને ૩ નીચે 'આફણીયે નીકલસે માંન' એવો પાઠાન્તર નોંધ્યો છે. ફા. ૪૪૯, ૩૬૨ અને ૮૨૬માં આ છપ્પો નથી.

ઉ.એ 'રોચના'નો 'લાલસા' અને 'શોચના'નો 'શોચ (પસ્તાવો; વિચાર કરવો તે' એવા અર્થ નોંધ્યા છે. સ.એ 'સ્વસ્થાન'નો 'પોતાનું સ્થાન', 'શોચના'નો 'વિચાર, શોચ' અને 'આંતર-જાડ્ય'નો 'અંતરનું જાડાપણું' એવા અર્થ નોંધ્યા છે. ત્રિએ 'માન'નો 'અહંકાર અભિમાન' એવો અર્થ આપ્યો છે અને ગદ્યાનુવાદ આ પ્રમાણે કર્યો છે: "અગાઉ કહ્યા મુજબ ધ્યાન ધરવું, તો (દેહ અને કર્તૃત્વનું) અભિમાન પોતાની મેળે જ નીકળી જશે. બીજી કર્માદિની વાતો મનને ખુશ કરવા માટે છે. તે બધાથી અંતરની જડતા અને શોક (કે ખોટા તુક્કા કે તરંગ) દૂર નહિ થાય. પ્રાણેશ્વર પરમાત્મા પરા વાણીથી પણ પર છે. જે આ નહિ સમજે હાથ ઘસતા–પસ્તાવો કરતા – રહેશે." ગદ્યાનુવાદ કેટલુંક અપ્રસ્તુત છે. 'ધરી જો ધ્યાન', 'રોચના અને 'શોચના'ના અર્થ પણ બરાબર નથી. અનુક્રમે 'ઊંડો વિચાર કરી જો', 'લાલસા' અને 'વિચાર વિચારની અસ્થિરતા' એવા અર્થ વધારે યોગ્ય ગણાય.

પહેલી લીટીના ઉત્તરાર્ધના બે પાઠ છે. તેમાંના પ્રથમ પાઠમાંના 'સ્વસ્થાન'નો અર્થ 'સ્વનું સ્થાન એટલે કે 'આત્માનું સ્થાન' થાય, 'પોતાનું સ્થાન નહિ. પરંતુ અખાએ અગાઉના છપ્પા ૫૭૯મ 'અંતર સીહીરને' (=આત્માને) ઓળખવાનું કહેલુ જ છે, તે જોતાં આ 'સ્વસ્થાન' પાઠથી પુનરુક્તિ થાય છે. તેને સ્થાને બીજો પાઠ 'આફણીએ નીકળશે માન' સ્વીકારીએ, 'માન'નો અર્થ ત્રિ.એ કર્યો છે એવો 'અભિમાન' નહિ પણ 'માપ' કરીએ તો આ ચરણનો આવો, વધુ સારો, અર્થ થાય: "આત્માનું માપ – તેનું સામર્થ્ય – કાઢી શકાશે એટલે કે પરમાત્મસ્વરૂપની પ્રતીતિ થશે."

આ પંક્તિના પૂર્વાર્ધમાં 'અખા એમ ધરી જો ધ્યાન' એમ વધુ પ્રયત્ન કરવાનું કહ્યું છે તેની સાથે પણ ફળની વધુ પ્રાપ્તિ સૂચવતો આ અર્થ વધુ બંધ બેસે છે.

૬૬

ઇન્દ્રિય વણુસે વણુસે કાય,
ગમે નહી વાળ ધોળા થાય
તો ય સ્વર્ગ સુધી તે ઘાલે હામ,
અને પોતાનુ ન રખાય ચામ.
ફોકટ ગાડા લોડીની પડે
અખા કોય ન પાડે ભડકે ૫૯૧

ઉમાં ઉપર પ્રમાણે પાઠ છે ત્રિમા ત્રીજી લીટીમા 'કોય ન પાડે ભડકે'ને સ્થાને કોય ન પાડે ભડે' પાઠ છે સમા ફોકટ ગાડા લૂટી પડચે' પાઠ છે ઉએ સગ્રા ૧ નીચે 'ગાડા લૂટી અને સગ્રા ૨ અને ૬ નીચે 'ગાડા લોડીની' એવા પાઠાન્તર નોધ્યા છે ફા ૩૪૯, ૩૬૨ અને ૮૨૬મા આ છાપો નથી

ઉએ આટલા શબ્દોના અર્થ આપ્યા છે "ચામ – ચામડી કાયા ગાડા – 'ગાડા' પાઠ હશે ? લોડી દાસી ગુલામડી જુઓ પાઠાંતર ભડકે – ભડવાથી, ધખવા–તપવા–થી' સએ 'પડચે'નો જતા' અને ભડકે'નો 'ભડ – વાગબાણ – પણ' એવા અર્થ આપ્યા છે ત્રિએ 'ગાડાલોડી'નો 'માદગીને કારણે ચાલે નહી એવો અશક્ત બળદ', પડે'નો 'પેઠે, ની જેમ' અને 'ભડ નો 'તિરસ્કાર, ફિટકાર એવા અર્થ આપ્યા છે અને ગદ્યાનુવાદ આવો કર્યો છે "(ઘડપણ આવે ત્યારે) ઇન્દ્રિયો અને શરીર વણસે છે માણસને ગમતુ નથી એના વાળ ધોળા થાય છે પોતાના શરીરનુ પણ તે રક્ષણ કરી શકતો નથી આમ છતાં સ્વર્ગ પ્રાપ્ત કરવા સુધીની તે હિમ્મત બીડે છે (આકાશને બાથ ભરવા મથે છે અથવા યજ્ઞયાગાદિ દ્વારા સ્વર્ગ-પ્રાપ્તિ ઝખે છે) ગાડામા જોડતા જે ચાલી શકે તેમ જ નથી એવો અશક્ત બળદ કશુ જ નહિ કરી શકે એને માર મારીને કે એનો તિરસ્કાર કરીને એની પાસે કોઈ કશુ કામ નહિ કરાવે. (એવો પ્રયત્ન જ મિથ્યા છે.)"

ત્રિ નો ત્રીજી લીટીનો આ અનુવાદ વિચિત્ર છે અને છાપાના વક્તવ્ય સાથે બધ બેસતો નથી.

ત્રીજી લીટીમા 'કોઈ ન પાડે ભડે' કે 'કોઈ ન પાડે ભડકે' એ મુખ્ય વિધાન છે 'ભડે'– 'ભડકે' એ સૌરાષ્ટ્રનો પ્રાદેશિક શબ્દ છે તેના અનુક્રમે અર્થ થાય છે 'ચિડાય અને 'ચિડાવાથી – ચિડાઈને'

કોના ઉપર 'ચિડાય' કે 'કોના ઉપર ચિડાઈને તે પણ સ્પષ્ટ છે જેની ઇન્દ્રિયો અશક્ત થઈ ગઈ છે, જેના વાળ ધોળા થઈ ગયા છે, જે પોતાના શરીર ઉપર કાબૂ રાખી શકતા નથી, છતા સ્વર્ગમા પહોચવાની હિંમત રાખે છે તેવા વૃદ્ધો ઉપર

પાડે' એટલે (અ) હલકા પાડે, (બ) પાડામા આ 'પાડો એટલે (૧) મહોલ્લો (૨) સંપ્રદાય, રૂઢિ, પથ આ બધા અર્થ અહી બધ બેસાડી શકાય છે

'ગાડુ'નો લક્ષણિક અર્થ થાય છે 'કામ કાજ 'લોડી એટલે દાસી, ગુલામડી 'ગાડા-લોડી' એટલે કામકાજ કરનાર ગુલામ સ્ત્રી અહી 'ગાડાલોડી વૃદ્ધ પુરુષો માટેનુ ઉપમાન છે

આવા શબ્દાર્થની મદદથી 'પાડે ભડકે' એ પાઠવાળી પક્તિનો અર્થ આવો થાય

કામકાજ કરતી ગુલામ સ્ત્રીઓ, બધીની હાલત સરખી હોવાથી, કોઈ કોઈને તિરસ્કારતી નથી, તેવી રીતે કોઈ આવા વૃદ્ધનો તિરસ્કાર કરીને તેમને હલકા પાડતું નથી.

જ્યારે 'પાડે ભટે' એ પાઠવાળી પંક્તિનો અર્થ આવો થાય :

એક જ વાડામાં કે મહોલ્લામાં કામ કરતી ગુલામ સ્ત્રીઓ – બધી એકસરખી હાલતમાં હોવાથી – કોઈ કોઈના ઉપર ચિડાતી નથી. તેવી રીતે મહોલ્લાના બધા વૃદ્ધો, ઇન્દ્રિયો અને કાળના ગુલામ તેમજ એકસરખા આચારવિચાર અને રૂઢિના પાળનાર હોવાથી, તેમાંના કોઈ આવા વૃદ્ધ ઉપર ચિડાતા નથી. સ્વર્ગના લાલચુ આવા બધા વૃદ્ધોની હાલત એકસરખી, તિરસ્કારને પાત્ર છે !

આ બીજો અર્થ વધુ સુસંગત તેમજ કટાક્ષ ધરાવતો હોવાથી, આ બીજો પાઠ વધુ યોગ્ય છે.

૬૭

અજ્ઞાનીથી જ્ઞાની ભલો,
જે મન વડે ચુકાવ્યો તલો.
પણ વર્તવા તે પ્રવૃત્તિમાં ધાંખ,
જેમ પોપટને કાઢી પાંખ.
કદાચ અખા તે ઊડી જાયે,
પાછો તેને પ્રવૃત્તિ સાહે. ૫૯૪

ઉ.માં ઉપર પ્રમાણે પાઠ છે, જ્યારે સ.માં અને ત્રિ.માં પહેલી લીટીમાં 'તલો'ને સ્થાને 'કલો' પાઠ છે. ઉ.એ કોઈ પાઠાન્તર નોંધેલ નથી. ફાગુસ.ની ૩૪૯, ૩૬૨ અને ૮૨૬ની પ્રતોમાં આ છપ્પો નથી.

ઉ.એ 'તલો'નો 'તળિયું (?)' અને 'ધાંખ'નો 'આતુરતા, ઝંખના' એવા અર્થ આપ્યા. સ.એ 'કલો'નો 'કજિયો' અને 'ધાંખ' 'ઝંખના, ધખના' એવા અર્થ આપ્યા છે. ત્રિ. 'કલો'નો 'કલહ, કંકાસ' તથા 'ધાંખ'નો 'ઝંખના' એવા અર્થ આપ્યા છે, અને 'તલો' પાઠ અસ્પષ્ટ એમ કહ્યું છે. જ્યારે ગદ્યાનુવાદ આવો કર્યો છે: "અજ્ઞાની કરતાં જ્ઞાની (વધારે) સારો. તે મન વડે (સમાધાન સાધી) કજિયો ટાળે છે. (સાંસારિક ક્લેશથી દૂર રહી શકે છે.) પણ કેટલીક સંસારી પ્રવૃત્તિઓ ચાલુ રાખવાની તેને ઉત્કટ ઇચ્છા હોય ત્યારે તેની સ્થિતિ પાંખ કાપેલ પોપટના જેવી થાય છે. કદાચ તે પોપટ ઊડી જાય તોપણ દૂર જઈ શકતો નથી, પકડાઈ જાય છે, વિદ્વાન પણ સંસારથી દૂર જવા ઇચ્છે છતાં પ્રવૃત્તિ તેને તરત જ પકડી લે છે, દૂર જવા દેતી નથી."

પ્રથમ તો અહીં 'કલો' પાઠ અને '(જ્ઞાની) મન વડે કજિયો ટાળે છે – સાંસારિક ક્લેશથી દૂર રહી શકે છે' એ અર્થ સ્વીકારી શકાય એવા નથી. અખાની તત્ત્વવિચારણા અનુસાર મન એષણા-ઝંખનાથી, નિવૃત્તિ અને પ્રવૃત્તિ અંગેની એષણાથી મુક્ત ન હોય, ચિત્તની સ્થિતિ બ્રહ્મમય ન હોય ત્યાં સુધી બ્રહ્મ-પરમાત્માની અનુભૂતિ થઈ શકતી નથી. એ જોતાં 'તલો' પાઠ બરાબર છે. તેનો અર્થ 'વ્યાકુળતા-ઝંખના' એવો થાય છે. 'પ્રાકૃત શબ્દ–મહાર્ણવો'માં 'તલ્લો (વિલ્લિ) (દેશ્ય સ્ત્રીલિંગ)નો અર્થ 'વ્યાકુલ હોના' આપ્યો છે. જ્ઞાની 'સાંસારિક ક્લેશથી દૂર રહે' તોપણ બીજી ઝંખનાને-એષણાને વશ રહે એવું બને. એટ

# મુત્કારિબ – બહરોની સ્વાભાવિકતા, "જિબિદિલિયત"

સુરેશચંદ્ર પંડિત

ગુજરાતી ગઝલમા વૃત્ત છંદો ભાગ્યે જ વપરાય છે મૂળ ગુજરાતી ગઝલની બહરો અરબી અને ફારસી પિંગળમાંથી ઊતરી આવેલી હોવાથી ગુજરાતી ગઝલ તેની શરૂઆતથી જ આ રીતે ફારસી ભાષાની કાવ્યરીતિના છંદોમા લખાતી આવી છે મુત્કારિબ એ કુલ જુદી જુદી બાવીસ બહરોનો ફારસી છંદ છે મૂળ તો તે અરબી ભાષાનો છંદ છે, પરંતુ તે ફારસી પિંગળમા વધુ સ્થિર થયો છે ફારસી પિંગળમા તેના ઉપભેદો સહિત તેની કુલ બાવીસ બહર છે તેનુ મુખ્ય આવર્તન વીસ માત્રાનુ છે, કુલ ચાર ખંડોમા તેને વિભાજિત કરીએ તો

फऊलुन फऊलुन फऊलुन फऊलुन

આ પ્રમાણે તેની બહર થાય છે મુત્કારિબ છંદની આ મુખ્ય બહર છે આ બહરમાં લખાયેલી ગુજરાતી ગઝલો ઘણી જ છે ગુજરાતી ગઝલના શરૂઆતના તબક્કાના શાયરોથી નવોદિત શાયરો સુધી સૌ કોઈએ આ બહરમા ગઝલો લખી છે માત્ર વીસ માત્રાની તરલતા ધરાવતી મુત્કારિબની આ બહરમા ગુજરાતી ગઝલે નવુ જ પરિમાણ હાસલ કર્યું છે

બહરની દૃષ્ટિએ આ મુખ્ય આવર્તન फऊलुन फऊलुन, फऊलुन, फऊलुन ગુજરાતીની ગઝલોમા વધુ પ્રચલિત છે પરંતુ મુત્કારિબ જેવા, ગઝલનો મિજાજ ધરાવતા, પૂર્ણછંદમા તેના અન્ય આવર્તનો ઉપર ગુજરાતી ગઝલના પૂર્વસર્જકોએ ભાગ્યે જ ધ્યાન આપ્યુ છે કુલ બાવીસ બહરોમાથી અન્ય બહરો ઉપર ગુજરાતી ગઝલસર્જકોએ form–આકૃતિની દૃષ્ટિએ વિચાર કર્યો નથી એનું પરિણામ એ આવ્યું કે ગુજરાતી ગઝલની શરૂઆતની આકૃતિમા વૈવિધ્યનો અભાવ જોવા મળે છે મુત્કારિબની તેર માત્રાથી વીસ માત્રામા વિવિધ રીતે ગોઠવાયેલી તેની બહરો આજ સુધી ગઝલકારોના ધ્યાનમા આવી નથી એ ગુજરાતી ગઝલનુ દુર્ભાગ્ય છે ઘણાં ગઝલકારો આ વિશે કહે છે કે અમારુ કામ માત્ર ગઝલ લખવાનુ છે છંદની સાધના એ બિનજરૂરી આયામ છે હકીકતમા અરૂઝની આ બહરો કવિતાની નવી દિશાઓ ખોલી આપે છે, કવિને પોતાના ગૂઢ સંવેદન તરફ જાગ્રત કરે છે એ અનુભવ હજી કોઈ સર્જકને ગળે ઊતરતો નથી મુત્કારિબ જેવી પ્રકૃતિ તરફ ગમન કરતાં છંદની રવાની હજી પૂર્ણ રીતે ગુજરાતી ગઝલમા ગોઠવાઈ નથી

મુત્કારિબની સર્જનયાત્રા ઘણી ગૂઢ અને પ્રકૃતિ તરફ ગમન કરતી જોવા મળે છે. આ બહરોમા જે શાયરોએ ગઝલસર્જન કર્યું છે એમની ગઝલયાત્રા ઘણી આત્મલક્ષી અને પ્રકૃતિ તરફ ગમન કરતી જોવા મળી છે પ્રકૃતિને સર્જકના આંતરિક સ્વભાવ સુધી ખેંચી લાવવાની કળા જાણતો આ છંદ કાવ્યપઠનની ક્ષણોમા એક અલૌકિક વાતાવરણ ઊભુ કરી શકે છે. ધેરા સ્વરોમા બોલાતો આ છંદ કવિના આંતર નાદને વધુ ને વધુ જાગ્રત કરે છે પઠછંદ સાદમા બોલાતી તેની લયકારી કવિતાના જગતમા ગઝલનુ એક વિશિષ્ટ સ્થાન ઊભુ કરે છે. મુત્કારિબ સ્વભાવે

તેજ અને બોલવામાં ઝડપ ધરાવતો છંદ છે એટલે તેની બહરમાં લખાયેલી ગઝલના શે'રની બંને પંક્તિઓ ઝડપથી એક સાથે પઠનમાં ગોઠવાઈ જાય છે. કવિતામાં ગઝલનું સ્થાન વિશિષ્ટ છે. કાવ્યકલાની દૃષ્ટિએ તેના સર્જકે formનો પણ પૂર્ણ ઉપયોગ કરવો રહ્યો અને એમ થવાથી જ ગઝલસર્જનની પરમ ક્ષણોની લિજ્જત મળે છે એ હકીકત અનુભવથી સૌ કોઈ સમજી શકે તેમ છે. એ અનુભવની બિના છે.

ગઝલ એ કાવ્યપ્રકારની દૃષ્ટિએ સંગીત સાથે ગાઢ સંબંધ ધરાવે છે. તેમાં સૂક્ષ્મ રીતે ગેય તત્ત્વ સંગોપાયેલું છે. મુત્કારિબ છંદની નાનીનાની બહરો સંગીતની સૂક્ષ્મ તરાહમાં ગઝલને સરસ રીતે ગોઠવી આપે છે. મંદ્રસપ્તકથી છેક તારસપ્તકમાં જતાં તેના સ્વરો મુત્કારિબ છંદની ગઝલને એક નજાકત-ભર્યું તરન્નુમ બક્ષે છે. સંગીતની દૃષ્ટિએ કટકે કટકે (step nature) ગવાતો આ છંદ અંતે તો નાભિસ્વરોને જાગ્રત કરવાનો સ્વભાવ ધરાવે છે. બહારની લયકારી સર્જકના અસ્તિત્વને ઊંડે ઊંડે અગોચર પ્રદેશમાં સંગીત દ્વારા ખેંચી જાય છે. એ ક્ષણે મુત્કારિબના સ્વરો તારસપ્તકમાં વિહરતા હોય છે! ગઝલસર્જક તરીકે એની લયકારીનો સંગીતમય આકાર કાગળ ઉપર પણ ઉતારી શકાય છે. ભાવાર્થ એ કે સૂક્ષ્મ દૃષ્ટિએ જ નહીં પરંતુ સ્થૂળ રીતે કાગળ ઉપર પણ એમાં રહેલી સંગીતમયતાને એક સુબદ્ધ આકૃતિનું સ્વરૂપ આ બહરોમાં મળે છે. ઉપરાંત લોકસાહિત્ય અને ભજનમાં વપરાતા પ્રાદેશિક લોકઢાળ સાથે પણ મુત્કારિબનું અનુસંધાન મળે છે.

ફારસી અરુઝમાં મુત્કારિબનો ઇલ્મ અનોખો છે. ફારસી ભાષાની કવિતાના ઉછેરમાં અને તેના શિરાઝી લાલિત્યમાં મુત્કારિબની છાદમાનીનો આકાર કલામય લાગ્યા વિના રહેતો નથી. ભાષાની દૃષ્ટિએ તેની બહરોની આગંતુક અને ક્યારેક નવી જ પ્રતિભા ધરાવતા શબ્દસંકેતો તરફ તે સર્જકને પ્રેરે છે. ગુજરાતી ગઝલોમાં પણ તેની છાદમાની અનોખી જ રહી છે. મુત્કારિબની મુસમ્મન સાલિમ નામની બહરમાં (આગળ દર્શાવી છે : ૨૦ માત્રા, ચાર આવર્તન) ગુજરાતીમાં અનેક સુંદર રચનાઓ જોવા મળે છે. એટલે ગઝલકવિની ભાષાસંહિતા અંતે તો મુત્કારિબ જેવા છંદનો પૂર્ણ સ્વભાવ ધરાવતી બહરોની સ્વાભાવિકતા 'જિબિલ્લિયત" છે.

---



---

# રામેશ્વરમ્

## જયન્ત પાઠક

ગંગાનું જળ લઈને નીકળ્યો છું
રામેશ્વર જવા
ને એમ
ઉત્તર દક્ષિણને પવિત્ર અભિષેકથી
સાધવા, એક કરવા
કાંધે ઝૂલે છે કાવડ
હોઠે ભગવાન શિવની મહિમ્ન સ્તુતિ
પગમાં
ધરતીના સ્પર્શથી રણઝણતા રુધિરની ગતિ
અડાબીડ તપોવનો ખૂંદતો
પ્રત્યેક ઋષિના આશ્રમને પ્રણામ કરતો
ઝરણાંનું જલ પીતો, હરણાંને પંપાળી લેતો
પંખીઓના ટહુકામાં
સવિતાના આદિ ઉદયના સ્તોત્રનું શ્રવણ કરતો
– तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि
धियो यो नः प्रचोदयात् –
નગરોના કોલાહલોને વીંધતો
ખેતરોના ઋજુ હૃદયના
લીલા ભીના સ્વાગતથી ધન્ય થતો
પહાડો ઉલ્લંઘતો, પંગુની પ્રાર્થના ગાતો,
હૃદયમાં ઊછળતી ભક્તિભાવની ગંગા
મન ચંગા
મારે ચાલ્યે બધું ય ચાલશે
આ સેતુહિમાચલ,
મારી રક્તરંગી પાનીઓથી ભીની ધરા
શતસહસ્ર ભુજાઓ ધરાવતા દેવતાની જેમ
એક અખંડ ચૈતન્યની ઝંકૃતિમાં જાગશે–
પણ એકાએક
વાટમાંના પહાડની વાગે છે ઠેશ
કાંધની કાવડ હેઠી પડે છે
પાત્રમાનું પવિત્ર પાણી
ઢોળાય છે ધૂળમાં – ધૂળધાણી !
પાત્રભંગ !
કાવડનું કાઠું –લાગ્યું'તું જે મને કાઠું –તે
બરડ, બેવડ વળી જાય છે
કાષ્ઠભંગ !
પગ હવે અચલ, જડ
અસ્થિભંગ !

રક્તવાહિનીઓ સુક્કી, મારા દેશની નદીઓ જેવી
શ્વાસમાં રૂંધામણ, પ્રદૂષિત હવાની હોય છે એવી,
હું ઢળી પડું છું –
ગતિભંગ !

મેં ગંગાનું જળ લઈને નીકળ્યો હતો
રામેશ્વર જવા
ઉત્તર દક્ષિણને સાધવા, એક કરવા
–ईशावास्यं इदं सर्वम्–
પણ આટઆટલા ભંગ !
એમને સાધીને
ક્યારે પહોંચાશે રામેશ્વરમ્ ?!

# આમ તો માત્ર લીલા છે

## હરિકૃષ્ણ પાઠક

આમ તો માત્ર લીલા છે, લીલા પ્રાસાનુપ્રાસની;
ને વળી આમ ભક્તિ છે, ભક્તિ દાસાનુદાસની.

કાંઠે કાંઠે છે કશું તાણુ જેવું,
ફૂટું ફૂટું થૈ રહ્યું વાણુ જેવું,
ઊંડે ઊંડે જાગતું જાણુ જેવું,
ઝાંખુંપાંખું લાગતું આણુ જેવું.

એવી ને'વી છે કશી વાત એવી
ઝીણુંઝીણું ઝૂમતી જાત જેવી;
મીઠીમીઠી મેઘલી રાત કેવી
દીઠીદીઠી ને ભલી ભાંત સેવી.

જોકે જૂના રાગ ભૂલી જવાશે,
અંતે જાતાં સાવ ડૂલી જવાશે,
જોતાંમાં તો ક્યાંક ઝૂલી જવાશે,
ખોવાયાં તો સ્હેજ ખૂલી જવાશે.

ઊંડે ઊંડે આજ આનંદ છે કે?
છુટ્ટો કોઈ છાકટો છંદ છે કે?
ફંફેર્યો કે ફૂટડો ફંદ છે કે?
ચારેપાથી ચીતર્યો ચંદ છે કે?

આઘાપાછા શું થવું શબ્દફેરે;
ડ્હોળાં હો કે નીતરાં નીર લ્હેરે;
ઘેરાણી તો આભમાં વીજ હેરે,
જીવ્યા તો ભૈ ઝૂઝવું જીવ પેરે.

ખાંખાંખોળાં ખોટમાં શું કરે છે?
ખાલીખોટી દોટમાં શું મરે છે?
રેતી...રેતી...ઓટમાં શું સરે છે;
ભોળો છે ને ભોટમાં તું ઠરે છે.

ભેળાં તો થાતાં થયાં, ઠીક છે ભૈ;
અંતે થાશું વેગળાં, ઠીક છે ભૈ.
સાચુંખોટું એક છે, ઠીક છે ભૈ,
તૂટચો તો યે ટેક છે, ઠીક છે ભૈ.

ગોલાપાની સાટમાં ગાળ જેવું,
માથે આવ્યું છે કશું આળ જેવું;
ઊંડે ઊંડે ઊડતી ઝાળ જેવું,
પાટે મૂક્યા ભૂખના થાળ જેવું.

માલીપા કૈંયે નથી માલ બાપા,
તૂટીફૂટી શું ધરો ઢાલ બાપા;
હૈયે ઊંડચા કારમા ઝાળ કાપા
તો યે દીધા બારણે લાલ થાપા.

જાવાં તો ભૈ પાંસરી વાટ જાવાં;
ખાવાં તો યે પૂર્ણ પકવાન્ન ખાવાં;
પાવાં તો કૈં નીતરાં નીર પાવાં
ન્હૈં તો ઝૂડી જાણવાં જાળ-ખાવાં.

ઊંડી ઊંડી આ ધરા કેવડી છે?
ઝૂકી જાણો જાતમાં એવડી છે.
ન્હૈં તો દાણાદાણ કંઈ રેવડી છે;
સાચી વાતે ધાર તો બેવડી છે.

ફાંદે પાછાં રેશમી ફૂમતાં છે;
શેઠાણી કૈં ગેલમાં ઝૂમતાં છે.
લીલાંલીલાં ઝાડ લેલૂમતાં છે,
આઘે આવ્યું ગામ એ 'ઊમતા' છે.

ચારે બાજુ શી ય માયા ભરી છે!
હસ્તી છે કે માત્ર છાયા ધરી છે;

કોણે આજે લીધ કાયા હરી છે?
ગંધો આરોપાર વાયા કરી છે.

ભેળાં થૈને ભાંગતી રાત બાંધી,
ટેભા દૈને તૂટતી જાત સાંધી;
વાળી બેઠા ભૂલથી ક્યાંક આંધી
ન્હૈં તો સૂંઠી ગાંગડે ચાત ગાંધી!

કૂંડે બેઠા દૂધિયા બે'ક દાણા,
ફૂણા કોઠે ક્યાંક પાકે ય પાણા.
ગોલા ભેળા ધૂળ ફાકે છ રાણા;
એકે રીતે ઊકલે ન્હૈં ઉખાણાં.

ડાગાઢિયાનો ભલો વેશ ચાલે,
દેવાળાંમાં દોદળો દેશ મ્હાલે;
ચૂસો કૂંકચો ને ભરી મેશ ભાલે,
ફેકાં ભાંગી ધૂળ-ગુંબેશ ચાલે.

ફાંગી આંખે જોઈ રૂઢેવાં કૂલેકાં:
પીળાં પાને પાડવાં ફોક લેખાં,
શું બોલે કે શું ચલે દેખદેખાં
આમે સંધાં લાગતાં એકરેખાં.

મંગાળે થોડીઘણી મેશ બાળી
ખાંતે પોઢયા ખાટલી ક્યાંક ઢાળી,
સાચીખોટી લાગણીને ય પાળી;
લીધું એવું ગાંઠથી દીધ વાળી.

કેણું દેતાં કેસ સામી નડે છે,
ફાટચાતૂટચા પૈસ ખંભે પડે છે;

હારેલા સૌ માંહ્યમાંહિ લડે છે
એમાં બોલ તું શું હસે કે રડે છે?

ભંગારીનો રોકડો સાવ ધંધો,
ના માગે જે રંગ-રોગાન-રંધો;
જેવા તેવા જાળવ્યા જો સંબંધો,
ચાલે, જાણે દેખતો હોય અંધો.

તાતાથૈયા – ભાંડ તૂરી ભવાયા,
ઝાઝા છૈયા સાવ લાગે નમાયા,
ઠેકો લીધો ને ફરીથી દગાયા,
'ક્યા પાયા? બોલો, અરે ક્યા ગંવાયા?

ભોગાવાકાંઠે વસ્યું ગામ છે ક્યાં?
ભૂલ્યા જેવું સાંભર્યું નામ છે ક્યાં?
ને રાપા રંછોડનું ધામ છે ક્યાં?
બીજું તો કૈં આપણે કામ છે ક્યાં?

આખું યે આ અપખું શી બલા છે,
કૂડી કંઈ કારીગરી કે કલા છે!
કાશીની છે કરૂવતી–કરૂપલા છે?
પાણી છે કે ઝાંઝવાં ઝલમલાં છે?

ચારે છેડે છૂભ છુટ્ટી ફરી છે,
જાણો છો કે ક્યાં ફરી શું ચરી છે?
દીવાસાખે આ પ્રસાદી ધરી છે,
થોડી ઝાઝી વૈખરી વાપરી છે.

આમ તો માત્ર પીડા છે, અર્થના મોહપાશની;
ને વળી આમ ક્રીડા છે–રંગભાવાનુભાસની.

# જામતી રાતે

## કિશોરસિંહ સોલંકી

જામતી રાતે
મારી ઊંઘને કૂંપળો ફૂટે
હાલુકાલુ ફરફરે
ખિલખિલ હસે.

વૃક્ષોની ડાળીએ ડાળીએ ઘૂઘવવા માંડે વસંતનાં મોજાં
મોજાંમાં હિલ્લોળાય પર્ણોનો ઉન્માદ
રોમાન્ચ !

કાચબાની પીઠ પલાણી ખાંસતી આવતી જાય પાનખર
પર્ણ
હાંફતાં ફરફરે
ખરખરે
પવનની લાકડીના ટેકે પડતાં-આખડતાં
ચકરાતાં-ભમરાતાં નેજવાં કરે
ફૂટતી કૂંપળો ખિલખિલાટ હસી પડે
હસતાં હસતાં હાંફવા માંડે
હાંફતાં હાંફતાં ફરફરે
ખરખરે
જામતી રાતે.

# નીકળે

## પ્રતાપસિંહ રાઠોડ 'સારસ્વત'

આંગળી ચીંધી ને અજગર નીકળે;
જેટલી પાંપણ તે ખંજર નીકળે.

લાગણીને ક્યાં મૂકીશું સે'ફમાં?
બંધ તિજોરી જ ગબ્બર નીકળે.

શ્વાસને ખોળાધરી ક્યાંથી મળે?
ચોખ્ખું સરનામું ય વક્કર નીકળે.

એટલે એ સ્હેજ ભીનો થઈ ગઈ;
ફૂલ સ્હેરી આજ પથ્થર નીકળે.

હાથ મેલો કો'કનો એવો ફર્યો;
એક પણ માણસ ન નક્કર નીકળે.

## વિનિમય

### ઉશનસ્

ન કે હું ચાલ્યો છું અબુધ-જડસું જેમ, અથવા
વિરાગીના વેશે પૃથિવી પથ પે,
ચઢ્યો હેલે, મેળે ચરણરથ પે,
ન કે મેં માણ્યા ના વીંટત મુજને દ્યૌ દ્યુતિ હવા
હું જાણું પૃથ્વી શી પૃથિવીપદમાં, લાખ બીજથી
થતી ફૂટું ફૂટું ગલીપચી મને પાય,
ન કે ના માથે દ્યૌ ટશર લટઝીટાય,
બધાનું પામ્યો છું કંઈક, કંઈ દીધું ય નિજથી,
હું વસ્તીમાં રસ્તા પર પણ ચર્યો આવી જ રીતે,
ન કે જે જે સામે જરી મળી ગયા
અને જે જે સાથે પળી, વળી ગયા
રહ્યા તે હૈયાની બહિર અથવા તો અવગીતે*
ન કે હું એનો એ ઘરથી નીકળ્યો એ જ, અસલી
મળ્યા તે સૌએ કર્યા અવિકૃત! બધે હું જરીજરી

* અવગીત – ઉપેક્ષિત નિંદિત
અવગીતે રહ્યા નથી નિંદિત ઉપેક્ષિત પણ રહ્યા નથી–એ અર્થમાં –ઉ૦

## સમયનું પારણું

### કૃષ્ણ દવે

હા, અમે ઊભી હતી દીવાલ એ દીવાલ જેમાં હોય વચ્ચે બારણું,
હા, જુઓ અમને મળી દીવાલ એ દીવાલ ને દીવાલનું અવિરતપણું
શ્વાસ પંખીઓ અમારે આંગણે ચણતાં અરે નિર્ભય બનીને યુગ વીત્યા,
અજ્ઞાત કોની કાંકરીએ થઈ ગયું છે સાવ સૂનું આ અમારું આંગણું !
તે કાળમાં વિખ્યાત મહેલોમાં થયેલો હું અને આ કાળમાંયે શ્રેષ્ઠ છું ખંડેરમાં,
કાળના સંગ્રામમાં છો પ્રાણ ત્યાગ્યા તે છતાં સ્હેજે ય મેં છોડ્યું નથી મારાપણું
હાથ કોના સતત ઝુલાવે અને આ પોઢનારું બાળ તે કેવું હશે?
સ્હેજ ના થંભે સતત ચાલ્યા કરે છે યુગયુગોથી આ સમયનું પારણું

# પત્ર-ગઝલ

રાજેશ વ્યાસ

## ૧

સાંજનું છેલ્લું કિરણ લે મોકલું,
ભૂલવા જેવું સ્મરણ લે મોકલું.

પાંદડું પણ એ પછી ફરક્યું નથી,
સ્તબ્ધ છે વાતાવરણ, લે મોકલું ?

કોણ જાણે કેમ પણ થાતું સતત,
પત્ર સાથે આંખ પણ લે મોકલું.

તેં લગાડ્યું 'તું ગળે એ યાદમાં,
ચિત્રનું જાગે હરણ લે મોકલું.

શું વધારે હોય લખવાનું તને ?
હું મને એકેક ક્ષણ લે મોકલું.

## ૨

આંખ જો ખોલું તરત દેખાય ઉંબરમાં સજનવા,
એટલું પાણી ઉછાળા ખાય સાગરમાં સજનવા.

શું સતત લખવું અને આ ભૂંસવું ચલ રૂબરૂ મન,
જાતનો દરિયો શેં ઓળંગાય અક્ષરમાં સજનવા.

શું ખલાઓ કૈં સહજ બસ ગોઠવાતી આપમેળે,
હોય કોઈ પ્રશ્ન પણ બોલાય ઉત્તરમાં સજનવા.

આંગણે આષાઢથી આસો લગી કૈં રોજ અવસર
ઓરડે કૈં રોજ દીવા થાય ઝરમરમાં સજનવા.

શ્વાસ જાણે હોય છે તારીખનું મિસ્કીન પાનું,
સામટાં કૈં સ્થળસમય બદલાય
પળભરમાં સજનવા.

## ૩

ઝરમર ઝરતો શ્રાવણ મોકલ,
તને જોઉં એ દર્પણ મોકલ.

જુદાઈ પણ લાખેણી લાગે,
સરસ મળ્યાનું કારણ મોકલ.

ઝાડ ઊગે સાંજે ટહુકાનું,
બસ એ તારું આંગણ મોકલ.

આમ લીલાછમ ક્યાં લગ રહેવું,
જળ જેવું કૈં સગપણ મોકલ.

દિવસોથી ક્યાં સૂરજ ઊગ્યો ?
ખૂબ સૂતો છું કૈં પણ મોકલ.

## ૪

સાવ મધરાતે ય પણ ઝબકીને કાગળ વાંચીએ
રેત પરની માછલીની જેમ વિહ્વળ, વાંચીએ

શું હશે જે વાંચવું છે ને હજુ આવ્યું નથી
થઈ ગયો કાગળ પૂરો ને તો ય આગળ વાંચીએ

સાવ તરસ્યા આદમી પણ લાગીએ દરિયા સમા,
મોકલાવેલી તમે જ્યાં એક અટકળ વાંચીએ.

એ મઝા છે ઓર કે બેચાર બસ અક્ષર લખો,
હોય લાંબા કાગળો, ઓછા પળેપળ વાંચીએ.

ચાલશે મિસ્કીન ઉપનિષદ્ કે છાપું કાલનું,
પત્ર વિનાનું કશું પણ હોય કેવળ વાંચીએ.

## શેનો અટવાય છે? | ચંદ્રકાન્ત શેઠ

શેનો અટવાય છે – કુટાય છે આમ જર્જરિત શબ્દોમાં?
તું કંઈ વહેણમાંથી ફંગોળાઈ ગયેલ મત્સ્ય નથી;
          તું તો છે શબ્દ સૌના મારેનો,
          તું તો છે અર્થ તારી સમગ્રતાનો!
કેટકેટલી રીતે તું ચાલે છે, દોડે છે, કૂદે છે ને નાચે છે!
તારાથી જ જીવતા છે આ રસ્તાઓ!
તારામાંથી ઊભાને વહે છે તારા ભણી જ.
તારે વળી રસ્તાની શી તમા?
તું તો ચાલી શકે છે આંખથી ને અવાજથી પણ!
તારે વળી પટાક પટાક પાવડીઓની શી તમા?
કોઈ જોડો રસ્તામાં ફસકી પડે, તારે શું?
તારો તો રસ્તો ચાલે છે તારી જ સાથે, તારા જ પગલે.
તું ઓછો જ કંઈ સ્થગિત છે?
તું ખુલ્લો છે તડકા સરખો!
તારે બંધ કોટ શેના?
તારે કોલર ને બટન શા?
તારે તો છાતી છે, વાળ ઊગેલી, પહોળી પાટ-શી.
તારે કેવળ લાંબી લટકતી બાંયો નથી,
તારે તો છે કસાયેલા – કામઠા સ્નાયુબદ્ધ હાથ.
તું લાચાર થઈને લટકશે,
          ફાટેલા કોટ જેમ એ·

તારે તો [illegible]

## ફોરાં

**કનુભાઈ જાની**

૧

નાચે તાલે
ફોરે ફોરે
ટુપુર ટુપુર ટપ !
ખેલે ગાલે
ગાયે તાલે
ટુપુર ટુપુર ટપ !
પાને પાને
લ્હેરૂખી લ્હેરે
હરખી હરખી
મ્હોરે મ્હોરે
ટુપુર ટુપુર ટપ !
નેવે નેવે
છજે છજે
છાતે છાતે
'છીતે 'છીતે
એક જ કૂજે
કૂજે હવે
ટુપુર ટુપુર ટપ !
અંબર આખું
ચૂવે ચૂવે
ફળિયું આખું
જુવે જુવે
પત્તાં પત્તાં
ડાળીએ ડાળી,
ગાનની બધી
થૈ હરિયાળી,
આભલે વેરી
મોતી–થાળી
છોરાં ફોરાં
કોણુ રે કોરાં ?
ટુપુર ટુપુર ટપ !
ક્યાંક ધડૂક્યો
ક્યાંક વડૂક્યો
ક્યાંક સળૂક્યો
સળક્ દેતોક્
ક્યાંક સંતાયો
ક્યાંક ખોવાયો !
ખીણુ ધડૂક્યો
ડુંગર ડૂક્યો !
વાયરે ઝૂક્યો :
ફૂક રે
ફૂક રે
ફૂક !
ટુપુર ટુપુર ટપ !

૨

ફોરેફોરું સહસ્રશત ફરફર થૈ ફરૂફરે !
હવાને કણકણુ પાંપણુ સ્રવે,
હેજથી વિશ્વ રસાયું દ્રવે,
છતાં રે રેલાતું ના કશું
એવી આ ફરૂફર્ કેવી ફરે ! ૧
ફરૂફરે ધજા બની ફરફરે !
હવાથી હલકી થઈ કૈં તરે !
હવાની હેજ બની નીતરે
નેજનું પાંપણુ પાંપણ ભરે,
શ્વાસ થઈ ભીતરમાં ખળૂભળે !–
ફરૂફરે કેવી ભીતર્ ભળે ! ૨

પાત્રની સપાટીએ, જો, સર્યું !
સરકતુ બાળ
નેતરની પાળ–
તળે પાતાળ–
લોક જઈ ઠરે !
નાગણી એક જાગતી ઠરે
'ભાગ રે બાળ, નાગ છે કાળ
એમ કરગરે,
બાળ કહે 'તારુ સભાગ,
નથી રે બાળ,
હું જ છુ કાળ,
લાગુ છુ ફરફર પણ હુ ફોરુ,
લાગુ છુ જર્જર પણ હુ વજ્જર !
કણ છુ,
ક્ષણ છુ, પણ ના છોરુ
ના રહેવા દઉં કશુ ય કોરુ'
બોલ્યુ બાળ
સળવળ્યો કાળ
મરડતે મુખે વદ્યો, 'સભાળ,
બાળ, હુ થઉં તારો દુષ્કાળ'
પછાડી ફેણ ઝપટ જ્યા ભરી
ફેણથી ત્યા ફરૂફરૂ ઊભરી !
હવામા હસતી ઊડતી ભળી !
સળકી જાણે ક્ષણમા વીજળી–
કૃષ્ણની બહેન ! ૩
નથી ત્યા કશુ !
નથી ત્યા ફેણ !
નથી ત્યા વ્હેણ !
નથી ફોરુ ય !
નથી કોરુ ય !
અમસ્તી ઝીણી જે ફરૂફરૂ
મૂકી ગઈ કશીક રે મર્મર ! ૪

] કવિલોક માર્ચ–એપ્રિલ ૧૯૮૬

## ચહેરો

બારીન મહેતા

ન સીધો ન સપાટ
ન વાંકો ન ચૂંકો
ન ગોરો ન કાળો
ન સુંદર ન અસુંદર
ન ભોળો ન શઠ
ચહેરો
માત્ર ચહેરો
કેવળ ચહેરો
એકેએક રેખા સ્પષ્ટ
સ્મિત કરે તો સ્મિત જ
ગુસ્સે થાય તો ગુસ્સો જ
બોલે તો શબ્દ જ
રડે તો આંસુ જ
એવો
આ ક્ષણમા પણ
પેલી ક્ષણમા પણ
ને આ આવતી ક્ષણમા પણ
ક્ષણેક્ષણમા જે છે તે એ પોતે જ
ગલીએ ગલીએ
ગલ્લે ગલ્લે
રસ્તે રસ્તે
પોસ્ટરે પોસ્ટરે
બાગમા સ્ટેશનમા
બસમા ટ્રેનમા
રાનમા વેરાનમા
ભોંયમા ને ભીંતમા
પ્રયોગશાળામા મ્યૂઝિયમોમા

બધે, બધે જ એ ચહેરો
ન સૂકો ન લીલો
ન ટાઢો ન ગરમ
ન મીઠો ન કડવો
એવો
એની આંખો : બે પલ્લાં
નાક : પલ્લાં – વચલી દાંડી
એમાં જોખાયાં કરે
સત-અસત
ન્યાય-અન્યાય
અર્થ-નર્થ
સ્વાર્થ-પરમાર્થ
શ્રેય-પ્રેય
અંધારું-અજવાળું
એટલે તો દેખાય ચકળવકળ
કે જણાય વિહ્વળ
છતાં ક્ષણ બદલાતાં
એ સાપેક્ષ
ને બીજી જ ક્ષણે સૂંઘે સઘળું
અથવા તો
મન પડે તે કરે
ચાખે
ક્યાંક અડે
કે સાંભળે.
પણ જે કરે તેમાં રમમાણ
એથી તો
ક્યારેક ઊપસી આવે પર્વતો
તો ક્યારેક ખીણે ય કળાય
ચહેરે
ક્યારેક ખળખળે નદીઓ
તો ક્યારેક રણે ય સૂસવે
ચહેરે
ક્યારેક લીલો ભર્યો મોલ
તો ક્યારેક સ્તબ્ધ વેરાન
ચહેરે
આમ જ
એવું હોવું
હોવાતું રહે
કાળ તો વહ્યા કરે
ને એ કાળને કહ્યા કરે :
તને ભાજ્યો ત્રણ ટુકડામાં
તને સાંધ્યો સાપેક્ષથી
તને જે કંઈ થાય દેખાય મારામાં
મને જે કંઈ થાય રેખાય તારામાં
ને અદ્દલ અવાકે ય થાય
કોઈને હૈયે પડ્યું કાણું
કે અધવચ અટકે ગાણું
એની આ અવાકતા
જેટલી પોતા માટે
એટલી અન્ય માટે
આ બધાનાં મૂળમાં તો એની ખોપરી
ને ખોપરીમાં બારણાં-સીડીઓ-ઓરડા જ ઓરડા
એ નિજ-નિમગ્ન જણાતો હોય
ત્યારે ખોપરીભીતર ચક્રવાત્ જેમ જ
જુએ ફરે દોડે
આ સીડી ચડે પેલી ઊતરે
આ ઓરડે બેસે પેલે સૂએ
મુક્કાબાજી
તુક્કાબાજી
ને ધમાધમ

ધમાધમ
પ્રશ્નોને પકડે
મારે પીટે
ઠરડે મરડે
ફૂંકે ઝૂંકે
એવું તો ઘણું
કળાય તેને જ કળાય
આમ જ એ ગળાય
ને વળતી પળે !
જાણે નીતર્યાં જળે ઝીલ્યો ચાંદો !
—એવો

રણમાંનું ઊંટ
જંગલમાંનું પ્રાણી
રાફડાનો સાપ
કણ પે ચડતી કીડી
—એને બધું ય થતાં આવડે
શરત એટલી જ કે
ન ધવાવું જોઈએ એનું માથું
એ ધવાય કે પત્યું
આમ તો એ
કમળપૂજા ય કરે
પણ ધવાય તો—
તો—
તો શું કરે એ
એની એને જ પતીજ
સૂરજે ય ફોડે
સિંહાસને ય તોડે
હથિયારે ય સજે
ને શાસ્ત્રોને ય તજે

કારણ
એના ભ્રમણ વચ્ચે
હજારો હજારો માઈલો કેદ
એના ડાબા જમણા કાન વચ્ચે
આકાશ જેવા આકાશના ભેદ
એને સોક્રેટિસ કહ્યે ન ચાલે
કે એને ગેલેલિયો કહેવાથી પણ ન પતે
એ
કોઈ એક નથી
ને ઈશ્વરે ય નથી
એ
હું, તું, તે—બધા છે
એ છે
માત્ર ચહેરો
કેવળ ચહેરો

## ઓળીમાં

હર્ષદ ચંદારાણા

ઓળીમાં મેં સાચવી રાખી તરસ,
જાતરા થઈ જાય ના રહેંને નીરસ

આ પ્રતીક્ષાને ઉલેચી ના શક્યો,
હાથમાં મારાં હતાં મારાં વરસ

રાત આ થીજી ગઈ, રોકાઈ ગઈ—
પણ ગયો ક્યાં આજ રોકાઈ દિવસ !

તારી બાજુ ઊડતું મન પૂછતું—
ભીંત, છત કે દ્વાર શું, શું છે ફરસ !

સાજ, દરિયો, નાવ ને તારું સ્મરણ,
સાવ ડૂબી જાઉં તો ખૂબ જ સરસ

## વરસાદ
### સતીશચંદ્ર વ્યાસ

વરસાદ એક રીતે તારા સુધી પડ્યો છે,
અમને ભીના થવાનો જાશો ફક્ત મળ્યો છે.

વાદળ બધાં સજળ પણ કોરો રહી ગયો છું,
નહિતર પવન સમયનો પણ આ તરફ વળ્યો છે.

વરસાદ જેમ તારો ઝુંઝાળ સ્નેહ વરસે,
છે એક તો વરસતો, એમાં બીજો ભળ્યો છે,

લથબથ અને સજળતું, વરસાદ જોઈ જોઈ,
મારી છે આંખમાં જે, એને તમે કળ્યો છે ?

ભીના થયા અમે ને તારી તરસ છિપાણી,
વરસાદ તું કહે કે કોને હવે ફળ્યો છે ?

## મને
### ફિરોઝ કાઝી

દૂર દીસે ઝાંઝવાનું રણ મને,
તું ફરીથી એકબેથી ગણ મને.

ઇંટ, રેતી, ગ્રીટ, કપચી થઈ ગયો,
એક નાનું ઘર ફરીથી ચણ મને.

હું થઈ કણકણ ગયો વેરાઈ છું,
તું થઈ પક્ષી ધરાઈ ચણ મને.

ના મળે તું તો ચલો વાંધો નથી,
કેમ ના પામી શકું હું પણ મને.

તાર તાર હું થૈ ગયો છું પ્રેમમાં,
એ જ સાળે તું જુદેરો વણ મને.

જોઈએ કેવાક દાણા આપશે,
તું જરા મસ્તકથી આજે લણ મને.

## થઈ ગયું ઉલ્લાસમય
### 'શૈલ'

ના કહી જકડી શક્યો ક્ષણ ક્ષણ મહીં વ્હેતો સમય,
આ છબીમાં એટલે મેં સાચવી રાખેલ વય.

આપણા સૌના કિનારા છે ઘણા અકબંધ પણ,
આ નદીનું પૂર સર્જાવી ગયું ભારે પ્રલય.

સાવ ઠૂંઠા વૃક્ષને કૈં કેટલી કૂંપળ ફૂટી !
કોણ આવ્યું ને ગયું કે થૈ ગયું ઉલ્લાસમય !

ફૂલ, તારા, વૃક્ષ, વાદળ, આભ, પંખી ને પછી,
ચાહવા માટે મળ્યું છે એક આ તારું હૃદય.

## પ્રોષિતભર્તૃકાનું ગીત
### રાજેશ પંડ્યા

સૂની રે ફળી ને સૂની ઓસરી
સૂના રે ભણકારા ભીને વાન...

અવળસવળ ઓરીંગણ સોતો તડકો તૂટે મોભે રે
એકસામટું ઉલેચવું અંધારું ખોબે ખોબે રે

ઝાંખો રે દીવો ને ઝાંખું આયખું
અશદશ અજવાળું વેરાન...

અવાવરુ આંગળીઓ લીલી કુંજારોને ઝંખે રે
લોહીવચાળે ધાગંધાગ સાપણ લીલું ડંખે રે.

રેઢો રે ચૂલો ને રેઢી તાવડી
રેઢા રે રખડે છે રાંધ્યાં ધાન...

શેવાળી શ્વાસોની વચ્ચે પગલાં અડવડ માંડું રે
વીંઝયું ત્યાં તો તળાવડીએ સેલ્લારાનું કાંડું રે.

પાળે રે ઝૂરે છે તરસે વીરડો,
પાળે રે સુકાયું સૈયર ભાન...

# જીવગતિ

## સંજુ વાળા

અરધુ પરધુ જ્યા ત્યા તો જીવને વાગી ઠેસ જીવતને ઘણી ખમ્મા !
જીવજી જીવને વાવડ દેવા ચાલ્યા જીવને દેશ જીવતને ઘણી ખમ્મા !
ઝરમર ઝરમર તડકે પલળ્યો મોઘમ માણી રાત જીવતને ઘણી ખમ્મા !
સાવ અચાનક છાતી ઉપર વાગી જીવને લાત જીવતને ઘણી ખમ્મા !
આકળ એની આખો વિકળ સપનાઓ ઘેઘૂર જીવતને ઘણી ખમ્મા !
એનઘેન પાપણમા ધસમસ ઇચ્છાઓના પૂર જીવતને ઘણી ખમ્મા !
પીળી ધમરક પીડા પોટલી છલ્લક છલ્લક થાય જીવતને ઘણી ખમ્મા !
બધ મુઠ્ઠીમા સભારણાઓ ચપટીભર નઈ જાય જીવતને ઘણી ખમ્મા !
ઓછપનુ તગતગતુ આસુ આખે એક ઠરેલ જીવતને ઘણી ખમ્મા !
ક્યા પહોચે છે કાગળ કોઈને તડાનો ય લખેલ જીવતને ઘણી ખમ્મા !
દખ્ખણ પાદર ઊભી આબલી અપલક જોતી વાટ જીવતને ઘણી ખમ્મા !
બાકી રહેલા મનોરથોએ ખાધી રે પછડાટ જીવતને ઘણી ખમ્મા !
અરધુ પરધુ જ્યા ત્યા તો જીવને વાગી ઠેસ જીવતને ઘણી ખમ્મા !
જીવજી જીવને વાવડ દેવા ચાલ્યા જીવને દેશ જીવતને ઘણી ખમ્મા !

# ખાલી વાવ

## રમણિક સોમેશ્વર

કાકરી કે કાપ છે ને જળ તરગાતા નથી
કઈ યુગોથી સાવ ખાલી થઈ ગયેલી વાવ છુ

તુ હવે આવે જ તો આવી શકે પડઘા રૂપે,
કોઈ પણ ઘડીએ હવે આવી શકે છે, આવ છુ

છુ હજુ અકબધ, ઊડે, છેક ઊડે છુ હજુ,
કોઈ પીંછુ, કોઈ ઝાઝર કે પરીને લાવ છુ

ને પગથિયા પર, પગથિયા પર, ઘણી યે વાયકા
કાન દઈ સાભળ, અગર એકાદ તો સભળાવ છુ

લઈ હવડ એકાત ભીતરમા ઢબૂરાયુ બધુ,
છે સભર એકાંત ને હુ સાવ ખાલી વાવ છુ

# જીવવાનું છે

## ભરત વિંઝુડા

દ્વારને દીવાલ વચ્ચે ખૂલવાનુ છે,
આ વિરોધાભાસ લઈને જીવવાનુ છે

વાત છે આ ચામડી ચિરાઈ ગઈ તેની,
વસ્ત્ર ફાટેલુ ફક્ત ક્યા સીવવાનુ છે ?

હોય છે ભયગ્રસ્ત સૌ ચારે ય બાજુથી
એકબીજાથી જ જાણે કે બીવાનુ છે

એક માણસ દોરડા પર જેમ ચાલે છે,
એમ કાગળ પર કલમનુ ચાલવાનુ છે

એક ટુકડો જિંદગી કાલે ફરી મળશે,
એક ટુકડા મોત જેવુ ઊંઘવાનુ છે

## ગીત
### મધુકાન્ત કલ્પિત

લાગલી તે પત્તર ના ખાંડ!
તારે તો પગમાં કોઈ જુતાને ઠામ
નર્યા સન્નાટા પ્હેરીને ચાલવું,
ટૂંકી પડે છે જાત ટૂંકી
છતાં ય જખ મારી દમામભેર મ્હાલવું.
થાય શું? જ્યાં બન્ને હથેળિયોની રેખાઓ ડાંડ...
આમ તો તું ફૂંક જરા મારે
ને દરિયાના દરિયાઓ હિલ્લોળે ચઢે,
લખ્ખોટી જેમ રમી નાખે પહાડ.
અરે! એમાં શું કામ કોઈ વઢે?
ખીંટીથી કોરોકટ સૂરજ ઉતારી લઈ
ચાલવા તું માંડ...

## શું શું ગયું?
### આહમદ મકરાણી

સીમ, શેઢો, મોર, ટહુકો ને પછી શું શું ગયું?
ઘર, ગલી, સરિયામ રસ્તો ને પછી શું શું ગયું?
ટેરવે થીજી ગયેલી છે પળો કે બર્ફ થૈ–
તાપ, સગડી, સૂર્ય, તડકો ને પછી શું શું ગયું?
તરફડે છે એક પીંછું જોઈને આ આભને;
ઝાડ, જંગલ, પાંખ, માળો ને પછી શું શું ગયું?
પ્રેત જેવી શૂન્યતા ધૂણે હવે ખંડેરમાં–
શબ્દ, અર્થો, મૌન, પડઘો ને પછી શું શું ગયું?
આટલામાં ક્યાંક મારા દિવસો વસતા હતા–
તોરણો, છત, બારી, પરદો ને પછી શું શું ગયું?

## તું
### શૈલેષ રેવાણી

દોસ્ત,
મને છોડીને ક્યાં જશે તું?
હું જીવું છું એક મહાકાવ્ય
અસંખ્ય પાત્રો-પ્રસંગો, આઘાતો-સંઘાતો-પ્રપાતોનું.
પીઉં છું પૃથ્વીના–માણસના કંઈ કેટલાય રંગ-રસ.

ક્ષણે ક્ષણે ગૂંથાય છે
કેટલીય ત્રિજ્યાઓ મારી આસપાસ
ને હું બરફાતો જઉં છું
બરફના કોઈ એકાંત દ્વિપ જેવો.

સ્વપ્નોને રંગબેરંગી પક્ષીઓની જેમ
ઊડી જતાં જોઉં છું
અને હર ક્ષણે
પૂછું છું મને,
'આ હમણાં તો તે અહીં હતાં? ક્યાં ગયાં?'
અને તું ન હોય તેવી
બોઝિલ બોઝિલ
બેસ્વાદ–કમશ્વાસ
ઝાંખી-પાંખી એ થોડીએક ક્ષણો
વેળા વીતતી ન હોય તેવું લાગે.

આખરે તો...
આટલુંબધું બનવાની ક્ષણે
પૂછ્યા કરું છું હું મને જ
તું ક્યાં નથી મારી આસપાસ?
એમાં તું ક્યાં નથી?
મને છોડીને ક્યાં જશે તું?

## અભિષેક
### નલિન પંડયા

તારા સમૃદ્ધ ભવ્ય નગરમાં
કોઈ ગુનેગાર જેવો
પ્રવેશું છું.
તોડી નાખી છે
હાથ, પગ, નિષેધતાની તમામ બેડીઓ
તારા નગરમાંના
મ્યૂઝિયમમાંથી પંખીઓ
ઊડતાં ઊડતાં
મારી આંખોમાં પ્રવેશે છે
અને તેના ટહુકા
મારી પાંપણે સજ્જડ ચોંટી ગયા છે
હું તારા નગરમાં
તારા સામ્રાજ્યનો એક અંશ
ઉછેરું છું પુષ્પ-વંશ.
મારો જાત્યાભિષેક
કઈ તળેટીમાં કરવો?
હું અભય, પુષ્પાશ્રિત
જાહ્નવીના જળમાં
અંજલી ભરીને ઊભો છું......

## સ્મરણ-મુદ્રિકા
### નલિની બ્રહ્મભટ્ટ

પોતપોતાના માળા ભણી'
લીલા ઘાસની ભીની ગંધ
આગિયાના ઝબકારા
આકાશદીપ નીચે શ્વેત તિમિરની છાયામાં
પાસે પાસે બેસી
કેટલી આડી-અવળી વાતો કરી છે આપણે!
એક ઢળતી સાંજે
ઉત્ફુલ્લ હૃદયે
તેં જડી દીધી શુક્રજડિત સ્મરણ-મુદ્રિકા
મારા દક્ષિણ હસ્તની અનામિકામાં–
પૂજાદીપની શાખે
ઘંટારવનો વિસ્તાર – અસીમ આકાશમાં
પૃથ્વીનો સમગ્ર પ્રેમ – આપણા હૃદયમાં;
છતાં
આપણે જોયા હતા
માત્ર ખરી પડતા તારા.

## ગઝલ
### રાજેશ પંડયા

અમે શ્વાસસિક્કો દીધો છે ઉછાળી (રમી સાત તાળી),
ન ચત્તી ન ઊલટી પછી છાપ ભાળી (રમી સાત તાળી).

ઘણા દિવસોથી ઉડાઉડ કરતું હતું આંખમાં જો!
એ સપનાનું પંખી અમે લીધું પાળી (રમી સાત તાળી).

હવા સોંસરા હાથ વીંઝીને દરિયા ઘૂઘવતા રહે છે,
પછી ટેરવાથી બધી ક્ષણ મેં ખાળી (રમી સાત તાળી).

સ્હેર વચ્ચે બળે લાગણી ને બધા હાથ ખાલી,
. એની તરફ ઘરની વાળી (રમી સાત તાળી).

અજાણી ઉકેલું! ઉકેલ્યું!
·ળી (રમી સાત તાળી).

નિર્જન વગડે એકલદોકલ ચામાચીડિયું ઝૂલે !
ઠરીભરી એકલતા વચ્ચે મૃગજળ વહેવું ભૂલે !!

(૩)

આકાશ !
બોડી બામણીના ખેતર જેવું સાફ
દૂર . પડછાયા તગે મૃગજળની આંખોમાં !
સૂરજ તૂટી ટુકડા થઈ વહી જાય
તડકો પીળો
હાંફે લીલા લીમડે !
પંખીના રઘવાટ-શી આંખો
ઊડી ઓ ..જાય !

ગર્વિષ્ઠ ઘેલી લ્હેરખીને અજીાડે,
બપોર ગૂંથી; ભમરો ખુશ થઈ જાય !!

## મને

**'શૈલ'**

જે અચાનક કહી થી જડી છે મને,
જિંદગી બેવફા નીવડી છે મને.

શ્વાસ મારા હશે કે પરાયા હશે,
એ વિશે જાત મારી લડી છે મને

કોણ કેવા સંબંધો થકી અવતર્યાં,
શું થશે, શું નહીં, ક્યાં પડી છે મને !
આ સમય સાવ બેહાલ થૈને ઊભો,
દેખ, કેવી દશા સાંપડી છે મને !
હોઠ મૂંગા રહે તોય કંપાથી રહે,
આંખ મારી જ જોને રડી છે મને.

## નહીં ઓગળેલો બરફ

**લલિત ત્રિવેદી**

ઓગળી જાય તો પાણીની જાત છે, કે નહીં ઓગળેલો બરફ કાચ છે,
સાચના વાગવા જેવી આ વાત છે, કે નહીં ઓગળેલો બરફ કાચ છે

દૃશ્ય એકાદ પણ બર્ફ જેવું નથી કે નથી વાદળી જેમ ચંચળ સજલ,
આંખ ! વ્હેતા જ રહેવું એ જઝબાત છે, કે નહીં ઓગળેલો બરફ કાચ છે

નીકળે લોહીની ધાર તો જાણીએ શું છે વ્હેવું અહીં, શું છે થીજી જવું !
કાચનું વાગવું તો અકસ્માત છે, કે નહીં ઓગળેલો બરફ કાચ છે.

પારદર્શકપણા પાર શી રીતે નીકળી શકાશે કહો કિરણ-શા હેમખેમ !
શ્વાસ પણ કાચનો એક ભાયાત છે, કે નહીં ઓગળેલો બરફ કાચ છે.

# શીર્ષક વિનાની કવિતા અથવા જિંદગી અથવા...

રીતા ભટ્ટ

હાથમાં શસ્ત્ર હોય–
કલમનું જ સ્તો–
ને તો ય એ ચલાવી ન શકું
કાંડામાંની તાકાત ખીજે વેડફાતી જાય,
સંવેદના ક્યાંક અટવાતી જાય.
ઠોકરોની પરવા કર્યા વિના
માગ પર દોડવાનું પગમાં જોમ હોય – ઇચ્છા હોય,
દૂર રહીને ય બક-અપ કહેતાં મિત્રો હોય
ને
તો ય
રણક્ષેત્રમાં શસ્ત્ર વડે લડાઈ લડી ન શકું–
શસ્ત્રની અણી બુઠ્ઠી થતી જાય–
ને
પ્રતિસ્પર્ધી દોડતાં જીતતાં જાય છે.
આ ભીંસતી જતી રોજિંદી ઘટમાળને વીંધી ન શકું–
આસપાસ દોરાયેલા અભિમન્યુના કોઠાના વર્તુળમાંથી
બહાર નીકળી ન શકું
ને સમય વહી જાય છે.
રોજ રાત પડે દિવસ પૂરો થયાની વેદના
ને
રોજ દિવસ ઊગતાં 'કશું ય થતું નથી'ની વેદના.
આ
કારમી બાચકે ને બાચકે કોરતી જતી વેદના
મારી જિંદગીની એક એક ક્ષણ
ઓછી કરતી જાય છે એ જાણું છું.
ને
તો ય...
જવા દે,
અહીં
સાલ્લું લાંબું જીવવું છે ય કોને ?

## ખિલખિલાટની આગેકૂચ વિશે

**લલિત ત્રિવેદી**

રતૂમડા નિર્મળ ચરણ મેલા થયા છે
દોડવા માટે હવે ઘેલા થયા છે

ભૂ કહીને માટલા માગ કરે છે
લાડથી હોઠે એ રહોચેલા થયા છે!

રાખ ઝારો મમ્મીનો પાવડર ગમે ત
દૂધે નવડાવો કે બમભોલા થયા છે!

ઓરડો ફળિયું, પગથિયા, સમથળ છે
કે કપાળે લોહીના રેલા થયા છે!

ઓરડામા ક્યાંય દેખાતા નથી એ.
ફળિયું ઓળંગી હવે ડેલા થયા છે!

ભીંત પર રાખ્યું કશું રહેતું નથી
ભાગફોડું છે ને ખીજેલા થયા છે!

મમ્મી મમમમ બાબા કાકા, ટાટા પપ્પા
એટલા પૂરતા જરા રહેલા થયા છે!

## કાગળ મળે

**રમેશ પટેલ**

અક્ષરોમા એટલી ઝળહળ મળે,
સૂર્યના નામે મને કાગળ મળે!

ઘાસમા પોઢી જવાના સ્વપ્ન કે —
લોહીને જળ શોષવાનું બળ મળે

પંખીઓની ચાંચમા આકાશ છે,
વૃક્ષને પણ ઊડવાની પળ મળે

બારમાસી પુષ્પને સૂંઘ્યા પછી—
રંગની રણઝણભર્યું ઝાકળ મળે

આંસુઓના રંગમા પણ રંગ છે,
વેદનાની પાંપણે અંજળ મળે

હું મને જડતો ન ભીના શ્વાસમા—
શુષ્કતાના દ્વારની સાંકળ મળે

## દૃશ્યોન્મિલિતશબ્દાભિવ્યક્તિ

**દીપક ત્રિવેદી 'દીપ'**

જળમા ડૂબી ગયા તે જળમા રહી જવાના,
રસ્તાઓ તો યથાવત્ કાંઠે વહી જવાના

અંબાની ડાળ હો કે આમ્રોર્મિયામણી હો,
વડવાઈમા લિખિતમ્ શૈશવ ગુહી જવાના

પથ્થરની પાય વેંતો ભરવા રહ્યા પ્રિયે ત્યાં—
સૌ પાળિયા કથિતમ્ પથ્થર રહી જવાના!

હિમવરી ક્ષણોને જો મખમલિત કરો તો—
'મિથ્યા પ્રયત્ન સર્વમ્' દૃશ્યો કહી જવાના

પગલું પડે તો ઝીણું ઝલમલ થતા કિનારે,
જળમા કશું ન પશ્યત્ પગલા વહી જવાના

# શું બોલું ?

ભરત પાઠક

શું બોલું ? શું બોલું ?
દુઃખ હોય તો રોઉં, આ તો સુખસપનાનું ઝોલું
શું બોલું ? શું બોલું ?

પ્હેલવારકી ભાળા'તી જે
નેણહૂંફાળાં મરકલડાંની તરવર તરવર ભાત્ય,
અટવાતી ગૂંથાતી એમાં હસતી રમતી રોતી ગાતી પોવાતી પટકાતી
દીઠી તે દી'થી આ જાત્ય,
કાલ સુધી જે સાવ નફકરી ફરતી'તી ઈ ની ઈ "
ઘરમાં બેઠી ઘુમટો લૈ ના બોલ-

# અનુવાદ

## ચાર કાવ્યો

### ડેવિડ રોકી

**૧**

દ્યુતિવિસ્ફોટ
નગ્ન પ્હાડો...
હાથબત્તીના અજવાળાની સેર;
જેમ ચમકતી પાઈનની થળ
કિનારા વિહોણો સમુદ્ર
દ્યુતિવિસ્ફોટનું અટપટું અનુમાન :
અહીં;
તારકોને પડકારતુ તારુ મૌન!

**૨**

હું આવું છું. આવું છુ અંધકારમા
અદૃશ્ય કૂંચીઓનો ઝૂડો ઝૂલાવતો
દીવાલો ઢળી પડે છે
ફરી મધ્યરાત્રિ!
મારાં સ્વપ્ન; મારું સર્વ
ફરી ફરી વર્તુળાયા કરે છે!!

**૩**

ગ્રીષ્મ ઊતર્યો...
પ્રભાતના પ્રથમ વિચાર જેવી તીક્ષ્ણ
ઝાકળભીની થળ;
ખેડ ગાતા અજવાસે ઘૂંટાતું મૌન!
ટેકરી પરના જીર્ણ કૂવેથી
પાંગરતા કાવ્યોનાં દદડે છે આસવ!!

**૪**

પ્રભાત પ્રગટે છે અસંખ્ય આંખે..
બંધે બાંધી નદીની જેમ
સમુદ્ર અને ઝરણાં વિધવિધ
રંગે હિલોળાય છે...
હું આપને જોઉં છું; વિદેશી અટૂલા
શહેરમાં રજાનો દિવસ;
જાણે
લાંબા ગ્રીષ્મ પછી
મારી ભૂમિમાં પડતા પ્રથમ વરસાદ જેમ!

**હરિહર જોશી**

(હિબ્રૂ કાવ્યોનો અનુવાદ)

ડેવિડ રોકીએ હિબ્રૂ ભાષાનો સારો અભ્યાસ કરેલો છે કાયદાવિષયક સ્નાતક બની ઇલેક્ટ્રિકલ એન્જિનિયરિંગનો અભ્યાસ કર્યો। અત્યારે તેલઅવીવમા એન્જિનિયરિંગના ક્ષેત્રે કાર્યરત છે અત્યાર સુધીમાં એમના નવ કાવ્યસંગ્રહો (હિબ્રૂ ભાષામા) બહાર પડી ચૂકયા છે। એમના કાવ્યોના વિશ્વની અન્ય દસ ભાષાઓમાં અનુવાદો થયેલા છે

અહી રજૂ કરેલો અનુવાદ તેમના કાવ્યસંગ્રહ 'Red Earth'માંથી પસંદ કરેલાં કાવ્યોનો છે. અહીંના કાવ્યો મૂળ હિબ્રૂમાંથી ઇંગ્લિશમા Matthew Mead (મેથ્યુ મેડ) અનુવાદિત કરેલાં છે ]

# જવું હજી જોજનો

## રૉબર્ટ ફ્રૉસ્ટ

મુજ મન રહ્યું જાણી કોનાં વનો અહીં ઝૂલતાં
ત્યહીં ઘર રહ્યું જો કે એનું વચોવચ ગામમાં
તદપિ નહીં એ ભાળે આંહીં મને વિરમેલને
વન નીરખતો એનાં ઊભાં છવાયલ બર્ફથી.

કશું અટપટું લાગે મારાં ખડાં લઘુ અશ્વને
શીદ અટકતો ?! પાસે એકકે દિસે નહીં ખોરડું !
સરવર પણે થીજેલું ને અહીં વનરાજિમાં
વરસભરની સૌથી કાળી ડિબાંગ નિશા મહીં.

હય નિજની બાંધેલી પેલી ધુરા તણી ઘૂઘરી
હળુ હળુ હલાવીને પૂછે: 'થતી કશી ભૂલ ના ?'
અરવ સઘળું ધીરે વ્હેતી હવા હળુ સૂસવે
હિમ વરસતું પીંછાં જેવું સુકોમળ માત્ર ત્યાં.

ગહનવન શાં સોહે રૂડાં ઘટામય સ્યામળાં
પણ વચન કૈં બાકી મારે રહ્યાં હજુ પાળવાં
ઢળું નીંદરમાં તે પ્હેલાં કૈં જવું હજી જોજનો,
ઢળું નીંદરમાં તે પ્હેલાં કૈં જવું હજી જોજનો.

દેવેન્દ્ર દવે

('Stopping by Woods On A Snowy Evening' કાવ્યનો અનુવાદ)

---

## કવિલોક ટ્રસ્ટને મળેલાં નવાં દાન

| | | |
|---|---|---|
| ૧. | બલવંત કે. પારેખ ફાઉન્ડેશન, મુંબઈ | રૂ. ૩૦,૦૦૦–૦૦ |
| ૨. | ભૂરાભાઈ દલસુખરામ પરીખ | રૂ. ૩,૦૦૦–૦૦ |
| ૩. | જયંત પારેખ, મુંબઈ | રૂ. ૫૦૦–૦૦ |

# અનુવાદ

## ચાર કાવ્યો

### ડેવિડ રોકી

૧

દ્યુતિવિસ્ફોટ
નગ્ન પહાડો
હાથબત્તીના અજવાળાની સેર,
જેમ ચમકતી પાઈનની શૂળ
કિનારા વિહોણો સમુદ્ર
દ્યુતિવિસ્ફોટનું અટપટું અનુમાન
અહીં,
તારકોને પડકારતું તારું મૌન !

૨

હું આવું છું. આવું છું અંધકારમાં
અદૃશ્ય કુંચીઓનો ઝૂડો ઝુલાવતો
દીવાલો ઢળી પડે છે
ફરી મધ્યરાત્રિ !
મારાં સ્વપ્ન, મારું સર્વ
ફરી ફરી વર્તુળાયા કરે છે !!

૩

ગ્રીષ્મ ઊતર્યો
પ્રભાતના પ્રથમ વિચાર જેવી તીક્ષ્ણ
ઝાકળભીની શૂળ,
ખોડંગાતા અજવાસે ઘૂંટાતું મૌન !
ટેકરી પરના જીર્ણ કૂવેથી
પાંગરતા કાવ્યોના દદડે છે આસવ !!

૪

પ્રભાત પ્રગટે છે અસંખ્ય આંખે
બંધે બાંધી નદીની જેમ
સમુદ્ર અને ઝરણાં વિધવિધ
રંગે હિલોળાય છે..
હું આપને જોઉં છું, વિદેશી અટૂલા
શહેરમાં રજાનો દિવસ,
જાણે
લાંબા ગ્રીષ્મ પછી
મારી ભૂમિમાં પડતા પ્રથમ વરસાદ જેમ !

**હરિહર જોશી**

(હિબ્રૂ કાવ્યોનો અનુવાદ)

ડેવિડ રોકીએ હિબ્રૂ ભાષાનો સારો અભ્યાસ કરેલો છે. કાયદાવિષયક સ્નાતક બની ઇલેક્ટ્રિકલ એન્જિનિયરિંગનો અભ્યાસ કર્યો. અત્યારે તેલઅવીવમાં એન્જિનિયરિંગના ક્ષેત્રે કાર્યરત છે. અત્યાર સુધીમાં એમના નવ કાવ્યસંગ્રહો (હિબ્રૂ ભાષામાં) બહાર પડી ચૂક્યા છે. એમનાં કાવ્યોના વિશ્વની અન્ય દસ ભાષાઓમાં અનુવાદો થયેલા છે.

અહીં રજૂ કરેલો અનુવાદ તેમના કાવ્યસંગ્રહ 'Red Earth'માંથી પસંદ કરેલા કાવ્યોનો છે. અહીંનાં કાવ્યો મૂળ હિબ્રૂમાંથી ઇંગ્લિશમાં Matthew Mead (મેથ્યૂ મેડ) અનુવાદિત કરેલાં છે.]

# જવું હજી જોજનો

## રૉબર્ટ ફ્રૉસ્ટ

મુજ મન રહ્યું જાણી કોનાં વનો અહીં ઝૂલતાં
ત્યહીં ઘર રહ્યું જો કે એનું વચોવચ ગામમાં
તદપિ નહીં એ ભાળે આંહીં મને વિરમેલને
વન નીરખતો એનાં ઊભાં છવાયલ બર્ફથી.

કશું અટપટું લાગે મારાં ખડાં લઘુ અશ્વને
શીદ અટકતો?! પાસે એકે દિસે નહીં ખોરડું!
સરવર પણે થીજેલું ને અહીં વનરાજિમાં
વરસભરની સૌથી કાળી ડિબાંગ નિશામહીં.

હય નિજની બાંધેલી પેલી ધુરા તણી ઘૂઘરી
હળુ હળુ હલાવીને પૂછે: 'થતી કશી ભૂલ ના?'
અરવ સઘળું ધીરે વ્હેતી હવા હળુ સૂસવે
હિમ વરસતું પીંછાં જેવું સુકોમળ માત્ર ત્યાં.

ગહનવન શાં સોહે રૂડાં ઘટામય શ્યામળાં
પણ વચન કૈં બાકી મારે રહ્યાં હજુ પાળવાં
ઢળું નીંદરમાં તે પ્હેલાં કૈં જવું હજી જોજનો,
ઢળું નીંદરમાં તે પ્હેલાં કૈં જવું હજી જોજનો.

દેવેન્દ્ર દવે

('Stopping by Woods On A Snowy Evening' કાવ્યનો અનુવાદ)

---

## કવિલોક ટ્રસ્ટને મળેલાં નવાં દાન

| | | |
|---|---|---|
| ૧. બલવંત કે. પારેખ ફાઉન્ડેશન, મુંબઈ | રૂ. | ૩૦,૦૦૦–૦૦ |
| ૨. ભૂરાભાઈ દલસુખરામ પરીખ | રૂ. | ૩,૦૦૦–૦૦ |
| ૩. જયંત પારેખ, મુંબઈ | રૂ. | ૫૦૦–૦૦ |

# આસ્વાદ

## પાંદડું પરદેશી

હીરા રા. પાઠક

ઓલ્યા પાંદડાને ઉડાડી મેલો કે પાંદડું પરદેશી!
એ તો બેઠું મારા ચંપાની ડાળે, કે પાંદડું પરદેશી!
એના ફૂલડાં ખરી પડ્યાં અકાળે! કે પાંદડું પરદેશી!
મેં તો હારમહીં ગૂંથાવ્યું, કે પાંદડું પરદેશી!
એણે ફૂલ એક એક કરમાવ્યું! કે પાંદડું પરદેશી!
એને નદીને નીર પધરાવ્યું, કે પાંદડું પરદેશી!
એ તો દરિયેથી પાછું આવ્યું! કે પાંદડું પરદેશી!
મેં તો ખોદી જમીનમાં દાટ્યું, કે પાંદડું પરદેશી!
ત્યાં તો ફણગો થઈને ફાટ્યું! કે પાંદડું પરદેશી!
મારી સખીએ બતાવ્યું સહેલું, કે પાંદડું પરદેશી!
એક ફૂંક ભેળું ઉડાડી મેલ્યું! કે પાંદડું પરદેશી!

રામનારાયણ પાઠક
(આવૃત્તિ ૧૯૮૨ પૃ ૧૧૦) 'શેષનાં કાવ્યો'

અરે! આ કોઈ લોકગીત છે કે? પંક્તિનો ઢાળ જુઓ! જાણે લોકગીતનો જ. કેવો રમતિયાળ અને તળપદો છે? એના કંઠમાં એ ગવાય તો વધારે શોભે! તેવું તેને યોગ્ય આ ગીત છે એની રજૂઆત પણ એવી જ હળવી અને સરળ છે તેમાં એકે કોઈ અઘરો શબ્દ છે કે? ના અને અંદરની કોઈ વિગતો? ન સમજાય તેવી લાગે છે કે? ના તેથી એ આમ તો હળવું ગીત લાગે છે ગીતના બહારના રંગઢંગ તો જાણે લોકગીતના જ જોઈ લો!

પણ ના, છતાં તેમ નથી. આ એક શિષ્ટ કવિનું રચેલું ગીત છે. લોકગીતની શૈલીમાં રચેલું ગીત છે. એથી હળવું દેખાવા છતાં, તે કંઈ હળવું નથી તેનો વિષય ગંભીર છે જો કે તેની સરખામણી માટેનું મુખ્ય રૂપક 'પાંદડું પરદેશી', તે હળવું છે ખરું, એટલું જ નહિ, કવિએ તેનું કથનવર્ણન પણ એવી જ હળવી શૈલીએ કર્યું છે, જેમાંથી આપણે પેલો ગંભીર અર્થ શોધી કાઢવાનો અને એ જ આ ગીતની ખૂબી છે ગંભીર ભાવાર્થ અને હળવી રજૂઆત! કવિએ એ કળા વાપરીને સહેલાઈથી ગીતને સરળ બનાવ્યું છે.

ત્યારે, લોકગીત અને શિષ્ટ કવિના ગીતમાં ફેર શો? લોકગીતનો કર્તા અનામી, અજાણ્યું હોય,

અથવા એ ગીત અનેકનું સહિયારું સર્જન હોય. જે એક કંઠથી બીજે કંઠ પહોંચતા, આપોઆપ રચાઈ જતું હોય. છતાં કોણે કઈ પંક્તિ રચી છે તેની એંધાણી ન હોય. આમ, લોકમાંથી આપોઆપ રચાયેલું સાહિત્ય, તે લોકસાહિત્ય. એ લોકસાહિત્યની નદી ગંગા જેવી વિશાળ અને ગંગા જેવી સદા ગતિમાન હોય છે. તેમાં લોકગીત, તો જાય તરતું! જેને ગાવાની ઊલટ એટલે કે હોંશ હોય, તે ગાય. ગવાતાં ગવાતાં તેમાં એની મેળાએ પંક્તિઓ ઉમેરાય, બદલાય અને ગીતમાં ફેરફાર પણ થાય. એ પ્રકારનો પ્રવાસ કરતાં કરતાં, તે લોકજીભે રમી રહે, અને ટકી રહે પણ. આ લોકગીત જે ભાષાનું હોય, તેની પ્રજાનું તે સંસ્કારધન બની રહે. નહિતર, તે તણાતું તણાતું કાળના દરિયાવમાં ક્યાંક ગરકાવ પણ થઈ જાય!

જો એ શિષ્ટ કવિનું ગીત છે, તો તેના રંગઢંગ લોકગીતના કેમ લાગે છે? એવો પ્રશ્ન થાય. આરંભે જણાવ્યું તેમ ગીતનો ઢાળ અને રજૂઆત લોકગીતનાં છે. તે ઉપરાંત, તેની છાપ પડવાનું એક અન્ય સધ્ધર કારણ પણ છે. ઉપર બતાવેલી આ ગીતની પહેલી પંક્તિ, કવિએ લોકગીતમાંથી લીધી છે; તેમાં પોતાનો ભાવ ગૂંથીને, નવું ગીત આગળ ચલાવ્યું છે. તમામ ભાષાના સાહિત્યમાં, આવું હોઈ શકે. કોઈ બીજી કૃતિની એકાદી લોકપ્રિય બની શકે એવી પંક્તિ લઈને, કવિ પોતાની રચના કરે એટલું ખરું, કે એ પંક્તિ મનમાં રમી રહે, એવી આકર્ષક હોવી જોઈએ.

'પાંદડું પરદેશી'વાળી લોકગીતમાંથી ઉપાડેલી ઉપરની પંક્તિ, મનમાં વસી જાય, તેવી સુંદર છે ને? તે પંક્તિવાળું લોકગીત કયા વિષયનું છે તે ખબર છે? કુંવારી કન્યા વિશેનું. તે ગીતમાં તેને પરદેશી પાંદડું એટલા માટે કહી છે કે તેને પતિને ઘેર મોકલવાની છે: પાંદડાની જેમ ઉડાડી મેલવાની છે. એ અર્થમાં તે પરાયું-પારકું ધન કહેવાય. જેમ કોઈની થાપણ સમય પાકતાં પાછી આપી દઈએ છીએ, તેમ માબાપ પોતાની ઊછેરેલી દીકરીને પરણાવીને પારકે ઘેર વળાવી દે છે. લોકગીતના એ ભાવાર્થને 'પાંદડું પરદેશી'નું રૂપક આપ્યું છે.

અહીં આ કવિના ગીતમાં લીધેલી એ પહેલી પંક્તિમાં આવતું એ જ રૂપક, ઘણું વધારે સઘન ભાવાર્થનું યોગ્ય રીતે બની જાય છે. તો આ શિષ્ટ કવિના ગીતમાં એ કયા ભાવનું રૂપક બનીને આવે છે? ગંભીર વિષયનું એ હળવું ફૂલ જેવું રૂપક છે, તેમ આગળ કહ્યું. તે ઉકેલવા એ સમગ્ર ગીતનો ભાવાર્થ કવિના શબ્દોમાં જોઈએ: 'અહીં પાપવૃત્તિને પરદેશી પાંદડું કહેલું છે. આત્મા સ્વભાવે શુદ્ધ છે માટે પાપવૃત્તિ પરદેશી છે. એ અચાનક આવી જતાં આત્માની ઉત્તમ અને સુંદર સંપત્તિ નાશ પામવા માંડે છે. એને અપનાવવાથી માણસની શક્તિઓ કરમાવા માંડે છે. કોઈ બીજી વૃત્તિના વહનમાં વહેવરાવતાં એ દૂર જઈ પાછી આવે છે. તેનું દમન કરતાં તે ચિત્તમાં ઊંડી પેસી ત્યાંથી ફૂટે છે. પણ કોઈ મિત્રમાં તે પાપવૃત્તિની ઊર્ધ્વતા દેખતાં એવી ઊર્ધ્વતા ક્ષણમાં પ્રાપ્ત કરી, કશા પણ આયાસ વિના તેને ઉડાડી મૂકી શકાય છે.' [ શેષનાં કાવ્યો : ૪થું પુનર્મુદ્રણ ( ૧૯૮૨ )–ટિપ્પણ : પૃ. ૧૭૦ ].

માનવમાત્રમાં ભગવાને ચેતના મૂકી છે. એ ચેતના એટલે આપણી ઉત્તમ જીવનશક્તિ. અને

ઉત્તમ જીવનશક્તિ એટલે કે ચેતનાનુ જે ધામ અથવા આસન, તેને આપણે આત્માને નામે ઓળખીએ છીએ દરેકે પોતાને મળેલી આ ચેતનાને જગાડવાની હોય છે કેવી રીતે? ઉત્તમ સદ્ગુણોને ભજીને અને મલિન વૃત્તિને – દોષોને દાખલ ન થવા દઈને, તે કદાચ દાખલ થાય તો તકેદારી રાખીને તેને દૂર કરીને કવિનુ આ ગીત મલિન વૃત્તિ ઉપર પૂરી ચોકી રાખવાનુ કહે છે, જેથી ગમે ત્યાથી તે પેસી ન જાય અને પેસી ગઈ હોય તો સાવધાનીથી તેને કાઢી નાખવાનો ઉપાય સૂચવે છે કા તો પોતાના હિતરક્ષી મિત્રની મદદથી અને તેની પ્રેરક સગતથી કા તો પોતે જ પોતાના મિત્ર બનીને એથી આપણી ચેતના અને આત્મા શુદ્ધ રહે છે

તે પરથી આપણા ધર્મગ્રથોમા એમ કહેવાયુ છે કે આત્મા સ્વભાવે શુદ્ધ છે તેમા કોઈ વિકાર નથી કારણ કે તેનામાં સાચા જ્ઞાનનો સભવ છે માટે જ આત્મા શુદ્ધ એટલે કે જ્ઞાનવાળો પણ ગણાય છે આ વાત આપણે એક ઉદાહરણથી સમજીશુ બાળક નાનુ હોય છે ત્યારે આપણે તેને નિર્દોષ એટલે કે દોષ વિનાનુ કહીએ છીએ માટે એને વિશે એવો ભાષાપ્રયોગ કરીએ છીએ કે એનામા હજી 'કળજગ' નથી 'કળજગ' શબ્દ કલિયુગ ઉપરથી ઉદ્ભવ્યો 'કલિ' એટલે પાપની, અધર્મની વૃત્તિ જુગ કહેતા યુગ, તે સમયગાળો બાળકમા 'કળજગ' નથી તેનો અર્થ હજી તેનામા પાપ પેઠુ નથી બાળકની મૂળ ચેતના તો શુદ્ધ જ છે પછી ઉમર વધતા, તેને સસારના 'વા લાગે છે તેનામા કળકાવળ એટલે કે કુડકપટ પ્રવેશે છે તે પાપવૃત્તિ છે તે 'પરદેશી પાંદડુ' છે

આપણા દેહમા, ઘરમા, કુટુબમા કે રાષ્ટ્રમા, પોતાનુ જે કઈ હોય તે પોસાય છે અને વળતા, તે આપણને પોષે છે જે પોતામાથી ઉદ્ભવે છે, તે એકાકાર બની જાય છે અલગ રહેતુ નથી, પણ જે પારકુ તત્ત્વ છે તે આપણામાં ટકતુ નથી અને એકાકાર થતુ નથી, કારણ કે તે આપણામા બધબેસતુ થતુ નથી. શરીરમાની કૅન્સરની ગાઠની જેમ મલિન પાપવૃત્તિ તે પરદેશી તત્ત્વ છે તે સહેજે મળેલી આપણી ઉત્તમ જીવનશક્તિને વણસાડે છે

આ પાપવૃત્તિ બહુ મોહક છે તેનુ સ્વરૂપ ભારે અલબેલુ છે! તેથી તે માયાવી અર્થાત્ છેતરામણી છે તેની આપણા ચિત્ત પરની અસર, હવે કવિના શબ્દોમા જ ચાલો, આપણે જાણીએ

'એ તો બેઠુ મારા ચપાની ડાળે, કે પાંદડુ પરદેશી!
એના ફૂલડાં ખરી પડ્યા અકાળે! કે પાંદડુ પરદેશી!'

આપણે આ ગીતની પાચ ટૂકોને આસ્વાદતા પૂર્વે, એક નાનીશી વિગતની સરત રાખવાની છે કવિ પ્રત્યેક ટૂકની પહેલી પક્તિમા એ પાપવૃત્તિ વિશે કોઈક ખાસ હકીકત ધરે છે અને બીજી પક્તિમા તેનુ કેટલુ હઠીલુ બળ છે, તે પ્રત્યક્ષ કરવા, પક્તિને અતે આશ્ચર્યચિહ્નથી તેનો સકેત કરે છે દરેક પક્તિએ પુનરાવર્તન પામતા 'પાંદડુ પરદેશી'નુ વિરામચિહ્ન પણ તેથી જ આશ્ચર્યચિહ્નનુ છે કવિનો એ કલાકસબ ભાવના આકારને જોવામા કામ લાગે એવો છે આપણે આગળ ચાલીએ

આ આકર્ષક પાપવૃત્તિ આપણી ચેતનામા વાસ કરવા આવે છે આ ચેતના કેવી છે? કવિ એને 'ચપાની ડાળે'નુ રૂપક આપે છે સૌન્દર્યપાના મઘમઘાટવાળા સુદર ફૂલને આપણે કયા નથી જાણતા? એ વિશે એક લોકદુહો સભારવા જેવો છે જેની પાસે 'રૂપ, રગ ઔર બાસ' ત્રણેય

1 કવિલોક માર્ચ એપ્રિલ ૧૯૮૬

ગુણો છે. અને છતાં એક અવગુણ કે 'ભમર ન આવે પાસ' એમ કહેલું છે. મહામૂલી માનવચેતના ચંપા જેવી છે; તેને કોઈનો સંસર્ગ ન લાગી શકે, જો તે ન ઇચ્છે તો. પણ, જો એકવાર પાપવૃત્તિનો દોષ પેઠો, તો થઈ રહ્યું. તે માનવચિત્તની ઉત્તમ શક્તિઓને અકાળે ખેરવી નાખે છે, એવી તે વિનાશક છે.

અને શું એ આપણા અનુભવની વાત નથી? કે માનવ જો કોઈ એક ઉત્તમ શક્તિને અપનાવી લઈ સાચી રીતે વિકસાવે, તો તેને લીધે અન્ય ઉત્તમ શક્તિઓ ખીલે છે – સચેત બને છે: અને જો કોઈ એક ગંભીર દૂષણ જાણેઅજાણે પેસી જાય, તો તેની એકેએક શક્તિ ક્ષીણ થાય છે. આ અર્થના પ્રકાશમાં આપણે કવિનો ભાવાર્થ કળવાનો છે. કવિએ આ ટૂંકમાં પાપવૃત્તિની દુષ્ટ અસરનો સામાન્ય ખ્યાલ આપી દીધો છે.

કવિ હવે આ પાપવૃત્તિનું આકર્ષક અને છલનામય–છેતરામણું રૂપ, કેવી વિવિધ રીતે પ્રગટ થાય છે, તે પ્રત્યક્ષ રીતે દર્શાવે છે. આગલી કડી પ્રસ્તાવના જેવી હતી. હવે આવતી ત્રણે કડીઓ – ટૂંકો, તેના પ્રત્યક્ષ ઉદાહરણ જેવી છે: અને એ દૃષ્ટિએ તે સુંદર અને ગતિમય છે. એ વૃત્તિને હાંકી કાઢવા પ્રથમ તો મનુષ્યે શું કર્યું?

'મેં તો હારમહીં ગૂંથાવ્યું, કે પાંદડું પરદેશી!
એણે ફૂલ એક એક કરમાવ્યું! કે પાંદડું પરદેશી!'

આપણને થાય, ચાલો, એ અનિષ્ટ વૃત્તિને કોઈ સારી યોજનામાં ગૂંથી લઈએ; તેના સંગમાં તે સારી બનશે. ઊલટી, એ સારી છે તેને પણ વણસાડે છે. અન્ય કડીઓની માફક આ ટૂંકમાં પણ 'ગૂંથાવ્યું' આગળ અલ્પવિરામ છે, જેમાં પાપવૃત્તિનું વિશિષ્ટ વર્ણન છે: તો ટૂંકની બીજી પંક્તિમાં 'કરમાવ્યું' આગળ આશ્ચર્યચિહ્ન મૂકીને, કવિએ તેનું હઠીલું બળ બરાબર બતાવ્યું છે. તેથી ભાવની ભંગિ વ્યંજિત થાય છે. ખરી રીતે અર્થદૃષ્ટિએ તો તે બન્ને પંક્તિઓનો અંત ત્યાં જ સમજવાનો છે, કારણ કે 'પાંદડું પરદેશી' એ તો ટેકના શબ્દો છે, અને દરેક પંક્તિમાં તેનું અલાયદું બળ આશ્ચર્યચિહ્નથી દાખવેલું જ છે. આમ પ્રત્યેક ટૂંકની પ્રથમ પંક્તને અંતે અલ્પવિરામ અને બીજી પંક્તિને અંતે આશ્ચર્યવિરામ – એવો ભાવાનુસારી એકાંતરો (alternate) કલાકસબ ગીતની સમપ્રમાણ (symmetrical) આકૃતિને ઉપયોગી નીવડે છે.

કવિની દૃષ્ટિએ આ પાપવૃત્તિનો પ્રભાવ બહુ ઊંડો છે: વિધવિધ ઉપાયો કરતાં પણ તે વૃત્તિ કેમે મનને છોડતી નથી. ઉપાયોની સામે થઈને પોતાનું બળ જણાવે છે. જોઈએ એને હાંકી કાઢવા માટેનો બીજો ઉપાય:

'એને નદીને નીર પધરાવ્યું, કે પાંદડું પરદેશી!
એ તો દરિયેથી પાછું આવ્યું! કે પાંદડું પરદેશી!'

આપણે તેને દૂર કરવા કોઈ બીજી વૃત્તિના વહનમાં વહેવરાવી: તો શું બન્યું? એ દૂર ગઈ અદૃશ્ય થઈ, એમ માનવાનું નથી; થોડે દૂર જઈ વધુ વ્યાપક રૂપે ને બમણા વેગે તે પ્રગટ થઈ. કવિએ 'નદી' અને 'દરિયા'નાં કલ્પનથી, પાપવૃત્તિની જાદુઈ જાળ કેટલી વિશેષ, વ્યાપક અને વેગીલી છે, તે તાદૃશ કર્યું છે.

જો અધર્મ વૃત્તિનું આટલું જોર હોય, તો માણસે શું કરવું? કવિએ હવેની ટૂંકમાં બતાવ્યો

એક જોરદાર ઉપાય: એને અંકુશમાં આણવાનો આ મુજબનો પ્રયત્ન.

'મેં તો ઊંડી જમીનમાં દાટયું, કે પાદડું પરદેશી!
ત્યાં તો ફણગો થઈને ફાટયું! કે પાદડું પરદેશી!'

જોયું ને! જેમ જલદ ઉપાય તેમતેમ તેનું જોખમી પરિણામ! પાપભીરુ માણસ તેનાથી બચવા ચાહે છે. તેનો સદંતર નિકાલ કરવા ઇચ્છે છે. બળ કરીને તે પોતાની ભીતરમાં દબાવી દે છે. કેની જેમ? જેમ ઝેરી પદાર્થને ભોંમાં ભંડારી દઈએ તેમ. જેથી તેની હયાતી જ ન રહે. પણ મનમાં એ અધર્મ વૃત્તિનું અંદર ને અંદર કરેલું દમન તો વધારે ભયંકર નીવડે. જેટલું જોરથી તે બહારથી દબાય, તેથી અધિકા જોરે તે અંદરથી ઉછાળો મારે. કવિ તેને પાપનું બીજ અને ફણગાનું રૂપક આપીને એ મનોવ્યાપારના આચરણને પ્રબળતાથી પ્રત્યક્ષ કરે છે: જે ઘણું અસરકારક ને સચોટ છે.

મનની અનિષ્ટ વૃત્તિને હાંકી કાઢવાના ઉપાયોમાં આ બળૂકો ઉપાય સહુથી વધુ પ્રબળતાથી રજૂ થયો છે અને તે જ છે કવિએ સાધેલી દ્વિવિધ ભાવની પરાકાષ્ઠા. ૧. વિવિધ પ્રકારના ઉપાયોમાંથી અંતિમ ઉપાયની પરાકાષ્ઠા, ૨. પાપની વિવિધ પ્રકારની ફરવાની શક્તિઓમાંથી આ અંતિમ બળની પરાકાષ્ઠા. –તે બન્ને ભાવ લઘુગીતની આ ટૂંકમાં પરાકાષ્ઠા તરીકે સિદ્ધ થાય છે. આ ટૂંકનું તે કલ્પન જોરદાર છે, તેને 'ફ' 'ફ'ની વર્ણસગાઈ પ્રેરક બને છે.

તો હવે શું કરવું? તે કેમ ફીટે? કવિ હવે છેવટની ટૂંકમાં છેક છેવટના ઉપાયને હળવેકથી ધરી છે, જે આગળના ઉપાયોથી અનેરો છે: આગલી ટૂંક જે ભાવની પરાકાષ્ઠા માટે હતી, તો આ અંતિમ ટૂંકની રજૂઆતમાં જે રીતે ભાવની હળવાશ (anticlimax)નું નિરૂપણ છે, તેથી તે કલાસંતર્પક બની રહે છે. આપણે જોયું તેમ આવડા નાના ગીતમાં પરાકાષ્ઠા અને ભાવની હળવાશની રીતિ (climax–anticlimax)નો દ્રાવ અહીં જોડાજોડ સ્થિતિ–સહોપસ્થિતિ–પામે છે.

કવિ હળવેકથી તેને દૂર કરવાની કળ પ્રગટ કરે છે પણ ખૂબી તો એ છે કે આ ઉપાય ઉપરકથિત જાત પરના પોતે કરેલા પ્રયત્ન જેવો કે જુલમ જેવો જણાતો નથી એ સહજ છે માટે ગમે તેવો છે. એ ઉપાય કેવો હતો તે કહું? કવિતામાં કહ્યું છે તેવો 'ફૂંક' જેવો હળવો!

'મારી સખીએ બતાવ્યું સહેલું કે પાદડું પરદેશી!
એક ફૂંક ભેળું ઉડાડી મેલ્યું! કે પાદડું પરદેશી!'

જે કેમેય માણસના ચિત્તમાંથી ચસતું નહોતું, તેને હઠાવવાનો ચમત્કાર પણ માણસ પાસે જ છે. તે પ્રયોજન સાધી શકાયું અને તે રમત વાતમાં બની આવ્યું. આપણા મિત્રો પ્રેમદાવે મજાકપૂર્વક આપણા દોષ ચીંધી બતાવે છે. આ કવિએ તેથી જ એક ભજનમાં મિત્રના–'ભેરુ'ના–આ હેતના હકે કરેલા હિતકાર્યને આ પ્રમાણે અંજલિ આપી છે: 'હસાવી ધોવરાવ્યા અમારા મેલ જી.' હસતાં હસતાં તે ગંભીર ભૂલો બતાવી, કાન પકડાવે છે, અને આપણે ગળે એ એવી રીતે સહેલાઈથી ઉતારે છે કે બીજાં ન કરી શકે, તે કરી શકે, કાં તો મિત્ર, કાં તો પ્રિયતમા! પ્રેમની પતીજથી અને સંબંધની પ્રેરણાથી, આપણે એક સહેજ વાતમાં તે કસ્તર મનમાંથી કાઢી નાખીએ છીએ. એવો કીમિયો બની રહે છે.

આ ગીતમાં, પાપવૃત્તિના માયાવી સ્વરૂપની

મુક્તકશૈલીનું બળ, કવિ ક્રિયાત્મક માટે ગતિવાળા આકર્ષક વર્ણનથી દેખાડે છે: તો મિત્રના હેત અને હિતની હળવી રીતનો પ્રભાવ, પણ સહેજે તેવી જ હળવાશથી બતાવે છે. અહીં આપણા મનને જ આપણા મિત્ર તરીકે માનીએ, તોપણ ચાલે. મનમાં આપણે પાપવૃત્તિને હઠાવવાના ઘણાઘણા હુમલા કર્યા હોય: પણ તેમ કરતાં કરતાં કોઈક એવી શુભ ઘડીએ, મનને તેના નિરાકરણરૂપે એવું કંઈ સૂઝી જાય! કે પછી તે જ પોતે સાચી કેડીએ પોતાનો પ્રયત્ન આદરી દે. જોકે કવિને મન તો મિત્રને અંગેનો જ ઉલ્લેખ છે: કવિની પંક્તિનો બંધબેસતો બીજો અર્થ ઘટાવવાનો વિવેચકને હક છે!

આમ તો પાપ એ કોઈ આકારનો પદાર્થ નથી પણ મનનો ભાવ છે. તેને કવિએ વિવિધ ક્રિયાઓનો આકાર બક્ષ્યો છે, તેનો જે જીવંત વ્યવહાર વર્ણવ્યો, તેને જ આપણે સજીવારોપણ અલંકારનો કસબ કહીશું. આ વિવિધ ક્રિયાઓ તે વિવિધ રૂપકોની જ રમણા છે! તેને સ્ત્રીના મુખમાં મૂકવાથી હળવી રજૂઆત બની શકી છે. ગીતમાં કોઈ એક સ્ત્રી પોતાની સખીને કહેતી હોય, તેવું તેનું આયોજન છે. તેથી જ આ, સ્ત્રીને ગાવો ગમે એવો ગીતનો ઢાળ છે. દ્રુત એટલે વેગીલી ગતિનો આ ઢાળ અહીં શોભે છે. જેવી પાપવૃત્તિની ચંચળતા છે, તેવી જ તેની ક્રિયાઓની ફોરીલી એટલે કે હળવી અને ત્વરિત ગતિની ચાલ છે; એથી આ ઉપદેશાત્મક ગંભીર ચિંતન; નીરસ નહિ પણ સજીવ બની રહે છે.

આમ આ ગીતમાં ગંભીર તત્ત્વચિંતન અને રમતીલી કવિતાનો સુભગ મેળ જામ્યો છે; સામગ્રીમાં તત્ત્વચિંતન અને રમતીલી રજૂઆતમાં કાવ્યાત્મકતા, ઉભય પ્રભાવક બન્યાં છે. કવિની વિશદ એટલે સ્પષ્ટ રજૂઆતથી તે તાદૃશ બનેલ છે.

આખા ગીત ઉપર નજર નાખો: બધે જ ઘરાળુ અને તળપદા શબ્દો છે: વળી, સ્ત્રીજીવનને લગતી ક્રિયાઓમાં તેનું વર્ણન છે: અને મોટે ભાગે તદ્‌ભવ શબ્દોનું ગીતનું પોત બનેલું છે, જે ગીતને ઋજુલ શૈલીનું બનાવે છે. કવિ 'શેષ' તેમની વિશદ કવિતાબાની માટે સુખ્યાત છે. તે ગાંધીયુગના કવિ છે. ગીતનો ચિંતનાત્મક વિષય અને સ્પષ્ટ સાદી બાનીથી તેમની ગાંધીયુગીન કવિતાની મુદ્રા ઊપસી આવે છે.

આ ગીતની પ્રથમ પંક્તિ, જે લોકગીતમાંથી લીધી છે, તે જ ગીતની ધ્રુવપંક્તિ બની રહે છે; તે ઘણી સચોટ છે. એ પંક્તિનો ભાવ પોતે જ એવો પ્રેરક છે કે તે આકર્ષક બની રહે. ગીતની એ આરંભની પ્રથમ પંક્તિ છે: અને આરંભમાં અધ્ધરથી ઉપાડેલું એ ધ્રુવપંક્તિનું બળવાળું કથન વાચક પર પકડ જમાવે છે: તો પરદેશી પાંદડાનું રૂપક કૌતુક જગાડનારું છે.

આ ગીતના રચનાર રામનારાયણ પાઠકે 'શેષ' ઉપનામથી કવિતા લખી છે. પ્રથમ પત્નીના મૃત્યુ બાદ તેમણે એ ઉપનામથી કવિતાઓ રચી, અને એટલે જ આ ઉપનામ ધારણ કર્યું. તેમણે સાહિત્યના વિવિધ પ્રકારો ખેડ્યા: ટૂંકી વાર્તા, હાસ્યના અને ગંભીર નિબંધો, સંશોધન, સંપાદન અને ગુણવત્તાવાળું ઘણુંબધું વિવેચન, વાર્તાકાર તરીકે 'દ્વિરેફ' અને હાસ્યકાર તરીકે 'સ્વૈરવિહારી' તખલ્લુસો તેમણે રાખ્યાં હતાં. ગાંધીયુગના તે વિદ્વાન સાહિત્યકાર છે. ●

# અવલોકન

## 'કબ્રસ્તાનમાં કાળો સૂરજ ઊગી નીકળ્યો છે'*

### તૃપિત પારેખ

કેટલાક દેવોને, રામાયણ, ગીતા, મનુસ્મૃતિ જેવા ગ્રંથોને, કવિઓને, ક્યારેક સ્વયં કવિતાને, સમાજ અને રાજકારણના તંત્રોના વાહક-સ્થાપિત હિતોને...ટૂંકમાં, સમગ્ર સવર્ણ સંસ્કૃતિ અને સભ્યતાને હચમચાવવાના આશયથી 'વિસ્ફોટ'ના કવિઓએ કૃતિએ કૃતિએ વિસ્ફોટો સર્જ્યા છે, અને પ્રતિશોધનો લાવા રેલાવ્યો છે. અહીં નકાર, વિરોધ અને ખંડન તો છે, પણ એ બધાના મૂળમાં છે દલિતોએ વેઠેલી યુગોજૂની ભીષણ વેદના, ગુલામી અને લાચારી. બેલછી, દેવલી, રણમલપુર, તેજલપુર, ભાગલપુર આદિ સ્થળોએ દલિતો ઉપર થયેલા અમાનુષી અત્યાચારોના ઉલ્લેખો યા વર્ણનો અહીં ઠેરઠેર છે. એ અત્યાચારોમાંથી જન્મેલા આતંક અને આક્રંદ આ કવિતાના શબ્દેશબ્દમાં દબાયેલા પડ્યા છે. દેશની આજે પણ આ દશા છે તેથી તો શ્રી જયંતિ એન. મકવાણા ઉદ્ગારે છે–

> 'દેશ સડેલું ફળ
> સર્વત્ર માખીનો બણબણાટ' (પૃ. ૧૦)

હવે દલિતો જાગૃત થયા છે. ભૂખ્યા જનોનો જઠરાગ્નિ સંગઠિત થઈ દાવાનળ બનીને ચોમેર પ્રસરવા લબકી રહ્યો છે. શ્રી અરવિંદ પરમાર 'આખરીનામું' કાવ્યમાં ચેતવણી આપે છે, 'અમે ટાઈમબૉમ્બ છીએ.' શ્રી બાલકૃષ્ણ આનંદ એક કાવ્યમાં કહે છે, 'હવે અમારા હાથમાં સાવરણો, શાળ કે છરી નહિ, તીક્ષ્ણ ધારદાર બેયોનેટ છે' (પૃ. ૪૦). સમાનતા, સ્વતંત્રતા કે માનવતાનાં મૂલ્યો આ કવિઓને મન મિથ્યા છે. શ્રી હરીશ મંગલમ્ 'અસ્તિત્વ'માં જણાવે છે–

> 'સમાનતાની શબપેટીમાંથી મારે દુર્ગંધ' (પૃ. ૬૩)

જો કે આ કવિઓને જેટલો રોષ રાજકીય પ્રણાલિઓ સામે નથી તેટલો સામાજિક પરંપરાઓ સામે છે. આ પરંપરાઓના આદિ સ્રોત સમાં હિન્દુ શાસ્ત્રો સામે છે. સમાનતાની પોકળતાને નકાર્યા પછી ટકી રહેવાનો એકમાત્ર આધાર સ્વમાન બની રહે છે. શ્રી મધુર આનંદના એક કાવ્યમાંથી નીકળતો સ્વમાનનો ટંકાર ધ્યાનથી સાંભળવા જેવો છે–

> 'સ્વમાન એ જન્મસિદ્ધ હક્ક છે અમારો,
> નહિ આપો તો ઝૂંટવી લઈશું'
> ત્યાં જુઓ–
> કબ્રસ્તાનમાં કાળો સૂરજ ઊગી નીકળ્યો છે.'
> (પૃ. ૪૯)

લોકમાન્ય ટિળકના 'સ્વરાજ્ય અમારો જન્મસિદ્ધ હક્ક છે' એ ઉદ્ગાર જેટલો જ બળવાન આ

---

*'વિસ્ફોટ' સં પા. ચંદુ મહેરિયા, બાલકૃષ્ણ આનંદ; પ્રકાશક દલિત સાહિત્ય સંઘ વતી દલપત ચૌહાણ, ૩૯૯/૧૮, જીવણલાલની ચાલી, રખિયાલ ચાર રસ્તા, અમદાવાદ-૩૮૦૦૨૧, પૃ. ૭૨+૨૨, કિં. રૂ. ૧૦

ઉદ્‌ગાર છે. 'કાળો સૂરજ' જાણે દલિત નવોત્થાનનું પ્રતીક બની જાય છે. પણ સૂરજ 'કાળો' કેમ? કાળા રંગમાં જ આ કવિઓને પોતાપણું લાધે છે? કાળો રંગ અશુભ માનનાર સમાજના ભદ્ર વર્ગને આઘાત આપવા આ પ્રતીક રચાયું હશે? ગમે તે હો, પણ આ 'કાળો સૂરજ' દલિત કવિતાનું અવારનવાર પ્રયોજાતું મુખ્ય પ્રતીક છે. બલ્કે, એ કવિતાનાં અન્ય પ્રતીકોની એ ગંગોત્રી છે.

પ્રણયનિમિત્તક દલિત સંવેદનની હૃદયસ્પર્શી અભિવ્યક્તિ ત્રણ રચનાઓમાં ધ્યાનાર્હ બની છે. શ્રી પ્રવીણ ગઢવીના કાવ્ય 'અસ્પૃશ્ય દેવતા અસ્પૃશ્ય કૃષ્ણ'માં રાધા પટેલ પાસે ઇકોનોમિક્સની નોટ માગતા અસ્પૃશ્ય કૃષ્ણને શો અનુભવ થાય છે?

'એની ઊંચી એડીના સફેદ સેન્ડલ
નીચે મારો કાળો ચહેરો
ચગદીને ઉપર થૂંકીને ચાલતી થઈ ક્રિયાટની જેમ.'
(પૃ. ૨૨)

'પારૂલ મહેતાની આત્મકથા' કાવ્યમાં પુરુ સોલંકીએ પોતે હરિજન છે એમ પારૂલને જણાવતાં તત્કાળ પારૂલે આપઘાત કર્યો, એ પ્રસંગ આપણા સામાજિક વર્ગવૈષમ્યને કરુણ રીતે છતું કરે છે. શ્રી બાલકૃષ્ણ આનંદ 'PERMIT' કાવ્યમાં પ્રિય કમ્મુને ઉદ્દેશી જણાવે છે, 'તારી કંચનવર્ણી કાયાને સ્પર્શવાનો કે અધરોને ચૂમવાનો એક હરિજનને અધિકાર છે? તારા પિતાને આ પૂછી જોજે.' શ્રી મધુર આનંદ 'એક પત્ર'માં 'ઋતુવત્સલા પ્રિયે'ને સંબોધી જણાવે છે, 'મધુર આનંદ નીચે ઢાંકેલી મારી સડિયલ કાસ્ટથી તું ભાગી છે.'

સંવેદનની સચ્ચાઈ અને વેધકતા, અભિવ્યક્તિનું સીધાપણું, બરછટપણું, ક્યારેક એમાં પમાતા વ્યંગ અને વ્યંજના, નાવીન્ય અને તાજગી આ કવિતાનાં મુખ્ય લક્ષણો છે. શ્રી પ્રવીણ ગઢવીની ભાષા વારંવાર રૂપકાત્મક બને છે. પૂરા સન્દર્ભોને નવી રીતે પ્રયોજવા એ મથે છે. 'શસ્ત્રસન્યાસ'માં એ કહે છે, 'તમારી દ્રૌપદી જો સ્વયંવરમાં અમારા ગલિયાને / વરમાળા પહેરાવે તો સહી શકશો?' (પૃ. ૧૯). 'અસ્પૃશ્ય દેવતા અસ્પૃશ્ય કૃષ્ણ'માં એ પોતાને કૃષ્ણનો નવો અવતાર માની, આ વખતે ક્ષાત્ર કે બ્રાહ્મણકુળમાં જન્મવાનું ચૂકી 'સ્કાયલેબની જેમ' પોતાના પતન પરથી નિયંત્રણ ગુમાવી ડોહ્યા ભંગીની ખોલીમાં અવતર્યાનું જણાવે છે. 'મંદિર પ્રવેશ ન કરો દોસ્તો'માં ખારસી ઉગ્રતા છે. 'કસાઈખાના' જેવો શબ્દપ્રયોગ શરૂઆતના ચિત્રથી જ સહ્ય બની શકે. શ્રી ગઢવીએ 'અત્યાચારની કથા'માં કરેલું ક્રૂરતાનું નિરૂપણ કમકમાવે એવું છે તેમાં એક યુવતીનું સંવેદન છે–

'જે કુંવારા ગર્ભમાં ગામના મેળાનું
મખમલી સ્વપ્ન ઉછેરવાના કોડ હતા,
તે જ ગર્ભમાં ઉછેરવું હવે હત્યારાનું વિષ.'
(પૃ. ૨૪)

શ્રી ગઢવીની અભિવ્યક્તિ અપેક્ષાકૃત વિશેષ નક્કર, સક્ષમ અને પ્રૌઢ છે.

'બેંકમાં એપોઈન્ટમેન્ટ', 'અને મેં અટક બદલી' એ બંને કાવ્યોમાં શ્રી મધુર આનંદે પોતાનાં જાત / અટક પ્રગટ થઈ જતાં જે લાગણી અનુભવી છે તેમાં નર્યો કડવો વિષાદ છે. 'ખામોશ બેડીઓ'માં શ્રી ગોવિંદ પરમારની અભિવ્યક્તિ કેવું બળકટ રૂપ ધારે છે!–તોફાનો થઈ ચૂક્યાં છે ત્યારે–

'સવારના અખબારને / શહેરનાં કેટલાંય ઘરોની
તૂટેલી બંગડીઓની કરચો ચોંટી હતી.'

# અવલોકન

## 'કબ્રસ્તાનમાં કાળો સૂરજ ઊગી નીકળ્યો છે'*

### તૃષિત પારેખ

કેટલાક દેવોને, રામાયણ, ગીતા, મનુસ્મૃતિ જેવા ગ્રંથોને, કવિઓને, ક્યારેક સ્વયં કવિતાને, સમાજ અને રાજકારણનાં તંત્રોના વાહક-સ્થાપિત હિતોને...ટૂંકમાં, સમગ્ર સવર્ણ સંસ્કૃતિ અને સભ્યતાને હચમચાવવાના આશયથી 'વિસ્ફોટ'ના કવિઓએ કૃતિએ કૃતિએ વિસ્ફોટો સર્જ્યા છે, અને પ્રતિશોધનો લાવા રેલાવ્યો છે. અહીં નકાર, વિરોધ અને ખંડન તો છે, પણ એ બધાના મૂળમાં છે દલિતોએ વેઠેલી યુગોજૂની ભીષણ વેદના, ગુલામી અને લાચારી. બેલછી, દેવલી, રણમલપુર, તેજલપુર, ભામલપુર આદિ સ્થળોએ દલિતો ઉપર થયેલા અમાનુષી અત્યાચારોનાં ઉલ્લેખો યા વર્ણનો અહીં ઠેરઠેર છે. એ અત્યાચારોમાંથી જન્મેલા આતંક અને આક્રંદ આ કવિતાના શબ્દેશબ્દમાં દબાયેલાં પડ્યાં છે. દેશની આજે પણ આ દશા છે તેથી તો શ્રી જયંતિ એન. મકવાણા ઉદ્‌ગારે છે–

'દેશ સડેલું ફળ
  સર્વત્ર માખીનો બણબણાટ.' (પૃ. ૧૦)

હવે દલિતો જાગૃત થયા છે. ભૂખ્યાં જનોનો જઠરાગ્નિ સંગઠિત થઈ દાવાનળ બનીને ચોમેર પ્રસરવા લબકી રહ્યો છે. શ્રી ગોવિંદ પરમાર 'આખરીનામું' કાવ્યમાં ચેતવણી આપે છે, 'અમે ટાઈમબૉમ્બ છીએ.' શ્રી બાલકૃષ્ણ આનંદ એક કાવ્યમાં કહે છે, 'હવે અમારા હાથમાં સાવરણો, શાળ કે છરી નહિ, તીક્ષ્ણ ધારદાર બેયોનેટ છે.' (પૃ. ૪૦). સમાનતા, સ્વતંત્રતા કે માનવતાનાં મૂલ્યો આ કવિઓને મન મિથ્યા છે. શ્રી હરીશ મંગલમ્ 'અસ્તિત્વ'માં જણાવે છે–

'સમાનતાની શબપેટીમાંથી મારે દુર્ગંધ.' (પૃ. ૬૩)

જો કે આ કવિઓને જેટલો રોષ રાજકીય પ્રણાલિઓ સામે નથી તેટલો સામાજિક પરંપરાઓ સામે છે. આ પરંપરાઓના આદિ સ્રોત સમાં હિન્દુ શાસ્ત્રો સામે છે. સમાનતાની પોકળતાને નકાર્યા પછી ટકી રહેવાનો એકમાત્ર આધાર સ્વમાન બની રહે છે. શ્રી મધુર આનંદના એક કાવ્યમાંથી નીકળતો સ્વમાનનો ટંકાર ધ્યાનથી સાંભળવા જેવો છે–

'સ્વમાન એ જન્મસિદ્ધ હક્ક છે અમારો;
નહિ આપો તો ઝૂંટવી લઈશું
ત્યાં જુઓ–
કબ્રસ્તાનમા કાળો સૂરજ ઊગી નીકળ્યો છે.'
(પૃ. ૪૯)

લોકમાન્ય ટિળકના 'સ્વરાજ્ય અમારો જન્મસિદ્ધ હક્ક છે' એ ઉદ્‌ગાર જેટલો જ બળવાન આ

*'વિસ્ફોટ', સંપા. ચંદુ મહેરિયા, બાલકૃષ્ણ આનંદ; પ્રકાશક : દલિત સાહિત્ય સંઘ વતી દલપત ચૌહાણ, ૩૯૯/૧૮, જીવણલાલની ચાલી, રખિયાલ ચાર રસ્તા, અમદાવાદ-૩૮૦૦૨૧, પૃ. ૭૨+૨૨, કિં. રૂ. ૧૦

ઉદ્ગાર છે. 'કાળો સૂરજ' જાણે દલિત નવોત્થાનનું પ્રતીક બની જાય છે. પણ સૂરજ 'કાળો' કેમ? કાળા રંગમાં જ આ કવિઓને પોતાપણું લાધે છે? કાળો રંગ અશુભ માનનાર સમાજના ભદ્ર વર્ગને આઘાત આપવા આ પ્રતીક રચાયું હશે? ગમે તે હો, પણ આ 'કાળો સૂરજ' દલિત કવિતાનું અવારનવાર પ્રયોજાતું મુખ્ય પ્રતીક છે. અહીં, એ કવિતાનાં અન્ય પ્રતીકોની એ ગંગોત્રી છે.

પ્રણયનિમિત્તક દલિત સંવેદનની હૃદયસ્પર્શી અભિવ્યક્તિ બેત્રણ રચનાઓમાં ધ્યાનાર્હ બની છે. શ્રી પ્રવીણ ગઢવીના કાવ્ય 'અસ્પૃશ્ય દેવતા અસ્પૃશ્ય કૃષ્ણ'માં રાધા પટેલ પાસે ઇકોનોમિક્સની નોટ માગતા અસ્પૃશ્ય કૃષ્ણને શો અનુભવ થાય છે?

'એની ઊંચી એડીના સફેદ સેન્ડલ
નીચે મારો કાળો ચહેરો
ચગદીને ઉપર થૂંકીને ચાલતી થઈ ફિયાટની જેમ.'
(પૃ. ૨૨)

'પારૂલ મહેતાની આત્મકથા' કાવ્યમાં પુરુ સોલંકીએ પોતે હરિજન છે એમ પારૂલને જણાવતાં તત્કાળ પારૂલે આપઘાત કર્યો, એ પ્રસંગ આપણા સામાજિક વર્ગવૈષમ્યને કરુણ રીતે છતું કરે છે. શ્રી બાલકૃષ્ણ આનંદ 'PERMIT' કાવ્યમાં પ્રિય કમ્મુને ઉદ્દેશી જણાવે છે, 'તારી કંચનવર્ણી કાયાને સ્પર્શવાનો કે અધરોને ચૂમવાનો એક હરિજનને અધિકાર છે? તારા પિતાને આ પૂછી જોજે.' શ્રી મધુર આનંદ 'એક પત્ર'માં 'ઋતુવત્સલા પ્રિયે'ને સંબોધી જણાવે છે, 'મધુર આનંદ નીચે ઢાંકેલી મારી સહિયલ કાસ્ટથી હું ભાગી છે.'

સંવેદનની સચ્ચાઈ અને વેધકતા, અભિવ્યક્તિનું સીધાપણું, બરછટપણું, ક્યારેક એમાં પમાતા વ્યંગ અને વ્યંજના, નાવીન્ય અને તાજગી આ કવિતાનાં મુખ્ય લક્ષણો છે. શ્રી પ્રવીણ ગઢવીની ભાષા વારંવાર રૂપકાત્મક બને છે. પૂરા સન્દર્ભોને નવી રીતે પ્રયોજવા એ મથે છે. 'શસ્ત્રસન્યાસ'માં એ કહે છે, 'તમારી દ્રૌપદી જો સ્વયંવરમાં અમારા ગલિયાને / વરમાળા પહેરાવે તો સહી શકશો?' (પૃ. ૧૯). 'અસ્પૃશ્ય દેવતા અસ્પૃશ્ય કૃષ્ણ'માં એ પોતાને કૃષ્ણનો નવો અવતાર માની, આ વખતે ક્ષાત્ર કે બ્રાહ્મણકુળમાં જન્મવાનું ચૂકી 'સ્કાયલેબની જેમ' પોતાના પતન પરથી નિયંત્રણ ગુમાવી ઢોલા ભંગીની ખોલીમાં અવતર્યાનું જણાવે છે. 'મંદિર પ્રવેશ ન કરો દોસ્તો'માં ખારસી ઉગ્રતા છે. 'કસાઈખાના' જેવો શબ્દપ્રયોગ શરૂઆતના ચિત્રથી જ સહ્ય બની શકે. શ્રી ગઢવીએ 'અત્યાચારની કથા'માં કરેલું ક્રૂરતાનું નિરૂપણ કમકમાટે એવું છે તેમાં એક યુવતીનું સંવેદન છે–

'જે કુંવારા ગર્ભમાં ગામના મેળાનું
મખમલી સ્વપ્ન ઉછેરવાના કોડ હતા,
તે જ ગર્ભમાં ઉછેરવું હવે હત્યારાનું વિષ.'
(પૃ. ૨૪)

શ્રી ગઢવીની અભિવ્યક્તિ અપેક્ષાકૃત વિશેષ નક્કર, સક્ષમ અને પ્રૌઢ છે.

'બેંકમાં એપોઈન્ટમેન્ટ', 'અને મેં અટક બદલી' એ બંને કાવ્યોમાં શ્રી મધુર આનંદે પોતાનાં જાતિ / અટક પ્રગટ થઈ જતાં જે લાગણી અનુભવી છે તેમાં નર્યો કડવો વિષાદ છે. 'ખામોશ બેડીઓ'માં શ્રી ગોવિંદ પરમારની અભિવ્યક્તિ કેવું બળકટ રૂપ ધારે છે!–તોફાનો થઈ ચૂક્યાં છે ત્યારે–

'સવારના અખબારને / શહેરનાં કેટલાંય ઘરોની
તૂટેલી બંગડીઓની કરચો ચોંટી હતી.'

અખબારના અહેવાલની બે લીટીઓ વચ્ચેના અવકાશનું આ સંવેદન છે 'અર્ધા ત્રિનીની ગીવામા લટકતી / સવા રૂપિયાની પિત્તળની ચેઈન' (પૃ ૫) ના ચિત્ર દ્વારા કવિએ રહિતો (have nots)ના ગૃહજીવનનો સકરુણ નક્કર વાસ્તવબોધ કરાવ્યો છે શ્રી જયંતિ સેન મકવાણા રચિત 'હું કેશવ મકા ભંગી'મા પ્રયોજાતી કાકુમિશ્રિત ધારદાર સંનિધિઓ (juxtapositions) રચનાની સુરેખ આકૃતિ કંડારી આપે છે.

'વિસ્ફોટ'ની ૬૪ કૃતિઓમાથી માત્ર એક કૃતિમા બાળકનું સંવેદન નિરૂપાયું છે શ્રી બાલકૃષ્ણ આનંદની આ લઘુ રચના આસ્વાદ્ય છે–

"પપ્પા,
નિશાળે પ્રાર્થના બાદ
બધાએ વાચી પ્રતિજ્ઞા
'ભારત મારો દેશ છે
બધા ભારતીયો મારા ભાઈબહેન છે'
પણ મને જોઈને
માસ્તર જોશી બબડયા
'હરિજનો નહી, હરિજનો નહી'
તો હે પપ્પા, હરિજનો શું છે?
ભારતવાસીઓ કોણ છે?" (પૃ ૪૦-૪૧)

આમ 'વિસ્ફોટ'ની કવિતા એક આગવું રસકીય મૂલ્ય ધરાવે છે, એ કવિતા ભલે પ્રતિબદ્ધ રહેવાનું પસંદ કરે પરંતુ એનું કાવ્યતત્ત્વ વિશેષ દીપ્તિમંત બનતું રહેશે તો શ્રદ્ધા છે, ગુજરાતીમા પ્રગટેલી આ નવતર ધારા, પોતાની વ્યક્તિતાને સાચવીને પણ, કવિતાના વિશાળ ઓઘમા સહજ રીતે ભળી જશે ○

# 'પર્યાય તારા નામનો'

## અશોકપુરી ગોસ્વામી

કવિશ્રી હનીફ સાહિલના પ્રથમ ગઝલ સંગ્રહના પ્રાગટ્યની ઘટના ઔપચારિક એ રીતે હતી કે પ્રસ્તુત સંગ્રહમા સમાવાયેલી બહુધા ગઝલો પ્રતિષ્ઠિત કાવ્યસામયિકોમા અવારનવાર પ્રગટ થઈ હતી આ સંગ્રહ એ પ્રગટ થઈ ચૂકેલી રચનાઓનું સંકલન માત્ર છે સંગ્રહ પ્રગટ કરવા બાબતે તેમણે ધરેલી ધીરજ (કે વિલંબ?) આજના થોકબંધ લખ્યે જતા અને સંગ્રહો પ્રગટ કર્યે જતા કવિઓ તથા નવોદિતો માટે મિસાલરૂપ છે કોઈ હનીફ સાહિલને એ ન પૂછે કે કેટલા ગઝલસંગ્રહ પ્રગટ થયા? આપણે એવું પૂછીએ કે કેવા ગઝલસંગ્રહ પ્રગટ થયા? 'પર્યાય તારા નામનો' સંગ્રહમા નહી સમાવાયેલી હજીયે બીજી એવી અને એટલી જ ગઝલો કદાચ તેમની જમા સિલકમા હોવી જોઈએ એમ લાગે છે ખેર, ગમે તે હોય–આજે વાત કરવી છે 'પર્યાય તારા નામનો" સંગ્રહની

શયદાથી શ્યામસાધુ મનહરલાલથી મુકુલ, મરીઝથી મિસ્કીન જેવી બબ્બે પેઢીઓએ કવિતાના ગઝલક્ષેત્રે ખૂબ ખેડાણ કર્યું છે તેનાથી ગુજરાતી ગઝલને નવો ઓપ, નવો રંગ, નવો નિખાર, નવી તાજગી લાધી છે ગુજરાતી ગઝલ એ પ્રિયતમા સાથેની વાતચીત, પ્રણયના એકરાર–ઇન્કારની વાતો, માત્ર જોડકણા પ્રાસાનુપ્રાસના શબ્દચોસલા કે તુકબંદી છે એવું બધું માનનારાને પુનર્વિચારવા વિવશ કરી દે તેવું કામ છેલ્લા કેટલાક વર્ષોથી ગઝલક્ષેત્રે થઈ રહ્યું છે ગુજરાતીના સાક્ષરો, વિદ્વાનો

કદાચ કોઈ પૂર્વગ્રહથી પિડાઈને તે ન સ્વીકારે પણ ઉર્દૂ અદીબો ને પ્રથમ ગઝલ વિશે અને પછી ગુજરાતી ગઝલ વિશે કોઈ પૂછે તો ખ્યાલ આવે. ઉર્દૂને બાદ કરતાં વિશ્વની બીજી કોઈ પણ ભાષામાં શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ રીતે ગઝલ લખાઈ હોય તો માત્ર ગુજરાતીમાં. ગુજરાતી ભાષામાં ગઝલ, અને ગઝલમાં ગુજરાતી ભાષા ઓતપ્રોત, સમરસ થઈ ગઈ છે. ગુજરાતી ગઝલનો ઇતિહાસ પણ માત્ર એક સૈકા જેટલો જૂનો. છતાં આ મહત્ત્વના કાર્યની ઇતિહાસે નોંધ લેવી પડશે.

આજનો સામાન્ય માણસ સાહિત્યના અન્ય પ્રકારો કરતાં કવિતાને કંઈક અણગમાથી જોતો હોય ત્યારે, કવિતા અને પાઠક વચ્ચે અંતર હોય ત્યારે, એકબીજાથી એકબીજાને કંઈક ભ્રમ, કંઈક વહેમ, કંઈક અણગમો હોય ત્યારે આવા ગઝલ-સંગ્રહો, કાવ્યસંગ્રહો પાઠકને કવિતાની નજીક લાવે છે. બંને વચ્ચેની ખાઈને પૂરે છે. કવિતાના ઊંચા સિંહાસન પર બેઠેલી ગઝલને પૂરા સન્માન સહિત માનવમન સુધી લઈ જતા આદિલ, ચીનુ, રમેશ, રાજેન્દ્ર, મનોજ, મુકુલનાં નામ અને કામ જેવું જ નામ અને કામ હનીફ સાહિલનું છે.

માત્ર નેવ્યાસી ગઝલનો આ છે દળદાર ગઝલ-સંગ્રહ. દળદાર શબ્દ સંખ્યાને નહીં, શ્રેષ્ઠતાને અભિપ્રેત છે. ગઝલની ગઝલિયત કે શેરની શેરીયત ગઝલમાં કેટલી છે? તે અંગેનું કોમ્પ્યુટર શોધાયું હોત, તેનું બેરોમીટર શોધાયું હોત તો સાહિલની ગઝલોમાં એ ગઝલિયત, એ શેરીયત, એ તગઝ્ઝુલ અન્યોની ગઝલ કરતાં વધુ જોવા મળત. અહીં સાહિલની ગઝલને અન્યોની ગઝલ સાથે સરખાવવાનો કોઈ ઉપક્રમ નથી, આશય નથી. પણ વિવેચનનું કાર્ય કાવ્યસૌંદર્યને મૂલવવાનું, સંશોધનકર્મ કેવળ સત્ય, તથ્ય અને તત્ત્વને તારવવાનું હોય છે. તેમાં વ્યક્તિનું મહત્ત્વ ગૌણ બને છે.

સંગ્રહની ગઝલો પૈકી ૩૫ ગઝલો ટૂંકી બહેરની, નાના છંદની છે. ઉર્દૂમાં ટૂંકી બહેરની ગઝલની મહત્તા સ્વીકારાઈ છે તેવી અને તેટલી મહત્તા, ગુણાત્મકતા, કલાત્મકતા, ગુજરાતી ગઝલે ટૂંકી બહેરમાં હાંસલ કરી છે. સાહિલની ટૂંકી ગઝલો એનું પ્રમાણ છે. સાહિલનું છંદ પરનું પ્રભુત્વ, શબ્દલાલિત્ય, શબ્દવૈવિધ્ય, શબ્દમાધુર્ય દાદ માગી લે તેવું છે. વાતાવરણની મનઃસ્થિતિ પર અસર અને મનઃસ્થિતિથી સર્જાતું-કલ્પાતું વાતાવરણ રજૂ કરવાની ખૂબી સાહિલમાં છે. ગઝલની કદાચ તેમને જન્મજાત બક્ષિસ હોય તો પણ ગઝલને આત્મસાત્ કર્યા બાદ જ આટલી અર્થપૂર્ણ, નિખારવાળી, મિજાજવાળી ગઝલ બને. ગઝલમાં, શેરમાં, મિસરામાં કે મિસરાના એકમાત્ર ટુકડામાં વ્યક્ત થતો સૂક્ષ્મતમ ભાવ ત્યારે આવે જ્યારે પોતે ગઝલમાં અને ગઝલ પોતાનામાં ઓતપ્રોત થઈ હોય. ગઝલના છંદ, બહેર લય આદિનો અભ્યાસ, રિયાઝ સંગ્રહમાં જણાઈ આવે છે. એમની ગઝલમાં પ્રચલિત-અપ્રચલિત, ઉચ્ચારવામાં અઘરા લાગે તેવા જોડાક્ષરોવાળા જે સાહિત્યિક શબ્દો – અર્થપૂર્ણ શબ્દો – વપરાયા છે, તે માત્ર અછાંદસ કૃતિઓમાં જ ઉપયોગમાં લઈ શકાત. આ શબ્દસૂચિ લાંબી થવા સંભવ છે. છતાં ગઝલ-અભ્યાસુ અને ગઝલ-જિજ્ઞાસુ માટે તે નોંધ જરૂરી બને છે. દા. ત., પરિવેષ્ટિત, અક્ષુણ્ણ, ઉષ્ણ, પ્રતિક્ષિત, મત્સ્ય,

નિર્હેતુક પ્રલંબ નિમિલિત, તમસ, ઉત્કંઠન સંદર્ભ અવરુદ્ધ, જિજીવિષા, જિહ્‌વા, વિસ્ફોટ, અભિભૂત, પ્રાગ્-ઐતિહાસિક, મર્મરિત, દિગ્દિગંત, આર્દ્ર, કિંવદંતી, અર્થોના સેબે રીથ વગેરે કોઈ પણ છાંદસી કાવ્ય કે ગઝલમાં આવા શબ્દો છંદોભંગ ન થાય ગઝલ/કવિતાના મૂળભૂત અંગ કે સ્વરૂપને હાનિ ન થાય, તેની મધુરતા નજાકત સચવાય તે શરતે આમ સે કે અનાયાસે સફળ રીતે પ્રયોજાય તે ગઝલની નવીનતમ સિદ્ધિ છે ગઝલ જેવા નાજુક કાવ્યપ્રકારના નાજુક છંદ માટે એ શબ્દપ્રયોગો ખાસ એ રીત અગત્યના છે કે ગઝલને લયમાં છંદમાં વાંચતા કે ગાતા છંદોભંગ તોડફોડ કે ભરતીશબ્દો ને આપણી જીભ અને કાન એ બંને ઇન્દ્રિયો ક્ષણાર્ધમાં પકડી પાડે છે આવા શબ્દોના વિવેકી ઉપયોગથી સાહિલની ગઝલ અર્થપૂર્ણ અને ગહન બની છે સાથે સાથે એક બીજી વિશેષતા સંગ્રહની ગઝલોમાં આવતા લહેકા વિશેની તેમની ગઝલમાં આવતા રદીફ કે રદીફ સાથેના આજ્ઞાના, હુકમના સાંકેતિક શબ્દો જેવા કે, લખ દે, લે વાત કર, થઈ જા સમજાવ લે મને, બોલ આપજે છાપજે વ્યાપજે ન પૂછ વગેરે સ્વાભાવિક વાતચીતમાંથી આવતા, મુગ્ધ ગુફતેગુમાંથી આવતા લહેકા તેમને બીજાથી અલગ પાડે છે ગઝલમાં તે તેમની પરિચયાત્મકતા (આઈડેન્ટિફિકેશન) છે તેમની સર્જનપ્રક્રિયાના બે તબક્કા જણાય શરૂઆતના સાતઆઠ વર્ષનો અને પછીના વર્ષોનો મહેમદાવાદના વસવાટ દરમ્યાનની ગઝલો—તેમના બીજા તબક્કાની ગઝલો—અગાઉની ગઝલો કરતા કંઈક રોમૅન્ટિક, નાજુક અને તગઝ્ઝુલથી તરબતર જોવા મળી આ સર્જનાત્મક ફેરફાર શાને આભારી છે એ અલગ સંશોધનનો વિષય છે છતાં સંગ્રહ વાંચતાં તે જણાઈ આવવાથી તેનો ઉલ્લેખ કરવો ઘટે. સંગ્રહના પ્રચલિત પ્રસિદ્ધ શેરની ગઝલની સૂચિ ઘણી મોટી છે છતાં થોડા સંવેદનશીલ શેર આસ્વાદીએ

'સ્પર્શના અહેસાસથી રંગુ તને,
મહેકતા ઉચ્છ્‌વાસથી રંગુ તને' (પૃ ૧૪)

° ° °

'અફસોસ એ નથી કે સળગવાનુ હોય છે,
છે રંજ એટલો કે પીગળવાનુ હોય છે'
(પૃ ૧૯)

° ° °

'મારે લખવી પડે ગઝલ તારી,
એક ઇચ્છા સમી પ્રબળ થઈ જા' (પૃ ૧૭)

° ° °

'રોજ નિશ્ચય કરુ ને તૂટે છે,
આમ છૂટીને કોણ છૂટે છે!' (પૃ ૨૪)

° ° °

'અજવાસનો શો અર્થ છે સમજાવ લે મને,
દીવાસળીની જેમ તુ સળગાવ લે મને'
(પૃ ૨૨)

° ° °

'તારો અભાવ કોરે મને છો ઊધઈ બની
મારો અભાવ ના તને લવલેશ પહોંચે'
(પૃ ૨૭)

° ° °

મારી અપગ ઇચ્છાઓનુ શુ કરુ કહે
રોકાય ક્યા દેશ ક્યા દેશ પહોંચે' (પૃ ૨૭)

° ° °

'હનીફ બંધ લિફાફાને ખોલવા જ્યાં ગયો,
ભીતરથી રંગબેરંગી ઊડયાં પતંગિયાંઓ.'
(પૃ. ૩૨)

o o o

'મેં બરફ પર કદી લખી'તી ગઝલ,
એ ગઝલ આજ નદી થઈ ગઈ છે.' (પૃ. ૪૨)

o o o

'જો અરીસાની છટકબારી ખૂલે,
જન્મકેદી ચહેરા ભાગી છૂટશે.' (પૃ. ૪૪)

o o o

'પર્યાય જળનો જે રીતે મૃગજળ બની શકે,
છળવાનો અર્થ તેમ પલળવાનું હોય પણ.'
(પૃ. ૫૦)

o o o

'લાવ ચાખી જોઈએ ખારાને,
તું નદી છે તો સમંદર કોણ છે?' (પૃ. ૬૦)

o o o

'હું નગરના રક્તમાં પ્રસરી ગયેલી બીક છું,
એટલે દહેશત અને અફવા અને એવું બધું.'
(પૃ. ૬૨)

o o o

'દેહ માટીનો લઈ ચાલ્યા તો છો,
રાહમાં આગળ સમંદર આવશે.' (પૃ. ૭૫)

o o o

'તૂટી ગયેલા અરીસાને જોડવામાં હનીફ,
અસલ હું મારો આ ચહેરો ગુમાવી બેઠો છું.'
(પૃ. ૮૨)

o o o

'ચાલ એવા દેશ, એવા સ્થળ વિશે,
મત્સ્ય જ્યાં તરતું મળે મૃગજળ વિશે.' (પૃ. ૮૫)

o o o

'પંખી કહો છો જેને હકીકતમાં કંઈ નથી,
પાંખો રચાઈ હોય છે ટહુકાની આસપાસ.'
(પૃ. ૮૪)

o o o

આવા સુંદર કલાત્મક, સંવેદનશીલ શેર આપનાર સાહિલના સંગ્રહમાં ઊડીને આંખે વળગે તેવી, ખૂંચે તેવી, કઠે તેવી એક એ વસ્તુ જોવા મળી કે તેમના શબ્દોનું વૈવિધ્ય માત્ર શુદ્ધ સાહિત્યિક ગુજરાતી શબ્દો, કે બોલચાલના ગુજરાતી શબ્દો પૂરતું સીમિત ન રહેતાં જાણ્યે-અજાણ્યે ઉર્દૂ શબ્દો સુધી વિસ્તર્યું. એ મર્યાદિત હોત તો પણ ઠીક, પણ અહીં ઉર્દૂ શબ્દપ્રચુરતા કઠે છે. એવા ઉર્દૂ શબ્દોનો ઉપયોગ ત્યાં સુધી વ્યાજબી છે જે ઉર્દૂમાંથી ગુજરાતીમાં પ્રચલિત થયા હોય, ચલણી થયા હોય. પણ અજાણ્યા આગંતુક માફક ગઝલમાં ઘૂસી ગયેલા કેટલાક શબ્દો સમરસ થતા નથી. ગાંગડુ રહીને અનુભવ કરાવે છે. આ ઉર્દૂ શબ્દસૂચિ લાંબી પણ છે. દા. ત., કાગઝી, તકાઝા, તાઝા, ફિલહાલ, બિસ્તર, બાહર, લિફાફા, ભીતર શખ્સ, કૈદી, ઝુલ્ફ, કાસદ, ઉલઝેલી, સુલઝે, સમઝાયે, સલીબ વગેરે. આ શબ્દપયોગ પરત્વે એટલું જ કહેવાનું કે સાહિલે જો થોડી તકેદારી, સભાનતા રાખી હોત તો આ નિવારી શકાય તેવી ક્ષતિ હતી. તકાઝાને તકાદા તરીકે, તાઝાને તાજા તરીકે, કૈદીને કેદી કે સમઝાયેને સમજાવે તરીકે વાપરતાં કશો પણ તાત્ત્વિક ફેરફાર થવાનો ન હતો. તેવી રીતે ગુજરાતી ભાષામાં બિસ્તર,

કાગઝી લિફાફા ફિલહાલ, ઉઠ્ઠે, સુઠ્ઠે વપરાયા નથી, વપરાતા નથી જેમ હિલચાલ શબ્દના સરખા વજનવાળો, પ્રાસવાળો ફિલહાલ શબ્દ અપરિચિત અને અજાણ્યો લાગે છે ઉપર્યુક્ત ઉર્દૂ શબ્દોના પર્યાયવાચી ગુજરાતી શબ્દો સાહિલ પ્રયોજી શક્યા હોત તો સારુ આ તેમની વિશેષતા કે લાક્ષણિકતા હોય ત્યા સુધી તો ઠીક પણ એ તેમની વિવશતા ન હોવી જોઈએ એવુ જ એક બીજુ ભયસ્થાન તે એ કે તેમણે ગઝલમા ઘણી જગ્યાએ સૂર્યના, વૃક્ષતા અદૃશ્યતા, પુષ્પતા જેવા ભાવવાચક શબ્દોનો ઉપયોગ કર્યો છે તે શબ્દો ગઝલમા તદ્રૂપ થઈ શક્યા નથી આ ગદ્યાળુ શબ્દો ગઝલના મિજાજને માફક નથી આવતા ' મખમલકે ફૂર્શ પર ટાટકા પેબંદ ' જેમ ખૂચ્યા અને ખટક્યા કરે છે કદાચ નવોદિતો મુગ્ધતામા, કશુક લખવાના ઉત્સાહમા, ઉન્માદમા આવુ કરે તો ચલાવાય પણ સિદ્ધ પ્રસિદ્ધ સાહિલની ગઝલમા આવુ ન ચલાવાય હવે તેમની ગઝલ એ માત્ર મોગ્ધ્ય ગુફતેગુ નથી, તેથી પણ કઈક વિશેષ છે સોળ વરસની સુદરી જેમ જાજરમાન મહિલા બને ત્યારે તેને વિશેષ પ્રકારની, જુદા પ્રકારની માવજતની જરૂર પડે છે, તેવુ જ ગઝલની બાબતમા છે તેને સદા બહાર રહેવુ જ પડે આ માટેની સતર્કતા શુ નવોદિત કે સ્થાપિત, શુ નામી કે અનામી, દરેકે રાખવી જોઈએ તે કાયદો બધાને એક સરખો લાગુ પડે છે

આ બને ક્ષતિની નોધ સાથે બીજી એક વાત એ કે કેટલીક સારી ગઝલોમા ગઝલદીઠ એક બે શેર નબળા, બોદા, બોલકા કાચા, કામ માગતા શેર કે મિસરા ઘૂસી જવા પામ્યા છે આવુ માત્ર આસ્વાદ ગઝલ પૂરતુ છે અને તેને પણ સૂક્ષ્મદર્શક દૃષ્ટિ જ પકડી શકે નબળી ગઝલ શોધવા જતા સારી આસ્વાદ્ય ગઝલમા આ નબળાઈ રહી ગઈ છે દા. ત,

' આમ તો હેરતથી મને જોયા ન કર,
રાખ તો વિશ્વાસથી રગુ તને '
(પૃ ૨૦)

o o o

હૂબહૂ એના જ જેવી,
ચાલ તુ સાહિલ ગઝલ લખ ' (પૃ ૨૫)

o o o

' ઉષ્ણતાના દેશમા વાદળ વગર,
કેમ જિવાશે હવે આ જળ વગર ' (પૃ. ૮૯)

o o o

' જે તને કહેવુ હતું ના કહી શક્યો,
જીભ લકવાગ્રસ્ત છે લાચાર છે ' (પૃ ૧૮)

o o o

બધ એના ઘરના દરવાજા નથી,
ત્યા સુધી પહોચી શકુ રસ્તા નથી ' (પૃ ૪૫)

o o o

' આટલામા ચરણ હશે કોઈ,
શોધીએ ચાલ રણ હરો કોઈ ' (પૃ ૯૩)

o o o

જોકે આને નબળાઈ ન ગણીએ અને આવા સામાન્ય, સપાટ, ચીલાચાલુ શેરથી સગ્રહને સ્થૂળ કશો ફરક ન પડે તે બનવાજોગ છે છતા એ નોધવુ જરૂરી એટલા માટે છે કે સઘર્ષશીલ, નવોદિતો સાહિલ જેવા નિવડેલાને અનુસરતા હોય, તેમના ચીલે ચાલતા હોય, તેમનુ અવિવેકી અનુકરણ કરતા

હોય ત્યારે તે આવા શેરથી દિશાહીન બને તેવું વિચારી આ નોંધ મૂકી છે. બાકી કવિતા એ, ગઝલ એ, કે જે કાળના પ્રવાહમાં ટકી રહે. આજે વર્ષો બાદ ગાલિબ વંચાય છે અને વંચાશે, તેવી રીતે સાહિલ પણ આવા સંગ્રહોથી ગુજરાતી ગઝલના ઇતિહાસનું એકાદ પાનું બને તેવી શકયતા કોઈ ભાખે તો તે વધુ પડતી નથી.

જ્યારે જ્યારે જેટલી વાર મેં "પર્યાય તારા નામનો" સંગ્રહ વાંચ્યો ત્યારે થયેલી અનુભૂતિ – હનીફના જ શેરમાં સહેજ ફેરફાર સાથે...

'હનીફ, જ્યારે ખોલવા ગયો ગઝલસંગ્રહ,
ભીતરથી રંગબેરંગી ઊડયાં પતંગિયાંઓ.'

આ રંગબેરંગી પતંગિયાં સંગ્રહમાંથી વર્ષો સુધી અવિરત ઊડે એ અભ્યર્થના.

---

## સાભાર સ્વીકાર

**બેયોનેટ :** પ્રવીણ ગઢવી; ભૂમિકા પ્રકાશન, ૩, તત્ સત્ સોસાયટી, પોલીટેકનિક, અમદાવાદ–૩૮૦ ૦૧૫, કાચું પૂઠું, પૃ. ૪૮, રૂ. ૧૫

**અચરજ :** નીતિન વડગામાનો પ્રથમ કાવ્યસંગ્રહ, વિક્રેતા : રૂપાલી પબ્લિકેશન, પીરમહંમદશા મેન્શન, ઘીકાંટા ક્રોસિંગ, રીલિફ રોડ, અમદાવાદ–૧, કાચું પૂઠું, પૃ. ૪૨, રૂ. ૩-૬૦

**વિચ્છિત્તિ :** ભગીરથ બ્રહ્મભટ્ટનો પ્રથમ કાવ્યસંગ્રહ; પ્રકા. પોતે જ, ૧૫, વિશ્વાસ સોસાયટી, આણંદ–૩૮૮ ૦૦૧, કાચું પૂઠું, પૃ. ૭૨, રૂ. ૧૦

**અંજલિ :** જાદવભાઈ પટેલ, 'રશ્મિભિક્ષુ'; પ્રકા. પોતે જ, ૩૭, અર્ચના, કોલેજ રોડ, સાવરકુંડલા–૩૬૪૫૧૫, કાચું પૂઠું, પૃ. ૧૨૦, રૂ. ૮-૪૫

**નાયિકા :** ડાયલ ઠાકોરનો પ્રથમ કાવ્યસંગ્રહ; પ્રાપ્તિસ્થાન : લોકસાગર ટ્રસ્ટ, શ્રી જી. બી. પરમાર, ૪, આવકાર સોસાયટી ખેડબ્રહ્મા–૩૮૩૨૫૫, કાચું પૂઠું, પૃ. ૭૦, રૂ. ૩

**એક મુઠ્ઠી આકાશ .** સંપા. કરસનદાસ લુહાર, પ્રાપ્તિસ્થાન : ગજુ પટેલ, C/o. સ્ટુડિઓ રૂપદર્શન, સરદારબાગ, બારડોલી–૩૯૪૬૦૨, કાચું પૂઠું, પૃ. ૧૧૨

**ધમાચકડી :** નીતા રામૈયાનાં બાળકાવ્યોનો સંગ્રહ, પ્રાપ્તિસ્થાન : નવભારત સાહિત્ય મંદિર, ગાંધીમાર્ગ, અમદાવાદ–૧, કાચું પૂઠું, પૃ. ૩૨, રૂ. ૭

---

પછીના કવિઓમાં પણ પ્રકૃતિ પ્રત્યેનું આકર્ષણ ઓછું થયું તો લાગતું જ નથી. પ્રશ્ન એ થાય કે આપણે 'ગુજરાતી ઋતુકાવ્યો' કહીએ ત્યારે એ પ્રકૃતિકાવ્યો ગુજરાતી ભાષામાં લખાયાં છે માટે તે 'ગુજરાતી' વિશેષણને પાત્ર છે કે પછી એમાં ગુજરાતની પ્રકૃતિનો કોઈ વિશેષ પણ ઊપસી આવે છે ખરો? અલબત્ત, આવાં ઋતુકાવ્યોમાં પ્રાકૃતિક સામગ્રી લગભગ એક સરખી વરતાય છે. જે કંઈ આસ્વાદ્ય તત્ત્વ છે તે તો અભિવ્યક્તિના નાવીન્યમાં છે. તરેહતરેહની કલ્પનાઓની તાજપથી આવાં ઋતુકાવ્યો અનુગાંધીયુગમાં કદાચ વધુ શુદ્ધ સ્વરૂપે સાંપડે છે. ત્યાં પ્રકૃતિનો ઉદ્દીપનવિભાવની સામગ્રી તરીકે ઉપયોગ નથી થયો તેમ તો નહિ જ કહી શકાય. રમેશ પારેખના 'ઉનાળાના કભાવતું અને ફૂલાણુના અભાવનું ગીત' કાવ્યમાં ગ્રીષ્મની પ્રકૃતિનો વિરહોદ્દીપક વિભાવસામગ્રી તરીકે જ ઉપયોગ થયો છે. ઉનાળાનો આતપ કેવો કાળઝાળ છે તેની બળકટ અને નાવીન્યપૂર્ણ અભિવ્યક્તિ આ કાવ્યમાંની આ પંક્તિઓ કરાવી આપશે:

'હોઠમાંથી ખરી પડયું પાણીનું ભાન અને વસ્યું એક ઝાંઝવાનું ગામ,
નહીંને જો ઓચિંતો આવે વરસાદ તો તો પડી જાય રૂંવે રૂંવે ડામ,
પારધીના હાથમાંથી છૂટેલી હોય તેવી લૂથી તો પથ્થરો વીંધાય,
ઉનાળો ફેલાતો જાય...'

આવું જ આસ્વાદ્ય નાવીન્ય નીચેની કેટલીક પંક્તિઓમાં જોવા મળે છે:

'ચૂમવા હર ફૂલની લથબથ કુંવારી મ્હેકને
પતંગિયાં જઈ બેસવે પાલવ વસંતનો'
(ચંદ્રકાન્ત દત્તાણી)

'સૂરજ-પારધી દાંત ભીંસે ગગન પર,
ધરા પર હવાનાં હરણનું ન હોવું!'
(રાજેન્દ્ર શુક્લ)

'આ ડાળ ડાળ જાણે કે રસ્તા વસંતના
ફૂલો એ બીજું કૈં નથી, પગલાં વસંતનાં,
(મનોજ ખંડેરિયા)

'પણે વગડામાં સૂકાં પર્ણની સીટી વગાડીને
ચડી વૃક્ષોની ડાળી પર ખિઝાંઓ ઝૂમવા લાગી.'
(મનોહર ત્રિવેદી)

કોણ બોલાવે દિગ્ દિગન્તે —
ભરી જીવન નૂતન છન્દે ?
વસન્તે ! વસન્તે !'

તો વળી કેવળ ભાષાની જ મદદથી ઉમાશંકર જોશી પાનખરનું શબ્દચિત્ર સુબહુ આંકી આપે છે:

'ઝરઝર ઝરે,
ખરખર ખરે
પર્ણ આ પાનખરે ક્ષિતિ પરે.'

અનુગાંધીયુગમાં રોમૅન્ટિક કાવ્યધારાની સાથે સાથે યંત્રસંસ્કૃતિદત્ત નગરસંસ્કૃતિની વિકલ અને વરવી વાસ્તવિકતાને નિરૂપતી કાવ્યધારા વહેવા લાગે છે. યંત્રસંસ્કૃતિએ જાણે માણસને છિન્નભિન્ન કરી નાખ્યો છે. પ્રકૃતિથી એ જાણે દૂર હડસેલાઈ ગયો છે. પરિણામે પ્રકૃતિ કાવ્યવિષય તરીકે ઓછી આવે એવું બને. પરંતુ વાસ્તવિકતા કંઈક જુદી જ જોવા મળે છે. નગરનિવાસી કવિ પણ પ્રકૃતિના પ્રભાવમાંથી છટકી શક્યો નથી. નિરંજન ભગતે ગ્રીષ્મની બપોરનું કલ્પનામઢ્યું તાદૃશ ચિત્ર આંક્યું છે:

'શાંતિ ? સર્વત્ર શું સ્તબ્ધ શાંતિ હતી !
સૃષ્ટિને અંગ પ્રત્યંગ ક્લાંતિ હતી !
વહ્નિની જ્વાળ-શો શ્વાસ નિઃશ્વાસતી,
ઉગ્ર ઉરસ્પંદને ઉગ્ર ઉચ્છ્વાસતી;
મૂર્ચ્છનાગ્રસ્ત બસ તપ્ત ધરણી હતી;
ઝાંઝવાનીરની પ્યાસમાં બ્હાવરી કોક હરણી હતી !'

તો ગ્રીષ્મનું છાકટું ચિત્ર રાજેન્દ્ર શાહે સજીવારોપણ દ્વારા ઊભું કર્યું છે:

આયોજી વૈશાખલાલ આયોજી રે,
આયોજી વૈશાખલાલ
આયોજી રે.
ટૂંકી એની પોતડી ને લાંબી એની ચાલ,
અંગરખું નહિ પ્હેરિયું...
° ° °
જંગલનો રે'નાર જોગી, લોચન એનાં લાલ,
રાખે રગદોળ્યું છતાં...
સો સૂરજનાં તેજે એનું ઝળકી ઊઠે ભાલ.'

પછીના કવિઓમાં પણ પ્રકૃતિ પ્રત્યેનું આકર્ષણ ઓછું થયું તો લાગતું જ નથી. પ્રશ્ન એ થાય કે આપણે 'ગુજરાતી ઋતુકાવ્યો' કહીએ ત્યારે એ પ્રકૃતિકાવ્યો ગુજરાતી ભાષામાં લખાયાં છે માટે તે 'ગુજરાતી' વિશેષણને પાત્ર છે કે પછી એમાં ગુજરાતની પ્રકૃતિનો કોઈ વિશેષ પણ ઊપસી આવે છે ખરો? અલબત્ત, આવાં ઋતુકાવ્યોમાં પ્રાકૃતિક સામગ્રી લગભગ એક સરખી વરતાય છે. જે કંઈ આસ્વાદ્ય તત્ત્વ છે તે તો અભિવ્યક્તિના નાવીન્યમાં છે. તરેહતરેહની કલ્પનાઓની તાજપથી આવાં ઋતુકાવ્યો અનુગાંધીયુગમાં કદાચ વધુ શુદ્ધ સ્વરૂપે સાંપડે છે. ત્યાં પ્રકૃતિનો ઉદ્દીપનવિભાવની સામગ્રી તરીકે ઉપયોગ નથી થયો તેમ તો નહિ જ કહી શકાય. રમેશ પારેખના 'ઉનાળાના કભાવનું અને ફલાણાના અભાવનું ગીત' કાવ્યમાં ગ્રીષ્મની પ્રકૃતિનો વિરહોદ્દીપક વિભાવસામગ્રી તરીકે જ ઉપયોગ થયો છે. ઉનાળાનો આતપ કેવો કાળઝાળ છે તેની બળકટ અને નાવીન્યપૂર્ણ અભિવ્યક્તિ ઉક્ત કાવ્યમાંની આ પંક્તિઓ કરાવી આપશે:

'હોઠમાંથી ખરી પડ્યું પાણીનું ભાન અને વસ્યું એક ઝાંઝવાનું ગામ,
નહીંતર જો ઓચિંતો આવે વરસાદ તો તો પડી જાય રૂંવે રૂંવે ડામ,
પારધીના હાથમાંથી છૂટેલી હોય તેવી લૂથી તો પથ્થરો વીંધાય,
ઉનાળો ફેલાતો જાય ...'

આવું જ આસ્વાદ્ય નાવીન્ય નીચેની કેટલીક પંક્તિઓમાં જોવા મળે છે:

'ચૂમવા હર ફૂલની લથબથ કુંવારી મ્હેકને
પતંગિયાં જઈ બેસવે પાલવ વસંતનો'
(ચંદ્રકાન્ત દત્તાણી)

'સૂરજ-પારધી દાંત ભીંસે ગગન પર,
ધરા પર હવાનાં હરણનું ન હોવું!'
(રાજેન્દ્ર શુક્લ)

'આ ડાળ ડાળ જાણે કે રસ્તા વસંતના
ફૂલો એ બીજું કૈં નથી, પગલાં વસંતનાં,
(મનોજ ખંડેરિયા)

'પણે વગડામાં સૂકાં પર્ણની સીટી વગાડીને
ચડી વૃક્ષોની ડાળી પર ખિઝાંઓ ઝૂમવા લાગી.'
(મનોહર ત્રિવેદી)

આમ, પ્રકૃતિ પ્રત્યેનો અનુરાગ હજુ ઘટ્યો નથી. આથી ગુજરાતી ઋતુકાવ્યોમાં પ્રકૃતિનાં સુચારુ શબ્દાંકનો સભર રહે છે. આમાં સર્જકની સૂક્ષ્મ નિરીક્ષણશક્તિ, તીવ્ર સંવેદનશક્તિ અને ઉત્કટ કલ્પનાશક્તિનો વિનિયોગ થયેલો જોવા મળે છે. ગુજરાતી પ્રકૃતિકવિતામાંથી પસાર થતાં એમ લાગ્યા વગર નથી રહેતું કે ઉત્તરોત્તર એમાં વધુ ને વધુ કલાત્મક અભિવ્યક્તિ ખીલતી ગઈ છે. આપણાં ઋતુકાવ્યો વિવિધ કાવ્યપ્રકારોમાં પ્રકટ થયાં છે, જેમ કે ગીત, ગઝલ, સૉનેટ, મુક્તક, ઓડ વગેરે. આ ઋતુકાવ્યોમાં પ્રકૃતિના પલટાઓની સ્પષ્ટ ચિત્રાવલિ પ્રકટ થાય છે તેની સાથે એ ઋતુપલટાઓની માનવચિત્ત પર પડતી અસરોનું પણ માર્મિક નિરૂપણ જોવા મળે છે. આ ઋતુકાવ્યોમાં જે સ્વભાવોક્તિઓ મળે છે તે જેટલી સચોટ અને સરસ છે તેટલી જ સજીવારોપણને રાહે થયેલી અભિવ્યક્તિ પણ આકર્ષક છે. આપણાં અર્વાચીન ઋતુકાવ્યો જોતાં જણાય છે કે કવિઓએ વસંત અને વર્ષાનો અદકેરો મહિમા કર્યો છે. જ્યારે હેમન્તના ચિત્રો જૂજ પ્રમાણમાં પ્રાપ્ત થાય છે. હજુ પણ સર્જાતી ગુજરાતી કવિતામાંથી પ્રકૃતિ લુપ્ત થઈ નથી. એમાં શબ્દશક્તિ અને સંવેદનશક્તિનું સર્જનરસાયણ થયું છે તે ગુજરાતી પ્રકૃતિકવિતામાં ચિરંજીવ રહે તેવું સબળ અને સફળ છે. આમ, આપણાં ઋતુકાવ્યો દ્વારા ગુજરાતી પ્રકૃતિકવિતાનો એક વિશેષ ઉન્મેષ અનુભવવા મળે છે.

૨૬ સપ્ટેમ્બર ૧૯૮૬

ધીરુ પરીખ

# શ્રાવણ – ભાદ્રવ – ફાલ્ગુન

## પાલ્હણ

(ઈ. ૧૨૩૩ની આસપાસ)

**શ્રાવણ**

સાવણિ સઘણુ ધુડુક્કઇ મેહો, પાવસિ પત્તઉ નેમિ – વિછોહો,
દદ્દુર મોર લવહિં અસગાહ, દહ દિહ વીજુ ખિવઇ ચઉવાહ.
કોઇલ મહુર વયણુ ચવએ, રવઇ વિવીહઉ ધાહ કરેઇ,
સાવણુ નેમિજિણિંદ–વિણૂ, ભણઇ કુમરિ, કિમ ગમણુઉ જાએ?

(મેઘ ઘણો ગર્જે છે ત્યારે જ, આ વર્ષાઋતુમાં, નેમિનો વિયોગ આવી પહોંચ્યો છે. દેડકાં અને મોર સતત બોલે છે. ચારે દિશામાં વાદળોમાં વીજળી ઝબકે છે. કોયલ મધુર અવાજે ટહુકે છે. બપૈયો (પિયુ પિયુ) પોકારે છે. રાજુલકુંવરી કહે છે કે નેમિજિનેંદ્ર વિના શ્રાવણ કેવી રીતે વીતશે?)

**ભાદ્રવ**

ભાદરવઉ અસલેસ ઉલ્હારો, અતિ–ઘણુ વરિસઇ વોરઅ–ધારો,
વાપિ કૂવ નઇ ભરિય તડાગ, દહ દિહ રહિય વહંતા માગ.
ધરણિ ધરાહર ઓયરિયો, ઇકમઇ નીરુ, ન સૂઝઇ પંથો,
નયણિ ન દેખઉં નેમિ–જિણો, ભરુ ભાદરવઉ ગયઉ અકયત્થો.

(ભાદરવામાં આશ્લેષા નક્ષત્ર પ્રકાશે છે. મોટી ધારે વરસાદ વરસે છે. વાવ, કૂવા, નદી ને તળાવમાં પાણી ભરાયાં છે. દશે દિશામાં માર્ગ મળ્યો ત્યાં પાણી વહી રહ્યાં છે. પૃથ્વી ઉપર વરસાદ જાણે ઊતરી પડ્યો છે. બધે પાણી સિવાય કંઈ દેખાતું નથી. રસ્તો દેખાતો નથી. નેમિજિનેંદ્ર ક્યાંય દેખાતો નથી. ભર્યો ભાદરવો, તેનાથી કૃતાર્થ થયા વિના જ, વીતી ગયો.)

**ફાલ્ગુન**

આઉ આગમુ ફાગણુ–તણુઉ, અતિ સિઉ પવણુ ફરુકઇ ઘણુઉ;
ગિરિ–તરવર ફલ પાત ઝલાહિ, ડાલહિ ડાલ સિખા ધરિ જાહિ;
દિણિ દિણિ અંગુ ઝકોલિજએ, તિમ્વ તિમ્વ સાલહિ બહુ દુખ–ભાર;
કુમરિ ભણઇ, કિમ નીગમએ તઇ વિણુ, સામિય નેમિકુમાર?

(ફાગણનું આગમન થયું. અતિ શીતળ પવન ફૂંકાય છે. તેનાથી પર્વત ઉપરનાં વૃક્ષો પરથી ફળ અને પાંદડાં ખરી પડ્યાં છે. વૃક્ષોની એકેએક ડાળ લાલચોળ કૂંપળ ધારણ કર્યે જાય છે. દિન-પ્રતિદિન શરીરનાં અંગો વધુ ને વધુ શોભા ધારણ કરી રહ્યાં છે, તેમ તેમ વિયોગનું કષ્ટ ભોગવી રહ્યાં છે. કુંવરી કહે છે કે સ્વામી નેમિકુમાર વિના દિવસો કેવી રીતે પસાર કરું?)

['બારહમાસા'માંથી, અનુ૦ શિવલાલ જેસલપુરા]

# વર્ષાવર્ણન

## જિનપદ્મસૂરિ

(ઈ. ૧૩૪૪)

"ઝિરિમિરિ ઝિરિમિરિ ઝિરિમિરિ એ મેહા વરિસંતિ,
ખલહલ ખલહલ ખલહલ એ વાહલા વહંતિ.
ઝબઝબ ઝબઝબ ઝબઝબ એ વીજુલિય ઝબક્કઇ,
થરહર થરહર થરહર એ વિરહિણિમણુ કંપઇ

મહુરગંભીરસરેણ મેહ જિમ જિમ ગાજંતે,
પંચબાણુ નિય કુસુમબાણુ તિમ તિમ સાજંતે,
જિમ જિમ કેતકિ મહમહંત પરિમલ વિહસાવઇ,
તિમ તિમ કામિય ચરણ લગ્ગિ નિયરમણિ મનાવઇ." ૭

(ઝરમર ઝરમર મેઘ વરસે છે. ખળખળ ખળખળ કરતાં વહેળા વહે છે, ઝબઝબ ઝબઝબ વીજળી ઝબકે છે. અને થરથર થરથર વિરહિણી કંપે છે. જેમ જેમ મેઘ મધુર ગંભીર અવાજથી ગાજે છે તેમ પુષ્પધન્વા પોતાનાં કુસુમબાણ સજ્જ કરે છે: જેમ જેમ કેતકીપુષ્પનો મઘમઘતો પરિમલ ફેલાય છે તેમ તેમ નિજરમણી પ્રેમીના પગે વળગીને મનાવે છે.)

['સ્થૂલિભદ્ર ફાગ'માંથી, અનુ૦ ધીરુ પરીખ]

## વસંતવર્ણન
### મેરુનન્દન
( ઈ. ૧૩૭૪ આસપાસ )

"વાજઇ ગુણિ અલિ ફેરિય, ભેરિય પ્રથમારંભિ,
પાન તણઇ મિસિ ઊડિય, ગૂડિય કદલિય થંભિ. ૩૯

બહુફલિ નમઇ બીજુઉરિય, મઉરિય અંબ રસાલ,
સહજિ સુભાગહિ રુચડલા સૂયડલા ખેડય ડાલ." ૪૦

(ભ્રમર વારંવાર ગુંજારવ કરે છે. આરંભમાં જાણે કે ભેરીનો ધ્વનિ ન થતો હોય; પાંદડાંને બહાને કેળનાં વૃક્ષો ઉપરથી જાણે કે ધજા ઊડી રહી છે. બીજોરીનાં ફળના અતિશય ભારથી નમી પડી છે, રસાળ આંબા મહોર્યા છે, રૂડા સૂડા સદ્‌ભાગ્યથી સહજ રીતે ડાળ સેવે છે )

[ 'જીરાપલ્લી પાર્શ્વનાથ ફાગુ'માંથી, અનુ૦ ધીરુ પરીખ ]

* * *

## વસંતવર્ણન
### સમુધર
( ઈ. ૧૩૮૧ આસપાસ )

"અરે વનુ રુયડઉ રલિયાવણુઉ અનુ વિહસિય વણરાએ,
અરે વાઉલ વેઉલુ, સિરિ કેતકી તહિ જાએ. ૩

અરે પાડલ ચંપઉ પારતી, કંદૂ અનુ મચકંદુ,
અરે સેવત્રી કરણિય પૂંપુ ભરિ, રમઇ તે અબલા બિંદૂ. ૪

અરે કોઇલ સાદુ સોહાવણુઉ, મોરિ મધુર વાસંતિ,
અરે ભમરા રણઝણુ રુણુ કરઇ, કિરિ કિન્નરિ ગાયંતિ." ૫

(રૂડું અને રળિયામણું વન છે, ને વનરાજિ હસે છે ત્યાં બાવળ, વેઉલ અને શ્રી કેતકી ફૂટી છે: ત્યાં પાડલ, ચંપો, પારતી, કંદૂ અને મુચકુંદ છે, સેવંત્રી કરેણ ખૂંપ તરીકે છે; જાણે અબલાના (ભાલમાં) ચાંલ્લો શોભે છે. કોયલનો સોહામણો સૂર સંભળાય છે. મધુર વસંતશ્રી મહોરી છે, ભમરા ગુંજન કરે છે; જાણે કિન્નરી ગાય છે. )

[ 'નેમિનાથ ફાગુ'માંથી, અનુ૦ ધીરુ પરીખ ]

# વસંતવિર્ણન

## અજ્ઞાત કવિ

(વિ. સં. ૧૪૫૦ પછી)

ધૂમઇ મધુપ સકેસર કેસર-મુકુલિ અસંખ ।
ચાલઇ રતિપતિ સૂરઇ પૂરઇ સુભટ કિ સંખ ॥૨૯॥

(ભમરા કેસરવાળાં કેસરવૃક્ષની અસંખ્ય કળીઓ ઉપર ઘૂમે છે; જાણે કે રતિનો સ્વામી કામદેવ શૌર્યથી ચાલ્યો જાય છે (અને) યોદ્ધાઓ શંખ વગાડી રહ્યા છે.)

બઉલિ વિલૂધવા મહુઅર બહુઅ રચઇ ઝણકાર ।
મયણ-રહઇ કિરિ આણંદિણુ બંદિણુ કરઇં કયવાર ॥૩૦॥

(બકુલપુષ્પોમાં ખૂબ લોભાઈ રહેલા ભમરા ઘણો ઝણકાર કરી રહ્યા છે; જાણે કે કામદેવને માટે બંદીજન આનંદથી કીર્તિ-ગાન કરી રહ્યા છે.)

ચાંપુલા તરુઅર-ની કલી નીકલી સોવન-વાનિ ।
માર-મારગ-ઉદ્દીપક દીપક-કલિય-સમાન ॥૩૧॥

(કામદેવના માર્ગને ઉજ્જ્વલ કરતી ચંપાનાં વૃક્ષની ડાળીઓ દીવાની વાટની જેમ સોનેરી રંગમા નીકળી આવી છે)

બાંધઇ કામુ કિ કરકસુ તરકસુ પાડલ-ફૂલ ।
માંહિ રચ્યા કિરિ કેસર તે સર-નિકર અમૂલ ॥૩૨॥

(જાણે કે કામદેવ પાટલના ફૂલનો કર્કશ ભાથો બાંધી રહ્યો છે; એ ફૂલમાં રચેલા જે કેસર છે તે જાણે કે અમૂલ્ય બાણસમૂહ છે.)

આંબુલઇ માંજરિ લાગિય જાગિય મધુકર-માલ ।
મૂંકઇ મારુ કિ વિરહિય-હિયઇ સ ધૂમ-વિરાલ ॥૩૩॥

(આંબા ઉપર માંજરમાં લાગેલી ભમરાઓની પંક્તિ જાગી ઊઠી છે; જાણે કે કામદેવ વિરહી જનોના હૃદયમાં ધુમાડાવાળી વરાળ મૂકી ન રહ્યો હોય !)

કેસુય-કલિ અતિ વાંકુડી આંકુડિ મયણ-ચિ જાણિ ।
વિરહિણિ-નાં ઇણિ કાલિ જ કાલિજ કાઢઇ તાણિ ॥૩૪॥

(અતિ વાંકી કેસૂડાની કળી એ જાણે કે મદનની આંકડી છે! આ સમયે જ એ વિરહિણી સ્ત્રીઓનાં કાળજાં તાણી (ખેંચી) કાઢે છે.)

વીર સુભટ કુસુમાયુધ આયુધ શાલ અશોક ।
કિશલ જિસ્યાં અસિ ઝબકઇ ઝબકઇ વિરહિણિ-લોક ॥૩૫॥

(કુસુમાયુધ કામદેવ વીર યોદ્ધો છે; સાગ અશોક વૃક્ષ એનાં આયુધ છે. એનાં તલવારના જેવાં પલ્લવ ઝબકારા કરે છે, (જેનાથી) વિરહિણી સ્ત્રીઓ ઝબકી ઊઠે છે.)

પથિક-ભયંકર કેતુ કિ કેતુકિ-દલ સુકુમાર ।
અવર તિ વિરહિ વિદારણ દારુણ કરવત-ધાર ॥૩૬॥

(કેતકીનાં સુકુમાર દળ તે જાણે કે પંથીજનોને ભય કરનારો કેતુ (ગ્રહ) ન હોય! અથવા તો બીજું એ કે વિરહીઓનો નાશ કરનારી એ કરવતની દારુણ ધાર ન હોય!)

['વસંતવિલાસ'માંથી, અનુ૦ કે. કા શાસ્ત્રી]

# વર્ષાવર્ણન

## અબ્દુર રહેમાન

( વિ. સં. ૧૪૯૦ ની આસપાસ )

" પઉદંડઉ પેસિજ્જઇ ઝાલ ઝલક્કંતિયઇ,
ભયભેસિય અઇરાવઇ ગયણિ ખિવંતિયઇ,
રસહિ સરસ બબ્બીહિય ખિરુ તિપ્પંતિ જલિ,
બયઉ રેહ ણુહિ રેહઇ નવઘણ જંતિ તલિ." ૧૪૦

( આકાશમાં ભયપ્રદ, વીજળીના ચમકારાથી ઝળહળતી જ્વાળાઓથી પગદંડી દેખાય છે, જળથી નિતાન્ત સંતૃપ્ત બપૈયા સરસ અવાજ કરે છે અને નવમેઘોની નીચે જતી બગલાઓની હાર સુંદર લાગે છે. )

" બગ્ગ મિલ્હવિ સલિલદ્દહુ તરુસિહરિહિ ચડિઉ,
તંડવુ કરિવિ સિહંડિહિ વર સિહરિહિ રડિઉ;
સલિલ વિવહિ સાલૂરિહિ કરસિઉ રસિઉ સરિ,
કલયલુ કિઉ કલયંઠિહિ ચડિ ચૂયઉ સિહરિ." ૧૪૪

( મેઘગર્જનાઓ સાંભળી બગલાઓ સરોવરને છોડીને વૃક્ષોનાં શિખરો પર ચડી ગયા, તાંડવ કરતા મયૂર શિખર પર ગહેકવા લાગ્યા, દાદૂર જળાશયોમાં કઠોર ધ્વનિ કરવા લાગ્યા અને આમ્રવૃક્ષો પર ચઢીને કોકિલોએ કૂજન કર્યું. )

[ 'સંદેશક-રાસ 'માંથી, અનુ૦ ધીરુ પરીખ ]

# શરદવર્ણન

## અબ્દુર્ રહેમાન

( વિ. સં. ૧૪૯૦ ની આસપાસ )

" ગય વિદ્દરવિ બલાહય ગયણિહિ,
મણહર રિક્ખ પલોઇય રયણિહિ;
હુયઇ વાસુ છમ્મયલિ ફણિંદહ,
ફુરિય જુન્હ નિસિ નિમ્મલ ચંદહ. ૧૬૦

સોહઇ સલિલુ સરિહિં સયવત્તિહિ,
વિવિહ તરંગ તરંગિણિ જંતિહિ;
જં હય હીય ગિંભિ ણવસરયહ,
તં પુણ સોહ ચડી ણવસરયહ." ૧૬૧

(આકાશમાં વાદળો વિદીર્ણ થઈને ચાલ્યાં ગયાં. રાત્રિમાં મનોહર ઉડુઓ દેખાવા લાગ્યા. ફણીન્દ્રોનો વાસ જમીનની નીચે થઈ ગયો. રાત્રિમાં નિર્મળ ચંદ્રમાની જ્યોત્સ્ના સ્ફુરવા લાગી. સરોવરનું સલિલ શતપત્રિકાઓથી શોભી ઊઠ્યું અને નદીઓનું જળ વહેતા વિવિધ તરંગોથી શોભી ઊઠ્યું. નૂતન સરોવરોની જે શોભા ગ્રીષ્મ દ્વારા હરી લેવાઈ હતી તે નવી શરદના આગમનથી પાછી આવી.)

[ 'સંદેશક-રાસ'માંથી, અનુ૦ ધીરુ પરીખ ]

# વસંતઋતુનું વર્ણન

## કવિ દલપતરામ

(ઉપજાતિ)

રૂડો, જુઓ, આ ઋતુરાજ આવ્યો, મુકામ તેણે વનમાં જમાવ્યો;
તરુવરોએ શણગાર કીધો, જાણે વસંતે શિરપાવ દીધો.

જૂનાં જૂના પત્ર ગયાં ખરીને, શોભે તરુ પત્ર નવાં ધરીને;
જાણે નવા વસ્ત્ર ધર્યાં ઉજાગી, સમીપમાં લગ્નસરા નિહાળી.

આંબે, જુઓ, મોર અપાર આવ્યો, જાણે ખજાનો ભરી મ્હોર લાવ્યો;
જો કોકિલા ગાન રૂડું કરે છે, વસંતના શું જશ ઉચ્ચરે છે!

(શાર્દૂલવિક્રીડિત)

આંબા, આમલી લીમડા, વડ વળી, રુડે ઝૂક્યાં ઝાડ છે,
છત્રોની છબી છાઈ હોય છતમાં, તેવા ઊંચા તાડ છે,
ગાયો વૃંદ ફરેફરે તૃણ ચરે, ગોવાળિયા ગાય છે;
જોતાં આ વનને જરૂર ઉરમાં આનંદ સંધાય છે.

(ઉપજાતિ)

અનેકજાતિ તરુફૂલ ફૂલ્યાં, તે ફૂલ-ભારે નમી ખૂબ ઝૂલ્યાં;
જાણે નવી દોલત તે કમાઈ, અન્યોન્ય ચોટાઈ કરે ફુલાઈ.

અનેકજાતિ બહુ ફૂલ ફાલ્યાં, ઝાઝાં સુગંધીમય ખૂબ ઝૂલ્યાં:
પામી સમૃદ્ધિ સુખ તો અતુલ્ય, કહો ખુશીથી નહિ કોણ ફૂલે!

કેવાં જુઓ આ ફૂલ કર્ણિકાનાં, રાતાં તથા શ્વેત દીસે મઝાનાં!
પ્રીતિતણા રંગથી હોય રાતાં, સુકીર્તિથી શ્વેત હશે જણાતાં.

કહું ભલાં ચંપકપુષ્પ કેવાં, જોતા દીસે કાંચનપુષ્પ જેવાં;
કારીગરીના કરનાર ધન્ય, કોઈથી એવું ન કરાય અન્ય.

ગુલાબના ગુચ્છ સુગંધીમાન, વસંતમાં જે વિકસે નિદાન;
જો અન્ય ટાણે ઊપજે અનેક, વસંતની વાત જ ન્યારી છેક.

(દોહરા)

પારિજાત ને કેવડો, જૂઈ ને વળી જાય,
બકુલ, મોગર, થળ-કમળ, કુસુમ કડાનાં થાય. ૧૮
કેસૂડાં ને કરમદી, બપોરિયો, સુચકંદ,
અનેક એવાં પુષ્પનાં ઊપજે વૃંદેવૃંદ. ૧૯

(ઉપજાતિ)

ન કીચ કે કાદવ, ટાઢ તાપ, ન ધૂળ ઊડે, નહિ અભ્રવ્યાપ;
વસંત-વેળા સુખકારી જેવી, એકે ઋતુની ન ગણાય એવી. ૨૦

['દલપતકાવ્ય'-૧માંથી]

# વસંતઋતુનું વર્ણન

## કવિ દલપતરામ

(ઉપજાતિ)

રૂડો, જુઓ, આ ઋતુરાજ આવ્યો, મુકામ તેણે વનમાં જમાવ્યો;
તરુવરોએ શણગાર કીધો, જાણે વસંતે શિરપાવ દીધો. ૧
જૂનાં જૂના પત્ર ગયાં ખરીને, શોભે તરુ પત્ર નવાં ધરીને;
જાણે નવા વસ્ત્ર ધર્યાં ઉજાગી, સમીપમાં લગ્નસરા નિહાળી. ૨
આંબે, જુઓ, મોર અપાર આવ્યો, જાણે ખજાનો ભરી મ્હોર લાવ્યો;
જો કોકિલા ગાન રૂડું કરે છે, વસંતના શું જશ ઉચ્ચરે છે! ૩

(શાર્દૂલવિક્રીડિત)

આંબા, આંબલી લીમડા, વડ વળી, ઝુંડે ઝૂક્યાં ઝાડ છે,
છત્રોની છબી છાઈ હોય જાણે, તેવા ઊંચા તાડ છે,
ચાયો વૃંદ હરેફરે તૃણ ચરે, ગોવાળિયા ગાય છે;
જોતાં આ વનને જરૂર ઉરમાં આનંદ સંધાય છે. ૮

(ઉપજાતિ)

અનેકજાતિ તરૂફૂલ ફૂલ્યાં, તે ફૂલ-ભારે નમી ખૂબ ઝૂલ્યાં;
જાણે નવી દોલત તે કમાઈ, અન્યોન્ય ચેષ્ટાઈ કરે ફુલાઈ. ૧૩
અનેકજાતિ બહુ ફૂલ ફાલ્યાં, ઝાઝાં સુગંધીમય ખૂબ ઝૂલ્યાં:
પામી સમૃદ્ધિ સુખ તો અતુલ્ય, કહો ખુશીથી નહિ કોણ ફૂલે! ૧૪
કેવાં જુઓ આ ફૂલ કર્ણિકાનાં, રાતાં તથા શ્વેત દીસે મઝાનાં?
પ્રીતિતણા રંગથી હોય રાતાં, સુકીર્તિથી શ્વેત હશે જણાતાં. ૧૫
કહું ભલાં ચંપકપુષ્પ કેવાં, જોતા દીસે કાંચનપુષ્પ જેવાં;
કારીગરીના કરનાર ધન્ય, કોઈથી એવું ન કરાય અન્ય ૧૬
ગુલાબના ગુચ્છ સુગંધીમાન, વસંતમાં જે વિકસે નિદાન;
જો અન્ય ટાણે ઊપજે અનેક, વસંતની વાત જ ન્યારી છેક. ૧૭

(દોહરા)

પારિજાત ને કેવડો, જૂઈ ને વળી જાય,
બકુલ, મોગર, થળ-કમળ, કુસુમ કડાનાં થાય. ૧૮
કેસૂડાં ને કરમદી, બપોરિયો, મુચકંદ,
અનેક એવાં પુષ્પનાં ઊપજે વૃંદેવૃંદ. ૧૯

(ઉપજાતિ)

ન કીચ કે કાદવ, ટાઢ તાપ, ન ધૂળ ઊડે, નહિ અભ્રવ્યાપ;
વસંત-વેળા સુખકારી જેવી, એકે ઋતુની ન ગણાય એવી. ૨૦

['દલપતકાવ્ય'-૧માંથી]

# વર્ષા

## નર્મદાશંકર

અંધારી આ રજની સજની, મેઘબિહામણી રે
વારે વારે, દરશન દઈ, ચોંકવે દામણી રે;
ધો ધો ધો ધો, ઉદક પડતું, પહાણ ઉપેર ભારી,
દેખી સંધું કયમ ન ટટળું નાથ સારુ હું નારી?
આ તોફાને, ખૂબ કરી કળા, ડુંગરે નાચતા રે,
'ટેહુ' 'ટેહુ', વદી હરખમાં. મોર તે વૃંદમાં રે;
દેખી દાઝું ઊંચકી તન ના, જંગી વિલાસ કીધો,
માદા પેરે, ઝીલી સુરસ મેં, હાય રે ના જ પીધો!
દિલાસાથી, ધીરજ ધરવી, ચાતકા, જોઈ તુંને,
તારું સીઝયું, મુજ નવ સીઝયું, લહાય વાધી જ મુને;
રે દાદુરા, ઘન વરસતો જોઈ ફુલાઈને રે,
'ડ્રોંઊ' 'ડ્રોંઊ', અતિસ લવી કાં ચીડવે છે મને રે?
શા સારુ ઓ, દરદી હું છતાં બ્હેની દોયલડી રે,
ટૂઊ ટૂઊ કરતી હું વિના, મેઘસૂરે ચડી રે?
તોબાકારી તીણી જ ચીસથી, સારસા, ભાઈ તારી,
કેશો ઊભા, કરી કણુકણે, પેટ બાળે છ ભારી.

['નર્મદનું મંદિર'માંથી]

# મેઘાડમ્બર

## નરસિંહરાવ દિવેટિયા

આડમ્બર રચી ભવ્ય આ રે
ગગન ઘને ઘેર્યું, હાં હાં રે ગગન ઘને ઘેર્યું,
આછું પીળું જળતેજ આ રે
નભમંડળ વેર્યું. હાં હાં રે નભમંડળ વેર્યું.

ક્ષેત્રભૂમિ રૂડી ઉપરે રે
વાદળી વરસે છે, હાં હાં રે વાદળી૦
મરકતશો ઘેરો લીલો રે
ત્યહાં વર્ણ વસે છે. હાં હાં રે ત્યહાં૦

વૃક્ષઘટા ભીની અહિં રે
ગમ્ભીરી ઊભી, હાં હાં રે ગમ્ભીરી૦
તે મહિં દ્વાર બન્યાં કહિં રે,
ત્યહાં શી દીસે ખૂબી! હાં હાં રે ત્યહાં૦

પીત વસન ધરી ટેકરી રે
તૃણશૂન્ય જ પેલી, હાં હાં રે તૃણશૂન્ય૦
ગાયમહિષની તે પરે રે
સેર શી આ રેલી! હાં હાં રે સેર૦

ત્હણે દ્વાર બીજે થકી રે
ગગન દીસે ઘેરૂં;- હાં હાં રે ગગન૦
જો! આ પ્રિય! શું તે સુણ્યું રે
ગર્જન ઘન કેરૂં! હાં હાં રે ગર્જન૦

દૂર જેહ ગિરિગહ્વરે રે
પ્રતિરવથી નાચે; હાં હાં રે પ્રતિરવ૦
સુણી તે આ હઇડે બીજું રે
રવનૃત્ય વિરાજે. હાં હાં રે રવનૃત્ય૦

ગિરિશિખરોને ચુમ્બતી રે
વાદળિયો દોડે; હાં હાં રે વાદળિયો૦
ભૂમિગોળ આલિંગી લે રે
ઘનઘટા શી કોડે! હાં હાં રે ઘનઘટા૦

તો આ સ્થળ પ્રિય! તું હવાં રે
અટકે ક્યમ લાજે? હાં હાં રે અટકે૦
કાં ભેટી ન લે ચુમ્બનો રે
લટકે કંઈ આજે? હાં હાં રે લટકે કંઈ આજે?

['કુસુમમાળા']

# વસંતપ્રાર્થના

કાન્ત

વસંત વનદેવતા ! શુભ, સદૈવ સત્યંવદા,
કરે વિહગ વિશ્વનાં મધુર ગાન તારાં સદા;
અને વનવને, અનેક ગિરિને તટે, સાગરે,
ભરે અનિલ બાલકો વિરલ દિવ્ય તારા સ્વરો !

વિભૂતિ વિભુની પ્રસન્ન તવ નેત્રમાં દીપતી,
તૃષા હૃદય દગ્ધની નિમિષ માત્રની છીપતી,
સખી સકલ જીવની ! સદય દેવિ ! સાષ્ટાંગથી
નમી ચરણમાં અમે યુગલ યાચીએ આટલું :–

વસો અમ શરીરમાં, હૃદયમાં, અને નેહમાં,
હસો પ્રકૃતિ સર્વથા પ્રણયદાનની ગેહમાં;
વિશુદ્ધ સુખનાં લતાકુસુમ જીવને જામજો,
અપત્ય પરિશીલને વિમલ ધર્મને પામજો !

વસંત વનદેવતા ! શુભ, સદૈવ સત્યંવદા,
કરો વિહગ વિશ્વનાં મધુર ગાન તારાં સદા !
અને અનિલ બાલકો વિરલ દિવ્ય તારા સ્વરો,
ભરો વનવને, અનેક ગિરિને તટે, સાગરે !

[ ' પૂર્વાલાપ ' ]

# વર્ષાની એક સુંદર સાંઝ

## બલવંતરાય ઠાકોર

શાંતી! શાંતી! ઝરમર ઝરી ગૈ ગળી વાદળી આ,
અંધારી નીરવપદ ગિરિશૃંગથી જો ઉડી આ;
ઊંચો દીપે ઘુમટ ફરિથી વ્યોમ કેરો વિશાળો;
જેમાં મુક્તાતુરણ-ભગણે ઓપતી અભ્રમાળો.
બેઠો બેઠો સખિસહિત હું માલતીમંડપે ત્યાં
ધારા જોતો, શ્રવણ ભરતો નૃત્યથી બુદ્બુદોનાં,
ત્યાં ગૈ ધારા, શમિ પણ ગયા બુદ્બુદો, ને નિહાળ્યા
શૈલો વચ્ચે સર નભસમૂં, મસ્તકે અભ્ર તારા.
ને કોરેથી સલિલ ફરક્યૂં, શુભ્ર ચળક્યૂં, અને જ્યાં
વૃક્ષો ટીપાં ટપકિ ન રહ્યાં ડાળિયોનાં ઝુમીમાં,
ત્યાં એ નીલૂં સર લસિ રહ્યૂં દિવ્ય ઝાંયે રસેલું,
પાછૂં જોતાં,—ગિરિ પર સુધાનાથ હાસે મધૂરૂં!
'વ્હાલા, જોયૂં?' વદિ તું લહિ ત્યાં ચંદ્રને દશ્યસાર,
ટૌકો ત્હારો, અલિ, સર ગિરિવ્યોમ ગુંજ્યો રસાળ! ૧૪

['ભણકાર']

# શરદનાં અજવાળિયાં

**ન્હાનાલાલ**

સખિ! જોને શરદના આભમાં રે;
ઊગે ચંપાની કળીએ ચન્દ્રમા રે;
જાણે ઊછળે અવનીનો આનન્દ રે,
શરદનાં
આ—આવ્યાં અજવાળિયાં રે.

માનું ઊઘડી રજનીની આંખડી રે;
ખીલી વિશ્વના પુષ્પની પાંખડી રે;
એવો—એવો ઊગે પેલો ચન્દ રે,
શરદનાં
આ—આવ્યાં અજવાળિયાં રે.

ઘૂમે પૂર પૃથ્વીનાં પુણ્યનાં રે:
કે શું દૂધ ઊછળાયાં દેવનાં રે!
એનાં ઊજળાં ઉડે છે અનન્ત રે,
શરદનાં
આ—આવ્યાં અજવાળિયાં રે

સખિ! જોને ગગનના ગોખમાં રે;
જોને—જોને જગતના ચોકમાં રે;
ઝીલે સંસારિયાં ને સંત રે,
શરદનાં
આ—આવ્યાં અજવાળિયાં રે.

જાણે અમૃત ઝરતાં અમરનાં રે;
જાણે હાસ્ય ઢળ્યાં પરિબ્રહ્મનાં રે;
રમે દિલદિલમાં તો ય દૂર રે,
શરદનાં
આ—આવ્યાં અજવાળિયાં રે.

સખિ! શરદની રાત સોહામણી રે;
મારા હૈયાની વેલી લજામણી રે;
એને અડશો મા, બીડશે ઉર રે,
શરદનાં
આ—આવ્યાં અજવાળિયાં રે.

[ 'ન્હાના ન્હાના રાસ-૨ ']

# શરદનો ચન્દ્ર

શેષ

ચાંદલો ઊગ્યો છે આજ શરદનો ગગનમાં!
ઊગ્યો ગગન ઊગ્યો જગમાં એવો જનમાં!
ચાંદલો ઊગ્યો છે સખી! શરદનો ગગનમાં!

શમી વીજ ને કાટકા શમ્યા મેઘના ઠાઠ,
ઘોડાપૂર નદી શમ્યાં દધિ–રોષ–ઘુઘવાટ!
શમિયાં તોફાન એમ માનસ પ્રસન્નમાં!
ચાંદલો ઊગ્યો છે સખી! શરદનો ગગનમાં!

ઊઘડયું નભ નીલું અને ઉઘડયાં તારકઝુંડ;
સરવર સરવર ઊઘડયાં શ્વેત કુમુદનાં વૃંદ!
ઊઘડે છે આશા એમ મનમાં, વદનમાં!
ચાંદલો ઊગ્યો છે સખી! શરદનો ગગનમાં!

આભ નહીં નિર્મલ સદા જીવન નહિ વણક્લેશ,
પણ તેનો ધરીએ નહીં વિષાદ ઉરમાં લેશ,
ઊગ્યા એમ ઊગતા જો રહો સદા જીવનમાં!
ચાંદલો ઊગ્યો છે સખી! શરદનો ગગનમાં!

['શેષનાં કાવ્યો']

## વસન્તાવતાર

રસિકલાલ છો. પરીખ

સખી ! આવે આ સોડમ શેની, આ સોડમ શેની
કે આંબો મ્હોરિયો રે લોલ.
સખી ! વાયે આ વાયરા ક્યાંથી, આ વાયરા ક્યાંથી
કે મલયપવન હાલિયાં રે લોલ. સખી૦

કોનો ટહુકો આવતો ? કોયલ ગાન કરન્ત.
કોનાં ચેતન ફોરતાં ? જામે માસ વસન્ત.

સખી ! હૈયે આ થનગન શેની, આ થનગન શેની ?
કે મન્મથ ડોલતો રે લોલ. સખી૦

['સ્મૃતિ']

# વસંતની વનદેવી

ઝવેરચંદ મેઘાણી

આજ ફાગણને ફાગ, રૂમઝૂમતી રમવા નીસરી;
રમવા નીસરી, દુખડાં વીસરી રે—આજ૦

આજ ફૂલડાંને ફાલ, ફૂલવંતી રમવા નીસરી;
રમવા નીસરી, મન મીઠાં કરી રે—આજ૦

આજ ખેતર મોઝાર, કણદેવી રમવા નીસરી;
રમવા નીસરી, કણ ખોબા ભરી રે—આજ૦

આજ ગલ ને ગુલાલ છાંટન્તી રમવા નીસરી;
રમવા નીસરી, મુખ રાતાં કરી રે—આજ૦

આજ કેસૂડાં ડાળ, રંગરેલી રમવા નીસરી;
રમવા નીસરી, પટકુળ કેસરી રે—આજ૦

આજ આંબાને મ્હોર, મધુવંતી રમવા નીસરી;
રમવા નીસરી, કરમાં મંજરી રે—આજ૦

આજ દખણાદે દ્વાર, મદઘેલી રમવા નીસરી;
રમવા નીસરી, પવનની પાંખડી રે—આજ૦

આજ દરિયાને તીર, અલબેલી રમવા નીસરી;
રમવા નીસરી, જળની મોજડી રે—આજ૦

આજ કિલકિલ ટૌકાર, કોયલડી રમવા નીસરી;
રમવા નીસરી, મદભર આંખડી રે—આજ૦

આજ પૂનમને આભ, અનહદમાં રમવા નીસરી;
રમવા નીસરી, ઉર ચાંદો ધરી રે—આજ૦

આજ સૂરજને તાપ, સળગન્તી રમવા નીસરી;
રમવા નીસરી, ઝગમગ ઓઢણી રે—આજ૦

આજ કરતી અંઘોળ, નદીઓમાં રમવા નીસરી;
રમવા નીસરી, ભીંજવે ચૂંદડી રે—આજ૦

આજ આવળને ફૂલ, પથભૂલી રમવા નીસરી;
રમવા નીસરી, ફરફર પાંભરી રે—આજ૦

આજ કાંટાની વાડય, વીંધાતી રમવા નીસરી;
રમવા નીસરી, સુણુની બંસરી રે—આજ૦

આજ કૂંપળને પાન પગ દેતી રમવા નીસરી;
રમવા નીસરી, કુમકુમ પાથરી રે—આજ૦

આજ મેંદીને છોડ, મલકંતી રમવા નીસરી;
રમવા નીસરી, નખલા રંગતી રે—આજ૦

આજ સોળે શણગાર, શોભંતી રમવા નીસરી;
રમવા નીસરી, સુખભર સુંદરી રે—આજ૦

આજ વનદેવી નાર, નવ ખંડે રમવા નીસરી;
રમવા નીસરી, વિશ્વની ઈશ્વરી રે—આજ૦

[ 'વેણીનાં ફૂલ' ]

# વસંત આવતાં

## પૂજાલાલ

હૂંફાળો હૂંફાળો દખ્ખણનો વાયરો વાયે છે લ્હેરિયાં લેતો,
મલયજની મ્હેકભરી વાતો પર વાતો કોડીલા કાન્ત-શો કે'તો.
સોનાની લંકાનાં સપનાં સોનેરી સાગરની સોડમાં સમાયાં,
નમણાં નક્ષત્ર શાં મરકલડાં મોતીનાં લાવ્યો છે લાડકવાયાં.

યમરાજ-રાજ્યમાંથી લાવ્યો છે જીતી જીવનનાં નૂર જગે ખોયાં,
પામીને પ્રાણપૂર ફૂટી ઊડયાં છે ચેતનબીજ બધે બોયાં.
શિશિરનું શૈત્ય ટળ્યું મૃત્યુની માયા-શું, સળવળવા લાગ્યાં સ્મશાનો,
કબરોના કૂપમાંથી ઊભી આલમ થાય પામી પીયૂષનાં પાનો.

જીવન-ઉલ્લાસ રહ્યો ઊછળી ઉછાંછળો, હૈયાં ઉછાળતો છોળે,
લાડીલું બાલ-લોક લીલા કરે છે ખૂંદાતા કુદરતના ખોળે.
હસતી ઉષાઓ ને હસતી સંધ્યાઓ, હસતી આવે રમ્ય રાતો,
દશે દિગંતરાળ દેતો ડુબાડી આનંદ કયાંય ના સમાતો.

લીલમ ને નીલમોએ વિલસે વનેવન, મંજરીઓ મ્હેક મ્હેક થાયે,
અંધારી રાત્રિએ તારા ફૂટે તેમ ફૂલોય ફૂટતાં જણાયે.
કેસૂડે કાનનોને કીધાં છે કાંતિમાન, જ્વાલાના રંગ વને વ્યાપ્યા,
મઘમઘતો મોર આમ્રકુંજને ઓપાવે, હેમના મુકુટ માથે સ્થાપ્યા.

રમવાને નીકળેલા સાતેય રંગો પુષ્પોની પાંખડીએ પલકે,
પડતાં પતંગિયાંની પાંખોને પંખે મોહકતા એમની મલકે.
સંદેશા સ્નેહના લેવા ને દેવા મધમાખી ફૂલ ફૂલ ફરતી,
કુસુમોના કાનમાં મધુરું કૈં ગુંજતી ને અમરત-રસે કોષ ભરતી.

કુંજોના પુંજમાં કોકિલ ટહુકતા પંચમ સૂરને તાને,
ઘેલાં બની જાય હૈયાં હરાયલાં પ્રેમના ગર્વીલા ગાને.
બાગોના બ્હારમાં બ્હેકયાં છે બુલબુલ રૂપલ રણકાળા રાગે,
ગાતાં અગૂઢગૂઢ ગીતો ગવાડતાં ફૂલોએ ફોરતા બાગે.

દૈયડનો કંઠ સુરતાને રસાયને અંતર ઓગાળી દેતો,
મેનાની માધુરીનો પ્રબળો પ્રવાહ ઉર વિહ્વલ બનાવતો વ્હેતો.
થનગનતાં ખંજનો મનગમતી મોજથી નયનો નચાવતાં નાચે,
ડોલે છે વૃક્ષવેલ, ડોલે દિશાઓ, દિલડાં ડોલે ને રસે રાચે.

જીવનના જાદૂની અસરે અનેરી સર્વે સુંદરતામાં સરતાં,
હૈયાંને શોધતાં હૈયાંઓ હર્ષથી, પૂરો પ્રણયનાં ઊભરતાં.
માનવીના જીવને ઝબકી ઊઠે છે ઝંખન જગાડતી જ્વાળા,
જ્યોતિઓના મોતીઓને માટે અનંત પ્રતિ જોબનજુવાળના ઉછાળા.

['વૈજયંતી']

# વસન્તે

## સ્નેહરશ્મિ

વીણા નીરવ જગાડી આ કોણે ?
કોણે આજે નૂતન છન્દે
ભર્યું જીવન આ આનન્દે ?—
વસન્તે ! વસન્તે !

પવન વહે આતુર ગાને
જાગે તૃષા પ્રાણે પ્રાણે,
કળી જાગે નૂતન રંગે
ભરી જીવન જો આનન્દે !
વસન્તે ! વસન્તે !

આવી આતુર ગાને હૃદયદ્વારે
આજે આવી સકલ મર્મે મારે,
માગ્યું મારું હૃદયધન રે !
કોણે આજે કુસુમશ્વાસે !

કોણ બોલાવે દિગ્ દિગન્તે—
ભરી જીવન નૂતન છન્દે ?
વસન્તે ! વસન્તે !

વીણા નીરવ આ જગાડી કોણે ?
કોણે આજે નૂતન છન્દે
ભર્યું જીવન આ આનન્દે ?
વસન્તે ! વસન્તે !

[ અર્ઘ્ય ]

# ઝરમરિયા મેહ

સુન્દરજી બેટાઈ

ઝરમરિયા મેહ મીઠા ઝરમરિયા મેહ,
સીંચે શ્રાવણ ધીરા ઝરમરિયા મેહ

ધરણીનું હૈયું લસે હરિયાળી પુલકે,
ફૂલડાં ધરતીની ગૂઢ સૌરભથી છલકે,
અલવે રમન્ત લહર વાયુતણી મલકે.

હૈડે મારે ય, નાથ, ઝરમર તું એકદા,
સૂતી સુગંધને સ્ફુરાવ આ અનેકધા,
ફૂલડાંના ભાવે એને દેને તું મ્હેકવા.

ફૂલડાંના ભાવે, નાથ, દેને તું મ્હેકવા,
તારી કૃપાની લહર દેને કૈં ટેકવા,
ને સૌ મહેક સાથ ચરણે તુજ ભેટવા.

ઝરમરિયા મેહ મીઠા ઝરમરિયા મેહ,
સીંચે શ્રાવણ ધીરા ઝરમરિયા મેહ.

[ 'વિશેષાંજલિ' ]

## વસંતને કહેજો

ઇન્દુલાલ ગાંધી

વસંતને કહેજો કે, વરસીને જાય.
શિશિરના સૂસવાટે કંપી વનપંખિણી
કંપી કુંજડલીની કાય;
ખરતી મંજરીઓએ સંદેશા મોકલ્યા,
હિમાળે ક્યાંથી રે'વાય?
વસંતને કહેજો કે, વરસીને જાય.

થંભ્યું સ્મિત સરોજલે, થંભ્યો ગીતવિહાર,
ચંચલ નૌકા ચિત્તની પડી નીરવ મોઝાર.

સૂની સરિતાની સખિ, આછી જલઓઢણી
વાયુની વેળુએ વીંટાય;
કાંઠે ઊભેલ પેલી કુમળી કરેણનાં
હાલરડાં કોણ હવે ગાય?
વસંતને કહેજો કે, વરસીને જાય.

[ 'ઇંધણાં' ]

# આજ વસંત

હરિશ્ચંદ્ર ભટ્ટ

આજ વસંત ફરીથી પધારે
નાચી લે, કૂદી લે, ગાઈ લે, પ્રાણ તું–
જીવન આજ વધાવી લે, પ્રાણ તું.

૨

ડાળીએ ડાળીએ કોયલ બોલે
આશાના ટહૌકા ને આશાના ઉત્તરે
એકબીજાને વધાવી લે પ્રાણ તું.

૩

ફૂલપરાગે વસંત વધાવે
ધરતી અંતરનરાગ વહાવે
જીવન આજ વધાવી લે પ્રાણ તું.

[ 'સ્વપ્નપ્રયાણ' ]

# વસન્તપૂજન

## મનસુખલાલ ઝવેરી

આનન્દો સખિ! આજે આ આવ્યો પીયૂષવર્ષણ,
ગીતાભાખ્યો પરબ્રહ્મ પ્રેમનો કુસુમાકર.

ઔદાર્યથી અવનવાં અમી છાંટી છાંટી,
પ્રીતે પ્રફુલ્લ કરતો વિરહી વનશ્રી,
રેલાવતો પ્રણયની રસરેલ વિશ્વે,
આલેખન્તો ગહન લિપિથી અક્ષરો અન્તરિક્ષે.

આલેખ્યા અક્ષરો એના માનવી ચર્મચક્ષુથી,
વાંચવા, પામવા અર્થ અસમર્થ સદા સખી.

મન્દારનાં ઉપવને, કુસુમાસનેથી,
વાયુ પ્રિયે! સુમન સૌરભ પ્રાશી પ્રાશી,
એ ગીત ગાઈ મધુરાં ઋતુરાજવીનાં,
ફેલાવન્તો દિશદિશ મહીં પ્રેમની પુણ્યગીતા.

ઉચ્ચારી, અણઉચ્ચારી ગીતા એ ઋતુરાજની
ઝીલીને બનવું મત્ત, એ પળો ધન્ય ભાગ્યની.

ગીતા પવિત્ર ઋતુરાજતણી સુણો એ,
ને ભાવના ઉરવિશે મધુરી ભરો એ;
મોંઘા અતિ પ્રણયમન્ત્રની બ્રહ્મદીક્ષા,
લેઈ ચાલો પુનિત કરીએ, યજ્ઞ સત્પ્રેમકેરા.

વૃક્ષોનાં પલ્લવો કેરી બજાવી દિવ્ય ખંજરી,
પ્રકૃતિ રસરાજ્ઞી શી નિહાળો સખી! નાચતી.

બ્રહ્માંડમા પ્રસરતો, રમતો હસન્તો,
આનન્દથી અનુપ એ અવની ભરન્તો,
પુષ્પોમહીં, તરુતણા નવપલ્લવોમાં,
પેસી નાચે નચવિ મધુરી પ્રકૃતિ એ નવોઢા.

દેવોનો દેવતા એ છે, ઋતુનો ઋતુરાજ એ,
પૃથ્વીનો પરમાનંદ, અતિ અતિથિ ઉચ્ચ એ.
મોંઘેરો અતિથિ આવ્યો આજે આપણ આંગણે.
શ્રદ્ધાથી પૂજવા ચાલો અતિથિદેવને પ્રિય!

[ 'ફૂલદોલ' ]

# મેઘનૃત્ય

સુન્દરમ્

આજ આકાશના મણ્ડપે મેઘનાં
નૃત્યના ચણ્ડ પડછન્દ ગાજે,
પ્રકૃતિના પાંચ બજવૈ ગવૈયા ઊઠયા,
ત્વરિત નિજનિજતણા સાજ સાજે,
તાલ મૃદંગના ધિંગ પૂંઠે,
અહો ! ગુંબજો ગગનના ગાજી ઊઠે.

તરલતન દામિની દ્યુતિતણા દ્યોતને
ચમક ઠમકાર લે રંગભોમે,
મેઘલા વારુણીમત્ત શા ઠેક લૈ
ગૂંથતા નૃત્યના ગોંફ વ્યોમે,
ઘુમે તાણ્ડવી ચાલ સાધી,
અહો ! જાગતા રુદ્ર છોડી સમાધિ.

ગહન નભસિન્ધુનાં વારિનાં વહનપે
નર્તકો પાય દૈ ઠેક લેતા,
ક્ષિતિજક્ષિતિજો ગૂંથી આંગળીવેલમાં
ઘુમરતા પૃથ્વીને ચાક દેતા,
ભમરડો પૃથ્વીનો ઊંઘ લેતો,
અહો ! નૃત્યનો રંગ રેલાઇ રહેતો.

ચકિતદગ દેવની મણ્ડળી પુલકભર
નૃત્યરંગે ડુબી આંખ મીંચે,
જલદનર્તકગણો હૃષ્ટ ચરિતાર્થ થૈ
અંક જનનીતણે ભેટ સીંચે,
દેવથી પ્રાપ્ત ઉપહાર ઝોળો,
અહો ! સૃષ્ટિનો સ્નિગ્ધ છલકાય ખોળો.

[ 'કાવ્યમંગલા' ]

# વસંતના અવતાર

## કૃષ્ણલાલ શ્રીધરાણી

કોકિલના શા કંઠ ગવાતા,
પ્રફુલ્લતા આંબાના મોર:
કેસૂડાનાં કેસર ખીલ્યાં,
લીંબડીઓનો ફોરે ફોર.

કૂંપળ ઉસતી અપરંપાર!
વન વન વસંતના અવતાર!

ગુંજે ધૂન અલખની કંઠે,
મ્હોરંતા જીવનના મોર;
નવરંગો ખીલે અંતરના,
પ્રેમધર્મની ફૂટે ફોર.

ઉરમાં ભાવો અપરંપાર!
જન જન વસંતના અવતાર!

[‘કોડિયાં’]

# પાનખર

## ઉમાશંકર જોશી

ઝરઝર ઝરે,
ખરખર ખરે
પર્ણ આ પાનખરે ક્ષિતિ પરે.
પવન શી મૂકે દોટ દડબડ!
પાંદડાં હસી પડે ખડખડ.
અંગવળગાડ હોય શું લાગ્યો,
અહીંથી તહીં જાય એ ભાગ્યો.
ઘડીમાં હૂહૂ કરી સૂસવે,
વૃક્ષના રસો રહ્યા સૂકવે.
નીકળ્યાં તરુને દેહ હાડકાં;
ઘટા ગઈ, પ્રગટ થયાં માળખાં.
નખો એ શાખપ્રશાખા કેરા
ઉઝરડા ઘૌદેવીના ચ્હેરા
ઉપર દે તીણા.
તીવ્રસ્વરે બજે પ્રકૃતિની વીણા.
વ્યોમમાં પીત પાણ્ડુર રવિ,
નહિ તાપ બહુ નહિ તેજ એહવી છવિ.
શિશિર શા શીત શ્વાસ અહ ભરે!

['વસંતવર્ષા']

# વર્ષા

પ્રહ્લાદ પારેખ

વર્ષાની ધારના કોણે આકાશથી
અવનિને ઉર આ તારે સાંધિયા?
અંગુલિ વીજની કોણે આ ફેરવી,
શુષ્કતા વિદારતાં ગીત છેડિયાં? વર્ષા૦

ગીતે એ થનથન નાચે છે મોરલા,
ટહુકારે વન વન વ્યાપી રહ્યાં;
રૂમઝૂમ રૂમઝૂમ ઝરણાંઓ નાચતાં,
પર્વતના બંધ સૌ તૂટી ગયા વર્ષા૦

ચારે તે આરે ભેટે સરોવર,
નદીઓને હાથ ના હૈયાં રહ્યાં;
ગીતે એ વનવન સમૃદ્ધિ સાંપડી;
શુષ્કતા-ભુજંગપાશ તૂટી ગયા. વર્ષા૦

ગીતે એ આભમાં નાચે છે વાદળી,
પોઢ્યા અંકુર સૌ ઊભા થયા;
પૃથ્વીના પ્રાણનાં થંભેલાં વ્હેણ સૌ
તાલે એ ગીતનાં વ્હેતાં થયાં. વર્ષા૦

[ 'બારી બહાર' ]

# શિયાળુ પાનખર

### સ્વપ્નસ્થ

આ શિયાળુ પાનખર :
નભ.
શી ઉદાસી ને કશી આ આરઝૂ ?
પ્રશ્ન ને ઉત્તર તણી આ શી અકલ છે ગુફ્તગૂ ?

કિરણનાં દલ નિષ્પ્રભ
વિસ્તરેલો નિસ્તરંગ વિવર્ણ મૂંગો અંચલ
શાં ક્હેણ મોકલતો ?

સીધા સપાટ પડેલ માર્ગો
બેઉ બાજુ બોરડીનાં ઝુંડ ઝૂક્યાં
લીલોતરીમાં રક્તરંગી બોર શાં ચમકી રહ્યાં !
આ અસહ.

જટિલ કેડીઓ તણી જાળો મહીં
કોઈ વળાંકે કોઈ કાં મળતું નથી ?

બાગનાં રાતાં ગુલાબો
જલતાં હશે અંગાર-શાં
કોને ખબર ?
આ પાનખર.

ક્યાંક તૃષ્ણાના પ્રલંબિત બાહુ સમ
વૃક્ષની શાખા વિવસ્ત્રા વિસ્તરી,
ક્યાંક ચંપાની કળી ફૂટી,
ભ્રમરથી સાવ અણબોટી,
સોના તણા રંગો રસેલી,
મૂક જ્વલનોથી ડસેલી.

નિમિષભર નીરખી નયન નિજમાં વળે,
ધૂળે છવાયાં લઘુ ઘરે,
નિષ્પથેથી નિસ્તલે.
આવ, ઉત્સુક કે નહીં અવમાનતું છે આ ઉર,
એ શિયાળુ પાનખર !

[ ' ચિરવિરહ ' ]

# વર્ષા

## નાથાલાલ દવે

આજે સળગે ઈશાન, ગાજે ગગને તુફાન,
  જંગલમાં ઝંઝાની બજે રૌદ્ર ભેરી,
આવ્યો આવ્યો આષાઢ, વ્યાપ્યો અંધાર ગાઢ,
  જામ્યો નવમેઘ આજ દિગ્દિગંત ઘેરી
વાયુ વાતો પ્રમત્ત, નિર્મમ નિર્બંધ મસ્ત,
  આક્રમણે ત્રસ્ત આ અરણ્ય ચીસો પાડે,
ડાળે ડાળો ઘસાય, વ્યાકુળ વિહંગ ધાય,
  તૂટે રે નીડ હાય! ભમે ઝાંઝાડે. ૧

ગાંધર્વ કો કરાલ, રૂંધી દિગંતરાલ,
  વિદ્યુત્ કેરી ત્વરિત્ અંગુલિ હલાવે,
થરથર કંપે આકાશ, ઝળહળ જાગે પ્રકાશ,
  એ રે ઉત્તાલ કોણ બીન આ બજાવે?
વૈરાગી એ વિરાટ! તેજે ચમકે લલાટ,
  ઘોર અટ્ટહાસ્ય કેવું આભ ભરી ગાજે!
ઊડે શી મુક્ત જટા, જામી ગંભીર ઘટા,
  સ્કંધે શું નીલરંગી ઉત્તરીય રાજે! ૨

સ્વારી વા ઇન્દ્રતણી? ગાજે છે શંખધ્વનિ,
  ફરફરતી વ્યોમમાં સુનીલ પતાકાઓ,
ઐરાવત કેરી ત્રાડે કંપી ઊઠે પહાડ,
  વજ્રના પ્રહાર થકી ધમધમે દિશાઓ.
અદગીક આ નીર ઢળે ધરતીની કાય પરે,
  ઝાપટ શી જોસભરી નીર તણી ગાજે!
સમસમ સુસવે અવાજ, રોપે ઉજારાધ આજ
  મો સો ચાબુક જાણે વીંઝી વાયુરાજે. ૩

દિલમાં જાગે હુતાશ, અંતર થાતું ઉદાસ,
  ચાતકની જેમ હૃદય પ્રીત પ્રીત ઝંખે,
વિરહિણી મ્લાનવેશ, નહિ રે ગૂંથેલ કેશ,
  સૂનાં એકાંત એના અંતરને ડંખે.
અંગે ના અલંકાર, હૈયે તો શોકભાર,
  ભીનાં એ નેન રહે માંડી વ્યોમ સામે;
સહસા ચમકે તડિત. રમણી ભયથી ચકિત,
  કંપે રે વેલ સમી, ધીર નહિ પામે. ૪

વરસી જાજે, આષાઢ! માયા તારી અગાધ,
  ધરતીનું તપ્ત ઉર અન્ય કોણ ઠારે!
આજે એ મુક્ત મને, સોંપી સર્વસ્વ-તને,
  અમૃતનાં પાન કરી રહી ધારધારે.
એની શું પડી ફાળ? છૂપ્યો કદંબડાળ,
  નીલકંઠ! કેમ તારું નૃત્ય ગયો ભૂલી!
ફલવાતા વારિઓઘ, છોળે છોળે અમોઘ,
  ધન્ય આજ ધરણીનાં ભાગ્ય ગયાં ખૂલી. ૫

[ 'અનુરાગ' ]

# આયોજી વૈશાખલાલ આયોજી રે

રાજેન્દ્ર શાહ

આયોજી વૈશાખ લાલ આયોજી રે,
આયોજી વૈશાખ લાલ
આયોજી રે.

ટૂંકી એની પોતડી ને લાંબી એની ચાલ,
અંગરખું નહિં પ્હેરિયું...
ઉપરણું ઓઢી રે એણું અંદાવાદી શાલ;
આયોજી વૈશાખ લાલ, આયોજી રે.

જંગલનો રે'નાર જોગી, લોચન એનાં લાલ,
રાખે રગદોળ્યું છતાં...
સો સૂરજનાં તેજે એનું ઝગકી ઊઠે ભાલ:
આયોજી વૈશાખ લાલ, આયોજી રે.

ભોળો રે મા'દેવ આયો બમ્બમ્ બોલે ગાલ,
પાછળ અંબા આવતી...
વાગે છે એના રથની હો ઝાઝી ઘૂઘરમાળ,
આયોજી વૈશાખ લાલ આયોજી રે.

['ધ્વનિ']

# શ્રાવણનો મહેરામણ

વેણીભાઈ પુરોહિત

આ મસ્ત ઘટાઓ શ્રાવણની
અલસ્ત છટા મહેરામણની.
ગગન ભભૂત લગાવી બેઠું
ભાંગ બદામી હજમ કરીને,
મેઘ બજાવે મૃદંગ મદમર
તોડા મોડા ભરી ભરીને
જાણે ત્રાડ પડે ત્રિભુવનમાં
અહિરાવણ મહિરાવણની:
આ મસ્ત ઘટાઓ શ્રાવણની
અલમસ્ત છટા મહેરામણની.

તનની, મનની, વન-નિર્જનની
માટી મઘમઘ મરમી મરમી,
અનુભવ થાય અગોચર-ગોચર
ભટકલ ભટકલ, ભરમી ભરમી.
વીજ હલેતી હીંચ ચગાવે
પવનપતાકા કામણની:
આ મસ્ત ઘટાઓ શ્રાવણની
અલમસ્ત છટા મહેરામણની.

દશે દિશાઓ ઢોળે ચામર,
છાયા ભીને વાન છબીલી,
ઇન્દ્રસભા નાચે નયનોમાં
વિરહ-મિલનની મોજ રસીલી:

કુદરતની પીંછીથી પ્રગટી
અજબ ચમક ચિતરામણની:
આ મસ્ત ઘટાઓ શ્રાવણની
અલમસ્ત છટા મહેરામણની.

['આચમન']

# વસન્તનર્તન

## બાલમુકુન્દ દવે

વન વન બાગે બાગે
નૂતન વસન્તનર્તન જાગે.

કલી કલી ગુંજે અલિગુંજારવ મદભર મત્ત પરાગે,
સરવર ઊઘડે કમલકટોરી કિરણસ્પર્શઅનુરાગે:
નૂતન વસન્તનર્તન જાગે.

લજ્જાભારે લચી મંજરી સુરભિત નવસોહાગે,
સઘન ઘટામાં મગન કોકિલા કૂજે પંચમ રાગે:
નૂતન વસન્તનર્તન જાગે.

કેસૂડાંની કલગી ખોસી કોક કનૈયો પાવે,
વગડાનો મારગડો રોકી ગોરસ મીઠાં માગે;
નૂતન વસન્તનર્તન જાગે.

થંભે વેંતી ઝરણઝાંઝરી, હરણ તરણને ત્યાગે,
દિશ દિશ ભરતી ગહન બંસરી જલથલ વીંધી વાગે:
નૂતન વસન્તનર્તન જાગે.

અગન રંગની ગગન ઘેરતી ઝલક છલકતી આવે,
ઢોળાતી આવે ધરતીમાં મનને મુકુલિત બાગે
નૂતન વસન્તનર્તન જાગે.

['પરિક્રમા']

# શિશિરની ટાઢ

દેવજી રા. મોઢા

ઓહ શિશિરની ટાઢ !
અંગ પરે જાણે મૂકે કો દાતરડાનો વાઢ !
શંકરનાં ડમરુ બજિયાં, કૈલાસ બધું ભયભીત;
ચોગમ વાતા વાયુ આડા ભરી અંતરમાં શીત ?
કે તોળાતો આભ-કાતરો અંતે તૂટ્યો ગાઢ ?
ઓહ શિશિરની ટાઢ !

તરુવર કેરાં પાન થથરતાં, ગાન થયાં ઝરણાંનાં બંધ;
બાગમહીં ભમરા ના ઊડે ફૂલોમા ના રહી સુગંધ.
શું હિમાળો ઊલટ્યો એતો ધસી રહ્યો આ બાઢ ?
ઓહ શિશિરની ટાઢ !

આકાશે સંતાડ્યા રંગો, ધરણીએ છુપાવ્યાં રૂપ;
પંખીગણના કંઠ વહેતા તે પણ આજ બન્યા હા, ચૂપ !
શાંત થશે સાથે મારો આ મનડા કેરો માઢ !
ઓહ શિશિરની ટાઢ !

[ 'અનિદ્રા' ]

# વરસાદ

## પિનાકિન ઠાકોર

વરસીને આખી રાત,
રહી જતો વરસાદ.
હજી ઝીણું ઝીણું ઝરે
આછાં ફોરે ફરફરે.

થોડાં કોરાં, ભીનાં થોડાં,
ઘર બધાં નાનાં–મોટાં
ઊભાં, જાણે છાનાં-માનાં
હાથે ન્હાઈ છોરાં નાનાં;
મેલા ઘેલા ઓઘરાળા!
વણલૂછયાં ડીલવાળાં.
આખો દિ' રમીને ગંદાં,
કરેલાં કપડાં બધાં
જેમ–તેમ કાઢી નાખ્યાં
નીતરેલાં નીચોવેલાં
બે ય બાજુ રેલાવાળી
સડક ભૂખરી કાળી,
મનામણું – રિસામણું
ઝાંખાં મોઢે દયામણું.

(ઘરમાં પૂરેલ બારી
અધખુલ્લી ખોલી જાળી!)
વાદળે ડોકિયાં કરે
સવારનો સૂરજ રે!

['ઝાંખી અને પડછાયા']

# શિશિર

પ્રજારામ રાવળ

ખરખર ખરે
પાનખર-પર્ણ
ઝરમર ઝરે.

શિશિરની શીત લહર જરી વાય,
વૃક્ષની કાય
જીર્ણ અતિ, પત્ર પત્ર થર્થરે!
પીત અતિ શુષ્ક,
ખડખડે રુક્ષ :
વૃક્ષથી ખરે,
હવામાં તરે,
ધીમેથી ધરતી પર ઊતરે.

એક પછી એક
ઝરંત અનેક
પત્રનો તંત
વહંત અનંત.
ઊઘડે તરુવર કેરી કાય;
ચીવરે પીત ધરા ઢંકાય.
વૃક્ષ નિજ રૂપ ધરતું નગ્ન.
પીત ચીવરમાં ધરંતી મગ્ન.

બેઉ તપ તપે,
પંખી પંખીની સોડે લપે.

['પદ્મા']

# વસંતમાં

## ગોવિંદ સ્વામી

વાગી વસંતતણી માદન વાંસળીઓ,
જાગી દ્રુમેદ્રુમની જોબન-પાંખડીઓ.
નાચ્યાં દલેદલ, હસી રહી આંખડીઓ,
ઉન્મત્ત કોકિલતણી સુણી રાગિણીઓ.

જાગી ઊઠી અજબ જોબન-ઘેલછાઓ,
ગાજી રહી વિરલ જીવનઝંખનાઓ.
હૈયામહીં અમીભર્યા સ્ફુરતા સુભાવો,
આવ્યો અમૂલ મુજ આંગણ આજ લ્હાવો.

સૂણું વસંતતણી મોહક વાંસળીઓ,
ઝીલી રહું અમૃતવર્ષતી વાદળીઓ.
ખીલ્યા પ્રફુલ્લ મુજ યૌવન-પૂર્ણિમાના
મ્હાણી રહું વિરલ જીવન-ઉત્સવો આ.

મ્હાણી લઉં મુજ વસંત અમૂલ્ય આજે,
જેની હું કે અસહ પાનખરો જિવાશે.

[ 'પ્રતિપદા' ]

# વર્ષાને વધામણે

## રમણિક અરાલવાળા

આજે અષાઢને વધામણે રે લોલ,
વાગે છે મેઘનાં મૃદંગ, રાજ !
આવો તો બેસીએ અગાસીએ રે લોલ.

ઈશાની અપ્સરાએ આદર્યા રે લોલ,
અંગ તણા રંગભર્યા ભંગ, રાજ !
આવો તો બેસીએ અગાસીએ રે લોલ.

ચક્રિયો ઝુલાવી ચાર દિશાનો રે લોલ,
ડોલે છે વાયુ મંદમંદ, રાજ !
આવો તો બેસીએ અગાસીએ રે લોલ.

વ્હાલભરી વાદળીના વૃંદમાં રે લોલ,
ચમકે છે કોક વાર ચંદ, રાજ !
આવો તો બેસીએ અગાસીએ રે લોલ.

ઘેરું ગવાય ગાણું ગેબમાં રે લોલ,
દિશાઓ દઈ રહી છે તાલ, રાજ !
આવો તો બેસીએ અગાસીએ રે લોલ.

પીવા તિમિરતણાં તેજને રે લોલ,
થંભ્યો લાગે છે ઘડી કાલ, રાજ !
આવો તો બેસીએ અગાસીએ રે લોલ.

ઝીલવા મેહુલિયાનાં મીઠડાં રે લોલ,
ધરણી ઊભી છે ધરી ભાલ, રાજ !
આવો તો બેસીએ અગાસીએ રે લોલ.

આગિયાના ઝબકારે જાગતા રે લોલ,
સૂતેલાં શમણાંના ફાલ, રાજ !
આવો તો બેસીએ અગાસીએ રે લોલ.

શેરીના સંત સમા પીંપળા રે લોલ,
મરમરમાં બનિયા મસ્તાન, રાજ!
આવો તો બેસીએ અગાસીએ રે લોલ.

તમને શી રીસ, મારા રાજવી રે લોલ!
ઓછાં માગો-ની જરી માન, રાજ!
આવો ને બેસીએ અગાસીએ રે લોલ.

['પ્રતીક્ષા']

# વસન્ત

મુકુન્દરાય પારાશર્ય

આજ આવી વસન્ત લઈ વીંઝણો રે,
એને પગલે વીંટાય ફૂલવેલ...આજ૦

આજ આંબો મ્હોરાય ઝૂલે મંજરી રે,
રમે કોકિલને કંઠ ટહુકાર...આજ૦

આજ પલ્લવ ને પુષ્પ નવા પાંગરે રે,
એનો તરતો પવમાને પમરાટ...આજ૦

શીળી રજની ને ચૈત્રની ચાંદની રે,
ડોલે ડોલર સુગંધ લહેરાય...આજ૦

આજ યૌવન આનંદ લઈ ઊતર્યું રે,
નર્યાં નિર્મળ એ નયણાં હરખાય...આજ૦

['ફૂલ ફાગણના']

# વસંત-તડકો

## ઉશનસ્

તડકા તણું ધાતુનું પાત્ર ઝાંખું
(શિશિર શી ફૂવડ કોઈ ના સ્ત્રી)
ચારેક માસે અજવાળી નાખ્યું
ઘસી ઘસી અમ્લ વસંત-સ્પર્શથી;
કલાઈ આજે જ ન હોય કીધી,
બ્રહ્માંડનું ભાજન એવું ઊજળું.

ખૂટ્યું હતું તેલ, વળેલ મોગરો
વિરાટ આ વ્યોમલ કોડિયામાં,
કો'એ મધુસ્નેહ પૂર્યો અને દશી
સંકોરી—એવું નભ આ ઝળાંઝળાં.
ફિક્કા 'તપે તેજ પુરાયું જાણે,
દઝાડતું દર્પણ એરિયાંથી;
શિશિરને તાપ હું કેશ હોળતી,
તે હું હવે કો તરુછાય ખોળતી.

['તૃણનો ગ્રહ']

# ઉનાળાની ઉડઝંગ ક્ષણોમાં

જયન્ત પાઠક

જપમાં ઊભાં ઝાડ અને આ તપમાં બેઠા પ્હાડ
ચકલુંયે ના ફરકે, જાણે ધોળે દિવસે ધાડ!

બ્હાર ન નીકળે બાળ, એકલો તડકો ફળિયે રખડે
શરારતી, સૂતા કૂતરાંના કાને જૈને કરડે!

ભીંત અઢેલી ઊભા બોળિયા ખરપીઠે ચઢી બેસે
દોડાવે ચોગરદમ ડફણાટે વણકારણ વાંસે!

આળોટે ધૂળમાં ને અધ્ધર ઊડી છાપરે ચઢતો
પતરાંનળિયાં ટીપી ભાંગી ઘરમાં કૂદી પડતો!

તળાવડે ઊંડે મ્હોં બોળે, સીમ સૂકું ખડ ચરતો
ઉત્તર ‘દખ્ખણ અવળોસવળો ઊંધોચત્તો ફરતો;

ચકળવકળ આંખોમાં ચક્કર ‘ફરે ખોયણાં ભડકા
નીચે ભડભડ દરિયો ઊંચે બળે ગગનના ફડકા!

[‘મૃગયા’]

# શ્રાવણ ઝરમરિયો

હસિત બૂચ

મળ્યો મને મારગની અધવચ
શ્રાવણ ઝરમરિયો;
નીરવ મારે કાનન ભીનો
મર્મર ફરફરિયો.

પગલે પગલે દઈ નિમંત્રણ
ઇંગિત મને નવાજે;
કોઈ લઈને સળી અમિયલ
દૂરથી સુરમો આંજે;
હોઠ ભીના લે જાણી: કોણે
ઉરઆસવ ધરિયો?

લહર અડપલું કરી ગઈ, ને
ફોરાં લીમડે વેર્યાં;
ભરબપોર અંધારાં મીઠાં
આસપાસથી હેર્યાં;
કળું કળું: રુદિયો મુજ કોણે
લીલોછમ કરિયો?

['નિરંતર']

# ઉનાળાની ઉડભંગ ક્ષણોમાં

જયન્ત પાઠક

જપમાં ઊભાં ઝાડ અને આ તપમાં બેઠા પ્હાડ
ચકલુંયે ના ફરકે, જાણે ધોળે દિવસે ધાડ!

બ્હાર ન નીકળે બાળ, એકલો તડકો ફળિયે રખડે
શરારતી, સૂતાં કૂતરાંના કાને જૈને કરડે!

ભીંત અઢેલી ઊભા ભોળિયા ખરપીઠે ચઢી બેસે
દોડાવે ચોગરદમ ડફણાટે વણકારણ વાંસે!

આળોટે ધૂળમાં ને અધ્ધર ઊડી છાપરે ચઢતો
પતરાંનળિયાં ટીપી ભાંગી ઘરમાં કૂદી પડતો!

તલાવડે ઊંડે મ્હોં બોળે, સીમ સુક્કું ખડ ચરતો
ઉત્તર દખ્ખણ અવળોસવળો ઊંધોચત્તો ફરતો;

ચકળવકળ આંખોમાં ચક્કર 'ફરે ખોયણાં ભડકા
નીચે ભડભડ દરિયો ઊંચે બળે ગગનના ટુકડા!

['મૃગયા']

## શ્રાવણ ઝરમરિયો

હસિત બૂચ

મળ્યો મને મારગની અધવચ
શ્રાવણ ઝરમરિયો;
નીરવ મારે કાનન ભીનો
મર્મર ફરફરિયો.

પગલે પગલે દઈ નિમંત્રણ
ઇંગિત મને નવાજે;
કોઈ લઈને સળી અમિયલ
દૂરથી સુરમો આંજે;
હોઠ ભીના લે જાણી : કોણે
ઉરઆસવ ધરિયો ?

લહર અડપલું કરી ગઈ, ને
ફોરાં લીમડે વેર્યાં;
ભરબપોર અંધારાં મીઠાં
આસપાસથી હેર્યાં;
કણું કણું : રુદિયો મુજ કોણે
લીલોછમ કરિયો ?

['નિરંતર']

# ઊતરતી ગ્રીષ્મ

## રતિલાલ 'અનિલ'

દિવસ લાંબા અને વિરહમાં ઝૂરતાં પ્રેમીના દીર્ઘ નિઃશ્વાસ જેવાં,
રાત લંબાય છે જેમ આઘે જતાં દીપથી આપણા શ્યામ ઓળા.

ભોમ ધૂળે ભરી ગ્રીષ્મ-તાપે તપી, રુક્ષ કો યોગીના કેશ સરખી,
દિવસભર આભથી નેત્રને બાળતી પીતવરણી રહે આગ વરસી.

સર્વ આભૂષણો ત્યાગીને હોય શું કોઈ વૃદ્ધા ઊભી મ્લાન વેશે,
વિણ-હરિયાળી આ ભોમકા એટલી શુષ્ક વેરાન ને શૂન્ય દીસે.

કૈંક આછી દિશાઓ બધી ધૂંધળી, વાદળાં-ભારથી હો નમેલી,
વાયુને રોકતી, ખિન્ન વદને ઊભી હોય વર્ષાતણી રાહ જોતી.

માનવો, પક્ષીઓ, ઢોર-ઢાંખર સહુ આભ પ્રત્યે રહે મીટ માંડી,
શ્યામળાં મેઘને ન્યાળવા ચાહતી તરસતી સર્વની આંખ પ્યાસી.

ચેન દિવસે નહીં, નીંદ રાત્રે નહીં, હર પ્રહર ચિત્ત વ્યાકુળ કરતો,
અંગને ગાળતો, સે'જ સે'વાય ના, ઊતરતી ગ્રીષ્મનો તાપ વસમો.

[ 'ડમરો અને તુલસી' ]

# પાનખર

## સુરેશ જોષી

જોયા કરું છું અનિમેષ નેત્ર
આ પાંદડાં પાનખરે ખર્યા કરે.
તેમાં વળી નિર્દય વાયુ વાય,
સરી જતી વિશ્વઉરેથી હાય!
નિઃશ્વાસ એનો પટ કો ખસેડે,
છતું થઈ દર્દ અજાણ્યું કો પીડે!

લાગે મને કે હું છું શાપભ્રષ્ટ,
ગ્રસે અરે કાલ કરાલદંષ્ટ્ર;
કો અન્ય લોકે, નહિ જાણું ક્યારે
આવ્યો દઈ કોલ : હું આવું છું, પ્રિયે!
આવી પડ્યો હું સ્મૃતિભ્રંશથી અહીં
ને ત્યાં હજુ એ વિરહે રહી બળી!

અશ્રુથકી ધૂસર નેત્ર એનાં,
આકાશ વ્યાપી કરતાં પ્રતીક્ષા.
જે પદ્મ હાથે રહી'તી રમાડી
તેની હવે ક્રોધથી તોડી પાંખડી
નખે કરી કચ્ચર આમ ફેંકે
ખર્યા કરે તે અહીં પર્ણ રૂપે.

જોયા કરું છું અનિમેષ નેત્ર :
આ પાંદડાં પાનખરે ખર્યાં કરે.

['ઉપજાતિ']

# આષાઢ

## વ્રજલાલ દવે

અમસ્તાં અમસ્તાં ન વાદળ હસે છે;
સમંદરની માયા ગગનને રસે છે!

ઢળેલી ક્ષિતિજોની પાંપણ ભીની છે,
ઝૂક્યાં એ જલોની શી પાંખો શ્વસે છે!

અમોને શું પૂછો ધરા ક્યાં રહેશે?
ધરાનાં જ ધાવણ ધનોની નસે છે!

હવાની લીલાને તો પહોંચે હીંચોળ,
પુરાણાં થડોમાંય ઝાંયો વસે છે.

પડેલા કિરણને તો છાંયો મળી ગ્યો,
વહેતી ભીનાશોની કાયા હસે છે.

સીધા નિર્ઝરે.માંય છલતી જુવાની,
જાણું: નદીનાં જલો ક્યાં ધસે છે?

મળી ગઈ છે મોસમ ગગન રોપી લેશું;
લપાયલ નિસાસા ભસે-ને ધસે છે!

અમસ્તાં અમસ્તાં ન વાદળ હસે છે;
અમારાંય હૈયાં ગગંનને રસે છે!

['એકાંતોની સોડમાં']

# આસોનો તડકો

## મકરન્દ દવે

આજે આશ્વિન આકાશે આકરો ધોમ જ્યાં ધખ્યો,
ઉચ્ચૈઃશ્રવા મહાશ્વેત ઇન્દ્રનો અશ્વ નીરખ્યો.

વાદળે વાદળે માંડી તેજી તોખાર પાયને,
ઊર્ધ્વમાં ઊડતો ધોળી, બંકી, ગર્વીલી ગર્દને.

કેશવાળી ઉછાળી આ વાયુની વીડીએ સરી,
વેગથી ઝાપટે તીણી તાપની પુચ્છ-ચામરી.

ઘડીમાં ઘૂમતો આઘે, ઘડી થંભી અચાનક,
પોતીકા પડછાયાને જોતો ઊભો ભયાનક.

લાલ ત્રાંબા સમી આંખે ધસે વાદળ વીંખતો
છેતરાતાં જતાં છાંયે પ્રાણીને પાટુ ઝીંકતો.

મોજીલો ને મહાતીખો ઇન્દ્રનો હય હેષતો,
સીમે શરદની જોયો રેવાલે રમતો જતો.

આભના ટેકરા ખૂંદી દિનાન્તે ક્ષિતિજે ચડી,
કાંઠે જ્યાં સ્વચ્છ અચ્છોદ ભરી નીલ તલાવડી;

પાણી પીતો ગયો અશ્વ બિંદુ શો શૂન્યમાં મળી,
ભદ્રીન્શા વિશ્વના ભાલે શાન્તિ શાન્તિ ફરી વળી.

['ગોરજ']

# આપાઢ

## વ્રજલાલ દવે

અમસ્તાં અમસ્તાં ન વાદળ હસે છે;
સમંદરની માયા ગગનને રસે છે!

ઢળેલી ક્ષિતિજોની પાંપણ ભીની છે,
ઝૂક્યાં આ જલોની શી પાંખો શ્વસે છે!

અમોને શું પૂછો ધરા વીજ ક્હેશે!
ધરાનાં જ ધાવણ ઘનોની નસે છે!

હવાની લીલાને તો પર્ણો હીંચોળે,
પુરાણાં થડોમાંય ઝાંયો વસે છે.

ધરેલા કિરણને તો છાંયો મળી ગ્યો,
વહેતી ભીનાશોની કાયા હસે છે

સીધા નિર્ઝરે માંય ઝલતી જુવાની,
જાણું: નદીનાં જલો ક્યાં ધસે છે!

મળી ગઈ છે મોસમ ગગન રોપી લેશું;
લપાયલ નિસાસા ભલે-ને ધસે છે!

અમસ્તાં અમસ્તાં ન વાદળ હસે છે;
અમારાંય હૈયાં ગગનને રસે છે!

['એકાંતોની સોડમાં']

# આસોનો તડકો

## મકરન્દ દવે

આજે આશ્વિન આકાશે આકરો ઘોમ જ્યાં ધખ્યો,
ઉચ્ચૈઃશ્રવા મહાશ્વેત ઇન્દ્રનો અશ્વ નીરખ્યો.

વાદળે વાદળે માંડી તેજ તોખાર પાયને,
ઊર્ધ્વમાં ઊડતો ધોળી, બંકી, ગર્વિલી ગર્દને.

કેશવાળી ઉછાળી આ વાયુની વીડીએ સરી,
વેગથી ઝાપટે તીણી તાપની પુચ્છ-ચામરી.

ઘડીમાં ઘૂમતો આઘે, ઘડી થંભી અચાનક,
પોતીકા પડછાયાને જોતો ઊભો ભયાનક.

લાલ ત્રાંબા સમી આંખે ધસે વાદળ વીંખતો
છેતરાતાં જતાં છાંયે પ્રાણીને પાટુ ઝીંકતો.

મોજીલો ને મહાતીખો ઇન્દ્રનો હય હેષતો,
સામે શરદની જોયો રેવાલે રમતો જતો.

આભના ટેકરા ખૂંદી દિનાન્તે ક્ષિતિજે ચડી,
કાંઠે જ્યાં સ્વચ્છ અચ્છોદ ભરી નીલ તલાવડી;

પાણી પીતો ગયો અશ્વ બિંદુ શો શૂન્યમાં મળી,
ભઠ્ઠી-શા વિશ્વના ભાલે શાન્તિ શાન્તિ ફરી વળી.

[ 'ગોરજ' ]

# ગ્રીષ્મ-મધ્યાહ્નમાં

## નિરંજન ભગત

તમ ધરણી હતી,
ભાનુની દૃષ્ટિના ભર્ગથી ભાસ્વતી
સૃષ્ટિ સારીય તે ભસ્મવરણી હતી;
અગ્નિની આંખ અંગાર ઝરતી હતી
રુદ્ર અંબરતલે,
પંખીની પાંખ ઊડતાંય ડરતી હતી;
દૂર ને દૂર જે ઓટ સરતી હતી
શાંત સાગરજલે,
ફેણ ફુત્કારતી ક્યાંય ભરતી ન'તી;
દૂર કે પાસ રે ક્યાંય ના એક તરણી હતી,
તમ, બસ તમ ધરણી હતી.

શાંતિ? સર્વત્ર શું સ્તબ્ધ શાંતિ હતી?
સૃષ્ટિને અંગ પ્રત્યંગ ક્લાંતિ હતી!
વહ્નિની જ્વાળ-શો શ્વાસ નિઃશ્વાસતી,
ઉગ્ર ઉરસ્પંદને ઉગ્ર ઉચ્છ્વાસતી;
મૂર્છનાગ્રસ્ત બસ તમ ધરણી હતી;
ઝાંઝવાનીરની પ્યાસમાં બ્હાવરી કોક હરણી હતી!

ક્યાંય શાંતિ ન'તી, ક્યાંય ક્લાંતિ ન'તી;
અહીં બધે શાંતિ ને ક્લાંતિની ફક્ત ભ્રાંતિ હતી!
ભૂખરી પૃથ્વીપે મ્હારો પંથ લંબાઈ સામે પડ્યો;
કાળના ચક્ર પે રક્તરંગીન શું લોહટુકડો જડ્યો!
આજ વૈશાખના ઘોમ બપ્પોરમાં,
આછી આછીય તે પવનની લ્હેર આ લૂ-ઝર્યા પ્હોરમાં
મ્હારી સિક્ત પ્રસ્વેદતી કાય ના સ્હેજ લ્હોતી જ્યાં
શૂન્યમાં હુંય તે શૂન્ય થૈ પંથ કાપી રહ્યો,

ક્યાંય માથે ન'તો મેઘનો માંડવો, છાંય ન્હોતી છતાં
શૂન્યના નેત્રથી સ્થલ અને કાલના અંત માપી રહ્યો.

ત્યાં અચાનક કશી ભીંસતી ભીંત-શી
અડગ ટટ્ટાર જે સૌ દિશાઓ ખડી,
છિદ્ર એમાં પડ્યું? જેથી કો ફૂંક-શી, કો મૃદુ ગીત-શી
પવનની લ્હેર કો પલકભર મંદ અતિમંદ આવી ચડી;
એક સેલારથી
નયનને દાખવી નાવ કો સઢફૂલી,
ઘડીક જે ક્ષિતિજ પર ગૈ ઝૂલી;
એક હેલારથી
દૂર જે ઓટમાં ઓસર્યાં પાણીને
ઘડીક તો કાંઠડે લાવતી તાણીને;
ક્ષણિક મૃદુ સ્પર્શથી અંગને શું કશું કહી ગઈ?!
ક્યાંકથી આવીને ક્યાંક એ વહી ગઈ!
એ જ ક્ષણ તટઊગ્યા વૃક્ષની શાખથી
કે પછી ક્યાંકથી પંખી કો ધ્રૂજતી પાંખથી
સ્વપ્નમાં જેમ કો' કલ્પના હોય ના બોલતી
એમ એ આભમાં આવી ઊડ્યું, અને ડોલતી
ડોકથી એક ટહુકો ભરી ગીતને વેરતું,
પાંખથી પિચ્છ એકાદને ખેરતું,
આવ્યું એવું જ તે ક્યાંય ચાલી ગયું;
આભ જેવું હતું તેવું ખાલી થયું!
પલકભર એય તે મુખર નિજ ગાનમાં
કંઈ કંઈ કહી ગયું સાહરા કાનમાં!
એ જ ક્ષણ ક્યાંકથી રાગ મલ્હાર-શી,
ગગનની ગહન કો ગેબના સાર-શી,
રુદ્રને લોચને કો જટાજૂટથી વીખરી લટ સમી,
ભૂલભૂલે જ તે પથભૂલી વાદળી આભને પટ નમી;
કો વિષાદે ભર્યાં હૃદયની ગાઢ છાયા સમી,

જીવને આમથી તેમ ઝુલાવતી કોઈ માયા સમી,
પલકભર મુજ ઉરે ગૈ ઢળી,
ને પછી દૂર ને દૂર ફેલાઈ ગૈ:
લાગ્યું કે ધરણીની મૂઢ મૂર્છા ટળી,
ગ્રીષ્મમધ્યાહ્નમાં શાંત શી સંધિકા રમ્ય રેલાઈ ગૈ!
શો અહો આ લીલા!
નીરની ધારથી શું તૂટી રૂઠે શિલા?
આ બધું છળ અરે આનુંછપનું હતું?
પલકભર ધન્યનું ભ્રાંત સપનું હતું?
અધખૂલી નેણમાં સાંધ્યસૌંદર્યની રંગસરણી હતી?

જાગીને જોઉં તો એની એ તમ હા, તમ ધરણી હતી!

[‘ઉંદેલય’]

] કવિલોક જુલાઈ-ઑગસ્ટ ૧૯૮૬

# હેમંતની મધરાત

## પ્રિયકાન્ત મણિયાર

એવા બુઝાયા દીપકો જાણે શમ્યા જ શરાબતર
કો માનવીના ખ્યાલ, ઘટતાં ઘેનની ઘેરી અસર;
રે શ્વાસહીણ યંત્રાલયોના રૂંધે ગયા ઉચ્છ્વાસ પણ;
જંપી ગયા રુગ્ણાલયે દર્દીતણા નિશ્વાસ-વ્રણ;

બે હૃદયની એવી એવી ગૂઢ કે રે વાત શી
ફૂલનું હૈયું લઈ હેમંતની મધરાત શી

જામી ગઈ; પામી ગઈ સૌ આંખડી નિજનાં સ્વપન
જે શોધતાં દિનને વિષે તો સર્વનાં અતિ ખિન્ન મન!

પંથ પર ચાલ્યું જતું કો માનવી જડતું નથી,
ભૂલથી જાગી ગયેલું બાળ પણ રડતું નથી;

ઊંડાણના અનુરાગથી મૃદુ ઓષ્ઠના ચુંબન સમું
અદૃશ્ય શું જન્મી ગયું કોઈ ગહનતમ વન સમું.
શી અરે કે ઓપતી સોવર-સપાટી શાંત છે
જાણે સકલ બસ સ્પષ્ટ છે; લ્યાં ના કશું યે ભ્રાંત છે.
શાંતિની શી લીનતામાં મીન સૌ લેટી ગયાં,
સંસારનાં સુખદુઃખ પરસ્પર શું અજબ ભેટી રહ્યાં!
આછી રહી કો વાદળી શું વ્યોમ માંહે, ચંદ લે
પોઢી ગઈ; ઉડુની મીંચાઈ આંખડી યે મંદ કે,
અંધારને ઓઢી અહો સૌ વૃક્ષ પણ નિઃસ્તબ્ધ છે;
યોગીજનોના મન સમું જાણે સકલ સંબદ્ધ છે.
પાતળું મલમલ હવાનું મુક્ત પણ ફરકે નહીં,
ને રાત આ ગળતી જતી પણ લાગતું સરકે નહીં.
સંસારની હલચલ બધી શી અંધકારે શાંત-રસ,
ટકટક થતી રે ત્યાહરે પણ ચાલતી ઘડિયાળ બસ.

['પ્રતીક']

# મેઘ અને ધરતી

શેખાદમ આબુવાલા

મેઘ ગગનમાં ઝૂમે નાચે,
ધરતી એનું ભર્યું ભર્યું રસભીનું આલિંગન યાચે.
એકલવાયી ધરતી બેઠી
મીટ ગગનમાં માંડી,
એને એની પરવા ક્યાં છે
મૂર્ખ કહો કે ગાંડી!
પલપલ ઝંખે : જલજલ ઝંખે—ડંખે તો ય તૃષામાં રાચે.
મેઘ-ગગનમાં૦

દૂર ગગનમાં પાગલ બાદલ
બાહુ પ્રસારી ડોલે,
નીચે આકુલ-વ્યાકુલ ધરતી
દ્વાર હૃદયના ખોલે.
ધરતી તરસે તો ય ન વરસે છલછલ મેહુલિયો તો સાચે!
મેઘ ગગનમાં૦

['અજંપો']

# શ્રાવણી રાતે

ગીતા પરીખ

આ મંદ મંદ મધુરી ફરકે હવા શી
હિલ્લોળતી નભથી સૌરભને હિંલોળે!

માતાની વ્હાલપભીની જ્યમ કો હથેળી
પંપાળીને ઢબૂરતી શિશુને કુમાશે,
ને લ્હેરતા અનિલ-પાંખ પરે સુરમ્ય
'હાલા'તણા મૃદુલ મંજુલ સૂર એના.

નિદ્રાભારે સહજ ઢળતી ભીની આ પાંપણો યે
ઝીલી લેવા સુરીલ લહરી છાની ખોલાઈ જાયે!

['પૂર્વી']

# ઘૂઘવે વૈશાખ

ભાનુપ્રસાદ પંડ્યા

હોંસાને કંઠે બેઠો ઘૂઘવે વૈશાખ,
    પણ શરમાતી કો'ક ઝૂલે સાખ,
    સૂડા ! તારી છુટ્ટી મેલી દે હવે પાંખ !

આખું યે વંન લઈ અડક્યો પવંન
    એમાં આળખેલી વેલ્ય ભીંતે રહેકે !
કાંટાની જેમ ખૂંચી રહેતા બપોર વચ્ચે
    ભીતર ગુલાબ થઈ બ્હેકો !
    ભમ્મરલા ! બધો ગુંજાર વેરી નાખ !

દિવસ તો દેશવટો લાંબો દીધેલ, રેણ
    મટકું માર્યાનો જાણે ગાળો !
વગડે તો ઠીક પણ પાળે પરબડીની.
    બેઠી તરસ્યું ને તમે ભાળો !
    મારુજી ! હવે ખોબો ના ખાલી તું રાખ !

['અડોઅડ']

# ઝાંખી વસંતની

સુરેશ દલાલ

એક અડવી
પાનખરના વૃક્ષની
ડાળી ઉપર
આવી,
લઈ હિલ્લોળ,
પંખી ઝૂલતું...
( રોમાંચ )
કોટિક અણુછતી ફૂટી કૂંપળ !

[ 'એકાન્ત' ]

# પાનખર

નલિન રાવળ

મનમાં ડૂમો
ગળે ખાંસતું
ઘરડું ઊભું ઝાડ જુએ :
સૂકા ખડકો
ફિક્કા પવનો
સઘળે લટકે મેલી ક્ષિતિજો
વ્હાણુ ભમે
ખગ-બોલ ભૂંસ્યા નભરાન મહીં
બસ
વ્હાણુ ભમે,
બળતાં દગ લૂછી ઝાડ જુએ.
પડી વિખૂટાં
ડાળ થકી ખરતાં પીળાં સૌ પાન રુએ.

[ ' ઉદ્‌ગાર ' ]

# ગ્રીષ્મ

## ભાનુપ્રસાદ ત્રિવેદી

ધરતી ધરતી ધરતી...
છિન્ન છિન્ન હરિયાળી નજરને
રુક્ષ બધે આંતરતી...

પવન ગૂંચળું ખાઈ પડ્યો,
ને સુક્કાં કેર ઊડે!
કાંટા કાંટા બની સૂરજ
આ ખૂંપ્યો ઊંડે ઊંડે;
આંખ ઊંટનાં કદમ બનીને
ઝરડાતી...વિસ્તરતી....

હૂહૂકારના સૂનકારનો
કાન મહીં પછડાટ;
કંકાલોના નૃત્ય તણો
આ નેત્ર મહીં ખખડાટ,
આભ સ્મશાને અસ્થિ ભભૂકે
રાત–ચુડેલ રઝળતી....

[ 'અલસગમના' ]

# પાનખર

નલિન રાવળ

મનમાં ડૂમો
ગળે ખાંસતું
ઘરડું ઊભું ઝાડ જુએ:
સૂકા ખડકો
ફિક્કા પવનો
સઘળે લટકે મેલી ક્ષિતિજો
વ્હાણુ ભમે
ખગ-બોલ ભૂસ્યા નભરાન મહીં
બસ
વ્હાણુ ભમે,
બળતાં દગ લૂછી ઝાડ જુએ.
પછી વિખૂટાં
ડાળ થકી ખરતાં પીળાં સૌ પાન રુએ.

[ 'ઉદ્‌ગાર' ]

## ગ્રીષ્મ

ભાનુપ્રસાદ ત્રિવેદી

ધરતી ધરતી ધરતી...
છિન્ન છિન્ન હરિયાળી નજરને
  રુક્ષ બધે આંતરતી...

પવન ગૂંચળું ખાઈ પડ્યો,
  ને સુક્કાં કેર ઊડે!
કાંટા કાંટા બની સૂરજ
  આ ખૂંચ્યો ઊંડે ઊંડે;
આંખ ઊંટનાં કદમ બનીને
  ઝરડાતી...વિસ્તરતી....

હૂહૂકારના સૂનકારનો
  કાન મહીં પછડાટ,
કંકાલોના નૃત્ય તણો
  આ નેત્ર મહીં ખખડાટ,
આભ સ્મશાને અસ્થિ ભભૂકે
  રાત-ચુડેલ રઝળતી....

['અલસગમના']

કવિલોક જુલાઈ-ઑગસ્ટ ૧૯૮૬

# વરસાદનું તાન

હેમન્ત દેસાઈ

તાનમાં આવી ગયો વરસાદ
તે બસ આંખ મીંચીને સતત વરસ્યા કરે !
જાણે કોઈ ગાડાને મળી ગઈ વાસળી
તે એકધારી રાતદિન બજવ્યા કરે !
આ બાર દહાડા બાર મહિના જેટલા લાગ્યા—
સમયનું ભાન ના એને; અને ના આપણે રાખી શક્યા.

સાંકડા રસ્તા થયા ને અંતરો સ્થળનાં વધ્યાં,
ફાંકડાં વસ્ત્રો તણા લોચા થયા, ડૂચા થયા થેપ્યાંતણા
પાણીમાં સઘળું ભીંજાયું, બાકીનું ભેજે હવાયું—
કૈંક બચવા પામ્યું તે બગડ્યું હશે એથી સવાયું !
તાજાં રહ્યાં'તાં શાકભાજી તેય બગડ્યાં
ને સમાચારોય તાજા તે રહ્યા વાંચી—
હવે છાપાંમહીં વાસી !
મકાનો ભૂત રહેલો-શાં
અને આ ગામ (જે ડૂબતાં બચ્યું)
તે શોકમા જાણે ડૂબ્યું.

બંધ કો કંજૂસની મુઠ્ઠીમહીંના રૂપિયા જેવો
બિચારો સૂર્ય ફાંફાં મારતો શો બ્હાર નીકળવા !
અને ભૂખ્યા ભિખારીના ધરેલા હાથ જેવી
આ ધરા ધ્રૂજી રહી...
બેફિકર છોડ્યે જતો લલકાર,
સ્હેજ પણ ના રાખતો દરકાર
છોને લોક સઘળું ત્રાસતું ને નાસતું !

તાનમાં આવી ગયો વરસાદ
તે અટકે નહીં એ ગાન એનું થાય પૂરું ત્યાં સુધી !
તાન પુરાવી હવે સુણવું રહ્યું
વા વાયરાથી ડોલતાં વૃક્ષો સમાણા ઘેનમાં ધૂણવું રહ્યું !
તાનમાં આવી ગયો વરસાદ...

['ઇંગિત']

# ચૈતર

## ભગવતીકુમાર શર્મા

દિન તો જાણે રણની રેતી,
 રાતના ઝમે ચાંદની મીઠી;
ચૈતરની આવી બેવડી કાયા :
 ક્યારેક તાપ ને ક્યારેક છાયા.

ફાગણ કેરી નાર નવોઢા
 ચૈત્ર બની જાય ચતુરા;
દિવસે કરે રોષ ને રાતે
 હેતનાં પીણાં પાય મધુરાં.

કેસરી વાઘા ફાગણ કેરા
 ચૈત્ર તપી થાય ગેરુઆ;
દિનની રાતી ચૂંદડી રાતે
 રૂપ સજે છે શ્વેત ને ભૂરાં.

કોઈની અલકલટ શો અનિલ
 ચૈતરમાં અવધૂતની જટા;
એક શરદની વાદળી તરલ,
 હોય બીજી આષાઢની ઘટા.

એક બાજુ ફાગણની ફોરમ,
 એક બાજુ વૈશાખની વ્યથા,
વચમાં ચૈતર જાય છે ચાલ્યો;
 એ જ રે, જાણે જીવનકથા!

['સંભવ']

# વસંત

## યશવંત ત્રિવેદી

તું હરિત તૃણસેજ પર ડોલતી દક્ષિણા
વક્ષને અડીઅડી ઊડતાં–ચૂગતાં કિરણને ચકલી ચંડૂલ
હરિયાળ પીતસોનરી
તું ચંપક ઊરુ-ઢાંકતી કેસરી ઘાઘરી
ચાંચ લૈ લૈ ઊડે ગુલ્મને પ્રાંતરે રક્તનીલપર્ણને ઝૂલણે ટહુકતી
કોઈલી કિન્નરી.

અધરની રતુંબડ લૂંબલેલૂંબ ચણોઠડી ઝૂલને
પિય પિય કરી પપીહરો બોલતો,
મધુકવન લથડતો પવન મધુમાસની બારીએ
મદિરાક્ષીની જાંબુડી આંખને બોટતો.

તારે શ્વસન ડોક લંબાવીને તણખલાં ડોલતાં
ટુહૂકાર કસ્તૂરી ક્રૌંચના ધ્વજ બની ફરફરે છાપરે, કુટીર–
ગુલ્મોરને ફૂટતી ગીતરી
તું અભિસારતી સાંજની વેળ સકુરા સકુરા*
પ્રિય, શયનને કક્ષ લો ચંદ્રને પીળક નિજ પીચ્છથી ઢબૂરતો
ઝલમલી કેસરી કેસરી.

[ 'ક્ષિતિજને વાંસવન' ]

* ચેરીપુષ્પો ( જાપાની ભાષામાં )

# વૈશાખી ધોમ

માવુકલાલ પટેલ

શો વૈશાખી ધોમ ધખ્યો ધૂળે !
રુક્ષ બનેલી ક્ષિતિજો ઝૂઝે !
ચંપાયો અગની વનમૂળે
થથરી થથરી ચેતન બૂઝે !

પરબો ફફડી ગઈ વરાળે,
સમીર છૂપ્યો લૂની બીકે !
મૃગજળની રૂપેરી છાયે
ઢેંડીઓ સુનકારે ચીખે !

હોય, ધરાના ધખધખ શ્વાસે
ડાળ હસે ગુલમ્હોરે ગાતી !
ઢળતી વેળા રસના ભારે
પાકી આમ્રફળે છલકતી !

[ 'શાશ્વતી' ]

# શરદની ઢળતી સાંજે

## લાભશંકર ઠાકર

વેગે વહે પવન. ને નભવૃક્ષથી શું
ફૂલો ખરે (મધુર આતપ) આ સુનેરી
ચંપા તણાં, ઝલમલે પથરાટ લીલો
ભૂમિ તણો. શિર પરે લઈ ઘાસભારો
કન્યા જતી તરલ, ઓઢણી લાલ એની
આ દૂર દૂર ફરકે અભિરામ-ધીમી.
ધીમે વળી ઊતરતાં ચરતાં અસંખ્ય
ત્યાં ટેકરી પરથી ગાડર શ્વેત શ્વેત,
વચ્ચે અજા ક્યહીંક ચંચલ શ્યામ પુચ્છ
ઊંચું નીચું કરતી. ને તરતી પ્રશાંત,
આઘે ઊંડે નભસરોવરમાં અનંત
લાંબી અજસ્ર ખગની ગતિલીન હારો.
શું ચંદ્રિકા સઘન મેઘનું રૂપ લેને
ધીમે ધીમે તરી રહી નભમાં સુનીલ!
ને જે બની સઘન ના ગરતી નીચે તે
ઘેટાં પરે, હરિત ખેતર વૃક્ષટોચે
ને દૂર દૂર ધૂળિયા પથ-પે પ્રલંબ.

આ પામતો સૂરજ અસ્ત ક્ષિતિજમાં વા
ઊગે શશી શરદનો! ક્ષણ અર્ધ એક
ડૂબું, થઉં ગરક, હું ભ્રમમાધુરીમાં.

['વહી જતી પાછળ રમ્યઘોષા']

# બપોર–૨

ચંદ્રકાન્ત શેઠ

વ્યોમ વચાળે સૂરજ, એની નીંદરઘેરી આંખ,
અંતરાલ તે ખાય બગાસું, ખગની ભારે પાંખ.

તતડી ઊઠી છાલ વૃક્ષની, મારગ આળસ ખાય;
ઝરણાંની પથરાળી વાટે સૂનકાર વહી જાય.

ધૂળ મહીંની પગલી ચીખે: 'દાઝું' 'દાઝું' થાય,
કપોતની પાંખોમાં ઊડી ગગન ભરાવા ચ્હાય.

તડકાની જ્યાં ઝાળ અડી ત્યાં સળગ્યાં સરવરનીર,
પૂંછડે લાગી આગ, બાવરો દોડ્યો જાય સમીર.

નળનાં ઢોળાયાં જળ ત્યાં આ મહિષ વિરાજ્યો ઝોકે,
કાબોશમ્મર ખડક ઢાળનાં મોજાં ધસતાં રોકે.

આગ ફૂલમાં ઊઠી, ભપકી ગુલમ્હોરની ડાળ;
નજર અડી ને પાંપણ લાગી કાળઝાળ ને ઝાળ!

આગ મહીં ચકરાતું, વધતું ક્ષિતિજ ઘૂમતું ગોળ,
વડવાનલ ધરતી પર ભમતો મારે મૃગજલછોળ.

['પવન રૂપેરી']

# શ્રાવણમાં
## રઘુવીર ચૌધરી

શ્રાવણમાં ભીંજાતો જાય રે સમય.
વાદળમાં ઊડે કપૂર–પૂર
તો ય એને લાગે રે ડૂબવાનો ભય ?

જલના અવાજ થકી ગાતું ગગન
જલ ઝીલીને રણકતું વન.
રોમ રોમ હર્ષ જોઈ નદીઓને તન
મત્ત ઝીંકાતો જાય રે પવન.

જૂની જરઠ થયો યુગોથી
સાવ, તો ય ભૂલે સમય નિજ વય.
વાદળ આ જાય પેલું આવે ને
છટકે તો છટકે લઈ કોનો રે સંગ ?
ઊભો એ નીતરતો સઘળે ફેલાઈ
એને બાંધી દે મેઘધનુ-રંગ.

કેવો મજબૂર, પેલી પાંદડીએ
રોક્યો છે બતલાવી હૈયાનો લય.

[ 'તમસા' ]

# શ્રાવણ

અબ્દુલકરીમ શેખ

ઉઘાડ થતાં જોઉં છું તો
બારી બહાર
ક્ષિતિજે પડાવ નંખાયા છે;
ઠોકાયા છે ઠેર ઠેર વાદળ-તંબુઓ
સારા યે આભમાં.
જરા જરા વારમા, આમતેમ
કરે છે દોડાદોડ
તડકી-છાંયડીના ગુપ્ત સંદેશ-સ્વારો.
મેઘની જેહાદનો આ બીજો તબક્કો છે.
ધરતીનું સ્નાનપાન કરી કરી
વક્ષસ્થળે
ખુલ્લા, ખાસ્સા, પાગરી ચૂકેલા
નાના, અનામી, આવળ બાવળ છોડવાઓ ઉપર
ડાળે ડાળે
ભીની ભીની કળીઓનું ફૂલોમાં મહાભિનિષ્ક્રમણ
હું જોઉં છું.
જરા જરા વારમાં આમતેમ
કરે છે ઊડાઊડ
પતંગિયાં તેમની ઉપર.
તે કંઈ 'ફેલો ટ્રાવેલર્સ' નથી શોધતો
તે સમજું છું.
મૌનમાં બારી પૂરેપૂરી ઉઘાડું છું
શબ્દ દેહ ધારણ કરે છે......
પણ જુઓ, થયો આ શંખનાદ હવામાં ફરી!
લાગે છે, ફરી પાછું એક ઝાપટું પડશે.

['તમારી વસ્તુ']

# પાનખર

હરિકૃષ્ણ પાઠક

વૃક્ષોની ડાળ ડાળથી ખરે છે પાનખર,
ટોળે વળીને છાંયડા ચરે છે પાનખર.

લુખ્ખી હવાની ધૂળભરી દડમજલ મહીં
પીળી ધજા ધરીને ફરફરે છે પાનખર.

બપ્પોર થઈને વાય છે ઊભી બજારમાં,
પાદરની સાંજમાં પછી ઠરે છે પાનખર.

સુક્કા અવાજની ફફડતી ચાદરો તળે
હળવી હવા થઈને સંચરે છે પાનખર.

લીલાશ ક્યાંક ક્યાંક અકાળે ખરી પડે,
રાતી કૂંપળમાં ક્યાંક તરવરે છે પાનખર.

[ 'સૂરજ કદાચ ઊગે' ]

# લૂને લય...

ચિનુ મોદી

બંધ વાતાયન, દ્વાર,
સંભવ ન હવાનો લગાર.

ઝૂકી ગયા ઝાડવાં
ને પોઢી ગયાં પર્ણ;
ચૂમ્યા ઓઠ પેઠે
વાતાવરણ વિવર્ણ.

લૂને લય
વિહંગની પાંખો ન દે ઠેક,
મકાનોના પડછાયા
મૂંગા એકએક

ફલકમા આભ તણા
દીર્ઘ વર્તુળ,
એમા પૂર્યા
દેખાય ન એમ
રંગ મૂળ.

પોપચાંએ તોળી રહ્યું તડકાનો ભાર,
અણધાર્યો ઉજમાળો વાધ્યો અંધકાર.

[ 'વાતાયન' ]

# ગ્રીષ્મ

રાવજી પટેલ

ગણ્યાગાંઠ્યા દિનો પ્હેલાં વસંત જે સરકી ગઈ,
એહનો મ્હેકતો પાલવ કાનમાં ફરક્યા કરે.

વૃક્ષની ડાળ પે ભોળાં પાસપાસે વિહંગ કૈં
અન્યને પર્ણ માનીને બેઠાં છે ક્યા...રનાં પણ.

મને લાગે : કશે કેફી આ હવા પણ ખરી પડી.
ચોગમ ક્યારનો ઘૂમું લૂ સમો સઘળે....

[ 'અંગત' ]

# લૂને લય...

ચિનુ મોદી

વંધ્ય વાતાયન, દ્વાર,
સંભવ ન હવાનો લગાર.

ઝૂકી ગયાં ઝાડવાં
ને પોઢી ગયા પર્ણ;
ચૂમ્યા ઓઠ પેઠે
વાતાવરણ વિવર્ણ.

લૂને લય
વિહંગની પાંખો ન દે ઠેક,
મકાનોના પડછાયા
મૂંગા એકેએક

ફલકમા આભ તણા
દોર્યું વર્તુળ,
એમા પૂર્યા
દેખાય ન એમ
રંગ મૂળ.

પોપચાંએ તોળી રહ્યું તડકાનો ભાર,
અણધાર્યો ઉજમાળો વાધ્યો અંધકાર.

[ 'વાતાયન' ]

# ગ્રીષ્મ

## રાવજી પટેલ

ગણ્યાગાંઠ્યા દિનો પ્હેલાં વસંત જે સરકી ગઈ,
એહનો મ્હેકતો પાલવ કાનમાં ફરક્યા કરે.

વૃક્ષની ડાળ પે ભોળાં પાસપાસે વિહંગ કે
અન્યને પર્ણ માનીને બેઠાં છે ક્યા...રનાં પણે.

મને લાગે : કશે કેફી આ હવા પણ ખરી પડી.
ચોગમ ક્યારનો ઘૂમું લૂ સમો સઘળે....

['અંગત']

# હેમંતની સાંજ

યોસેફ મૅકવાન

ઝાડના ડાંખળે ડાળીએ
સૂર્યનાં કિરણ ચોંટી રહ્યાં;
પાસમાં
ટૂંટિયું વાળીને શાંત છે પથ પડ્યો!
ચોતરફ
વાયુના કાફલા બરફશા આભને લૈ વહે;
ક્યાંકથી આવતો પંખીનો નાદ પણ
થૈ ફરો કાનમાં વાગતો.

એમ લાગે ઘડી
સાંજ આ ચિત્રમાં હોય જાણે મઢી!

['સ્વગત']

# આવ, વસંત કુમારી

મણિલાલ દેસાઈ

હે આવ, વસંત કુમારી !
હર કૂંપળ હર કળી કળી, બસ વાટ જુએ છે તારી.

ભર્યો પડ્યો આ જામ રંગ-રસ-ગંધ થકી મદમાતો,
હોઠથી છલકી જાય હરખ ના અંગ મહીં ય સમાતો,
સ્હેજ નૂપુર ઝણુકે તારાં તો છલકી જાય કિનારી.

ધરણીએ તૃણના ઘૂંઘટને જરા હટાવી જોયું,
આકાશે વાદળની લટને જરા સમારી જોયું,
કણકણમાં વૃન્દાવન કેરી રંગત હવે થનારી.

એ જ પુરાણી ધરતી આજે યૌવનચીર સજે છે,
આજ સુણે જ્યાં કાન, ત્યાં બસ એક જ વાદ્ય બજે છે,
કામદેવની સાથ રતિ અહીંયાં રમણે ચડનારી.
હે આવ, વસંત કુમારી !

[ 'રાનેરી' ]

# ઉનાળાના ફભાવનું અને ફલાણાના અભાવનું ગીત

## રમેશ પારેખ

ઉનાળો ફેલાતો જાય ..
માતેલો તાપ ઠેઠ જીવ સુધી પહોંચ્યો તે દરિયો પણ સુક્કો દેખાય.

હોઠમાંથી ખરી પડ્યું પાણીનું ભાન અને વસ્યું એક ઝાંઝવાંનું ગામ,
નહીંતર જો ઓચિંતો આવે વરસાદ તો તો પડી જાય રૂંવેરૂંવે ડામ,
પારધીના હાથમાંથી છૂટેલી હોય તેવી લૂથી તો પથ્થરો વીંધાય,
ઉનાળો ફેલાતો જાય...

તરસો લીલોતરી પીવાની ઝાળઝાળ લાગી છે કે કોણ અહીં પાશે!
તૂટયા સંબંધ યાદ આવે કદીક એવી ખાલીખમ પરબો પણ ક્યાં છે!
બે'ક ટીપાં રડતું આવ્યું છે મને — એવી હું અફવા ફેલાવું પણ, હાય...
ઉનાળો ફેલાતો જાય...

[ 'ખડિંગ' ]

# વસંત

ચંદ્રકાન્ત દત્તાણી

સુક્કાં સુક્કાં પર્ણમાં સંભવ વસંતનો,
પાનખરની ફૂંકમાં ઉદ્‌ભવ વસંતનો!

કોઈ આદિમ કેફમાં ચકચૂર છે આખ્ખું ય વન,
આકંઠ જાણે પી લીધો આસવ વસંતનો!

ચૂમવા હર ફૂલની લથબથ કુંવારી મ્હેકને
પતંગિયાં જઈ બેસવે પાલવ વસંતનો!

વરસી પડી છે લાજની ટશરો પલાશ પર,
હોઠહોઠે ભીનો ભીનો દવ વસંતનો!

ચોતરફ આલિંગનો આલિંગનો આલિંગનો,
સાવ ધુંવાધાર છે ઉપદ્રવ વસંતનો!

સાતેસાત સૂર અવ હિલ્લોર લે છે લોહીમાં,
રોમાંચના ગુલમ્હોરમાં ઉત્સવ વસંતનો!

આપમેળે કેટલી યે આંખ ટહુકો થઈ ગઈ,
વરસાદ ઘેઘૂર ગીતનો—કલરવ વસંતનો!

સામટા બત્રીસ કોઠે ઝળહળ્યાં છે ઝુમ્મરો
હર સુપ્તતામાં ઓચિંતો વિપ્લવ વસંતનો!

સાવ માથાબોળ છું હું ફૂલના દરિયા વિશે
જીરવ્યો હવે જિરવાય નહીં વૈભવ વસંતનો!

['નિતાન્ત']

# ગ્રીષ્મ

રાજેન્દ્ર શુક્લ

સુકાં ઝાડ, એકે પરણનું ન હોવું,
કદી પણ કશાં આવરણનું ન હોવું !

સૂરજ–પારધી દાંત ભીંસે ગગન પર,
ધરા પર હવાનાં હરણનું ન હોવું !

દિવસ, આંધળો સાપ કેમે હટે ના,
અરે, કાળને પણ ચરણનું ન હોવું !

બધી આંખ મૃગજળમાં ડૂબી રહી છે,
અને તો ય ક્યાંયે ઝરણનું ન હોવું !

નર્યો જુલ્મ, લૂની સવારી ફરે છે,
ન જાણ્યું, મળ્યું છે મરણનું ન હોવું !

['કોમલ રિષભ']

# રસ્તા વસંતના

મનોજ ખંડેરિયા

આ ડાળ ડાળ જાણે કે રસ્તા વસંતના
ફૂલો એ બીજું કૈં નથી, પગલાં વસંતનાં

મલયાનિલોની પીંછી ને રંગો ફૂલોના લૈ
દોરી રહ્યું છે કોણ આ નકશા વસંતના

આ એક તારા અંગે ને બીજે ચમન મહીં
જાણે કે બે પડી ગયા ફાંટા વસંતના

મ્હેકી રહી છે મંજરી એકેક આંસુમાં
મ્હોર્યા છે આજ આંખમાં આંબા વસંતના

ઊડી રહ્યાં છે યાદનાં અબીલ ને ગુલાલ
હૈયે થયા છે આજ તો છાંટા વસંતના

ફાંટું ભરીને સોનું સૂરજનું ભરો હવે
પાછા ફરી ન આવશે તડકા વસંતના

['અટકળ']

# બપોર

માધવ રામાનુજ

સાંતીડે બપોર ચડે
ને ભૂખ્યો સૂરજ
બળદ તણી ખાંધેથી ઊતરી
બાવળના કંજૂસ છાંયડે
ટીમણ કરવા જાય.

સીમને સામે કાંઠે
મૃગજળના હિલ્લોળાતા વ્હેળામાં
ડૂબ્યા ગામ તણો ડ્હોળાઈ જતો આભાસ.

સમડીની તીણી ચીસે
તરડાઈ ગયેલું આભ
કૂવાના ઊંડા જળમાં પેસી, હજીય કંપે.

વાગોળે વંટોળ ધૂળિયું ઘાસ !
જીભ લટકતી રાખી બેઠા
શ્વાન સરીખાં નળિયાં
તડકાના ટુકડાને ટાંપી રહે.

ઘૂમતો શેરી વચ્ચે તરસ્યો થઈ ઉકળાટ
ટપકતા પરસેવાનું
પાણી પીવા તલસે.

['તમે']

# ઝૂમવા લાગી

મનોહર ત્રિવેદી

શિશિરના પગરવે લો સ્તબ્ધતાઓ ઝૂમવા લાગી
ફૂલોને 'આવજો' કહી રિક્તતાઓ ઝૂમવા લાગી

પછી વગડામાં સૂકાં પર્ણની સીટી વગાડીને
ચડી વૃક્ષોની ડાળો પર ખિઝાંઓ ઝૂમવા લાગી

છલોછલ ઓસનો આસવ પીધો છે રાતભર એણે
સવારે ઘાસની આંખે દિશાઓ ઝૂમવા લાગી

તિમિરની મ્હેક લઈને સાંજ પણ આવી ઘરે મારે
તમારી યાદથી ત્યારે વ્યથાઓ ઝૂમવા લાગી

ત્વચા ઉપર ઊગેલા સ્પર્શને બેઠી વસન્તો ત્યાં
ટહુક્યું લોહી ને ધમની-શિરાઓ ઝૂમવા લાગી

['ફૂલની નૌકા લઈને']

# વૈશાખ

શાસ્ત્રી જયેન્દ્ર દવે

અરબી તુરંગની
ઘોઘરી ઘેઘૂર-ઘેરી હણહણાટીનો
તરંગે ઊછળી, ડૂબી જતો પછડાટ
જંગલો, વૃક્ષો, કિનારાનાં બધાં મેદાન, પર્વો, ખેતરો
ખૂંદી વળાયાં –
– તે પછીનો કારમો કકળાટ.
પહાડની ટોચો ઉપરથી ટોચ પર થઈ ઠેકતાં
કૂદી પડાયું –
– હનુમાનિયા તેલે ફરી પાછાં તળાતાં કાલના વાસી
વઘેલા ફાફડા જેવા નગરમાં;
– એટલે
પ્રસ્વેદતાં તોતીંગ કાળા-ભઠ્ઠ દેહે – રોમેરોમે
કેટલો બેબાકળો ગભરાટ!
ધૂળની ડમરી ભરેલી
આંખ–રાતીચોળનો પલકાટ,
પીઠ પર બાંધી મશક કાળાં ઊકળતાં ઝાંઝવાંની,
નાખતો ઊના નિસાસા
એ
હજી હમણાં જ
અહીંયાથી ગયો – ચાલ્યો ગયો
એ જાય...
... છે સન્નાટ
ચારે કોર બસ સન્નાટ!!

[‘હવે એવો દિવસ આવે!’]

# ઉનાળો

## જિતેન્દ્ર વ્યાસ

ગાળી થોડા દિવસ, પડખે ફાગણી નામ ગોરી
ફેરા, રંગે રસ-બસ બની, આંખ સ્વપ્નિલ મીંચી
આ ઉનાળો, રૂપની મદિરા મત્ત આકંઠ ઢીંચી
ઝૂલ્યો-ઝૂમ્યો મદછક બન્યો ખેલતાં રંગ-હોરી!

વૈશાખે શું થયું? સકલ એ કાપીને પ્રેમ-દોરી
બેઠો. એના રસિક ઉરમાં ક્યાંથી વૈરાગ્ય જાગ્યો?
રંગો-રાગો ત્યજી, (ઘડી મહીં ક્યાંથી સંસાર તાગ્યો?
કે) થૈ બેઠો દિલની ઉપરે રાખ ચોળી, અઘોરી!

ધાર્યાં એણે વસન ભગવાં, ભવ્ય ધૂણી ધખાવી!
આંખો એની ધખ ધખ થતાં ખોયણાં જેવી લાલ!
છે અંગારો સૂરજ ચલમે એની. ઊડે કરાલ
વંટાળો, એ જ્યહીં ચલમને ફૂંક દે છે લગાવી!

દા'ડે છે એ કડક પણ રાતે ધરે શી કુમાશ!
લાધે એને ઉર અલખ કે સાંભરે બાહુપાશ?

['ભમ્મરિયું મધ']

# ઉનાળો

ફિલિપ ક્લાર્ક

આકાશ
ચોખ્ખું આંગણું.
આંગણું
પથરાયેલું આકાશ.
ક્યારેક
ટહુકાથી
ઘવાતું શૂન્ય
પંખામાં દળાતી લૂ
માટલીને વળેલાં
પ્રસ્વેદબિંદુઓ
ખાબોચિયાંમાં
ઊભરતાં પગલાં
પાસે,
કોઈ વિરહિણી-શી
આકુળ-વ્યાકુળ સીમ.

[ 'ટહુકી રહ્યું ગગન' ]

# શિશિરે વનદર્શન

વીરુ પુરોહિત

રે! આ તે કેવું વન!
ચિંતાતુર ચ્હેરાઓ લઈને જાણે ઊભાં સ્વજન!

જરા અમસ્તો ક્યાંક થતો રવ
ને દાદાજી ડેલીથી ડોકાય, એમ વૃક્ષોનું હલવું-ચલવું,
આજુબાજુ અઢળક સૂકું ઘાસ ફરકતું જોઈ
ધ્રુસકે રોવાનું મન થાતું, આ તે કેવું!
કોની ભીની આંખોમાં પલળીને ભમે પવન?
રે! આ તે કેવું વન!

મૃદુ-સ્નિગ્ધ અજવાસ સ્પર્શતો એમ
જેમ બાળકના પગનાં તળિયાં અથવા ભીના રૂનો પોલ,
ફરી ઇચ્છતો જોવા મારી નસનસમાં
બસ, ખળખળ વહેતી નીક અને એ લચી પડેલા મોલ,
જંગલની ઝાડીથી દોડે સસલાં, એવું મન!
રે! આ તે કેવું વન!

['વાંસ થકી વહાવેલી']



[અનુસંધાન પૂઠા ૨ પરથી]

પરંતુ પહેલી લીટીમા ગુરૂપૂજાની નિરર્થકતા જતાવી છે તે જોતાં અને પૂર્વાર્ધના સંદર્ભમાં તેનો અર્થ 'પગવાળો હરિ એટલે સગુણ સાકાર હરિ' કરવો જોઈએ તેથી બીજી લીટીનો અર્થ આવો થય "આકાશ (નિરાકાર સર્વવ્યાપી હરિ–બ્રહ્મ) પંખીને આશ્રય આપી પૃથ્વી પર પડતુ (જીવને સંસારમા પડતો) બચાવે છે, પણ સગુણ–સાકાર હરિ શરણે આવેલાને તેવા પ્રકારનુ રક્ષણ આપી શકતો નથી '

ત્રીજી લીટીના 'નિપગલા'નો ઉ એ, સ એ અને ત્રિ એ કરેલો અર્થ અને ત્રિનો ગદ્યાનુવાદ બરાબર સુસંગત અને સ્વીકારી શકાય એવા છે

૭૮

ચરણશરણ તો ખોટી કરી,
વણચરણાનો દીઠો હરિ
ચરણ જળે કે ભૂમાં દાટ
કે શ્વાન શિયાળિયા કરડે કાટ
તેની શરણ અપે શુ મહે?
જે સમજે તે એવુ લહે ૧૪૮

ઉમા અને સમા ઉપર પ્રમાણે પાઠ છે ત્રિમા પહેલી લીટીને અંતે પ્રશ્નચિહ્ન છે માત્ર ઉ ૧ મા જ આ છાપો છે તેના કેઈ પાઠાન્તર નથી

ઉ 'કાટ'નો અર્થ 'કરડવુ તે' આપે છે સ આવો અર્થ આપે છે 'ચરણ–પગ અહી ચરણનો અર્થ 'પાર્થિવ' લેવાનો છે આ ગુરુ થઈ બેઠેલાની કાયાના ચરણ તો અગ્નિમા બળી જાય છે અથવા તેમને ભૂમિમા દાટવામા આવે છે, કૂતરા અને શિયાળવાં એ પગોને કાપી કરડી ખાય છે! એવા ચરણને શરણે જવામા શો સાર છે? જે વણચરણો–ચરણ વિનાનો–અપાદ–અલિંગ હરિ છે તેને શરણે જા '

ત્રિ 'કટ'નો અર્થ 'શરીર, મૃત દેહ, શબ' આપે છે અને ગદ્યાનુવાદ આવો કરે છે '(દેહધારી કે મૃત માનવીઓના ચરણનુ શરણ લેવાની તે ખોટી વાત કરી અથવા એમ કરીને ખોટો વિતંડા કર્યો) (ચરણનુ શરણ લઈને તે ચરણ વગરના હરિને–પરમાત્માને–દીઠો ખરો? (સ્થૂળ દેહના) ચરણ તો (અગ્નિદાહ ટાણે) બળી જાય, અગર તો જમીનમા શબને દાટી દેવામા આવે (વેરાન સ્થળમા કે જંગલમા દેહ પડે તો) મૃત દેહને શ્વાન કે શિયાળિયા કરડી કરડી ખાઈ જાય એવા (મરણશીલ કે નાશવંત)નુ શરણ અપે કેવી રીતે લે? જેને સમજ છે તે આવુ બધુ સમજી શકશે (અને અવિનાશી હરિનુ શરણ સ્વીકારશે) '

આ છપ્પામા ચરણશરણનુ પરિણામ અને તેની નિરર્થકતા દર્શાવી છે

પહેલી લીટીમા ત્રિએ 'ખોટી કરી'નો અર્થ 'ખોટો વિતંડા કર્યો' કર્યો છે તે બંધ બેસતો નથી ઉત્તરાર્ધનો અર્થ પણ સ્પષ્ટ થતો નથી. 'ખોટી'ના 'જૂઠી, અપેય–ન કરવા જેવી, વ્યર્થ, નિષ્ફળ' એવા અર્થ પણ થાય છે 'વણચરણાનો'ના પણ બે અર્થ થાય છે (૧) ચરણ વિનાનો, હરીફરી ન શકે એવો સ્થિર, જડ, મૂર્તિરૂપ, અને (૨) અપાદ, દેહ વિનાનો, નિરાકાર અને વ્યાપક

તેથી પહેલી લીટીનો એક અર્થ આવો થાય "જે ચરણશરણ (ગુરુના ચરણની શરણ) કરી તેને પરિણામે તે મૂર્તિરૂપ હરિને જોયો–પ્રાપ્ત કર્યો,

સાચો હરિ નહિ. એ તને તારી ઇચ્છિત વસ્તુઓ આપી ન શકે, પણ ઊલટાની સ્થૂળ વૃત્તિઓ પોષાય. આમ તારો પ્રયત્ન નિષ્ફળ ગયો. તું અયોગ્ય ગુરુના ચરણને શરણે ગયો.

ત્રિ.એ પંક્તિને અંતે પ્રશ્નચિહ્ન મૂક્યો છે. તે મુજબ આવો અર્થ થાય: "જે ચરણશરણ કરી તેથી તેં નિરાકાર વ્યાપક હરિને જોયો—પ્રાપ્ત કર્યો? ન જ કર્યો. આમ સંસારનાં દુઃખોમાંથી મુક્ત કરે એવો સાચો હરિ પણ તને ન મળ્યો. તારી ચરણશરણ વ્યર્થ ગઈ."

બંને અર્થ સુસંગત છે. પણ પહેલો, બીજી લીટીના અર્થ સાથે વધુ બંધ બેસે છે.

બીજી લીટીના 'કાટ' શબ્દનો અર્થ ઉ.એ 'કરડવું તે' અને ત્રિ.એ 'શરીર, મૃત દેહ, શબ' કર્યો છે. પરંતુ તેને બદલે ગૂજરાત વિદ્યાપીઠના 'સાર્થ ગુજરાતી જોડણીકોશ'માં આ શબ્દના બીજા જે અર્થ આપ્યા છે તેમાંથી 'લુચ્ચું', 'લોભી' બંધ બેસે છે. ઉપરાંત તેમાં લોકોની સ્થૂલ વૃત્તિઓને પોષીને સ્વાર્થ સાધતા ધર્મગુરુઓ—પૂજારીઓ ઉપર તીવ્ર કટાક્ષ કરતું દૃષ્ટાંત છે, તે સ્પષ્ટ કરવાની જરૂર છે. આ બધું લક્ષમાં લેતાં આ બીજી લીટીનો અર્થ આવો થાય: "સ્થૂળ ચરણને (કે મૃત દેહને) અગ્નિમાં બાળવામાં આવે છે કે જમીનમાં દાટવામાં આવે છે, નહિ તો (કે=અથવા) લુચ્ચાં શિયાળિયાં અને કૂતરાં તેને કરડી (ટુકડા કરી અને બચકાં ભરી) ખાય છે. તેવી રીતે સ્થૂલ વૃત્તિઓનો તો નાશ જ કરવો જોઈએ. નહિ તો સ્થૂલ વૃત્તિઓનો પોષે એવી મૂર્તિપૂજામાંથી લુચ્ચા અને લોભી ધર્મગુરુઓ—પૂજારીઓ પૈસા મેળવી એશઆરામ કરે છે."

ત્રીજી લીટીના પૂર્વાર્ધનો અર્થ ત્રિ.એ કર્યો છે એવો નહિ પણ "આવા ચરણની—ધર્મગુરુઓની શરણ અખો કેવી રીતે લે?—ન જ લેવાય" વધારે યોગ્ય છે.

ઉત્તરાર્ધનો અર્થ આવો થાય: "જે જેવું સમજે છે તે તેવું મેળવે છે દરેક—પોતાની દૃષ્ટિ પ્રમાણેના હરિ પ્રાપ્ત કરે છે."

૭૯

અંગ આળસ ને તપસી થયો,
ઘર મેલીને વનમાં ગયો.
કામબાણ ન શક્યો જાળવી,
પછે રડવડતી એક આણી નવી.
શ્વાન ભસાવે હીંડે છક્યો,
અખા હગ્યો નહીં ને ઘર નવ રખ્યો. ૬૫૬

ઉ. અને સ.માં ઉપર પ્રમાણે પાઠ છે. ત્રિ.એ ત્રીજી લીટીમાં 'અખા હગ્યો નહીં' ને ઘર...'ને સ્થાને આવો ફેરફાર કર્યો છે: 'અખા ન ગ્યો ને ઘર...' આ છાપો એકમાત્ર હસ્તપ્રત, ઉ. ૧ માં છે.

ઉ.એ છેલ્લી લીટીનો અર્થ આપ્યો છે: "હાજતે ન ગયો ને ઘર પણ સાચવી ન શક્યો. સર૦ "શ્વાન ભસાવઇ હીડઇ ચક્યુ, આહરિ ન ગ્યૂ ઘર ન રાખી સક્યુ.' માંડણ ૧૦૩."

ત્રિ. ટિપ્પણમાં લખે છે: "પાઠાંતર છે 'હગ્યો નહીં ને ઘર નવ રખ્યો.' મળવિસર્જનની સીધી ક્રિયા સાથે ઘરના રક્ષણને ટકરાવવા જેવું નથી... અખો જુગુપ્સાપ્રેરક પ્રયોગ કરી સુરુચિભંગ કરે છે

એવો આક્ષેપ થયો છે 'હગ્યો'ને સ્થાને 'ન ગયો' પાઠ લેતા એ આક્ષેપ વ્યર્થ બને છે" અને ગદ્યાનુવાદ આવો કરે છે "શરીરશ્રમનું આળસ હોવાથી તપસ્વી બન્યો અને ઘર છોડી વનમા ગયો. પણ કામદેવના બાણથી તે પોતાને બચાવી ન શક્યો રખડતી કોઈ સ્ત્રી સાથે સસાગ માંડ્યો તે શ્વાન ભસાવવા લાગ્યો અને છોલ બનીને ફરવા લાગ્યો આમ (ઘર છોડ્યા પછી) તે ન અધ્યાત્મમાર્ગે ગયો કે ન પોતાનુ ઘર (મૂળ ગૃહસ્થી) સાચવી શક્યો"

ગદ્યાનુવાદ બરાબર છે અને ત્રિ એ યોગ્ય રીતે જ સૂચવ્યુ છે કે 'હગ્યો' પાઠ તેનો અર્થ જોતા 'ઘર (સંસાર)ના વિરોધમા મૂકી શકાય તેવો નથી

'બહાર જવુ'નો અર્થ 'હગ્યો'ના અર્થ જેવો, 'ઝાડા પેશાબની હાજતે જવુ' એવો થાય છે, એ જોતા લહિયાએ 'બહાર ન ગો'ને સ્થાને 'હગ્યો નહી' લખી નાખ્યો હોય એ સભવિત છે

ઉપરાંત, આ છપ્પાની આખી લીટી અને આ પાઠ, જેની ષટ્પદીનો ઉપયોગ અખાએ પોતાના છપ્પામા કર્યો હોય એમ લાગે છે તે માંડણની 'પ્રબોધબત્રીશી'મા મળે છે વળી તેનાથી 'ઘર રાખ્યો'ની વિરુદ્ધનો અર્થ પણ બરાબર વ્યક્ત થાય છે ને સુરુચિનો પ્રશ્ન પણ ટળે છે 'અખા બહાર ન ગયો ને ઘર નવ રાખ્યો' એવી ચરણરચનાથી લય પણ તૂટતો નથી તેથી લહિયાએ લખેલો પાઠ બદલવો હોય તો આ પાઠ યોગ્ય ગણાય, 'અખા ન ગયો' નહિ.

૮૦

જોરીના જોટી વડ લાજ,
માતા પાસે આશા માગ
બળદની તે કેમ થાયે ગાય,
મૂરખ મિથ્યા કરે ઉપાય,
જ્ઞાન વિના તે સાધન એવા,
અખા તેમા ન લેવાદેવા ૬૫૭

ઉ મા અને સ મા ઉપર પ્રમાણે પાઠ છે ત્રિ એ છાપેલી પ્રતનો 'ગોરીના થાવા વડ ભાગ' એ પાઠ સ્વીકાર્યો છે આ છપ્પો એકમાત્ર હસ્તપ્રત ઉ ૧ મા આવેલો છે

ઉ એ પહેલી લીટીનો આવો અર્થ આપ્યો છે. "જોરી-સ્ત્રી-ને જોટી (રતન?) હોય છે તેવો વેશ કરી માતાજીને વીનવે છે, પણ બળદની ગાય કેમ થાય?" સ એ તેનો આવો અર્થ આપ્યો "તને ગોરી-સ્ત્રીના જેવા ગોટીવડ-જોળ ઊપસેલા સ્તનભાગ છે. તુ માતા પાસે જઈ સ્ત્રી થવાની શીખ માગે છે, પણ તુ બળદ-પાવૈયો છે'

ત્રિ એ કરેલો છપ્પાનો ગદ્યાનુવાદ આ પ્રમાણે છે "રૂપસુંદરી બનવારૂપી ભાગ્ય પ્રાપ્ત થાય તે માટે (હે વરકણ!) માતા પાસે તુ આશા માગે છે, પણ બળદની ગાય તે શી રીતે થાય? મૂરખ મિથ્યા ઉપાય કરે છે જ્ઞાન વગર (જપ તપ આદિ) સાધન પણ એવા મિથ્યા છે અખો કહે છે કે જ્ઞાનીને તેવા સાધનો સાથે લેવાદેવા નથી"

પણ ટિપ્પણમા તેમણે લખ્યુ છે "આ છપ્પો અસ્પષ્ટ છે અમુક દેવીઓના (દા ત, બહુચરાજીના) મંદિરમા હીજડા-નપુંસકો નાચગાન કરે છે અને માતાને રીઝવીને તેનો હુકમ માગી તેની આજ્ઞાથી પોતાને બડભાગી માને છે ઘણા હીજડા પોતે આવતે ભવે સ્ત્રી થાય એવી ઇચ્છા રાખતા હોય છે, એટલે તેમના સંબંધમા અખાએ આવુ લખ્યુ

હોય... ઉમાશંકર 'ગોરીના ગોટી વડ ભાગ' પાઠ લે છે. લખે છે: 'ગોરી-સ્ત્રી-ને... ગાય કેમ થાય?' માતા આગળ ભવાઈમાં તો સ્ત્રીનો પાઠ છોકરા કે જુવાનો જ કરતા હોય છે એટલે ત્યાં બળદ-ગાયનો પ્રશ્ન નથી."

ઉપરનાં ટિપ્પણ, અર્થ કે ગદ્યાનુવાદથી આ છપ્પાનું વક્તવ્ય સ્પષ્ટ થતું નથી. ખરેખર આ છપ્પો અસ્પષ્ટ નથી. તેનું મુખ્ય વક્તવ્ય ત્રીજી લીટીમાં છે અને તેના સમર્થનરૂપે પહેલી બે લીટીમાં પાવૈયા-ફાતડાનું દૃષ્ટાંત છે — અખાનું એક લાક્ષણિક તેટલું જ સચોટ દૃષ્ટાંત.

ખાસ કરીને ઉત્તર ગુજરાતની કેટલીક પછાત ગણાતી કોમમાં કોઈને સંતાન ન થતું હોય અને પ્રથમ સંતાન પુત્ર જન્મે તો તે બહુચરાજી માતાને સોંપી દેવામાં આવતો. એ મોટો થાય ત્યારે માતાજીના મઠમાં તેને મોકલી દેવામાં આવતો. ત્યાં ધાર્મિક વિધિપૂર્વક તેના લિંગનું છેદન કરવામાં આવતું અને તે સ્ત્રીના પહેરવેશમાં માતાજીની ભક્તિમાં જીવન વિતાવતો. આવા પાવૈયા અત્યારે પણ સ્ત્રીના જેવા ચેનચાળા કરતા જોવા મળે છે અને માતાજીના લાગા ઉઘરાવીને જીવનનિર્વાહ ચલાવે છે. (નપુંસક કે લૈંગિક દોષવાળા પુરુષના દેહરૂપે રહેતા, હમાળિયા-કમાડિયા કે હીજડા પાવૈયાથી જુદા છે.)

આ હકીકતને લક્ષમાં રાખીને અખો આ છપ્પામાં કહે છે કે ગોરી સ્ત્રીના ગોટી જેવા ગોળ, ભાગ્યશાળી (બડભાગી) રતન જોઈને પાવૈયો એના જેવું જાતીય સુખ માણવા માટે માતાજી પાસે આજ્ઞા માગે છે – એવું સુખ માણવાની ઇચ્છા રાખે છે. પણ કોઈ પણ ઉપાયે બળદ (ખસી કરેલા આખલા)-ની ગાય ન થાય, તેવી રીતે ગમે તેટલાં શણગાર ધારણ કર્યા છતાં સ્ત્રીના જેવી જનનેન્દ્રિય નહિ હોવાથી, પાવૈયો સ્ત્રીના જેવું જાતીય સુખ ભોગવી શકે નહિ, તેવી રીતે જ્ઞાન વગર, ધર્મનાં ગમે તેટલાં વિધિવિધાન કરવામાં આવે કે બાહ્યાચારનો આશ્રય લેવામાં આવે તો પણ બ્રહ્મનો અનુભવ થાય નહિ. બ્રહ્મના અનુભવને તેની ઉપાસનાના બાહ્ય સાધન સાથે કશી નિસ્બત કે સંબંધ (લેવાદેવા) નથી."

અને ધર્મના બાહ્યાચાર ઉપર, તેમાં રચ્યાપચ્યા રહેનારાઓને ફાતડા સાથે સરખાવીને, અખો કેવો વેધક કટાક્ષ કરી શકે છે તે અહીં જોઈ શકાય છે.

[સંપૂર્ણ

# પ્રજ્ઞાનિષ્ઠ રંગદર્શિતાનો પરિપાક

ચંદ્રકાન્ત ટોપીવાળા

કાવ્યસ્વરૂપ પરત્વે અંગત રીતે વધુમાં વધુ પક્ષપાત હોવા છતાં સુરેશ જોષીનું કાવ્યસર્જન સંખ્યામાં સ્વલ્પ અને પરિમાણમાં ઓછું પ્રભાવશાળી રહ્યું એના મૂળમાં મુખ્ય બે અવરોધો છે. પહેલો અવરોધ તે એમનું મોટા ભાગનું કાવ્યબલ અર્વાચીનતાના સ્તરથી કવિતાને આધુનિક સ્તર પર ઉઠાવવામાં ખર્ચાઈ ગયું. અલબત્ત, એથી એક આબોહવા જન્મી. આધુનિક કવિતા માટે એક ક્રિયાશીલતા ઊભી થઈ. નવા કવિઓના આગમનની તક ઊભી થઈ. કવિતાનો બૃહદ્ ફલક સાથે સંબંધ જોડાયો. મલાર્મે, વાલેરી, રેમ્બોથી માંડીને રિલ્કે-લોર્કાની ચેતના ગુજરાતી કવિતાની ભોંયમાં રોપાઈ. સુરેશ જોષીને કવિ નહિ, કવિઓના કવિ ( Poet's Poet ) થવાનું આવ્યું. બીજો અવરોધ તે કાવ્યના સ્વરૂપ પરત્વેના પક્ષપાતને કારણે કાવ્યસ્વરૂપને અન્ય સાહિત્યસ્વરૂપોમાં પ્રસરાવવા જતાં કાવ્યસ્વરૂપ પરત્વેનું એમનું ધ્યાન વિકેન્દ્રિત થયું. કાવ્યને પ્રસરાવવા જતા કાવ્ય પ્રસ્થાપિત ન થઈ શક્યું. આધુનિક પ્રયોગશીલતાની અને સાહિત્યશુદ્ધિની ભૂમિકાને વિકસાવવામાં એમને ભાગે આ વિરોધાભાસ આવ્યો.

આમ છતાં, 'ઉપજાતિ'(૧૯૫૬)માં પરંપરાની ભોંય પર ઈયળની જેમ વળગીને ચાલતો આ કવિ 'પ્રત્યંચા' (૧૯૬૧), 'ઇતરા' (૧૯૭૩)ના કોશેટામાંથી બહાર નીકળી 'તથાપિ' (૧૯૮૦)-માં પતંગિયાની જેમ ગતિ કેવી રીતે કરી શક્યો એની મથામણનો આલેખ જોવો રસપ્રદ નીવડશે.

'ઉપજાતિ' ઉપજાતિ છંદમાં રચાયેલી કૃતિઓનો એમનો પ્રથમ સંગ્રહ છે. પરંપરાના કાંપનો ભાર એમાં એટલો બધો છે કે કવિએ પોતે જ એ સંગ્રહ રદ જાહેર કર્યો. પરંતુ પછીથી આધુનિક કવિ તરીકે વિકસનારની બલસંપત્તિની ઉપેક્ષા કરવા જેવી નથી. એમાંનો તરંગબુટ્ટો સઘન છે :

'ફુગ્ગો રૂપેરી શશીનો ફુલ્યો આ
તેમાં જરા નાનું શું છિદ્ર પાડી
હવા બધી રોફની કાઢી નાખું'

તો

'દીઠું આ તાડની દર્પમુદ્રા
ને થોરની ધાર સજેલ તીક્ષ્ણતા
ચમેલી ને જાઈની ઉગ્ર સ્પર્ધા
મને કરે વિસ્મિત એ અનોખા'

જેવી પંક્તિઓ નાદનું સંમોહન રચી શકી છે. ચુસ્ત પ્રાસ, છાંદસ-સીમાઓ, ચપોચપ શ્લોકબંધ, પારંપરિક કાવ્યબાની – આ બધાથી જકડાયેલો કવિ 'પ્રત્યંચા' પર આવતાં થોડી મોકળાશ અનુભવે છે, શ્લોકબંધ છૂટી ગયો. ઉપજાતિની ચુસ્તસીમાઓ છૂટી ગઈ, અલબત્ત પ્રાસબંધ રહ્યો. પરંતુ હરિગીતની લાંબીટૂંકી થતી પંક્તિઓની અનુનેયતાનો કવિને થોડો લાભ મળ્યો. 'પ્રત્યંચા'માં હરિગીતનો મહિમા છે. એમાં અડધા ઉપરાંતની રચનાઓ પરંપરિત હરિગીતમાં છે. સ્પષ્ટ પ્રતીકકેન્દ્રી પુરોગામી કવિતાને કલ્પનકેન્દ્રી સંદિગ્ધતામાં ખેંચવાનો આયાસ દેખાઈ આવે છે. પ્રકૃતિ અને પ્રણયનિમિત્તનાં રોમૅન્ટિક

તત્ત્વો સાથે કવચિત આધુનિક સંવેદનાઓને સાંકળવાનો પુરુષાર્થ પણ કળાય છે:

'સોનેરી આ હરણું દોડે
લંકાનગરી ફરી ભડભડે?'

○

સૂર્યઘુવડના અવાજે ચોંકતી
મધરાતનાં રે થરકતાં ગાન

પણ હરિગીતમાં અને અન્ય છંદોમાં ગોઠવાયેલા તત્સમ શબ્દોને લઘુગુરુમાં મરડી નાખતા લયની અપકવતા ઠેર ઠેર કાને પડે છે:

'મધુમાલતી
પુષ્પમુખે તું હજુ મુજ બાળપળની વાણીને
ઉચ્ચારતી'

○

'કપોલની મસૃણ રક્તિમા પરે'

○

'એને તમારી હિમદષ્ટિ પાસ મૂકું છું તદા'

○

'તૃણાંકુરોના દીપ લાખોની રચાઈ આરતી
ને મેઘને મુખે સુણું આદિકવિની ભારતી'

○ ○

આ ઉપરાંત 'કપોલકલ્પિત' જેવી રચનામાં સંસ્કૃત પરિવેશ વચ્ચે અપરિચિત જેમ, પંક્તિને અંતે અણઘડ રીતે ગોઠવાયેલો 'આહ' શબ્દ; 'ત્રિજ્યા'માં પહેલી કડીની પ્રતિજ્ઞાને પ્રતિપાદિત કરતી કડીઓનો ગાણિતિક વિસ્તાર; 'ચાર અંધકાર'-માં ઘટનાનિરૂપણની નવી ભોંય પર અતિપ્રગટ થઈ જતાં સમીકરણો – આ સર્વ, રોમૅન્ટિક અને આધુનિકતાની અકારણ અથડામણના પણ પ્રદેશો છે. અહીં 'પ્રત્યંચા' આકર્ણ ખેંચાયેલી તંગ નથી, તેમ પોતીકું કોઈ તીર એના પર ગોઠવાયેલું પણ નથી. હજી તો લક્ષ્ય સ્થાન જ શોધવું કવિને માટે બાકી રહ્યું છે. એમના લક્ષ્યની દિશાનો અણસાર કરતી 'પ્રત્યંચા'ની એક માત્ર કૃતિ, તે 'સૂર્ય.' કવિની આ પહેલી અછાંદસ રચના છે. પ્રજ્ઞાનિષ્ઠ રંગદર્શિતા કવિનો હવે પછી ઊઘડનારો વિશેષ છે અને એનું પગેરું અહીં મળે છે. ત્રણ પંક્તિના એક, એવા પાંચ પરિચ્છેદમાંથી પસાર થતો સૂર્યનો તંતુ 'લાવ તને...'ની સમાન્તરતા, કલ્પનયુક્ત વિધાનોની આધુનિક સંવેદનાઓ, અંધકાર, પડછાયો, આદિકાળ, શૂન્યતાના વિરોધે સૂર્યનો પોતીકો અર્થ નીપજાવી લેતું રચનાકૌશલ, 'તું' અને 'હું'નું સાર્થક રીતે દાખલ થયેલું સંવાદતત્ત્વ – આ સર્વ કવિને 'ઈતરા' તરફ દોરતા જોવાય છે. સાથે સાથે કવિતા કવિને માટે 'ઈતરા' મટતી પણ જોવાય છે.

'ઈતરા' કાવ્યસંગ્રહમાં કવિતા હજી કવિની સ્વકીય નથી બની પરંતુ ઈતરા કઈ રીતે મટતી આવે છે એની પ્રબળ પ્રક્રિયા સ્ફુટ છે. 'ઈતરા'માં કવિના પૂર્વ અને પશ્ચિમના બે વારસાઓ પહેલીવાર બરાબર મુકાબલામાં મુકાયા છે. એક બાજુ કાલિદાસ–રવીન્દ્રનાથની પદાવલિ અને બીજી બાજુ પશ્ચિમી ચેતનાસ્પર્શે ખેંચાઈ આવેલાં આધુનિક કલ્પન-પ્રતીકોની શ્રેણી. 'ઈતરા'માં નિબંધકાર–વાર્તાકારનો ઘટનાકસબ અને કવિની નિરૂપણરીતિનો સમન્વય તેમજ કપોલકલ્પિતની ઉપસ્થિતિમાં થતું બાહ્ય વાસ્તવ અને આંતરવાસ્તવનું પ્રાણપ્રદ સંયોજન સક્રિય થયાં છે. પ્રણય અને પ્રકૃતિના અભિન્ન સ્તરે તું અને હુંની ભિન્નતાની તાણ, મરણના સંવેદન

સાથે અતિવિષાદની કવિતા (melo poetry) તરફ ઢળવા સુધી જાય છે ખરી, પરંતુ ૧૮ મી અપૂર્વ અને સંસિદ્ધ 'મૃણાલ' રચનામાં કવિની અંગત સંડોવણીમાંથી ઉગારી લેતો કવિનો બીજો અવાજ (second self) કારગત નીવડ્યો છે 'ઇતરા'ની અન્ય રચનાઓનો પુરુષાર્થ જાણે કે 'મૃણાલ' જેવી રચનાના ઓરણ રૂપે – કાચી સામગ્રી રૂપે – આવ્યો છે. શરૂની પહેલી રચનાના પાંચ ખંડમાં ચુસ્ત પ્રાસબદ્ધ રવીન્દ્રીબાની પરોપજીવી છે પણ બીજી રચનાથી શરૂ થતો અછાંદસ પટ એક તદ્દન નવો વિસ્તાર છે. સમાંતર પંક્તિઓના આવર્તનોને લગભગ અંતમાં સંકેલી લેતો કસબ દાખવતી આ રચનાઓની એકવિધતા પોતીકી છે. પણ આ અછાંદસ રચનાઓને ધારનારું કલ્પનપરક વિધાનોનું ક્યાંક ને ક્યાંક સ્થાપત્ય છે. લાગણી અને પ્રજ્ઞા, તર્ક અને કલ્પન, પરંપરા અને પ્રયોગ, રંગદર્શી સામગ્રી અને આધુનિક સંવેદનો અહીં પાસપાસે ગોઠવાયેલાં છે. એમાંથી પસાર થાય છે વિફલ પ્રેમની પરિસ્થિતિઓની વિવિધ ભાવમુદ્રાની વિશ્રંભવાર્તા. વિશ્રંભવાર્તાની આ રચનાઓ, આપણે આગળ જોયું તેમ, ૧૮ મી મૃણાલરચનાના પ્રાસ્તાવિકો છે 'કોઈ ઘૂંટે છે મરલ/ચન્દ્રના ખરલમાં' (૮ મી રચના) જેવા બિનંગત કલ્પનોનું બળ વધુ નાટ્યાત્મક અંગતતામાં ઘૂંટાઈને પ્રગટે છે. 'તારા શ્વાસના ખરલમાં/કોણ ઘૂટી રહ્યું મરલ!' આ નાટ્યાત્મકતા તું અને હું'ની મનુષ્યોમાંથી પાત્રો બનવાની ક્ષમતા, મૃણાલની તો મિથ સુધી પહોંચવાની પહોંચ, અંગત વિષાદના આવિષ્કારોને બૃહદ વેદનાનો મળતો આધાર, આ દૂરત્વ (distance) મૃણાલ રચનાને ભાષા અને અભિવ્યક્તિના, વિરોધ અને સાતત્યના તેમજ વાસ્તવના ભિન્ન ભિન્ન સ્તરેથી ઊંચકીને સમગ્રપણે સુગ્રથિત કરી સૌંદર્યનિષ્ઠ ભોંય પર મૂકે છે કવિતા તરફના પક્ષપાતથી કવિતાને અન્ય સાહિત્યસ્વરૂપોમાં પ્રસરાવવા ગયેલો કવિ ફરી કવિતાસ્વરૂપ પરત્વે એકાગ્ર બની નિબંધકાર – વાર્તાકારને એકાકાર કરીને આ રચનામાં કવિતાને સ્થાપિત કરે છે. 'ઇતરા'નો આ છેલ્લી રચનામાં ઊઘડેલો દૂરત્વને અને વસ્તુતા-(objectivity)ને લક્ષ્ય કરતો માર્ગ 'તથાપિ'-માં દૃઢપણે ઈશ્વર અને અસ્તિત્વનાં નવાં પરિપ્રેક્ષ્ય દ્વારા બીજા અવાજ(second self)ને જગા આપતો રાજમાર્ગ બન્યો છે. અહીં તું અને હું નો સંવાદ કવિ કરતો નથી પણ બેનો સંવાદ કવિ સાંભળે છે. એક તટસ્થ, અતિસભાન કવિના અન્ય સ્વરૂપની ઉપસ્થિતિથી નાના વિવાદો મોટા વિવાદ સાથે, અંગત વિષાદ (grief) બૃહદ વેદના (tragedy) સાથે સંકળાયેલા છે. હવે કવિતા 'ઇતરા' નથી, સ્વકીયા છે અસ્તિત્વ, ઈશ્વર અને મૃત્યુની સમસ્યાઓને આત્મનિવેદનના પ્રકાશમાં મૂકતી છે. સમય અને સ્થળની અનવરોધ ગતિને બહુપરિમાણી પરિપ્રેક્ષ્યો હાથ ચડ્યાં છે. આ બહુ-પરિમાણી પરિપ્રેક્ષ્યો બહુપરિમાણી ગદ્યથી અભિન્ન છે અહીં બોલચાલની નજીક પહોંચી જતી વાગ્મિતાના અતિરેક વગરની, ક્યારેક તો નિરલંકૃત એવી ગદ્યની ઈમારત પક્વ છે. ચારેય રચનાઓ, 'પાંચ અંકનું નાટક' 'ડુમ્મસ : સમુદ્રદર્શન' 'થાક' 'કોઈકવાર' પરિણત રચનાઓ છે. ઈશ્વર અને અસ્તિત્વની આધુનિક સંવેદના તટસ્થપ્રજ્ઞાની ઐન્દ્રિક અભિ-વ્યક્તિઓમાથી પ્રગટી છે:

'કોઈક વાર અથડાઈ ગયો છું
ઈશ્વર સાથે
ને સાંભળ્યો છે ઈશ્વરને રણકી ઊઠતો'

०

'તમે જે નથી જોયું તે મેં જોયું છે
ભયને અનુભવવાની
મારામાં એક નવી ઇન્દ્રિય ખીલી છે'

०

'રમતમાં ટાંકણીથી કાગળમાં કાણું પાડું છું
તો એકાએક એમાંથી ગ્રહનક્ષત્રહીન
સાત સાત આકાશ ધો ધો વહી જાય છે'

०

'પ્રદક્ષિણા ફરતી પૃથ્વીની ઠેમે ચડીને
હું સહેજ હડસેલાઈ ગયો,
હડસેલાતાં મારામાંથી હું છલકાઈ ગયો.
બહાર રેલાઈ ગયો.'

'પાંચ અંકનું નાટક'માં સર્વસામાન્ય આત્મવૃત્તાન્તની નિરાળી નાટ્યાત્મકતા, 'કુમ્મસ: સમુદ્રદર્શન'માં સમુદ્રને વારંવાર આંતરચેતનાની ભિન્ન ભિન્ન પરિસ્થિતિમાં રૂપાંતરિત કરતું સાક્ષીકર્તૃત્વ, 'થાક'ની ઉદ્‌ગારોમાં પ્રગટતી અથાક તાજગી અને 'કોઈકવાર'માં વિવિધ ભંગીઓ સાથે પુનરાવૃત્ત થતી રિક્તની આસક્તિ – પરિણતિનો આસ્વાદ આપે છે, 'તથાપિ' કવિની વિકાસોન્મુખ ગતિનો અંતિમ પરિપાક છે.

---



---

# દસ કાવ્યો

## રાજેન્દ્ર શાહ

### ૧. લગની

એક અજાણની સોણલામાં લહે લગી,
જોઉં છું ચોગમ જાગી
કેડી દૂરદૂરની
અડધી રાતનું મોઘમ તેડું આવ્યું
વણપ્રીછ્યું મનભાવ્યું
કોણે કંઈ ઓરતા.
મોવરને સૂર નાચતી જોઈ નાગણ.
(એમ) મહુડે મ્હોર્યો ફાગણ
ને હું મ્હેક-બ્હાવરી.
ઘરમાં ગોઠે નહીં, રહ્યું નવ જાતું,
વાયરે કરતી વાતું,
દિશાઓ મોકળી.
લગની લાગી. રાત ભલેને કાળી,
વેગ શકાય ન ખાળી,
આંખ્યું અંજાયલી.

### ૨. સોબત સૂરની

વેગળાંનો યે બોલ ઓરો અંધારે,
વિજન મારગે મારે
છે સોબત સૂરની.
નીંદરમાં લીન ઈતરને કરનારું
વેણુ હો ગભીર તારું
મારાં રોમ રંજતું.
લયની લ્હેરે રમતી આવે ધારા,
પરશે પ્રાણને મારા
જાદુઈ જોમથી.
નાવને ફલક પવન ભરાય જેવું,
જવાય ઊલટ વ્હેવું
સ્હેજે સલુકાઈથી.
સૂરની સાથે સેરવી કેસરગંધે
તેડે મને અનુબંધે
હવે દૂર કેટલે?

### ૩. મૂર્છના

નજીક નજીક આવું ને અવાજ તારો
ઊડે અડે પરબારો,
અજાણ્યો કર્ણને.
ખેંચાય છે ચાપ જેટલું ઝાલ્યું કાને
વેગ છે એટલો બાણે
જવા સંકેતમાં.
વન વટાવી થઈ રહું શિખરિણી,
ઝાકળને જલ ભીની
ઓઢેલી કામળી.
શિખર ઉપર સ્થળ ને સમય જાણે
એક થયાં પરમાણે,
ને બન્નેય આપવું.
લખ નહીં, ના ઓળખું તને મને,
કેવળ આલિંગને
(વાણી નહીં, –મૂર્છના).

### ૪. ચંદનભીની અનામિકા

ઘુંઘટનું, પ્રિય, ખોલતું અંશુક ચીની,
કેસર-ચંદન-ભીની
છે મારી અનામિકા
આપણા ઉરની આરતનો ટહુકાર,–
કિલ્લોલ કુંજ મોઝાર
કરે શુક-સારિકા.
ઢળતાં નેણનું સ્મિત સોહે શરમાળું,
સીમને વ્યોમ નિહાળું
શી સ્વર્ણિમ સંધિકા !
કપોલ પર જો રેલાય ભાલનો રંગ,
આ તે કેવા તવ ઢંગ !
તું બાળ, શૃંગારિકા ?
ઓધરાળું મુખ અધિક કામણગારું,
પ્રાણપીડા ધરનારું,
હે રાધિકા, રાધિકા !

### ૫. કોનો કહું તે મિજાજ

ઘન ગોરંભ નહીં, ઝબૂકી પણ વીજ,
વ્હાલપની હોય બીજ–
મારી આંખમાં વસી.
ભીતર તેજ ને બ્હાર ઓહો અંધારું,
ચારુ ઘણું ય અકારું–
જાગ્યા સમ સોણલે.
કાળજે વેવલ વીળના વ્યગ્ર તરંગ
ફેનીલ ભીંજવે કંઠ
માઝામાં રહી રહી.
અંબરને ઉર ગંભીર એક અવાજ,
કોનો કહું તે મિજાજ ?–
બિંદુમય સિંધુનો ?
કોણ ગયું અહીં ડૂબી પારાવારે ?
કોણ રહેલ કિનારે ?
ભળાય ન ભેદ કૈં ?

### ૬. માધુરી

આપણે એકબીજાને બધુંયે આપ્યું,
ઉરથી ઉર છે ચાંપ્યું.
તું-હું તું-હું વેણથી.
તેહમાં તો એક થાવું અને દોહરાવું,
છાઇ જવું ને છવાવું
ન હોવું હોવું-માં.
આભ મહીં ઘટ, ઘટમાં આભ સમાતું,
એક જ સૂરમાં ગાતું,
દિગન્ત ભરીભરી.
ધવલ તેજની રંગીન રંગીન છાયા,
એકની અનેક માયા,
વિલાસને ઉત્સવ.
ખેલવું આપણે નિત્ય નિરંતર સંગે,
અંગ વડે ને અનંગે
ઝીલંતાં માધુરી.

### ૭. લીલા

બોલવાથી યે ઝાઝું બોલ્યાવિણ બોલું,
લેશ હાલ્યાવિણ ડોલું,
મનોમન મોજથી.
આંખમાં આભનાં આભનાં ઊંડાણ આવે
જોઉં ન તે ય જણાવે,
હળે નહીં પોપચાં.

ગત અનાગત કેવલ આ સંપ્રતિ
નિજથી નિજની રતિ,
લીલામાં વિસ્તરી.
કેટલાં તારાં મારાં છે રૂપ નિરાળાં!
લહર-શાં લટકાળાં –
ક્યાં આદિ, અંત ક્યાં?
આમ જ આપણે ભેળાં હો ભાવાભાવે,
તૃપ્તિ તૃષા ન મિટાવે
એવો રસ માણતાં

## ૮. સ્થિતિ નિત્યની

સઘળે વ્યાપક એ જ તે સ્થિર જણાતું,
બીજું તો જાય તણાતું
ઘડીના વ્હેણમાં.
પાંચમાં એક જ આકાશ એવું જોયું,
સહુને નિજમાં પ્રોયું
–ને ભીતર સર્વની.
કંઠથી નીકળ્યું વેણ, કે આકાશ આખું?
ક્યાંય જણાય ન પાંખું
દિશાઓ ભરી ભરી.
જેટલા શબ્દ એટલાં રૂપ નિરાળાં,
આંખનાં બે અજવાળાં–
આલિંગે પરસ્પર.
લહર-સાગરની જ રતિ, જોઈ જેણે,
અંતર આનંદ એને,
–વહેણ ન, શાશ્વતી.

## ૯. તરંગ તરંગ

એક તંરગની સાથે તરંગ તરંગ,
ઊછળતો શો ઉમંગ!
શમે નિજ અંકમાં.
વ્યોમ ભરી એનો ગુંજરતો ઉદ્ઘોષ,
લેશ જણાય ન શોષ
અખંડિત છંદને.
જોઉં અનંતની તરલ બંધુર સીમા.
નાના ધરી રૂપ ભીમા
ખેલે આપ આપથી.
આ રે હિંદોલને મંગલમય હું દોલું.
દલ પછી દલ ખોલું
પરાગના રાગનાં.
આંખ આગળની ઓસરતી અખિલાઈ,
નાને અમર જણાઈ
જે ઊતરે અંતરે

## ૧૦. સૂરનું ક્રીડન

સૂરનું ક્રીડન આરોહ ને અવરોહે,
રાગિણીને રૂપ સોહે
મનોહર વૈભવે.
છંદ છવાઈ રહેલ ચરાચર વ્યોમે,
બીજ-ઊછાળનાં જોમે
તરંગિત તાલથી.
તેજ-તિમિરની ઝાયના સકલ રંગ,
જેમ લહે અનુષંગ
નિરંતર લાસ્યમાં.
સાતેયનો લહું મંગલ રાસ-વિલાસ
સ્વ-પરની આસપાસ
ભેદાભેદ ભાવને.
મારે ય અંતર લાગતો દારૂણ ઠેલો,
બેળા રમું અલબેલો
બની રહી સ્વાસન.

# સિદ્ધપુરના કબ્રસ્તાનમાં

## યજ્ઞેશ દવે

દારદમામથી દફનાવેલાં મમીઓ,
વાદળ સાથે વાતો કરતાં પિરામિડો અહીંથી દૂર મિસરમાં.
અહીં,
એક કાળે તો ગામની ભાગોળે,
હવે તો લગભગ અહીં આવી પહોંચ્યા ગામ વચાળે
ઠેરઠેર માટી–ધરબ્યાં મુડદાંઓ, કોહવાતી કબરો.

ડાકણ ડોશીઓ જેવી
કાળી ભૂખરી કબરો વચ્ચે
ચૂને ધોળી તાજી સફેદ કબર.
જાણે ભુખાળવા વરુઓની ચુંગાલમાં ભૂલી પડેલી કોઈ ગભરુ સસલી.
કોઈના હૃદયમાં તાજું દુઃખ – લીલું
કબર પર ઢાંકયું કફન તે પણ હજી તો લીલું
એકની લીલાશને લઈ જશે કાળ
બીજીને તડકો.

સુકાતા આ ઘાસમાં રૂંધ્યાં
કેટકેટલા શ્વાસ.

સાંજનો ધૂપ લઈ
આવતી હતી રોજ જે નારી આ કબર પર તેનું માથું ટેકવવા
આજે જેના વંશવેલાનું કયાંય નથી નામનિશાન
તે કોળી હશે અહીં કયાંક ચોમાસુ વેલ બનીને.
ખરખોડી આકડાના ફાટેલા ડોડવામાંથી ઊડતા રેશમી રૂમાં
બોલે કોઈ મૃત શિશુ કાલીઘેલી વાણી.

હું મરેલી માનું જે નારી
તે પાકેલા પીલુના રતૂમડા કીરમજી રંગમાં દેખાય
તેના સ્વાદમાં ચખાય.

ભરવાડનો એક છોકરો
ખરખોડીની કુણી ડોડી કટ દઈ તોડે, ભચડ ભચડ ચાવે,
તેની લિજ્જતમાં પમાય તે નારી.
કોઈ જરાક પિંજરમાં મૂળ ઉતારી પાન ફેલાવી
ઊગી નીકળે
જંગલી નેપાળાનો સુંવાળો છોડ.

મધ્યાહ્ને વરાળ છોડતી ભૂમિની,
ઘાસની, ભેજભરી ઉષ્ણ ગંધમાં પમાય તે બધાં પૂર્વજો.

તપતા પગને માથા પર મૂકી ચાલવા ઇચ્છતી
એક બાવળ વેડતી છોકરી
અટેલે ઝાંખરાની ક્ષીણ છાયાને ચાટતી કબરને ટેકે.
અંતે જેનો કબર સાથે જ નાતો
માંડે તે કબર સાથે જ વાતો.

સાંજવેળાએ
એક કબરનો આખેસી પડછાયો લંબાઈને પહોંચી જાય
બીજી કબરની પીઠ પર.

ઘડીવારમાં
ઘડીભર થાય કે ઓળા બની લંબાતા જતા આ પડછાયાઓ
ઢાંકવા લાગશે શહેરો, સમુદ્રો ને ખંડોને.
તરણુચના રાતા ગાલ જેવું આભ
ઘુંટાઈને કિરમજી, કથ્થાઈ, કાળું થાય.

આખોય દિવસ
પકડી લ્યો, પકડી લ્યો, કરતું તેતરનું એક ગભરુ ટોળું
મૂંગું મૂંગું એક ઝાંખરાંમાંથી બીજા ઝાંખરાંમાં દોડી જાય.
ધીમે ધીમે આકાશનું છાલિયું વસાઈ જાય.

વડવાગોળનું ઝુંડ ફડફડ ફડફડ ઊતરી આવે
આમલીની મેઘૂર ઘટામાં.

માળે બેઠેલાં બેચાર બગલાં તારસ્વરે ચિત્કારે
પછી બધું પડે થાળે.

ચાંચમાં પીલુડીનું ઝાંખરું લઈ
તૃતીયાનો ચન્દ્ર આવે
ને
મૂઢ પૃથ્વી પર આકાશના ઘુમ્મટમાં થાય નક્ષત્રોનું આયોજન
કયું ગૂઢ પ્રયોજન ?

આ કબરો લાગે જાણે
કોઈ વૈશ્વિક યોજનાનું ઉત્સારી કેન્દ્ર.

અધરાતે કોઈ કબર ઓઢી સૂતું
પડખું ફરવા ચહે
પથ્થરનો ભીષણ ભાર સહે.
ઝાંખા અંધકારમાંથી છાનુંછપનું ઝરખ આવે
વરવા પગે મૂંગામૂંગા કબર ફેંદે
ને
પામે બેચાર અસ્થિઓનો ખજાનો
રઘવાઈ ખીજવાઈને
ખુલ્લી ખોપરીના પાત્રમાંથી ચાંદનીનું જળ ઢોળે
મધરાતે કોઈ એકાકી ટિટોડી એકાએક
વફ્તીતી–ની ગુપ્તી કાઢી
કંપાવે કબરમાંના નીતાંત એકાકી અસ્થિઓને.

સંતાડી રાખ્યાં હતાં જેને
ગૌર માંસલ શરીરે,
નરમ બાવડાએ,
એ પૌરુષભરી છાતીએ,
એ બલિષ્ઠ સુદૃઢ કાયાએ,
એ સ્નાયવી જંઘાએ,
એ ભારઝલ્લા ખંભાએ.
એ ઉષ્માસુષ્માભર્યા દેહમાં,

જે દેહમાં દેહી ભૂલ્યો દેહનું જ ભાન.
હળવી ચુંબનમાળામાં દેહીએ ગાયું દેહનું ગાન.
દેહને આધારે જ દેહનું તીરોધાન.
પામ્યા તે અસ્થિઓ
પથ્થરનો ભીષણ ભાર, ભૂમિની ભીતર થીજવી દેતી નિતાંત એકલતા.
ઉત્ક્રાંતિએ ઘાટ ઘડી,
ઘડી ભાંગી ભાંગી ઘડી ઘડયું જે બંધુર રૂપ
તે આમ
લાલપીળા રાખોડી લીરા થઈ
ચામડાના ચીંથરા થઈ કોહવાય છે માટીમા.

ત્યાં પણ થોડે દૂર નદીકાંઠે
સ્મશાનની છાપરી નીચે
ધૂંધવાતા ધુમાડામાં ધુમાય,
તડ તડ તલ સાથે તડતડે,
ઘીની ધારે ધારે ભભૂકે,
ભડભડ લાલ ભડકે બળે,
કલાન્ત રાખોડી રાખ થઈ,
સરસ્વતીના શાંત જળમાં વહે બધાં પૂર્વજો.

આદમકદના આદમીની ગુપ્તચર ગોતે બાતમી.
સોનાની થાળીમાં મૃત્યુની મેખ
કોઈ કરી તો જુએ એમાં મીનમેખ.

ઓ મૃતકો !
હું ન ઓર્ફિયસ
હું ન સાવિત્રી
હું ન ચાહું તમને સદેહે ફરી ફરી.
ધરો કોઈ પણ દેહ,
કોઈ પણ રૂપ,
ધરો દેહ ભલે માટીના કોઈ ભંગુર ઢેફાને ખોળે
ચાહી રહું છું એ જ.

કોણ જાણે ક્યાંથી આવે છે આ પવન
કોનાંય સ્વપ્નો પીને.
ઊંઘો ઊંઘો
ઓ મૃતકો! ઊંઘો તમે અસ્થિની ઊંઘ.
ઊંઘો ઊંઘ પથ્થરની, ઊંઘ જળની.
મધરાતે આ મૃત્યુલોકના એક માનવીની બે આંખમાં નથી ઊંઘ.

પડ્યા છો તમે દૂર
અમારી યંત્રણાથી દૂર
આજે ગુડ્ડીની સ્કૂલ બસ નથી આવી.
આ વરસે વરસાદ વરસશે?
તેલના ભાવ હવે ગગડશે?
ઇન્ડિયા ન્યૂઝીલેન્ડ સામે જીતશે?
અમેરિકા લિબિયા પર ફરી ત્રાટકશે?
ઉર્જાનો ઉકેલ મળશે?
સ્ટારવોર્સ થશે?

એ બધાંથી દૂર,
હે મૃત્યુ!
કોઈક વાર અડધી રાત્રે ઊંઘના સ્તર પછી સ્તર સેરવી
હળવેકથી જગાડી
તો ક્યારેક સરતાં સ્વપ્નોને ખેંચી
હડબડાવીને તેં મને ઊભો રાખ્યો છે
તારા રહસ્યની મોઢામોઢ
જાણે દર્પણની જ સન્મુખ.
વિરૂપ મને જ તાકતો.

તો ક્યારેક રોજિંદી મંત્રણાના ઘટાટોપ વચ્ચે
વીજળીની જેમ ચમકી ગયું છે તું ક્ષણભર
મોઢામાંના મિષ્ટ સ્વાદમાં કુટીલતાથી કટુતા ભેળવી.

સહેજે હસવા ખુલેલા હોઠો વચ્ચે
એક ઉદાસ રેખા સેરવી;

દઢ આલિંગનબદ્ધ દેહ વચ્ચે અફાટ દૂરતાની ખાઈ ખોદી,
કરાવ્યો છે તેં તારો પરિચય.
તો કયારેક અન્યના મરણમાં દેખાડયો છે
તેં તારો પરચો.
કાયાનું મીઠું ઓગાળે તું જળમાં
કે
સ્થળમાં

હે સર્વશક્તિમાન સર્વગ્રાસી
બ્લેકહોલ!
પોષે જે કોઈ સર્વને
શોષે તે તું સર્વને.
ખંડેરો પર ચડી ગાઈ બજાવી હાંસી ઉડાવે તું
સંસ્કૃતિકીટોની.

ઉડાવે તું હાંસી
અમારા માનુષી પ્રેમની.
શેષ શૂન્ય મૂકી કોઈ અકલ નિરાશીથી
ઉડાવે તું છેદ બધાનો.

હે મરણ!
આવે નહીં તું કેમ તે ક્ષણે
કોઈનો નરમ હાથ હાથમાં રાખી
ફરફરતા પવનમાં હળુહળુ પાન બની કોઈ બેઠું હોય તે ક્ષણે!
પગની પાની ભીંજાવાથી જ રોમાંચિત થઈ ઊઠે કોઈ તે ક્ષણે!
વિહ્વળ થઈ ઊઠે કોઈ મુઠ્ઠીભર પારિજાતની ઘેઘૂર ગંધથી તે ક્ષણે!
વેળા-કવેળા આવે તું – દેહધર્મનો દંડ લઈને.

કોઈ જયારે જડાઈ જાય શરીર સાથે
શરીર જરઠ બરડ સજ્જડ જડાઈ જાય કોઈ રોગના ખીલાથી પથારી સાથે
પથારી જડાઈ જાય બારીબારણાં વગરના કાયાગાર સાથે

ત્યારે જ કેમ તું આવે
ને લઈ જાય તું મને અમને તમને
મને-કમને.
પગે સૂતળીબાંધી શેરી વચ્ચેથી કોઈ મરેલું કૂતરું ઢસરડી જાય તેમ!
ચતુર્થીના ચન્દ્રની ખુરપી લઈ કોઈ ખોદો
કોઈ ખોદો આ કબરોને
આ ડાહ્યું મન બબડી ઊઠ્યું હતું એક વાર
હું ન ઓર્ફિયસ.
હું ન સાવિત્રી,
હું ન ચાહું તમને સદેહે ફરી ફરી.
પણ આજે ઝાંખી ચાંદની રાતે
કબર ખંખેરી
ઓળી ઉવેખી, દેહ ધરી ધરી
ઊભા થાવ.
ઊભા થાવ મારાં પૂર્વજો!
આવો
માંડો વાત મારી સાથે,
મારા ખભે તમારો હળવો હાથ મૂકો.
આવો આવો મારાં પૂર્વજો
ભલે લથડાતી ચાલે ચાલો,
પણ ચાલો.
ચાલી નીકળો. આ તરફ,
આ તરફ
—મારી તરફ.

---

## જયન્ત પાઠક કવિતા-પુરસ્કાર

સૂરતનો ૧૯૮૫નો 'જયન્ત પાઠક કવિતા પુરસ્કાર' યજ્ઞેશ દવેના કાવ્યસંગ્રહ "જળની આંખે"ને પ્રાપ્ત થાય છે.

---

# એક ગધાનુભૂતિ

## કિશોરસિંહ સોલંકી

એ તો –
વૃક્ષની ડાળીએ હીંચકો બનાવીને ઝૂલ્યા કરે આમ ને તેમ
કે કુદ્યા કરે ઉપરથી નીચે કે નીચેથી ઉપર
કે વૃક્ષની ડાળી લઈને ઊડતો ઊડતો ખેરવી નાખે પોતાનાં પીંછાંનો ભાર
ને બની જાય વગડાનું પોચું પોચું ઝાકળિયું ઘાસ
કે ઘાસમાં આળોટી પડે નાગોપૂગો થઈને
અથવા તો
પથ્થરિયો ગડગડાટ કરતો વરસી પડે કાળો કાળો મૂશળધાર વરસાદ
અને ધરતીને કરી દે જળબંબાકાર
કે પછી પાણીની નાભિમાંથી પોતે ઊગી નીકળે કાળું કાળું કમળ થઈને
કે ઊગી નીકળે પીળા પીળા આદમનો હાથ
અને જળને બળના કળમાં લઈને ઘૂંટડે ઘૂંટડે ઉતારી દે
કોઈ અંધારિયા ખેતરમાં ને એમાં બનાવી દે ક્યારા......
પછી તો
ક્યારા ખોદીને એમાં રોપી દે માણસો ને પાણી પાયા જ કરે
ને જ્યારે સુકાઈ જાય પાણી એટલે પોતે બની જાય ઘૂઘવતો સાગર
ને પછી પાયા કરે પાણી અધ્ધરથી ટીપે ટીપે...
હદીક સુકાઈ જાય ક્યારા તો
ચીમળાઈ જતા ડાંગરના છોડ જેવાં માણસો તાકી રહે ટગર ટગર
કે પવનમાં લંબાવ્યા કરે હાથ
કે આંખોની પાંપણો હલાવીને યાચ્યા કરે જળ
ત્યારે તે ફેરવી લે પૂંઠ
ને પછી બધું જ બની જાય જળબંબાકાર...
જળ જળ ખારાં દવ જળ....
જળમાં તણાતાં જતાં ખદબદતા કીડા જેવાં માણસો બની જાય ખાર.
ને તે ફરીથી બાંધવા માંડે ક્યારા
ને એમાં ઉગાડવા માંડે ફરીથી ખારાં ખારાં માણસો

ને સળગાવ્યા કરે સૂરજને
એટલે સૂકાઈ જાય ખારાં લીલાં માણસ
ને બની જાય ગંઠાયેલા ગાંગડા-બાંગડા
ને એ સૂડલીમાં ભરીને નીકળી પડે વેચવા
અથવા કરવા માંડે સોદા....
સોદામાં ને સોદામાં બની જાય સોદાગર
પછી તો
એક સમંદરમાંથી બીજામાં ને ત્રીજામાં ને નીકળી જાય
સાત સાત સમંદર પેલે પાર
જ્યાં એકલી-એકલી જીવતી હોય કોઈ રાજકુમારી
ને એની નિષ્પલક આંખોમાં સાત સાત સમંદરની
તરસ-બરસ તડફડતી હોય
એમાં પાણી થઈને રેલાઈ જાય અપરંપાર
પછી હળવેથી બિડાઈ જાય એનાં પોપચાં
ને પોપચાંમાંથી વરસી પડે કાળા કાળા નાગ
કે કાળી કાળી નાગણીઓનો ઝમઝટ વરસાદ....
વરસાદની વડવાઈ પકડીને જોર જોરથી તે ઝૂલવા માંડે
ને ઝૂલતાં ઝૂલતાં ફંગોળાઈ જાય હવામાં
ને પડી જાય નીચે
ત્યારેય
આકાશમાં ઊગેલા શબ્દવૃક્ષની ડાળીએ
હીંચકો તો ઝૂલ્યા જ કરે... ઝૂલ્યા જ કરે...

## ચાલ છોડ

### વિનોદ ગાંધી

ચાલ, જીવ, ચાલ છોડ,
આજ, આજકાલ છોડ.

પામવું જ છે કશુંક?
ગર્વ છોડ, છાલ છોડ.

છોડવું જ હોય તો —
દ્વેષ છોડ, વ્હાલ છોડ.

છેવટે ય મોહ શો?
કફન છોડ, શાલ છોડ.

ચાલવું જ છે હવે?
ગીધડાની ચાલ છોડ.

## એ હું હતો કે?

**મફત ઓઝા**

અમારે
એકાદ હોય બારી
દસ–વીસ સીધાં પગથિયાં ઊતરવા
પછી હોય સડક પાકી......

રાતને આઘી ઠેલવી બાઈ બગાસું
થાય સવાર જો મળે કપ અડધી ચા વાઘબકરી
પછી જ પથારીને ચરણ ફૂટે
છૂટે પાણી નળમાંથી એ પછી –
પલાળી હથેળી ઘસી ત્યાં ચહેરો મળી જતો
હતો ગઈકાલ તે જ છે આ કે પછી એ ય નથી?

સાઠ વૉલ્ટનો સૂર્ય બુઝવવો
બાચો બદન છે એને ય
ઉપર વસ્ત્ર વણેલું મિલનું પહેરાવવું
પછી શ્વાસને હાથમાં ટિફિન આપી
રોજની જેમ નીકળવું

દિશાઓ ભૂંસાઈ ગઈ છે
એટલે સરક્યુલર રૂટની જેમ આખો દિવસ રખડવું
ક્યાંક ચીમની ઉપર ખીલે ફૂલો
ને ઑફિસની બારીએ પડદા પર ક્યારેક
ફલાવરવાઝ ગોઠવાતાં

કદી કદી સાગર છેક પાંપણે સ્પર્શી જતો
એ પછી આ ખરખર ખરતી રેતીનો માણસ હતો.

હતો સંતોષ એક વાતનો –
પાછા વળતાં પડછાયો સંખાતો સાથમાં હતો
ક્યાંથી નીકળ્યો હતો ને ક્યાં હતું જવું?
એનો ય ખ્યાલ સરખો ના રહ્યો

એક સરખી આ બધી ઇમારતો
બારીઓ ય એકસરખી ભાસતી
પગથિયાં પર પગથિયાં ચડતાં જતાં–
બારણે નેઈમ-પ્લેટો લટકતી હતી.
એકે ય એમાંથી મારી ન હતી.

નીચે ઊભી છે ઍમ્બ્યુલન્સ
મારે મારા નગરની લાશ ઊંચકી જવાની હતી
અરે! અચાનક શું થયું આ –
કોણ મને ઊંચકીને લઈ જતું?
એ હું જ હતો
કે હતું મારું નગર?!

## ઋતુલીલાનું પદ

**મણિલાલ હ. પટેલ**

મળવાનું મન સૂરજને પણ કેમ કરીને મળવું?
પર્વત ઝંખે કે યુગોથી મીણ બની ઓગળવું.
લોક કહે કે આંબા મ્હોર્યા ને હું કહું છું માટી,
ડાળે ડાળે તું આવ્ય-ના અવસરનું ઝળહળવું.
ખીણો ખોબા વાળી ઊભી ઝરમર જૂહો પીવા,
જોઈ રહું હું ઝરણું થૈને પ્હાડોનું ખળખળવું.
કૂવો પીને ખેતર ફૂલ્યાં અંધારાં પણ ખોલ્યાં:
ચારે બાજુ અગ્નિ-ફૂલો વચમાં બેસી બળવું.
તણ-કિરણ તુષાર-મઢેલાં કેડી કોની સેંથી?
ગોરજ ટાણે સારસ-ટહુકો પી સૂરજનું ઢળવું.
કુંપળ પત્રો ડાળી થડ ને મૂળ માટીમાં ભળવું,
મારે સાચ્ચું વૃક્ષ બનીને દુઃખ એનું સાંભળવું.
દિવસરાતનાં પૈડાંવાળી જીવતરની આ ઘંટી,
એક હાથમાં ક્ષણનાં દાણા અવર હાથથી દળવું:

## કિશોરને

### મેઘનાદ હ. ભટ્ટ

ટેલિફોન ટેબલ પર જ હોય
ને નંબર જોડવાનું મન ન થાય
તો
વાંક ટેલિફોનનો થોડો જ કઢાય છે, કિશોર?
સ્વ-સંવાદની પણ જ્યારે ઇચ્છા નથી રહી
ત્યારે...
જાતને પણ ન મળી શકાય
એવા એકદંડિયા મહેલના એકાંત ખૂણાના
કાળા ડિબાંગ અંધારામાં
કાયમ માટે ખોવાઈ જવાય તો?
કોઈ "કેમ છો?" પૂછે છે
ત્યારે ડર લાગે છે
કે
પ્રશ્નાર્થચિહ્ન આગળ-પાછળ તો નથી થઈ ગયું ને!
— કિશોર,
કોઈ સમૂહમિલનમાં જાઉં છું
ને કોઈક "કેમ છો?" પૂછે છે
ત્યારે મને
"કેમ છો (હજી)!" એવું જ સંભળાયા કરે છે.
આપણા હોવાની આવી અણગમતી ક્રિયા-પ્રક્રિયા
અનુભવવા કરતાં
આ કાન જ જો બધિર થઈ જાય તો, કિશોર?
એમ તો –
તારા ટેબલ પર પણ ટેલિફોન છે
પણ...
તનેય નંબર જોડવાનું મન થતું નથી,
ખરું ને કિશોર?

## દશ્યાત્મક ગઝલ

### બેન્યાઝ ધ્રોલવી

દૂર ફાનસ, ચૂપ રસ્તો, ટળવળે છે યાદ ઘૂંટી યાદમાં;
એક સન્નાટો અમસ્તો, ટળવળે છે યાદ ઘૂંટી યાદમાં.

દર્પણોનાં ગામ ભાંગી ડાકુ ટોળી નાસી છૂટી સીમમાં;
ત્યાં કણસતો એક ચ્હેરો, ટળવળે છે યાદ ઘૂંટી યાદમાં.

ફીણમોજાં રેતકાંઠો, જાળ અંદર તરફડે છે માછલી;
ખારવાનો એક દરિયો, ટળવળે છે યાદ ઘૂંટી યાદમાં.

ચીસ ચપ્પુ, લાશ ટોળું માણસોની ભીડ જામી ચોકમાં;
કોડનોમાં ખાખી દસ્યો, ટળવળે છે યાદ ઘૂંટી યાદમાં.

ચાડિયાના વેશ પ્હેરી પંખીઓ જાહેર શબ્દો બોલતાં;
ખેતરોની પ્રશ્ન ગઝલો, ટળવળે છે યાદ ઘૂંટી યાદમાં.

## ગઝલ

### સતીશચંદ્ર વ્યાસ

હું ભલે, ચોક્કસ અને સંપૂર્ણ પણ –
અંતનું રૂપાંતરણ તે – 'તું' કરણ.

ઊછળે ઉત્તુંગ પરપોટા સમું –
સંકલિત શ્વાસોનું ખાલી આવરણ.

આંખ બદલે દષ્ટિ થઈ જઈને પછી
ના કશી પણ રાખવાની સાચવણ.

માત્ર તંતુવાદ્ય શા રણકી ઊઠી
દોહરાવે શ્વાસ, તારા સાંભરણ.

એક થઈ જા! આ તફાવત દૂર કર
હું બરફનો પ્હાડ, તું વહેતું ઝરણ.

# વૈશાખી સ્વપ્ન

## દિલીપ જોશી

આંખમાં રંગભીની ગુલાલી ભરી સીમથી ઘર ભણી દશ્ય ઊડ્યું
સાંજ હળવે રહી આવતી પાશમાં ને અગોચર જગે લક્ષ્ય ઊડ્યું..

પાંખ ભીની થતી માત્ર છાયા થકી એમને જળ વિષે હેત સાચું
સાવ કોરું રહી માણશે શું નદી, પાર ક્યાં ઊતર્યું ઠામ કાચું ?
માણવું એટલે તરબતર થઈ જવુ હર દિશા સર કરી સત્ય ઊડ્યું !
સાંજ હળવે રહી આવતી પાશમાં ને અગોચર જગે લક્ષ્ય ઊડ્યું...

કોઈ વૈશાખનું બારણું ખોલતાં ઝાંખશે દૂર વરસાદ જેવું !
દષ્ટિ છે જેમની પાર પાષાણની એમને જળ મળ્યું યાદ જેવું !
આંગણું મ્હેકતી ફૂલદાની હશે, આયખું સ્વપ્નવત્ ભવ્ય ઊડ્યું !
સાંજ હળવે રહી આવતી પાશમાં ને અગોચર જગે લક્ષ્ય ઊડ્યું...

# સૃષ્ટિસૌન્દર્ય

## સુશીલા ઝવેરી

સૂરજ આગળતો ગયો ને સળગી ઊઠ્યું વન
પારા-શો વિખરી રહ્યો તડકો તેવું જ મન.

સૂકાં તણખલાં વેરતો વિચરે સૂરજ રોજ
પૂરવથી પશ્ચિમ વહી કરતો અવનવી ખોજ.

વાંદળમાં ડૂબી જતો નિષ્ક્રિય બનીને છેક
ધરતીને કિરણ ફૂટ્યાં લીલાછમ્મ અનેક.

ઊગીઊગીને આગળે સોનલરસ છલકાય
આગ તણા અંધોળમાં નળિયાં બેઠાં નહાય.

સરવરતટ ઊભેલ વૃક્ષ ઊંધે મસ્તક નહાય
ભર બપોર : તડકાનાં નીર કશાં ડહોળાય.

વર્ષાનો વૈરી સૂરજ દઈ નીર રહે દૂર
ક્રોધ, વાદળી ગાભણી પદાપિત નામંજૂર.

છપરાંઓની છત થકી વર્ષાનું સંગીત
ધમધમ ઝમઝમ સ્વરવે કોઈક અદ્ભુત ગીત.

છત ચૂવે ઘર ભીંજવે પાણી બધે જ છેક.
છિદ્રોથી આ નભ દીસે બિંદુ હીરા અનેક.

– કિરણજાળ ઊડાવી સૂર્ય પૂર્વ-પશ્ચિમ જાય.
માનવ-મત્સ્ય ફસાવવા રોજ કાર્યરત થાય.

# ચાર ગઝલ

## અશોકપુરી ગોસ્વામી

(૧)

ક્યારેક હું વાતાવરણથી પર કરું મને,
બારાખડીની બ્હારનો અક્ષર કરું મને.

અણુચિંતવ્યું; અચાનક; હમણાં ઘડી પછી;
ખુદને પૂછીપૂછીને નિરુત્તર કરું મને.

એવું નથી કે આ સમયને ના જીતી શકું,
ચાહું તો હું હજુ ય પણ લશ્કર કરું મને.

સૌથી વધુ ભીતી મને મારી જ હોય છે,
ક્ષણમાં શરીફ ક્ષણ પછી તસ્કર કરું મને.

પળવારમાં પ્હોંચાય છે શબ્દોના દેશમાં
કો' શઢ ખૂલેલા વ્હાણ-શો તત્પર કરું મને.

(૨)

કેમ લાગે એ જ જગ્યાએ તરસ,
જે જગાને તેં કહેલી કે સરસ ?

કોઈ ભીની આંખમાં હું તરબતર,
આમ તો નહીંતર હતું કોરું વરસ.

મેં મને મૂકી અને ફૂંક્યા કર્યો,
જેમ ગંજેરી સતત ફૂંકે ચરસ !

રણ સતત વધતું જતું આ ઘર મહીં
ઘર મહીં તું કોક વખતે તો વરસ !

ના કદી ફેંકી શકો મનથી કશું,
વ્યર્થ વિધવા દેહથી ફેંકે જણસ !

(૩)

કોઈમાં હું; કોઈ મારામાં ડૂબે,
જેમ ઘર આખું જનારામાં ડૂબે.

સાત સાગર ખૂંદનારો ખારવો,
કેમ વિહ્વળ થૈ કિનારામાં ડૂબે !

તું ભીતર આ ભાર લૈ ફરજે સતત,
જા, સ્મરણની નાવ તારામાં ડૂબે.

ડૂબવાના સુખ વિશે શંકા ન કર,
કૈંક તરનારા અમારામાં ડૂબે.

નાભિમાંથી નીકળેલી આ ગઝલ,
રણ થતા માણસ બિચારામાં ડૂબે.

(૪)

ઉપરનું કવચ તોડવા હું મથું છું;
ગતિ થૈ સ્વયં દોડવા હું મથું છું.

હું વ્હેંચાયલો સેંકડો ટુકડામાં;
ક્રમશઃ મને જોડવા હું મથું છું.

નથી બિંબ ગમતાં એ કારણ સબબ; લ્યો
અરીસા હવે ફોડવા હું મથું છું.

જુઓ ઉષ્ણ આ થાંભલો વેદનાનો
અહીં નાભિમાં ખોડવા હું મથું છું.

રહસ્યો બધાં પામી લીધાં પછીથી,
ભુકાની હવે છોડવા હું મથું છું.

## તારાજી

### પ્રીતિ સેનગુપ્તા

ક્યારેય તું મારા સપનામાં આવ્યો નહીં,
...+ ઇન્દ્ર.
પ્રવેશદ્વારો પર અનિદ્રાનો પહેરો હતો શું?

ધીરે ધીરે જ્ઞાન વધતું જાય છે –
ને સાથે ભય પણ.
ત્યાં વિમાન તૂટી પડયું,
પણે ધરતીકંપ થયો,
ક્યાંક અનરાધાર વરસાદની નિર્દયતા,
ક્યાંક જીવવાનાં કારણોની ઓછપ
ખૂનામરકી, મારામારી, બાથંબથ્થા, ઓલાચાલી

અસંતોષની જીવલેણ બીમારી,
ધીરે ધીરે ભાન ઘટતું જાય છે –
ને સાથે ચેત પણ.
રસ્તાઓનું અટકી જવું,
દિશાઓનું ભટકી જવું.
પ્રાસાદો ખાલી ખાલી,
અસ્તિત્વ સાવ એકલું.

હજી સુધી એક પણ વાર
સપનામાં તું આવ્યો નથી, ...+ ઇન્દ્ર.
જે મહોલ્લાને તું જાણતો હતો
ત્યાં હવે ખંડેર છે.
નવી નવી કાંકરીઓએ ખરી ખરીને
જૂના નકશા તો ક્યારના નાબૂદ કર્યા.
હવે તને કશું જડશે પણ નહીં.

આપણે માટે તો ઘણું મોડું થઈ ગયું,
...+ ઇન્દ્ર.
નવેસરથી બીજે ક્યાંક ઓળખ બાંધ.

જો, પ્રયત્ન કરી જો.

## ગ્રીષ્મની બપોર – કેટલાંક દશ્યો

### લલિત ત્રિવેદી

તડકો પણ રંગીન છે સનગ્લાસ પાછળ,
શુભ્ર શીતળ કારમાં ઘૂમી રહ્યા છે.

લારીનાં પૈડાંના જેવો રોટલો છે,
પગ ઉઘાડા લારીને ઢસડી રહ્યા છે.

ઝૂલતા મઘમઘતા ખસ-પરદાની નીચે,
પરસેવાઓ જળ પરબનાં પી રહ્યા છે.

વીજળીવશ છે અને છે વીજળીવત,
વાત અનુકૂલિત સૌ જીવી રહ્યા છે.

પોતપોતાને સહુ કોઈ અહીંયાં,
છાપું લૈને વીંઝણા ઢોળી રહ્યા છે.

ધખધખતા બહુમાળી પડછાયાની નીચે,
લોક બહુરંગી બરફ ચૂસી રહ્યા છે.

આ વિખૂટાં એકલાં વૃક્ષો બિચારાં,
જ્યાં ઊગ્યાં છે ત્યાં હજી ઊભાં રહ્યાં છે.

## સાંભળું

### કરસનદાસ લુહાર

હરિયાળા દીવડાઓનો અજવાસ સાંભળું,
હું રોમરોમ ફૂટી રહ્યું ઘાસ સાંભળું!

લીલી ક્ષિતિજ થઈ અને વિંટળાઈ વળ મને,
લહલહતી દૂરતાને હવે પાસ સાંભળું!

પંખી અજાણ ચાંચ ઘસીને ઊડી ગયું;
ટહૂકી રહ્યો સળંગ હવે વાંસ સાંભળું.

ઘાસલ ઝરણ મહીં તું માથાબોળ નાહી છે;
હું સદ્યસ્નાત કાયની સુવાસ સાંભળું.



## મૃત્યુ – અનુભતિ

### દીપક ત્રિવેદી 'દીપ'

પીળાં તે વૃક્ષ મને ઘેરશે પછી...?
ઢળતી તે સાંજ મને ખેરશે પછી...?
ઝાંખો પ્રકાશ કશું કહેશે નહીં —
દીવાનું બળવું અવહેલશે પછી...?
આંખોમાં શૂળ બાણ–શય્યા થશે —
પીંછુયે આગજવાળ મેલશે પછી...?
શબ્દોનો ઠાઠ ક્યાંય મળશે નહીં
તડકો યે ચામડી વધેરશે પછી...?
જળબંબાકાર હાથ ડોલતા હશે
'આવજો' અવાજ કો'ક ઠેલશે પછી...?

## ગઝલ

### ભરત પાઠક

જે થાય તે બધું ય ક્યાં કહી શકાય છે?
સાચું કહું? કહેવા જતાં ખોવાઈ જાય છે.

આઘા રહ્યાથી એમ વિરહ થઈ જતો નથી.
ઓરા ગયાથી, કહો, કદી રોવાઈ જાય છે?

એ કોણ? અમે કોણ? તમે કોણ? ને આ કોણ
ઓળખવા કરે છે? અને અટવાઈ જાય છે?

પૂછો, વિચારો, જાણો મથો – કંઈ બને નહીં.
પીઓ ભગતની ચાહ ધરવ તો જ થાય છે.

## જઈ ચડ્યો

### ભરત વિંઝુડા

કાગળ ઉપર હતો ને કવરમાં જઈ ચડ્યો,
જાણે કે ઘર મહીંથી કબરમાં જઈ ચડ્યો.

છે જંગલી પ્રદેશ અને તે અજાણ પણ,
હું ભૂલભૂલમાં જ નગરમાં જઈ ચડ્યો.

બીજાની આંખમાંથી ખસી આયના સમક્ષ,
હું જઈ ચડ્યો તો મારી નજરમાં જઈ ચડ્યો.

રસ્તા ઉપર હું એક દિવસ જઈ ચડ્યો'તો એમ
રસ્તા ઉપરથી નીકળીને ઘરમાં જઈ ચડ્યો.

સંવેદનો સમાપ્ત થયાં તરસનાં અને
પાણી પીધાં પછીની અસરમાં જઈ ચડ્યો.

## ઈવનું ઈશ્વરને સંબોધન

(બંગાળી કવિતા)

કવિતા સિંહા; અનુ.: ચન્દ્રકાન્ત મહેતા

મેં જ પ્રથમ જાણ્યું હતું કે
ઉત્થાનની પીઠ પાછળ અધઃપતન રહેલું છે.
ને જેમ અજવાળું તેમ અંધારુ પણ
તમારું જ સર્જન છે.
એ પણ પહેલવહેલું મેં જ જાણ્યું કે
તમારો નિષેધ અથવા સંમતિ
તુલામાં સમતોલ થઈને જ રહે છે.
મેં જ પ્રથમ જ્ઞાનવૃક્ષને સ્પર્શ્યું હતું.
લાલ સફરજનને બટકું પણ પહેલવહેલું
મેં જ ભર્યું હતું.
મેં જ પ્રથમ અંજીરનાં પાંદડાથી
લજ્જા અને નિર્લજ્જતાના
આકાશપાતાળનો ભેદ સર્જી
દીવાલ ખડી કરી હતી.
મેં જ પ્રથમ
નર્મસુખના દેહના પત્રપુટમાં
દુઃખ ગાળીને ભરીએ
આંસુ ગાળીને ભરીએ
તો તમારું પૂતળું બનાવી શકાય
તે જાણ્યું હતું.
હસતાં રડતાં, તમારું જ મુખ
શિશુના મુખમા મેં પ્રથમ જોયું હતું.
દુઃખમા અને સુખમાં
પુણ્ય તથા પાપમાં
જીવન વીતાવવાનું
મેં જ પહેલવહેલું જાણ્યું હતું.
અસાધારણ
ફક્ત સુખની શોખીનતામાં
સોનાની સાંકળ
મેં જ પ્રથમ તોડી હતી.
આદમ તો તમારી દોરીથી
નાચતો પૂતળું માત્ર હતો;
હું એવી નહોતી
હું જ પ્રથમ
વિદ્રોહિની હતી.
તમારી ધરતીમાં મારા હે પ્રિય કૃતદાસ!
હું જ પ્રથમ વ્રત તોડનારી હતી.
સ્વર્ગપતિત, નિર્વાસિત
મેં જ પ્રથમ જાણ્યુ હતું
સ્વર્ગેતર માનવજીવન જીવતાં.

## WELCOME

અનુ જયન્ત પરમાર

તો એક ગીધ ઊડ્યુ
પૂર્વ અને પશ્ચિમમાં
ચારે દિશાઓમાં જઈને
એકેક મિત્રને
તેણે કાલે સવારે જમવા માટે આમંત્રણ આપ્યું
અને પછી સાંજે
શહેરમા આવીને આરામથી સૂઈ ગયું!

સવારે મહેમાનો આવ્યા ત્યારે તેમના માટે
શહેરની સૂની સડકો પર લાશો પીરસી હતી!
અને ગીધ ચોકમા
આવેલા મહેમાનોને
બન્ને પાંખ પહોળી કરીને
welcome કહી રહ્યુ હતું!!

(મોહમ્મદ અલ્વીના કવિતાસંગ્રહ 'તીસરી કિતાબ'માંથી)

# Do not believe it

( Vassilis Vitsaxis )

અનુ. : પ્રફુલ્લ રાવલ

Do not believe it
If you're told
That stars
Shines golden in the night

Do not believe it
If you're told
That ships
Yearn after harbour light

Do not believe it
If you're told
That birds
Chirp gaily in the wood

Do not believe it
If you're told
That snow
Is winter's angelhood

Do not believe it
If you're told
That grass
Is waked by morning

But do believe it
If you're told
That I love you

જો તમને કહેવામાં આવે
કે તારાઓ
રાત્રે સોનેરી પ્રકાશે છે
તો માનશો નહીં

જો તમને કહેવામાં આવે
કે વહાણોને
દીવાદાંડીના પ્રકાશની ઉત્કટ ઇચ્છા છે
તો માનશો નહીં

જો તમને કહેવામાં આવે
કે પક્ષીઓ
વનમાં આનંદથી ચીંચકાર કરે છે
તો માનશો નહીં

જો તમને કહેવામાં આવે
કે બરફ
શિયાળાનો દેવદૂત છે
તો માનશો નહીં

જો તમને કહેવામાં આવે
કે ઘાસ
સવારની ઝાકળથી જાગે છે
તો માનશો નહીં

પરન્તુ જો તમને કહેવામાં આવે
કે હું તમને ચાહું છું
તો જરૂર માનજો.

## જેસલમેર

મરુથલે મોતીમઢ્યું આ નગર,
એને ટોડલે મોર અને ભીંતે ફરે હાથી,
ઝરુખે ઝરુખે પથ્થરનું હીરભરત.
બારીએ બારીએ ઝુકી તરવારોનાં તોરણ
સાંજના અજવાળે ભીંતો નારંગી ચૂંદડીની જેમ ફરફરે,
બારણે લોઢાના કડે
આઠ પેઢીના હાથનો ઘસરકો.
ફળિયે ફરે બેચાર બકરાં શ્યામ
ડેલી બા'ર હુંકાર દે કામઢું ઊંટ.

વચલી વંડીએ સુકાય રાતાં ચીર
અંદરને ઓરડે ફુગાઈ ગયેલા અંધારે
ફરફરે ઢીલી વાટ.
લાલચટક ચૂલાની ઝાળ અને ચૂંદડીના અજવાળે
રોટલા ટીપતી સોનેરી કન્યા.

[ 'અથવા' કાવ્યસંગ્રહમાંથી ]

ગુલામ મહોમ્મદ શેખ

### ચિત્ર-કાવ્ય

આવો ! આપણે એક સુંદર ચિત્ર નિહાળીએ. તે છે જેસલમેરનું : રાજસ્થાનનું, મારવાડના રણ-પ્રદેશની પાસે આવેલું, એ નગર છે. કવિ તેથી જ તેને 'જેસલમેરનાં સ્વપ્ન' નામના એક અન્ય કાવ્યમાં 'રણનગરી' તરીકે ઓળખે છે. તે સૂકા, બળબળતા રણની સમીપ છે છતાં શિલ્પસ્થાપત્યની નમણી કરામતથી તથા રંગીની સુંદરતાથી સમૃદ્ધ : રૂપેરંગે રોનકદાર. એવું તો સોહામણું કે મોતીથી મઢેલું.

કોણ છે એના ચિત્રકાર? એ છે સારા એવા ચિત્રકાર, અને સરસ એવા કવિ. નામે ગુલામ મોહમ્મદ શેખ. તેમણે આ વિષયના કેટલાંક અન્ય ચિત્રકાવ્યો પણ રચ્યાં છે, 'અથવા' નામના કાવ્ય-

સંગ્રહમાં 'જેસલમેર' નામે આખો કાવ્યગુચ્છ છે. તેમાંનું આ પ્રથમ કાવ્ય છે. કુલ ૭ કાવ્યોનો આ ગુચ્છ છે. સાતમું 'જેસલમેરનાં સ્વપ્ન'ને પણ ગણાવી શકાય. કવિ અને ચિત્રકાર, બન્ને સ્વરૂપે તે અદ્યતન મિજાજના કલાકાર છે. તેઓ કાવ્યમાં ચિત્રો આળખીને, તેમની કવિતાને અનેરી ઝલક, અનેરો ઉઠાવ પ્રેરે છે. કવિ તરીકે તે તેમની વિશિષ્ટતા છે.

અહીં જ્યારે આ કાવ્યને હું ચિત્રકાવ્ય તરીકે ઓળખાવું છું, ત્યારે મારા મનમાં રૂઢ અર્થથી અલગ એક જુદો જ અર્થ છે. જૂના સમયમાં ચિત્ર-કાવ્યમાં કવિ દલપતરામ વ. કવિઓ વ્રજ કવિતાની અસરને કારણે, કાવ્યને એક પ્રકારની ચિત્રની બાહ્ય આકૃતિમાં ગોઠવીને રચતા; દા. ત., નાગપ્રબંધ, સ્વસ્તિકપ્રબંધ વગેરે. એ પ્રમાણે નાગ વ.ની આકૃતિમાં, કહો કે બીબામાં કાવ્યનું છંદોબદ્ધ આયોજન થતું. શબ્દોને તે મુજબ ઢાળવામાં આવતા. આ જાતની કૃતિમાં શાબ્દિક ચમત્કારથી કશું વિશેષ હોતું નથી. આ કારણે, તે તે આકૃતિમાં શબ્દોની કૃત્રિમ ગોઠવણી યાંત્રિક (mechanical) અને તાલમેલિયા બની જતી.

જ્યારે અહીં ? આપણે જે કૃતિ જોવા માંડી છે, તેની રજૂઆત એક અખંડ ચિત્રરૂપે છે. સાદ્યંત, કાવ્યની જરેજર વીગત એ ચિત્રને અખંડ કરવા, ને અનેરો અર્થ પ્રેરવા આવે છે. ખરી રીતે આ કાવ્યકૃતિ એકત્ર વીગતોવાળું કવિનું સભાન ચિત્ર-સંયોજન (composition) છે. અને તે, અન્ય કવિઓની તુલનાએ આ કવિની ખાસખાસ લાક્ષણિકતા છે. એ દૃષ્ટિએ એકેએક પંક્તિ સમગ્ર ચિત્રની વીગત બનવા આવે છે. ચિત્રકાવ્યની સામગ્રી બની રહે છે.

એ કેવી રીતે, તે જોઈએ. કવિતા પોતે એક કલ્પના પ્રેરેલી કલા છે. તેવી જ કલ્પનાજન્ય અન્ય કલાઓ, તે ચિત્ર, સંગીત, શિલ્પ અને સ્થાપત્યની છે. એ દૃષ્ટિએ કવિતા અને અન્ય કલાઓ, સહિયરો છે. નવાઈની વાત તો એ છે કે આમાંની પ્રત્યેક કલા કોઈ અનેરી હિકમતથી, જરૂર હોય ત્યારે આ બધી કલાઓની મદદે સહિયારું સર્જન કરી શકે છે. અને એથી ઉત્તમ પરિણામ નીપજાવી શકે છે.

તે પ્રમાણે કવિતાકલા કોઈ કરામત વડે ચિત્ર, સંગીત તેમજ શિલ્પસ્થાપત્યનો સહયોગ મેળવે છે. આપણા કાવ્યનું જ ઉદાહરણ લોને! કવિ એક પછી એક પદાર્થ કે પાત્રનું એકાદબે લસરકે વર્ણન કરીને, સમગ્ર ચિત્રની પૂરણી કરે છે, તે બીજું શું છે? ચિત્રકલાનો જ કસબને! તેથી હૂબહૂ વાતા-વરણવાળું ચિત્ર નીપજી આવે છે. આ જ છે, ચિત્રકારકવિની, રુચિર ખાસિયત; બસ. તે અર્થમાં જ હું તેને ચિત્રકાવ્ય કહું છું, કોઈ બીજા અર્થમાં નહિ.

એ મુજબ કવિતા, યોગ્ય શબ્દો અને વર્ણો—અક્ષરોની પસંદગી કરીને તેવા વર્ણોનું સંવાદમય સંગીત પણ નીપજાવી શકે છે. દા. ત., 'બારીએ બારીએ બુટ્ટી'માં 'બ' અને 'ર' વર્ણનું પુનરાવર્તન, કે પછી 'તરવારોનાં તોરણ'માંનું 'ત, ર' વર્ણનું પુનરાવર્તન, ધ્યાન ખેંચી વર્ણસંવાદના સંગીતમય સંસ્કાર આપણા ચિત્ત પર પાડે છે: તો,

'કેસી બા'ર કૂહેકાર દે કામઠું ઊંટ'

આ પંક્તિમાં મૂર્ધન્ય વર્ગના વિવિધ વર્ણોનું ઉચ્ચારમાધુર્ય રહેલું છે: જેમાં પણ સંગીતકલાનો સંવાદ(harmony)નો સિદ્ધાંત અસરકારક

બનતો જણાય છે. વર્ણસગાઈ, પ્રાસ, અનુપ્રાસ, યમક વગેરે વર્ણાલંકારો, શબ્દસંગીત પ્રગટ કરે છે. તો કાવ્યમાં ' રોટલાં ટીપતી સોનેરી કન્યા 'ને ચિત્ર જ કહીશું ને ? તો વળી, કાન્તના ખંડકાવ્ય જેવી કોઈ કલાત્મક સરીગત કાવ્યરચનાનો સહદેવ કે પાંડુ શિલ્પરચના જેટલા શું ઉઠાવદાર દૃશ્ય નથી નીપજાવતા ? વળી ખંડકાવ્ય જેવી સંકુલ કાવ્યરચના હોવાને કારણે, કૃતિનાં અંગોપાંગોની માવજત થતાં તેની સમપ્રમાણતા (symmetry) સાધી શકાય છે ને ! જેની પાછળ સ્થાપત્યકલાનો સિદ્ધાંત રહેલો છે. આ દૃષ્ટિએ, હું એ તમામ કલ્પનાશીલ કલાઓ પરસ્પર સંબંધી છે, એમ કહું છું. એ દૃષ્ટિબિન્દુથી ' જેસલમેર ' એક સુરેખ ચિત્રકાવ્ય છે. એક કાવ્યકૃતિ કેવી ખૂબીથી ભાવસભર ચિત્રસૃષ્ટિ નીપજાવી શકે, તેનું એ હૃદ્ય ઉદાહરણ છે.

તો હવે આપણે એ કાવ્યમાંના ચિત્રનું રેખાંકન જોઈ લઈએ : તે પછી તેની જે કાવ્યાત્મક ભાવમયતા છે, તેની રંગપૂરણી માણીશું. ચાલો ! આપણે કવિની ' આંખે દેખા હાલ ' વડે, તેના ચિત્ર પર નજર નાખીએ.

ગત યુગની જાહોજલાલીસભર્યું આ જેસલમેર છે. તેનાં મધ્યકાલીન રીતિનાં હારબંધ ઘરો, આપણા દેશનાં ઘરોની બાંધણીનાં છે. બહારથી સાંકડાં, પણ છેક અંદરના ઊંડાણ સુધી વિસ્તરેલાં. એથી ઊંડાણ-ભાગે અંધારિયાં પણ ખરાં. વળી તેમની ઘરઆંગણાંની રોનક ? ઘરને ટોડલે–બારસાખને ઉભલે છેડે, ચીતરેલો મોર છે : અને બહારની દીવાલ ઉપર હાથીની ચિત્રાકૃતિ છે. પ્રત્યેક ઘરને કલાત્મક ઝરૂખો છે : સોહન એની નકશીદાર કોતરણી છે. પ્રત્યેક ઘરથી પસાર થતાં, તેની બારીએબારીએ ગતયુગીન તલવારનું શસ્ત્ર શણગાર તરીકે દેખાય છે.

આ ઘરોની પીળેલી ભીંત પર ગોરજ વેળાની રતુંબડી આભાની ઝાંય દીપી રહે છે. ત્યાં તો, કોઈ ઘરના બારણે લાગેલા કડા ઉપર આપણી નજર જાય છે. અરે ! એ કડાનો ચળકાટ ! હોય જ ને ! તેના પર કેટલીયે–આઠઆઠ પેઢીના માનવીઓના હાથ લાગીલાગીને ઘસાવાથી તે ચળકારા મારી રહ્યું છે, જેથી તેના પર કાટ જમા થયો નથી. ઘરના ફળિયામાં ૨–૪ શ્યામ બકરાં ચરતાંફરતાં ભળાય છે, જે કવિ નર્મદનું ' સાંજની શોભા 'ના ગીતમાં આવતા બકરાંના ચિત્રવર્ણનનું સ્મરણ કરાવે છે. તો ઘરની ડેલીની બહાર, પેલી બહારની મેર, આ પ્રદેશનો જીવનવ્યવહાર મુખ્યત્વે જેના વડે ચાલી રહ્યો છે, તે ઊંટ દેખા દે છે. રણનું એ વાહન છે : માટે તેને ' રેતીનું વહાણ ' પણ કહેવામાં આવે છે. એવું ઊંટ કામગીરી બજાવવા માટે ઉદ્યમી બનીને તૈયાર છે, તે તેના અવાજથી સમજાય છે.

હવે ભળાય છે ઘરનો અંતરંગ વિભાગ કયો ! ઘરની વચાળે અંદર જતાં, દીસે છે ચોક : ચોકને લાગેલી છે ફરતી વંડીની નીચી દીવાલ. જ્યાં મલાજા-પૂર્વક સુકાય છે વહુવારુનાં રાતાં ગવન, રાતાં ચીર. પણ ખુલ્લા, અજવાળાભર્યા ચોક પછી ? અંદરને ઓરડે જતાં, ઘેરું–ઊંડું ભેજભર્યું અંધારું ! આંધળું અંધારું ! કંઈ કેટકેટલા કાળનું વાસી ! ફૂગાયેલ ! જડ થઈને જામી ગયેલું. જતાંઆવતાં ધીરથી સાચવીને ડગ ભરવા પડે તેવું.

પણ તે પછી આવે છે દેવતાના ઉજાશવાળું રાંધણિયું. એ રીતે, એ સમયના ઘરની સ્થાનિક

રચના (topography) અહીં સૂચિત બની. જો કે ક્યારેક રાંધણિયું ઘરના આગલા ભાગમાં પણ ન હોય, એવું નહિ! ચિત્રકારે અહીં ઘરનું ડેલું, ફળિયું, રોડલો, ઝરુખો, બારી તથા બારણાનું કડું, વચલી વંડીવાળો ચોક, અંદરનો ઓરડો ને રાંધણિયું – એટલાં આપણી ઘરબાંધણીનાં અંગઉપાંગોનું રેખાંકન પરોક્ષ રીતે ધરી દીધું. કવિની આંગળી ઝાલીને આપણે એ તમામ જગ્યાએ ફર્યા.

તે પછી આવે છે આ ચિત્રની પીઠિકા ઉપરનું એક પરમ ચિત્ર: અને તે જ સાચું ચિત્ર. તે છે રાંધણિયામાં રોટલા ઘડતી સોનકન્યાનું! કેવીક છે તે? બળતાં લાકડાંના ચૂલાની લાલચોળ ઝાળ: અને એવી જ લાલચટક ઓઢેલી ચૂંદડીના રતુંબડા રંગની છાયા: આ બન્નેનાં પ્રતિબિંબ જેના વદન પર વિલસી રહ્યાં છે, એવી તપ્તકાંચનવર્ણી – સોનલવર્ણી તે કન્યા છે.

આ છે ચિત્રકારનું ચિત્રસંયોજન, કવિચિત્રકારની અદાવાળું જેસલમેર. ઓહોહો! એની રંગસૃષ્ટિ! રંગતભરી! કવિએ પૂરેલા ભાવરંગોની તો પછી, એટલે કે હવે કરીશું વાત. પણ ચિત્રકારના પદાર્થોનું રેખાંકન, જે રંગોની રચના અને મિલાવટ સાધે છે, તે જોવા જેવાં છે. તેમણે કેટકેટલા રંગોનો મેળો ભર્યો છે! અને તે ય પરસ્પરમાં ભળીમળી જાય તેવી મિલાવટનો તેમાં સંવાદ (harmony) છે। જે, તે સ્થળના વાતાવરણનો સંવાદ સાધે છે.

આ રંગસૃષ્ટિનો મૂળભૂત રંગ કયો છે? મરુભૂમિનો! રેતીરંગ્યો! એટલે કે ઊંટનો! એટલે કે બદામી રંગની આછી ઝાંયવાળો શ્વેત. કહો કે off-white! જેવો રેતીનો રંગ, તેને મળતો આવતો ઊંટનો રંગ.

હવે આ રેતી રંગની પીઠિકા ઉપર, વિરોધ રંગથી સંવાદ સાધતો છે કાળો રંગ, અંદરના ઓરડાનો અંધકાર ગહરાઈભર્યો શ્યામ છે: ને સાથે નીલવર્ણો મોર, ઘેરા ભૂખરા રંગનો હાથી અને ચકચકતાં શ્યામ રંગનાં બકરાં; એ એક પ્રકારની રંગરચના છે; તો બીજા પ્રકારની રંગરચના પણ છે વાસંતી વૈભવી સૃષ્ટિની, જે શ્યામ રંગ જોડે દીપી ઊઠે છે. આ ખુલ્લો બદામી રંગ રેતી અને ઊંટનો છે, વળી રાજસ્થાની તેવા રંગના પથ્થરોના ચણેલ ઝરુખાનો છે. તેની સાથે સાહચર્યનો સાધર્મ્ય સાધતો અન્ય રંગપરિવાર માણવા જેવો છે: ગોરજ વેળાનો નારંગી-કેશરી રંગ, સૂકાતાં રાતાં ચીર, રાતીચોળ ચૂલાની ઝાળ, લાલચટક ચૂંદડી, તો તપાવેલા સોનાના રક્તિમ કાંતિવાળી સોનબાઈ! તે તે પદાર્થ ને પાત્રની રંગઝીલણી રંગીન કહેતાં romantic છે. જે તે સ્થળની મધ્યકાલીનતાનું લક્ષણ છે. ધોળેલી ભીંતોની ધવલતા પણ જાનપદી અને ગ્રામસૃષ્ટિનો ખ્યાલ કરાવે છે: અને તે ધવલતા અન્યના તમામ રંગોને ઉઠાવ આપે છે. આ રંગમિલાવટ મરુભૂમિની સોડે ઊગેલા જેસલમેરનું પ્રાણધબકતું વાતાવરણ સરજી આપે છે. એટલું તાદૃશ કે આપણે માટે એ ચિત્ર અહીં સાક્ષાત ખડું છે!

જો જેસલમેર ચિત્રનો આ રંગવૈભવ છે, તો તેના રેખાંકનના વળાંકો-મરોડો યે મનભર છે! જુઓ મોર, હાથી, બકરાં અને ઊંટ જેવાં પ્રાણીની દેહાકૃતિના વિવિધ વળાંકો; તેનો ઉલ્લેખ કરતાં જ સાંભરી આવે છે પેલું બારણાનું ચકચકતું ગોળ કડું! જાણે એ કડાના નાનકડા વર્તુલમાં, તે સર્વ વળાંકો સમાઈ જાય છે. ઝરુખાની કોતરણી તેમજ

મળી તરવારનો વળાંક પણ દર્શનીય છે. તે સર્વની પર અને સર્વથી વિશેષ, રૂપસુંદર કન્યાના આકાર-ઘડવનો મધુર સંસ્કાર સૂચક બને છે.

આ છે કવિ-ચિત્રકારની અદાવાળુ રંગરેખાસભર પત્ર પણ ભાવસૂચક જે કવિકસબ છે, તે તો આ રેખાથી યે અદકેરો સુંદર છે કાવ્યકલાએ તે ધેં કામે લગાડેલો કસબ કામયાબ નીવડ્યો છે ના રૂપકઉપમાના કલ્પનો, એના સ્મૃતિજન્મેલા હચર્યો ( associations ), એના સજીવારોપણો, ની ખાસ ભાનીરૂપ વિશેષણો, અને ક્રિયાપદો વગેરે જન્મતુ ભાષાકર્મ, તે તમામ સ્પંદનસભર છે. વિની એ ઝીણવટભરી સૂચક અભિવ્યક્તિ તાજગી ભર છે એકેએક આપણે અ સ્વાદીએ.

હવે પાછા આવો એ ચિત્રની વીગતેવીગત ાન દઈને કવિની દૃષ્ટિએ વિલોકીએ. કાવ્ય ઉઘાડ કેવો કુતૂહલજનક છે! મરુસ્થલથી રેતના ખુરકી સ્કારો અને 'મોતી'નુ જલસાહચર્ય, એકસાથે રોધી ઘન ની ખૂણીના સૂચક છે. કવિએ 'મોતી-ડ્યુ' કહીને રણસંસ્કૃતિના ઝીણા ભરતકામ તેમજ રૂપની ઝીણવટને સૂચવી દીધા છે. ઘરનુ આંગણુ' જુઓને! એની રોનક કેવી રંગદાર છે! કારણ, ને ટોડલે છે મોર ને ભીતે ફરી રહ્યો છે હાથી. ત જેવો જ બારે ને અડીખમ! હુ પૃછુ? રેખર શુ જીવતો મોર ટોડલે અને હાથી ભીતે તા કળાય છે ખરા? કારણ, 'ફરે' એ જીવનનો મ છે ત્યારે તેનો ખુલાસો શો? અહી તે બે ય વંત હોય ખરા, અને ન યે હોય! પણ કવિ પોતે ચત્રકાર છે એટલે ચિત્રિત મોર અને હાથી પર મનુ સહજ ધ્યાન અને નજર કેમ ન જાય? અને એથી જ એમને કલ્પનાબળે અને સંવેદન વડે એ સાચકલા હરતાફરતા પણ કેમ ન લાગે!

પણ કવિ, એ નગરથી પરિચિત છે. તેને પોતાના ઘટમા ઘોળ્યુ છે, જે બીના, તેમના એ વિષયગુચ્છના કાવ્યો કહી આપે છે તેઓ ખુદ આ નગરમા તેમજ તેની આસપાસના પ્રદેશમા, તેમજ ત્યાની કુદરતને ખોળે ખેલતા ફર્યા પણ હશે જ ને? સહજપણે તે પ્રદેશ માટે પ્રચલિત હાથી ને મોર તેમણે ભાળ્યા હશે જ ને? વળી શેરીઓમાથી પસાર થતા હાથી ઓ ભીતની લગોલગ કે ઘસાઈને ચાલતા તેમણે જોયા હશે જ ને? તેની છાયા, ભીતે જ જાણે ફરતા હોય, તેવો કલાનો રમ્ય અત્યુક્તિભર્યો આભાસ પણ તેમની કાવ્યચેતનાએ ઝીલ્યો હશે જ ને? ચિત્તના આ સંસ્કારે એવો તો સાહચર્ય (associa-tion)નો જાદુ જમાવ્યો, કે એ મોર ને એ હાથી અહી કેન્દ્રિત બની સાક્ષાત થવાનો ચમત્કાર શક્ય બન્યો હોય. ઘરઆંગણાના આ ચિત્રશણગારને કવિ અનેરી રીતે સજીવારોપણથી પ્રાણવંત કરી દે છે

'ઝરૂખે ઝરૂખે પથ્થરનુ હીરભરત
બારીએ બારીએ ઝુકી તરવારોના તોરણ'

સામાન્યપણે ઘરોને આંગણે આ પ્રકારનુ છે ચિતરામણ તો બીજી કવિત્વભરી વિશિષ્ટતા છે, સુંદર નકશીદાર ઝરૂખની કોતરણીની અહી બને પંક્તિના આદિ પદો દોહરાવેલા છે, તે જોયુ હશે 'ઝરૂખે ઝરૂખે', 'બારીએ બારીએ'. આ બેવડાવેલા પદોથી ત્યાના ઘરઘરોનુ સામાન્ય લક્ષણ કવિ નોંધે છે, પણ એ ઝરૂખા ય કેવા? નકશીદાર જાળીની ઝીણવટભરી નજાકતવાળા! જેણે હીરભરતની નાજુક મુલાયમતા ધારણ કરી છે, છતા સુરેખ છે. ઝરૂખાનો

કમાનો, તોરણો વ.ની કોતરણીઓ પથ્થરમાંથી કોરેલી છતાં એની નમણાશ અને કુમાશ સૂચવાય છે. અહીં જડ, સખત પત્થરની રુક્ષતા કે બરછટપણું નથી: તે ઓગળી ગયાં છે. ને કલાનું માર્દવ અહીં કામણગારું બની આવ્યું છે. કવિએ ગુચ્છની બીજી કૃતિમાં ઉઠાવદાર ઝરુખાને 'ઊંટની ડોક જેવા ઘડ્યા ઝરુખા' કહીને, તે પ્રદેશના વાતાવરણને પોષ્યું છે.

આ નગર આપણે જાણ્યું તેમ મધ્યકાલનું, રાજસ્થાનનું છે. સહજપણે ત્યાં ભૂતકાળમાં રજપૂત રાજવીના શૌર્યનાં ખાંડાંના ખેલ ખેલાણા હશે. પણ આજે? આજે એ ગતયુગીન તરવાર પ્રભાહીન સ્મૃતિ-ચિહ્નરૂપે ત્યાંનાં ઘરોની બારીએ બારીએ શોભા પૂરતી ઝૂલતી જણાય છે, કારણ કે એ શૌર્ય હવે નામશેષ છે: શૌર્યનું એ પ્રતીક હવે વર્ણવાપર્યં બુઠ્ઠું બનેલ છે.

તો આ ઘરની ધોળેલી ભીંતો? તેના પર ગોરજવેળાનો ગેરુઓ કે હિંગળોકિયો – જેને કવિએ નારંગી કહ્યો છે તેવા કોઈ રંગના પડછાયાનો રક્તિમ પ્રકાશ સ્વપ્નિલ સૌંદર્ય ધારણ કરીને, કવિની દૃષ્ટિને 'ચુંદડીની જેમ ફરફરે' તેવો જણાય છે. એક નાનીશી ભાષાકર્મની વીગત અહીં નોંધવી જોઈએ: કવિચિત્રકારની પીંછી અહીં એવી હળવાશથી ફરે છે કે અહીં, ફરી રહ્યા છે એવા ક્રિયાપદને બદલે, 'ફરે છે' કે 'ફરફરે છે' એવા સંયુક્ત સાદાં ક્રિયાપદને મૂકીને, વિશેષ સંયુક્ત ક્રિયાપદનું વજન એમણે વેગળું કર્યું છે: એમ બે વેળા 'ફરે' તેમજ બે વેળા 'ફરફરે' તેમજ 'ડૂહેકાર દે' જેવા સાદાં ક્રિયાપદો જ ખપમાં લીધાં છે; જે ક્રિયાની સહજ સતતતાને ઉપસાવી આપે છે. એથી જ કદાચ, આ કૃતિનાં પદોમાં આવતો 'એ' સ્વર સવિશેષ અર્થ ચિત્રનિર્દેશક બની રહે છે.

કવિએ ધોળેલી ભીંતના રક્તિમ પ્રકાશ આટલો ભભકદાર કેમ બતાવ્યો? કારણ, જેસલમેરનું ભૌગોલિક સ્થાનનું વાતાવરણ! આત્યંતિક આબોહવાને કારણે અમુક ઋતુમાં મધ્યાહ્ન જેટલી પ્રખરતાથી તપે તેટલો સાંધ્યરંગ પૂરબહારમાં એનો ભપ દાખવી રહે. તે દૃષ્ટિબિંદુથી કવિએ આ ગુચ્છ એક અન્ય કાવ્યમાં શિશુસહજ સુંદર તરંગવાળ કલ્પનનો ઉન્મેશ ધર્યો છે, તે માણવા જેવો છે:

'સૂરજનો સોનેરી કટકો વાટી
ઘૂંટયો કેસરિયો રંગ.'

અત્રે, કવિની ભાવાર્દ્ર દૃષ્ટિને, ભીંતો રંગથી સુંવાળ અને સ્ફૂર્તિલી, તો ઝરુખાના પથ્થરની કોતરણી ક જેવી મુલાયમ જણાઈ છે. કાવ્યની બીજી પંક્તિ જેમ અહીં રંગ અને ગતિ, સોનામાં સુગંધની જે ભળીને આહ્લાદક નીવડી છે.

એક બીજી બાબત. પ્રશ્ન થાય કે કવિને ભીંતની રંગીનીને નારંગી ચુંદડીની આભા ઓઢા વાનું કેમ મન થયું! ભઈ? આ તો છે, રાજસ્થાન રમણીના ભભકદાર અને શાહી રંગીન વસ્ત્રો ઉત્સવિયો પ્રદેશ! ત્યાંની સ્ત્રીઓનું ખાસ ઓઢણ તે લહેરાતી ચૂંદડી! તેના ગુલાબી, લાલ, પીળ કેશરી, બદામી વગેરે રંગોમાં ફાગણની હોળીનો છ નિહાળ્યો છે? ત્યાંની નારીના પહેરવેશનો એ વાસં વૈભવ અહીં સહચારી ભાવે પ્રતિબિંબિત થતો કવિ નજરે ન પડે તો જ નવાઈ! આમ, જેસલમેર આલેખન કરતાં, કેટલાય પદાર્થોને કવિસ્મૃતિ સાહચર્ય ના સંબંધે સાક્ષાત કરી શકે છે, તે એમનું ખા

કલાઆયોજન છે. કૃતિમાંના મોર, હાથી, તરવાર, સુંદડી, લોઢાનું કડું વ. પદાર્થો આ સાહચર્યની સ્મૃતિલીલાના ઇંગિતો છે. એથી જ તો કવિ,

'બારણે લોઢાના કડે
આડ પેઢીના હાથનો ઘસરકો'

આ નાનાશા કડાને નિરૂપીને, ડેવડો મોટો ભૂતકાળ સાહચર્યના ઈલમે નજર સમક્ષ ધરી દે છે! અને તે છે, આ નાના 'લોઢાના કડે' કરેલો, સાહચર્યભાવનો ચમત્કાર.

આપણે સ્થળદર્શનમાં આગળ ચાલીએ : કવિ હવે ઘરથી ફળિયા લગી અને પછી ડેલી લગી પહોંચ્યા છે. ફળિયામાં કૃષિસંસ્કૃતિનાં ચિહ્નસમાં બેચાર શ્યામ બકરાં ફરે છે: તો ડેલી બહાર દૂહેલ છે ઉપયોગી થવા માટે 'કામઠું ઊંટ.' અહીં પણ કવિની સજીવારોપણ રીતિ પ્રાણીના ભૌગોલિક ગૌરવને છતું કરી દે છે. અહીં વળી એક ભાષાકર્મ નોંધવું ઘટે: 'ઢીલી વાટ,' 'કુમાઈ ગયેલો અંધાર'ના વિશેષણોથી થતું વિશિષ્ટ વર્ણન, એ માનવધર્મોનું નિર્જીવ કે અલ્પજીવ પદાર્થો પર થતું સંક્રમણ, તે transfered epithetની કક્ષાનું ગણાય ખરું? લાગે તો છે.

અહીં કૃતિનો પ્રથમ ખંડ પૂરો થાય છે. તેમાં વર્ણવાયેલ ઘર, એ પ્રદેશનું સર્વસામાન્ય ઘર છે. પણ હવેના બીજા ખંડમાં આવે છે, કવિને અભિપ્રેત એક વિશિષ્ટ ઘર; જો કે તે ય રૂપરંગેક્રમે એ જ પ્રદેશનું પ્રતિનિધિ ઘર છે પણ કવિ હવે આ ઘર પ્રતિ આપણું ધ્યાન એકાગ્ર કરવા ચાહે છે: તેથી તેઓ એના અંતરંગમાં આપણો પ્રવેશ કરાવીને, તેમના ચિત્રના અંતરંગ ભણી દોરી લઈ જાય છે. અહીં વચલી વંડીએ કુટુંબિની સ્ત્રીનાં ખસ તો લહૂવારના ચીર સુકાતાં માલૂમ પડે છે. કવિ આવા એક નાનોશી વિગતના નિર્દેશ દ્વારા ઊજળાં દમજ-જીવનને, આમન્યા, મલાજો અને રૂઢિને જીવંતપણે મૂકી જાણે છે, તે આનું નામ!

વચલી વંડી પછી આગળ ઘરના ઊંડાણ ભાગે, અંદરનો ઓરડો દેખા દે છે. પણ કશું ન દેખાય તેવો અંધારો છે. અહીં લગીમાં, આપણાં દેશનાં ઘરોની રચનાનો કવિએ ખ્યાલ સૂચવી દીધો. ડેલી, ફળિયું, ઘરઆંગણું, ચોક વંડી, અંદરનો ઓરડો અને હવે આવતું રાંધણિયું. ત્યાં શું છે? એક કન્યા. કોણ? અહીં લગીના ચિત્રની બધી પીઠિકા જેનો પ્રસાદમય સંદર્ભ પામી શકી, તે ચિત્રનું એ કેન્દ્ર-બિન્દુ! સ્વયં ચિત્ર! અને પેલો તમામ પરિસર! કવિએ એનો મહિમા પણ ભારે કર્યો છે. ઉચિત વર્ણનને ઇશારે એ રૂપવતી કન્યાને આપણે નજર ભરીને નીરખીએ, એવી તે રૂપસુંદર છે. એનું સૌંદર્ય નિર્દોષ, નિષ્કપટ હોઈને નિર્વ્યાજ છે. કશી સભાનતા નથી ત્યાં. એવા પ્રદેશની, એવા સમાજની તે કન્યા છે, તેમ હોઈને તે પરંપરાગત, જન્મજાત સ્ત્રીના ઘરકામને બજાવી રહી છે,

આમ, કવિએ અહીં પ્રાકૃતિક દૃશ્યની વચ્ચે માનવીય હસ્તિ દર્શાવીને, સમગ્ર ચિત્રને જીવંત પરિમાણ અર્પ્યું છે: અને તે અદૂષિત સૌંદર્યવાળા માનવજીવનનું હોઈ, હૃદયંગમ છે.

હરીશ રા. પાઠક

## કાવ્યસુગંધને ફંફોસતી કવિતા

### નલિન પંડ્યા

('હાથ ફંફોસે આંધળા સુગંધને' : હર્ષદેવ માધવ, પ્રકા. પોતે, વિતરક : ચન્દ્રમૌલિ પ્રકાશન, ૨૪૬, ઇન્દ્રકોટ, દોશીવાડાની પોળ, કાળુપુર, અમદાવાદ-૧, ૧૯૮૫, કિં. રૂ. ૨-૫૦)

કાવ્યસુગંધને ફંફોસતી કવિતા એટલે હર્ષદેવ માધવની કવિતા. એમના ટાઈટલમાં આંધળા હાથ સુગંધને ફંફોસે છે, એવો રણકો છે. વાસ્તવમાં એમના, કવિતા દેખતા હાથ કાવ્યસુગંધને ફંફોસે છે. ગીતગઝલ સાથે સઘન રીતે જોડાયેલા કવિના ગીતોમાં લય અને પ્રાસની વિશિષ્ટ ભાન ગોચર થાય છે. કવિતા માટે સ્વરારોહ કે લયને તોડવાના આશયો બતાવતાં કાર્લ સેન્ડબર્ગ કહે છે કે "Poetry is a projection across silence of cadences arranged to break that silence with definite intentions of echoes syllables, wave lengths." હવે હર્ષદેવ તેનાં ગીતોમાં કઈ રીતે પ્રોજેક્શન કરે છે? આમ, 'પૂર્વજન્મની ફાંસે' ગીતમાં આવું પ્રોજેક્શન દેખાય છે. પાસે.., વાંસે. ફાંસે...ના આંતરાઓ પ્રમાણે મળી આવેલા પ્રાસ સહજ હોવા ઉપરાંત ચોક્કસ દૃષ્ટિપૂર્વકના લાગે છે. અહીં સુગંધમાં નાહવું એટલે કઈ સુગંધ? પૂર્વજન્મના અવકાશની ભ્રાંતિ એ જ સુગંધ હશે ને? એમાં રચાતું સ્વપ્નિલ જગત અને એ જગતમાંથી ઉદ્ભવતી આંમળીઓને વાગતી ફાંસ એ જ સાંપ્રત જીવનનું દુઃખ હશે. સ્વપ્નિલ જગત ગુમાવ્યાનો કવિને વસવસો છે.

'સ્મૃતિભ્રષ્ટતામાં' ગીતમાં દેખીતી વાસ્તવિકતા તોડીને બીજી અસ્પષ્ટ વાસ્તવની સપાટી ઉપસાવી આપી છે. આ સ્મૃતિભ્રષ્ટતા બીજા પર નિરૂપાઈ છે. એમાં 'હું' અને 'તું', નાયક અને નાયિકાનો ભેદ પ્રદર્શિત થાય છે. નાયક દેવદાસ નથી અને નાયિકા પારુ નથી, તો આ પાત્રો કોણ હશે? આ બંનેથી સધાતું જીવન જ કદાચ સ્મૃતિભ્રષ્ટ થયેલું હોય, એવું કવિને પ્રતીત હશે. બીજું એક ગીત 'અલ્લક દલ્લક રમવા બેઠા' મને નોંધપાત્ર લાગ્યું છે, કારણ કે એમાં લયની નવીનતા એક આગવી શૈલી બની રહેતી લાગે છે. જોતા જોતાં..., ધોતાં ધોતાં,... દોહતા... દોહતા... જેવા પ્રાસ એના પંક્તિક્રમમા માણવા જેવા છે. એમા ઊર્મિનો આવેગ અને દૃશ્યાત્મકતા છે. છતાં સર્રિયલ ક્રિયા-વેગ પ્રગટ થાય છે. એ અંગે જુઓ :

"હસે હવાના કાન, બગાયું
જેમ બાઝતા બંધા તડકા,
છેક ઝાડની ટોચે પહોંચે
લાલઘુમ ગુલમ્હોરી ભડકા;
પાન અને ખિસકોલી
વચ્ચે જામી પકડાપકડી,
કોણ ગાંસડી વાળે આ
મેદાન ખૂણાથી પકડી?
ઘાસ વડે આ વૃક્ષોના
પડછાયાઓને ધોતાં ધોતાં..."

મારી દૃષ્ટિએ આ સંગ્રહમાં 'પૂર્વજન્મની કાસે', 'સ્મૃતિભ્રષ્ટતામાં', 'અલ્લક ચલ્લક રમવા બેઠા', 'આષાઢસ્ય પ્રથમ દિવસે', 'અપરિચિત નાયિકા પ્રત્યે', 'ખાલીખમ ફ્રેમમાં', 'લખલૂંટ પડો વગડાવ્યો', 'કંકણને આ હાથ બેઉને', 'જળ વડે શું કહેવું?' 'બોરસલીની ડાળખી અલી!', 'એક કબૂલાત હર્ષદેવ માધવની', 'હાથ ફંફોસે આંધળા સુગંધને' ગીતો નોંધપાત્ર છે. એમાં 'આષાઢસ્ય પ્રથમ દિવસે' ઉત્તમ આત્મપૂર્ણ કૃતિ લાગી છે. વરસાદી વાતાવરણ અને મેઘયોજનાની કથા સફળ રીતે મુકાઈ છે. અહીં હર્ષદેવે નીગળેલો અષાઢ જે આ દિવસ નિહાળની હાણનો ઉત્તમ દિવસ આલેખાયો છે. માટે જ કહે છે કે

રજ મો દુષ્કાળ ફુંમાડી દેતું વરસે પાણી,
બધુંય એકાકાર દિવસન ગણશે ક્યાંથી વેદા?

'અપરિચિત નાયિકા પ્રત્યે'માં પ્રેમની ભ્રાંતિ, પ્રેમની પ્રતીતિ અને પ્રેમની મૂક વાચાને વિશાળ ફલક પર મૂકી આપી છે. જો કે અપરિચિત પ્રેમની ભ્રાંતિની પડખે પ્રેમની એક શ્રદ્ધા કે આશા તો છે જ. 'ખાલીખમ ફ્રેમમાં' ગીત સાદી અને વિધાનાત્મક શૈલીથી આરંભાઈ તીવ્રતાના તાર-સ્વરે પહોંચે છે. વાસ્તવમાં ફ્રેમ ખાલી છે, હવે ફોટો ફોટો નથી રહ્યો ઉધઈથી ફોટાની છાપ ખવાઈ ગઈ હોવાથી ચહેરો ઓળખાતો નથી. માનવીના અસ્તિત્વની ભેદકતા સફળ રીતે ગૂંથાઈ છે. 'લખલૂંટ પડો વગડાવ્યો'માં જગતના ભૂલભુલામણીમાં ડૂબી ગયેલા કવિનું કલ્પનજગત ડાળવશ સુધી વિસ્તરે છે 'જગત' એટલે કયું જગત? શેમાં ડૂબવાની વાત છે? તો પછી પોતાની જાતને શા માટે સમજાવવી પડે? ખરેખર તો દરિયે ડૂબવાનું હોય. માટે જ તેઓ કહે છે કે

"થડને મોઢું કાન, અરે!
પેસિફિક એમાં બોલે",

'કંકણને આ હાથ બેઉને.' ગીતમાં કંકણના ખણકારથી મનમાં ઉદ્‌ભવતી ઊર્મિઓના આવર્તનો ઝિલાયા છે કંકણ અને કર્ણનો કાર્યકારણ દ્વારા સંબંધ સ્થાપી આપ્યો છે.

કવિને હાથ જોઈને ઉદ્‌ભવેલી ઊર્મિઓ અને એનું ગેયત્વ સાથેનું અનુસંધાન આલેખી, એના મર્મને 'જળ વડે શું કહેવું?'માં ગોપિત રાખ્યો છે સંગીતની જેમ અવરોહિત ગતિ 'બોરસલીની ડાળખી અલી!' ગીતમાં દેખાય છે બોરસલીને સંબોધન કરીને એ દ્વારા ઊર્મિઓના આવર્તનોને બોલાવાય છે ખરેખર આવર્તનો બહાર ફેલાવવાને બદલે એનું આગમન કવિ ઇચ્છે છે, જેથી આ ગીત કેન્દ્રગામી (centripeted) બને છે ખ્રિસ્તીઓમાં પોતાના ગુનાઓની ક્રૉસ પાસે કબૂલાત કરીને સાંત્વન મેળવવાની પ્રક્રિયા છે, એ રીતે 'એક કબૂલાત હર્ષદેવ માધવની'માં કબૂલાત થઈ છે. અહીં સૌંદર્યની ક્ષણ ગુમાવ્યાના એના પસ્તાવા રૂપે આ કબૂલાત હશે સાચા અર્થમાં ગુનો કોને ગણવો? અને જગતના કયા ખૂણામાં આ ગુનાની કબૂલાત કરવી? 'હાથ ફંફોસે આંધળા સુગંધને'માં ખરેખર સુગંધ આંધળી નથી, હાથ આંધળા છે ફંફોસવું એ સ્પર્શ માટેની ક્રિયા છે. નાકની સૂંઘવાની પ્રક્રિયા હાથની પ્રક્રિયા સાથે જોડાય છે આમ ઇન્દ્રિયવ્યત્યયથી આરંભાયેલું ગીત અંધના સ્વપ્ન સુધી આવીને અટકે છે. એ સ્વપ્ન અને અભાસ દ્વારા માનવીય લાગણીની પોકળતા પ્રગટ થાય છે

અન્ય ગીતોમાં ભાવનું શિથિલપણું અને ગુજરાતી ગીતકવિઓની આછી અસરને લઈને (અહીં ઉલ્લેખ

ન પામેલાં) ગીતો નબળાં પડતાં હોય એવું લાગે છે. હવે રહી વાત ગઝલની. આ સંગ્રહની 'ગઝલો'નો પ્રભાવ ગીતો કરતાં એટલે કે ગીતોની સરખામણીમાં અતિસામાન્ય લાગ્યો છે. છતાં 'મેઘદૂત', 'To...From,' 'ષોડશી, 'ઋતુના સભર આશ્લેષમાં,' 'તમે,' 'જન્માષ્ટમી,' 'દૌર્બલ્યભરી સ્થિતિ પછી,' 'પાલીતાણા,' 'Paralesis,' 'ચક્ષુમાંડવે' ગઝલો નોંધપાત્ર છે. 'મેઘદૂત'માં રામગિરિ, આમ્રકૂટ, દશાર્ણ, વિદિશા, ઉજ્જૈયની, માનસ, અલકાના ખંડોમાં એક એક તૂક રચીને મનની વિહ્વળતા વ્યક્ત કરી છે. "મેઘદૂત"ના યક્ષ-યક્ષિણીના એક વર્ષના વિરહને ધ્યાનમાં રાખીને સાંપ્રત સાથે સાંધી આપ્યો છે. અલકાના ખંડમાં નાયિકાની હયાતી વિશે પ્રશ્ન પૂછયો છે કે આજના યુગની નિબિડ ભીંસમાં તું ક્યાં હતી? 'ષોડશી ઋતુના સભર આશ્લેષમાં' ગઝલના એકે એક શેરમાં સરસ પીચ જળવાઈ છે. રદીફ-કાફિયા સહજ રીતે મળી આવ્યા છે. ષોડશી ઋતુ એ સોળ વર્ષની કન્યાનું પ્રતીક છે. એની ઇચ્છાનો આવેગ આ ગઝલમાં પ્રગટ થાય છે. જન્મજન્માંતર પ્રેમની તૃષ્ણા 'તમે'માં વ્યક્ત થઈ છે. એનો મક્તા માણવા જેવો છે. જુઓ :

"નિર્વેદગ્રસ્ત હાથ છું ભર્તૃહરિનો હું,
આ કેટલામાં જન્મનું તૃષ્ણા છો ફળ તમે!"

આથી નોંધપાત્ર ગઝલો છોડીને બાકીની ગઝલોમાં સ્વરૂપગત નવીનતા છે, એવું તત્ત્વગત ઊંડાણ નથી. એકંદરે આ સંગ્રહનાં ગીતગઝલોમાં કવિનું આધુનિકતા તરફનું વલણ દેખાઈ આવે છે. કોઈ પ્રસ્તાવના કે બે બોલના અભરખા સેવ્યા વિના કવિતાને યથાવત્ લિબાસમાં મૂકીને ત્યાંથી હટી જવાનો પ્રયાસ પ્રસંશનીય છે. □

# બ્રહ્મરંધ્ર સૂંઘતી કવિતા

નલિન પંડ્યા

('એક કીડીનું બ્રહ્મરંધ્ર સૂંઘવા' : ભરત યાજ્ઞિક, પ્રકા.: પોતે, વિતરક: ચંદ્રમૌલ પ્રકાશન, ૨૪૬. ઇન્દ્રકોટ, દોશીવાડાની પોળ, કાલુપુર, અમદાવાદ-૧, ૧૯૮૫, કિં. રૂ. ૨-૫૦)

મસ્તક પર આવેલા છિદ્ર દ્વારા જે પ્રાણ નીસરી જાય છે, તે બ્રહ્મલોક કે બ્રહ્મજ્ઞાન તરફ ગતિ કરે છે આધ્યાત્મિક રીતે જોઈએ તો એ કઈ ઇન્દ્રિય છે? એ છિદ્રને સૂંઘવાની કવિતા તો કીડીનું બ્રહ્મરંધ્ર છે. કીડી એ આજના માનવીનું મન હોઈ શકે. કેનોપનિષદ્‌માં મનમાં રહેલા પ્રેરક દેવ વિશે વર્ણન કર્યું છે કે "એ કાનનો કાન, મનનો મન, પ્રાણનો પ્રાણ, વાણીનો વાણી અને આંખનો આંખ છે." બહારથી દેખાતી ઇન્દ્રિય, તે ખરેખર ઇન્દ્રિય નથી. સાચી ઇન્દ્રિય તો આત્મામાં છે. ભરત યાજ્ઞિક આ બધી ઇન્દ્રિયથી પર, ઇન્દ્રિય જેવું બ્રહ્મરંધ્ર કવિતા દ્વારા સૂંઘવા કે શોધવા માગતા હશે. પણ પેલી કીડીને તેઓ ભૂલ્યા નથી. આ કાવ્યસંગ્રહમાં માત્ર ગીતગઝલો સમાવ્યાં છે. ગીતોમાં 'મૃત્યુ પછીનું સંવેદન,' 'સાવરકુંડલા જોગીદાસ ખુમાણના Moodમાં જોતાં,' 'ભીની માટીની ગંધ સૂંઘવા,' ચકલીની છાતીમાં,' 'હું પવનમાં ભમું વૈશાખી,' 'ચક્રવાકનાં લોચન,' 'સામેનું ઘરે અલકા, અહીંયા,' 'હું રોમેન્ટિક નાયક,' 'સ્વપ્નો સાચવતી આંખડીઓ,' 'ચશ્માપુરાણ,' 'અલ્યા કૂળિયા લૈ,' ગીતો નોંધપાત્ર છે.

'મૃત્યુ પછીનું સંવેદન' ગીતમાં સમગ્ર માનવ જાતિનો નિર્દેશ હોય તો જ મૃત્યુ પછીનું સંવેદન સમજી શકે ત્યાંથી ડૂબી જવું એ જ અસ્તિત્વમાં તરવા માટે નામમયાગ થવું જેથી ડૂબી ગયા પછી કાદા, કળિયું, તડકો, તળાવનો ઝુરાપો વ્યક્ત થયો છે આ જ એક જેનું ખાલીપણું છે એ ખાલીપણાને સંધિજ મન બ્રહ્મરંધ્ર તરફ ખેંચાય છે 'ભીની માટીની ગંધ સૂંઘવા' ગીતને હું ઉત્તમ કોટિનું ગીત મારી દૃષ્ટિએ ગણું છું આત્માની ઝંખના અને ઝુરાપો ભીની માટીની ગંધ સૂંઘવાની ઇચ્છામાં વ્યક્ત થાય છે. અહીં કલ્પન શક્તિ મોજે કળાએ ખીલી છે તો કીડીનું બ્રહ્મરંધ્ર કેવું હશે? કીડીનો પ્રાણ કયા છિદ્ર દ્વારા બ્રહ્મલોક ભણી જતો હશે? કવિ પોતે બ્રહ્મરંધ્ર સૂંઘવા અંગે તીવ્રતા દર્શાવે છે કીડી તો માત્ર પ્રતીક છે તેના કલ્પનો પરાવાસ્તવ સુધી લઈ જાય છે. જુઓ

"આ છેડે ખરડાયા હાથમાંથી કાગળ ને
આ કાગળમાં ચકલીની છાતી,
આ ખૂણે ઠરડાતી આંખ અને બારી કે
બારી તો લૂમઝૂમ થાતી
એક કીડીનું બ્રહ્મરંધ્ર સૂંઘવા ."

આ જ રીતે મનમાં ડોકિયું કરવાની વાત 'ચકલીની છાતીમાં' દ્વારા વ્યક્ત થઈ છે ચકલીની છાતીમાં ડોકિયું અને એમાં દેખાતી ઇચ્છાની ગ્રાસદીમાં જ રહસ્ય જળવાઈ રહે છે આવી જ મનની શાંતિ મેળવવાની ઝંખના 'અલ્યા કૂળિયા હો' ગીતમાં પ્રગટ થઈ છે આ ઝંખના શા માટે છે? કારણ કે મનમાં ઉદ્વેગ અને અજંપો રહેલો છે આધા, બાધા, લાધા જેવા શબ્દો સુંદર પ્રાસ સાધે છે લયની કરામત પણ નાવીન્યપૂર્ણ છે ઉત્તમા અંતરાના ભાવકલ્પનમાં સ્થિતપ્રજ્ઞતાનો ભાવ છુપાયો છે જુઓ

"હોડીમાં હાંકીને જંગલ ને ઝાડવાઓ,
સૂરજનો મૂકો લ્યો દેવતા
ઘૂંટ એક લેવી આ ટેકરીની જેટલોક
ધરતી લ્યો શ્વાસ એક વેંતમાં,
આપણે તો એક આભ પગથી ઠેકાય
બીજું આભ એમ મારવાના લાધા"

'સાવરકુંડલા જોગીદાસ ખુમાણના Mood મા જોતા' ગીત જનપદી બાનીમાં સંવાદાત્મક રીતે રચાયેલું છે. નાવલી નદીનું પાણી બે કાંઠે વહેંચાયેલું છે અને વચ્ચે રેતીનો પટ છે જળ પર કોઈ રાજવીનો હક્ક કે હકૂમત ના હોઈ શકે જોગીદાસ તો ઘણો ઉદાર બહારવટિયો હતો માટે ભરત કહે છે કે "મારું જળનું કયા ઝગડુણા રાજ?" આ Mood રોમૅન્ટિક છે અને એમાં થોડો શૌર્યનો પાશ પણ લાગેલો છે 'હું પવનમાં ભમું વૈશાખી'માં પરિભ્રમણની ચિત્રાત્મકતા સારી રીતે વ્યક્ત થઈ છે ગીતનો ઉપાડ તળપદી રીતે સહજતાથી થયો છે, પણ પછીથી ગીત કેવું બને છે એ પ્રશ્ન ખડો થાય કલ્પનો ઝીલવાની પણ ગીતની એક મર્યાદા છે અમુક પ્રકારનાં કલ્પનો ગીતમાં બંધબેસતા ન પણ હોય, અને ક્યારેક ઉતરામણ કલ્પન તરંગ પણ બની જતું હોય છે, 'હું ફેરવતી હઈશ હાથમાં લઈ Chessના પ્યાદા'

'ચક્રવાકના લોચન'માં વિરહવ્યથા વ્યક્ત થઈ છે 'હું' અને 'તું' બે કાંઠા વચ્ચે વિરહની જ તપ્ત રેતી પથરાયેલી છે કાળ નામનું વહાણ

એ જ દિવસ અને રાત્રિ પછી દિવસ થશે. માટે જ કવિ કહે છે કે

"કાટમાળ થઈ એનો સૂરજ કાલ ઊગશે નળિયે,
મોજાં છે, ખડકો છે, રેતી છે, છે તે છે ઉજ્જડ છે
હોવાના ટાપુને ગાળવા દરિયો તલપાપડ છે!"

આમ, વિરહપ્રક્રિયા જુદા જ કોણ પરથી ઝીલીને ઉદયન અને વાસવદત્તા સુધી જોડીને અત્યારના સંદર્ભે મૂકી આપી છે. અને સ્પેનિશ કવિ ઑક્ટાવિઓ પાઝનું "Poetry as the mask of nothingness" વિધાન સાબિત કરી આપ્યું છે. "સામેનું ઘર અલકા, અહીંયાં ...'માં 'તૃષ્ણી!' જેવું સંબોધન કરીને પાત્રગીત રચ્યું છે. એમાં માદક વાતાવરણ ઊભું કરીને 'મેઘદૂત'ની રામગિરિના સંકેત દ્વારા અટૂલાપણું વ્યક્ત કર્યું છે. એ એની એકલતા, 'હું રોમેન્ટિક નાયક' ગીત સુધી લંબાય છે. એમાં કોઈની ઝંખના અને ન હોવા વચ્ચે ગીતનું પેન્ડ્યુલમ આવર્તાય છે. તૃષ્ણામાંથી જન્મેલી 'તૃષ્ણી'ને પામવા વિશે મંથન ચાલ્યા કરે છે. એમાં કાળદેવતા સળગ્યા કરે છે. 'સ્વપ્નો સાચવતી આંખડીઓ'ના આરંભમાં જ 'મોજડીઓ' અને 'આંખડીઓ'ના પ્રાસ સહજતા અને આશ્ચર્યતાથી આવી મળ્યા છે. આંખમાંથી સ્વપ્નો નીકળી જાય છે પણ અહીં આંખને એનું ઉપાદાન બનાવી નિષેધ કરીને સ્વીકાર કર્યો છે. ભલે મોજડીઓ ખરાબ રીતે ડંખી જતી, પરંતુ એનો પણ સ્વીકાર જ છે.

આ સંગ્રહની ગઝલોમાં 'સલામ,' 'કરફ્યુમાં શહેર', 'વૃક્ષવાર્તિક', 'પાનથી કીડી સુધી,' 'નીડને ભણતર થશે', 'જૂલયસ સીઝરની ગઝલો', 'દૂધથી દાઝેલાની ગઝલ', અને 'હકીમજી' ગઝલો આગવું મૂલ્ય ધરાવે છે. 'સલામ' કોને કરવાના? શહેર તો નિર્જન છે. તો પછી કુદરતને જ સલામ હોયને? આમાં પોર, ચોર, થોર, બે ર, પ્હોર, ખોર જેવા નવા કાફિયા છે. 'વૃક્ષવાર્તિક'માં વૃક્ષનું જીવન અને આધ્યાત્મ સાથેનું અનુસંધાન દર્શાવ્યું છે. મૃત્યુપર્યંત રહેલો વૃક્ષનો મહિમા આલેખાયો છે. જુઓ : મત્લા :

'વૃક્ષ તો મૂળે સડેલી યાતના
વૃક્ષ પીળાં પાનની છે પ્રાર્થના

મક્તા :

"વૃક્ષ શેનાથી જટાયુ થાય તે
વૃક્ષ મૂર્છાને અડાયું થાય તે"

દરેક પંક્તિમાં કાફિયા મેળવીને દરેક પંક્તિનો આરંભ 'વૃક્ષ' શબ્દથી જ થાય છે, એ સ્વરૂપમાં નવીનતા છે. 'જૂલિયસ સીઝરની ગઝલ'માં આજના માણસે આ શહેરમાં સીઝરની જેમ વિશ્વાસ રાખીને તડપતાં મોતને ભેટવાની વાત અદ્ભુત રીતે થઈ છે. 'આ કાનમાં ભૂત વસવાની શંકા' ગઝલમાં પ્રતીકોની પ્રક્રિયા અને એના અવાજોને મિશ્રિત કરીને સારો આકાર ઊભો કરાયો છે.

આ સંગ્રહના અહીં ઉલ્લેખ ન પામેલાં ગીતગઝલોમાં ક્યાંક આયાસપૂર્વકની આધુનિકતા દેખાય છે. અંગ્રેજી શબ્દો નિરર્થક વપરાયા હોય એવું પણ લાગે છે. એને લીધે કાવ્ય (ગીત-ગઝલ) કૃત્રિમ બની જતું લાગે. એકંદરે કીડીના બ્રહ્માંડનો લિબાસ આધુનિક છે એમાં બેમત નથી. □

# કલમ ૮૦-સી હેઠળ

## કર રાહતના લાભ માટે...

## ૭ વર્ષીય રાષ્ટ્રીય બચત પત્રો (શ્રેણી ૬ અને ૭) માં નાણા રોકો

● વ્યક્તિગત રૂા. ૪૦,૦૦૦ સુધીના વાર્ષિક રોકાણો પર કરપાત્ર આવકમાંથી રાહત મેળવો

**અને સાથોસાથ**

● હિન્દુ અવિભક્ત કુટુંબની આવકમાંથી આવા કુટુંબના સભ્યના નામે રૂા. ૪૦,૦૦૦ સુધીના વાર્ષિક રોકાણો પર આવા હિ.અ.કુ. તરીકે પણ કલમ ૮૦-સી હેઠળ રાહત મેળવો.

● આ બચતપત્રોમાં સંયુક્ત નામે રોકાણ કરી, રોકાણ કરનાર કરપાત્ર વ્યક્તિને કરપાત્ર આવકમાંથી રાહત મળે છે.

● છઠ્ઠી શ્રેણીમાં વ્યાજનું પુનઃ રોકાણ આપોઆપ થાય છે; વ્યાજની રકમ ધારાની કલમ ૮૦-એલ હેઠળ મળતાં મુક્તિ લાભ ઉપરાંત કલમ ૮૦-સી હેઠળ કરપાત્ર આવકમાંથી રાહતને પાત્ર છે.



છઠ્ઠી શ્રેણીમાં

**છ વર્ષમાં**



સાતમી શ્રેણીમાં દર ૬ મહિને વાર્ષિક ૧૨ ટકા લેખે વ્યાજની ચુકવણી

વ્યાજ પોસ્ટ ઓફિસ સેવિંગ્ઝ બેંકના ખાતામાં બારોબાર જમા થઇ શકે છે.

સંપર્ક

—કમિશ્નર, નાની બચત અને રાજ્ય લોટરી તથા ડીરેકટર, નાણા વિભાગ, ગુજરાત.

# કવિ કાન્તની કવિતાનું સ્વરૂપ

ચન્દ્રકાન્ત ટોપીવાળા

નર્મદ આદિના સુધારાના અને નરસિંહરાવ આદિના અનુકરણના નાદથી અશુદ્ધ અને અપક્વ અર્વાચીન ગુજરાતી કવિતાની બાલ્યાવસ્થામાં શુદ્ધ સૌન્દર્યનિષ્ઠ કવિતાનો આદર્શ સ્થાપનાર અને પરિણતિનો એક માનદંડ ઊભો કરનાર કવિ કાન્ત ગુજરાતી સાહિત્યનો આજ દિન સુધી અકબંધ રહેલો ચમત્કાર છે.

એ સાચું કે કાન્તનો ચમત્કાર એમની પાંચેક રચનાઓ પૂરતો મર્યાદિત છે. કાન્તે અનેક પ્રકારની અને અનેક સ્તરની રચનાઓ કરી છે. એમણે અંગત લાગણીથી સંડોવાયેલા ઊર્મિો આપ્યાં છે, નરી શ્રદ્ધા અને ધાર્મિકતાનાં વાહનો જેવાં પદો આપ્યાં છે, મહારાજા ભાવસિંહજીના સંગીતશોખથી ગાયકો દ્વારા તૈયાર થયેલી નવી નવી તરજોનાં બીબાંમાં ઢાળેલાં ગાયનો આપ્યા છે, પોતે લખેલાં નાટકોના અને વાસ્તવિક જીવનના પ્રસંગોને અનુરૂપ માત્ર તત્કાલીનતા પ્રતિબિંબતાં ગીતો આપ્યા છે. એક બાજુ પાંચેક રચનાઓનુ અભૂતપૂર્વ ઉડ્ડયન અને બીજી બાજુ અત્યંત ટૂંકી પાંખવાળી રચનાઓના આ રઝળપાટ—આ બે વચ્ચે ઘણુ બધુ પડેલું છે.

કાન્તની પ્રારંભની કાવ્યશોધ પ્રબળ હતી "વિચારો બહુ આવે છે પરંતુ લખતા ભાષા યોગ્ય લાગતી નથી"માં કવિતાની સિદ્ધિ માટે ઉચિત ભાષાની અનિવાર્યતાનો આદર્શ એમણે બરાબર હાથ ધરેલો. મિલ્ટન, બર્ન્સ, વર્ડ્ઝવર્થ, શેલી, કીટ્સ, બાયરન, ટેનીસન, રોબર્ટ બ્રાઉનિંગ, મિસિસ બ્રાઉનિંગ જેવાંની અંગ્રેજી કવિતાએ પોતાની કવિતા વિશે અવિશ્વાસ જરૂર નીપજાવેલો પણ સાથે સાથે કવિતાપરીક્ષણના કેટલાક કડક નિયમો પણ શીખવેલા. દેન્તિ વાંચીને પોતાની રચનાઓને બોડકણાં જેવી જોનાર અને પોતાની પાંચસો-સાતસો પંક્તિઓનો નાશ કરનાર આ કવિને ખરા આવેશથી લખનાર માણસ બીજાના મન ઉપર બહુ આધાર કરી નથી રાખતો એની ખબર હતી. અંગ્રેજી સાહિત્યનો આવો મહાવરો ધરાવનાર આ કવિને સંસ્કૃત સાહિત્યનો પણ એવો જ મહાવરો હતો. આથી જ આ કવિએ માથું હલાવે એવી સંસ્કૃત કવિતાનો આદર્શ અને વાચતા હૃદયમાં આંદોલનો (vibrations) થઈ જાય એવી અંગ્રેજી કવિતાનો આદર્શ નજર સામે રાખી માથું હલાવતી અને આંદોલનો જગાવતી ઉભયલક્ષી કવિતા તરફની દિશાનો પુરુષાર્થ આદરેલો. દુર્ભાગ્યે આ કવિની પ્રારંભની પ્રબળ કાવ્યશોધ પછીની ધર્મશોધના અન્ય માર્ગે વિકેન્દ્રિત થઈ ગઈ અને વિખેરાઈ ગઈ. પણ વિખેરાતાં પહેલાં જે પાસાદાર હીરો બાંધી ગઈ એમાં 'અતિજ્ઞાન' 'વસંતવિજય' 'ચક્રવાકમિથુન' 'દેવયાની' જેવાં ખંડકાવ્યો અને 'સાગર અને શશી' જેવા ઊર્મિકાવ્યનુ સ્થાન છે.

અહીં, આ ચાર ખંડકાવ્યોની પરિણતિ પર પહોંચવાની કવિની પ્રક્રિયાનો માર્ગ તપાસવાનો આશય છે. કાન્તે એકંદરે નવ ખંડકાવ્યો લખેલાં છે. આ ખંડકાવ્યોના સામયિકાઉ રીતે બે વિભાગ

કલ્પી શકાય : પૂર્વખંડકાવ્યો અને ઉત્તરખંડકાવ્યો. સુધારાનાં અને અનુકરણનાં વિપરીત પરિબળોની વચ્ચે, એનાથી ઊગરી પોતાની મૌલિક અભિવ્યક્તિની દિશા શોધનાર આ કવિને ખંડકાવ્યનું સ્વરૂપ રાતોરાત હાથ ચડ્યું નથી. શૈલીસામર્થ્ય, છંદસામર્થ્ય અને કવિતાસામર્થ્યનાં ત્રિવિધ વળ ઉપર અનુપમ આકૃતિઓ ઊભી કરી શકવા માટે આ ત્રણે સામર્થ્યને મથામણથી હસ્તગત કરવા પડ્યાં છે, અને એ વાત પૂર્વખંડકાવ્યોની ઉત્તરખંડકાવ્યોની સાથે તુલના કરતાં તેમજ એ બે વચ્ચેનો સંબંધ તપાસતાં સ્પષ્ટ થાય છે. એક રીતે જોઈએ તો પૂર્વખંડકાવ્યો એ એવી પરિણામસામગ્રી ( output ) છે, જેનો ઉત્તરખંડકાવ્યોમાં ઓરણ ( input ) તરીકે ઉપયોગ થયો છે. મોટો કવિ વારંવાર સિદ્ધિ પર પહોંચતો હોય છે અને સિદ્ધિ પર પહોંચવા માટે વારંવાર એ પોતાની પૂર્વરચનાઓનો ઓરણ તરીકે ઉપયોગ કરતો હોય છે. જર્મન કવિ રિલ્કે આનું જાણીતું ઉદાહરણ છે. પોતાની પૂર્વરચનાઓ ઉત્તરરચનાઓની સિદ્ધિ માટે કાચી સામગ્રી બને, એમાં કવિની વર્કશોપ પડેલી છે.

કાન્તનાં પૂર્વખંડકાવ્યો રા. વિ. પાઠકે નિયત કરી આપેલા ક્રમમાં આ પ્રમાણે છે : 'સૃષ્ટિ-સૌંદર્યની મન ઉપર થતી અસર'; 'રમા'; 'કલ્પના અને કસ્તૂરીમૃગ'; 'સ્વર્ગગંગાને તીર'; 'મૃગતૃષ્ણા'. 'સૃષ્ટિ-સૌંદર્યની મન ઉપર થતી અસર' નીચે 'વસંતવિજય'નું માળખું ઓઠવાયેલું છે. પતિનું પત્નીને ફરવા જવા નિમંત્રણ, બંનેનું ફરવું, બંને વચ્ચે વિખવાદ, પ્રકૃતિનું સંગીત અને એનો પ્રભાવ અને છેવટે પતિપત્નીનો સંવાદ — આ બધું પછીથી આવનાર પાંડુમાદ્રીની મિથની રાહ જોતું પડેલું.

ખંડકાવ્યની આ પહેલી રચનામાં કવિને કોઈ ચોક્કસ છંદતરેહનો કે છંદનિયમનનો ખ્યાલ નથી. અનુષ્ટુપની યાદચ્છિક ઉપસ્થિતિઓ સાથે માલિની, મંદાક્રાંતા, રથોદ્ધતા, પુષ્પિતાગ્રા, વસંતતિલકા, સ્વાગતા, સોરઠો, દુહો, ગીતિ જેવા છંદોનો ઢગલો થયેલો જોવાય છે. પરંતુ બીજી જ રચના 'રમા'-માં અનુષ્ટુપ અને મંદાક્રાન્તાનો એકમ બંધાવા તરફ જાય છે. અલબત્ત, પતિના ભાષાંતરને અલગ કરી આપતો વૃત્તમેળ રચના વચ્ચે માત્રામેળ ઢીંડી જેવો પ્રયોગ હાજર છે પણ સાથે સાથે શાર્દૂલવિક્રીડિત, પુષ્પિતાગ્રા કે દ્રુતવિલંબિતની ઉપસ્થિતિઓ વિશેષ રીતે કારગત નથી. આવી અવ્યવસ્થા વચ્ચે પણ અનુષ્ટુપ–મંદાક્રાન્તાનો એકમ ઉપર તરી આવે છે. 'કલ્પના અને કસ્તૂરીમૃગ'માં માલિની, વસંતતિલકા અને મંદાક્રાન્તાના વિનિયોગ પછી અનુષ્ટુપ સાથે વસંતતિલકા અને મંદાક્રાન્તાની એકમ-સંકુલતા ઉપસાવવાનો પ્રયત્ન અર્થવત્તા ઉપસાવી શક્યો નથી, પરંતુ અનુષ્ટુપની કામગીરીને વધુ સ્પષ્ટ કરી શક્યો છે. કાન્તનું છંદસામર્થ્ય 'કલ્પના અને કસ્તૂરીમૃગ'-થી આગળ વધીને 'સ્વર્ગગંગાને તીર' અને 'મૃગતૃષ્ણા'માં એક નિયમિત આકૃતિ રૂપે સ્થિર થવા તરફ જાય છે. 'સ્વર્ગગંગાને તીર'માં અનુષ્ટુપ અને મંદાક્રાન્તાની નિયમિત તરેહ છે, તો 'મૃગતૃષ્ણા'માં અનુષ્ટુપ અને વસંતતિલકાની નિયમિત તરેહ છે. અલબત્ત, આ નિયમિતતા વધુ યાંત્રિક અને સંકુલ બન્યા વગરની છે. પુનરાવૃત્ત થતા એકમોની વ્યવસ્થાને વિવિધ રીતે ભંગ નીપજાવી સંકુલ અને સાર્થક બનાવતું ઉત્તરખંડકાવ્યોનું છંદસામર્થ્ય આ પૂર્વખંડકાવ્યોના વિવિધ પ્રયોગોને અને એની પ્રક્રિયાઓને આભારી છે. 'સ્વર્ગગંગાને તીર' અને

૫ 'બહુ વાર થઈ : એવું કહી માત્ર રહી ગયો
રમા હૃદયનો બંધ હાય તેથી વહી ગયો'
('રમા')

०

'નિહાળી નૃપને શકી જરા ગાતા રહી ગઈ
હાય રે ભલટી તેથી તેની શાંતિ વહી ગઈ'
('વસંતવિજય')

૬ 'રહી જરા જરા વ્યોમે ચમકારી થતી હતી'
('રમા')

०

'રહી જરા ફરી પાછો છૂટો થાય શરીરથી'
('અતિજ્ઞાન')

૭ 'ક્ષમા, નાથ! નહીં એ મેં જાણેલું મનની મહીં'
('રમા')

०

'શમાવી ન શકે તેથી મુંઝાય મનની મહીં'
('અતિજ્ઞાન')

૮ 'ધોળાં ધોળાં ઝરણુ ટપકે વાદળાંઓ ઘસાય'
('કલ્પના અને કસ્તૂરીમૃગ')

०

'ધોળાં અનેક ગમથી ઝરણાં દડે છે'
('વસંતવિજય')

૯ 'વચ્ચે વચ્ચે સ્મરણ કરવા યોગ્ય દ્વીપો જણાય
પાણી સાથે રતિ સમયનાં ભૂષણો ત્યાં તણાય'
('સ્વર્ગગંગાને તીરે')

०

'કસ્તૂરિકા મૃગ સમાન વપુ જણાય
દેખાવને નિરખતાં મન ત્યાં તણાય'
('કલ્પના અને કસ્તૂરીમૃગ')

०

'ઊંચે બધાં શિખર શ્વેત થયાં જણાય
નીચે નદી ગહનમાં તરુઓ તણાય'
('કલ્પના અને કસ્તૂરીમૃગ')

०

'ઝાંખી કલેલ જલની સ્થિરતા જણાય
જોતાં જ તર્ક નૃપના કચહિએ તણાય'
('વસંતવિજય')

०

'કાંઠે બેસી નજર કરતાં આત્મછાયા જણાય
બીજાની ત્યાં પ્રતિકૃતિ ભણી એક દૃષ્ટિ તણાય'
('ચક્રવાકમિથુન')

०

'નેત્રો નિમીલિત થતાં હૃદયે તણાય
અધ્યાત્મચિંતન નિમગ્ન થયો જણાય'
('દેવયાની')

૧૦ 'આહા! એવું વચન વદતાં અન્ય દેખાવ થાય'
('કલ્પના અને કસ્તૂરીમૃગ')

०

'આહા! આહા! અવર દુનિયા!
ધન્ય એ ઓલતામાં'
('ચક્રવાકમિથુન')

કવિતાસામર્થ્યના સંદર્ભમાં કેટલીક પ્રવિધિઓ અને કેટલીક વિષયગત અભિવ્યક્તિઓની તુલના મહત્ત્વની છે. કુલ પાંચ પૂર્ણખંડકાવ્યોમાંથી ત્રણમાં કવિ પોતે જ સંભાષક તરીકે કે પાત્ર તરીકે હાજર

રહે છે. 'સૃષ્ટિસૌંદર્યની મન પર થતી અસર', 'કલ્પના અને કસ્તૂરીમૃગ' તેમજ 'સ્વર્ગંગાને તીર'મા કવિની પ્રથમપુરુષ વાચકતા ઉત્તરખંડકાવ્યોમાં પરલક્ષિતાને પામવાની સંક્રાન્તિનો તબક્કો છે. 'રમા' અને 'મૃગતૃષ્ણા'મા પ્રથમપુરુષવાચકતા હાજર ન હોવા છતા કવિની ધીરજ કે સહિષ્ણુતા પાછી પડેલી જોઈ શકાય છે પાડુને અધીરાઈ હોય પણ કવિને અધીરાઈ ન હોય એવી પરલક્ષિતાની અભિવ્યક્તિ તો કવિએ ઉત્તરખડકાવ્યોમા મેળવી છે આનુ કારણ આત્મસંડોવણીમાથી ઊગરી સ્થિર વસ્તુલક્ષિતા દ્વારા કામ પાડવાનુ સાહસ ઉત્તરખડકાવ્યોમા જ છે 'રમા'ના અંતમા મેઘના ખૂબ જોરને પડઘે પતિના શબ્દોને ડુબાડી દેતો તરીકો કાન્તે 'વસંતવિજય'ના પ્રારંભમા અને અંતમા વાપર્યો છે, પરંતુ વધુ સંકુલ રીતે 'વસંતવિજય' મા શ્રુતિ પર શબ્દો બહુ મંદ પડે છે પણ ભૂતકાળ-વર્તમાનના – પીડકબકારના – પરિમાણ દ્વારા એને રજૂઆતની આકર્ષકતા પ્રાપ્ત થાય છે 'સ્વર્ગંગાને તીર'મા ઊંચે ઊડતા સૃષ્ટિસૌંદર્યસાર નીરખે છે.

> 'પર્વતો થાય છે નાના, રસા બાલક જેવડી
> સરિતા સર્વ મુક્તાની માલાઓ હોય તેવડી'

ઊંચાઈના અનુભવની વિસ્તરેલી આ દિખાઉ છતા આકર્ષક ભાષા 'ચક્રવાકમિથુન'ના 'હરિત નીલ સુંદર વનસ્થલી'થી શરૂ થઈ 'મિષ્ટ આમોદ વાય' સુધીના ખંડમા પરિપક્વતાને પામે છે. પૂર્વખંડકાવ્યોમાં પ્રકૃતિ અને સંગીતનો પૃથક રહેતો ચીપકાવેલો વ્યાપાર ઉત્તરખંડકાવ્યોમાં અનુસ્યૂત થઈને આવતો કળાય છે એ જ રીતે સ્વપ્ન અને કલ્પનાના વ્યાપારનો અતિચાર વિરમી જાય છે. અને ઉત્તરખંડકાવ્યોમા કાવ્યવાસ્તવની નક્કરભોમ પ્રત્યક્ષ થય છે. પૂર્વખંડકાવ્યોમા રમાને, કસ્તૂરીમૃગને કે મૃગને એકલા પાડી (isolation) કથાકથી વંચિત રાખવાનો ઉપક્રમ (deprivation) ઉત્તરખંડકાવ્યોમા સહદેવ, પાડુ, દેવયાનીના પાત્રોમા ચાલુ રહ્યો છે, પરંતુ અન્તર્દર્શન (introspection)નું એમા ઉમેરાયેલુ તત્ત્વ પાત્રોને સ્થિત સ્તરે સ્થાપી આપે છે. ઉપરાંત, 'પ્રણયમા જ સુખ હુ સમજુ છુ અને તે આ જગતમા સુખી કરતા દુઃખી વધારે કરે છે.' જેવુ કવિનુ દર્શનસૂત્ર એકાદ અપવાદને બાદ કરતાં પૂર્વખંડકાવ્યોમા પરોવાયેલુ છે, છતા એનો સૌંદર્યનિષ્ઠ પ્રકર્ષ ઉત્તરખડકાવ્યોમા જ થયો છે.

જોઈએ તે કરતા ઓછો નહિ અને જોઈએ એ કરતા વધુ નહિ એવો ક્ષોભ જ આવાં ઉત્તરખડકાવ્યોને કાવ્યત્વ અર્પી શકે, પરંતુ ક્ષોભની આવી સમતુલ અવસ્થા ઝાઝી જળવાવાની નથી એનો જાણે કે કાન્તને આગોતરો અણસાર થઈ ચૂકેલો કહે છે. 'મને ધાસ્તી છે કે હુ થોડા વખતમા કવિ મટી જવાનો' વિરલ પ્રતિભા, વિરલ ક્ષોભઅવસ્થા અને મિથના વિરલ વિનિયોગ દ્વારા પૂર્વખંડકાવ્યોની કાચી સામગ્રીના ઓરણમાથી તૈયાર થયેલા ઉત્તરખડકાવ્યોની પરાકાષ્ઠા હજી સુધી કાન્તની કવિતાની જ નહી, પરંતુ ગુજરાતી કવિતાની પણ પરાકાષ્ઠા રહી છે.

મુંબઈ, ૪-૧૧-૮૬

# દસ કાવ્યો

રાજેન્દ્ર શાહ

## ૧ પ્રથમ પરિચય

ખેઉને વદન પ્રથમ પ્હોરની લાલી,
નેણુની નેણુને તાલી,
                નભે નાદ વિસ્તર્યો.
કોઈ દી' તેં સખી સાંભળી આકાશવાણી ?
ઝાકળ-નીતર્યું પાણી
                જોયું દુર્વા-દલે ?
મોરની મહેક ટહુકી વને વને,
અડકી આલિંગને
                વહી જાય વાયરે.
શું કહું સખી, સાવ ગઈ બદલાઈ;
મને મારી જ નવાઈ,
                અજાણી લાગતી.
નજર ફેરવું આમ ત્યાં જે કોઈ બાજુ,
એક જ રંગથી લાજુ,
                ને દાઝું કાળજે.

## ૨ અજંપો

હાય રે મને ક્યાંકથી કૌવચ બાઝી,
રૂંવે રૂંવે રહી દાઝી,
                નિવારું શું કરી !
અડકે એને ય થાય ભૂંડી અકળામણ,
ક્યાં ય તે એનું મારણ,
                મળે નહીં આંખને.
ઓઢણુ મારાં સકળ કાઢી મેલું,
તરણું યે કેમ ઠેલું ?
                જો લાગે કામનું.
પડવું મારે નવાણનાં ઊંડાણે,
કોઈ ન બહાર આણે,
                મને દે જંપવા.
જાવ રે બધાં એકલ મને છોડી,
કહું છું રે કર જોડી,
                ઈલાજ બીજો નથી.

## ૩ પોષમાં

પોષની આકરી ટાઢે ય વ્હાલી લાગે
સાહ્યબાની સંગાથે
                હૂંફાળાં હેતમાં.
જલદી દા'ડો જાય, ને વ્હેલી રાતે
વણુ કહેલી વાતે
                આંખેઆંખ બોલતી.
કોઈ ન દિશા કોઈ ન એનો છેડો
નિજનો રે બસ નેડો;
                નડે ન ઉજાગરો.
ઊછળી આવે ઓરતાની સરવાણી,
ભમરે લેતી તાણી,
                ઊંડાણે ઊતર્યાં.
ઘરને મોભે સાનમાં કીધું કાગે,
દેરીએ ઝાલર વાગે,
                છવાઈ લાલિમા.

## ૪ પાન ગુલાબી

નાગરવેલનું લીલું પાન ગુલાબી
માંહ્યલે માલ નવાબી :
                માણીગરને મુખે.

ઝૂલીએ બેસી બેઉ હિંડોળાખાટે,
આલવાલેવા સાટે
અધારા હોડને
બાર ટકોરા દૂરના ઘંટાઘરે,
અંધારાને ઉંડે કરે
ઉવા વનરાઈની.
વેણુ તો વહે આંખ અને અંગુલિ;
આવરણો જાય ખૂલી
દ્વિધા નહીં અર્થની.
વનપરિમલ અમને અમલપ્યાલો,
વાયરે આવી આલ્યો...
નિમજ્જન બિંદુએ

૫ ટહુકે અગન

ઊડતું ઊડતું વનવિહંગમ આવ્યું,
ટહુકો મધુરે લાવ્યું,
સુદૂર નિકુંજનો
સૂતેલ ઉરે સહસા અગન જાગી,
કોરેલ રંગ છેં ફાગી,
અંજાઈ આંખડી
પગની મેલી ચાલ, પણું હું પાખે,
વચલી વેળ ન સાખે
અધીરાઈ આકળી.
હાય રે કેવાં જળ ને ઝળ છે ભેળાં!
વાડવ સમાન ઘેલાં
પારાવાર અંતરે.
રાત ન જાણું, જાણું ન ભોર બપોરા,
ક્યાંય તે છે ન કિનારા,
નિકુંજે, સાગરે.

૬ રંગ પલાશી

કેમ કરીને દિવસ એનો વીતે?
–પલટાઈ જે પ્રીતે
વસંતી વાયરે.
કાલની કળી આજ નહીં કોઈ રીતે,
મ્હેક વહી રહી ગીતે,
જાણે ગુલદાવરી.
મોરલીને રવ જાય રે ધીરજ ખૂટી;
ચાર પગે જાય છૂટી,
જેવું કોઢ-વાછરું.
ગામની ગલી-ઘર મહીં નવ ગમે,
જીવની જલન ભમે
ઘટા-ઘન કુંજમાં.
ચોમેર ટહુકે ઊડતો રંગ પલાશી,
આઘું આઘું મર કાશી;
વ્હાલું વૃંદાવન.

૭ ખાલીપો

ગયેલ તેવો દિવસ ફરી ન ઊગે,
ક્ષણ વહી જાય યુગે,
ને યુગ કલ્પાંતમાં.
હોઠની મરક, દંતની ધવલ જ્યોતિ,
(કે) નેણ મહીં જલ-મોતી
સ્મૃતિ શી ડંખતી!
કોટર માળખું ક્યાંક ઊડી ગયું:
ખાલીપો એહને ઝંખી
નિહાળે આકાશમાં.
એકનું રે આવ આંખથી ઓઝલ
અવરનું ઊજરાણું,
–ચિતા, વિશ્વાસમાં.

હોઠ ખૂલે નહીં, ભરાય કંઠમાં ડૂમો,
વેણુ વગરની ધૂમો...
ને અધીર અંતર.

## ૮ શ્રાવણને ઉર ફાગુ

શ્રાવણની ઘન-છવાયલી મધરાતે
ઊંઘ વિના વણું વાતે
હું સેજમાં એકલી.
હજાર જોજન ભલેને હું દૂર હોઉં,
નજરોનજર જોઉં
પાસે કાય એટલી.
મારું કહેવું તું સુણે ન ધીરજ ધારી,
વચ્ચે ઉતાવળ તારી –
ઝબૂકતી વીજળી.
અડધી ઘરની, અડધી દૂરની વાતે,
નેવલે ઝરતી રાતે
ભીંજાઈ હું કેટલી?
આંખ મીંચાય ને સોણલે; સોણલે જાગું,
શ્રાવણને ઉર ફાગુ
રે દીપકે પ્રજ્વલી.

## ૯ પોથી યાદની

આ રે એકાન્ત વને કોઈ બોલતું હોલું,
પોથી હું યાદની ખોલું,
આઘા ભણકારમાં.
સારંગના સૂર સાંભળું જોડિયા પાવે,
મન મારું લલચાવે
નેણુને નીર ન જણાય ધોળું કાળું,
એવું તે અટકચાળું
વિધિ શીદ આચરે!
સાવ શે થંભી ગઈ છે બપોર-ઘડી?
એને હશે આગ અડી
મારા ઉચ્છ્વાસની?
હાય રે અળખામણા આમ થાતી શાને?
એ રત છે ત્યાં ગાને;
– મારે અહીં નાચવું!

## ૧૦ સંકેત

કારણ તો કંઈ જાણતી હું નવ સખી
વિધિએ શી વાત લખી,–
કે આજ મન મોજમાં.
આમ જોને મારું ફરકે છે વામ અંગ,
ફિયો તે રેલાય રંગ,
સીમે અંકાશની?
ઘરના કાજમાં આજ શી ઊલટ આવે!
ન ફાવતું પણ ફાવે
ને સહજ નેહમાં.
આવી અચાનક પાછળથી નેણ મીંચે,
એમ ભલે ક્ષણ રીઝે;
પછી તો મુખેમુખ.
ઉંબર જલથી ધોયેલ, મોકળાં દ્વાર,
કુંકુમનાં ઘરનાર
હશે ચરણો સહી.

– અજંપો નેવરે.

# સત્યને વહેંચી ખાવાની આ કાગારોળ !

ચંદ્રકાન્ત શેઠ

સત્યને વહેંચી ખાવાની આ શી કાગારોળ !
કઠોર પ્રતિષ્ઠાભૂખ્યાં આ મોટાં મોટાં માથાં
ગંજાવર નાળિયેર જ સમજો ને !
શું ખબર ? એમની અંદર ટોપરું છે કે નહીં ?
આમ તો એવાં ખખડે છે
કે આસપાસની શાંતિ યે ક્ષુબ્ધ થઈ જાય છે...
પેલી નાજુક નાજુક,
ભીની ભીની
રમતિયાળ પગલીઓ અળપાઈ જાય છે
એમના અવાજે !
નરી રુક્ષતાથી આ ધૃષ્ટ જડમાં
શબરીનાં બોર પણ ઝૂંટવીને ખાઈ જાય છે ઠળિયાસોતાં !
એમની સ્વાદલોલુપ ખાઉધરી નજરથી
પેલા જાંબુના ઊગવા કરતા છોડ
એવા તો થથરી ઊઠે છે કે
વળીવળીને ઊગવાનું જ છોડી દેવા મથે છે !
પરંતુ આ મોટાં માથાંઓએ ભાડે રાખેલો માળી
સત્યની આણ પોકારતો,
ઊગવાના કર્તવ્યધર્મની આચારસંહિતા પ્રબોધતો,
ખપરડીની ધાર કાઢતાં કાઢતાં
જાંબુના છોડને સમજાવે છે સમયની શિસ્ત ! -
તેથી તો હવે જાંબુના છોડ માટે
ચૂપચાપ ઊગવું એ જ છે
એક તરણોપાય !
ખપરડીના સત્ય સામે
તો હોય જ નહીં ને કોઈ પ્રત્યવાય ?!

# બે શરદનિતારની કૃતિઓ

## ઉશનસ્‌

(૧)

રંગ નીતર્યો, રેખમાં રૂપ નીતર્યું છે,
હર શિંગનું ઉર લીલવાથી સંભર્યું છે;

ફૂલ થૈ પછી ફાગણી ફળી છે હવે,
પ્હેલે પ્રસવ–શું રૂપ અદકું નીખર્યું છે!

આકાશ કોઈ આઈના–શું આરપાર
ચિત્તમાં ઊંડું જ ઊંડું ઊતર્યું છે!

વર્ષાઋતુના અંતનું નભનું ધનુ
ભોમ પર સાતેય રંગે વિસ્તર્યું છે!

નીલ નીલમ ફ્રેમમાં ટાંગ્યું મઢી
ચિત્ર જે કેવળ સુવર્ણે ચીતર્યું છે!

પ્રીત કોઈ પૂર્ણતા પામી પ્રસન્ન
અસ્તિત્વ ખુદ અચ્છોદ જેવું આછર્યું છે.

(૨)

રત નીતરી છે, રાત નીતરી છે;
ઘૌદ્યુતિ અવદાત નીતરી છે;

જે વસંતી વાયરે વીંઝાઈ'તી
વમળાઈ'તી તે વાત નીતરી છે;

તે પછી તો ગાઢ ડૂમાની દશા
હેલી થૈ ઘડ સાત નીતરી છે;

આંખ મીચી ખેડ પીતી હોકલી,
ગડગડે નિરાંત નીતરી છે;

આ વાણી પણ એવા જ તારકસ્પર્શથી
ઝાકળઝમેલી પ્રાત નીતરી છે.

# લખવું એટલે

## વિનોદ ગાંધી

(ભજન)

સાગ્રબાની આંગળીઓ જે દી' દૂઝશે હોજી,
કાગળને કિનારે શબ્દ પૂગશે હોજી.

ઠાલો રે દરિયો ને ઠાલી હોડીઓ,
ઠાલું રે સ્વાતિ ને ઠાલી કોડીઓ,

દરિયાની પાંસળીઓ જે દી' ધ્રુજશે હોજી,
કાગળને કિનારે શબ્દ પૂગશે હોજી.

રેતીથી ભરેલું ભીનું ઝાંઝવું,
તડકાથી ભરેલું અંધ આંજવું,

તળિયાની સરવાણી જે દી' દૂઝશે હોજી,
કાગળને કિનારે શબ્દ પૂગશે હોજી.

# પાછા ફર્યા

## બાપુભાઈ ગઢવી

જ્યાં ગયા આ જાત લઈ પાછા ફર્યા,
એ જ અડધી વાત લઈ પાછા ફર્યા!

રોજ સાથે સૂર્ય લઈને સંચર્યા;
રોજ સાથે રાત લઈ પાછા ફર્યા!

આમ તો ઊંડે જવું'તું, પણ પછી,
છીપલાં રળિયાત લઈ પાછા ફર્યા!

એક તો મન મૂળથી ખાના બદોશ;
ને અમે ભવ સાત લઈ પાછા ફર્યા!

ઠેસ, કાંટા, થાક, આંટણ, ધૂળ, લૂ;
પગ શી શી સોગાત લઈ પાછા ફર્યા!

# સત્યને વહેંચી ખાવાની આ કાગારોળ !

ચંદ્રકાન્ત શેઠ

સત્યને વહેંચી ખાવાની આ શી કાગારોળ !
કઠોર પ્રતિષ્ઠાભૂખ્યાં આ મોટાં મોટા માથા
ગંજાવર નાળિયેર જ સમજો ને !
શુ ખબર ? એમની અંદર ટોપરું છે કે નહીં ?
આમ તો એવા ખખડે છે
કે આસપાસની શાંતિ યે ક્ષુબ્ધ થઈ જાય છે...
પેલી નાજુક નાજુક,
ભીની ભીની
રમતિયાળ પગલીઓ અળપાઈ જાય છે
એમના અવાજે !
નરી રુક્ષતાથી આ ધૃષ્ટ જડબા
શબરીનાં બોર પણ ઝૂંટવીને ખાઈ જાય છે હળિયાસોતાં !
એમની સ્વાદલોલુપ ખાઉધરી નજરથી
પેલા જાંબુના ઊગવા કરતા છોડ
એવા તો થથરી ઊઠે છે કે
વળીવળીને ઊગવાનું જ છોડી દેવા મથે છે !
પરંતુ આ મોટાં માથાઓએ ભાડે રાખેલો માળી
સત્યની આણ પોકારતો,
ઊગવાના કર્તવ્યધર્મની આચારસંહિતા પ્રબોધતો,
ખપરડીની ધાર કાઢતાં કાઢતાં
જાંબુના છોડને સમજાવે છે સમયની શિસ્ત ! -
તેથી તો હવે જાંબુના છોડ માટે
ચૂપચાપ ઊગવું એ જ છે
એક તરણોપાય !
ખપરડીના સત્ય સામે
તો હોય જ નહીં ને કોઈ પ્રત્યવાય ? !

# બે શરદનિતારની કૃતિઓ

## ઉશનસ્

### (૧)

રંગ નીતર્યો, રેખમાં રૂપ નીતર્યું છે,
હર શિંગનું ઉર લીલવાથી સંભર્યું છે;

ફૂલ થૈ પછી ફાગણી ફળી છે હવે,
પ્હેલે પ્રસવ-શું રૂપ અદકું નીખર્યું છે!

આકાશ કોઈ આઈના-શું આરપાર
ચિત્તમાં ઊંડું જ ઊંડું ઊતર્યું છે!

વર્ષાઋતુના અંતનું નભનું ધનુ
ભોમ પર સાતેય રંગે વિસ્તર્યું છે!

નીલ નીલમ ફ્રેમમાં ટાંગ્યું મઢી
ચિત્ર જે કેવળ સુવર્ણે ચીતર્યું છે!

પ્રીત કોઈ પૂર્ણતા પામી પ્રસન્ન
અસ્તિત્વ ખુદ અચ્છોદ જેવું આછર્યું છે.

### (૨)

રત નીતરી છે, રાત નીતરી છે;
દ્યૌદ્યુતિ અવદાત નીતરી છે;

જે વસંતી વાયરે વીંઝાઈ'તી
વમળાઈ'તી તે વાત નીતરી છે;

તે પછી તો ગાઢ ડૂમાની દશા
હેલી થૈ પડ સાત નીતરી છે;

આંખ મીચી ખેડ પીતી હોકલી,
ગડગડે નિરાંત નીતરી છે;

આ વાણી પણ એવા જ તારકસ્પર્શથી
ઝાકળઝમેલી પ્રાત નીતરી છે.

# લખવું એટલે

## વિનોદ ગાંધી

(ભજન)

સાહ્યબાની આંગળીઓ જે દી' ધ્રૂજશે હોજી,
કાગળને કિનારે શબ્દ પૂગશે હોજી.

ઠાલો રે દરિયો ને ઠાલી હોડીઓ,
ઠાલું રે સ્વાતિ ને ઠાલી કોડીઓ,

દરિયાની પાંસળીઓ જે દી' ધ્રજશે હોજી,
કાગળને કિનારે શબ્દ પૂગશે હોજી.

રેતીથી ભરેલું ભીનું ઝાંઝવું,
તડકાથી ભરેલું અંધ આંજવું,

તળિયાની સરવાણી જે દી' ધ્રૂજશે હોજી,
કાગળને કિનારે શબ્દ પૂગશે હોજી.

# પાછા ફર્યા

## બાપુભાઈ ગઢવી

જ્યાં ગયા આ જાત લઈ પાછા ફર્યા,
એ જ અડધી વાત લઈ પાછા ફર્યા!

રોજ સાથે સૂર્ય લઈને સંચર્યા;
રોજ સાથે રાત લઈ પાછા ફર્યા!

આમ તો ઊંડે જવું'તું, પણ પછી,
છીપલાં રળિયાત લઈ પાછા ફર્યા!

એક તો મન મૂળથી ખાના બદોશ;
ને અમે ભવ સાત લઈ પાછા ફર્યા!

ઠેસ, કાંટા, થાક, આંટણ, ધૂળ, લૂ;
પગ શી શી સોગાત લઈ પાછા ફર્યા!

# શ્રાવણિયા બાવળનું ગીત

## ભાનુપ્રસાદ પંડ્યા

જતા આવતા જોવા મળતો અહીં વનવાસી ખાખી,
અષાઢનું ઘનઘોર ઝીલી ખંખેરી ભભૂતિ નાખી?
સીમાડે વસતો અવધૂત એ ગયો અચાનક નાસી?
કોણ ઊભો એના થાનકપર ઘેઘૂર કોઈ વિલાસી?

આઠ માસની સરી વિરૂપતા—બનેઠને વૈરાગી!
ઉમા રિઝવવા તજી રૂક્ષતા શિવ બન્યા વરણાગી?

સરવરમાં અંઘોળ કરીને લીલી પામરી પ્હેરી
આભ-ઊતર્યા કો ગંધર્વે છટા વિલોલ વિખેરી!

ધર્યાં સુનેરી કર્ણફૂલ ઝઈ રહ્યા ઢળકતા સ્કંધ,
લઈ મુઠ્ઠીમાં ભમે વાયરો વગડે એની ગંધ!

શ્યામ લીલેરો વાન—પીળી લડકીના અંબર ધારે,
થંભી ગૈ રાધા-શી વેળા ઘટ ભરવો ય વિસારે!

# વિરામ

## જગદીશ ત્રિવેદી

હમણા જ મીંચાઈ ગઈ છે આંખ
ત્યાં કોણ આ પાંપણ જરા ઊંચી કરી
અંદર ઊતરવા આમ તે તલસી રહ્યું?

યુગ યુગ થકી
મટકું ય તે માર્યા વગર
એકીટશે કંઈ એવું તે તાક્યા કર્યું છે એ કવિએ
એને વિરમવા દો હવે!

# જગનિકુંજે

## જગદીશ ત્રિવેદી

જગનિકુંજે
વાસર ડાળીએ
રોજ પ્રભાતે ખીલવું મારે
ઝૂલવું મારે
સાંજ પડે ને શમવું મારે.

આવે અતિથિ દેશવિદેશથી
સૌરભ પ્યાલા ધરવા સામે—
ઘડીક ખોળો પાથરી, શીળા
વ્યંજન ધીરા ઢોળતા જતા
સાંજની શીતળ શય્યા માટે
પોઢવું મારે ઢળવું મારે
હેરવું મારે નભને ઝૂમખા-
તારક પગલી માંડી અંદાઈ
ગઈ ચરણની રેખ લિપિને
આછા આછા અંધાર-તેજે
રહું ઉકેલી—જાય ઊકલતી—
ધીરે ધીરે—
તેજની ટશર આંખથી ફૂટે—
જગનિકુંજે
વાસર ડાળીએ
ખીલવું મારે—ઝૂલવું મારે
સાંજ પડે ને રમવું મારે
રમતાં રમતાં શમવું મારે

## ઊભાં અનહદ છળ

ઊજમશી પરમાર

હળુમળુ પથરાય ઢોલિયા પોઢચાં પળ બે પળ
સપનાને હેવા તે કરતું ઊભાં અનહદ છળ.

ભોળા મનરથ વહી નીકળ્યા ભીતર ખળખળ ખળ,
અવાવરું શમણાનું ક્યાંથી ફૂટી ગયું રે તળ !

ખરે ટાંકણે ભર્યાં સરોવર થૈ બેઠાં મૃગજળ,
સમરણના તાળાની થૈ ગઈ બધી નકામી કળ !

હવે હવામાં ખૂલે ક્યાંથી ઓઢણીઓના સળ,
હવે સામટી બધી દિશાનાં ખૂટી ગ્યાં અંજળ.

ઝાડ-ઝાંખરાં ખીણ-ટેકરા થતું બધું સમથળ,
ભૂંસી દઈને સઘળાં દરયો છલી વળ્યાં રે જળ !



## તાણ

બારીન મહેતા

અડવાથી પામું કે ફોરમથી, રહેજે ના પડતું રે ભાન,
નાનકડા મનમાં આ કેવું રે તાણ ?

ફરફરતા સઢને ના જાણ કશી
ઊછળતા દરિયાના મણની,
મોજાંમાં વેરાતું આભ છતાં
ભીતરમાં બૂમ ઊઠે રણની.
તરવાથી પામું કે ઝીલવાથી, રહેજે ના પડતું રે ભાન,
નાનકડા મનમાં આ કેવું રે તાણ !
ભૂંસાતાં પગલાંમાં આંખ હવે
ભૂંજાતી જાય પછી અટકે,
ઝગઝગતા પથ પર તો દૂર સુધી
ટળવળતા પડછાયા ભટકે.
મળવાથી પામું કે ભળવાથી, રહેજે ના પડતું યે ભાન,
નાનકડા મનમાં આ કેવું રે તાણ ?

## સાંજ, સીમ અને ગ્રામવધૂઓનું ગીત

મનોહર ત્રિવેદી

છેલ્લેરી હાક વહી રાનમાં.
ગાયોની ખરીઓથી ગોરજ રેળાય હવે આભ અને આખ્ખા ચરિયાણમાં.
બકરીના મુખમાંથી વેરાતી હોય કૂણા તરણાની જેવી લીલાશ
ટેકરીની પછવાડે ઓસરતી જાય વહુવારુની એવી બોલાશ
ઝાંઝરની ઘૂઘરીઓ જેમ પછી નીતરશે રૂપેરી નીર ત્યાં નવાણમાં
છેલ્લેરી હાક વહી રાનમાં.

વ્હેતિયાણ વોંકળામાં હળુહળુ ઊતરતો પિંડીએથી ખેતરનો થાક
આછેરા અંધારે ઊઘડતા જાય અંગઅંગમાંથી ઝીણા વળાંક
હિલ્લોળા હિલ્લોળા એક તો આ ઝાડ : બીજા હિલ્લોળા કાંઠાની જાણમાં.
છેલ્લેરી હાક વહી રાનમાં.

# અમદાવાદ

## હનીફ સાહિલ

(૧) સ્તબ્ધ આ ચહેરા અને બળતું નગર
એટલે અફવા અને બળતું નગર

છાતીમાં બોજો લઈ ફરતા બધા
હાંફતા રસ્તા અને બળતું નગર

આમ ખુલ્લેઆમ ખુન્નસથી ફરે
દૈત્ય પડછાયા અને બળતું નગર,

રક્તમાં થરકે છે હિચકારી ખબર
કંપતી કાયા અને બળતું નગર

શ્વાસ સંબંધો સ્મરણ કચ્ચર બધું
ભસ્મ સૌ સપના અને બળતું નગર

કોઈ લાક્ષાગૃહથી કાઢે હનીફ
બંધ દરવાજા અને બળતું નગર

(૨) આ નગરમાં પ્રેમનું વળતર મળે
મિત્રતાના હાથમાં ખંજર મળે

સ્તબ્ધ સૌ ચહેરા નજર ડૂસકા અવાજ
શ્વાસનો સંચાર પણ અદ્ધર મળે

એક પાડોશીના હાથોમા મશાલ
એક પાડોશીનું બળતું ઘર મળે

આ સતત સંશય ને અફવાનું ચલણ
ભીંસતો આતંકનો અજગર મળે

ફૂલ જેના હાથમા ફૂલો હતા
આજ એના હાથમાં પથ્થર મળે

કોઈ સમજાવે આ પાગલને હનીફ
આ નગરને કોઈ તો નાગર મળે.

# બે ગઝલ

## નલિન પંડ્યા

(૧)

આંખ સળગે તો સળગવા દે હવે,
ચામડી પર ફૂગ વળગવા દે હવે!

કો' કિતાબી સત્યનો તાળો મળે,
તૃણવત્ મનતંતુને તરવા દે હવે!

કોણ જોશે વસ્ત્ર વેલાઓ બધું,
ભીંત ધુમ્મસની પીગળવા દે હવે!

બંધ મુઠ્ઠીનો મલાજો ક્યાં સુધી,
રેત ક્ષણની એમ સરવા દે હવે!

કેશ તારા માટે મન વાદળ હશે,
ગાઢ વનમાંથી નીકળવા દે હવે!

(૨)

કયાક મુજને મન તણો વાસો મળે,
એમ ઇચ્છાનો ગળાફાંસો મળે.

શોધમાં ચાલી જતું આ આયખું,
કાય પર જળધોધ દિલાસો મળે.

એક ગુનેગાર ઊભો જેલમાં,
મનખૂનીને મન તણો જાસો મળે.

કેદની ભીંતો ને બારી-બારણાં,
ચાલતો દાવો ને નિશ્વાસો મળે.

કોઈ જામીન આપીને છોડાવશે,
એમ પંડછાયાંને કો' વાંસો મળે.

## ઝાંઝવાંના ઝેરે

### પિનાકિન્ ઠાકોર

ઓછાયે ઊગીને ઊભાં અમીં ને,
હવે રાતદિ'ની ઓળખના ઓરતા;
વણમૂલે વ્હોર્યાં ના કોઈ દિ' અમીં ને
થવાં ઓળઘોળ કેમ કરી ? ન્હોરતાં.
ઓછાયે૦

નજરુંની પંખાળી માછલી પાણીનાં
ઊંડા અંકાશ મઝધારાં;
ડૂબકીએ ખોવાતી ખોળતાં તાણી આ,
મુઠ્ઠીમાં લાવતાં કિનારા;
સાતે પાતાળોને સળગાવી અંગારે
સૂરજ સૂરજ ફૂટે ફોરતા.
ઓછાયે૦

કાંટાએ કાંટાએ કેડી ફેલાયલી તે
પાનીઓ ફૂલ પથરાયાં!
ભીની ભીની રહી ઝાકળ વીંટાયલી ને,
કરમાયલ કાળજાં કોરાયાં.
ઝાંઝવાંનાં ઝેરે આ ઊઝર્યાં અમીં તે
આજ: અમરતના ઘૂંટ નથી મ્હોરતા.
ઓછાયે૦

## પહેલે વરસાદે, રાજ....

### નીતા રામૈયા

પહેલે વરસાદે, રાજ, કેમ કરી પામવા
મોસમના અઢળક મિજાજ;
ઊભા રહો તો, રાજ, આંખ ભરી જોઈ લઉં
વાદળ ને વીજના રુઆબ.

વહેલી સવારથી ઘેરાયું આભ અને
આભમાં વરતાયું આષાઢી કહેણનું
વણછૂટયું બાણ;
ઊભા રહો તો, રાજ, માણી લઉં બે ઘડી
આકાશી રાજનાં લહાણ;
પહેલે વરસાદે, રાજ, કેમ કરી પામવા
મોસમના અઢળક મિજાજ.

વહેતી હવાને ચડે મઘમઘતું ઘેન અને
આભથી વછૂટે કેવાં મેઘલીનાં વેણનાં
રૂમઝૂમતાં વહેણ;
ઊભા રહો તો, રાજ, પૂછી લઉં કાનમાં
વરસાદી કેફની બે વાત;
પહેલે વરસાદે, રાજ, કેમ કરી પામવા
મોસમના અઢળક મિજાજ.

## જેવા સંજોગ

### બારીન મહેતા

જેવા સંજોગ જેવા માણસો રે લોલ,
આપણ વિજોગ પીધા મોરલા રે લોલ.

સૂકા બાવળ બુઠ્ઠી બોરડીનો વેશ,
માટી પ્હેરે લીલા થોરજીનો વેશ.
આંગણમાં તાડ ઊગ્યા,
ભડકાતાં ઝાડ બળ્યાં;
જેવા પવન જેવાં ઇંધણાં રે લોલ.

ઠંડાં આંસુ ઊની આંખડીનો ધૂપ,
ઓ રે ભાંગ્યો મારા સોણલાંનો કૂપ;
ભીતરનો ઢોલ ફૂટે,
રોમરોમ સોળ ઊઠે;
જેવા સંબંધ જેવા ઓરતા રે લોલ.

## સમય : એક અનુભૂતિ

જયંત પાઠક

પારાવાર પારાવાર
ચારેકોર જલજલ
એકલો હું મઝધાર!

દૂર દૂર
તલ જેવું
છલ જેવું લાગે મને મેં છોડેલું સ્થલ
પલપલ નાનું થતું આંખથી અલોપ—
હતું કેવું! જહોજલાલીથી ઝળહળ!
આરસનાં હર્મ્ય આલીશાન
ધનુના વળાંકવાળી
ખેંચાયેલી બુલંદ કમાન!
પચરંગી લોક તણી આવજાવ
અજાણી-જાણી ભાષાના બંદરમાં ફર ફર વાવટા
હાવભાવે અભિજાત કોઈ, કોઈ ભામટા!
રાતદિન અશ્વ હસ્તી રથચકે ચઢી
ધૂલિથી છવાઈ જાય આસમાન
પ્રવૃત્તિ પ્રવૃત્તિ
ખળખળ ભીતરમાં ભાતભાતની વૃત્તિ!
અસંખ્ય મંદિર મસ્જિદ ગિરિજાઘર
પૂજા પ્રાર્થના અઝાન
એક બાજુ રંગભૂમિ—રંગારંગ
બીજી બાજુ મેદાન—અગ્ગડમાં દંગાદંગ
નૂપુરની ઘૂઘરીના ધ્વનિ
નર્તકીનાં ગાન
ખડ્ગના ખખડાટ, રુધિરનાં પાન
સમયની અહીં ગતિ :
સ્થલ સ્થલમાં, પલપલમાં વિભક્તિ!

૦

છૂટી ગયું બધું એકાએક
અચાનક છૂટી ગયા દઢ બંધ છેક
ખરી પડે વૃક્ષ થકી જેમ પાકું ફલ
કમલપત્રથી તરલ જલ
ખૂંપેલું લંગર ખેંચી
ઉખાડીને ઊપડતી નાવ
મઝધારે શઢ કે સુકાન વિણ સાવ
હવે નહીં ભય, નહીં પ્રીત
નહીં ચીસ, નહીં ગીત
નહીં વ્હેણ, ના વળાંક
ભૂત ભાવિ વર્તમાન
કેવલ તરંગ એક ઉત્તાન
અહીં, પારાવાર તણું સ્પંદ
સમય અખંડ!

## માગશરની રાત

લલિત ત્રિવેદી

ઝાડ સોંસરવો તીક્ષ્ણ તીર સમીર,
પાન ખખડે છે થથરે છે તિમિર.
તાપણું ફૂંકે ખખડધજ ચાસો,
ખાંસતું ખાંસતું ખખડતું રુધિર.
કામળી જેવી ચામડી ભીતર,
ટૂંટિયું વાળીને સૂતેલાં શરીર.
ભીંતની ઓથમાંથી દોડીને,
તાપણાને અડી ઊભું છે તિમિર.
પોતાપોતાનાં થોડાં કરગઠિયાં,
ને શિશિર-રાતની નિશ્ચિત લકીર.

# એક સીધું માન

## શશિશિવમ્

મારા સૂંડલામાં સીમ ભરી લાવી, ને આંગણે થાપી,
આંગણું મારાં મહેકી ઊઠ્યાં;
લાવી લીલુડાં કિરણોની ભારી, ઘર પછવાડે મૂકી,
પછીત મારી ભાંભરી ઊઠી. ૧

આછાં અજવાળાં ખોબલે લાવી, તુલસીક્યારે રેડ્યાં,
ને દીવડો ઝળકી ઊઠ્યો;
અંગઅંગમાં રંગ ભરી લાવી, ને ઓસરીમાં ઢોળ્યા,
ને બારણાં મલકી ઊઠ્યાં. ૨

મારા પાલવડે ગ્હેક ભરી લાવી, ને ઓરડે વેરી,
ઓકળિયું ગ્હોરી ઊઠી;
થોડા તારલિયા મૂઠીમાં લાવી, સોળુડાંને દીધા,
આંખ્યુંમાં તેજ ટમકી ઊઠ્યાં. ૩

શીળાં અંધારાં મટકીમાં લાવી, કળશ્યો ભરીને પાયું,
પિયુજી મારા મરકી ઊઠ્યા;
બીજ લાવી પાંપણમાં પરોવી, નજર્યુંમાં ચમકાવી,
ને પોંયણાં ફરકી ઊઠ્યાં. ૪

ઉરે આભલાં સંતાડી લાવી, ને ઢોલિયે ઓછાડ્યાં,
રાતલડી રણકી ઊઠી;
આખી રાતને જાતમાં સમાવી, ઉજાગરે સોહાવી,
ને આયખાં ઝણકી ઊઠ્યાં. ૫

# એકાકાર

## ભરત પાઠક

એક દિવસ એ ને હું બન્ને
તળાવ આરે બેઠાં'તાં,
બેઠાંબેઠાં પાણીમાં બે પગ બોળીને જોતાં'તાં.

જરા જરા પગ હલાવીએ
ને પાણીમાં લહેરો ચાલે,
હળવે હળવે સરતી સરતી કમળ-દલોને પંપાળે

નમતા સૂરજનાં કિરણો શું
કમળ ફૂલોને અડતાં'તાં!
મનમાં લાગ્યું કમળ જરા લજવાતા'તાં રાતાં રાતાં.

સંધ્યાના ઊતરતા ઓળા,
સઘળું એકાકાર કરે,
મંદિરની ઝાલરના રવમાં ઝીણો ઝિલ્લીકાર ભળે.

કોણ અમે બે, કેમ હતાં ત્યાં,
એની ઝાઝી ખબર નથી,
સમય ગયો ક્યાં અને કેટલો એ પણ યાદ જરાય નથી.

તળાવ આરો, પાણીમાં પગ,
સરતી લહેરો, અને કમળ,
મંદિરના ઝાલર રવ વચ્ચે કાને ગૂંજે પળ-બે-પળ.

# શિયાળો

## કરસનદાસ લુહાર

ચોપાસ તાપણાની રોળે વળે શિયાળો,
તડકાના કામળાઓમાં સળવળે શિયાળો.

-હાલી કપાસ કેરાં કાલાં તણી ધવલતા;
ખેતરમાં દૂધ જેવો આ ખળખળે શિયાળો.

થીજી જતી હવામાં નિજ પુચ્છને ઉલાળી,
ને ગોળ ગોળ ફરતો મારા ખભે શિયાળો.

ચણીબોરની પીળાશો ચૂસીને લાલ કરવા,
બાળક શો બોરડીના ઝૂંડે વળે શિયાળો.

ક્યારેક તપ્ત તડકાની આંગળી ગ્રહીને —
શોધ્યા કરું બપોરે, ને ના મળે શિયાળો!

## ગ્રીષ્મ એક્સ્ટસી*

### હરિહર જોશી

પરાળ ચડી છાપરે સતત સેવતો ઈંડું કો',
ઉનાળુ રૂકતો વળી તડતડી ઊડે સૂર્ય આ!
પછી ખડખડે જરી મજૂર કોઈ થાકે ઘણો,
અચાનક પડે અહીં અધર ચાટતો ખાપડો!

તણાય તરસ્યો બધે નજર નાખતો ભોળીઓ,
જમીન પર ડોલતો શિથિલ ચાલમાં ચાલતો;
ક્ષણો શિશિરફૂલશી ચસચસી લિયે ફૂટડી!
પહાડ ઉતર્યા સમો અધધ હાંફથી નીતરે!

પડચા, બળદ લીમડે કડબ ચાવતા ઘેનમાં,
જરા ઝબકતા વળી બગઈ શા અડચા સૂર્યને;
ખીજે ઝપટ મારતા ફગફગાવતા પુચ્છથી!
પછી હલવતા શિંગે વળી બપોર ખંધી વને.

અરે! હજીય સૂર્ય તો કણસતો ખળાવાડમાં!
ચલો ઉસરડી લિયો દિવસ આ! હજી વાડમાં!

---

* મુ. ઉશનસ્‌નાં પ્રકૃતિપ્રેમને સ્નેહાદરપૂર્વક.

## એક કાવ્ય

### રમેશ પટેલ

કોકરવરણા તડકાને
આવકારવા બારી ખોલી
સવારે.
ટૂંટિયું વાળી સૂતેલો
અંધકારનો ટુકડો ધુમ્મસમાં ભળી ગયો!
તું બારી ખોલશે
આજે
ત્યારે —
ધુમ્મસના વાદળ પાછળ સંતાતો પૂષન
તને જોઈ
શરમાતો હશે જ —
તેના ચ્હેરા પર ખંજન જોઈ
જરૂર
યાદ આવી જઈશ હું!

## ડીપ ફ્રીઝમાં

### પીયૂષ પંડ્યા 'જ્યોતિ'

વહાવો ના હવે શબ્દોને,
કરી દો બંધ ધ્વનિ સઘળા,
મૌનને બોલવા દો
વરસવા દો નિરભ્ર આકાશથી —
આવી ઋતુ આ હેમંતની.

વિરહી યક્ષ પેલો
ગયો સ્વપ્નલોકે સરી
માણવા મિલનસુખ,
હવે મૌનને બોલવા દો —
વાણી હૃદયની સુણવા દો
આવી ઋતુ આ હેમંતની.
વિખરાઈ ગયાં છે વાદળાઓ,
ઘોંઘાટ સઘળા જીવનના
'ડીપ ફ્રીઝ'માં બંધ કરી દો,
વહાવો ના હવે શબ્દોને.

## શુભેચ્છા

હિમાંશુ કામદાર

ને
ભવિષ્યમાં
જિંદગીના કે શહેરના કોઈ ખૂણે,
કે વળાંકે મળીશું,
તો પરિચિતોની માફક
'કેમ છો? શું કરો છો? ક્યાં છો?'
જેવી ઔપચારિકતાનો દડો
સામસામો ઉછાળીને
અપરિચિતોની માફક
પોતપોતાને રસ્તે ચડી જશું...

બાકી જિંદગી તો બગીચો છે.
ઘણાં ફૂલ ખીલે છે.
કોઈ પ્રેમફૂલ સૂંઘીએ
એટલે લેવું જ,
એવો નિયમ તો નથી!
મેં પ્રેમ કર્યો,
ને મારી જિંદગી
તેં બ્લોટિંગ પેપરની જેમ ચૂસી લીધી.
ને હવે,
છાતીના પોલાણમાં
મુઠ્ઠી કદનો માંસનો લોચો માત્ર છે
હા, તેની શસ્ત્રક્રિયા કરતાં
કદાચ
આપણા સંબંધો નીકળે ય ખરા!
મારો પ્રેમ ઉત્કટ છે,
પણ શાંત છે–
એ દર્શિત છે, પણ પ્રદર્શિત નથી.
તને સપનામાં જોઈને ય
હું તો સંતોષ માનું છું
જો કે મને લાગે છે કે
હું આપણા પ્રણય-સંબંધ પર
પીએચ. ડી. થઈશ
તો ય તને ખબર નહીં પડે!

યાદદાસ્ત માટે ઘણી દવાઓ મળે છે,
પણ ભૂલવા માટે કઈ દવા લીધેલી?
તારે જવું હોય તો રોકનારો હું કોણ?
આંખનો વિફરાશિયા પણ
થોડો અટકાવી શકાય છે!
તું તારે જા!
સ્મરણના ભાર વિના,
લાગણીના તાર વિના,
મારા ભણકાર વિના.
ભૂલવામાં સુખ મળે તો ભૂલી જજે.
ને હું ય જતો રહીશ–
દૂર સુધી,
દિશા વગર
પાછા ફરવાની ઉતાવળ વગર.

કારણ કે હું એમ માનું છું કે
ફૂલ-ડાળનો સંબંધ નજીકનો હોવા છતાં –
–વિખૂટાં પડ્યાં બાદ પરસ્પર વીસરી જાય છે!
રેત પર પાણી પડતાં તો રેત ભીની ભીની,
–ને તે સુકાય તો
તેને કંઈ તકલીફ પડતી નથી!
શ્વાસ અને ફેફસાનો વ્યવહાર
કેટલો અંગત-અંગત!

–ને આણ છૂટયા બાદ
એકમેકને ઓળખે છે?

પણ...
ચંદ્રની શીતળતા
ધરતીને કેટલી વ્હાલી હોય છે!
–ને તેમ છતાં
સૂરજનો તાપ પણ
એટલી જ ધીરજથી ખમે છે ને!
હું ય બસ,
એમ જ જિંદગીનો ઉનાળો સહી લઈશ.....

## હું જાગું છું!

### હરિહર જોશી

મધ્યરાત્રિએ સંભળાય છે
તારકોની રણઝણતી સિતાર
ને અનુભવું છું
મારી શિરાઓમાં ફરતી કોઈ મૃદુ મુલાયમ
નખલીઓ...

મારી બોઝિલ આંખોએ
મારાં કાવ્યોના જળતરંગોના શીકરો વાગે છે।
સરતી રાત્રિએ
દૂર ઊડી જતી સારસીના એકલવાયા ટહુકે
વીંધાઈ આકાશ તૂટી પડે છે...
બીજચંદ્ર આસોપાલવની ટોચે ઊભો છે.
તેં પ્રથમ ઓઢયાં પાનેતર જેવી ચાંદની
પવનલહરે આવી વિંટળાય છે।
પ્રથમ મિલન જૂઈ-શું મહેંકે છે ચોપાસ...
નિગૂઢ રાત્રિમાં,
હું આગિયાની જેમ જાગું છું, પૂર્વા,
મારી કાવ્યપોથીમાં 'બુકમાર્ક' થઈ
સૂઈ ગયેલા સંબંધને અવલોકતો!

## શબ્દના ઝીરો એરિઆમાં

### શૈલેશ દેવાણી

ઓગળી ગયા છે
અફવાના સૌ ખડક.

સ્મરણની મર્મર...
હજુ ય બજ્યા કરે છે હૃદયના પારદર્શક પરદાની
બે બાજુએ.

બુદ્ધિ ગૂંચળું વળીને બેઠી છે,
ઇચ્છા અડિયલ પડાવ જમાવી રહી છે,
પ્રશ્નો પોલા વાંસની જેમ ઊભા છે.

હવે ચરણ ચાલે છે,
કોઈ ઘાટની શોધ નથી,
કોઈ નદીના સ્નાન ભણી
કે
કોઈ તીરથના દ્વાર ભણી
આપણું મન પગલાં ભરતું નથી.

ભૂલી ગયો છું
ચહેરાઓની અગણિત છાપ.

આવી ગયો છું
આ મારા નામને ય વટાવીને
શબ્દના ઝીરો એરિઆમાં.

## બે ગઝલ

### અશોકપુરી ગોસ્વામી

(૧)

ચોતરફ તપતું અજંપાનુ નગર,
આપણું મન એટલે પ્રેશરકૂકર

એક પડછાયો સતત પીછો કરે,
હોય જાણે છદ્મવેશી ગુપ્તચર.

આંધળા આ હાથ શોધે છે તને,
જો, હજુ પણ કરગરે છે હદ વગર

તું કહે છે એટલે એ ઘર હશે,
આમ તો ઘર ઘર નથી તારા વગર.

તો ય આયોજન સતત કરતા રહ્યા!
પળ પછીની હોય છે કોને ખબર?

(૨)

કોઈ ખૂણામા અગોચર જેમ અક્ષર બોલશે,
આ ગઝલના એ રીતે એકેક અક્ષર બોલશે

કોઈ ખોલે કે ન ખોલે, તુ ટકોરા મારજે,
માનવી મૂગા હશે તો બંધ પણ ઘર બોલશે.

એમની ભાષા સમજવા સહેજ ઉત્સુક હોય તો,
કોઈને વાગીને તુર્ત જ 'હાય' પથ્થર બોલશે.

તુ મૂંગો થા તો તને તુ સાંભળે પૂરેપૂરો,
કાનને સરવા કરી જો કોક અંદર બોલશે.

કોઈ પણ દ્વિધા વિના તારા વિશે તું પૂછજે,
જાણનારા બે જ છે ઈશ્વર કે અંતર બોલશે.

## સાપ

### પ્રવીણ પંડ્યા

ભૂખરા ભૂખરા સાપ,
જે કરે ભૂખરા ભૂખરા ફુત્કાર, નિદ્રાના ઇંચેઇંચ પર,
ફુત્કાર કરતા ચડાવી ફેણ ધસી આવે સમુદ્રના
વિશાળકાય મોજાં,
ક્ષણમા થઈ જાય વિલીન જાણે હતા જ નહીં,
કિનારે પ્રસરી ચૂસી જાય રેતના ધખધખતા કણેકણ,
કણેકણ પર રહે શેષ ચમકતું, ધીરે ધીરે લુપ્ત થતુ
ભૂખરું ફીણ,
દૂરદૂરથી જતા-આવતાં એમને સાંભળું ભયસભર,
ભૂખરા ભૂખરા સાપ, જે કરે ભૂખરા ભૂખરા ફુત્કાર,
નિદ્રાના ઇંચેઇંચ પર,

ફુત્કારનો વધતો જતો લય, નસેનસમાં ભૂખરી
ભૂખરી આંખો ખોલે ભય,
જે કરે ભૂખરા ભૂખરા ફુત્કાર, ભૂખરા ભૂખરા સાપ,
......હવે જાઉં ? મૂકું ક્યાં પગ ?
સમુદ્રની પોલી પોલી, ભૂખરી ભૂખરી જળસપાટી
મારી જમીન,
સર્વ અવયવ શિથિલ, નાહિંમત, હીન,
થરથર કંપતા ચરણ, હાથ, શ્વાસ, અર્થ, વિચાર,
નિર્ધાર, મારાથી દૂર દૂર દૂર,
જે કરે ભૂખરા ભૂખરા ફુત્કાર,
જવું તો પડશે પેલે પાર,
નિદ્રાના ઇંચેઇંચ પર,
ક્યાં હસ્તગત છે કોઈ વિદ્યા, તંત્ર, મંત્ર, શસ્ત્ર, મિત્ર,
ને આમ તો હોય છે સર્વત્ર,
આંખ જોતી નથી સઘન શરીર; ચિત્ત સાંભળે છે,
ભૂખરા ભૂખરા સાપ,
ફુત્કાર કરતા ચડાવી ફેણ ધસી આવે
સમુદ્રનાં વિશાળકાય મોજાં,
તીક્ષ્ણ ભાલાની જેમ ઊંડે ઊંડે ખૂંચતા પગ,
વીંધાતી રગેરગ, ખચ્ચ, ખચ્ચ, ખચ્ચ,
પદચિહ્ન ક્યાં ?
ખચ્ચ, ખચ્ચ, ખચ્ચ;
અંધકારની આરપાર આગગાડીનું ભકછુક ભકછુક,
ભકછુક, ભૂખરી ભૂખરી વરાળમાં ગરમ ગરમ
કોલસાની ગંધ, ધારદાર વ્હીસલ,
ધક્, ધક્, ધક્ ધક્, ધબકતી છાતી,
ખચ્ચ, ખચ્ચ, ખચ્ચ, ખસું છું ઇંચઇંચ,
નિદ્રાના ઇંચેઇંચ પર,
ભૂખરા ભૂખરા સાપ,

હવે
ઊંચેઊંચ પર મૃત પડ્યા છે ભૂખરા ભૂખરા સાપ,
ખુલ્લી ખુલ્લી એમની આંખ,
આંખમાં કેવળ મારું જ ભૂખરું ભૂખરું પ્રતિબિંબ,
અહીં,
બની છે થોડી નિર્જીવ જગ્યા,
હરવાફરવા જેટલી, મરવાજીવવા જેટલી વિચારવાચાહવા જેટલી,
ખુલ્લી ખુલ્લી એમની ભૂખરી આંખ,
અહીં આવવું મુશ્કેલ, રહેવું અતિ મુશ્કેલ, જવું અશક્ય,
દૂર દૂર દૂર ..
અસંખ્ય ભૂખરા ભૂખરા સાપ,
ચડાવી ફેણ ધસી આવે સમુદ્રના વિશાળકાય મોજાં,
એમની અસંખ્ય ભૂખરી ભૂખરી આંખો,
એમાં કેવળ મારું જ ભૂખરું ભૂખરું પ્રતિબિંબ,
જે કરે ભૂખરા ભૂખરા ફુત્કાર,
ભૂખરા ભૂખરા સાપ...... ..

## નહીં ઓગળેલો બરફ કાચ છે

### લલિત ત્રિવેદી

ઓગળી જાય તો પાણીની જાત છે કે નહીં ઓગળેલો બરફ કાચ છે,
સાચના વાગવા જેવી આ વાત છે કે નહીં ઓગળેલો બરફ કાચ છે.

દૃશ્ય એકાદ પણ બર્ફ 'છેવું' નથી કે નથી વાદળી જેમ ચંચલ સજલ,
આંખ ! વ્હેતા જ રહેવું એ જઝબાત છે કે નહીં ઓગળેલો બરફ કાચ છે.

નીકળે લોહીની ધાર તો જાણીએ શું છે વ્હેવું અહીં, શું છે થીજી જવું !
કાચનું વાગવું તો અકસ્માત છે કે નહીં ઓગળેલો બરફ કાચ છે.

દેહ સચવાય છે બર્ફમાં એમ સચવાય આ શ્વાસમાં ક્યાં સુધી લાગણી !
પીગળી જો શકે તો જુદી વાત છે કે નહીં ઓગળેલો બરફ કાચ છે.

પારદર્શકપણું પાર શી રીતે નીકળી શકાશે કહો કિરણ-શાં હેમખેમ !
કાચ પણ શ્વાસનો એક આઘાત છે કે નહીં ઓગળેલો બરફ કાચ છે.

# જાતરા કરવાને નીકળ્યા'તા અને

## લલિત ત્રિવેદી

ગડરીની ગૂંચોમાં ના ઊકલ્યા અમે કે જાતરા કરવાને નીકળ્યા'તા અને ભટક્યા અમે,
જીવ ઝંઝા-જળમાં ઝબકોળ્યા અમે કે જાતરા કરવાને નીકળ્યા'તા અને ભટક્યા અમે.

લાખ ચોરાસી વખતની જાત ફરતી જાતની આ પરકમા રે કમકમાં ક્યારે ખૂટે?
ક્યા કરમ કે કૂંડાળાં કાઢ્યાં અમે કે જાતરા કરવાને નીકળ્યા'તા અને ભટક્યા અમે?

આ હવાથી મુક્તિ આપે એવું કોઈ દ્વાર કે હરદ્વાર જેવું કાંઈ દેખાતું નથી,
શ્વાસ ખડકી શ્વાસ પર ધબક્યા અમે કે જાતરા કરવાને નીકળ્યા'તા અને ભટક્યા અમે.

પર્વતારોહણ સતત પગથે ને પગલે, ગાત ગળતો ક્યાંય હેમાળો નહીં; માળો નહીં,
કેવા કેવા કારમા કથળ્યા અમે કે જાતરા કરવાને નીકળ્યા'તા અને ભટક્યા અમે?

સાંધ્ય-ટાણે આરતીમાં આપદા રણકે અને સણકે ધજામાં દેહ આ ચોળાયલો,
ના અમે જાગ્યા કે ના ઝબક્યા અમે કે જાતરા કરવાને નીકળ્યા'તા અને ભટક્યા અમે.

# ભીંત, દીવો, રાત ને ખાલી તરસ

## લલિત ત્રિવેદી

રોમરોમે ઝળહળ્યાં છે ભીંત દીવો રાત ને ખાલી તરસ,
શ્વાસ જેવા સાંભળ્યાં છે ભીંત દીવો રાત ને ખાલી તરસ.

ગુલમહોરમાંથી ફળ્યાં છે ભીંત દીવો રાત ને ખાલી તરસ,
છેવટે ઘરમાં મળ્યાં છે ભીંત દીવો રાત ને ખાલી તરસ.

રેત પરની માછલી-શી તરફડે છે સેજ પર નીંદર હવે,
સાવ પડખામાં ભળ્યાં છે ભીંત દીવો રાત ને ખાલી તરસ.

લ્હેરખી શ્રાવણની આજે બંધ બારી દ્વારથી પાછી વળી,
સાંકળો-શા સાંકળ્યાં છે ભીંત દીવો રાત ને ખાલી તરસ.

એક ખાલી શ્વાસ ભીતર ઓગળ્યો છે એક ખાલી ઓરડો,
ઓરડામાં ઓગળ્યાં છે ભીંત દીવો રાત ને ખાલી તરસ.

ચીસ ઘુવડની અને સૂરજના ખિખિયાટા કણસ ને દડમજલ,
ઘરથી ભાગી નીકળ્યાં છે ભીંત દીવો રાત ને ખાલી તરસ.

## … એક સાંજ | લલિત ત્રિવેદી

જળતરંગોની કડી છે, આપણી ભીતર વહેલી એક સાંજ
રજનીગંધા-શી ઘડી છે આપણી ભીતર વહેલી એક સાંજ.
લોહીના તળિયે પડી છે આપણી ભીતર વહેલી એક સાંજ
હસ્તરેખાની ગડી છે આપણી ભીતર વહેલી એક સાંજ.
કોઈ કાતિલ રાતના લેબાશમાં ખલનાયકી અટ્ટહાસ્યમાં,
સાંજના રસ્તે ખડી છે આપણી ભીતર વહેલી એક સાંજ.
છે સતત ફરપીણુ — માડો મીટ કે પલકારા માંડીને જુઓ,
આંખના ખૂણે પડી છે આપણી ભીતર વહેલી એક સાંજ.
ઓસ ભેદીને કદી હળવેકથી લઈ જાય છે એ બાગમાં,
પારિજાતોમાં દડીઃ છે આપણી ભીતર વહેલી એક સાંજ.
રોમના વેરાનમાં કે શ્વાસની ડગમગ ક્ષણોના રાનમાં,
રમ્ય ટેકણલાકડી છે આપણી ભીતર વહેલી એક સાંજ.

## જળવત થયાનું ગીત | હરીશ વટાવવાળા

બંધ આંખમાં પાંપણ વચ્ચે કોણ તરે આ જળમાં ?
મૃગજળ જેવું જળવત થઈને કોણ છલ્યું આ મનમાં ?
ઝાકળ-જળમાં તમે કમળવત
ક્યાં લગ રહેશો વનમાં ?
છલછલોછલ છાકમછોળે
અમે તમારા તનમાં.
ઢળતા ઢાળે ઢળી પડ્યાના કોલ દીધા અવસરમાં,
મૃગજળ જેવું જળવત થઈને કોણ છલ્યું આ મનમાં !
કાજળભીની રાત
અજાણ્યા ટાપુ પરથી તૂટે,
કોનો કાઢું વાંક,
રાંક હું શ્વાસ અજાણે છૂટે
ભોળી તારી આંખ વચોવચ દરિયા તૂટે પળમાં,
બંધ આંખમાં પાંપણ વચ્ચે કોણ તરે આ જળમાં !

## સાંજ

### પ્રવીણ પંડયા

હું ક્યાં જઈશ આ સાંજમાંથી !
પાછી વળતી તડકાની વણઝારમાંથી ડોકાયા કરે
કાળા ઓળા મારી તરફ,
મારામાંથી બધું જ ફૂદીફૂદીને જતું રહે
સાંજમાં દૂર, દૂર,
ખાલીપણું ભીતર સર્વત્ર પ્રસરી જાય
સમુદ્રનાં મોજાંની જેમ,
અચાનક મને ખબર પડે હું કેટલો એકલો છું !
તેજ ગતિમાં શ્વાસ બનીને વહેતી એકલતા સાથે હું
ચાલવા લાગું આથમતા સૂર્ય પાછળ
અંધકાર પકડીને, વ્યર્થ.
મિત્રો, વાર્તા, સીગરેટના ધૂમાડા, ફૂલોની સુવાસ,
રસ્તા પરની ભીડ, મેદાનોનું અંધકારમય એકાંત,
દરેક જગ્યાએથી હું પાછો ફેંકાઉં મારામાં,
આકાશ તરફથી ઊડીને ખીણમાં
ઊતરી જનાર પંખી
માફક, જે ખીણની અંધકારભરી
ગહેરાઈમાં ક્યાં હશે ?
હશે કે નહીં ? શરીરના તમામ અવયવો મારાથી
અલગ ભીડમાંના અપરિચિત માણસો જેવા,
દરેક બંધ મકાનના કમાડની તિરાડમાંથી બહાર
આવતી બારીક તેજરેખા જેવાં સ્મરણ,
અંધકારમાં શેકાતી રોટલીઓની ગંધ
મસ્જિદની અઝાન, ચર્ચના ઘંટ,
મંદિરની આરતીના
ધ્વનિથી ડરીને ત્યાંના ગુંબજો પરથી
ઊડી જતાં પંખીનાં ટોળાં ક્યાં જશે ?
હું
ક્યાં
જઈશ આ સાંજમાંથી ?

## તડકો પડયો

### ભરત વીંઝુડા

સૂર્ય થોડો પાસે આવીને બળ્યો
એમ જળમાંથી ધુમાડો નીકળ્યો.
ચાર ભીંતો પર પડી છે છત અને
મારી ઉપર એનો પડછાયો પડયો.
કોણ આસ્તિક વાત આવી માનશે
જળની ચંચળતાએ પરપોટો ઘડયો !
બંધ દરવાજો હતો તે બંધ છે
ને પછી એક માર્ગ આખો ઊઘડયો.
સૂર્ય માથેથી થયો ખાંગો અને
તો ય ત્રાંસો થઈ અને તડકો પડયો.

## અનાસક્ત છું

### કિશોર મોદી

શ્વાસની રઢ વચોવચ અનાસક્ત છું,
એવી સરગમ વચોવચ અનાસક્ત છું.
સાવ પત્તાંની માફક ઊડી જતી એ,
પળ અગોચર વચોવચ અનાસક્ત છું.
કોડસીંચેલ ષોડૂશીની કૂટું કૂટું
થાતી એ વય વચોવચ અનાસક્ત છું.
મારે તડકા સમી કોઈ મંઝિલ નથી,
સાંજ સોનલ વચોવચ અનાસક્ત છું.
સહુ કર્યું-કારવ્યું છે દિશાશૂન્ય અહીં,
ધ્રુવતારક વચોવચ અનાસક્ત છું.

# દૂરનો એ સૂર

રમણીક અગ્રાવત

હેય......
હેય... હેય... હેય .. હેય ..
હેય્ય —
સૂમસામ શેરીને વીંધીને પછડાય છે પવન
છજાં બારીઓ અગાસી આંગણાંઓમાં નર્યો સૂનકાર.
ટપ્ દઈને પડે છે એકાદ નાનકું ફળ વૃક્ષ પરથી
એકાદ પાન વિલંબિત લયમાં પડી ચૂકે
શેરીની રહીસહી ધૂળમાં પડેલી પગલાંની છાપો
એકાએક ઊછળીને ભાગી છૂટે
બંધ કમાડોની પાછળ
રહી રહીને એક અવાજ વલૂર્યાં કરે પોતાની પીડ
— હેય્ય.

કેટલીયે રાતોમાં અચાનક જાગી પડીને સાંભળ્યો છે
આ અવાજ
હેયહેયહેય
પડઘાઓના સતતાઘાતથી કળતું અંધારું તૂટી પડે
મલોખાંની જેમ બટકી પડે આપોઆપ
આદિલયમાં બજી ઊઠે શતસહસ્ર નગારાઓનો તુમુલ ઘોષ
નિરવતાનો અર્થ સૂંઘી શકાય તેટલો નજીક આવે
ક્યાંક દૂરથી આવતો અવાજ ધીરેથી મને ઊંચકી લે છે
સ્વપ્નોની ઉપર
ફાટફાટ થતા આસમાની રંગના મુલકમાં.

## LIVE BURIAL

Sixteen paces
By twenty-three. They hold
Siege against humanity
And Truth,
Employing time to drill through
to his sanily.

Schismatic
Lover of Antigone!
You will? You will unearth
Corpses of yester-
Year? Expose manure of present
birth.

Seal him live
In that same necropolis.
May his ghost mistress
Point the classic
Route to Outsiders' Stygian
Mysteries.

Voyeurs.
They time patrolling for
The hour upon the throne.
I think they thrill
To hear the Muse's constipated
groan.

Bulletin!
He sleeps well, eats
Well. His doctors note
No damage.
Our plastic surgeons tend his
public image.

*– Wole Soyinka*

## જીવતાં દફન

વોલહ સોયિન્કા | અનુ. ભરત ત્રિવેદી

(કાળા આફ્રિકામાં રાજકીય સ્વતંત્રતાના પ્રહિમાયતી નાઈજેરીઅન નાટયકાર-કવિ જેમના ન… ઉચ્ચાર Wo – Loh – Shaw — YIN – ka થાય છે આ વર્ષનો તેમને નોબેલ પુરસ્કાર મળ્યો. સરકા… સામેની લડતમાં અઢાર માસના કાળાવાસ દરમ્યાન ત… આ રચના ચોરી-છૂપીથી બહાર નીકળી જતાં જગત… તેમની યાતનાઓનો અણસાર આપે છે. આ રચના… કાવ્યસંગ્રહ – A Shuttle in the Cryptમાં… છે.)

સોળ પગલાં
ગુણ્યા ત્રેવીસ. તેઓ જાળવે છે
ઘેરો માનવતા
અને સત્યની સામે,
વાપરી સમય, વીંધવા આરપાર
તેના શાણપણ સુધી.

આગલાપાડુ ·
એન્ટીગનીના[1] ચાહક !
તું શું ? તું ભૂગર્ભમાંથી કાઢશે
શબને ગત —
વર્ષના ? ઊંઘાડું પાડશે વર્તમાન
જન્મના આંતરને.
જીવતો પૂરી દો એને
એ જ પુરાતન કબ્રસ્તાનમાં
કદાચ તેની પ્રેતાત્મા રખાત
ચીંધશે રાજમાર્ગ
બહારનાઓને સ્ટીજીઅન[2] રહસ્યોનો.
વિષયાસક્તો.
તેઓ પહેરો દઈ રહ્યા છે સતત
રાજગાદીના સમયને
હું માનું છું તેઓ મઝા માણે છે
સાંભળવામાં મ્યુઝના[3] અપચાની વેદના.
નિવેદનપત્ર !
તે ઊંઘે છે બરાબર, જમે છે
બરાબર. તેના તબીબો નોંધશે
કશો બગાડ નથી.
આપણા પ્લાસ્ટિક સર્જનો સંભાળી લેશે
તેનો પરિચિત ચહેરો.

---

(૧) ગ્રીક પુરાણકથાનું એક સ્ત્રી પાત્ર. ભાઈની મરણોત્તર ક્રિયા (દફન વગેરે) કરવાની ફરજ બજાવવા જેણે રાજાના ફરમાનનો અનાદર કર્યો. પરિણામે તેને જીવતી ચણી દેવામાં આવી હતી.

(૨) પુરાણકથામાં આવતી પાતાળની એક અંધારી નદી (સ્ટીક્સ) જે આત્માએ પાર કરવાની હોય છે

(૩) પુરાણકથા પ્રમાણે સાહિત્ય (કવિતા), સંગીત, નૃત્ય વગેરે નવ કલાની દેવીઓમાંની એક.

# અસમિયા કાવ્યો

## અનુવાદ : ભોળાભાઈ પટેલ

### ૧. ડૂબી જનારનો કંઠ | નિર્મલપ્રભા બરદલૈ

અસહાયતાના
કારાગારમાં
હાથ-પગ
તૂટી જાય છે
ભાંગી જાય છે.

ક્રોધનો
વરસાદ
ષડ્યંત્રનો ધરતીકંપ
હું ભીંજાઈ જઈશ
કે
ધ્રૂજીશ
કે
લડીશ

કારાગારની
છાતીમાં મારી
*કમલાકુંવરીનો સાદ
ધીરે ધીરે
ડૂબી ગયો છે
"એ જી સાંભળો સાંભળો
મારા સ્વામીદેવ
પાણી મોઢા સુધી આવ્યું"
ક્યાં જઈશ હવે
ક્યાં જઈશ !!!

---

* આપણી 'માધાવાવ'ની નાયિકા જેવી અસમિયા લોકકથાની નાયિકા.

### ૨. મારી છાતીમાં | નિર્મલપ્રભા બરદલૈ

મારી ભૂમિકા મારી છે. તમારી ભૂમિકા તમારી છે. તમારી આંખના પ્રકાશમાં હું માર્ગ કેવી રીતે ઓળખું ! દ્વન્દ્વના અંધારમાં મારાં મૂળ રોપાવા દો. અગ્નિ તમારા હાથમાં છે. મારી છાતીમાં.

### ૩. અપરાજિત | નિર્મલપ્રભા બરદલૈ

હું કાલે મરીશ
આજે જીવવા દો

હે મારા સ્રોતસ્વી દુઃખ
મારી શીર્ણ શિરાના અરણ્યમાં
વહેતું રહે

હું થાકી નથી.

### ૪. ફૂલવાડીએ જઈશ* | નીલમણિ ફુકન

હું ફૂલવાડીએ જઈશ
ફૂલવાડીમાં તારું કોણ છે ?
દેવચકલી છે.
શું કરીશ તેની સાથે ?
ખેતરે જઈશ.
ખેતરે જઈને શું કરીશ ?
બાસમતી ડાંગર થઈશ.
ડાંગર થઈને શું કરીશ ?
પાકીશ એટલે દેવચકલી ચુગશે.
દેવચકલીના ચુગવાથી શું થશે ?
રાતના પેટમાં જઈશ.
રાતના પેટમાં જવાથી શું થશે ?
પાણીમાં માછલીઓ કૂદશે.
માછલીઓના કૂદવાથી શું થશે ?
તારાઓ ચીસ પાડશે.
તારાઓના ચીસ પાડવાથી શું થશે ?
તારી કાચી ઊંઘ ભાંગશે.
કાચી ઊંઘ ભાંગવાથી શું થશે ?
છાતીને ધક્ ધક્ કરતી સાંભળીશ
ઘરની લક્ષ્મીને બારણું ઉઘાડતી જોઈશ
આગણાંની ધવલ ચાંદનીમાં
જોઈશ એક જાતિભ્રષ્ટ કાગડો
લોહીથી રંગેલા હોઠ

ફૂલવાડીએ જઈશ
તારી સાથે હું પણ જઈશ
હમણાં વારુ જવાનું નથી, રહે.
ગંધતરુ બળે છે દેહે.

* એક અસમિયા લોકગીતની પેટર્નમાં રચાયેલી આ કવિતામાં લોકકથાના એકાધિક સંદર્ભ વણી લેવાયા છે.

### ૫. આજે રાતે જ | નીલમણિ ફુકન

આજે રાતે જ દુર્ઘટના ઘટી શકે
કોઈ પણ પળે
કોઈ પણ સ્થળે

બધો શ્રમ વ્યર્થ શ્રમ છે
એમ વારંવાર સિદ્ધ થવા છતાં
વાત મનમાં રાખી શકતો નથી
તેમ છતાં સર્વત્યાગના બદલામાં મેળવું છું
દરરોજ એક અંતર્દાહી દિવસ

છતાં મને ખબર નથી એવું નથી
(કે) એકલા રહેવાની મનાઈ છે
એકલા ખાવાની મનાઈ છે
પ્રેમની ચરમ દુર્દશાગ્રસ્તતા
હર્ હર્ કરીને ઊડી જવું
આજે રાતે જ દુર્ઘટના ઘટી શકે
અને જો ઘટે
હું હજી પણ જાણતો નથી કે હું શું કરું છું

અને આ એક પળ પહેલાં શી વાત થઈ હતી
મારી અને તમારી વચ્ચે
રહસ્યમય રાતના એક સળગતા અગ્નિકુંડમાં
કોઈ પણ પળે
કોઈ પણ સ્થળે
સળગી ઊઠી શકે પોતાની નિઃશબ્દતા
અને મારાં આંસુ



## સાભાર સ્વીકાર

૩. **દિવાળીથી દેવદિવાળી** : (બાલકાવ્યો) રઘુવીર ચૌધરી, કાચું પૂઠું, પૃ. ૩૨, રૂ. ૬, પ્રકા. રંગદ્વાર પ્રકાશન, એ/૬, પૂર્ણેશ્વર, અમદાવાદ–૩૮૦ ૦૧૫

૧. **પ્રવાહણ** : લાભશંકર ઠાકર, કાચું પૂઠું, પૃ. ૩૨, રૂ. ૧૦–૦૦, રન્નાદે પ્રકાશન, મહાલક્ષ્મીની પોળ, રાયપુર, અમદાવાદ–૩૮૦ ૦૦૧

૨. **અગિયાર દરિયા** : મનહર મોદી, કાચું પૂઠું, પૃ. ૧૨૪, રૂ ૨૫, પ્રકા. ઉપર મુજબ

૪. **અણસાર** : મહેશ દેસાઈ કાચું પૂઠું, પૃ. ૮૮, રૂ. ૪–૨૦, વિક્રેતા : ગ્રંથનિકેતન, ૭૮/૭૯, ડી. એન. શોપિંગ સેન્ટર, મહાત્મા ગાંધી રોડ, વલસાડ

૫. **વાંસ ઊંડાં ઝાંઝવાં** : 'દક્ષ' વિસનગરી, કાચું પૂઠું, પૃ. ૯૪, રૂ. ૧૨, પ્રાપ્તિસ્થાન : મમતા પ્રકાશન, મમતા કેન્દ્ર, નાની કડી (ઉ. ગુ.)

૬. **પરવાળાં** : હેમલતા ત્રિવેદી, કાચું પૂઠું, પૃ. ૧૦૦, પ્રાપ્તિસ્થાન : શશિકાન્ત દેસાઈ, બી–૪૨૧, આરોગ્યનગર, અડવા લાઈન્સ, સૂરત–૩૯૫ ૦૦૧

૭. **ટહુકે વન** : રમેશ પાઠક, કાચું પૂઠું, પૃ. ૩૬, રૂ. ૨–૫૦, પ્રકાશક : પોતે જ, 'ગાયત્રી કૃપા', ચોત્રાફળી, પીપળા પાસે, હળવદ–૩૬૩ ૩૩૦

## "સતત કોરા રહેવાનો શિરસ્તો"*

### અશોકપુરી ગોસ્વામી

કવિતાક્ષેત્રે ગઝલના સ્વરૂપ સાથે સૌથી વધુ એકાગ્ર અને કુશાગ્ર સર્જકો પૈકી શ્રી હરીશ ધોબી વિશિષ્ટ રીતે ઊપસી આવ્યા છે. એક બૃહદ્ સર્જક-સમૂહ ગઝલમાં તન્મય થવા, તદાકાર થવા, તદ્રૂપ થવા મથામણ કરતો હોય ત્યારે, સ્વયં ગઝલ હરીશમાં તન્મય થઈ હોય; થતી હોય તેવા કેટલાય સંકેતો, સંદર્ભો તેની ગઝલમાં ફલિતાર્થ, ચરિતાર્થ થયા છે. "કવિનો ભૂતકાળ જ્યારે જ્યારે સાચી કવિતા સર્જતો હોય ત્યારે એ કવિતા કવિનો ઇતિહાસ સર્જે છે; ભાવી સર્જે છે." આ તારણ ઘણા મનન, અધ્યયન અને સંશોધન બાદ અહીં મૂક્યું છે. કવિ અને કવિતાની અસરકારકતામાં બીજાં ઘણાં પરિબળો અસરકર્તા હશે. પરંતુ પોતાની અનુભૂતિની સચ્ચાઈપૂર્વકની અભિવ્યક્તિ કવિતાને ચિરંજીવ અને લોકમાન્ય બનાવે છે. સફળ, સબળ કાવ્યકૃતિનું મૂળભૂત તત્ત્વ અને તથ્ય છે અનુભૂતિનું સચ્ચાઈપૂર્વકનું નિરૂપણ.

ગુજરાતી ગઝલની છેલ્લા અડધા દાયકાની ઉત્તમ અને ઉત્તરોત્તર ગતિ–પ્રગતિથી બધા સુપેરે પરિચિત છે. ગઝલની લોકપ્રિયતાનાં ઘણાં કારણોમાંનું એક કારણ એ પણ હશે કે તેમાં અનુભૂતિની અભિવ્યક્તિનું નાવીન્ય. અનુભૂતિના પ્રબળ અને પ્રખર કવિ કલાપીનું દૃષ્ટાંત આપણી સમક્ષ છે. એક માણસ રાજા તરીકે જન્મે; અને કવિ તરીકે જીવે – મર્યા બાદ, એ તેનું સમર્થ અને સાર્થક કવિકર્મ. અન્ય કાવ્યસ્વરૂપોમાં પણ અનુભૂતિ અભિવ્યક્ત કરી શકનાર કલાપીએ પોતાની વ્યક્તિગત અને સામાજિક પીડાની અભિવ્યક્તિ માટેનું માધ્યમ ગઝલ કેમ પસંદ કર્યું? અન્ય માધ્યમો, સ્વરૂપો તેમને હસ્તગત હોવા છતાં પણ તે ગઝલમાં ખૂબ જ ખીલ્યા, નીખર્યા. અનેક કાવ્યસ્વરૂપો હાથવગાં હોવા છતાં કલાપી સ્વયંના નિજત્વને ગઝલમાં પામ્યા. અરે! ત્યાં સુધી ન જવું હોય તો ચિનુની જ વાત કરો ને? ચિનુને હાથવગાં, લોહીવગાં ઘણા સાહિત્યપ્રકારો, કાવ્યપ્રકારો, કલામાધ્યમો હોવા છતાં ચિનુ ગઝલમાં જડબેસલાક રીતે વ્યક્ત થયો છે. ચિનુને જોઈએ તો ગઝલ યાદ આવે, અને ગઝલ વાંચીએ-સાંભળીએ તો ચિનુ યાદ આવે. ગઝલ અને ચિનુ એકબીજાના પર્યાય થાય તે હદે એકબીજામાં સમરસ થયાં. તેનું અંગત ગઝલમાં જાહેર થઈ જાય; સાર્વજનિક, સાર્વત્રિક થઈ જાય છે કલાપીની માફક. આવી ગઝલના કલાપી અને ચિનુની વેદનાના સીધા વારસદાર તરીકે કવિ હરીશનું નામ અને કામ અનાયાસે જોડાઈ ગયું.

હરીશ માત્ર ૪૭ જેટલી ગઝલનો અને તે પણ ચાર કે પાંચ શેરથી વધુ નહીં તેવી ગઝલનો સંગ્રહ "લગભગ" લઈ ઘણી રાહ જોવડાવ્યા બાદ આવે છે. જેટલો અકળ હરીશ; તેવી અકળ તેની

* હરીશ ધોબી : 'લગભગ', પ્રકાશક : ગુજરાતી સાહિત્ય પરિષદ, અમદાવાદ–૯.

ગઝલ; અને તેવું અકળ તેના ગઝલસંગ્રહનું નામ. અરયા ભૈ, આ ગઝલસંગ્રહ લગભગ છે? તું પોતે જ તારી ગઝલને, તારા સંગ્રહને લગભગ કહે છે? તારી નજરે, તારી રીતે સંગ્રહને સંપૂર્ણ થવામાં ખૂટતું કરતું કૈં છે? આ લગભગ અને પૂર્ણતા વચ્ચેના ભેદની સ્થિતિ પરિસ્થિતિ ચકાસવાનો તપાસવાનો — 'ગમતાનો કરીએ ગુલાલ' જેવો — ઉદ્યમ આપણે કરીએ.

કદાચ હરીશને ખબર નહીં હોય પણ તેની બાબતમાં કવિ ડબ્લ્યુ. બી. યેટ્સનું આ વિધાન તદ્દન સાચું પડે છે: "બીજાની સાથેની તકરારમાંથી વાગ્મિતા જન્મે છે; પણ પોતાની સાથેની તકરાર-માંથી કવિતા." અહીં "લગભગ"માં પ્રથમ ગઝલના પહેલા શેરથી છેલ્લી ગઝલના છેલ્લા શેર સુધી પોતાની સાથે પોતે કરેલ તકરાર સ્પષ્ટ વર્તાય છે. સાચા થવાની; સ્પષ્ટ થવાની પ્રવૃત્તિ પણ કેટલું કષ્ટ પહોંચાડે છે, તેની સાબિતી "લગભગ"-ની ગઝલ છે. હરીશની વ્યક્તિગત પીડા, વેદના, તકલીફ કે પ્રશ્નો શું છે? તેની સાથે આપણને સીધો મતલબ કદાચ કદી ન પણ હોય; છતા તેની પીડા, વેદના, તકલીફ કે પ્રશ્નોમાથી ઉદ્‌ભવતી નખશીખ ગઝલ સાથે આપણને સીધો સંબંધ તો છે જ.

"લગભગ"માં તમને બે હરીશ જોવા મળશે. અને બંને પાછા વકીલ, બંને શૂરાપૂરા. બંનેની દલીલો, તર્કો, દાવા, દાખલા એટલા તો જોરદાર કે તમને કોર્ટમાં કે રંગમંચના તખ્તાનો અનુભવ કરાવે. એક ગઝલના એક શેરમાં એક હરીશ બીજાને કહે છે .....

'લૂંટી છે લાજ ૨૦૮ની તેં, કબૂલ કર!
નહિ તો કશુંક સિદ્ધ કર તારા બચાવમાં.'
(પૃ ૩૦, શેર ૫)

એક મિસરામાં કરેલો પડકાર, લલકાર, આહ્‌-વાહનનો જવાબ બીજા મિસરામાં મળે કાં ખંડન થાય કાં સિદ્ધ થાય. એકબીજાની, પોતપોતાની ઉલટતપાસ કરવાનું; જાત સાથે ઝઘડવાનું; પોતાને કનડવાનું; નિજત્વને પડકારવાનું; લલકારવાનું હરીશને ગઝલમા ફાવી ગયું છે તેની ગ્રંથિઓ, તેના ગમા-અણગમા ગઝલમાં ખુલ્લેઆમ એક ઘા, ને બે કટકા જેવા ઝાટકા દેતા જોવા મળ્યા. તેણે અન્યની પાસેથી, અન્યોએ તેની પાસે રાખેલ અપેક્ષાઓએ તથા તેણે અન્યોની, અન્યોએ તેની જે ઉપેક્ષા કરી છે તેનું સીધું પરિણામ તેની ગઝલમા સ્પષ્ટ છે.

સંગ્રહના મને ગમતા, તમને ગમતા, બધાને ગમતા બધા શેર આપવાનો મતલબ "લગભગ"ની બીજી આવૃત્તિ થાય સ્થળ, કાળની મર્યાદાને લક્ષ્ય-મા લઈ આસ્વાદતાં અજીર્ણ થાય તેવા, ઘણા શેરમાંથી ઘણા ઓછા શેર ઉતારતાં મીઠી મૂંઝવણ અનુભવાય છે. આના કરતાં પેલો સન્નસ શેર કેમ નહીં? વળી ગઝલ દીઠ બેબે ત્રણત્રણ શેર ઉતાર-વામાં વિવેચનનું ઔચિત્ય ન રહે. બાકી બાવન પાનાંના સંગ્રહનું વિવેચન પાકું બાવન પાનાંનું કે તેથી વધુ બની જાય. આ જ બાબત તેના બળવંત કવિકર્મની સિદ્ધિ. સંપૂર્ણ, નખશીખ ગઝલસંગ્રહ જ્યારે જ્યારે બને ત્યારે ત્યારે આવું જ બનતું હોય છે. હિન્દી કવિ ગઝલકાર દુષ્યંતકુમાર યાદ આવે છે? તેણે જેટલી ગઝલો લખી તેના કરતાં

તેની ગઝલો વિશે લખાયું છે. હરીશ બાબતમાં આવું બનવાની શક્યતાનો અણસાર સાંપડે છે.

પહેલાં આસ્વાદીએ થોડા મનગમતા શેર :

o o o

"તું કહેતો ચાલ હું જીવી લઉં,
જીવવાની આમ તો મોસમ નથી !"
(પૃ. ૧૪)

o o o

"ચાલ માની લઉં સમયની વાત હું,
કોણ કાયમ વાત એની અવગણે."
(પૃ. ૧૭)

o o o

"સમજ મને જ મારી ચોતરફથી ભીંસતી રહી
ને ચૂપચાપ આંખ આ બધું ય દેખતી રહી."
(પૃ. ૧૮)

o o o

"હજી કોઈ ઘટના કરે ઠેઠ પીછો,
અચાનક મને શી રીતે હું ભગાડું ?"
(પૃ. ૨૦)

o o o

"સતત ચો-તરફથી ઊઠે છે અવાજો,
હરીશ ગામમાં કો'ક ધાજો રે ધાજો !"
(પૃ. ૨૧)

o o o

"સૂર્ય જેવા સૂર્યને સાંખી લઉં છું, તે છતાં-
તું કહે કે દોસ્ત, તારામાં કશોય દમ નથી !"
(પૃ. ૨૨)

"શબ્દો તને મનાવવા નિષ્ફળ ગયા હશે,
પણ દોસ્ત ! આંખના કથનમાં ક્યાં કમી હતી ?"
(પૃ. ૨૭)

o o o

"રક્તનું સીંચન ન કર તું ફળ વિશેની આશથી,
દોસ્ત હું તો બારમાસી વેદનાનો છોડ છું."
(પૃ. ૩૩)

o o o

"તું કહે છે તે ઊગ્યું - આથમ્યું,
શક્ય છે કે તે પછી પણ ના ગમ્યું !'
(પૃ ૩૮)

o o o

"પ્રશ્ન એવો તું કરી બેસે અને -
હું પછી રાતોની રાતો સમસમું !"
(પૃ. ૩૮)

o o o

"કારણ વગર ઉદાસ કાયમ થઈ જતું હતું-
પણ, આજ ખાસ અર્થથી ઉદાસ મન થયું."
(પૃ. ૪૦)

o o o

આ ઉપરાંત નીચેની બે ગઝલના બધા જ શેર ગમી જાય તેટલા નકશીદાર બન્યા છે. કહો કે 'સંગ્રહ'ની બંને શિરમોર ગઝલ છે. તેનો મિજાજ કેવો છે ? જુઓ -

'નગર અણજાણ છે જોઈ વિચારી ચાલજે સાલ્લા,
હૃદયથી વર્તવું અપરાધ છે એ જાણજે સાલ્લા."
(પૃ. ૩૧)

આ ગઝલ ચિનુની "લાજ લાજ ઇશાદિ તારો

સૂરજ ટાઢો બોળ સાલ્લા"ની યાદ અપાવે છે? ચિનુના જેવું જ હરીશે 'સાલ્લા" રદીફ પાસેથી કામ લીધું છે ને? બીજી ગઝલ છે :

"ઘૂમરાતા કૈં પુરાતન કાળના વંટોળ છે,
હું છું તરણામાં ને મારામાં હવે વંટોળ છે."
(પૃ. ૧૩)

બને ગઝલ ફરીફરી વાંચવી-વંચાવવી ગમે તેવી, સાંભળવી-સંભળાવવી ગમે તેટલી સરસ છે. હરીશ ખૂબ ચકાસી, તપાસી ગઝલ આપવા માટે જાણીતો છે સ્પષ્ટ થવામાં દષ્ટ અનુભવીને ઓછું છતાં અચ્છું આપતા હરીશની ગઝલની સંખ્યા અને શ્રેષ્ઠતા એક સંશોધનનો વિષય છે. ગઝલની પકવતા, પુખ્તતા માટે હરીશ કેટલો સજાગ છે તે આ વાત પરથી સમજાશે કે "લગભગ"ની ૪૭ ગઝલ પૈકી ૧૭ ગઝલો માત્ર ૪ શેરની છે. એ ગઝલોમાં ખૂટતા એક, બે કે ત્રણ શેર ઉમેરવા તેને માટે સહજ અને સરળ હતા છતાં પણ તે તેણે ટાળ્યું છે એટલું જ નહીં પણ આ ગઝલો અગાઉ જે સામયિકોમાં પ્રકટ થયેલી હતી તેમાંથી પણ તેણે ફરી ફરી જોઈ-તપાસી એકાદ શેર બેચાર ગઝલમાં રદ કર્યાનું જણાયું છે. સારા શેરમાં, કે મિસરામાં સુયોગ્ય શબ્દ માટે તેણે ઘણી ચીવટ લીધી છે. આવું જ રદીફ-કાફિયાની પસંદગીમાં બન્યું છે. કોઈ ખાસ ગમી ગયેલા શબ્દો, કે કાફિયા કે રદીફનો તે આગ્રહી રહ્યો નથી. શબ્દના કંજૂસે શબ્દ પાસેથી શ્રેષ્ઠ કામ લીધું છે બીજા જરૂરી શબ્દના વર્જ્ય વ્યવહારથી ગઝલ સ્વચ્છ અને સુઘડ બની છે. કોઈ એકાદ ખાસ છંદના મોહ કે મર્યાદાનું તેને અંતરે નથી. મોંની બહેરની, ટૂંકી બહેરની પાંચ ગઝલોએ હરીશ પાસેથી સરસ કામ લીધું છે. સંગ્રહની ગઝલના રદીફ-કાફિયાના નક્કરપણામાં જુદા જુદા છંદના લય અને વજન સંબંધની સજાગતા, સભાનતા જોવા મળશે. કવિના મંતવ્યને ગંતવ્ય સુધી લઈ જતી ગઝલો "લગભગ"માં જોવા મળી.

ખાસ વાત હરીશના અને તેના મિજાજની. ગઝલને હરીશની ખુમારી ગમી હશે કે હરીશની ખુમારીને ગઝલ? તેના ગમા-અણગમા, વાદવિવાદ, વિચાર-વિષાદ તેની ગઝલમાં પડઘાયા કરે છે. હરીશને ઘર નથી ગમતું, નગર નથી ગમતું, હું નથી ગમતો, તું નથી ગમતો (કે ગમતી?), કશુંય નથી ગમતું. અરે પોતે પોતાને જ નથી ગમતો. ક્યાંય કશે બાંધછોડ, શરતી સમાધાન શક્ય હોય તો તે સ્વીકાર્ય નથી. આમ, શઠતા અને ક્રૂરતાની પાતળી ભેદરેખાની ધાર પર જીવતા હરીશનો હરીશ પ્રત્યેનો, સમાજ, સમય ઈશ્વર પ્રત્યેનો આક્રોશ સતત વધુ ને વધુ વારંવાર ખૂંચ્યા કરે, ખટક્યા કરે તે રીતે આવે છે. જો કે દરેક વખતે જે તે સ્થિતિ, પરિસ્થિતિમાં મળી આવતા સંકેતો, સંદર્ભો, સંપર્કો કે અર્થો આપણને કવિતની લગોલગ લઈ જવાની મથામણ કરે છે પોતાના જ બોજથી દબાતી જતી ગઝલ દેખાય છે. પીડા, વેદના, વ્યંજના એ સ્વસર્જનનું પરિણામ ન પણ હોય તો પણ આ બધાંનો અતિરેક, ગુણાકાર, સરવાળો થતો જણાયો. બાદબાકી ક્યાંય નથી થઈ. જ્યારે બાદબાકી થઈ ત્યારે હરીશમાંથી હરીશની, માણસમાંથી માણસની કોઈમાંથી તેની અને તેનામાંથી કોઈની થઈ. સ્વકેન્દ્રી કોશેટામાંથી સર્જાતા જાળામાં પોતે જ ગૂંથાઈ-થૂંથાઈ પીડાતો-ચીડાતો

દેખાય છે, પોતે જ સર્જેલા વમળમાંથી નીકળવું ખરેખર દુષ્કર હોય છે.

બાકી પ્રકૃતિનાં અનેક તત્ત્વો – પુષ્પ, પતંગિયાં પવન, પડઘો, પર્વત, પંખી, પીછું. કલરવ, ટહુકો, સીમ, શેઢો કણસલું, ઝાકળ ઘાસ, ચાસ, હરણું, ઝરણું, ફોરમ, સોડમ "લગભગ"ની ગઝલમાં ગેરહાજર છે. ઋતુઓના રંગમાં ગઝલ ઝબકોળાતી નથી. હવા ગતિમાન બને ત્યારે પવન બને. પવન અને ગઝલ ગતિમાન બનવા જેટલાં હળવાં, હલકાં બની નિર્બંધ ચોતરફ વહે તેમાં તેની મજા. પોતે જ પોતાની લઢણનો ભોગ બન્યાની લાક્ષણિક વિશેષતા, ગઝલસંગ્રહમાં અત્રતત્ર સર્વત્ર જોવા મળી. કોઈ પણ ગઝલ આકર્ષે અને સંતોષે નહીં તે કેમ ચાલે? સંગ્રહની ચારેક ગઝલ બીજાની હોય તો ચલાવાય તેટલી જ નબળી છે.

સમર્થ હરીશના સામાન્ય, સપાટ, ચીલાચાલુ શેર જોવા છે?

"હું જ્યાં જઉં ત્યાં એટલો પ્રબંધ હોય છે,
મારે ને વેદનાને સંબંધ હોય છે"

(પૃ. ૧૨)

o o o

"જો સમય રિબાય લાંબી વાતમાં,
ને તને એ વાતની કૈં ગમ નથી"

(પૃ. ૧૪)

o o o

"ટાઢલે મારે કદીયે આવીને બોલ્યો નહીં
કોણ જાણે કાગડાને વાત શી ખૂંચી હશે"

(પૃ. ૧૯)

o o o

"સાથમાં લીધું છે મેં મારાપણું,
કે મને મારા વિશેનો ભય હશે"

(પૃ. ૨૫)

o o o

જેમાં હરીશનો કશો દોષ નથી, અને જેને નિભાવતાં ભાવક, વાંચક શીખી ગયો છે તેવી મુદ્રણ ભૂલોનો ઉલ્લેખ બીનજરૂરી છે. અંતમાં, સંક્ષેપમાં હરીશને સહજસાધ્ય ગઝલની સોળ કળામાંથી માત્ર બેત્રણ કળાનું જ સંગ્રહમાં રસદર્શન થયું. આગળ લખ્યું તે બધી ગ્રંથિમાંથી છૂટીવછૂટી બધી જ ઇન્દ્રિયોની સમગ્ર અનુભૂતિથી હળવો થઈ, ફુલ્લ-પ્રફુલ્લ થઈ, સરળ થઈને જે આપશે, – તે તેણે નહીં કલ્પેલી, નહીં ધારેલી, નવા નિખારવાળી, નવા નિતારવાળી ગઝલ હશે. બાકી અત્યારે તો કેડી સર્જવા જતાં ઉઝરડાયેલ, તાપણું સંકોરતાં દઝાયેલ-દુણાયેલ, સિઝાયેલ માણસ અનેક મર્યાદા વચ્ચે કશુંક નવીનતમ કહેવાની, કરવાની, કથવાની હિંમત કરી શક્યો છે તેનું મૂલ્ય ઘણું છે.

આ આક્રમક કવિ નથી ડઘાતો, નથી બંધાતો, નથી અટકતો કે નથી છટકતો. તેના વિચારને, વિષાદને વિવાદને, વિલાપને નથી અલ્પવિરામ, નથી અર્ધવિરામ કે નથી પૂર્ણવિરામ. આવો રોષાત્મક આવેગ ધરાવતા હરીશને હળવેથી સાવ સુકુમાર રીતે તેના જ એ શેરમાં સ્હેજ ફેરફાર કરીને પૂછીએ.

(૧) "સર્જી દીધાં છે તારા વિશે કંક કોતરો
તારા મહીં સતત વહી તે કંઈ નદી હતી?"

o o o

(૨) "વેદનાના બંધ આડા બાંધી દીધા કેમ તેં ?
આ ગઝલ ધસતો ધબકતો લાગણીનો ધોધ છે."

• • •

હરીશ, કદાચ આ ધસતા ધબકતા-ગઝલના-ધોધના કિનારે રહેવા છતાં, હોવા છતાં ભીના ન થવાય તો રમેશનો પેલો શેર ફરી એકવાર યાદ કરીએ કે......

"આજ વરસાદ નથી એમ ન કહેવાય રમેશ,
એમ કહીએ કે હશે આપણે ભીના ન થયા."

સમાપનમાં હરીશ તારો જ પેલો મિસરો...
—"સતત કોરા રહેવાનો શિરસ્તો પાળજે સાલ્લા" સ્હેજ બદલીને, સુધારીને કહું ? ચાસ કહીજ નાખું કે.. ...

"સતત કોરા રહેવાનો શિરસ્તો ત્યાગજે સાલ્લા .."

અસ્તુ.



## ધુમાડામાં અટવાતું તેજ*

### જગદીશ વ્યાસ

૧૯૮૪માં પ્રસિદ્ધ થયેલો જલન માતરીનો ગઝલસંગ્રહ 'જલન' આધુનિક ગઝલ-પ્રવાહની સમાંતરે જ પારંપરિક ગઝલ-પ્રવાહ પણ વહેતો રહ્યાની પ્રતીતિ કરાવી જાય છે. બોંતેર પાનાંમાં પચાસ ગઝલ, ત્રણ નઝમ અને છૂટક શે'ર તથા મુક્તકો સમાવતો આ સંગ્રહ, 'જલન' નામથી પણ પરંપરા સાથેનો પોતાનો સંબંધ પ્રગટ કરે છે.

દુઃખ-સુખ, કફન-કબર-લાશ, ફૂલ-કાંટા, નાખુદા-નાવ, ખિઝાં – બહાર. સંગ્રહનાં પાનાં ફેરવતાં ગઝલની પરંપરાનું આ પરિચિત વિશ્વ આપણી સામે ઊઘડવા લાગે છે. પરંતુ આ પરિચિત વિશ્વ જલનના રંગે રંગાઈને રજૂ થાય છે – અનુકરણરૂપે નહીં, તેથી એમાં આપણો રસ જળવાઈ રહે છે. આમ, આ સંગ્રહ વિષયથી નહીં પણ 'જલનના રંગ'થી – પોતીકી અભિવ્યક્તિથી આકર્ષણનો વિષય બને છે.

મુશાયરામાં ખૂબ ખીલનાર અને અપાર લોકપ્રિયતા પ્રાપ્ત કરનાર જલનને રૂબરૂ સાંભળવાની તક તો મને નથી મળી, પરંતુ એમની ગઝલોનું બીજાઓ દ્વારા થતું ગાન-પઠન તો અવશ્ય સાંભળ્યું છે. એ વખતે સમગ્ર શ્રોતાસમૂહ પર જે જાદુ છવાઈ જતો અનુભવેલો એ એમની ગઝલો વાંચતાં એટલો અનુભવાતો નથી.

જલનની ગઝલોમાં જગત સામે, જગતના વ્યવહાર સામે, હકૂમત સામે, તકદીર સામે, દુઃખ સામે, અમીરો સામે – બધા સામે ફરિયાદ છે. એ ફરિયાદ કોઈ સાંભળતું નથી ત્યારે એમનો અવાજ દબાતો નથી, ઉશ્કેરાઈને મોટો બને છે. અને એમાં આક્રોશ તથા કડવાશ ભળે છે. ફરિયાદની સાથે સોંસરા ઊતરી જાય તેવા કટાક્ષો પણ મળે છે:

---

*'જલન' – જલન માતરી, પૃ. ૭૨, પ્રથમ આવૃત્તિ: ૧૯૮૪, પ્ર દુર્રેસફેવાર જ. માતરી, અમદાવાદ, કિંમત રૂ. ૧૫-૦૦, પ્રાપ્તિસ્થાન: અલવી ખુરશીદઅહેમદ જ. માતરી, 'નશેમન,' રાયખડ દરવાજા પાસે, અમદાવાદ-૩૮૦ ૦૦૧

નિવારણ થાતાં દુઃખીઓનું મન હરખાય શી રીતે,
અહીંના લોક કામ આવીને પાછા કહી બતાડે છે.
(પૃ. ૧૯)

o o o

તમારી મે'રબાનીની એવી વરસી કે ગળે આવ્યા,
હવે મન થાય છે કે તમને પકડી ફાંસીએ દઈએ.
(પૃ. ૫૬)

o o o

હકૂમતના જ હાથોમાં જો હોતે જળ, હવા, ઓજસ,
'જલન' તકલીફ પડતે ખૂબ જીવન જીવવા માટે.
(પૃ. ૨૭)

o o o

નિર્દોષ ભોગવે સજા, દોષિત મજા કરે,
તુજ મે'રબાનીના ખુદા આવા પ્રકાર કેમ?
(પૃ. ૫૪)

અન્યાય કે આપત્તિઓની સામે કવિ હાર સ્વીકારતા નથી, કેસરિયા કરે છે. આ કેસરિયો રંગ કવિની વિશિષ્ટતા છે. એનાથી જલન પારંપરિક ગઝલકારોમાં જુદા તરી આવે છે:

સુખ જેવું જગમાં કંઈ નથી જો છે તો જ છે,
સુખ એ અમારા દુઃખનો ગુલાબી મિજાજ છે.
(પૃ. ૩૦)

o o o

એ પણ હતો સમય, હતાં મુજ પર દુઃખો સવાર,
આ પણ સમય છે પોતે દુઃખો પર સવાર છું.
(પૃ. ૪૨)

પારંપરિક ગઝલોમાં મુફલિસીનો મહિમા જોવા મળતો. અહીં મુફલિસીના સામેના છેડાની અમીરી માટે તિરસ્કાર છે – ભારોભાર. અમીરી માટેનો અને તેથી અમીરો માટેનો તિરસ્કાર સંગ્રહના અનેક શેરોમાં પ્રગટ થાય છે:

સાદાઈ ને વિનય તણી ના આશ કર અહીં,
ધનવાનનો નિવાસ છે, ઈશ્વરનું ઘર નથી.
(પૃ. ૨૫)

સમુદ્ર અને નદીના જાણીતા સંબંધની સાથે નવા સંબંધની સ્થાપના કરવાની મૌલિકતા દર્શાવીને કવિ કહેવાતી મોટાઈની પાછળની બાજુ ખુલ્લી કરી આપે છે:

નામ એનું અહીં છે સમંદર 'જલન',
પેટ જેનું કરોડો સરિતા ભરે.
(પૃ. ૩૪)

હળવા કટાક્ષ કરવાના સંયમથી નિર્વાહ્ય બનતા કે સૂચનથી વિચાર રજૂ કરતા આવા કેટલાક શે'ર સિવાય અમીર માત્રને દોષિત માનતા અને તિરસ્કારતા બીજા કેટલાક શે'ર તાટસ્થ્યનો અભાવ અને વિચારોની એકાંગિતા પ્રદર્શિત કરે છે:

ચલો એ રીતે તો કચરો થશે ઓછો આ ધરતીનો,
સુણ્યું છે ધનપતિઓ ચંદ્ર પર રહેવા જવાના છે.
(પૃ. ૪૪)

ક્યારેક કવિ ગઝલ એ કવિતા છે એ વાતને વિસારે પાડીને ઉપદેશનું સાધન ગણી બેસતા હોય એવું પણ લાગે:

કોઈનો એબ જોવા વેડફો ના તેજ આંખોનું,
કે એણે આંખ આપી છે તો સારું દેખવા માટે.
(પૃ. ૨૭)

કવિની દષ્ટિ મુખ્યત્વે જગત પર, અમીરી –

ગરીબીના સંઘર્ષ પર કેન્દ્રિત થયેલી હોય ત્યારે સ્વાભાવિક છે કે સૌંદર્ય, પ્રણય કે પ્રિયતમા પર અલપઝલપ દૃષ્ટિ જ પડે. તેથી જ તો આ સંગ્રહમાં એવા પાંચ-સાત શે'ર માંડ મળે છે :

વાત સાચી હોય તો કહી દો, રહો ના ભારમાં;
સાંભળ્યું છે કે પડ્યાં છો આપ મારા પ્યારમાં.
(પૃ. ૧૦)

પૂરી શક્યું ના કોઈ પણ તારા ગયા પછી,
મુજને જે ખોટ તારા વગર ઉમ્રભર પડી
(પૃ. ૮)

પારંપરિક ગઝલોમાં દીવાનાને ઉચ્ચ પદ આપવામાં આવતું. આ કવિ નવી દૃષ્ટિથી જુએ છે અને દીવાનાને પદભ્રષ્ટ કરે છે :

સમજદારીથી અળગા થઈ જવાના સૌ બહાનાં છે,
મને શંકા પડે છે કે દીવાના શું દીવાના છે?
(પૃ. ૪૪)

કવિ બહાર જોવાને બદલે જ્યારે અંદર જુએ છે ત્યારે ઘણી વાર સારાં પરિણામ લાવે છે. બોલચાલને બદલે બોલાચાલીની ભાષા પ્રયોજાયાનું બીજા શે'રોમાં બન્યું છે એવું આત્મદર્શન કરતા શે'રોમાં નથી બનતું :

હું જ 'નીરખતો' હતો એ વાત હું ભૂલી ગયો,
મારા મનથી પાપ મારા કોણ જોવાનું હતું?
(પૃ. ૧૨)

જલનની ગઝલો જાણે 'સમાજસુધારાનું' મિશન લઈને ચાલે છે. એથી એમને મોટે અવાજે અને 'આગળ વધી'ને કહેવું પડે છે :

જીવન મળ્યું તો 'એવું' કે માયાના રૂપમાં,
આગળ વધી કહું તો તમાશાના રૂપમાં
(પૃ. ૧૫)

કવિ સંગ્રહના ઘણા શે'રોમાં આવી રીતે 'આગળ વધી'ને કહે છે તે કલાના જોખમે જ. પરંતુ એવા શે'રો પણ ઓછા નથી જેમાં કલા સચવાઈ હોય.



# બુઠ્ઠા ઢાંકણાનું કોતરકામ *

જગદીશ વ્યાસ

આકર્ષક મુખપૃષ્ઠ ધરાવતા આ ગઝલસંગ્રહનાં અંદરનાં પૃષ્ઠો આકર્ષક નથી. હસ્તાક્ષરને મુદ્રિત કરવાથી એક તો સંગ્રહની સુઘડતા ઓછી થઈ ગઈ છે, એમાં વળી કેટલાક અક્ષરોને સુધારવા માટે ઘૂંટીને જાડા કર્યા છે એટલે આંખને ખૂંચે છે. ઉપરાંત સંગ્રહને સુશોભિત કરવાના આશયથી પાને પાને કરેલું ચિતરામણ સફેદ કાગળની પોતાની સ્વચ્છતા પણ બગાડે છે. ગઝલની આજુબાજુની જગ્યામાં ચિત્રો હોય તે તો જાણે સમજ્યા, પણ ગઝલની પંક્તિઓ અને શબ્દોની વચ્ચે તેમજ ઉપર દોરાયેલા ચિત્રો તીવ્ર અરુચિ જન્માવે છે. દા.ત. પૃ. ૫૫ પરની પાંચ શે'રની એક ગઝલ

* 'શિલાલેખ'–પ્રદીપ રાવલ 'નૈન', પૃ. ૮૪, પ્રથમ આવૃત્તિ: ૧૯૮૦, પ્ર. યતીશ પ્રકાશન, રાજકોટ, કિંમત રૂ. ૧૨-૧૧ પૈસા, સંપર્ક: પ્રદીપ જયશંકર-રાવલ, 'માં' ગીતગુર્જરી સોસાયટી, એરોડ્રામ રોડ, રાજકોટ.

પિંજરના ચિત્રમાં છપાયેલી છે. અને વચ્ચોવચ્ચ છેલ્લા ચાર શેરને આવરી લેતું પંખીનું રેખાચિત્ર મૂક્યું છે. તો પૃ. ૮૦ પરની ગઝલમાં પહેલા શે'ર (ફૂલ ખેરવતાં ડરે છે પાનખર)માંથી ફૂલ ખરે છે તે પછીની પંક્તિઓના શબ્દો વચ્ચેથી સીધી રેખામાં નીચે જાય છે. સંગ્રહમાંથી થોડીક સારી ગઝલો મળતી હોત તો આ બધુંય નિર્વાહ્ય બન્યું હોત.

૮૪ પૃષ્ઠના પ્રદીપ રાવલ 'નૈન'ના આ પ્રથમ ગઝલસંગ્રહ 'શિલાલેખ'માં ૭૪ ગઝલો સમાવવામાં આવી છે, જે છંદ અને ભાષાની સફાઈ પણ ધરાવતી નથી. અનેક પંક્તિઓમાં છંદ ખોડંગાય છે, જેથી ૮૪મા પૃષ્ઠ સુધીની સફર મુશ્કેલીભરી બને છે. કવિ અંગ્રેજી, ઉર્દૂ, સંસ્કૃત અને તળપદા શબ્દો અવારનવાર વાપરે છે, પરંતુ એ શબ્દો સૂઝપૂર્વક પ્રયોજવામાં આવ્યા હોય એવું લાગતું નથી. એટલે સંગ્રહની ગઝલોમાં એ શબ્દોનો 'સમન્વય' થવાને બદલે 'શંભુમેળો' થતો લાગે છે.

સંગ્રહમાં ઘણી જગ્યાએ ગુજરાતી – હિન્દી ગઝલકારોનો નકલ કે અનુકરણના રૂપનો પ્રભાવ પણ વરતાય છે. પૃ. ૩૧ પરની ગઝલનું શીર્ષક 'કફ્સ'સ/સ' તથા પૃ. ૪૧ પરની 'ઇત્યાદિ' રદીફવાળી ગઝલ વાંચતાં અનુક્રમે રમેશ પારેખની ગઝલનું શીર્ષક 'શી/સી/એ' તથા ભગવતીકુમાર શર્માની જાણીતી ગઝલની રદીફ 'વગેરે' યાદ આવશે. ક્યારેક તો કોઈ ગઝલકારનો શે'ર થોડા ફેરફાર સાથે અહીં મળી આવે છે. દા.ત.

'ગમતી ગઝલ પૂછી તો મેં એ જ સુણાવી;
મારા માટે હતી જે પાથરવા-ઓઢવા.'
(પૃ. ૫૦)

"મૈં જિસે ઓઢતા – બિછાતા હૂં,
વો ગઝલ આપકો સુનાતા હૂં."
– દુષ્યંતકુમાર

કવિ પાસે સંવેદનશીલતા છે, પરંતુ એને ઘાટ આપવામાં સર્જકતા ઊણી ઊતરે છે એવું અનેક જગ્યાએ લાગશે. તેમ છતાં પ્રણયનું દર્દ નિરૂપતા અને જીવન-મૃત્યુ તથા જગત વિશેનું ચિંતન રજૂ કરતા સહજતાથી ઊતરી આવેલા કેટલાક એવા શે'ર પણ અહીં મળે છે જે આપણને એવી આશા બંધાવે છે કે જરૂરી સાધના પછી કવિની મૌલિકતા-સર્જકતા પાંગરી શકે એમ તો છે:

'આંસુઓનાં જળ મહીં,
મૂર્તિ તારી કોતરું.'
(પૃ. ૨૩)

'ડાયરી અંગત – બિનંગત પૃષ્ઠની,
યાદ છે કે સાથ લખતાં આપણે?'
(પૃ. ૨૪)

'ઝાંખા થતાં આયુષ્યદીવાની તળે હું રાતભર;
મથતો રહું ગઝલો લખીને ભૂલવા ગઈકાલને.
(પૃ. ૨૭

'એમ માણસમાં વસે છે વેરઝેર;
જેમ મીઠપ હોય છે ફળમાં, કબીર.'
(પૃ. ૨૫)

'સરકતાં વાદળો અર્થાત્ આ દુનિયા;
ન આવે હાથમાં, જે હાથ આવીને.'
(પૃ. ૧૭)



# આસ્વાદ

## અપાર્થિવને ઝાલવાની મથામણ/યોગેશ જોશી

### ધારાવસ્ત્ર

કોઈ ઝપાટાભેર ચાલ્યું જાય,
ક્યાંથી, અચાનક....
સૂર્ય પણ જાણે
ક્ષણ હડસેલાઈ જાય.
ધડાક બારણાં ભિડાય.

આકાશમાં ફરફરતું ધારાવસ્ત્ર
સૃષ્ટિને લેતું ઝપટમાં
ઓ....પણે લહેરાય.
પૃથ્વી-રોપ્યાં વૃક્ષ એને ઝાલવા
મથ્યાં કરે – વ્યર્થ હાથ વીંઝ્યાં કરે.

'સમગ્ર કવિતા'

ઉમાશંકર જોષી

રામકૃષ્ણ પરમહંસ કહેતા – બ્રહ્મ એટલે શું, એ મોઢેથી કહી શકાય નહિ. પછી આ વાત એક સરસ રૂપક દ્વારા સમજાવતા કે મીઠાની પૂતળી સાગરનું ઊંડાણ માપવા ગઈ. તેમ કવિતા એટલે શું, એ પણ મોઢેથી કહી શકાય નહિ. કવિતાને કોઈ વ્યાખ્યામાં બાંધી શકાય નહિ. કવિતા એ અનુભવવાની ચીજ છે. ધારો કે કોઈ અજાણ્યો માણસ ક્યાંકથી પૃથ્વી પર ઊતરી આવે અને પૂછે કે વરસાદમાં પલળવું એટલે શું? જે માણસે વરસાદને ક્યારેય જોયો જ ન હોય તેને શબ્દો દ્વારા કઈ રીતે સમજાવી શકાય કે વરસાદમાં પલળવું એટલે શું? એ તો અનુભવ થયે જ ખબર પડે. કવિતાનું ય બરાબર આવું જ. વરસાદ એટલે શું એ ધારો કે વિજ્ઞાન દ્વારા સમજાવીએ પણ એનાથી શું વરસાદની અનુભૂતિ કરાવી શકાય? વર્ષાઋતુના અકળ રહસ્યને સમજાવી શકાય?

મને કોઈ પૂછે કે વરસાદ એટલે શું? તો હું કવિશ્રી ઉમાશંકર જોશીની એક કવિતા વાંચું— 'ધારાવસ્ત્ર.'

'ધારા' અને 'વસ્ત્ર' આ બે શબ્દો સાથે મૂકતાં જ કવિનો શબ્દ બન્યો – 'ધારાવસ્ત્ર.' બે રસાયણો ભેગાં કરતાં જ રાસાયણિક પ્રક્રિયા થઈ નવું જ રસાયણ બને તેમ, 'ધારા' અને 'વસ્ત્ર' આ બે શબ્દો સાથે મૂકતા જ, જાણે ટચૂકડું જાદુ થાય છે અને આ બે શબ્દોના સંયોજનથી જળ-ધારાઓનું કેવું પોત રચાય છે! શીર્ષક વાંચતાં જ આપણને ય અનંત સુધી પવનમાં ફરફરતી વર્ષાધારાઓ દેખાય છે અને વર્ષાધારાઓનો ધ્વનિ ય સંભળાય છે! 'ધારાવસ્ત્ર'— આ એક જ શબ્દથી કવિ કેવું તો સજીવ ચિત્ર રચી દે છે!

શીર્ષક વાંચીને થાય કે આ કાવ્યમાં, ફરફરતી

ધારાઓનું, વર્ષાનું સરસ ચિત્ર હશે. પણ શબ્દો દ્વારા સરસ મજાનાં ચિત્રો રચવાથી શું કવિતા બને ? સરસ ચિત્ર ઉપરાંત કશુંક વિશેષ કરવું પડે, કે જે ચિત્રકાર ન કરી શકે. ચિત્રકાર કવિશ્રી ગુલામમોહમ્મદ શેખ કહે છે કે જ્યાં સુધી ચિત્ર દ્વારા થઈ શકતું હોય ત્યાં સુધી હું ચિત્ર પાસેથી જ કામ લઉં. પણ જ્યારે ચિત્ર દ્વારા થઈ શકે એમ ન હોય એવું કશુંક કરવું હોય ત્યારે હું શબ્દો પાસેથી કામ લઉં.

વર્ષાનાં અત્યંત સુંદર ચિત્રો, કલ્પનો રચવા ઉપરાંત કશુંક વિશેષ આ કાવ્યમાં થયું છે કે કેમ ?

> કોઈ ઝપાટાભેર ચાલ્યું જાય,
> ક્યાંથી, અચાનક....

પહેલી પંક્તિ વાંચતાં જ મનમાં પ્રશ્નો ઊઠે છે – કોણ ઝપાટાભેર ચાલ્યું જાય ? ક્યાં ? શા માટે ? અને તે ય અચાનક ? ! કશોક અણજાણ ભય, રોમાંચ, રહસ્ય અને વિસ્મયનાં ભાવવર્તુળો મનમાં તરંગિત થઈ ઊઠે છે. આ ભાવવર્તુળોને વિસ્તરવા માટે એકાદ ક્ષણનો વિરામ જરૂરી છે. આથી જ તો કવિએ બીજી પંક્તિને અંતે ત્રણ ટપકાં મૂક્યાં છે. પછીની પંક્તિ સુધી જતાં પહેલા કવિ પણ એકાદ ક્ષણ નિ:સ્તબ્ધ થઈ જાય છે. 'ઝપાટાભેર' શબ્દ દ્વારા જાણે કોઈના ઝપાટાભેર ચાલ્યા જવાનો ફરફરાટ પણ સંભળાય છે.

એ પછીની પંક્તિઓ —

> સૂર્ય પણ જાણે
> ક્ષણ હડસેલાઈ જાય,
> ધડાક બારણાં ભિડાય.

અરે ! એવું તે કોણ છે કે અચાનક જેના ઝપાટાભેર ચાલ્યા જવાથી સૂર્ય જેવો સૂર્ય પણ જાણે ક્ષણ હડસેલાઈ જાય ને ધડાક બારણાં ભિડાય ? 'ધડાક' શબ્દ જાણે કાનના પરદાને અફળાય છે. અપાર્થિવ એવું કોઈક, અચાનક ઝપાટાભેર ચાલ્યું જાય એ અનુભવાય છે પણ આ વિરાટ અપાર્થિવ તત્ત્વને કોઈ ચોક્કસ સાકારરૂપે જોઈ શકાતું નથી. પહેલી પાંચ લીટીમાં આપણે ય ઝપાટાભેર એક વિસ્મયભરી રહસ્યસૃષ્ટિમાં ખેંચાઈ જઈએ છીએ અને એ વિરાટ અપાર્થિવને જોવા, પકડવા ફાંફાં મારીએ છીએ, વરસાદ ઝીંકાવા અગાઉની ક્ષણોને અનુભવીએ છીએ અને પંક્તિએ પંક્તિએ આપણી ચેતના જાણે કે વધુ ને વધુ ચાર્જ થતી જાય છે.

> આકાશમાં ફરફરતું ધારાવસ્ત્ર
> સૃષ્ટિને લેતું ઝપટમાં
> ઓ....પણે લહેરાય.

કેવું અદ્ભુત કલ્પન ! વર્ષાની ધારાઓવારા પવન દ્વારા વણાય અને ધારાવસ્ત્ર બને ! નજર પડે ત્યાં લગી આ ધારાવસ્ત્ર આકાશમાં ફરફરે !

કવિ ઓચિંતા જ આપણને અદ્ભુતની સૃષ્ટિમાં લઈ જાય છે. આ અદ્ભુતની સૃષ્ટિમાં જેટલું 'અદ્ભુત' છે તેટલું જ 'રહસ્ય' પણ છે જ, જે વ્યક્ત થાય છે 'ઝપટમાં' શબ્દ દ્વારા. ફરફરતું ધારાવસ્ત્ર સૃષ્ટિને આલિંગનમાં નથી લેતું પણ ઝપટમાં લે છે. વરસાદની ધારાઓ વણાઈને બનેલું આ ધારાવસ્ત્ર ! કેવું તો નાજુક ! કેવું તો બારીક ! કેવું તો સ્પર્શીલું ! ઠંડું ઠંડું રેશમી રેશમી ! આવું ધારાવસ્ત્ર સૃષ્ટિ આખીયને લઈ લે ઝપટમાં ! આમ, આવું ધારાવસ્ત્ર સૃષ્ટિને ઝપટમાં

લે એથી શું થશે! સૃષ્ટિમાંથી કશુંક ભૂંસાશે! સૃષ્ટિમાં કશુંક ઉમેરાશે? કોણ જાણે!! કવિ આ બધાની ચિંતામાં નથી પડતા. આ બધું ભાવકની કલ્પના પર છોડી દઈ કવિ તો વર્ષાના નર્યા સૌંદર્ય-ને માણી રહે છે અને જાણે હાથ ઊંચો કરીને આપણને ય ધારાવસ્ત્ર બતાવે છે:

ઓ.... પણે લહેરાય.

અહીં ધારાવસ્ત્ર ઉપરાંત, ધારાવસ્ત્રના જળતાંતણે ગૂંથાયેલું વર્ષાનું રહસ્ય પણ સૃષ્ટિને ઝપટમાં લઈને લહેરાય છે.

છેલ્લી પંક્તિઓ —

પૃથ્વી-રોપ્યાં વૃક્ષ એને ઝાલવા
મથ્યાં કરે – વ્યર્થ હાથ વીંઝયાં કરે.

વરસાદમાં નહાતાં, પવનથી ડોલતાં વૃક્ષો માટે કેવું સરસ કલ્પન! ધારાવસ્ત્રને ઝાલવા વૃક્ષો હાથ વીંઝયાં કરે. ડાળ વીંઝયાં કરે નહિ પણ હાથ વીંઝયાં કરે. વળી, માત્ર 'વૃક્ષો' નથી કહ્યું, પણ પૃથ્વી-રોપ્યાં વૃક્ષ કહ્યું છે. આથી આ ચિત્રને સમક્ષિતિજ દિશામાં કેટલો બધો વ્યાપ મળે છે! તથા વૃક્ષની પાર્થિવતા પણ કવિને ચીંધવી છે. વળી, ધારાવસ્ત્રનો ઉદ્ભવ આકાશમાં અને વૃક્ષોનાં મૂળ પૃથ્વીમાં! કેવો અનંત વ્યાપ! વરસાદને પી પીને, વરસાદના નશામાં મસ્ત બનીને આ વૃક્ષો અમસ્તો હાથ નથી વીંઝયાં કરતાં, પણ કશુંક પામવા માટે મથે છે. ફરફરતાં ધારાવસ્ત્રને તેમજ વર્ષાના રહસ્યને પકડવા આતુર વૃક્ષો મથ્યાં કરે છે...હાથ વીંઝયાં કરે છે. પૃથ્વી-રોપ્યાં પાર્થિવ વૃક્ષો અપાર્થિવને પકડવા મથ્યાં કરે છે.

છેલ્લી લીટીમાનો 'વ્યર્થ' શબ્દ જાણે સોનાની થાળીમાં પિત્તળના ટપકા જેવો લાગે છે, કારણ કે 'ધારાવસ્ત્ર'ને ઝાલવા વૃક્ષો મથ્યાં કરે...હાથ વીંઝયાં કરે – એમાં જ વ્યર્થતાનો ભાવ અનુભવાય છે. કદાચ કોઈ ભાવકને આ વ્યર્થ ન પે લાગે. વર્ષાનું જળ ધરતીમાં શોષાઈને મૂળિયાં વાટે શું વૃક્ષોની ભીતરમાં નથી પહોંચવાનું? પણ આ તર્ક ટકે તેમ નથી. કારણ કે વૃક્ષો વર્ષાના જળને ઝાલવા નથી મથતા પણ ધારાવસ્ત્રને ઝાલવા મથે છે. જેને ઝાલી ન શકાય એને ઝાલવા મથે છે, જેને પામી જ ન શકાય એને પામવા મથે છે. આ પંક્તિમાં રહેલું 'તત્ત્વ' ધ્યાનાર્હ છે. આ તત્ત્વ વિશે વિચારતાં ફરી મીઠાની પૂતળી યાદ આવે છે. મીઠાની પૂતળી સાગરનું ઊંડાણ માપવા ગઈ. ઊંડાણ માપીને મીઠાની પૂતળી બહાર આવે એની તો વાત જ ક્યાં? સાગરમાં ઊતરતાં જ એ ઓગળી જવાની છે. આવું જ વ્યર્થ કામ છે ધારાવસ્ત્રને ઝાલવા મથવું તે. આ વ્યર્થતાને અનુભવતાં જ ભીતરમાંથી 'નેતિ... નેતિ...'નો સૂર જાગે છે.

આની વ્યર્થતાને સમજવા છતાંય કાવ્યમાં અંતે એવો ભાવ થાય છે કે ધારાવસ્ત્રને ઝાલવા, વર્ષાના રહસ્યને પકડવા, કશાક અમૂર્ત તત્ત્વને પામવા આપણે ય જાણે કે વૃક્ષો બનીને હાથ વીંઝયા કરીએ છીએ.

# કલમ ૮૦-સી હેઠળ
# કર રાહતના લાભ માટે...

## છ વર્ષીય રાષ્ટ્રીય બચત પત્રો
## (શ્રેણી ૬ અને ૭) માં **નાણા રોકો**

● વ્યક્તિગત રૂા. ૪૦,૦૦૦ સુધીના વાર્ષિક રોકાણો પર કરપાત્ર આવકમાંથી રાહત મેળવો

**અને સાથોસાથ**

●
હિન્દુ અવિભક્ત કુટુંબની આવકમાંથી આવા કુટુંબના સભ્યના નામે રૂા. ૪૦,૦૦૦ સુધીના વાર્ષિક રોકાણો પર આવા હિ.અ.કુ. તરીકે પણ કલમ ૮૦-સી હેઠળ રાહત મેળવો.

●
આ બચતપત્રોમાં સંયુક્ત નામે રોકાણ કરી, રોકાણ કરનાર કરપાત્ર વ્યક્તિને કરપાત્ર આવકમાંથી રાહત મળે છે.

●
છઠ્ઠી શ્રેણીમાં વ્યાજનું પુનઃ રોકાણ આપોઆપ થાય છે; વ્યાજની રકમ ધારાની કલમ ૮૦-એલ હેઠળ મળતાં મુક્તિ લાભ ઉપરાંત કલમ ૮૦-સી હેઠળ કરપાત્ર આવકમાંથી રાહતને પાત્ર છે.

★
છઠ્ઠી શ્રેણીમાં
**છ વર્ષમાં બમણા**

★
સાતમી શ્રેણીમાં દર ૬ મહિને વાર્ષિક ૧૨ ટકા લેખે વ્યાજની ચુકવણી

વ્યાજ પોસ્ટ ઓફિસ સેવિંગ્ઝ બેંકના ખાતામાં બારોબાર જમા થઈ શકે છે.

સંપર્ક સાધો: પોસ્ટ ઓફિસ, કલેક્ટર કચેરી, અધિકૃત એજન્ટો.

–કમિશ્નર, નાની બચત અને રાજ્ય લોટરી તથા હોદ્દાની રૂએ
સચિવ, નાણા વિભાગ, ગુજરાત.

